

ગુજરાતી સાહિત્યકારો સાથે કાકાસાહેબ

# કાલેલકર ગ્રંથાવલિ

## દસમો ભાગ

### સાહિત્યવિષયક લેખો – ૨

રવીન્દ્ર-સૌરભ
રવિચ્છવિનું ઉપસ્થાન અને તર્પણ
રવીન્દ્રનાથવિષયક અગ્રંથસ્થ લેખો
ભજનાંજલિ
સાહિત્યવિષયક અગ્રંથસ્થ લેખો



પ્રકાશક
આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
અમદાવાદ – ૩૮૦ ૦૦૯
૧૯૮૭

સંપાદકો

સુન્દરમ્
સરોજિની નાણાવટી
સતીશ કાલેલકર
નેહાલાલ ગાંધી

ઉમાશંકર જોશી
યશવન્ત શુક્લ
ચિમનલાલ ત્રિવેદી
કુસુમ શાહ



ગુજરાત સાહિત્ય અકાદમી (ગુજરાત રાજ્ય)ની આર્થિક સહાયથી પ્રકાશિત
પ્રથમ આવૃત્તિ, ૧૯૮૭
પ્રત ૧૫૦૦
મૂલ્ય : સમગ્ર ગ્રંથાવલિ સાતસો રૂપિયા (આગોતરા ગ્રાહકો માટે)



આવરણ ડિઝાઇન : જનક પટેલ

પ્રકાશક :

આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર-
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ
C/o. હ. કા. આર્ટ્સ કૉલેજ
આશ્રમ રોડ, અમદાવાદ – ૩૮૦ ૦૦૯

મુદ્રક :

જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ – ૩૮૦ ૦૧૪

KALELKAR GRANTHAVALI (Collected Works of Dattatreya Balkrishna Kalelkar in Gujarati, Centenary Edition) Volume 10 : Essays on Literature-2 Published by Acharyashri Kakasaheb Kalelkar Granthavali Prakashan Samiti, Ahmedabad-380 009, 1987.

# જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણી

ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાથી સ્વદેશ પાછા ફરી, ૧૯૧૫માં ગુજરાતમાં આશ્રમ સ્થાપીને રાષ્ટ્રમુક્તિની લડતને વેગ આપવા માંડયો ત્યાં દેશમાંથી અનેક તેજસ્વી યુવકો આવીને એમની સાથે જોડાયા. ત્રીસ વરસના દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર કવિવર રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં અધ્યાપનકાર્ય કરતા હતા. ત્યાં જ એમને ગાંધીજીનો ભેટો થયો અને એમની પ્રત્યે તેઓ આકર્ષાયા, અને પછીથી અમદાવાદ જઈને રહ્યા. સાબરમતી તટે આશ્રમની જગ્યા નક્કી થઈ ત્યારે જમીન સાફ-સરખી કરવા પહેલો તીકમ એમણે માર્યો હતો. ગાંધીજીના નિકટના અંતેવાસી અને રાષ્ટ્રીય શિક્ષણના એક મુખ્ય સાથી એ બની રહ્યા. રવીન્દ્રનાથ કહેતા પણ ખરા, મહાત્માજી, તમે દત્તુબાબુને લઈ ગયા અને હવે પાછા આપવાની વાત જ કરતા નથી.

ગુજરાતમાં સાબરમતી આશ્રમમાં નાનાં બાળકોને ભણાવવા માંડયું એટલે કાકાસાહેબની સરસ્વતી ગુજરાતી દ્વારા વહેવા માંડી. 'હિમાલયનો પ્રવાસ' બાળકો આગળ અનેક વાર કહેવાયો, પછી શબ્દબદ્ધ થયો. 'સ્મરણયાત્રા'ના પ્રસંગોના પણ પહેલા આસ્વાદકો આશ્રમશાળાના નાના વિદ્યાર્થીઓ. આશ્રમની ઉત્તરે આવેલી સાબરમતી જેલની મહેમાનગતિ પછી 'ઓતરાતી દીવાલો'ની આનંદકહાણી લખી એ તો ગાંધીજીની પ્રિય થઈ પડી. ગુજરાતી પોતાની માતૃભાષા ન હોવા છતાં તેની સુંદરતા અપૂર્વ રીતે બહાર લાવતા અને પોતાની સારસ્વત મોહિનીથી ગુજરાતના સંસ્કારજીવન ઉપર છાઈ જતા કાકા કાલેલકરને ગાંધીજીએ સવાઈ ગુજરાતી તરીકે બિરદાવ્યા.

કાકાસાહેબ સત્યાગ્રહની લડતોમાં ઓતપ્રોત રહ્યા. ૧૯૨૨માં ગાંધીજી જેલમાં ગયા તે પછીના ગાળાનાં કાકાસાહેબનાં પ્રવચનોમાં, 'નવજીવન'માંનાં લખાણોમાં અને લડત અંગેની કામગીરીમાં કોઈ વિરલ સ્ફૂર્તિ પ્રગટ થયાનું મહાદેવભાઈએ નોંધ્યું છે. ધીમે ધીમે રાષ્ટ્રીય શિક્ષણ એ કાકાસાહેબનું મુખ્ય ક્ષેત્ર બની રહ્યું. સ્વરાજ મળ્યા પછી પછાત જાતિઓના પંચના અધ્યક્ષ તરીકે સેવા આપી. જુવાનીમાં હિમાલયમાં સ્વામી આનંદ, અનંતબુવા મરઢેકર અને (વચ્ચે વચ્ચે જોડાતા) જીવતરામ કૃપાલાની જેવા સાથીઓ સાથે સેંકડો માઈલો પર્યટન કરી જાણે કે ભારતીય સંસ્કૃતિના મંદિરના ગર્ભગૃહમાં એકધ્યાન રહ્યા. કેળવણીકાર અને સ્વાતંત્ર્યયોદ્ધા તરીકે પોતે આપણા આ ઉપખંડ જેવા વિશાળ દેશના અઠંગ પ્રવાસી હોવા છતાં સ્વરાજ ન મળે ત્યાં સુધી વિદેશયાત્રાનો સ્વેચ્છાથી નિષેધ પાળ્યો,

પણ સ્વરાજ મળ્યા પછી દુનિયાના ખૂણેખૂણે ઘૂમ્યા અને શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનો શબ્દપ્રયોગ કરીએ તો 'સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય' બની રહ્યા. સ્વરાજ મળવા સુધી કાકાસાહેબનો પ્રિય મંત્ર હતો 'જીવન', સ્વરાજ્યોત્તરકાળમાં એમનો મંત્ર રહ્યો 'સમન્વય'. કાકાસાહેબ 'જીવન'ના પક્ષપાતી હતા. કાકાસાહેબ માટે શબ્દ પણ 'જીવન'ની ઉપાસનાનું માધ્યમ હતો. 'સમન્વય' મંત્રની દીક્ષા એમણે અનેકવિધતાથી સમૃદ્ધિવંત બનેલી અનોખી ભારતીય સંસ્કૃતિમાંથી લીધી હતી. તેઓ કહેતા કે ભારત એ ભિન્ન ભિન્ન ધર્મ, વંશ, સંસ્કાર એકરૂપ એક-રસ બને એને માટેની પ્રયોગશાળા છે. ભારતમાં સમન્વયનો પ્રયોગ સફળ નીવડે એટલે સારા જગતમાં પણ નીવડે. સ્વાતંત્ર્યોત્તરકાળમાં, દ્વિતીય વિશ્વયુદ્ધોત્તર-કાળમાં કાકાસાહેબ દેશમાં અને દુનિયામાં સમન્વયની ભાવનાના સંવર્ધન માટે મથતા રહ્યા.

આવું ભર્યું ભર્યું અસ્તિત્વ — ઊતરતી યુવાવસ્થાએ ક્ષયરોગનું ગ્રહણ લાગેલું છતાં તેને જીતીને પંચાણું વરસ ચાલેલું નિરામય, વીર, આર્ષ જીવન ગુજરાતી ભાષા દ્વારા તેજસ્વી રીતે અભિવ્યક્ત થતું રહ્યું. છેલ્લા દસકાઓમાં હિંદીમાં પણ એમણે લખ્યું. ગાંધીજીના અવતારકાર્યના એક સહયોગી, રાષ્ટ્રીય ઉત્થાનના કર્મઠ લડવૈયા, દેશના ખૂણેખૂણાના અનેક જીવનસાધકોના અને સંસ્થાઓના પ્રેરણામૂર્તિ, દેશ-વિદેશમાં અનેક કુટુંબો, મંડળો, સમાજોમાં ઉષ્મા, આનંદ અને પ્રકાશની લહાણ કરતા વત્સલ ગુરુજન, — કાકાસાહેબ કાલેલકરનાં આ વિવિધ પાસાં સમય જતાં સ્મૃતિશેષ થશે. રહેશે એમનો લેખનરાશિ અને એની દ્વારા પમરતું એમનું અનોખું માનવવ્યક્તિત્વ. દુનિયાના સાહિત્ય-ઇતિહાસોમાં સ્વભાષા સિવાયની ભાષાના સાહિત્યમાં અમર સ્થાન મેળવનારાઓનાં ગણ્યાંગાંઠ્યાં દૃષ્ટાંતો મળે છે. કાકાસાહેબ તેમાંના એક છે. જન્મે મરાઠીભાષી કાકા કાલેલકર ગુજરાતી ભાષામાં અમર રહેશે. એમનું કેટલુંક લખાણ અત્યંત સમૃદ્ધ એવા ગુજરાતી ગદ્યના એક સુચારુ ઉચ્ચ શિખર સમું દીપી રહેશે.

છેક ૧૯૩૧માં 'આપણી કવિતાસમૃદ્ધિ'ની પ્રસ્તાવનામાં દસ શ્રેષ્ઠ ગુજરાતી ગદ્યકારોની યાદીમાં બલવંતરાય ક. ઠાકોરે કાકા કાલેલકરનો ઉલ્લેખ કર્યો છે. કાકાસાહેબે ગુજરાતી ભાષાની રગ નાજુકાઈથી પારખી લીધી હતી. મૂળે ભાષાઓનું એમના મનને વશીકરણ. બીજું, નાનાં બાળકો સાથે એમણે ઊંડી આત્મીયતાથી ભાષાવ્યવહાર આરંભ્યો. બાળકોની ચેતનાની શબ્દો-વાક્યઉક્તિઓ સાથેની ગડમથલો અત્યંત રસપ્રદ અને પ્રબોધક હોય છે. કાકાસાહેબની ગદ્યશૈલીનું એક મુખ્ય આકર્ષણ ભાષા સાથેની એમની બાલસહજ વૃત્તિથી ચાલતી રમતમાં જોઈ શકાય છે. અનેક નવા શબ્દો એ લીલયા બનાવે છે અને પારિભાષિક પર્યાયોની તો જાણે ટંકશાળ એમણે ન ખોલી હોય. ત્રીજું, કાકાસાહેબને ગણેશો મળ્યા તે બધા ભાષાના બંદાઓ. મૂળ સાથી સ્વામી [illegible]નંદ, જેમણે [illegible]સ દ્વારા 'કાલેલકરના લેખો' — [૧]નું

કલાદૃષ્ટિપૂર્વકનું ઉત્તમ પ્રકાશન, નવા નવા પ્રેસકાર્યમાં નોકરીએ જોડાયેલા તરુણ બચુભાઈ રાવતના સહકારમાં કર્યું. કાકાસાહેબ વિપુલ લખાણ મૂકી ગયા છે, પણ બીજાઓના 'હાથે' એ લખાયું છે. એમના ગણેશોમાં મુખ્ય છે નરહરિભાઈ પરીખ, જુગતરામ દવે, ચંદ્રશંકર શુક્લ, નગીનદાસ પારેખ, ઉમાશંકર જોશી, જેઠાલાલ ગાંધી, મનહરલાલ વોરા, અમૃતલાલ નાણાવટી, સરોજિની નાણાવટી, કુસુમ શાહ આદિ. (ગાંધીજી આ જાણતા એટલે ૧૯૩૦માં યરવડા જેલમાં કાકાસાહેબ એમની સાથે રહ્યા હતા ત્યારે એમણે પ્રસ્તાવ મૂક્યો, કાકા, તમારે કાંઈ લખાવવું હોય તો લખાવો!)

કાકાસાહેબનું ગદ્ય પ્રકૃતિચિત્રણમાં અને પ્રવાસવર્ણનમાં અપૂર્વ સર્જકતાથી ખીલી ઊઠે છે. ભૂગોળના રસિયા તેવા જ ખગોળની સૌંદર્યસમૃદ્ધિના પણ તરસ્યા. ભારતયાત્રી કાલિદાસ પછી સ્વદેશની પ્રકૃતિશ્રીનું આકંઠ પાન કરનાર અને એને શબ્દબદ્ધ કરનાર કાકાસાહેબ જેવા ઓછા જ પાક્યા હશે. એમનું ગદ્ય અનેક વાર કાવ્યની કોટિએ પહોંચે છે. કાકાસાહેબને બીજી એક મોટી અને વિરલ એવી બક્ષિસ છે તે વિનોદવૃત્તિની. (શેક્સપિયરમાં પક નામનું પાત્ર આવે છે તેના ઉપરથી ઓળખાતી પક-વૃત્તિની પણ.) એમની 'સ્મરણયાત્રા'માં અને 'ઓતરાતી દીવાલો'માં અને અનેક લલિત નિબંધોમાં એ ડોકિયાં કરે છે અને એમના ગદ્યને જીવંત બનાવે છે. એમનાં આત્મકથનાત્મક લખાણો અને અન્ય ચરિત્રસંકીર્તનો લલિત ગદ્ય બની રહે છે. એક શિક્ષક અને ચિંતક તરીકે કેળવણી, સમાજ, સંસ્કૃતિ અને ધર્મનાં વિવિધ પાસાં ઉપર સતત એ લખતા રહ્યા. તેમાંનું કેટલુંક મૌલિક, હમેશના રસનું છે તો કેટલાકનું વીસમી સદીના વૈચારિક ઇતિહાસના સંદર્ભમાં મહત્ત્વનું દસ્તાવેજી મૂલ્ય રહેશે. સાહિત્ય વિશે લખવાના એમને અનેક પ્રસંગો આવ્યા છે. આ સદીના ત્રીજાથી પાંચમા દસકામાં કેટલી તો પ્રસ્તાવનાઓ એમણે લખી! કલા પ્રત્યે અભિમુખતા કેળવવામાં પણ એમનાં લખાણોએ ભાગ ભજવ્યો.

કાકાસાહેબે લખ્યું ખૂબ છતાં પૂછો તો કહેશે કે પોતે સાહિત્યકાર થવા કશું કરતા નથી, જીવવાના ભાગરૂપે સહજપણે લખવાનું આવે તો તે લખે છે. એમને સાહિત્યના બે સહજ પ્રકારો પત્રલેખન અને વાસરી માટે સવિશેષ આસ્થા હતી. પત્ર એ અન્ય માનવબંધુ સાથેનો અપ્રત્યક્ષ વાર્તાલાપ છે તો વાસરી એ અન્તરાત્મા સાથેની, કહો કે અંતર્યામી સાથેની પ્રત્યક્ષ વાતચીત હોઈ શકે. બંને પ્રકાર કાકા-સાહેબના હાથે અઢળક ખેડાયા. હજારો પત્રો એમણે લખ્યા. વાસરી પણ તૂટક તૂટક છતાં સારા એવા પાયા ઉપર એમના હાથે ખેડાઈ. સૂત્રાત્મક વાક્યો, મંત્રોદ્‌ગારો અનેક સ્વાક્ષર(ઑટોગ્રાફ)પોથીઓમાં એમણે ટપકાવ્યાં હશે તે પણ આ વર્ગમાં આવે અને એકઠાં થઈ શકે તો એક મનભર ખજાનો બની રહે. કાકાસાહેબ માણસભૂખ્યા માણસ, ગોષ્ઠિના માણસ. જેઠાલાલ ગાંધી મીઠી ફરિયાદ કરતા તેમ કાકાસાહેબ આસપાસ દરબાર ભરાઈ જાય. કાકાસાહેબનું ઉત્તમ વાતચીતમાં

પ્રગટ થતું. અખૂટ જીવનરસ, અત્યંત કુશાગ્ર બુદ્ધિ, અદમ્ય વિનોદવૃત્તિ, વસ્તુને વિશાળ સંદર્ભમાં જોવાની ફાવટ આ બધાને લીધે કાકાસાહેબનું સભર વ્યક્તિત્વ વાર્તાલાપમાં અપૂર્વ રમણીયતાથી ઊઘડતું. કોઈએ કાકા કાલેલકર સાથેની બેઠકોના અહેવાલ ટપકાવ્યા હોત તો એ ઉત્તમ સહજ સાહિત્યમાં સ્થાન પામે એવા નીવડ્યા હોત એમ કહેવામાં ભાગ્યે જ અતિશયોક્તિ હોય. એની અવેજીમાં, ભાઈ રવીન્દ્ર કેળેકરે મુલાકાતો લઈ તૈયાર કરેલ અનુપમ સંચય 'કાકા કાલેલકર સાથે વિવિધ વાર્તાલાપ'થી મન મનાવવું રહ્યું.

ગુજરાતી ભાષામાં પોતાનું હૃદયસર્વસ્વ રેડનાર કાકાસાહેબ કાલેલકરની વાણી એમના જન્મશતાબ્દી વર્ષમાં ગુજરાતીભાષાભાષી સમાજ ગ્રંથાવલિરૂપે પ્રગટ કરે એ બધી રીતે ઉચિત છે. ભારતમાં જન્મીને ભારતની સર્વ પ્રકારની આત્મલક્ષ્મી—નિસર્ગલક્ષ્મી તેમ જ અધ્યાત્મલક્ષ્મી વ્યક્તિત્વના તારતારમાં અનુભવનાર અને એનો અનુભવ પણ કરાવનાર એક વિરલ ભારતપુત્રની આંતરસમૃદ્ધિ એ રીતે કંઈક જળવાશે. ભારતના આધુનિક પ્રબોધકાળ અને પુરુષાર્થકાળનાં કેટલાંક સ્મરણો, ચિંતનો, નિરીક્ષણો પણ સચવાશે. આ શતાબ્દી ગ્રંથમાળા નિમિત્તે એક મોટા ગજાના લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે રજૂ કરવાનો સુંદર નમૂનો તો આપણી ભાષાને મળશે જ.

આશા છે કે જીવન-સમન્વયના મંત્રદ્રષ્ટાની વાણીને પ્રસ્તુત કરતી કાલેલકર ગ્રંથાવલિને વ્યક્તિઓ અને સંસ્થાઓ કૃતજ્ઞભાવે વધાવી લેશે.

અમદાવાદ
૧૨-૧૦-૧૯૮૪

**ઉમાશંકર જોશી**
**પ્રમુખ**
ગ્રંથાવલિ પ્રકાશન સમિતિ

# સંપાદકીય

કાકાસાહેબના નવેક હજાર પૃષ્ઠો જેટલા ગદ્યરાશિને ગ્રંથાવલિરૂપે ગુજરાતીભાષી સમાજ આગળ રજૂ કરી દેવો – અને એને માટે ૧૯૮૫નું એમનું જન્મશતાબ્દી વર્ષ એ ઉત્તમ અવસર છે – એમ કેટલાક મિત્રોને સૂઝ્યું. આચાર્ય શ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન સમિતિની રચના થઈ. પાંચસો-છસો પૃષ્ઠોનું એક એવાં પંદરેક પુસ્તકો થશે એવો અંદાજ છે. નવજીવન પ્રેસે એના મુદ્રણકાર્યમાં સહકાર આપવા તૈયારી બતાવી. આખી ગ્રંથાવલિનું મૂલ્ય રૂ. ૭૦૦ નક્કી કરી આગોતરા ગ્રાહકો નોંધવા માંડ્યા, જેનો પ્રતિભાવ પ્રોત્સાહક નીવડે એવો છે. આપણી ભાષામાં એક લેખકનાં તમામ લખાણો ગ્રંથાવલિરૂપે પ્રગટ કરવાના આ પ્રયત્નને આપણી શાળાઓ, ઉચ્ચ માધ્યમિક શાળાઓ, કૉલેજો, જાહેર પુસ્તકાલયો અને અનેક સાહિત્યપ્રેમીઓ અને અભ્યાસીઓ આગોતરા ગ્રાહકો તરીકે નોંધાઈને સંપૂર્ણ રીતે સફળ બનાવવામાં સહાયભૂત થશે એવી શ્રદ્ધા છે. ગુજરાત સરકારે આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર ગ્રંથાવલિ પ્રકાશન ટ્રસ્ટને ઉદારતાપૂર્વક ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા રૂ. બે લાખની મદદ કરી છે અને કુલ સાત લાખ રૂપિયા ખર્ચ થાય તો વધુ દોઢ લાખની રકમ દેણગી તરીકે આપવાનું મંજૂર કરીને આ ગ્રંથાવલિયોજનાને પીઠબળ આપ્યું છે તે માટે તેના ઋણી છીએ.

કાકાસાહેબ કાલેલકર જન્મશતાબ્દી વર્ષનો ૧લી ડિસેમ્બર ૧૯૮૪થી આરંભ થશે અને પછી આખું વરસ તેની આખા દેશમાં સ્થળે સ્થળે ઉજવણી થશે. તે તારીખે આ ગ્રંથાવલિનાં ત્રણ-ચાર પુસ્તકોનું પ્રકાશન થઈ શકશે એવી ગણતરી છે. બાકીના ગ્રંથો શતાબ્દી-વર્ષ દરમ્યાન તૈયાર થશે.

કાલેલકર ગ્રંથાવલિનાં આરંભનાં પુસ્તકો લલિત સાહિત્યનાં આપવાં અને પછી સાહિત્ય, સંસ્કૃતિ, શિક્ષણ, સમાજ, ધર્મ અંગેનાં લખાણો અને અંતે વાસરી અને પત્રો આપવા એવું વિચાર્યું હતું, જોકે યોજનામાં અનુભવે ફેર પાડવો પડે છે. ગ્રંથાવલિના પહેલા બે ભાગમાં પ્રવાસ સાહિત્ય, ત્રીજામાં લલિત નિબંધો, ચોથામાં કેળવણીવિષયક, પાંચમા-છઠ્ઠામાં સમાજ-સંસ્કૃતિવિષયક, સાતમા-આઠમામાં ચરિત્રવિષયક, નવમા-દસમામાં સાહિત્યવિષયક લખાણો, ... ... ... એ રીતે ગ્રંથાવલિના ભાગોનો ક્રમ ચાલશે. શરૂઆતમાં પહેલો ભાગ (પ્રવાસ), ત્રીજો ભાગ (લલિત નિબંધો), પાંચમો (સમાજ-સંસ્કૃતિ), નવમો (સાહિત્ય), — એ ગ્રંથો તૈયાર થશે.

**કાલેલકર ગ્રંથાવલિ : ભાગ દસમો : સાહિત્યવિષયક લેખો – ૨**

આ ગ્રંથમાં 'રવીન્દ્ર-સૌરભ' (ઈ. ૧૯૫૬, બી. આ. ૧૯૭૧), 'રવિચ્છવિનું ઉપસ્થાન અને તર્પણ' (ઈ. ૧૯૬૧) એ રવીન્દ્રનાથવિષયક લેખકની ગ્રંથસ્થ કૃતિઓ ઉપરાંત રવીન્દ્રનાથવિષયક કેટલાક અગ્રંથસ્થ લેખો તેમ જ 'ભજનાંજલિ' (પ્રગટ: ૧૯૭૪) અને લેખકના સાહિત્યવિષયક અન્ય પસંદ કરેલા અગ્રંથસ્થ લેખોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

લેખકે 'રવિચ્છવિનું ઉપસ્થાન અને તર્પણ'નું 'લિપિકા' (લેખ ૧૦) શીર્ષક નીચે પ્રગટ કરેલું લખાણ 'રવીન્દ્ર-સૌરભ'માંથી જ લીધેલું હોવાથી એને ફરીથી 'રવિચ્છવિ'માં પ્રગટ કર્યું નથી.

# અનુક્રમણિકા

## રવીન્દ્ર-સૌરભ (૧–૧૪૮)

### ખંડ ૧


| | |
|---|---|
| ૧. પગદંડી | ૫ |
| ૨. મેઘઘેર્યા દિવસે | ૧૦ |
| ૩. 'મેઘસંદેશ' | ૧૩ |
| ૪. મેઘદૂત | ૧૬ |
| ૫. શરણાઈ | ૨૧ |
| ૬. સંધ્યા અને પ્રભાત | ૨૪ |
| ૭. જર્જર હવેલી | ૨૮ |
| ૮. ગલી | ૩૩ |
| ૯. એક આછડતો કટાક્ષ | ૩૫ |
| ૧૦. એક બપોર | ૩૭ |
| ૧૧. કૃતઘ્ન શોક | ૪૧ |
| ૧૨. સત્તર વર્ષો | ૪૩ |
| ૧૩. પ્રથમ શોક | ૪૫ |
| ૧૪. ક્યાં છે? | ૪૭ |


### ખંડ ૨


| | |
|---|---|
| ૧૫. વાર્તા | ૪૯ |
| ૧૬. મીનુ | ૫૪ |
| ૧૭. નામની રમત | ૫૮ |
| ૧૮. ભળતા જ સ્વર્ગમાં | ૬૧ |
| ૧૯. સીમોલ્લંઘન | ૬૯ |
| ૨૦. માનીતીના કોડ | ૭૨ |
| ૨૧. વિદૂષક | ૭૭ |


### ખંડ ૩


| | |
|---|---|
| ૨૨. ઘોડો | ૭૮ |
| ૨૩. કર્તા-પુરુષનું ભૂત | ૮૨ |
| ૨૪. પોપટની કેળવણી | ૮૬ |
| ૨૫. અસ્પષ્ટ | ૮૯ |

૨૬. પટ ૯૪
૨૭. પર્યવસાન ૯૬
૨૮. નવી ઢીંગલી ૯૯
૨૯. પુનરાવૃત્તિ ૧૦૩
૩૦. સિદ્ધિ ૧૦૮
૩૧. પહેલો પત્ર ૧૧૨
૩૨. રથયાત્રા ૧૧૪
૩૩. ભેટ ૧૧૬
૩૪. મુક્તિ ૧૧૭
૩૫. પરીનો પરિચય ૧૨૦
૩૬. પ્રાણ અને મન ૧૨૭
૩૭. સ્વાગત-ગીત ૧૩૫
૩૮. સ્વર્ગ-મર્ત્ય ૧૪૦
૩૯. કથિકા ૧૪૭

રવિચ્છવિનું ઉપસ્થાન અને તર્પણ (૧૪૯–૨૩૬)

૧. કવિવર રવીન્દ્રનાથ ૧૫૨
૨. ગીતાંજલિ ૧૬૪
૩. અચલાયતન ૧૬૯
૪. ચિત્રાંગદા ૧૭૩
૫. વિદાય-અભિશાપ ૧૭૮
૬. રાષ્ટ્રોદ્ધારક નવલકથા ૧૮૨
૭. નટીર પૂજા ૧૮૮
૮. માલંચ-રસગ્રહણ ૧૯૦
૯. દુઈ બોન ૧૯૮
૧૦. પ્રાચીન સાહિત્ય ૧૯૯
૧૧. સ્વદેશી સમાજ ૨૦૫
૧૨. રાષ્ટ્રપૂજાધર્મ ૨૦૬
૧૩. રવિબાબુના આક્ષેપ ૨૧૦
૧૪. યુગમૂર્તિનું અવસાન ૨૧૬
૧૫. આપણા યુગના બે શ્રેષ્ઠ પ્રતિનિધિઓ ૨૨૨

પરિશિષ્ટ

રવીન્દ્રવાણીનો ચિરંતન સંદેશ

## રવીન્દ્રનાથવિષયક અગ્રંથસ્થ લેખો (૨૩૭–૩૦૪)


૧. રવીન્દ્ર-મનન ૨૩૯
૨. ભારતીય સંસ્કૃતિનો ઉદ્‌ગાતા ૨૫૪
૩. આપણા કવીન્દ્રનું જીવનદર્શન ૨૭૪
૪. ભારતીય આત્માની અભિવ્યક્તિ ૨૮૩
૫. બાપુ અને ગુરુદેવ ૨૮૫
૬. કેમ ગમ્યાં, કેમ ચોંટ્યાં? ૨૯૨
૭. સાર્વભૌમ હૃદયવાણી ૨૯૬
૮. રૂપાન્તરનો અધિકાર ૩૦૨


## ભજનાંજલિ (૩૦૫–૩૮૬)


૧. જતનસે ઓઢી ચદરિયા ૩૦૯
૨. વૃક્ષનસે મત લે ૩૧૨
૩. સબસે ઊંચી પ્રેમસગાઈ ૩૧૪
૪. રામ કહો, રહમાન કહો ૩૧૬
૫. ઘૂંઘટકા પટ ખોલ રે ૩૧૭
૬. તૂ દયાલૂ, દીન હૌં ૩૧૮
૭. જો દેખૌં સો રામ સરીખા ૩૧૯
૮. સંત પરમ હિતકારી ૩૨૧
૯. મેરે તો ગિરધર ગોપાલ ૩૨૨
૧૦. મેરે રાજાજી, મૈં ગોવિંદ-ગુણ ગાના ૩૨૫
૧૧. સુની મૈં હરિ આવનકી આવાજ ૩૨૭
૧૨. અબ તો પ્રગટ ભઈ જગ જાની ૩૨૮
૧૩. ઊધો, કર્મનકી ગતિ ન્યારી ૩૩૧
૧૪. હૈ બહારે બાગ દુનિયા ચંદ રોજ! ૩૩૨
૧૫. પાયો જી મૈંને રામ-રતન ધન પાયો ૩૩૫
૧૬. નરહરિ, ચંચલ હૈ મતિ મેરી ૩૩૬
૧૭. મો સમ કૌન કુટિલ ખલ કામી ૩૩૮
૧૮. ઐસો કો ઉદાર જગ માહીં? ૩૪૧
૧૯. રે મન! મૂરખ જનમ ગઁવાયો ૩૪૩
૨૦. યહ બિનતી રઘુવીર ગુસાંઈ ૩૪૫
૨૧. જાકે પ્રિય ન રામ બૈદેહી ૩૪૬
૨૨. શૂર સંગ્રામકો દેખ ભાગૈ નહીં ૩૪૮
૨૩. વૈષ્ણવ જન તો તેને કહીએ ૩૫૦

૨૪. અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ ૩૫૪
૨૫. નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે ૩૫૬
૨૬. હરિનો મારગ છે શૂરાનો ૩૫૮
૨૭. એક જ એ અભિલાષ ૩૫૯
૨૮. એક જ દે ચિનગારી ૩૬૦
૨૯. હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે ૩૬૧
૩૦. જીવન જવ સુકાઈ જાય ૩૬૩
૩૧. પ્રેમળ જ્યોતિ તારો દાખવી ૩૬૪
૩૨. મંગલ મંદિર ખોલો ૩૬૭
૩૩. હેંચી દાન દેગા દેવા ૩૬૯
૩૪. પાપાચી વાસના નકો દાવૂં ડોળાં ૩૭૦
૩૫. હરિભજનાવીણ કાળ ઘાલવૂં નકો રે ૩૭૩
૩૬. સંત-પદાચી જોડ, દે રે હરિ! ૩૭૫
૩૭. ન કળતાં કાય કરાવા ઉપાય ૩૭૬
૩૮. જે કાં રંજલે ગાંજલે ૩૭૭
૩૯. શેવટીંચી વિનવણી ૩૭૮
૪૦. અંતર મમ વિકસિત કરો અંતરતર હે! ૩૭૯
૪૧. જનગણમન-અધિનાયક જય હે ૩૮૨
૪૨. વન્દે માતરમ્ ૩૮૫

**સાહિત્યવિષયક અગ્રંથસ્થ લેખો (૩૮૭–૫૮૭)**

૧. પરિષદ પ્રમુખનું વ્યાખ્યાન ૩૮૯
૨. સર્વતંત્ર સ્વતંત્ર આપણે ૪૨૭
૩. કલા ૪૩૩
૪. સંસ્કૃતિ અને કલા ૪૩૯
૫. જીવનમાં કળાની પડતી અને ચઢતી ૪૪૩
૬. ચિત્રપરિચય ૪૪૭
૭. ચિત્રકળાનું હાર્દ : સર્જન ૪૫૧
૮. ઓમ્‌કારનું વિશ્વસંગીત ૪૫૪
૯. ચંડીગઢની નવલકળા – સ્થાપત્ય ૪૫૯
૧૦. ભર્તૃહરિની વિભૂતિ ૪૬૩
૧૧. સંસ્કૃત સ્તોત્ર 'ષટ્‌પદી' : પ્રાર્થનારૂપી ભ્રમરી ૪૭૧
૧૨. માતાનું અમર વૈતાલિક ૪૭૬
૧૩. 'વસંતવિજય' ૪૭૯

૧૪. હાઈકુ – બે પત્રો ૪૮૧
૧૫. ‘શર્વિલક’નો આનંદ ૪૮૫
૧૬. ગુર્જરી નાટ્યનો આસ્વાદ ૪૮૮
૧૭. વિનોદશક્તિનું માહાત્મ્ય ૪૯૩
૧૮. સંતવાણી ૪૯૫
૧૯. યુગધર્મનો ભગવાન ૪૯૮
૨૦. સમયાનુકૂલ પુનર્જન્મ ૫૦૧
૨૧. દેવી ચોધરાણી ૫૦૪
૨૨. પ્રસન્ન પરિચય ૫૦૫
૨૩. હૃદયબળ ૫૦૯
૨૪. ઘડતરની કથા ૫૧૨
૨૫. પાર્શ્વભૂમિ ૫૧૩
૨૬. રસિક અને સંસ્કૃતિપોષક ૫૧૯
૨૭. ગાંધીચિત્રકથા ૫૨૦
૨૮. જીવનયોગીનું જીવનચરિત્ર ૫૨૨
૨૯. ‘હરતાંફરતાં હાડપિંજરો’ ૫૨૪
૩૦. કળાકારનું જીવન ૫૨૮
૩૦(૧). ઘણા કામની ૫૩૦
૩૧. ‘આપવીતી’ ૫૩૫
૩૨. નવનિર્મિતિ–પ્રેરક સાચો વારસો ૫૩૭
૩૩. સાંસ્કૃતિક કોલંબસનો જમાનો ૫૪૦
૩૪. નાગરિકનું ઘડતર ૫૪૫
૩૫. પ્રકાશ પરની શ્રદ્ધા ૫૪૭
૩૬. ‘નવી પેઢીને’ ૫૪૯
૩૭. ‘વિમર્શ’ ૫૫૩
૩૮. ‘વનસ્પતિસૃષ્ટિ’ ૫૫૭
૩૯. ‘બ્રહ્માંડદર્શન’ ૫૬૧
૪૦. રસસિદ્ધાંત : આવકાર ૫૬૫
૪૧. વીસમી સદીની ગુલામી ૫૭૦
૪૨. ધૂપછાંવ–‘પાર્થિવ દેવતાઓ’ની પ્રસ્તાવના ૫૭૩
૪૩. ‘જીવનસંદેશ’ ૫૭૫
૪૪. પાપપુંજહારી ૫૭૮
૪૫. ‘બુદ્ધલીલાસારસંગ્રહ’ ૫૭૯
૪૬. ત્રિકાલસ્પર્શી વિહંગાવલોકન ૫૮૨

# ભાષા-ત્રિવેણી

સ્વરાજ્યની હિલચાલના છેવટના કટોકટીના દિવસોમાં જેલજીવન દરમ્યાન જે થોડીક સાહિત્ય-પ્રવૃત્તિ કરી શકયો તેમાં રવીન્દ્રનાથની કવિતાનું મનન અને लिपिका નામે પ્રસિદ્ધ થયેલાં એમનાં ગદ્યકાવ્યોના અથવા નિબંધોના સંગ્રહનો અનુવાદ ગણાવી શકાય. આશ્રમના અને જેલના સાથી શ્રી શિવબાલક બિસેન પૂર્વબંગાળમાં રહી આવેલા એટલે એમને ઠેઠ બંગાળીનું જ્ઞાન સારું. મરાઠી, ગુજરાતી અને હિન્દી, ત્રણે ભાષા એમને પણ, મારી પેઠે, સ્વભાષા જેવી જ. लिपिका-નું ભાષાંતર મેં એમને મરાઠીમાં લખાવ્યું. એ ભાષાંતર — रवीन्द्र प्रतिभेचे कोंवळे किरण એ નામે હમણાં હમણાં પ્રસિદ્ધ થયું છે અને મહારાષ્ટ્રના લોકોને એ પસંદ પણ પડયું છે.

મારું ઘણુંખરું લખાણ મૂળ ગુજરાતીમાં થયેલું. તેનું ભાષાંતર અનેક મિત્રોએ મારી જન્મભાષા મરાઠીમાં કર્યું. કેટલાક લોકો આને ઊલટી ગંગા કહે છે. આ ચોપડીની બાબતમાં એવું નથી થયું. આમાં મૂળ મેં પોતે મરાઠીમાં લખ્યું અને ગુજરાતી અનુવાદ ચિ. સરોજિનીએ કર્યો, જે હું બરાબર જોઈ ગયો છું.

ખરું જોતાં ગુજરાતી, મરાઠી અને હિંદી એક જ ભારતી ભાષા-વૃક્ષની ત્રણ શાખાઓ છે. શાખાઓ દેખાય છે અલગ અલગ. ભિન્ન ભિન્ન દિશાએ ફેલાયેલી પણ હોય છે. દરેકનો આકારપ્રકાર નોખો. છતાં એક જ થડમાંથી તેઓ પોતાનો જીવનરસ મેળવે છે. અને એક જ ભૂમિ-ભાગમાં પોતાનાં મૂળિયાં ફેલાવી એ જીવનરસ એ ચૂસે છે. તેથી આ ત્રણેય ભાષાનું સાહિત્ય એ ત્રણ ભાષા બોલનાર લોકોએ મૂળમાં જ વાંચવું જોઈએ.

પણ આપણા લોકો છેક નાનપણથી અંગ્રેજી શીખવા પાછળ એટલી મહેનત લે છે અને એટલો વખત રોકે છે કે પડોશની ભાષાઓ શીખી લેવાનું જરૂરી અને આનંદદાયક કર્તવ્ય તેઓ ભૂલી જ જાય છે. અને તેથી આ ત્રણ ભાષાના ગ્રંથોના પણ પરસ્પર અનુવાદો કરી આપવા પડે છે.

ભાષાંતરકાર અથવા અનુવાદક ખરું જોતાં સંસ્કૃતિ-ક્ષેત્રના એલચીઓ હોય છે. પરસ્પર સૌમનસ્ય અને આત્મીયતા વધારવી એ પવિત્ર કાર્યને તેઓ વરેલા હોય છે. બે ભાષાનું ફક્ત ઉપલકિયું જ્ઞાન હોય તો માણસ એ કામ કરી ન શકે. બે ભાષાની ખૂબીઓ, એના વાક્પ્રચાર અને એમનાં હાર્દ સાથે ગાઢ પરિચય હોવો જોઈએ. બન્ને સમાજ સાથે સરખી જ આત્મીયતા પણ હોવી જોઈએ. બન્ને સમાજના સ્વભાવના વિશેષો સાથે કેવળ પરિચય જ નહીં પણ સહાનુભૂતિ

પણ હોવી જોઈએ. આટલી યોગ્યતા સાથે કરેલા અનુવાદો ખરેખર જ સંસ્કૃતિની દૃષ્ટિએ, આશીર્વાદ સમા હોય છે.

અને અહીં તો મૂળ બંગાળી લખાણ રવીન્દ્રનાથ જેવા વિશ્વકવિની પ્રતિભાના પ્રતિનિધિરૂપ છે. બંગાળીના મારા મરાઠી અનુવાદ પરથી કરેલા આ ગુજરાતી અનુવાદમાં પણ એક જાતનો ત્રિવેણી સમન્વય સધાયો છે.

આ અનુવાદ ચિ. સરોજિનીએ પ્રેમપૂર્વક કર્યો છે. અઢાર વરસ થયાં ચિ. સરોજે મારી તમામ પ્રવૃત્તિઓમાં મને સાથ આપ્યો છે. પ્રવાસને અંગે ખેડેલી પ્રવૃત્તિઓ ઉપરાંત પત્રવ્યવહાર અને સાહિત્ય-સેવા, દરેકમાં એનો હિસ્સો છે જ. એટલે 'વખત નથી મળતો' એમ કહેવાનો અધિકાર મારા કરતાં એને વધારે છે. વૃદ્ધ પિતાની ખાવાપીવાની વગેરે સગવડ ઉપર દેખરેખ રાખવી એ જ દીકરી માટે આખું ધ્યાન માગનારી પ્રવૃત્તિ છે. તે સાચવીને નિત્યના કાગળો લખવા અને રોજ ઊઠીને ઊભી રહેતી મુસાફરીની તૈયારીઓ કરવી એ પ્રવૃત્તિ પણ ઓછો વખત ખાઈ નથી જતી.

આ બધું સાચવીને ચિ. સરોજે કેવળ બે મહિનાની અંદર આ આખી ચોપડી મરાઠી પરથી ગુજરાતીમાં ઉતારી આપી, અને નવજીવનને સોંપી દીધી. આ આખું ભાષાંતર હું એક વાર ધ્યાનપૂર્વક જોઈ ગયો છું. મારે એમાં વિશેષ ફેરફાર કરવા જ ન પડ્યા. કેમ કે મારા વિચાર અને શૈલી સાથે ચિ. સરોજ એટલી ઓતપ્રોત થઈ છે કે બીજી રીતે લખવા એ ધારત તોપણ ન કરી શકત.

લિપિકામાં આવેલાં તમામ ગદ્યકાવ્યો નાજુક પીંછીથી ચીતરેલાં છે. એમાં જીવનાનુભૂતિ છે, કાવ્ય છે, અને કાવ્યમય તત્ત્વજ્ઞાન પણ છે. તેથી એ હળવામાં હળવું છતાં ભારેમાં ભારે સાહિત્ય ગણી શકાય. આની અસર આ જમાનાના લેખકો ઉપર અજાણતાં, પણ વધારેમાં વધારે થવાની છે.

દરેક પ્રકરણને અંતે રસગ્રહણ તરીકે મેં મારો આસ્વાદ નોંધી રાખવાની ધૃષ્ટતા કરી છે. પણ એમાં ધૃષ્ટતા કરતાં આનંદ અને કૃતજ્ઞતા વધારે છે. સંગીતની ભાષા વાપરીએ તો સિતારના પડદા તળેના તારોનું એ કુદરતી અનુરણન છે. આમ જે વ્યાપાર સ્વાભાવિક છે તેનું સમર્થન કરવાની જરૂર ન હોય.

નવી દિલ્હી,
તા. ૨૫–૪–'૫૬
હનુમાનજયન્તી

કાકા કાલેલકર

# ખંડ ૧

## ૧. પગદંડી

૧

આ છે પગદંડી.

એ ચાલી આવે છે વનમાંથી મેદાનમાં; મેદાનમાંથી પહોંચી નદીતીરે, નદીના ઘાટ પર આવેલા વડના ઝાડ તળે; ત્યાર પછી સામે કિનારે તૂટેલા ઘાટ પર વળાંક લેતી એ ગામમાં પેઠી; આગળ અળશીના ખેતરની ધારે, આંબાવાડિયાની છાયામાં થઈને રથતળની આગળ થઈ ચાલતી ચાલતી એ કયા ગામે પહોંચી હશે, કોણ જાણે.

આ પગદંડી પર માણસો પણ કેટલા બધા! કેટલાક મને વટાવી આગળ ગયા, કેટલાક મારી સાથે છે, જ્યારે કેટલાક ફક્ત દૂરથી જ દેખાયા; કોઈને માથે છેડો ઓઢેલો છે તો કોઈ ઉઘાડે માથે છે; કોઈ પાણી ભરવા જાય છે તો કેટલાક પાણી ભરી લઈને પાછા આવે છે.

૨

દિવસ પૂરો થવા આવ્યો. અંધારું વધે છે.

એક દિવસ આ પગદંડી વિશે મને લાગેલું કે આ મારી જ — મારા એકલાની જ પગદંડી છે. હવે મને બરાબર સમજાયું છે કે હું આ પગરસ્તે એક વાર, ફક્ત એક જ વાર ચાલવાનો પરવાનો લઈને આવ્યો છું.

ઊલટી દિશાએ ફરી પાછા તે જ લીંબુવનમાંથી, તે જ સરોવરકિનારે થઈ, તે જ દ્વાદશ-લિંગ મંદિરનો ઘાટ, નદીનો સુકાયેલો પટ, ગોવાળવાડો; તે જ ધાન્યનાં ખળાં વટાવી, તે જ ઓળખીતી નજરે થતી મુલાકાતો, તે જ હંમેશની વસ્તુઓ, તે જ પરિચિત ચહેરાઓ વચ્ચે ફરી પાછા જઈ કહેવાશે ખરું કે, 'અરે આ તો તે જ બધું!'

આ તો જવાની વાટ છે, પાછા આવવાની નહીં.

આજની આ ધૂસર સંધ્યાએ એક વાર પાછું વળી જોતાં એમ લાગ્યું કે આ પગદંડી અનેક વીસરાયેલાં પદચિહ્નોની પદાવલી છે — ભૈરવીના સૂરોમાં ગૂંથાયેલી!

આજ સુધી જેટલા પથિક આ વાટેથી ચાલી નીકળ્યા, તેમના જીવનની બધી જ વસ્તુઓને આ પગદંડીએ પોતાની એકમાત્ર ધૂલિરેખામાં સંકેલીને અંકિત કરી રાખી છે; તે જ એક રેખા સૂર્યોદય કનેથી નીકળી સૂર્યાસ્ત તરફ ચાલી છે. જાણે કોઈ એક સોનાના સિંહદ્વારથી નીકળી બીજા એક સોનાના સિંહદ્વાર તરફ.

૩

'હે પગદંડી! અનેક કાળની અનેક વાતોને તું પોતાની ધૂળનાં બંધનમાં બાંધી નીરવ કરી મૂકીશ મા! મેં તારી ધૂળ પર કાન માંડ્યો છે. હળવે રહીને મને એ વાતો કાનમાં ને કાનમાં કહી દેજે.'

રાતના કાળા પડદા તરફ આંગળી કરી પગદંડી ચૂપ રહે છે.

'હે પગદંડી! આટઆટલા વટેમાર્ગુઓની આટઆટલી ચિંતાઓ અને ઇચ્છાઓ આખરે ગઈ ક્યાં?'

મૂંગી વાટ કાંઈ જ બોલતી નથી, માત્ર સૂર્યોદયથી માંડીને સૂર્યાસ્ત સુધી પોતાનું સૂચન તાણી દે છે.

'હે પગદંડી, તારી છાતી પર એક વાર પુષ્પવૃષ્ટિની પેઠે જે બધી પગલીઓ પડી તે આજ કેમ ક્યાંય દેખાતી નથી?'

સૂકાઈને નામશેષ થયેલું ફૂલ અને ગાઈને સ્તબ્ધ થયેલું ગાયન જ્યાં પહોંચ્યાં, અને જ્યાં તારાઓના પ્રકાશમાં અખૂટ સંવેદનાની દિવાળી ખીલેલી હોય છે, એવા પોતાના અંતની, પગદંડીને ખબર હશે ખરી?

## નિરૂપણ — 'પાયેચલાર પથ'નું*

૧

વિશાળ આકાશ, અખૂટ રેતીનું રણ અને અસીમ સમુદ્ર, ત્રણેનું કાવ્ય જુદું અને પહાડ, નદી, નહેર, રસ્તા અને ઇતિહાસનું કાવ્ય નોખું. આગળનાં ત્રણને માટે માત્ર 'હોવું' જ બસ છે, ફેલાવામાં જ એમને આનંદ છે.

બીજી ટોળી પ્રવાસીઓની છે હા; પહાડ પણ પ્રવાસી ખરો જ. કેટલે આઘે – ઊંચે સુધી પહોંચે છે એ!

પોતાના હાથ પહોળા કરી આ જગત કેટલા વામ મોટું છે તે એને શોધવું હોય છે. પહાડ જો પરિવ્રાજક ન ગણાય તો રસ્તો પણ પરિવ્રાજક નથી. રસ્તો પોતે ક્યાં ચાલે છે? તોયે કોઈ પણ કબૂલ કરશે કે રસ્તો એટલે ચાલનારાઓની સાધના. નદી વહે છે; તેથી તેના પૃષ્ઠભાગ પર ચૂપચાપ પડી રહીએ તોપણ આપણે આગળ આગળ વધી શકીએ છીએ. રસ્તાનું એવું નથી. તે પોતે પડી રહે છે પણ કોઈનેય પડી રહેવા દેતો નથી. એ કહે છે, 'ચાલો ચાલો. થોભશો નહીં, થાક્યા હો તો બાજુએ ધારે બેસી જરા વિસામો લઈ શકો, પણ ફરી ઊઠો અને ચાલવા માંડો.'

પણ ક્યાં? રસ્તો કહે છે, 'ક્યાં તે હું ન જાણું. ચાલવાને અંતે પહોંચવાનું છે, થાકવાનું છે, મરવાનું છે, કે કશાકમાં વિલીન થવાનું છે તે હું શું કહી શકું? ચાલવાને અંતે રણ મળે તો પ્રાણ છોડી દો, જીવનસમુદ્ર લાધે તો તદાકાર થાઓ અને વિરાટ આકાશ જ રહે તો તેમાં વિલીન થાઓ. એ તમારો પ્રશ્ન છે.'

એક માણસ રસ્તે ચાલ્યો. રસ્તો વળાંક લઈ લઈને ડુંગર પર ચડ્યો, ત્યાંથી નીચે ઊતર્યો, ખેતરમાં ગયો, બીડમાં થઈને ચાલ્યો. છેવટે એક નદી આવી. માણસને

લાગ્યું કે અહીં ચાલવાનું પૂરું થયું. ખળખળ હસતી નદી બોલી, 'મને તું જુએ છે અને છતાં કહે છે કે જવાનું પૂરું થયું? જરા અંદર તો આવ; એટલે તને બતાવું કે જવાનું — વધવાનું પૂરું થયું કે કેમ તે!' માણસ શરમાયો. બોલ્યો, 'મેં ભૂલ કરી. મારે હજી ચાલવું જ જોઈએ. પણ મારે તારી ચાલે ચાલવું નથી. મને સામે તીરે જવા દે.' નદી બોલી, 'મારી ના નથી. અજમાવ તારો પુરુષાર્થ.' માણસ સામે કાંઠે પહોંચ્યો અને મનમાં કહેવા લાગ્યો, 'હવે સમજાયું. રસ્તાની બન્ને બાજુએ કદી ખાઈ તો કદી વાડ હતી, કોઈ વાર મકાનોની હાર હતી.

'નદીની બન્ને બાજુએ બે કિનારા હોય છે.'

એટલામાં સામે કાંઠે એને એક મોટું ઝાડ દેખાયું. ઝાડની છાંયમાં જઈને એ બેઠો. ઝાડે કહ્યું, 'આરામ લે, જોઈએ તેટલો. પણ જોતો નથી કે હું એક રસ્તાકિનારેનું વૃક્ષ છું? જે રસ્તો છોડીને પણે તું પાણીમાં પડયો એ જ રસ્તો આ આગળ ચાલ્યો જાય છે.' હવે માણસને સમજાયું કે રસ્તો એટલે જીવન. નદી પણ જીવન અને રસ્તો પણ જીવન. અહીં થોભાય નહીં. કાંઈક ભૂલ્યા તો જરા પાછા જવાય. એની હરકત નહીં. જેટલી વાર ભૂલીએ એટલી વાર પાછા જવું જ જોઈએ. છૂટકો જ નથી! પણ ફરી પાછું આગળ જ વધવાનું છે. પુરાણકારો કહે છે, 'મરણ પછી વૈતરણી નદી આવે છે.' આપણી પેલી નદી કરતાં વૈતરણી જુદી થોડી જ હોવાની છે! એને પણ તરીને પાર કરવી જ પડશે. ત્યાં પણ બીજો કિનારો મળશે. તે પણ કહેશે, 'બેસશો નહીં. ચાલવા માંડો.'

થાકેલાની દયા ખાઈ રસ્તો જો કદાચ ન કહે કે, 'ચાલવા માંડો' તોયે પગ તેને થોડું જ બેસવા દેવાના હતા! વેદમાં પગને કહે છે ચરિત્ર એટલે કે ચાલવાનું સાધન. આ સાધનની સાધના જેણે સાધી તેણે વિશાળ વિશ્વ જોયું. માત્ર આંખોથી દેખી શકત તેનાથી ઘણું વધારે વિશ્વ માણસ પગની મદદથી જોઈ શકયો. એણે વિશ્વનું નામ રાખ્યું — જગત. જે જાય છે, ચાલે છે, ચાલે ત્યાં સુધી જ જે નભી શકે, તે છે જગત. આવા જગતમાં જે અટકયો તે થીજ્યો. પૈડું પણ દોડે ત્યાં સુધી જ ઊભું રહે છે. અટકયું કે પડયું જ છે.

મનુષ્ય પગ વડે ચાલે છે ત્યારે તેને યાત્રા કહે છે, પ્રાણ વડે ચાલે છે ત્યારે તેને જીવન કહે છે. સમુદાયથી ચાલે તેને સમાજ કહે છે. 'सम॔ जनाः अजन्ति गच्छन्ति अस्मिन् इति समाजः,' લોકો સાથે મળીને ચાલે છે એટલે એ સમાજ થાય છે. પેઢીની પેઢીઓ જ્યારે ચાલવા માંડે છે અને દિક્ તથા કાળને ઓત-પ્રોત કરી જીવનપટ વણે છે ત્યારે તેને ઈતિહાસ કહે છે. આ બધા જ છે ચાલનારાઓના સંઘ. જગત એમનું જ છે. પુરુષાર્થ એમનો જ છે. આ સાધકો-ને જ આજ લગી સિદ્ધિ મળતી રહી છે. અને સિદ્ધિ મળ્યા છતાં તેમનું ચાલવાનું અટકયું નથી.

૨

નાનપણથી હું ચાલતો જ આવ્યો છું. કૌટુંબિક જીવનનો મારો પહેલો અનુભવ

એ કે મને ઘરમાંથી રસ્તા પર કોઈ જવા ન દે. કહે 'આને ખરાબ છોકરાઓની સોબત લાગશે. અભદ્ર શબ્દ બોલતાં શીખશે!' બહાર જવા મળે તોયે તે નોકરના ખભા પર બેસીને જ. તે કારણે જ, કદાચ મને રસ્તાનું ઘણું આકર્ષણ થવા લાગ્યું! ચાલવાની તક મળી અને તે મેં જવા દીધી એવું કદી બન્યું નથી. પગે ચાલ્યો, બળદ કે ઘોડાગાડીમાં ગયો, હોડી-નાવોમાં ચાલ્યો. પછી આવી આગગાડી. જે જે સાધનો મળ્યાં તે બધાં વાપર્યાં. પણ મને સૌથી વધારે ગમી પાયગાડી. માણસને પાંગળો ન બનાવે એવી તો એ એક જ ગાડી છે. જેને જોઈને મને આનંદનો ઉમળકો આવે છે એવી વસ્તુઓ તે બળદ, ઘોડા, ગાડીઓ, હોડીઓ, નાવ, આગબોટો, મોટરો. પણ જેની આગળ મારું મસ્તક નમ્ર બને છે એવી ચીજો તો બે – પુલ અને રસ્તો. પુલ ઉપરથી જતાં જેટલો આનંદ થાય છે તેટલો જ પુલની નીચે થઈને જતાં પણ થાય છે.

નાનપણમાં જ્યારે તદ્દન પહેલવહેલી વ્યાકરણ સાથે ટક્કર ઝીલી ત્યારે ઉભયાન્વયી અવ્યયની વ્યાખ્યા સમજાતાંવેંત આંખો સામે પ્રથમ ચિત્ર ઊભું થયું પુલનું, ત્યાર પછી આગગાડીના બે ડબ્બાની સાંકળના અંકોડાનું. રસ્તા પર ઘણું ચાલ્યો છું પણ એક રસ્તા પર ચાલતાં ચાલતાં દૂર દૂર વૃક્ષોની હારમાંથી જતો બીજો રસ્તો દેખાય કે એને સાદ પાડીને બોલાવવાનું મન થાય. પણ રસ્તાનું ખરું દર્શન તો પહાડ પરથી થયું. વિસ્તીર્ણ પ્રદેશમાંથી, વનઉપવનમાંથી, તળાવોની આસપાસ વળાંક લઈ, ખેતરોમાંથી વાટ કાઢી જ્યારે રસ્તો ચાલે છે ત્યારે મને લાગે છે કે, 'આ તો કોઈ તત્ત્વજ્ઞાની છે. અજ્ઞાતનો વેધ કરીને બધું જ જાણી લેવાની તાલાવેલી આને છે.' છેક નાનપણમાં મેં સાતારા પાસેનું બોગદું જોયું હતું. આ બધું જાણે મેં જ કર્યું છે એવા અભિમાનથી મારા હૃદયમાંનો મનુષ્યજાતિનો પ્રતિનિધિ એ વિવર જોવા લાગ્યો. નદી પરનો પુલ અને ડુંગરમાંનું બોગદું – બન્ને માણસના મહાન પુરુષાર્થો છે. ગોવા જતાં એકવીસ બોગદાં આવ્યાં. પુલો કેટલા આવ્યા એની ગણતરી ક્યાંથી જ થાય!

પછી મુરગાંવ આગળ અફાટ સમુદ્ર જોયો. લાગ્યું કે અહીં રસ્તો પૂરો થયો. પણ જરાયે નહીં. 'ભોં' કરતી એક આગબોટ આવી અને મને લઈ ગઈ. તે રાત્રે મારી ખાતરી થઈ કે રસ્તાને રોકનાર કાંઈ જ નથી. કેડી હોય કે ધોરી રસ્તો હોય, જમીન પરથી હોય કે પાણી પર હોય, જવાનું તો છે જ. ત્યારથી હું 'માર્ગમાર્ગી' બન્યો છું.

મેં કહ્યું કે આકાશ, સમુદ્ર અને રણ આ સ્થિરતાનાં કાવ્યો છે. પણ આ પણ ભ્રાન્તિ જ હતી. સમુદ્રનાં મોજાં મને હસ્યાં; રેતીએ આંખમાં ઊડી ઊડીને મને કહ્યું કે, 'તું આંધળો છે.' અને આકાશના તારાઓએ મને દીક્ષા દીધી કે, 'સર્વ બ્રહ્માંડો મળીને એક ઘટમાળ ચાલે છે. જરા મોટો થઈશ કે તું જ કહીશ કે ઘટમાળની ઉપમા ખોટી છે. આ એક વિરાટ રાસ ચાલે છે. અહીં ચાલવામાં જ રસ છે. રાસેશ્વર અને રસેશ્વર એક જ છે.' ત્યારથી મારા વિભૂતિયોગમાં

રસ્તાને ઘણું મહત્ત્વનું સ્થાન છે. રસ્તાના રસપ્રવાહને ગાતાં હું કદી થાકયો નથી, અટકયો છું ઘણી વાર. તેમ જ અહીં પણ થોભું છું.

૩

હાથના પરિશ્રમથી બનાવેલી વાટ અને પગે ચાલી ચાલીને આપોઆપ બનેલી વાટ એ બેમાં ઘણો ફરક છે. બનાવેલી વાટ શિષ્ટ સંસ્કૃતિની પ્રતિનિધિ કહી શકાય, જ્યારે પાયવાટ—પગદંડી લોકસંસ્કૃતિનું પ્રતીક છે. બનાવેલો રસ્તો માણસનો પુરુષાર્થ સૂચવે છે; આપોઆપ બનેલી પાયવાટ લોકજીવન ગાય છે. બન્ને પાસે મૌનવાણી છે એટલે જ બન્ને અસંદિગ્ધ એવું કશું જ કહેતી નથી. રસ્તાને કાંઈ પણ પૂછવા જાઓ, એ કહે છે, 'પોતાની મેળે સમજી લો. તોપણ જે ન સમજાય તે ચાલીને જુઓ. ચાલીને જોવું એ જ અનેક-સંશયોચ્છેદી સાધના છે.'

તેમાંયે પગદંડી કહે છે, 'રાજમાર્ગે ચાલીશ નહીં. નવો રસ્તો કાઢ. વાપરેલી એઠી વાટે શા માટે જાય છે? મોટા મોટા રાજા શકકર્તા થઈ ગયા હશે. તું માર્ગ-કર્તા બન. નવાં નવાં તીર્થો શોધી કાઢ. (તીર્થ – નદી ઓળંગવાનો આરો.) તેમાં જ વધારેમાં વધારે આનંદ તને મળશે.'

'તારે ઈતિહાસવેત્તા થવું હોય તો કોઈને ચીલે ચાલજે પણ જો તારે ઈતિહાસ-કર્તા બનવું હોય તો નવો રસ્તો ઉત્પન્ન કર.' મહાશ્રમણ બુદ્ધ ભગવાને કહ્યું હતું, 'પ્રવ્રજ્યા લે, ચાલવા માંડ અને પોતાનો જ એક દીવો સાથે રાખ. आत्मदीपो भव।' પરિવ્રાજકાચાર્ય શંકરયતીન્દ્રે કહ્યું, 'પૃથ્વી-પર્યટન કર, પણ સાથે કશું રાખીશ નહીં અર્થનો ભાર અનર્થકારક હોય છે. अर्थमनर्थम् भावय नित्यम् ।' બુદ્ધ ભગવાને કહ્યું, 'ગેંડાના શીંગડા પ્રમાણે એકાકી રહે.' શંકરાચાર્યે કહ્યું, 'સર્વત્ર પોતાને જ જો.' આ બન્ને માર્ગકૃત્ હતા. તેથી જ તેઓ જગદ્ગુરુ બન્યા.

૪

પશુ અને પક્ષી કુદરતથી જુદાં નથી પડતાં. જીવી શકાય ત્યાં સુધી જીવે છે. મરણ ટાળવાનો બૌદ્ધિક પ્રયત્ન કરતાં નથી. સારો આહાર મળે ત્યાં જઈ રહેવું, સંકટ એકાએક છતું થાય ત્યારે જીવ લઈ નાસવું અને જીવવા સારુ ટોળી બનાવી જિવાય તો એકલા પડવું નહીં, એટલું જ એ જાણે છે. એમણે કદી ખેતી કરી નથી, કિલ્લા બાંધ્યા નથી કે શસ્ત્રાસ્ત્રો તૈયાર કર્યાં નથી. એવાં પ્રાણીઓને જતાં ઉત્તમ આવડે છે, રહેવાનો એમનો આગ્રહ હોતો નથી. તેથી જ આ પ્રાણીઓ નિર્વંશ થાય તોપણ એમને ફરી ફરી ઉત્પન્ન કરવાની જવાબદારી નિસર્ગ પર આવી પડે છે.

માણસે જોયું કે 'રસ્તો આપણને આગળ ને આગળ લઈ જાય છે. રસ્તે ચાલતાં ચાલતાં આપણે નાનાનાં મોટાં થઈએ છીએ. મોટા થઈ પુરુષાર્થ કર્યા પછી ક્ષીણ થઈએ છીએ, તેથી આગળની કાંઈક તૈયારી કરી રાખેલી સારી.' પશુપક્ષી પોતાનાં બચ્ચાંને જિવાડવાની ચિંતા રાખે છે. પણ તેમને પ્રગતિની ચિંતા નથી હોતી. માણસોમાં જ આ 'પ્ર'એ બધો ગોટાળો કરી મૂકયો છે. ઈશ્વરે કહો અથવા

આકાશ જ્યારે નિરભ્ર હોય, સૂર્યનો પ્રકાશ સાફ વરસતો હોય, પવન સ્વચ્છંદ વાતો હોય તે વખતે આપણે બહિર્મુખ થઈએ છીએ અને આપણી પ્રવૃત્તિ અનહદ વધે છે. બહારનું જગત જ આપણો બધો વખત વ્યાપી લે છે. પણ જ્યારે વરસાદ ઝરમર ઝરમર વરસતો હોય અથવા વાદળોએ આકાશને પછેડી ઓઢાડી બપોરની સાંજ કરી દીધી હોય, ત્યારે આપણે અંતર્મુખ થઈએ છીએ. કાંઈ જ કરવાનું મન થતું નથી, શું કરવું એ સૂઝતું નથી. એવે વખતે કશા જ કારણ વગર મનમાં એક તાલાવેલી જાગે છે અને તેમાંથી પ્રિયજનોનું સ્મરણ થાય છે. એ સ્મરણમાંથી આપણે પ્રમાદી થઈને તેમની ઉપેક્ષા કરી એનો વિષાદ જાગી પશ્ચાત્તાપ થવા લાગે છે, અને પછી મનમાં થાય છે કે નથી જોઈતો કામનો આ વિસ્તાર! આવે વખતે તો ફક્ત પ્રિયજનોનો સહવાસ જોઈએ. હૃદય હૃદયને ઓળખી એની જ તૃપ્તિ અનુભવે. બસ! આ વૃત્તિ જાગતાંવેંત મન પ્રિયજનોને મળવા નીકળી પડે છે. બધું કામકાજ ભૂલી જઈ પ્રિયજનની આ જે યાદ હૃદયમાં ઊભરાઈ આવી છે, તેની જ ભેટ તે પ્રિયજનોને આપવા અધીરું મન દોડવા માંડે છે. ઘણા દિવસોની ઉપેક્ષાને લીધે વિસ્મૃતિના અંધારામાં પડેલું પ્રેમરૂપી રત્ન અચાનક લાધ્યા પછી તે તરત પહોંચાડી દેવાની ઉત્કંઠા અને તાલાવેલી લાગે છે.

બે હૃદય ગમે તેટલાં પાસે હોય છતાં એકબીજાને સહેલાઈથી ઓળખી શકતાં નથી. માણસનું પરાક્રમ કાંઈ નાનુંસૂનું નથી. તે સમુદ્રને પાર કરી જશે, મહાપર્વત ઓળંગી જશે, પાતાળ સુધી પણ પહોંચી જશે; પણ પોતાના જ હૃદયને વળગેલા હૃદયનો પણ એ પાર પામી શકશે નહીં. આ છે રોજની સ્થિતિ. અને તેથી જ કોઈ એક મેઘાચ્છાદિત દિવસે જ્યારે પ્રવૃત્તિ ઓસરે છે, એના પર પડદો પડે છે, મન ઉત્કટ થાય અને હૃદયપદ્મ ખીલે ત્યારે, તે મંગલ મુહૂર્તે, બાકી બધું જ કોરે મૂકી અંતરના મોતીને અર્પણ કરવા કાજે પ્રેમના તાલે મન દોડવા માંડે છે તે જ એની ધન્યતા! આ જ એની કૃતાર્થતા! આ જ જીવનના સ્વર્ગનું — ખું હોય તોયે — ચિરસ્મરણીય દર્શન!

શરીર તેમ જ જીવનાનુભૂતિ બંને બાબતમાં આપણાથી ભિન્ન એવા પ્રિયજનોને વિશે જો આ હાલત તો જે પ્રિયજન આપણા જ અંતરમાં અખંડ વસે છે, જે આપણો જ 'અંતરતર' છે, જન્મોજન્મનો અને યુગેયુગનો આપણો સહયાત્રી, સાથી છે, જેને આધારે અનંત યાત્રા કરતા છતાં આપણે એને ભૂલી જઈએ છીએ, તેનું જ્યારે ભૂલેચૂકે કોઈ વિરલ પ્રસંગે, વીજળીના ઝબકારાની પેઠે સ્મરણ થાય છે ત્યારે હૃદયમાં થતી વ્યાકુળતાનું વર્ણન શી રીતે કરી શકાય? આપણે પોતાને ઓળખીએ છીએ પણ જે પોતા કરતાં પણ વધુ નજીકનો અને પાસેનો છે તેને ભૂલી ગયાનો પશ્ચાત્તાપ જ્યારે પ્રજળી ઊઠે છે ત્યારે જે વ્યથા હૃદયને કોરી ખાય છે, તેનો પરિહાર શી રીતે કરવો? બીજી બધી પ્રવૃત્તિઓ ખંખેરી દઈ, ઇતર સર્વ આકર્ષણો તોડી, પોતાનું અનાવૃત હૃદય એને અર્પણ કરવું; પોતાનું કશું

જ રહેવા ન દઈને પછી પક્ષીની જેમ 'તુહી' 'તુહી' ગાઈ ઊઠવું એ જ એકમાત્ર ઉપાય રહે છે. શી આ ધન્યતા! હિંમતપૂર્વક પોતાના વ્યક્તિત્વને મારી નાખવું અને એવા મરણની કિંમત આપી ચિરજીવન મેળવવું અને આનંદમય નહીં — આનંદરૂપ થઈ જવું એ તો વિરહસાધનાને જ શકય છે. વિરહમાં જે લિજ્જત છે તે આ અપેક્ષાને લીધે જ.

## ૩ 'મેઘસંદેશ'

૧

વરસાદનાં ટીપાં બનીને આકાશનાં વાદળાં નીચે ઊતરે છે, પૃથ્વીને ખોળે પોતાનું સમર્પણ કરવા માટે; તે જ પ્રમાણે દીકરીઓ કયાંકથી પૃથ્વી પર અવતરે છે, બંધનો સ્વીકારવા માટે જ.

એમનું હોય છે નાનકડું, ગણ્યાગાંઠયા માણસોનું જગત. તેટલામાં જ એમને સમાવવાનું હોય છે પોતાનું સર્વસ્વ — સઘળી વાતો, સઘળી વેદના, સઘળી કલ્પના. તેથી જ હોય છે એમના માથા પર પાલવ, એમના હાથોમાં કંકણ, એમના આંગણામાં વાડ. સ્ત્રી છે સીમાસ્વર્ગની ઈન્દ્રાણી.

પરંતુ કોઈ દેવકન્યાના તોફાની હાસ્ય જેવું અપરિમિત ચાંચલ્ય લઈને આ નાનકડી કન્યાનો જન્મ અમારા પડોશમાં થયો. મા ચિડાઈને એને કહે 'ચિબાવલી'! અને પિતા હસીને કહે 'ઘેલી'!

તે છે દોડતા ઝરણાનું પાણી, શિસ્તના પથ્થર ઓળંગી દોડનારું. એનું મન તો જાણે વેણુવનની ટોચ પરની શાખાઓનાં પાંદડાં, અખંડ અવિરત થરથર્યા જ કરે.

૨

આજે એ જ ચંચળ છોકરી ઓસરીના કઠેરા પર ટેકીને ગુપચુપ ઊભી છે. ઓસરતા વરસાદની ઝડીને અંતે નીકળેલું ઇંદ્રધનુષ્ય જ જાણે! તેની મોટી સુંદર આંખો આજે અચંચળ છે, તમાલવૃક્ષની ડાળીએ બેઠેલ અને વરસાદથી ભીંજાયેલી પાંખવાળા પક્ષીની જેમ.

એને મેં આટલી સ્તબ્ધ, શાંત કદી જ જોઈ ન હતી. લાગ્યું કે નદી ચાલતાં ચાલતાં સહસા એક ઠેકાણે અટકી જઈ સરોવર બની ગઈ છે.

૩

થોડા દિવસો પર સૂરજનું કડક સામ્રાજ્ય જામ્યું હતું; દિગંતનો ચહેરો સુકાઈ ગયેલો, વૃક્ષોનાં પાંદડાં પીળાં પીળાં અને હતાશ્વાસ.

એવે વખતે અકસ્માત્, કાળાં કાળાં પાગલ વાદળોએ આકાશનો ખૂણેખૂણો ભરી પોતાના તંબૂ તાણ્યા. મ્યાનમાંથી તલવાર નીકળે તેમ અસ્ત-સૂર્યનાં કિરણ બહાર નીકળ્યાં.

મધરાતે જોયું તો કમાડો ખડખડ અવાજ કરી કાંપે છે. આ વંટોળિયા પવને શહેર આખાની નીંદરને અંબોડો પકડી હચમચાવી દીધી!

ઊઠીને જોયું તો ગલીના ખૂણાનો દીવો, સતત જોમદાર વૃષ્ટિમાં દારૂડિયાની ડહોળાયેલી આંખ જેવો દેખાતો હતો. અને ગિરજાઘરની ઘડિયાળનો રવ વરસાદના અવાજની શાલ ઓઢીને આવતો હતો.

સવારે વરસાદની ઝડીઓ ગાંડીતૂર થઈને પડવા લાગી. સૂર્યકિરણો ઉપર આવ્યાં જ નહીં.

૪

એવા આ મેઘાચ્છાદિત દિવસે અમારી પેલી પડોશની છોકરી ઓસરીના કઠેરાને પકડીને ગુપચુપ ઊભી છે.

એની નાની બહેન આવી; બોલી, 'બા બોલાવે છે.' એણે માત્ર જોરથી ડોક હલાવી! એની લટ નાચી ઊઠી!

કાગળની હોડી હાથમાં લઈ એના નાનકડા ભાઈએ એનો હાથ પકડી ખેંચ્યો. એણે હાથ ઝૂંટવી લીધો, તોયે એનો ભાઈ રમવા માટે એની સાથે ખેંચમતાણ કરવા લાગ્યો. ત્યારે એણે ભાઈને એક થપ્પડ ચોડી દીધી!

ા

વરસાદ વરસે જ છે. અંધારું વધારે ઘેરાયું છે, છોકરી હજી એમની એમ સ્થિર ઊભી રહી છે.

યુગના આરંભમાં સૃષ્ટિને મુખે પ્રથમ વાચા ફૂટી તે જલની ભાષામાં, હવાને કંઠે. લાખો–કરોડો વર્ષો પાર કરી, સ્મરણવિસ્મરણની પણ પેલી પારની વાતોએ આજે વરસાદને રૂપે એ છોકરીને હાક મારી. તેથી જ તે વર્તમાનનાં બધાં બંધનો ઓળંગી આત્મવિસ્મૃત થઈ ગઈ છે.

કેટલો અમાપ કાળ! કેવડું વિશાળ વિશ્વ! કેટલાયે યુગોથી ચાલતી આવેલી વિવિધ જીવલીલા! તે જ સુદૂરે, તે જ વિરાટે આજે આ ચંચળ છોકરી તરફ નિહાળી જોયું, મેઘની છાયામાંથી, વૃષ્ટિના કલકલ નાદમાંથી!

અને તેથી જ તો એ પોતાની મોટી મોટી આંખો સ્થિર કરી નિશ્ચલ ઊભી છે, જાણે અનંતકાલની જ પ્રતિમા!

*

## નિરૂપણ — 'વાણી'નું

વરસાદના દિવસોમાં જ્યારે આકાશ વાદળોથી ઊભરાઈ જાય છે અને રસ્તા ભીના હોવાથી ક્યાંય બહાર જવાનું મન જ થતું નથી, તેવે વખતે કલ્પનાચક્ષુને જોમ આવે છે. અને માતેલું મન વર્તમાનકાળ છોડી છેક અનંતકાળ તરફ દોડે છે. રાત્રે ઊંઘ ઊડી જતાં જેમ જાતજાતની શંકાકુશંકા મનમાં ઊઠે છે અને ચિત્ર-વિચિત્ર વિચારો ઘોળાવા માંડે છે, તે જ પ્રમાણે વરસાદ પડતો હોય ત્યારે માણસ વર્તમાનને ભૂલી જઈ, વ્યવહારને કોરે મૂકી, કલ્પનાપ્રવણ તત્ત્વજ્ઞ બને છે.

પ્રસ્તુત રેખાચિત્રમાં ઘટનાનો અંશ તે કેટલો ! કવિના પાડોશમાં એક અલ્લડ છોકરી રહે છે. હસવું, રમવું, મનમાં આવે તેમ વર્તવું, કોઈની જ પરવા ન કરવી, એટલું જ એ જાણે. આવી છોકરીનું જીવન સહેજે બહિર્મુખ હોવાનું. અંતર્મુખતાની કલ્પના પણ એને અડી ન હોય. બા સાથે લાડ ચલાવવાં અથવા એને ચીડવવી, ભાઈબહેનો સાથે રમવું અને પોતાના મસ્તીખોરપણાથી પિતાને રીઝવવા એટલું જ એ જાણે.

આવી બાળા પર વરસતા દિવસે પોતાની છાયા ઢાળી. એ અટારીએ આવી આકાશ તરફ જોવા લાગી. અને એકાએક અંતર્મુખ થઈ ગઈ ! જેના પગ, જીભ, હાથ અને કલ્પના એક પળની પણ વિશ્રાંતિ ન જાણે, તે એકદમ નિસ્તબ્ધ થઈ આકાશને એકીટશે જોઈ રહી ! બાએ એને બોલાવી તે તરફ એણે ધ્યાને ન દીધું. આમ તો એ દોડતી જ ગઈ હોત બા પાસે ! આજે એણે પહેલવહેલી જ ના પાડી માથું હલાવીને. એનો લાડકવાયો ભાઈ એને રમવા બોલાવવા આવ્યો. રોજ તો એણે ભાઈને કેટલીયે રમતો શીખવી હોત. પણ આજે એણે એને તરછોડી કાઢચો. ભાઈએ રોજની રમત સમજી એની સાથે ખેંચમતાણ કરી. પરિણામે એને એક ધપ્પો મળ્યો ! છોકરી તો નિશ્ચલપણે આકાશ તરફ જોતી જ રહી. એ જોતી હતી બહાર પણ એની દૃષ્ટિ થઈ હતી અંતર્મુખ.

બસ; આટલા વિસ્તારથી કહીએ તોપણ એથી વધારે ઘટના આણીએ ક્યાંથી ! પણ કવિ તે કવિ ! અને તેમાંયે વાદળની પછેડીની હૂંફ તળે સેવાયેલી એની કલ્પના ! આવડી આ નાનકડી ઘટનામાં કવિને સૃષ્ટિની સનાતન પ્રવૃત્તિ દેખાઈ. આ વૃષ્ટિ જેમ અનંત આકાશમાંથી સાન્ત પૃથ્વી પર પડે છે તેમ જ અનંતને ઘરેથી છોકરીઓ આવી માનવકુળનાં ઘરોમાં પોતાનું સ્થાન લે છે. આવડા નાનકડા સીમિત, પરિમિત વાતાવરણનું તેઓ સ્વર્ગ બનાવી શકે છે, અને પોતાના જ બનાવેલા સીમાસ્વર્ગમાં ઈન્દ્રાણીનું સ્થાન જમાવે છે. કેટલું આ આશ્ચર્ય અને કેવી દિવ્ય મધુર આ સાધના !

પણ પેલી પાડોશની બાળા તો હજી બંધનમાં સપડાઈ નથી. એ તો અલ્લડની અલ્લડ જ રહી છે. એનું પ્રેમળ તોફાન અને સ્વતંત્ર મનસ્વીપણું જોઈ કવિને સ્મરણ થયું ખળખળ વહેતાં અને પથ્થરો વચ્ચેથી કૂદકા મારતાં રમતિયાળ ઝરણાંનું. પંખીની જેમ આમથી તેમ ઊડતા એના મનને જોઈ, પવન સાથે રમતી વેણુવનની ઊંચી ઊંચી શાખાઓનું એને સ્મરણ થયું. વાંસના બેટોના દ્રીપકલ્પો તમે જોયા છે ? એક એક બેટ જાણે વનસ્પતિસૃષ્ટિનો ફુવારો ! જાડા-પાતળા બાંબુના છેડા કેવા સુંદર વળાંકે ઝૂકેલા હોય છે ! જાણે જીવનસમૃદ્ધ વનદેવીની શાંત શીતલ આતશબાજી જ ! કવિને જેમ ઉત્તરોત્તર નવી નવી કલ્પના સૂઝે તેમ વાંસના છેડા એક કરતાં એક ઊંચે ચડવા માંડે છે. તેમના આ ઉત્તરોત્તર વધતા જતા ઊભરા જોઈ પવનથીયે રહેવાતું નથી. ઘરમાં કોઈ પિતા નાની બાલિકાઓની રમત બગાડે એટલે તેઓ જે પ્રમાણે ખોટું ખોટું ચિડાઈ કલબલાટ કરી આનંદવૃદ્ધિ જ કરે છે, તે

જ પ્રમાણે પવન પાસે આવતાંવેંત વાંસના આ છેડા સુસવાટ કરવાનો ઢોંગ કરી એવા તો નાચવા માંડે છે કે તે નૃત્યને તાંડવ કહેવું કે લાસ્ય એ જ નક્કી કરવું કઠણ થઈ પડે.

પણ આજે રોજના જેવી સ્થિતિ નથી. વાદળોએ બ્રહ્માંડોનો બહિષ્કાર કરી પૃથ્વીનું જ એક નાનકડું ઈંડું બનાવી દીધું છે. તેને લીધે દરેક મનમાં કાંઈક ઘરગથ્થુ વાતાવરણ ઉત્પન્ન થયું છે. પશુપંખી, ઝાડપાન જેમ ભીંજાઈ તરબોળ થઈ જાય છે, તેવી જ રીતે પોતાને હજી ન ઓળખનારી એ બાળાની દશા થઈ. એનો સ્વભાવ જ બદલાઈ ગયો. કવિને લાગ્યું કે કાશ્મીરની જેલમ નદીનું જાણે વૂલર સરોવર જ થઈ ગયું! ખળખળ વહેતા ઝરણાનો આ નીરવ ગંભીર ધરો થયો શી રીતે, એનું કવિને આશ્ચર્ય થયું! પ્રખર ઉનાળો જઈ જેમ એકાએક આકાશ વાદળાંથી ઢંકાઈ જાય અને તેમાંથી નીકળતાં સૂર્યકિરણો મ્યાનમાંથી નીકળતી તલવારો જેવાં દેખાય, અને વિરાટ અવકાશ અંધારાની પછેડીમાં ગૂંગળાઈ જાય, તેવી જ સ્થિતિ થઈ તે બાળાની. તે સ્વાતંત્ર્યમાં ઊછરેલી હોવાથી, અને એનામાં કૃત્રિમતાનો લવલેશ ન હોવાથી તેના મન પર પોતાનાં ભાઈબહેન અને બા કરતાં જુદું જ અને ઊંડું પરિણામ થયું તે વાતાવરણનું.

કવિ પોતાના મનને પૂછે છે કે, 'આ રમતિયાળ છોડી આમ એકાએક સ્તબ્ધ શેં થઈ? એણે વાતાવરણમાં શું જોયું? હવામાંથી એણે શું સાંભળ્યું?' કવિને લાગ્યું, સૃષ્ટિના આરંભમાં, હવાના કંઠમાં, પાણીની ભાષામાં સર્જનનો જે સંદેશો પ્રકૃતિએ ઉચ્ચાર્યો, તે જ સંદેશો અનંતકાળ યાત્રા કરતો કરતો, સ્મરણવિસ્મરણનાં મોજાંઓ વટાવી મજલ–દડમજલ કૂચ કરતો આ બાળા પાસે પહોંચ્યો છે! અને મેઘવાણીએ એને એ સંભળાવ્યો છે! તેથી જ એ બાળા આજ સુધીનાં બધાં બંધનો બાજુએ ખસેડી વિશ્વ પ્રસવિની પ્રકૃતિમાતા સાથે એકરૂપ થઈ છે. આ સાર્વભૌમ વાણી સાંભળતાંવેંત ચંચળ બાળકીની ખળભળ એકદમ બંધ પડી અને તે અખંડ કાળની નિસ્પંદ પ્રતિમા પ્રમાણે મીટ માંડીને જોતી રહી. એના સ્વભાવમાં, એની પ્રકૃતિમાં અને એની જીવનપ્રેરણામાં આજના આ એક જ દિવસના અનુભવે કાયમનો ફેરફાર થાય તો જરાયે આશ્ચર્ય નહીં.

બાળપણ અને યૌવનના સંધિકાળની અચૂક ઘડી કવિને સાંપડી એ માત્ર ધન્ય આશ્ચર્ય ખરું.

## ૪. મેઘદૂત

૧

મિલનના પ્રથમ દિવસે શરણાઈ શું બોલી હતી? એણે કહ્યું હતું, 'મને જે વ્યક્તિ દૂરની લાગતી હતી તે જ આજે મારી પાસેમાં પાસેની આત્મીય થઈ છે.

શરણાઈએ એમ પણ કહ્યું કે, 'પકડાયા છતાં જે પકડાયા જેવું લાગતું નથી તે આજે પકડાયું છે અને જે મળવાથી બધી જ મિલકત કરતાં વધારે નીવડે છે તે આજે મળ્યું છે.'

તો પછી રોજ જ શરણાઈ એમ શા માટે વાગતી નથી?

કારણ કે અર્ધી વાત આજે ભુલાઈ ગઈ છે. એટલું જ ધ્યાનમાં રહ્યું કે તે પાસે છે. પણ તે દૂર પણ હોઈ શકે છે એ તો ધ્યાનમાં રહ્યું જ નહીં.

પ્રેમના જે અર્ધભાગમાં મિલન હોય છે તેટલો જ ભાગ નજરે દેખાય છે. પણ જે બીજા અર્ધભાગમાં વિરહ રહેલો છે તે માત્ર દેખાતો જ નથી. તેથી 'દૂરત્વ'નું જે ચિરતૃપ્તિહીન જોવાનું હોય છે તે નજરે પડતું નથી, કેમ કે 'નજદીકી'નો પડદો એની આડે આવે છે.

બે વ્યક્તિઓ વચ્ચે જે અનંત આકાશ હોય છે ત્યાં બધું જ નિ:શબ્દ હોય છે. ત્યાં શબ્દોને અવકાશ નથી. આ વિરાટ નિ:શબ્દતાને શરણાઈના સૂરોથી ભરી કાઢવાનું હોય છે. અનંત આકાશનું પોલાણ ન મળે તો મુરલી વાગી જ ન શકે.

અમારી વચ્ચેનું એ આકાશ વાવંટોળિયાથી વ્યાપ્ત થયું છે — રોજના કામકાજથી અને વાતોથી ભરાઈ ગયું છે. દરરોજની શંકાકુશંકાઓથી અને ક્ષુદ્રતાઓથી ગૂંગળાઈ ગયું છે.

૨

કોક કોક વાર ચાંદની રાતનો પવન વાય છે અને આંખ ઊઘડે છે ત્યારે હૃદય વેદનાથી ભરાઈ આવે છે. પથારી પર બેઠાં બેઠાં યાદ આવે છે કે મારા માણસને તો હું ગુમાવી બેઠો છું.

આ વિરહ — મારા અનંતત્વ ને એના અનંતત્વ વચ્ચે થયેલા વિરહને દૂર કરવો શી રીતે?

દિવસ પૂરો થતાં બધું કામકાજ આટોપી ઘરે પાછા આવી જેની સાથે હું ઘડીક વાત કરતો તે કોણ હતી? તે તો જગતની હજારો વ્યક્તિઓમાંની જ એક હતી. એને મેં ઓળખી, પારખી. બધું જ એક રીતે પૂરું થયું હતું. પરંતુ એનામાં અનન્તરૂપે વસનારી જે ખાસ મારી વિશિષ્ટ વ્યક્તિ — સર્વસ્વી મારી જ — તે છે ક્યાં? તેને ફરી ક્યાં શોધવા જાઉં — કઈ અમર્યાદ કામનાને તીરે?

તેની સાથે ફરી એક વાર બેસી વાતચીત કરવા માટે વખત ક્યાંથી મળશે, વનમલ્લિકાની સુગંધથી મહેકી ઊઠેલી નવરાશની કઈ અંધારી સંધ્યા?

૩

એવે સમયે પોતાની છાયાનો પાલવ ઉડાડતી નવવર્ષા, પૂર્વ દિગન્તમાં આવી ઊભી. ઉજ્જયિનીના કવિનું સ્મરણ થયું. મનમાં થયું, પ્રિયા પાસે દૂત મોકલું. હે મારા ગીત, કરો ઉડ્ડયન અને નજદીકીની લાલસાનું આ અતિ દૂરનું અને દુર્ગમ નિર્વાસન પાર કરી જાઓ.

ત્યારે હવે એમને જવું પડશે કાળની ઊલટી દિશામાં શરણાઈના કાંપતા સૂરોની પાછળ પાછળ અમારા પ્રથમ મિલનના દિવસ તરફ — અમારા તે દિવસ તરફ જે ચરાચર વિશ્વની ચિરવર્ષાની અને ચિરવસંતની સુગંધથી અને ક્રંદનથી, કેતકીવનના દીર્ઘ નિઃશ્વાસથી અનેશાલમંજરીના ઉત્કટ આત્મનિવેદનથી ઊભરાઈ રહ્યો છે.

શાંત તળાવના કિનારાની નારિયેળીથી મર્મર-મુખરિત વર્ષાના સ્વરને જ મારો અવાજ માની તેને, પોતાના છૂટા વાળનો હળવો અંબોડો બાંધી, કમરે પાલવ ખોસી, સંસારમાં વ્યસ્ત એવી મારી પ્રિયાને કાને પહોંચાડો.

૪

દૂર દૂરનું પેલું અસીમ આકાશ આજે વનરાજી-નીલી ધરતીના ઓશીકા તરફ ઝૂકી હળવેથી તેના કાનમાં બોલ્યું, 'હું તારો જ છું.'

પૃથ્વી બોલી, 'એ કેમ બને? તું છે અસીમ ને હું તો છું નાની.' આકાશે કહ્યું, 'મેં પોતાને ચારે તરફથી મારાં જ વાદળોની સીમામાં બાંધી લીધો છે.'

પૃથ્વી બોલી, 'કેટલી અનંત વિપુલ છે તારી જ્યોતિમંડળોની સંપત્તિ. મારી પાસે તો પ્રકાશનો વૈભવ પણ નથી.'

આકાશે કહ્યું, 'આજે હું મારા ચંદ્રસૂર્યતારા બધું જ ગુમાવી બેઠો છું. આજે તો એક તું જ મારી છે.'

પૃથ્વી બોલી, 'આંસુઓથી છલોછલ ભરેલું મારું હૈયું વાયુના દરેક સપાટા સાથે ચંચળ બની કંપવા લાગે છે અને તું તો સાવ અવિચળ રહે છે.'

આકાશે કહ્યું, 'મારાં આંસુ પણ આજે ચંચળ થયાં છે તે શું તું નથી જોતી? આજે મારું આ વક્ષઃસ્થળ પણ તારા શ્યામલ ઉરની જેમ શ્યામલ થયું છે.'

એટલું બોલી એણે આકાશ અને પૃથ્વી વચ્ચેના ચિરવિરહને પોતાની આંખોના અશ્રુજલના ગાયનથી ભરી કાઢ્યું.

આકાશ અને પૃથ્વીના એ વિવાહમંત્રનું ગુંજન ગાતી નવવર્ષા અમારા વિચ્છેદમાં અવતરો. મારી પ્રિયામાં જે કાંઈ અનિર્વચનીય છે તે જ — અકસ્માત્, ઝંકૃત થયેલા વીણાના તાર પ્રમાણે ઝંકૃત થાઓ. એ પણ દૂર દૂર દેખાતા વનના રંગ જેવો પોતાનો નીળો સાળુ માથા પર લો. એની કાળી ભમ્મર આંખોમાં મેઘમલ્લારની બધી મીંડો આર્ત થઈ ઊઠો. અને બકુલમાળા પણ એની વેણીની લટની વળણવળણની શોભા વધારી કૃતાર્થ થાઓ.

તમરાંના (રાતકીડાના) ઝંકારથી જ્યારે વેણુવનનો અંધકાર થરથરવા માંડે છે, જ્યારે દીપકની જ્યોત વર્ષાની હવામાં હાલી હાલીને ઓલવી નાખવામાં આવે છે તે વખતે તે પોતાનું નજદીકીનું જગ છોડી ભીંજાયેલા સુગંધિત ઘાસની વનવાટે થઈને મારા નિભૃત હૃદયની નિશીથ રાત્રિમાં પ્રવેશ કરો.

*

## નિરૂપણ — 'મેઘદૂત'નું

પોતાના આ નવ્ય-મેઘદૂતના આરંભમાં બંગકવિએ પોતાનું પ્રેમ વિશેનું તત્ત્વજ્ઞાન ટૂંકામાં કહી દીધું છે. લગ્ન પહેલાં પ્રેયસી કેવળ ધ્યાનમૂર્તિ હોય છે. આપણે પૃથ્વી પર અને તે સ્વર્ગમાં, અજ્ઞેય અને અપ્રાપ્ય. પછી સાધના અથવા આરાધના પૂર્ણ થયા પછી વરપ્રસાદ તરીકે જ્યારે એની પ્રાપ્તિ થાય છે ત્યારે જે અજ્ઞાત હતી તે પૂર્ણ પરિચિત બને છે. જે અપ્રાપ્ય હતી તે પોતા સાથે એકજીવ થઈ જાય છે. પ્રણયારાધનાના દિવસોમાં એનું સુદૂરનું રૂપ જે પરિચિત હતું તે મિલન થતાંવેંત એકાએક લુપ્ત થાય છે અને તેથી પ્રેમદર્શન એકાંગી બની નીચે ઊતરે છે. મિલનના ઉન્માદમાં ભાનેય રહેતું નથી કે આપણે એક સ્વર્ગીય દર્શન ગુમાવ્યું છે. દેવમંદિરમાં જે રીતે ઉપાસનામૂર્તિ અને ઉત્સવમૂર્તિ એવી ભિન્ન ભિન્ન બે મૂર્તિઓ હોય છે તે જ રીતે પ્રેમમંદિરમાં પણ એક ધ્યાનમૂર્તિ અને બીજી મિલનમૂર્તિ એમ બે મૂર્તિઓ હોય છે. મિલનમૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા થતાંવેંત ધ્યાનમૂર્તિનું વિસર્જન થાય છે, આ મોટો દોષ છે, અને માટે જ પૂર્ણ સાક્ષાત્કાર સારુ ઈશ્વર પાસેથી વિરહનું નવું વરદાન મળે છે અને પછી સંસ્કાર-ગંભીર હૃદયને સમજાય છે કે મિલનમૂર્તિ પ્રાકૃત હતી — પાર્થિવ હતી. ખરી દિવ્યતા તો ધ્યાન-મૂર્તિની જ. મિલનમૂર્તિની અત્યન્ત નિકટતાને કારણે ધ્યાનમૂર્તિ દૂર થઈ હતી. ધ્યાનમૂર્તિનું સાંનિધ્ય મેળવવા મિલનમૂર્તિને કોરે ખસેડવા માણસ સહસા તૈયાર થતો નથી અને પ્રેમનો પૂર્ણ સાક્ષાત્કાર કરાવ્યા વગર ભગવાનને કૃતકૃત્યતા લાગતી નથી. તેથી જ તે કઠોરપણે આટલી કૃપા કરે છે.

કવિએ જોયું કે ધ્યાનમૂર્તિ જ્યારે સ્વર્ગમાંથી ઊતરીને મિલનમૂર્તિ બની ત્યારે, પ્રજાપતિના સંભવના તે ક્ષણની સાક્ષી હતી વિવાહની શરણાઈ. તેના જ સૂરો વડે જો તે વખતના સંગીતને આરાધીએ તો તે જરૂર આપણા હૃદયને એ ધ્યાનમૂર્તિ તરફ ફરી લઈ જશે. મિલન અને વિવાહ આ બે દલો વડે જ પ્રેમબીજ સંપૂર્ણ બને છે — સચેતન બને છે.

પ્રાચીન કવિઓએ શૃંગારના બે ભાગ અથવા પ્રકાર કલ્પ્યા છે. એક સંભોગ શૃંગાર, બીજો વિપ્રલંભ શૃંગાર (વિપ્રલંભ = વિરહ). પહેલો હોય છે ભોગ-પ્રધાન અને બીજો હોય છે ભાવનાપ્રધાન. પહેલો પાર્થિવ તો બીજો સ્વર્ગીય. વિવાહના પ્રારંભમાં જેમ પૃથ્વીનું અને સ્વર્ગનું મિલન થાય છે, તેમ જ વિરહ પછીના સ્મરણકાળમાં પણ થવું જોઈએ. એટલા માટે જ મેઘદૂત અને ગાનદૂતની બેલડીને મોકલવાનું અને હૃદયના સંદેશવાહક બનવાનું અહીં યોજ્યું છે.

પ્રિય પત્નીના મૃત્યુ પછી સત્તર વર્ષે જો એનું સ્મરણ કરવું હોય તો માત્ર સત્તર વર્ષ પાછા જઈ અંતિમ દિવસનું જ સ્મરણ શા સારુ? બીજાં તેટલાં જ વર્ષો પાછા જઈ પ્રથમ મિલનના દિવસના અપૂર્વ અનુભવને જ કાં તાજો ન કરવો?

વિવાહનો પ્રથમ દિવસ ખરેખર અદ્વિતીય જ હોય છે. જે કન્યા પોતાને કુમારી કહેવડાવતી ફરતી હતી, તે જ, મંત્રાક્ષત માથા પર પડતાંવેંત એકાએક

ગૃહિણી બને છે. તે ક્ષણ પછી તે કોઈ કાળે પોતાને કુમારી કહેવડાવી ન શકે. કુમારનું પણ એમ જ. જે દિવસે એણે પ્રથમ ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો તે દિવસે એના જીવનમાં આમૂલાગ્ર ફેરફાર થયો.

અને આપણા દેશમાં વિવાહ એ ખરેખર જ એક રોમાંચકારી આશ્ચર્ય જ છે. દુનિયામાં જો કોઈ સાથે ઓછામાં ઓછો પરિચય હોય તો તે પત્ની સાથે પતિનો, અને પતિ સાથે પત્નીનો. એકબીજા સાથે બોલવાનીયે ચોરી, એકબીજા તરફ જોવું હોય તોયે તે જેમતેમ અને ચોરીને જ. પોતપોતાના મનોરાજ્યમાં બંને એકબીજા વિશે ફાવે તેવી કલ્પના કરી લે. પણ તે સૃષ્ટિ પોતાની જ બનાવેલી. ઉભયસામાન્ય એવી વાસ્તવ સૃષ્ટિ નહીં. આ કલ્પનાસૃષ્ટિને કારણે બંનેનું મિલન સહેલું થવાને બદલે કંઈક અંશે અઘરું જ થતું હશે. પોતે ઉપજાવેલી સૃષ્ટિને એક ક્ષણમાં છોડવી પડશે અને એને ઠેકાણે અજ્ઞાત, અપરિચિત, અનનુભૂત એવી નવી સૃષ્ટિનો સ્વીકાર એકાએક કરવો પડશે. જગતમાં બીજા લોકો સાથે જે પરિચય થાય છે તે કટકેકટકે થોડોક થોડોક થાય છે અને તે પણ ધીરે ધીરે ક્રમે ક્રમે થાય છે અને વધે છે. અહીં તો મંત્રસામર્થ્ય પર વિશ્વાસ રાખી, વડીલોના આશીર્વાદનું બળ લઈ, પ્રેમદેવની પ્રેરણાનુસાર એકદમ જ સંપૂર્ણ સ્વીકાર કરવાપણું હોય છે, સંપૂર્ણ આત્માર્પણ કરવાપણું હોય છે. આવી ઘડી તે ખરેખર શ્રદ્ધાની અને આસ્તિકતાની પરિસીમા જ છે.

*

વિયોગનો ઉદ્વેગ શાંત થયા પછી અને ઘણા દિવસો પછી સ્વાભાવિક સાંત્વને મન વળ્યા પછી જો પ્રિયજનનું સ્મરણ કરવું હોય તો જીવનની આ એકમાત્ર દિવ્ય, અદ્વિતીય ક્ષણનું જ કરવું જોઈએ. કીડામાંથી જે ક્ષણે પતંગિયું બને છે, ઈંડામાંથી જે ક્ષણે બચ્ચું બહાર નીકળે છે તે ક્ષણે એમને જે અનુભવ થતો હશે તેના કરતાં આ પ્રથમ મિલનનો અનુભવ જરાયે ઓછો ચમત્કારી નથી હોતો. પ્રેમના ઉત્કર્ષનું પવિત્રપણે જો સ્મરણ કરવું હોય તો આ પાવક ક્ષણથી જ પ્રારંભ કરવો સારો.

સત્તર વર્ષના વિરહને અંતે એકાકી જીવનમાં आषाढस्य प्रशम * દિવસે ઘનઘોર વાદળે આવી જે ધમસાણ મચાવ્યું, તેને પરિણામે એ જ વાદળને પ્રેમસંદેશાનું ગીત સાથે આપી મોકલવો હોય તો તેની પાસે ચોત્રીસ વરસની સ્મરણયાત્રા કરાવવી એ અપરિહાર્ય અને બધી રીતે યથાયોગ્ય જ છે.

આકાશ અને પૃથ્વીનું મિલન દરેક વર્ષાઋતુમાં થાય છે. ક્યાં આ વિસ્તીર્ણ આકાશ અને ક્યાં હું નાનકડી પૃથિવી એવું એને ન લાગે અને પ્રેમની દીક્ષાની આપલે કરતાં નાનામોટાના ભેદ રહે એટલા માટે આકાશ મેઘની મર્યાદા સ્વીકારી, તારાના વૈભવને કોરે મૂકી, અનન્ત નીલિમાને શ્યામવર્ણથી ઢાંકી દઈ, સજળ નયનોમાં પ્રેમની ઉત્કંઠા વ્યક્ત કરતો પૃથ્વીને મળવા આવે છે. અને વૈભવમાં,

* પ્રશમ – સારો, શુભ.

ચાતુર્યમાં, વયમાં અને અનુભવમાં પોતાને સાવ જ નગણ્ય ગણનારી નમ્રમધુર પૃથ્વી જ્યારે પોતાની અલ્પતા આગળ કરી મિલનનો સંકોચ બતાવે છે ત્યારે આકાશને એ સંકોચ પોતાની મિલનોત્સુક ભાષા વડે દૂર કરવો પડે છે. આકાશ ખરેખર પોતા અને પૃથ્વી વચ્ચેના અપરિમેય અંતરને દૂર કરી પૃથ્વીને અપનાવે છે—પોતાની કરે છે. દરેક દેશના દરેક યુગના કવિઓએ દ્યાવાપૃથ્વીનો આ મિલનોત્સવ ગાયો છે. આવે પ્રસંગે કવિને જો પોતાના પ્રથમ મિલનનું સ્મરણ થાય તો તેમાં આશ્ચર્ય શેનું ?

કાલિદાસના યક્ષનો વિરહ વર્ષભોગ્ય જ હતો, અને એના મેઘને રામગિરિથી હિમાલય સુધી જ જવાનું હતું. આપણો કવિ આ નવમેઘને કાળના ગર્ભમાં—ભૂતકાળની દિશામાં ચોત્રીસ વર્ષનું અંતર કાપવાનું કહે છે અને આ વિરહ કાલમર્યાદિત નહીં પણ ચિરવિરહ છે. દુષ્યંતને એની શકુંતલા સ્વર્ગભૂમિમાં, મરીચિ ઋષિના આશ્રમમાં સદેહે અને પુત્ર સાથે મળી. કવિ એની પ્રેયસીને સ્મરણના પુણ્યક્ષેત્રમાં, આત્માના ચૈતન્યમય વાતાવરણમાં, હૃદયચક્ષુ દ્વારા પ્રત્યક્ષ કરવા માગે છે. કાલિદાસ પછી મેઘને માટે આવું મહત્કાર્ય કરવાની આ પહેલવહેલી તક હશે. આટલાં વર્ષોમાં ઈન્દ્રના આ પ્રકૃતિપુરુષમાં ચાતુર્ય આવ્યું જ હશે, પણ એના ઘડપણને ધ્યાનમાં લઈ કવિએ એની મદદમાં ગાયનને મિશે, પોતાનું હૃદય આપ્યું છે. પોતાની પ્રતિભા પર પ્રૌઢ કવિનો આટલો વિશ્વાસ તો હોય જ. અને ગાયન એ આત્માની ભાષા છે તેથી એ સંદેશો પહોંચ્યો હશે જ એ વિશે શંકા કરવાનું કારણ નથી.

(મેઘદૂતના આ પ્રવચનમાં એક ઠેકાણે 'નવ્ય મેઘદૂત' શબ્દ વાપર્યો છે. કહે છે કે ષડ્‌દર્શનમાંના ન્યાય-દર્શન પર સૌથી પહેલાં બંગાળીઓએ નવીન પદ્ધતિથી ભાષ્ય કર્યું અને એને 'નવ્ય ન્યાય' નામ આપ્યું. તેવી જ રીતે બંગકવિની આ મેઘદૂત આવૃત્તિ 'નવ્ય-મેઘદૂત' છે.)

## ૫. શરણાઈ

૧

શરણાઈની વાણી છે ચિરકાળની વાણી ! શિવજીની જટામાંથી નીકળેલી ગંગાની ધારા—દરરોજની માટીની દુનિયાના વક્ષઃસ્થલ પરથી વહે છે. જાણે અમરાપુરીનું બાલક આ મૃત્યુલોકની ધૂળમાં સ્વર્ગ-સ્વર્ગ રમવાને ઊતરી આવ્યું હોય.

રસ્તાની બાજુએ ઊભો રહી શરણાઈ સાંભળું છું ત્યારે હૈયામાં શું થાય છે તેનું રહસ્ય પામી શકાતું નથી. નિત્યનાં પરિચિત સુખદુઃખો સાથે એની તાલાવેલીનો તાલ બેસાડવા જતાં મેળ બેસતો નથી. ત્યારે સમજાય છે કે પરિચિત હાસ્ય કરતાં તે કેટલી વધારે ઉજ્જવળ છે અને પરિચિત અશ્રુ કરતાં કેટલીયે વધારે ઊંડી ગંભીર છે.

એમ પણ લાગ્યા કરે છે કે ઓળખેલું સાચું નથી હોતું, ન ઓળખેલું જ સાચું. મનમાં આવો દુનિયાથી નિરાળો ભાવ આવે છે શી રીતે? શબ્દ આનો કશો જવાબ આપી શકતો નથી.

૨

આજ સવારે જાગ્યો ત્યારથી સાંભળું છું, લગ્નઘરે શરણાઈ વાગે છે.

વિવાહના આ પહેલા દિવસના સૂરો સાથે પછીના હંમેશના દિવસોના સૂરોનો મેળ ક્યાં બેસે છે! અવ્યક્ત અતૃપ્તિ, ઊંડી નિરાશા, અવહેલના, અપમાન, અવસાદ, તુચ્છ કામનાનું કાર્પણ્ય, ગંદો અને નીરસ કલહ, ક્ષમાહીન ક્ષુદ્રતાનો સંઘાત, ચીલે પડેલી જીવનયાત્રાનું ધૂળે ખરડાયેલું દારિદ્રય – શરણાઈની દિવ્ય વાણીમાં આભાસ પણ ક્યાંય જણાય છે આવી વાતોનો?

સંસાર પર પડેલા આ સર્વપરિચિત વાતોના પડદાને આ ગાતા સૂરોએ એક ઝટકે ફાડી ફેંકી દીધો.

જન્મજન્માંતરના કયા યુગલની શુભદૃષ્ટિ કયા લાલ વસ્ત્રના અવગુંઠનમાંથી થઈ રહી છે એનું ભાન શરણાઈના સૂરે સૂરે થવા લાગ્યું.

જયારે ત્યાં જન્મોજન્મનાં વરવધૂની માળાઓની અદલાબદલીનો સૂર શરણાઈએ છેડયો ત્યારે આ દુનિયાની પરણતી કન્યા તરફ મેં જોયું – એના ગળામાં સોનાનો હાર, પગમાં ઝાંઝરની જોડી; જાણે આંસુઓના સરોવરમાં ઊગેલાં આનંદ-કમલ પર જ ઊભી છે!

સૂરોના અંતરમાં પેસી જોતાં તે આ જગતનું જ એક પ્રાણી છે એવું ઓળખવું પણ કઠણ હતું. એક પરિચિત કન્યા એક અપરિચિત ઘરની પુત્રવધૂ થયેલી દેખાઈ.

શરણાઈ કહેતી હતી, આ જ સત્ય છે.

*

## નિરૂપણ – 'બાંશી'નું

શરણાઈ કેટલું સાદું વાજિંત્ર છે! લાકડાની એક કાણાં પાડેલી નળી, એના મોઢામાં તાડપત્રના ટુકડાની બેસાડેલી જીભ. પણ આ આટલું સહેલુંસાદું વાદ્ય થોડી હવાની મદદથી સ્વર્ગીય સંગીતને ધરતી પર ઉતારે છે. સતારના સૂર અને વીણાના ઝંકારનો પ્રભાવ જુદો છે. તે ધ્વનિ કોરી કાઢેલો અણિશુદ્ધ હોય છે, ઘડાયેલો હોય છે. ચોખો કણખર વાગે છે. પણ શરણાઈના સૂર જાણે રેશમથી વણાયેલા હોય છે. કોઈ ફુવારાનાં પાણી ઊડે તેમ શરણાઈના આર્દ્ર સ્વર બહાર નીકળી જઈ અંતરને વીંધે છે, ચોંટે છે, એને તરબોળ કરે છે. સતારના સ્વર કાપે છે, ઘા કરે છે. શરણાઈના સૂર ગદબદિયાં કરે છે, અને જીવને બાવરો કરી મૂકે છે. પાપડખાર વડે વાસણ માંજી કાઢવાથી તે જેમ કોરાં ચળકતાં બને છે તેવા જ નીકળે છે સતારના સૂર. લાકડાના અથવા પથ્થરના વાસણને જરાક તેલનો હાથ ફેરવતાં તે જેમ સુંવાળાં થાય છે, જરાક માખણ લગાડતાં તે જેમ લીસાં સુંવાળાં બને છે તેવા હોય છે શરણાઈના સૂર. છેક નાનપણથી આપણે મંદિરની

અથવા રાજમહેલની શરણાઈના સ્વર સાંભળતા આવ્યા છીએ.

પરોઢિયે લોકોનો પગરવ શરૂ થયા પહેલાં જ શરણાઈ વાગવા માંડે છે, અને આપણામાં નવી સ્ફૂર્તિ, નવું ચૈતન્ય ઉત્પન્ન કરે છે. આજનો આખો દિવસ આનંદમાં જશે એવી અપેક્ષા ઉત્પન્ન કરે છે. ત્યાર પછીના પ્રહરે શરણાઈ વાગે છે ત્યારે લાગે છે કે તે હૃદયને જાણે સ્નાન જ કરાવે છે.

દસ-અગિયાર વાગ્યે શરણાઈને ફરી ઊભરો આવે છે. તે વખતે નક્કી કરવું મુશ્કેલ કે આ અસ્વસ્થતા ભૂખને લીધે છે કે શરણાઈના સૂરોની. ભૂખની જ અસ્વસ્થતા હોય તોયે તેમાં આટલું અલૌકિક માધુર્ય ઉત્પન્ન કર્યું આ શરણાઈએ જ.

બપોરની શરણાઈ કેટલી ઊંઘણશી હોય છે; પણ તે હોય છે ટીખળી. આંખભર ઊંઘવાય દેતી નથી અને ચોંકી ઊઠીને કામે લાગીએ તો તેમ પણ કરવા દેતી નથી. એકાદ મીઠી વાત સાંભળતાં હોઈએ અને ઊંઘ પણ આવતી હોય. તે વખતે જે રીતે નિદ્રારસ અને કથારસની ફૂલગૂંથણી થાય છે તેવી જ વેણી ગૂંથવાનું કામ આ શરણાઈ કરે છે.

સાંજની શરણાઈના સૂર જેમ માથામાં ઘૂસે છે તેમ જ પગમાં પણ પહોંચી જાય છે અને માણસને ઘરમાંથી ખેંચી કાઢી દેવદર્શને લઈ જાય છે. સૂર્યાસ્તના રંગ, ઘેરાતું અંધારું, સુગંધી ધૂપનો ધુમાડો અને ભાવપૂર્ણ સ્તોત્રોના વાતાવરણમાં શરણાઈના સૂરો એવા તો ભળી જાય છે કે તે પોતાની એક અનોખી નવી સૃષ્ટિ જ ઉત્પન્ન કરે છે.

અને છેવટે રાત્રે—ઉત્તર રાત્રે—ભગવાનની આરાધના કરવા બેસીએ, દિવસભરની તારવણી કાઢી ગંભીર થયા હોઈએ, ત્યારે શરણાઈ કહે છે—મને પણ આવડે છે ગંભીર થતાં. અંતર્મુખ થવામાં મારો ઉપયોગ કાંઈ નાનોસૂનો નથી.

શરણાઈના સૂર છેક બાળપણથી સાંભળેલા છે. તે ને તે જ સ્વર ફરી ફરી કાને પડી પોતાની ચિરપરિચિત પણ અલૌકિક સૃષ્ટિ ઊભી કરે છે. જાણે સ્વર્ગને જ પૃથ્વી પર આણવાનું કામ આ સૂરો કરે છે. આ વર્ણનમાં લગીરે અતિશયોક્તિ નથી. તેનું તે જ ચિરપરિચિત જગત શરણાઈના સૂરોમાં નાહી—નિરાળું જ દેખાવા લાગે છે. બાગનાં ઝાડપાન પર સંધ્યાકાળના સૂર્યનાં સોનેરી કિરણો પડતાંવેંત ઝાડ બદલાઈ જ જાય છે અને લાગવા માંડે છે કે અહીંનાં હમેશનાં ઝાડો અલોપ થયાં છે અને તેમની જગા લેવા માટે નંદનવનનાં દિવ્ય વૃક્ષ અહીં આવી ઊભાં છે; તે જ રીતે આ શરણાઈના સૂર આસપાસની સઘળી સૃષ્ટિને નવો જ ઓપ આપે છે અથવા એના પર મીનો ચડાવે છે.

આ નવા જગનો પ્રભાવ હૃદયમાં એટલે ઊંડે સુધી પહોંચે છે કે, નિત્યનું ગદ્યજગત તે ખોટું અને શરણાઈના સૂરોથી રંગાયેલી આ સંગીત-સૃષ્ટિ જ ખરી, એવો હૃદયને પ્રત્યય થાય છે.

મંદિરોમાં હવે પહેલાંની જેમ શરણાઈ અને ચોઘડિયાં વાગતાં નથી. રાજમહેલો તો અંગ્રેજી રાજ્ય થયા પછી લોકવસ્તીમાંથી ઊઠી શહેરની બહાર જઈ વસ્યા છે.

અને ત્યાં પણ શરણાઈ અને ચોઘડિયાંનું સ્થાન પરદેશી બૅન્ડને મળવા લાગ્યું છે. કોઈક વારતહેવારે શરણાઈ વાગે છે ખરી. પણ પેલી ચિરપરિચિત ગંધર્વસૃષ્ટિ ઉત્પન્ન કરવાને બદલે પોતાના ગત વૈભવનો વિલાપ જ એ કરતી હોય છે. તેથી આજકાલ શરણાઈ સંભળાય છે ફક્ત લગ્નસરામાં જ. આજકાલ લગ્નપ્રસંગે શરણાઈ કદી કાને પડે એટલે મનમાં વિચાર આવે છે કે, કોઈ એક કુમળો છોડ એક બાગમાંથી ઉખેડી બીજા બગીચામાં વવાય છે અથવા એક ડાળ કલમ થાય છે. અને એ આવશ્યક તથા ઈષ્ટ ક્રિયામાંનું દુઃખ ઢાંકી કાઢવાનો આ પ્રયત્ન ચાલ્યો છે.

પતિગૃહે જનારી નવવધૂ શરણાઈના સૂરો સાંભળી જે નવા આયુષ્યની કલ્પના કરે છે તે જ આયુષ્યનો અનુભવ એને મળે છે ખરો ? પીઠી અને અભ્યંગ સ્નાન, મિષ્ટાન્ન અને સુંદર કપડાં, માનપાન અને વિનોદ, મંત્ર અને હોમહવન આ બધાના વાતાવરણને લીધે જીવન વિશે જે પ્રસન્ન, પવિત્ર અને સર્વમંગલ કલ્પના મનમાં રચાય છે તેનો અનુભવ આગળ જતાં થઈ શકે છે ખરો ?

પછી જ્યારે સાસુનો ત્રાસ અને પતિની અનાસ્થા, પિયરના લોકોની લાચારી અને તેમાંથી ઉત્પન્ન થનારી ઉપેક્ષા, હૈયામાં ઊઠનારી નવનવી આશાઓ અને તેની થતી ગૂંગળામણ, આ બધાનો કઠોર અનુભવ મળવા લાગે છે ત્યારે એ કિશોરી વિચારતી હશે કે, શરણાઈના સૂર બંધ થયા તે કારણે જ આ આવું થયું છે. શરણાઈ જો ફરી વાર વાગવા લાગે તો બધું આપોઆપ જ સરળ થઈ જશે. કાંટાને ફૂલો ઊગશે, ચીમટા ચુંબન જેટલા મીઠા બનશે, અને મહેણાંટોણાં વિનોદની જેમ ગદબદિયાં કરવા માંડશે. આ શરણાઈ શા માટે બંધ થઈ ? તેને ફરી બોલાવવા માટે કોને મોકલી શકાય ?

અનુભવી જગ કહે છે કે, દુઃખ સત્ય છે, સુખ મિથ્યા છે – કેવળ માયા જ છે. શ્રદ્ધા કહે છે કે, શરણાઈની સૃષ્ટિ જ સત્ય છે. નિઃસ્વન જગત, કોલાહલપૂર્ણ જગત — અંધકાર જેટલું ભીષણ હોવા છતાં અંધારા જેટલું જ અસત્ય હોવાનું. તેને હરાવવા માટે શસ્ત્રાસ્ત્રો લઈ સજ્જ થવાની જરૂર નથી. ફક્ત એક શરણાઈને વારંવાર વીનવીને, સમજાવીને આણી તેના જાગ્રત સૂરોનો પ્રકાશ કર્યો કે, બસ. બધું જ સરળ અને સીધું થવું જ જોઈએ. આ અનાથ જગને સનાથ કરવાનું સામર્થ્ય એક શરણાઈનું જ છે. બ્રહ્મદેવે સૃષ્ટિ ઉત્પન્ન કરી અને શરણાઈએ આવીને એને સુંદર અને શ્રવણ-સુભગ બનાવી. તેથી જીવનસાધનામાં શરણાઈની આરાધનાને જ પ્રાધાન્ય આપવું જોઈએ. શરણાઈ જ ખરી જીવનદેવી છે.

## ૬. સંધ્યા અને પ્રભાત

૧

અહીં સાંજ પડી છે. હે સૂર્યનારાયણ, કયા પ્રદેશમાં, કયા સાગરને પેલે પાર તમારું પરોઢ થતું હશે અત્યારે ? અહીં અંધારામાં રાતરાણી પુલકિત થઈ, શયન

ઘરનાં ઊમરા પાસે પહોંચેલી અવગુંઠનવતી નવવધૂની જેમ. આ જ વખતે પરોઢિયે ખીલનારો સોનચંપો ક્યાં ફૂલ્યો હશે ?

કોઈક અત્યારે જાગ્યું. કોઈકે રાત્રે સળગાવેલો દીવો ઓલવ્યો, અને રાત્રે ગૂંથેલી શેવંતીના ફૂલની માળા ફેંકી દીધી.

અહીં એક પછી એક બારણાના આગળા વસાવા માંડયા, ત્યાં બારીઓ ખોલાઈ. અહીં હોડી ઘાટ પર આવી ગઈ, નાવિક ઊંઘી ગયો; ત્યાં સઢમાં પવન ભરાયો.

ત્યાં બધાએ રાતની વીશી છોડી અને પૂર્વાભિમુખ થઈને ચાલવા લાગ્યા. તેમના કપાળ પર સવારનો તડકો ચળકે છે. તેમની યાત્રાની પૂંજી હજી ખૂટી નથી. તેમને માટે રસ્તાની બંને બાજુની બારી બારીએથી કાળી ભમ્મર આંખોમાંથી કરુણ કામના અનિમેષ ઊભરાઈ રહી છે; રસ્તાએ પણ તેમની આગળ જાણે પોતાની લાલ આમંત્રણપત્રિકા ઉઘાડી રાખી છે અને કહે છે, 'બધી તૈયારી થઈ ગઈ છે તમારે માટે.' એમના લોહીને તાલે તાલે જયભેરી વાગવા લાગી.

અહીં સર્વ જણ સંધ્યાકાળના મંદ પ્રકાશમાં તે દિવસની છેલ્લી હોડીમાં બેસી વિરામે પહોંચ્યા.

સરાઈના આંગણમાં એમણે પોતાનો કામળો પાથર્યો. કોઈ એકલું છે, તો કોઈના સાથીઓ થાકયાહાર્યા છે. આગળના રસ્તામાં શું શું છે તે અંધારાને લીધે જાણવું અશકય છે. પાછળ છોડેલા રસ્તા પર જે જે થયું તે વિશે એકબીજા સાથે વાતો ચાલે છે. વાતો કરતાં કરતાં તે તુંકાર પર આવે છે. છેવટે મૂંગા બેસે છે. પછી આંગણામાંથી જ ઊંચે જોય છે તો આકાશમાં સપ્તર્ષિ ઊગ્યા છે.

હે સૂર્યનારાયણ, તમારા ડાબા હાથ તરફની આ સંધ્યા, તમારા જમણા હાથ તરફની પેલી ઉષા આ બંનેને તમે એકત્ર આણોને ! આની છાયા પેલીના પ્રકાશને એક વાર ખોળામાં લઈ તેનું ચુંબન લે, આનો 'પૂર્વી' રાગ તેના 'બિભાસ'ને આશીર્વાદ આપી જાઓ.

*

## નિરૂપણ — 'સંધ્યા એ પ્રભાત'નું

૧

ઉષ:કાલ અને સંધ્યાકાલ — બે વચ્ચે કેવડું મહદંતર ! એકમાં હોય છે પુરુષાર્થી ઉત્સાહ જ્યારે બીજામાં હોય છે અનુભવની સમૃદ્ધિ. એકમાં હોય છે પ્રવૃત્તિનું પરાક્રમ જ્યારે બીજામાં હોય છે નિવૃત્તિની કલ્યાણકારી શાંતિ. એક છે વાવણી, બીજી છે લણણી. પ્રભાત સામાજિક છે તો સંધ્યા કૌટુંબિક છે. પ્રભાત સમયે પુરુષાર્થી લોક ઘરનાં પ્રિયજનોને નારાજ કરીને પણ દેશદેશાંતર ખેડવા જાય છે, સંધ્યા સમયે એ જ લોકો વીરને વેશે દેશવિદેશની સમૃદ્ધિ અને જીવનભરની અનુભૂતિ ઘેર લઈ આવે છે અને ઇષ્ટજનો સાથે એને માણે છે. સૂર્યનારાયણના આગમનથી લાલગુલાબી પ્રભાત ફૂલે છે. જ્યારે એના ગમનથી સંધ્યા નારંગી રંગે ખીલે છે.

સવિતાનારાયણ છે જ સનાતન કાળના યાત્રી. પ્રભાત એની આગળ આગળ દોડે છે, જ્યારે એની પાછળ પાછળ સંધ્યા ઊતરવા માંડે છે. ઉંદર-બિલાડીની રમત રમવા માટે જેમ કોઈ પિતા પોતાનાં બે બાળકોની આંગળી ઝાલીને આસપાસ દોડાવે છે, તે જ પ્રમાણે સંધ્યા અને પ્રભાતનાં ચક્કર ચાલુ જ હોય છે.

જેમ જીવનમાં વાર્ધક્યના ખોળામાં શૈશવ આવીને બેસે છે, વૃદ્ધ શિયાળાની આંગળી ઝાલવા માટે જેમ બાલ વસંત આગળ આવે છે, તે જ રીતે સંધ્યાના ખોળામાં બેસવા માટે અને એના ચુંબનરૂપી આશીર્વાદની ધન્યતા અનુભવવા માટે બાળક અરુણ એની પાસે કેમ ન આવે?

વાત સાચી છે. પણ દીર્ઘ દિવસ અને સુદીર્ઘ રાત્રિ બંને એ બે વચ્ચે અંતરાયરૂપે ઊભાં છે એનું શું કરાય? આ બેમાંથી એકનો પણ જો સંકોચ થાય તો પૂર્વી રાગના સૂરમાંથી બિભાસના સૂર ફૂટી નીકળે. કવિ રવીન્દ્ર પોતાના નામેરીને વીનવે છે કે, 'હે વિશ્વંભર! એવું દૃશ્ય એક વાર બતાવોને!' સૂર્યદેવ કહે છે, 'જરૂર જરૂર, જરા ઉત્તર ધ્રુવ તરફ આવી જાઓ. ત્યાં તમારી કલ્પના સિદ્ધ થયેલી જોશો. અને વાસનાની તૃપ્તિ અનુભવશો.'

અહીં મરાઠી કવિ કેશવસુતની એક કવિતા યાદ આવે છે —

दिवस बोलतो उठा उठा ।
रात्र विसावा घ्या म्हणते ।।

શૅક્સપિયરની પણ એવી જ એક કવિતા નાનપણમાં સાંભળી હતી. ગૂઢવાદી બ્લેક કવિએ પણ એવું જ કાંઈ ગાયાનું સ્મરે છે. આપણો બંગકવિ એને બદલે અહીં દિવસ અને રાત્રિ બંનેને એક બાજુએ ખસેડી ઉભય સંધ્યાને એકત્ર આવવા આમંત્રે છે.

લીલીછમ ધરતી પર દૂર સુધી તણાયેલો લાલ માટીનો રસ્તો એ તો મુસાફરોને રોજ સવારે મળતી આમંત્રણપત્રિકા જ છે. રાતનું અંધારું ઓસરતાંવેંત જ્યારે એ કુમકુમવર્ણા આમંત્રણનો વીંટો નજર આગળ ઊકલવા માંડે છે ત્યારે સાચા યાત્રીનાં 'ચરિત્રો' રોક્યાં રોકાતાં નથી — ચાલવા જ માંડે છે.

૨

નિરૂપણ તરીકે નહીં, પણ संध्या ओ प्रभात એ લિપિકા વાંચતાંવેંત નાનપણનું એક સંસ્મરણ જાગ્રત થયું તે અહીં આપવાનું મન થાય છે.

નાનપણમાં જ્યારે શાળામાં શીખ્યો કે પૃથ્વી ગોળ છે ત્યારે પહેલો વિચાર મનમાં આવ્યો તે એ કે આ ક્ષણે અહીં સંધ્યાકાળ થઈ અંધારું ઘેરાય છે, તે જ વખતે બીજે ક્યાંક પરોઢ થતું હશે અને અંધારું ત્યાંથી હટતું હશે. સૂર્યબિંબનો અસ્ત થતો જોઈ આપણે કહીએ છીએ — 'ગયો, ગયો. સૂરજ અસ્ત થયો, ડૂબ્યો. હવે તો તે દેખાતોયે નથી.' ત્યાંનાં બાળકો પૂર્વ તરફ મોઢું કરીને કહેતાં હશે — 'આ જુઓ લાલ રંગો પ્રકાશ્યા. હમણાં જ સૂર્ય ઊગશે. આવ્યો, આવ્યો. સોનાનું

સરોવર છલકાતું હોય તેવી એની માત્ર રેખા દેખાય છે; હવે મંદિરના ઘુમ્મટ જેવો ફુલાઈને એ ઉપર નીકળ્યો છે. હવે તો બરાબર દડા જેવો પૂર્ણ ગોળ થઈ આકાશમાં ઉપર આવી ગયો.'

આપણે અહીં સૂતા પહેલાં પાડા બોલીએ છીએ. ત્યાંનાં બાળકો પ્રભાતિયાં ગાતાં હશે. એક જ સૂર્ય ત્યાં પરોઢ કરે છે, ને અહીં અંધારું પાડે છે. કેટલું વિચિત્ર! વળી આ જ સૂર્ય કાલે ત્યાં સાંજ પાડશે અને અહીં પરોઢ લઈ આવશે. અમારો મોટો ભાઈ વિષ્ણુ અમ બન્ને ભાઈઓને હાથ પકડી ચક્કર ચક્કર ફેરવતો. આ રમતને અમે ઉંદર-બિલાડી કહેતા. અમે એકબીજાને પકડવાનો પ્રયત્ન કરતાં ગોળ ગોળ દોડીએ અને વિષ્ણુ અમને દૂર પકડી મળવા દે નહીં. તે વખતે અમને ફેર આવે તે પહેલાં જ વિષ્ણુને ફેર ચડી જતા અને રમત અટકી જતી. વિષ્ણુ અમારા બન્નેની વચ્ચે ઊભો રહેતો. અહીં સૂર્ય પૃથ્વીની બહાર રહી પોતે જ પ્રદક્ષિણા કરે છે અને સવાર-સાંજને ઉંદર-બિલાડીવાળી રમત રમાડે છે, કેવું વિચિત્ર!

પછી કેશુએ કહ્યું, 'અરે એમ નથી. સૂર્ય કાંઈ પૃથ્વીની પ્રદક્ષિણા કરતો નથી. ઊલટું પૃથ્વી જ સૂર્યની પ્રદક્ષિણા કરે છે. તો પછી આ પૃથ્વી જ વિષ્ણુની જેમ સવારને અને સાંજને હાથ પકડી ચક્કર ચક્કર ફેરવી એમને ઉંદર-બિલાડીની રમત રમાડતી હોવી જોઈએ.' મારી કલ્પનાશક્તિ જોઈ વિષ્ણુ ખુશ થયો અને એણે એની શાબાશી આપવા માટે મને ધપ્પે ધપ્પે ધીબી કાઢયો, 'બસ, ભઈ બસ' કહેતાં પણ હું થાકચો.

ત્યાર પછી લાગ્યું કે સવાર અને સાંજ કોઈ કાળે મળી જ શકતાં નથી એનું શું કરાય? ખૂબ વિચાર કર્યા પછી બે ઉપાય સૂઝ્યા, પણ બન્ને ઉપાયોથી મન નિરાશ જ થયું. સૂર્ય જ જો મટી જાય તો સવાર અને સાંજ એક થશે ખરાં, પણ પછી સર્વત્ર, બધી જ જગાએ અંધારું ઘોર થશે, એ કાંઈ સારું નહીં. બે સૂરજ જો પૃથ્વીની આસપાસ ઉંદર-બિલાડી રમે તો સવાર-સાંજ બન્ને મટી જશે. એ પણ કાંઈ ઠીક ન કહેવાય.

પણ જો પૃથ્વી નાની નાની થવા લાગે તો માત્ર પ્રભાત અને સંધ્યાકાળ પાસે પાસે આવી જાય ખરાં. એમ કરતાં, અંતે કોઈ વાર એ મળી પણ જશે – એક થઈ જશે. પણ તેમ થાય તો આપણને પૃથ્વી પર ઊભા રહેવાને જગ્યા જ ન રહે. અને પછી શૂન્ય પૃથ્વી પર ચાલનારી શૂન્ય શાળાનાં અમે શૂન્ય બાળકો થઈ જઈશું. અને પછી તો સવાર અને સાંજ પણ શૂન્ય થઈ જશે. ઉંદર-બિલાડીની રમત પણ થશે શૂન્ય. ગમ્મત થશે. પણ આવી ગમ્મત અમારે ન જોઈએ. સવારની દશમી અને સાંજની પ્રમોદી પણ શૂન્ય થઈ જાય તો અમારે ખાવું શું?

બાળપણમાં કલ્પનાશક્તિ ખૂબ દોડે છે. પણ તે કાવ્યના ક્ષેત્રમાં ન જતાં વિજ્ઞાનના ક્ષેત્રમાં પહોંચે છે. હવે લાગે છે કે, તે વખતે જો કોઈ પ્રતિભાશાળી કવિનો સંપર્ક મળ્યો હોત તો કાવ્ય અને વિજ્ઞાન બન્નેનો સરખો જ વિકાસ થઈ તેમાંથી તત્ત્વજ્ઞાન પરિણમ્યું હોત.

નાનપણમાં સુધ્ધાં છોકરવાદ-વિજ્ઞાનમાંથી વાંકુંચૂકું તત્ત્વજ્ઞાન નહોતું નીકળતું એમ નથી. જ્યારે કેશુ પાસેથી જાણ્યું કે સૂરજ ફરતો નથી પણ પૃથ્વી જ ફરે છે ત્યારે ક્યાંક સાંભળેલી કહેવત હું ગોખવા લાગ્યો, दिसतें तसें नसतें दिसतें तसें नसतें 'દેખાય તેવું હોતું નથી, દેખાય તેવું હોતું નથી.' અમારા વિષ્ણુનો સ્વભાવ ટીખળી. તે મને ચીડવવા લાગ્યો, असतें तसें दिसत नाहीं 'હોય તેવું દેખાય નહીં.' પછી તો 'आगगाडी कशासाठीं कशासाठीं, अिंग्रजांच्या पोटासाठीं पोटासाठीं। भिऊं नका, भिऊं नका, खंडाळ्याच्या। घाटासाठीं घाटासाठीं.' એ આગગાડીના અમારા લોકગીતની જેમ અમે આ બે કહેવતો વાપરવા લાગ્યા. બન્ને કહેવતોનો તાલ જુદો જુદો હતો.

પછી, જ્યારે પૃથ્વી નાની થાય ત્યારે શું થશે એની કલ્પના કરતાં એમ સૂઝ્યું કે જેને આપણે સાંજ કહીએ છીએ તેને જ પડોશના ગામનાં લોકો પરોઢ કહેવા માંડશે અને પછી એક જ વેળાને સવાર કહેવી કે સાંજ એના ઝઘડા ચાલશે. અને અંતે નક્કી કરવું પડશે કે સવાર તે જ સાંજ, અને સાંજ તે જ સવાર.

આની ચર્ચા કરતાં કરતાં બીજો એક વિચાર સૂઝયો, કે અમારો તુલસીક્યારો મારી પૂર્વ દિશાએ અને કેશુની પશ્ચિમ દિશાએ છે. (અમે બન્ને ક્યારાની સામ-સામી બાજુએ ઊભા હતા) ત્યારે પછી ક્યારાને પૂર્વ કહેવું કે પશ્ચિમ? છેવટે અમે નક્કી કર્યું કે પૂર્વ અને પશ્ચિમ માત્ર નામ જ છે. ખરી પૂર્વ અને ખરી પશ્ચિમ ક્યાંય છે જ નહીં. આ બધા ગોટાળામાંથી એટલો બોધ અમે તારવ્યો કે 'વિચાર કરી કરીને પણ નિર્ણય કાંઈ થઈ શકતો નથી.'

તે જ દિવસોમાં જ્યારે માયા શબ્દ ક્યાંકથી સાંભળ્યો ત્યારે મારી ખાતરી થઈ કે પૂર્વ-પશ્ચિમ એ માયા છે. સવાર-સાંજ માયા છે. સૂર્ય અને પૃથ્વીનું ફરવું માયા છે. જેને આપણે 'કર્તા' કહીએ છીએ તે તેવો નથી હોતો. ત્યારે કર્તા, કર્મ અને ક્રિયાપદ એ પણ માયા જ છે. પછી વિચાર કર્યા વગર જ હું બોલી ઊઠયો – આપણે મોટા થઈએ છીએ એ માયા છે. શાળામાં શીખીએ છીએ એય માયા છે. ભૂખ લાગે છે એ પણ માયા જ છે.

પ્રાચીન કાળના તત્ત્વજ્ઞાનનો અમુક ભાગ આવી જ સ્વચ્છંદ વૃત્તિમાંથી તો નહીં તૈયાર થયો હોય? મનને ફાવે તેવું માણસ બોલે. પછી એમાંથી અંતે જે ખરું ઠરે તેને જ પકડી રખાય.

## ૭. જર્જર હવેલી

૧

ધીરે ધીરે દરિદ્રી થયેલ ગર્ભશ્રીમંતોની આ હવેલી છે. દિવસે દિવસે તેના પર કઠોર કાળનાં નખોરિયાં ખેંચાતાં જાય છે.

ભીંત પરનો ચૂનો ઝરી પડે છે, લીંપણ વગરની જમીનની નખોથી કોતરાઈ કોતરાઈને નીકળેલી માટીમાં ચકલીઓ પોતાની પાંખો ફફડાવે છે, ચંડી-મંડપમાં

કબૂતરો વિચ્છિન્ન શ્યામલ વાદળોના ગોટાની જેમ ટોળે વળીને આનંદ કરે છે.

ઉપરના માળના ઓતરાદા દ્વારનું એક કમાડ ક્યારનું તૂટી પડ્યું એની કોઈએ દરકાર કરી નથી. બાકી રહેલું બીજું કમાડ – શોકાતુર વિધવાની જેમ – હવાથી ક્ષણે ક્ષણે ઢળી પડે છે. તે તરફ કોઈ પાછું વળીનેય જોતું નથી.

આ છે તો ત્રણ માળની મોટી હવેલી; પણ તેની માત્ર પાંચ જ ઓરડીઓ આજે માણસના વપરાશમાં છે. બાકીની બધીય બંધ. જાણે આ પંચાશી વરસની ડોસીની, જીવનભરની બધી ઘટનાઓને ઘેરી રાખતી તાળે-વસાયેલી સ્મૃતિ જ. ફક્ત એક જ ભાગમાં છે વર્તમાનકાળનું હરવુંફરવું, ઊઠવુંબેસવું.

ઊખડી ગયેલા લીંપણવાળી, નીકળી ગયેલી ઈંટોવાળી એ હવેલી થીંગડાંઓની ગોદડી ઓઢેલા કોઈ ઉદાસીન ગાંડાની પેઠે રસ્તાની બાજુએ ઊભી છે.

તે નથી જોતી પોતા તરફ કે નથી જોતી બીજાં ભણી.

૨

એક દિવસ સવારના પહોરમાં ત્યાંથી સ્ત્રીઓની રડારોળનો અવાજ આવવા લાગ્યો. ખબર પડી કે ઘરનો વંશ-વેલ એવો એકનો એક દીકરો – જે ફરતી ગ્રામ-નાટક મંડળીમાં રાધિકાનો ભાગ ભજવી કંઈક કમાવા લાગ્યો હતો તે – આજે અઢાર વર્ષનો થઈ મરી ગયો.

ચાર દિવસ બૈરાંઓ રડ્યાં, ત્યાર પછી તેમનું શું થયું તેની પણ કશી ખબર ન પડી.

ત્યાર પછી બધાં જ બારણે તાળાંઓ વસાયાં.

પણ ઉત્તર તરફનું પેલું એકમાત્ર અનાથ કમાડ નથી તૂટી પડતું ને નથી બંધ થતું. વ્યથિત હૃત્પિંડ પ્રમાણે તે પવન વડે પોતાને ધડાધડ કૂટે છે.

૩

એક દિવસ સાંજે તે જ હવેલીમાંથી સંધ્યાસમયે બાળકોનો કલબલાટ સંભળાયો.

જોઉં છું તો ઓસરીના કઠેરા પર એક લાલ કોરનું લૂગડું સુકાતું લટકે છે.

ઘણા દિવસ પછી હવેલીના એક ભાગમાં ભાડૂતો રહેવા આવ્યા છે. એમની કમાણી નજીવી પણ દીકરા-દીકરીની સંખ્યા ભરપૂર.

થાકેલી-કંટાળેલી માતા એમને મારે છે; બાળકો જમીન પર આળોટે છે, રડે છે, ચીસો પાડે છે.

એક ઘરડી કામ કરનારી આખો દિવસ વૈતરાં કરે છે. અને શેઠાણી સાથે લડે છે. 'આ ચાલી હું તો' એવી બીક બતાવે છે, પણ જતી કાંઈ નથી.

૪

હવેલીના આ ભાગમાં રોજ થોડું થોડું સમારકામ ચાલે છે.

ફૂટેલા કાચોને ઠેકાણે કાગળો ચોંટાડ્યા છે. ઓસરીના કઠેરામાં પડેલી ફાટોને વાંસના ટુકડાથી ભરી કાઢવામાં આવી છે. સૂવાની ઓરડીની તૂટેલી બારીઓને ઈંટનો ટેકો આપવામાં આવ્યો. ભીંતોને સહેજસાજ સફેદી થઈ, પણ જૂના કાળા ડાઘાઓનું અસ્તિત્વ તેમાંથીયે દેખાઈ જ આવે છે.

અગાશી પરના કૂંડામાં એક દિવસ અચાનક એક મડદાલ પાતાબહાર(croton)-નો રોપ વવાયો. એ બિચારો આકાશને જોઈને શરમથી ફિક્કો પડયો. પાસે જ ભીંત છેદીને જોરથી ઊગેલું પીપળનું ઝાડ સીધું ટટાર ઊભું હતું. આ પાતાબહાર પર એની નજર પડતાંવેંત એનાં પાંદડેપાંદડાં હાસ્યથી સળસળી ઊઠયાં.

વિપુલ શ્રીમંતાઈનું વિપુલ દારિદ્રય. એને ગરીબડા હાથના જરીઅમથા કૌશલ્યથી ઢાંકવા જતાં એની આબરૂ ઊલટી ચૌટે ઉઘાડી પડી.

ઉત્તર તરફના તે ખંડિયેર તરફ માત્ર કોઈએ ધ્યાન ન આપ્યું. એના પેલા જોડી વગરના કમાડની પવનને લીધે આજે પણ — કોઈ હતભાગી છાતી કૂટે તેવી — અખંડ અથડાટ-પછડાટ ચાલુ જ છે.

*

## નિરૂપણ — 'પુરેનો બાડી'નું

ઉપર ઉપરથી જોતાં લાગે કે, આ શબ્દચિત્રમાં નિષ્કારણ નાની નાની બારીકીઓ આપી છે. પણ જરા ધ્યાનથી વિચારતાં ખાતરી થાય છે કે, લેખિનીના પાંચ-દસ લિસોટાથી એક આખું ઉઠાવદાર ચિત્ર અહીં અંકાયું છે અને સ્પષ્ટ ન કહેલી કેટલીયે મહત્ત્વની વાતો આ ચિત્ર મૂક રીતે સૂચિત કરે છે.

કોઈ નવલકથાનું આ પ્રારંભિક પ્રકરણ હોય એવું પણ લાગ્યા વગર રહેતું નથી.

જૂના દિવસોમાં જગાની તંગી કદી ન હતી. બાંધકામ માટે માલમસાલો પણ જોઈએ તેટલો મળતો. તેથી ઊંચી ઊંચી ભીંતોની મોટી હવેલીઓ લોકો બાંધતા. પણ માળ પર માળ ચડાવવાનું એમને સૂઝતું નહીં. ઘણા જ શ્રીમંત અને પરાક્રમી ખાનદાન હોય તો જ તેમને ત્યાં માળ બંધાય. ત્રણ માળનું ઘર એટલે વૈભવની સીમા જ. આવી હવેલી બંધાવનારા લોકો ઠીકઠીક પુરુષાર્થી હોવા જોઈએ. આઠ આઠ દસ દસ કમાતા ભાઈઓ આસપાસના પ્રદેશ પર પોતાની ધાક જમાવી રુઆબભેર ઘર ચલાવતા હશે. એવા કુટુંબને ઊતરતી કળા કેમ લાગી હશે ? 'ઘરે બાહિરે' નામની પોતાની નવલકથામાં રવિબાબુએ કહ્યું છે કે, એક જમાનો એવો હતો કે જ્યારે ઘરના પુરુષોને વ્યસન ન હોવું એ કુટુંબની એક એબ જ માનવામાં આવતી. પુરુષોએ વ્યસનમાં ગરક રહેવું, અનેક આશાઓ જગાડી એકાએક ઈહલોક છોડી જવું અને સ્મારક રૂપે કુલીન ઘરની રૂપવતી વિધવાને ઘરમાં મૂકી દેવી. એવું જ કાંઈક અહીં થયું હશે ખરું ? એશઆરામમાં પડેલા કુટુંબે છેલ્લે છેલ્લે વિદ્યા, કળા, કારભાર અને જવાબદારીઓ પ્રત્યે દુર્લક્ષ કર્યું હોય તો એમાં આશ્ચર્ય શું ! ઘરની સંપત્તિ ઘટી, સાથે મનુષ્યબળ પણ ઘટયું. અકાળ મૃત્યુ રોજનું થઈ બેઠું. શ્રીમંતાઈ હતી ત્યાં સુધી અનેક પેઢીઓથી ઘરમાં રૂપાળી કન્યાઓ આણેલી હોવાથી રૂપસંપત્તિ માત્ર ટકી હતી. ધન ગયું, પ્રતિષ્ઠા ગઈ, છેવટના આધાર માટે રાખી મૂકેલું જરઝવેરાત પણ ગયું. કુલપરંપરાની ટેક પણ હા-ના કરતી છેવટે નીકળી ગઈ. બધી જ બાજુથી શૂન્ય થયેલા ઘરમાં એક જ

નાનો દીકરો કુલદીપક રહ્યો હતો. કમાણી માટે એણે કરવું શું? નાજુકપણા સિવાય એની પાસે કશું જ ન હતું. ગામડે ગામડે રાધાકૃષ્ણનો નાટક કરનારી એક મનોરંજક નાટકમંડળીએ દયા કરીને તે કુમળા બાળકને પોતાના તાબામાં લીધો. અનિયમિતપણે ભલે પણ ચાર પૈસા ઘરમાં આવવા લાગ્યા. ઘરની બહેનોએ એટલેથી જ સંતોષ માની દિવસ કાઢચા. ભોળો, કર્તૃત્વશૂન્ય નાજુક દેખાવડો છોકરો. નાચતાં–ભજવતાં ગામોગામ ફર્યો હશે. અઢાર વર્ષનો થયો ન થયો ત્યાં જ મૃત્યુએ એને ઝડપ્યો. આ માત્ર અપમૃત્યુ જ હતું કે, એની પાછળ દયા અથવા ઘૃણા ઉત્પન્ન થાય એવું વિચિત્ર જીવન હશે?

ઘરની સ્ત્રીઓએ કલ્પાંત કર્યું. બીજું કરે શું? ઘર સાચવવું પણ મુશ્કેલ. ઘરનો ટમટમતો દીવો પણ પરા કોટિનું દારિદ્ર્ય પાછળ મૂકી લુપ્ત થયો. હવે એ ઘરમાં દીવો પણ ક્યાંથી થાય? હવેલી માટે ભાડું પણ ન મળી શકે. આજકાલને લાયક નાનકડું ઘર હોત તો વાત જુદી. હવેલી વેચાતીયે નથી. ભાડૂત પણ કોઈ મળતાં નથી. એવી સ્થિતિમાં કોઈ અડચણમાં આવેલા માણસે સસ્તામાં મળતી ભાંગી-તૂટી હવેલી ભાડે લીધી હશે.

ઘરની અનાથ અસહાય બહેનોએ એ હવેલી ભાડે આપી કે શાહુકારે કરજપેટે તે ખાલી કરાવી અને એના તરફથી આ ભાડૂતો અહીં આવીને રહ્યા એ કોને ખબર? શાહુકાર હોય તોય એની પાસે એ હવેલીનું સમારકામ કરવાની શક્તિ નહીં હોય. અથવા તેમ કરવાની એને જરૂર લાગી નહીં હોય. અહીં સુધી નોબત આવી છતાં એ જૂનું ઘર પોતાની આબરૂ સાચવીને ઊભું હતું. કોઈ વીર પુરુષ ઘાયલ થઈ રણાંગણની માટીમાં આળોટતો હોય અથવા લોકોના પગ તળે ચગદાતો હોય તોયે તેની આબરૂ ઓછી થતી નથી. પણ એનું શબ ઢાંકવા માટે જો કોઈ બે દમડીનું ફાટેલું ઉપરણું ઓઢાડે તો બધું જ વિશ્રી દેખાવા લાગે છે. તે જ પ્રમાણે આપણા કવિથી તે હવેલીનું સમારકામ સહન થતું નથી. મોટા ખાનદાની કુટુંબનો ક્ષય થયો. હવેલી જીર્ણ થઈ. ભૂતાવળને લાયક થઈ તોપણ તે બધું કવિથી સહન થતું હતું. પણ હવેલીની આબરૂને ન શોભનારું આ સમારકામ જોઈ માત્ર કવિનું હૃદય દ્રવી ઊઠચું અને એણે આ શબ્દચિત્રરૂપે પોતાનાં આંસુ ઢાળ્યાં. અહીં એમણે આપેલી બધી ઉપમાઓ પણ આ કારુણ્યને પોષક જ છે. આ આખું વર્ણન વાંચી આપણું મન પણ વિહ્વળ થઈ જાય છે.

કોક કોક વાર મોટી સંસ્કૃતિઓનું પણ આવું જ થાય છે. અસીરિયા, સીરિયા, ગ્રીસ, ખાલ્ડિયા વગેરે સંસ્કૃતિઓના આજના વારસોની સ્થિતિ જોઈને એમ જ લાગે છે કે, આના કરતાં તો અમેરિકાની માયા-સંસ્કૃતિનો જે લોપ થયો, મધ્ય એશિયાની સંસ્કૃતિ રેતીનાં મોજાંઓ તળે દટાઈ ગઈ, અને કંબોડિયાની અંકોરથોમની પ્રચંડ સંસ્કૃતિ વનસ્પતિએ ઘેરી ગિળંકૃત કરી દીધી એ તેમના પર ઈશ્વરના દયા જ કહેવાય.

૨

પોલીસખાતામાં એક પ્રકારની પરીક્ષા હોય છે. એક પોસ્ટકાર્ડ પર કોઈ એક ઘટનાનું ચિત્ર પાડેલું હોય છે. તે પત્તું ઉમેદવારના હાથમાં ધ્યાનપૂર્વક જોવા માટે ફક્ત ત્રણ જ મિનિટ રાખે છે. અને પછી તે એના હાથમાંથી લઈને તેમાંની ઘટના વિશે જાતજાતના પ્રશ્નો પૂછે છે. ચિત્રમાંની ટ્રામનો નંબર શો? તે કઈ દિશામાં જાય છે? સાઈકલવાળો રસ્તાની યોગ્ય દિશાએ ચાલે છે કે નહીં, નગરપાલિકાના દીવાની છાયા પરથી કેટલા વાગ્યા હશે એની કલ્પના વગેરે વગેરે અનેક પ્રશ્નો પૂછે છે. નિરીક્ષણશક્તિ અને અનુમાનશક્તિ બંનેની આમ સારી કસોટી થાય છે. શૅરલૉક હોમ્સનાં પરાક્રમો જેમણે વાંચ્યાં હશે તેમને એની કલ્પના થશે.

આપણે ત્યાં ઘર આગળથી લગ્નનો વરઘોડો જતો હોય ત્યારે દરવાજાની આડમાંથી અછડતું જોઈને પણ કેટલીક બહેનો વરઘોડામાં કઈ કઈ બહેનો હતી, કોણે કેવાં ઘરેણાં પહેર્યાં હતાં, કોની સાડીના રંગ સાથે ચોળીનો રંગ ભળતો ન હતો વગેરે બધી બારીકીઓ તદ્દન ફોટો લીધો હોય તે પ્રમાણે અચૂક અને સવિસ્તર કહી આપે છે.

જેવું જોયું તેવું જ બરાબર આંખોની પ્લેટ પર આબાદ છાપી લેવાની થઈ આ શક્તિ. કેટલાક લોકો – અર્થાત્ તે કવિસ્વભાવના હોય છે – આ બધી બારીકીઓ સાથે જોયેલા દૃશ્યના હાર્દને પણ તરત પકડી લે છે. અને આખા દૃશ્યના આત્મા સાથે એકજીવ થાય છે. તે લોકો જો કોઈ દૃશ્ય, પ્રસંગ કે ઘટનાનું રેખાચિત્ર કાઢે તો તે ચિત્ર જાણે આપણે પ્રત્યક્ષ નજરે જોઈએ છીએ એવો ભાસ તો થાય જ છે, પણ એથીયે વધારે જાણે તે દૃશ્ય આપણી સહાનુભૂતિનો વિશ્વાસ રાખી પોતાનું હૈયું જ આપણી આગળ ઉઘાડું કરતું લાગે છે. ચિત્ર અને એમાંનો ભાવ બંને એકસાથે વ્યક્ત કરવાની શક્તિ અસાધારણ શક્તિશાળી લેખકોમાં જ દેખાઈ આવે છે. એમનું આખું વર્ણન ચિત્રમય ચમત્કૃતિ ઉપજાવનારું અને પારદર્શક ભાવવાહી હોય છે. 'જર્જર હવેલી' આવી જ જાતનું એક જીવતું શબ્દચિત્ર છે. વાચકોની કલ્પનાશક્તિ કેળવવા માટે આવાં ચિત્રો ઉત્તમ સાધનરૂપ હોય છે.

જેનું ઐશ્વર્ય અઢળક હતું એનું દારિદ્ર્ય પણ એટલું જ ભયંકર છે. તે દારિદ્ર્ય છે તેવું જ રહેવા દીધું હોય તો નિદાન સાત્ત્વિક સહાનુભૂતિ ઉત્પન્ન કરે છે. પણ જો તે જ દારિદ્ર્ય તુચ્છ સાધનો વડે જેમતેમ ઢાંકવાનો અપૂરો અને બાઘો પ્રયત્ન થાય તો તે દારિદ્ર્ય ઢંકાતું નથી જ પણ વધારે વિશ્રી અને ભિખારડું દેખાય છે. અને પછી સૌજન્ય-સહજ સહાનુભૂતિ પણ ઓસરી જાય છે. આ એક સિદ્ધાંત આ વાસ્તવ ચિત્રમાં તરી આવે છે. પણ તેમાં જ કાંઈ ચિત્રનું હાર્દ સમાયેલું નથી.

(અનુભવી લેખકોએ આવાં દૃશ્યો પોતે લખવાનો પ્રયત્ન કરી જોવો. આમાં સફળતા મળવી કેટલી કઠણ છે એનો અનુભવ થયા પછી જ સમજાશે કે આવી કૃતિના સર્જન માટે કેટલું સામર્થ્ય જરૂરી છે.)

# ૮. ગલી

અમારી આ પથરાળી ગલી કેટકેટલા વળાંક લઈ, કોઈ વાર જમણે તો કોઈ વાર ડાબે વળતી એક વાર કાંઈક શોધવા નીકળી હતી. પણ જ્યાં વળે ત્યાં ખત્તા ખાય. અહીં ઘર, ત્યાં ઘર, સામે પણ ઘર જ.

ઉપર એની નજર પહોંચે ત્યાં સુધી તેને આકાશની એક રેખામાત્ર દેખાય છે, સાવ તેના જેટલી જ આછીપાતળી, એના જેવી જ વળાંકોવાળી. આકાશના આ કાતરણને જોઈ ગલી પૂછે, 'બહેન, તું તે કઈ નીલનગરીની ગલી છે?'

બપોરને ટાણે માત્ર એને જરીક સૂર્ય દેખાય છે ને તે મનમાં કહે છે 'કાંઈ જ સમજાયું નહીં.'

વરસાદના મેઘની છાયા ગલીની બંને તરફનાં ઘરોને લીધે વધારે ઘેરી થઈ પડે ત્યારે લાગે કે ગલીના પાના પર પડતા પ્રકાશને કોઈએ જાણે પેન્સિલની રેખાથી કાપ માર્યો છે. વરસાદની રેલ જ્યારે પથરા પરથી વહેવા લાગે ત્યારે જણાય છે કે મદારી વરસાદ ડમરુ વગાડતો જાણે સાપનો ખેલ જ કરી રહેલ છે. લોકો લપસી જાય છે, ચાલનારા માણસોની છત્રીઓ અથડાય છે. અચાનક અટારીનું પાણી નાળીમાંથી છત્રી પર કૂદી પડી ચાલનારને ચમકાવી દે છે.

ગલી કંટાળીને કહે છે, 'આજ સુધી કેવી સરસ કોરી કરકરી હતી હું. કશી જ પીડા ન હતી. પછી શાને આવ્યો આ નકામો ધારાવાહી ઉત્પાત!'

ફાગણના દક્ષિણ તરફના વાયરા પણ આ ગલીમાં ભિખારડા જેવા લાગે છે. જ્યાંત્યાં કાગળના ટુકડાઓ અને ધૂળ ચકળવકળ ઊડયા કરે છે. થાકેલી ગલી હતબુદ્ધ થઈને કહે છે, 'કયા ગાંડિયા દેવનાં આ ઘેલાં હશે વળી?'

તેની બંને બાજુએ રોજ રોજ જે કચરો એકઠો થાય છે — માછલીનાં ખવલાં ભિંગડાં, ચૂલાની રાખ, ફળ અને શાકનાં છોતરાં, મરેલા ઉંદર — આ બધાં જ એને મન સત્ય સૃષ્ટિ છે. એને ભૂલેચૂકે પણ કદી લાગતું નથી કે, 'આ બધું કેમ અને શાને માટે?'

પછી શરદ ઋતુનો તીરછો તડકો ઘરની ઉપલી મેડીની અટારીમાં ઘૂસે છે અને મંદિરમાં પૂજાનું ચોઘડિયું ભૈરવીના સૂર આલાપવા માંડે છે, ત્યારે ગલીને ક્ષણભર લાગે છે કે 'આ પથરાની મર્યાદાબહાર કંઈક ભવ્ય એવું હશે ખરું.'

દિવસ વધતો જ જાય છે. કામની ધાંધલમાં વ્યસ્ત ગૃહિણીના માથાના છેડા પ્રમાણે આસપાસનાં ઘરોના ખભા પરથી તડકો રસ્તા પર સરી પડે છે. ઘડિયાળમાં

નવ વાગે છે. મજૂરણ કેડે બજારની ટોપલી લઈ આવે છે. રસોઈની વાસથી અને ધુમાડાથી ગલી ભરાઈ જાય છે. જેમને ઑફિસે જવાનું હોય છે, તે લોકો ઉતાવળ કરવા લાગે છે.

ત્યારે ગલીનું વિચારચક્ર ફરી ચાલવા લાગે છે. એ કહે છે, 'આ પથ્થરે બાંધેલી મર્યાદામાં જ તમામ સત્ય સમાયેલું છે. અને જેને આપણે કંઈક ભવ્ય એવું માનેલું તે એક ભવ્ય સ્વપ્ન જ માત્ર હતું.'

*

## નિરૂપણ — 'ગલી'નું

સંકુચિત જીવનની કલ્પના આપવા જૂના લોકો ઉમરડાંના કીડાની ઉપમા આપતા. અંજીરનું દુર્બળ અનુકરણ કરનારા ઉંબરાનાં ફળ ઉઘાડી જુઓ. ઘણુંખરું એમાં ઝીણા ઝીણા કીડા મળવાના. આ ફળમાં કીડા ક્યાંથી આવ્યા એનું આપણને આશ્ચર્ય થાય છે. એ કીડાઓને પણ આશ્ચર્ય થતું જ હશે કે, 'આટલી વિશાળ સૃષ્ટિ એકાએક આવી ક્યાંથી? આપણે તો માનતાં હતાં કે આખી સૃષ્ટિ ઉંબરાની અંદરના આ ઘૂમટ જેવડી જ છે. પણ બહારની સૃષ્ટિ આપણા ઉંબરાકાશ કરતાં અનંતગણી મોટી છે.' આવડી મોટી સૃષ્ટિ જોઈને જ ઉંબરડાના કીડા છાતી ફાટી મરી જતા હશે. અથવા આપણે જેમ આકાશના તારાઓનું નિરીક્ષણ મૂંઝાવેલી નજરે કરી ખરીખોટી કલ્પનાઓ બાંધીએ છીએ તેમ જ એ કીડાઓ પણ આ વિશાળ જગત વિશે ગમે તે કલ્પના બાંધતા હશે. આ કીડાઓને શું લાગતું હશે એની કલ્પના કરવામાં ગંમત આવે.

પ્રાચીન કાળના લોકો આવી કલ્પનાઓને ખરી માનતા. આજના કવિઓ આવી કલ્પના કરે છે, પણ તેને ખરી ન માનતાં મજાની કલ્પના તરીકે સાહિત્યની હવામાં ફેંકી દે છે. જેમને આવી કલ્પના ખરી લાગે છે તેમને આપણે ભોળાં અથવા ઘેલાં કહીએ છીએ. જેમને આ કલ્પના સૂઝે છે પણ જે એને કલ્પના તરીકે ઓળખે છે તેમને આપણે પ્રતિભાશાળી કવિ કહીએ છીએ. કવિનું પોતાનું મન હોય છે અને તે બીજાનાં મનમાં પણ પેસી શકે છે. પર-કાયા-પ્રવેશ વિદ્યા ખરેખર હતી એમ કહી ન શકાય. પણ પર ચિત્ત-પ્રવેશ વિદ્યા તો પ્રત્યેક કવિમાં દેખાઈ આવે છે. અને આ વિદ્યા અથવા કલા જેટલે દરજ્જે વધારે હોય તેના પ્રમાણમાં તે કવિ સમર્થ અથવા પ્રતિભાવાન મનાય છે.

પણ કવિ તો એથીયે એક ડગલું આગળ જઈ જેને મન નથી તેના પર મનનું આરોપણ કરે છે અને એમની પરિસ્થિતિ જોતાં તેમને કઈ જાતનું મન હોવું જોઈએ એ અચૂક ઠરાવી દે છે. અને તે મનનો વ્યાપાર પોતાની કલ્પના-શક્તિથી શોધી કાઢી તેનો વિસ્તાર શબ્દબદ્ધ કરે છે. આવી રીતે ભાવારોપણ કરવું એ કવિની એક મનગમતી રમત છે. આ શક્તિ વધારવા માટે કવિમાં ભેદક પ્રૌઢતા અને કલ્પક બાળપણ બન્ને એકસામટાં હોવાં જોઈએ. બાલોચિત કલ્પનાઓનું ઉડ્ડયન અને તત્ત્વજ્ઞાનની પહોંચ બન્નેની જ્યારે એકબીજા સાથે રમત ચાલે છે

ત્યારે કવિ ચમત્કૃતિજનક નવાં નવાં પ્રૌઢ રમકડાં તૈયાર કરી આપણને આપે છે.

'ગલી' એ શબ્દચિત્ર આવી જ જાતનું એક પ્રૌઢ રમકડું છે. જે ગલી આપણને સામાન્ય રીતે કંટાળો આપનારી અને અપ્રસન્ન લાગે, જેને આપણે મનુષ્ય-વસ્તીનો શાપ માનીએ, તેના પર પણ ભાવારોપણ કરીને કવિએ તેને વ્યક્તિત્વ આપ્યું છે. અને તેની પણ નાનકડી એક પિંડસૃષ્ટિ હોય છે એવું આપણા મન ઉપર ઠસાવ્યું છે.

આ વર્ણન યથાદૃષ્ટ અને ચમત્કૃતિજનક તો છે જ; પણ તે સિવાય પણ ગલીનું માનસ કેવું હોઈ શકે છે, પોતાના સંકુચિત વક્ર અનુભવ પરથી અજ્ઞાત-સૃષ્ટિ વિશે તે કેવી વાંકીચૂકી કલ્પના બાંધે છે એ પણ ટૂંકામાં બતાવી, અલ્પજ્ઞ મનુષ્યનું તત્ત્વજ્ઞાન કેમ સંકુચિત હોય છે અને કેવાં વિચિત્ર અનુમાનો કાઢી આપે છે એ પણ અછડતી રીતે સૂચિત કર્યું છે.

માંદો માણસ જ્યારે ઘરની બહાર જઈ શકતો નથી ત્યારે પડયો પડયો એ જાતજાતની કલ્પના કર્યા કરે છે. શરીર અટકી પડયું એ કારણે પણ કલ્પનાશક્તિને ખૂબ ભટકવાનું મન થાય છે. તે જ રીતે ગલીને પણ ઘરોની હાર વચ્ચે સાંકડી જગામાં જ રહેવું પડતું હોવાથી તેને પણ આકાશ વિશે, વરસાદ વિશે અને તડકા વિશે કલ્પના કરવાનું મન થાય છે. મંદિરનાં ચોઘડિયાં, શરણાઈ સંભળાય છે પણ મંદિર જોવા મળતું નથી. તડકો જરાક દર્શન આપી નાસી જાય છે. પણ આંખો આંજી દેનારો આ સૂર્ય આવે છે કયાંથી અને જાય છે કયાં અને આવે છે જ શા માટે એની પણ તેને કલ્પના નથી હોતી. અને આકાશના મેઘ જે આપણને આટલા કાવ્યમય લાગે છે તે દુષ્ટતાથી ભરેલી એક પીડા છે એમ જ એ નક્કી કરે છે.

અને આપણે જે ગલીને પણ જોઈએ છીએ અને ગલી બહારનું જગત પણ જોઈ અને ઓળખી શકીએ છીએ, ગલીનું માનસ સાંભળી આપણને ગંમત પડે છે.

## ૯. એક અછડતો કટાક્ષ

આગગાડીમાં ચડતાં ચડતાં એણે પોતાની ડોક જરા ફેરવી મારી તરફ જોયું અને વિદાયનો એક અછડતો છેવટનો કટાક્ષ મને સોંપ્યો.

આ અફાટ વિશ્વમાં એ નાનકડાને હું સાચવીને રાખું કયાં?

પલ-વિપલ-મુહૂર્તનાં પગલાં રોજ રોજ પડી ન શકે એવી જરીશીક જગા મને કયાં મળે?

વાદળ પરની સઘળી સ્વર્ણિમા જે સંધ્યામાં વિલીન થાય છે તે જ સંધ્યામાં શું આ કટાક્ષ પણ વિલીન થઈ જશે? જે વૃષ્ટિમાં નાગકેસરની સોનેરી રેણુ ધોવાઈ જાય છે તે જ વૃષ્ટિમાં આ પણ ધોવાઈ જ જવાનું?

વિશ્વની હજારો વસ્તુઓ પ્રમાણે જ, હજારો વાતોની રસાકસીમાં, હજારો વેદનાઓના સ્તૂપોમાંનો જ એક બનીને એ રહી જ કેમ શકશે?

જગતના બીજા તમામ લોકોને મૂકી માત્ર મારી જ પાસે આવેલું તેનું એ અછડતું દાન, તેને હું ગીતમાં ગૂંથીને, છંદમાં બાંધી રાખીશ. સૌન્દર્યની અમરાપુરીમાં હું તેને સ્થાપીશ.

પૃથ્વી પરના રાજરાજેશ્વરના પ્રતાપ અને શ્રીમંતોનું ઐશ્વર્ય છેવટે નષ્ટ થવા માટે જ છે. પણ નયનોનાં અશ્રુજળમાં શું તે અમૃત નથી કે જે આ અછડતા ક્ષણિક કટાક્ષને ચિરકાલ સુધી જીવન્ત રાખી શકે?

ગીતના સૂર બોલી ઊઠ્યા, 'ઠીક છે. તેને અમારે સ્વાધીન કરો. રાજરાજેશ્વરોના પ્રતાપને અમે કસ્તર માત્ર લેખીએ છીએ, શ્રીમંતોના ઐશ્વર્યની પણ અમને પરવા નથી. પણ એવી નાનકડી વસ્તુઓ જ અમારે માટે કાયમની થાપણ છે. અને એવી વસ્તુઓ વડે જ અમે અસીમના હૈયાનો હાર ગૂંથીએ છીએ.'

*

## નિરૂપણ — 'એકટિ ચાઉનિ'નું

તે કોણ હતી? તેની એ છેલ્લી નજરમાં એવો તે કયો જાદુ ભર્યો હતો જે જીવનનાં બધાં જ રહસ્યોને ઉદ્દીપિત કરી શકે? અને રાજાઓના પ્રતાપ અને શ્રીમંતોનાં ઐશ્વર્યને ફીકાં પાડે? એ નજરમાં એવું તે કયું સૌંદર્ય હતું કે જે સંધ્યાના સુવર્ણથીય અધિક આહ્‌લાદક લાગે? એ નજરમાં એવી કઈ સુગંધ ભરી હતી કે જે નાગકેસરના પરાગ કરતાંયે અધિક ઉન્માદક નીવડે? વિશ્વનાં રહસ્ય ઉકેલનારી, ઋષિઓની દિવ્ય જીવનદૃષ્ટિ આ પ્રેમિક પ્રશ્નોનો ઉત્તર આપી શકે?

નાનકડું આ પારિજાતકશું નાજુક શબ્દચિત્ર કવિએ કેવળ કલ્પના દ્વારા ઉપજાવી કાઢ્યું છે કે, કોઈ કષાયમધુર સ્મૃતિને જ એમણે અહીં શબ્દબદ્ધ કરી છે એ કોણ કહી શકે? સત્તર વર્ષના દાંપત્યજીવન પછી એમની પત્નીનો સ્વર્ગવાસ થયો. તે વાતને સત્તર વર્ષ થઈ ગયાં પછી કવિને પોતાના દાંપત્યજીવનનું સિંહાવલોકન કરવાનું મન થયું. તે જ કાળમાં લખાયેલી આ 'લિપિકા' છે. પત્નીના વિરહની તીવ્ર વેદના કવિએ જે કાવ્યોમાં વ્યક્ત કરી છે તે તેમણે 'સ્મરણ' નામના સંગ્રહમાં પ્રકાશિત કરી છે. ત્યાર પછી સત્તર વર્ષના પ્રેમપરિપાકનું ફળ આ 'લિપિકા'માં ક્યાંક ક્યાંક મળી આવે છે. તેથી પ્રવાસે નીકળતી વખતની, વિદાય સમયની પ્રેમોત્કટ દૃષ્ટિનું આ સ્મરણ પત્ની વિશે જ હશે એમ લાગે છે. પણ આ સ્મરણ એટલું તો તાત્ત્વિક અને અપાર્થિવ છે કે, એ સ્મરણ કોઈ ભાભી વિશે, બહેન વિશે, પત્નીની બહેન વિશે અથવા ભત્રીજી વિશે પણ હોઈ શકે. ગમે તે હો, પ્રેમી હૃદયને પ્રેમભરી એક નજરની પણ કેટલી કિંમત હોય છે તે આમાં આપણે જોઈ શકીએ છીએ.

દૂરના અથવા ઘણા દિવસોના પ્રવાસે નીકળતી વખતે વિદાય લેનારાં અને દેનારાં – બધાનાં જ હૃદય ભરાઈ આવે છે. બોલવાનું હતું તે બોલી લીધું, કહેવાનું

હતું તે વારંવાર કહ્યું, પ્રેમ અનેક રીતે વ્યક્ત કર્યો, જવાની ક્ષણ ટળાય તેટલી ટાળી. પણ આખરે જે ક્ષણ આવવાની તે આવી જ. આવે વખતે પ્રેમાળ લોકો પ્રેમીજન તરફ આંખ ભરીને જોય છે. તે ભીની નજરમાં અડધાં તૈયાર થયેલાં અશ્રુબિંદુ ઝળકે છે અને તે સાથે જ પ્રેમને જે કાંઈ કહેવાનું હોય, જે કાંઈ પૂછવાનું હોય અને ખાસ કરીને જે કાંઈ આપવાનું હોય તે બધું એકઠું થાય છે.

કોઈ ખાણમાં હજારો ફૂટ ઊતરી અંદર માઈલોના માઈલોનું ખોદકામ કરી ખાંડીની ગણતરીએ પથ્થર અને માટી બહાર કાઢે છે. તે પથ્થરોને બારીક કૂટીને તેમાંથી સોનાના કણ એકઠા કરે છે અને તે બધું ઓગાળી દઈ સોનાની એક ઈંટ તૈયાર કરે છે. પૃથ્વીના પેટમાંથી કાઢેલા પથ્થરોનાં ચૂર્ણની પ્રચંડ ટેકરીઓ સામે દેખાય છે અને તેમાંથી કાઢેલી, લાખ દોઢ લાખની સોનાની ઈંટ આપણે હાથમાં લઈ ઊભા રહીએ છીએ. તે વખતે એ જ વિચાર મનમાં આવે છે કે એ એટલા મોટા ભૂકીના પહાડનો સાર આ નાનકડી ઈંટમાં સમાયેલો છે. વિદાય લેતી વખતે નજરોનજરની જે આપ-લે થાય છે તે પણ આવી જ, જીવનના સુવર્ણ સરીખી હોય છે. હજારો ને લાખો ફૂલોમાંથી પ્રથમ ગુલાબજળ તૈયાર કરવામાં આવે છે. તેમાંથી અત્તર કાઢે છે. તે અત્તરમાં જેમ સુગંધ ઠાંસી ઠાંસીને ભરેલી હોય છે તે જ રીતે પ્રેમના માધુર્ય અને પ્રેમની સુગંધનો અર્ક જ જાણે એ આખરની પ્રેમદૃષ્ટિમાં છે. તે કટાક્ષમાં અમરતાનાં બધાં તત્ત્વો હોવાનાં જ. તેનો જ મહિમા કવિએ અહીં તદ્દન નવી રીતે ગાયો છે. ધનસંપત્તિના મૂળમાં લોભનો ગુંદર હોય છે. રાજાના પરાક્રમ અને ઐશ્વર્યના મૂળમાં પ્રભુત્વનું ઉગ્ર અભિમાન હોય છે. પ્રેમની નજરમાં એવું કશું ન મળે. ત્યાં તો હોય છે માત્ર પ્રેમની અને પ્રેમસ્મૃતિની કલ્યાણકારિતા. ખરેખર તો એને જ છે કવિતાનો અને ગીતોનો વિષય બનવાનો હક.

કવિતા અને ગાયન એટલે ઇહલોકનું ગંધર્વલોક અને સ્વર્ગલોક. ત્યાં માત્ર પ્રેમસ્મૃતિને જ પ્રવેશ હોવો જોઈએ. સૂર્યના સંધ્યાકાળના રંગ ક્ષણજીવી ભલે હોય, પુષ્પપરાગમાં વ્યાપેલી સુગંધ પણ અલ્પજીવી હશે. પણ પ્રેમસ્મૃતિનું આયુષ્ય આટલું ક્ષણભંગુર હોવા માટે સરજાયું નથી. તેથી જ કાવ્ય અને સંગીત એને અતિશય આત્મીયભાવે અપનાવે છે અને ગાઈ ગાઈને તેને અમર કરે છે.

## ૧૦. એક બપોર

બરાબર યાદ છે મને તે બપોર. વચમાં વચમાં વરસાદની સેર જાણે થાકી હોય તેમ ઓસરતી. વચમાં પવનનો એક ઝોકો આવી એને ફરી સ્ફૂર્તિ આણતો.

ઘરમાં અંધારું હતું. કામમાં મન લાગતું ન હતું. મેં તો મારું વાદ્ય લીધું ને વર્ષાના તાલ સાથે મલ્હારના સૂર હું છેડવા લાગ્યો.

બાજુની જ ઓરડીમાંથી તે એક વાર પોતાના દરવાજા સુધી આવી અને ફરી પાછી ગઈ. ફરી એક વાર આવી અને દરવાજા બહાર જ ઊભી રહી. ત્યાર પછી ધીરે ધીરે અંદર આવીને બેઠી. તેના હાથમાં કંઈક ગૂંથણકામ હતું. નીચું જોઈને એણે પોતાનું ગૂંથવાનું ચાલુ જ રાખ્યું. થોડી વારે ગૂંથણ બંધ કરી, બારીમાંથી દેખાતાં અસ્પષ્ટ ઝાડઝાંખરાં તરફ તે જોતી રહી.

વરસાદે હેલી કરી. મારું ગીત અટક્યું. તે ઊઠી અને વાળ ઓળવા કરવા અંદર ચાલી ગઈ.

બસ આટલું જ. આ સિવાય બીજું કશું જ નહીં. વૃષ્ટિથી, સંગીતથી, નવરાશથી અને અંધારાથી ભરાઈ ગયેલી એ બપોર.

ઈતિહાસમાં રાજામહારાજાની વાતો, લડાઈઓ, યુદ્ધોનાં વર્ણનો તદ્દન સોંઘાં હોય તેમ ભરપૂર વીખરાયેલાં હોય છે. પરંતુ એક બપોરનો એક નાનકડો પ્રસંગ માત્ર કાળના કરંડિયામાં, દુર્લભ રત્ન પ્રમાણે સંતાયેલો જ રહ્યો. ફક્ત બે વ્યક્તિને જ એની જાણ હોવાની.

*

## નિરૂપણ — 'એકટિ દિન'નું

પરસ્પર પ્રેમ અને વિશ્વાસ, અતિ ઉત્કટ સહજીવન, બધી જ જાતની મોકળાશ; આને લીધે પ્રેમમય જીવનમાં તૃપ્તિ અને શાંતિ આવેલી; પણ પરસ્પર આકર્ષણ અને ઉત્કટતા જરાસરખાંયે ઓછાં થયાં નથી. આકાશ ભરાઈ આવ્યું, કામ સૂઝે નહીં ત્યારે હૃદય પણ ભરાઈ આવે છે. પણ તૃપ્ત સહજીવનમાં વ્યાકુળતાને અવકાશ નથી હોતો.

ગાયનના સૂર કાને પડતાં જ પત્નીને લાગ્યું કે ચાલો, પાસે જઈને બેસીએ. એટલામાં એને શંકા આવી કે કદાચ એમના ગાવાની એકતાનતામાં વિઘ્ન આવે. શા માટે વિઘ્ન કરીએ? છીએ ત્યાંથી જ ગાયન સાંભળવામાં ક્યાં ઓછો આનંદ છે? એમ લાગવાથી એ પાછી ગઈ. ફરી મનમાં વિચાર આવ્યો — હું ક્યાં પારકી છું કે ઓરડીમાં જતાંવેંત મારી તરફ ધ્યાન આપવું પડે, અને હાથમાંની સતાર નીચે મૂકી દેવી પડે અથવા ગીત બંધ કરવું પડે! અમે બંને તો એકબીજા માટે વાતાવરણ જેવાં છીએ. ઓરડીમાં આવવાજવાથી કાંઈ જ ફેર પડવાનું કારણ નથી. નકામી બેસું તો કદાચ ધ્યાન ખેંચાશે. પણ હાથમાં કંઈક કામ હશે તો પછી એમને જરાયે ધ્યાન ન દેવું પડે. તમે તમારું ગીત ગાઓ, હું મારું ગૂંથણ ચલાવીશ. તમારી ઓરડીમાં આવીને બેસીશ તો તેમાં શું થવાનું હતું?

અહીં ગાયન ચાલતું હતું. આકાશ ઘેરાયેલું હતું. ઓરડીમાંનો પ્રકાશ મંદ થયો હતો. મેઘમલ્હારના સૂરો હૃદયમાં ભરાતા હતા. તેમાં વળી પ્રિયજનનો વિશ્વસ્ત સહવાસ! ગીતમાં, કોણ જાણે ક્યાંથી, એક નવું જ માધુર્ય ઊમટ્યું. કોળાપાકમાં જાણે ગુલાબની સુગંધ. આલાપોમાં કોમળ અને પ્રેમાળ ભાવોની ભરતી આવી. તે ભરતીએ એક નહીં પણ બે હૈયામાં મીઠી અસ્વસ્થતા ઉત્પન્ન કરી. હાથના

કામમાં ચિત્ત ચોંટે નહીં, કાંઈ ફેરફાર કરવો જ જોઈએ. વરસાદ ઘણો જ પડે છે. સેર પર સેર ચાલી આવે છે. ઝાડ પહેલાં ધોવાઈ સ્વચ્છ થયાં; હવે તો રીતસર ઝુડાય છે. તેને જરા આંખ ભરીને જોઈ લઈએ. મન સ્વસ્થ થશે. ઠંડો પવન, વરસાદનાં શીકર બિંદુ અને લીલાંછમ પાંદડાં મનને શાંતિ આપશે જ.

સંતોષ થયો. આનંદ થયો. શાંતિ મળી કે નહીં કોણ જાણે! પણ પવન જોરથી વાવા લાગ્યો. ગાનારને પોતાના સંગીત કરતાં બારીના ચોકઠામાં મઢાયેલું, મનોહર આકૃતિનું, બગીચાના પૃષ્ઠ ભાગવાળું છાયાચિત્ર જ અધિક આકર્ષક લાગ્યું. એનું હૃદય અસ્વસ્થ થયું. ગીત આગળ ચાલે જ નહીં, તંત્રી વાગે જ નહીં.

પેલીને થયું કે આપણે આ શું કર્યું! જયાં હૃદયનું ઐકય છે ત્યાં એકબીજાના મનમાં શું ચાલે છે તે સમજવું કઠણ થોડું જ છે! તેને ભાન આવ્યું. યાદ આવ્યું. નાહ્યા પછી ઉઘાડા મૂકેલા કેશ હવે તો સુકાયા છે. હવે ઉઘાડા વાળે બારી આગળ ઊભા રહીએ તો ફોરાંથી તે ફરી ભેજવાળા થશે. અંબોડો બાંધવા માટે તે સહજ-ભાવે ચાલી ગઈ.

આનું નામ વિશ્રબ્ધ પ્રેમ અને સહવાસ.

ઘણાંખરાં નાટકોમાં અને નવલકથામાં વિવાહ પહેલાંનાં અતૃપ્ત પ્રેમનું વર્ણન હોય છે. ફક્ત ભવભૂતિના उत्तररामचरितમાં વિવાહ પછીનો પ્રેમ કેવો શાંતગંભીર હોઈ શકે છે અને પ્રસંગવશાત્ કેવો ઉત્કટ બને છે એ બતાવ્યું છે. પ્રકૃતિવર્ણનમાં લલિત અને ભવ્ય પ્રસંગો રજૂ કરવા સહેલા છે, પ્રચંડ તોફાન, ભીષણ વંટોળિયા, રોમહર્ષણ પ્રપાત, કડાડતી વીજળી ઈત્યાદિનું વર્ણન વાંચી શરીરે રોમાંચ થઈ આવે છે. પણ સહેજ ફરવા ગયા હોઈએ ત્યાં કોઈ ઝરણાને કિનારે, કોઈ એક ખૂણો તદ્દન સાદો હોવા છતાં મનને ઉલ્લસિત કરી મૂકે છે. એવી જગાનું વર્ણન સાવ સાદું જ હોવાનું. પણ તેમાંથી કાવ્યરસ કાંઈ ઓછો મળતો નથી. કોઈ કોઈ જગા તો ચિત્તમાં એવી અંકાઈ જાય છે કે એનું કેવળ સ્મરણ પણ અસાધારણ આનંદ પમાડે છે.

અભ્યાસના કોઈ વિષયમાં કેટલીક વાતો અત્યંત મહત્ત્વની હોવા છતાં તે વિશે પ્રશ્ન પૂછવાનું સહેલું નથી હોતું. પરીક્ષાની દૃષ્ટિએ તે વાત મહત્ત્વની ન હોય તોયે એ વિષયની અને ઉપયોગિતાની દૃષ્ટિએ એનું મૂલ્ય ઓછું નથી હોતું. પ્રશ્નોના ચોકઠામાં એ બેસી શકતી નથી એટલી જ એની ઊણપ. ઈતિહાસમાં યુદ્ધો, ઝઘડા, જુદા જુદા પક્ષોની અને રાષ્ટ્રોનાં કારસ્થાનો અને કાવતરાંઓની રેલમછેલ હોય છે, એમાંની આંટીઘૂંટીનું વર્ણન કરવું પણ સહેલું છે, અને આપણે વાચકને કંઈક અસાધારણ જણાવ્યું, સમજાવ્યું એનો સંતોષ પણ મળે છે. પણ જીવનમાં જેનું ખરેખરું મહત્ત્વ છે, યુદ્ધો અને કારસ્થાનો પૂરાં થયાં પછી જે ઉપભોગવાનું હોય છે તે, જોકે જીવનમાં લગભગ સ્વર્ગીય આનંદ આપનારું હોય છે, દયિતરસે છલોછલ ભરેલું હોય છે, છતાં શબ્દો વડે એનું મહત્ત્વ ફુલાવીને કહી ન શકાય.

લગ્ન પહેલાંનો અનુનય અને લગ્ન પછીનો પહેલો મધુમાસ —આનો અનુભવ ગમે તેટલો ઉન્માદક હોય તોયે તે જન્મભર ચાલતો નથી. પતિપત્નીને એકબીજાના સહવાસમાં જે સાત્ત્વિક આનંદ અખંડ મળતો હોય છે, જેને જીવનનું અમૃત કહી શકાય, તેનું વર્ણન શું થઈ શકે? એમાં અસાધારણ, અદ્‌ભુત, લોકવિલક્ષણ અથવા રોમહર્ષણ એવું કશું જ હોતું નથી. કોઈ માતા પોતાના નાનકડા બાળકને ખોળામાં લઈને રમાડે અને તે અર્ભક નવ-વિકાસમાન જીવનનો આનંદ લેતું હોય, એનું વર્ણન, જરા પ્રયત્ન કરીને, થોડુંક સજાવી શકાય. પણ તે બાળકને થનારો આનંદ અને તે આનંદ જોઈ માતાના હૃદયમાં ઊછળનારી — ના, ઊછળનારી નહીં પણ તદ્દન સહજપણે હેલાવનારી ઊર્મિ — એનો આનંદ — એનું વર્ણન કરવું સહેલું નથી. અને તીખોતમતમતો આહાર ખાવાની ટેવ જેમને પડી છે તેમને જેમ સાદાં વન્ય ફળોમાં અથવા તાજી ભાજીઓમાં જે પૌષ્ટિક રસ મળી શકે છે તેનો આનંદ લેતાં આવડતું નથી, તેમ જ આ સાદા પણ સમૃદ્ધ, સાત્ત્વિક પણ ઉત્કટ નિત્યાનંદનું વર્ણન વાંચીને કેટલાક વાચકોના હૃદયના તાર છેડાતા નથી.

તેવો જ કોઈ સમર્થ અને ખ્યાતનામા કવિ પોતાની સિદ્ધહસ્ત શૈલીમાં આવા સાદા પ્રસંગનું સાદું જ વર્ણન વાચકો આગળ મૂકે છે, ત્યારે જ આ સાદગીમાં, એની અનપેક્ષિત સાદગીની જ ચમત્કૃતિ ઉત્પન્ન થાય છે અને પછી ખરેખર જ આ પ્રસંગ કેટલો દયિતકોમલ છે, કેટલો રસપ્રદ છે એમ કહી માણસ પોતાનું રસગ્રાહી હૃદયપદ્મ ઉઘાડે છે, અને જીવનમાં પહેલવહેલી વાર તદ્દન સાધારણ પ્રસંગમાંથી સર્વસાધારણ પણ દિવ્ય સુખ અનુભવવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે. આવા સુખમાં જીવનમૂલ્ય ભરપૂર ભરેલું હોવા છતાં તેને વર્ણનમૂલ્ય હોતું નથી. પણ આ કાંઈ એનો દોષ નથી. હિંદીની એક કહેવત છે ‘आम खाने या पेड़ गिनने’ તે અહીં બરોબર લાગુ પડે છે.

વિલાસ-રસિક પ્રૌઢ દુષ્યંતના એક પ્રેમપ્રસંગનું વર્ણન કાલિદાસે કર્યું છે. ત્યાં એણે કોઈ વિલાસ-ચતુર, કલા-નિપુણ પ્રૌઢાને આણી મૂકી નથી. પણ આશ્રમનાં નિત્યકર્મો કરતી, વલ્કલ પહેરેલી અબોધ ઋષિ-કન્યાને જ આણી બેસાડી છે. અને નાગર-વિલાસમાં પ્રવીણ દુષ્યંતને મોઢે કહેવડાવ્યું છે: दूरीकृता: खलु गुणै: उद्यानलता वनलताभि:। ‘ખરેખર દરેક જાતની માવજત કરી કાળજીપૂર્વક ઉછેરેલી મનોહર ઉદ્યાનલતાને આ જંગલી લતાએ હરાવી છે.’

પછી જ્યારે શકુંતલા પોતાના રત્ન જેવા અર્ભકને લઈને પતિગૃહે જાય છે અને ત્યાં દુષ્યંત એને ન ઓળખવાનો ડોળ કરે છે — અથવા નાટકની ભાષામાં કહીએ તો ઋષિના શાપને કારણે એને કેમે કરી શકુંતલાનું સ્મરણ થતું જ નથી — ત્યારે તેને યાદ દેવડાવવા માટે શકુંતલા પોતાના ભોળા હૃદયમાં સાચવી રાખેલી પ્રેમાનુભૂતિમાંથી એક પ્રસંગ — તેની દૃષ્ટિએ હૃદયને કાયમને માટે ચટક લગાડનારો પ્રસંગ — તદ્દન સાદગીથી દુષ્યંતને કહે છે.

— આપણે એક વાર એક લતામંડપમાં બેઠાં હતાં. ત્યાં એક હરિણશાવક

પાસે આવ્યું. તે તરસ્યું છે એ ઓળખી તેં એક કમળનું પાંદડું તોડ્યું અને તેના દ્રોણમાં પાણી ભરી હરિણબાલક આગળ એ ધર્યું. તરસ્યું હોવા છતાં એ તારી પાસે આવે નહીં. ત્યારે તારા હાથમાંથી એ દ્રોણ લઈને મેં એની સામે ધર્યું. ત્યારે એ તરત આગળ આવ્યું અને પાણી પીવા લાગ્યું. ત્યારે તેં હસીને કહ્યું—'उभावपि बर्बरौ'—'બંને સરખાં જ જંગલી. એટલે જ વિશ્વાસ બેસે છે.' આ બધું જ શું તું ભૂલી ગયો ? — ભોળી શકુંતલા ! તેને — તેના શુદ્ધ સાત્ત્વિક હૃદયને — આ પ્રસંગ પ્રેમરસના સરોવર જેવો લાગ્યો હતો. સમર્થ કવિ કાલિદાસે આ ભોળા પ્રસંગનું મહત્ત્વ ઓળખીને જ એને અહીં આવા કટોકટીના પ્રસંગે પુરાવા તરીકે વાપર્યો છે. અને શકુંતલાની અસાધારણ સૂક્ષ્મ-વેદિતા એણે અહીં વ્યક્ત કરી છે. પણ રાજાને તેનું શું? તેને તો જાણીજોઈને ગંભીર-વેદી (thick-skinned) બનવું હતું. આવા ઉત્કટ રહસ્ય પ્રસંગનું સ્મરણ કરાવ્યા છતાં જ્યારે રાજા જાગ્રત થાય નહીં ત્યારે શકુંતલાના હૃદયને સખત આંચકો લાગ્યો.

'હવે કરવું શું?' એમ તો એને થયું હશે જ, પણ આને ઓળખવામાં આપણે ભૂલ જ કરી, આની રસિકતા તે ખરી રસિકતા ન હોઈ કેવળ શીખવી આણેલું નૈપુણ્ય તો નહોતું, એવી પણ શંકા મનમાં આવી હોય તો આશ્ચર્ય નહીં.

તેને તો આકાશ તૂટી પડ્યું હોય એવું લાગ્યું અને એવી સ્થિતિમાં એ ભોળા વિશ્રબ્ધ પ્રેમ-પ્રસંગના દિવ્ય પ્રતીકસમા પોતાના નાના બાળકને જોઈ એના હૈયાની શી વ્યાકુળ સ્થિતિ થઈ હશે તે તો કોઈ સ્ત્રીહૃદય જ કલ્પી શકે.

શાકુંતલમાં કાલિદાસે શકુંતલાને મોઢે રાજાને યાદ દેવડાવવા માટે આવો સાદો પ્રસંગ મૂકી સાધારણ પ્રસંગમાં રહેલો અસાધારણ આનંદ અને પ્રેમરસ વ્યક્ત કર્યો છે એ પણ એ પ્રેમ-કવિના મનુષ્ય-જીવન પર ઉપકાર જ છે.

વરસાદની હવાએ કવિના હૃદયના તાર હલાવ્યા. હૃદયે હાથને અસ્વસ્થ કરી દિલરુબાના તાર છેડ્યા. તે વાદ્યે જીવનસંગિનીના હૃદયના તાર છેડી તેને અનેક રીતે નચાવી. તેના હૈયાની ભાવોર્મિએ કવિના હૈયાને સુખ-પ્રફુલ્લ કર્યું. બંનેને નીરવ સંભાષણનું સુખ લાધ્યું અને તેમાંથી હૃદયના ઐક્યની તૃપ્તિ મેળવી બંને શાંત થયાં. વીણા પણ નિસ્તબ્ધ થઈ.

બહારના વરસાદે માત્ર પોતાનો ઘન-મધુર તાલ ચાલુ જ રાખ્યો.

## ૧૧. કૃતઘ્ન શોક

વહેલી સવારે એણે વિદાય લીધી.

મારું મન સાંત્વન આપતું બોલ્યું: 'અરે ભઈ, આ બધી માયા જ છે!'

હું ગુસ્સાથી ઊકળીને બોલ્યો, 'મેજ પરનો એનો સીવણકામનો ડબ્બો, અટારી પરનાં ફૂલઝાડનાં એ કૂંડાંઓ, પલંગ પર પડેલો એના નામવાળો એ પંખો — આ

બધું તો સત્ય જ છે!'

મન બોલ્યું, 'તોય વિચાર કરવો –'

મેં કહ્યું, થોભ ભાઈ, જરા. જો ને પેલું નવલકથાનું પુસ્તક અને તેની વચ્ચે મૂકેલો અંબોડાનો આંકડો. પુસ્તક હજી પૂરું વંચાયું પણ નથી. આ બધી જ જો માયા, તો તે આ બધાં કરતાં મોટી માયા થઈ કેવી રીતે?'

મન ચૂપ થઈ ગયું. જીવજાન મિત્રે આવીને કહ્યું, 'જે સારું છે તે સત્ય છે; તે ક્યાંય જતું નથી. આખું જગત, એને રત્નની જેમ હૈયાના હારમાં ગૂંથી રાખે છે.'

હું એના પર ચિડાઈને બોલ્યો, 'તેં એ વળી ક્યાંથી જાણ્યું? દેહ શું નહોતો સારો? પછી એ ગયો તે ક્યાં ગયો?'

નાનું બાળક જેમ ગુસ્સે થઈને માને જ મારે છે, તેમ જ જગમાં જે કંઈ મને આધારરૂપ હતું, તે બધાંને જ હું મારવા લાગ્યો. બોલ્યો, 'દુનિયા છે જ વિશ્વાસઘાતી.'

એકાએક હું ચમક્યો. કોઈએ જાણે કહ્યું 'અકૃતજ્ઞ!'

બારી બહાર જોયું તો સરુના ઝાડની આડે તૃતીયાનો ચંદ્ર ઊગ્યો છે. જે મને છોડીને ગઈ હતી તેના હાસ્યની જ જાણે આ સંતાકૂકડી. તારા છંટાયેલા તે અંધકારમાંથી એક ભર્ત્સના આવી, 'હું આવી હતી તમારા જીવનમાં – વણાઈ હતી એ જ શું મિથ્યા. અને હવે આ જે જુદાઈ આવી છે તેના પર આટલો દૃઢ ભરોસો એમ જ ને?'

*

## નિરૂપણ — 'કૃતઘ્ન શોક'નું

પ્રેમનો આશ્રય એકાએક નષ્ટ થાય એટલે માણસ અસ્વસ્થ થાય છે — સ્વાભાવિકતા ખોઈ બેસે છે. પ્રત્યેક વસ્તુ તરફ જોવાની એની દૃષ્ટિ જ વિકૃત થાય છે. જે વસ્તુ થવાની જ છે તે તેમ થઈ જ કેમ, એવી તેની આખી દુનિયા સામે તકરાર હોય છે. આખું જગત જ પોતાનું બૂરું ઇચ્છે છે, પોતાની સામે છે એવું એને લાગવા માંડે છે. દિવંગત વ્યક્તિના વિરહને લીધે વિહ્વળ થવાથી પાછળ રહેલા જીવતા લોકો પ્રત્યે અન્યાય કરવા સુધી તેનું મન સમતા ખોઈ બેસે છે.

માણસના ભેજામાં એક જ મન વસતું નથી. કંટાળેલું મન એક દિશામાં વિચાર કરે છે, તો શાંત, સમજુ મન તે વસ્તુનો પ્રતિકાર કરે છે. પણ કોઈ પણ વિચાર મનમાં સ્થિર થઈ શકતો નથી.

હૃદયને આઘાત થાય ત્યારે તીવ્ર શોક થવો સ્વાભાવિક છે. પણ તે શોકથી પોતાની દૃષ્ટિ કલુષિત કરી, કૃતઘ્નપણે દુનિયા સાથે વેર શા માટે બાંધી દેવું?

જેને લીધે આવી અવસ્થા થઈ તે પોતે જ જો કાંઈક વિવેક સૂચવે તો તે ગળે ઊતરે. બાકીની દુનિયા તો વિશ્વાસઘાતી. એ તો એણે નક્કી કરી જ નાખ્યું છે.

આખરે એની તરફથી જ સમજુપણાનું ખાદ્ય મળે છે. જો જીવન મિથ્યા છે એમ ઠરાવવું હોય તો મૃત્યુને જ સત્ય સમજીને આટલા વ્યાકુળ શા માટે થવું

જોઈએ! અને દુનિયાથી શા માટે રિસાઈ બેસવું! મૃત્યુ પણ માયા જ છે અને પોતાની પ્રિયા ક્યાંય ગઈ જ નથી એમ માનવામાં મુશ્કેલી શાની?

માયાવાદ ખરેખર જ આધ્યાત્મિક સત્ય છે? જીવનનું રહસ્ય છે? કે નિરાશ થયેલી બુદ્ધિનો હતાશ નિઃશ્વાસ છે?

તત્ત્વજ્ઞાન એટલે જીવનનું રહસ્ય. જીવન જેટલું ગૂઢ હોય તેટલું જ તે પણ ગૂઢ હોવાનું. આ રહસ્યને સહેલું કરવાનો મોહ તત્ત્વજ્ઞાની ઘણી વાર રોકી શકતો નથી અને પરિણામે આવું તત્ત્વજ્ઞાન એકાંગી બને છે.

તત્ત્વજ્ઞાનીએ જગતના અસ્તિત્વ વિશે તટસ્થપણે, ત્રાહિત માણસ તરીકે વિચાર કરવાનો હોતો નથી. આ જગતમાં આપણે છીએ, આપણો અને એનો ગાઢ સંબંધ છે, આ જગ જેમ આપણું યુદ્ધક્ષેત્ર છે, કર્મક્ષેત્ર છે તેમ જ તે આપણું પ્રેમક્ષેત્ર પણ છે એ તત્ત્વજ્ઞાનીએ ભૂલવું ન જોઈએ જગત નશ્વર હશે — એ અનુભવ નિત્યનો છે જ – તેથી કાંઈ પ્રેમને પણ નશ્વર સમજવો? એક અનુભૂતિને લીધે બીજી અનુભૂતિને કલુષિત શા માટે કરવી? તત્ત્વજ્ઞાન આંખો ઉઘાડીને જોવા લાગે છે ત્યારે કહે છે કે બધું જ મિથ્યા છે. અહીં કશું જ ખરું નથી. વ્યવહાર તેને કહે છે, તારી ભૂલ છે. આ જગમાં કેટલીક વાતો સત્ય છે, કેટલીક મિથ્યા છે. તત્ત્વજ્ઞાન ફરી વિચાર કરે છે. હવે માત્ર આંખો જ ન ઉઘાડતાં હૈયું પણ ઉઘાડીને જોય છે અને પછી કહેવા લાગે છે – ભૂલ્યો ભૂલ્યો, સર્વ કાંઈ ખરું છે, સર્વ જ સત્ય છે. મિથ્યાને ક્યાંય અવકાશ જ ન હતો.

તત્ત્વજ્ઞાનના આ પરસ્પર વિરોધી સનાતન ઉદ્‌ગાર છે. જગતનું સર્વ તત્ત્વજ્ઞાન આ બંને અંતિમ બિંદુઓ વચ્ચે હિલોળા ખાયા કરે છે.

કવિએ આપણને વિશેષ કહ્યું તે એ કે "અંતિમ તત્ત્વ શું એ જો સમજી લેવું હોય તો તે પ્રેમને પૂછી જુઓ." પ્રેમ કેવળ અંતિમ તત્ત્વ જ નહીં પણ સર્વ તત્ત્વોની અંતિમ કસોટી છે, પ્રેમ જે માન્ય કરે તે જ સત્ય એટલું સૂત્ર જો સ્વીકાર્યું હોય તો સર્વત્ર પ્રકાશ જ પ્રકાશ થશે. જીવનને પ્રકાશમય કરવાની શક્તિ એકમાત્ર પ્રેમની જ છે. મન અને બુદ્ધિ પોતપોતાનો કારભાર સુખેથી ચલાવે. પણ એમણે દૃષ્ટિ લેવી જોઈએ પ્રેમ પાસેથી જ.

## ૧૨. સત્તર વર્ષો

એનો અને મારો હતો સત્તર વરસનો સહવાસ.

ગમે ત્યારે જવું-આવવું, વારંવાર જોવું-પૂછવું, ખૂબ ખૂબ વાતો કરવી.

એની જ આસપાસનાં કેટકેટલાં સુખસ્વપ્નો, કેટકેટલાં અનુમાનો, કેટલાંયે રહસ્યો. તે ઉપરાંત પરોઢિયે ઊંઘ ઊડ્યા પછીનો શુક્રનો ઉજાસ, કદી તો ચમેલીનાં ફૂલોની સુગંધથી મહેકતી આષાઢની સાંજ અને કદી તો વસંતના છેલ્લા પ્રહરના,

થાકેલાં વાજિંત્રોએ કાઢેલા પીલુ બારોયાના સ્વર – આ સત્તર વરસો સતત આવા જ પ્રસંગોથી એના મનમાં સચવાયેલાં હતાં.

અને આ બધા સાથે ચાલતી તેની હાક મને બોલાવવા માટે. એ હાકને જે વ્યક્તિ જવાબ દેતી તે કાંઈ માત્ર વિધાતાએ ઘડેલી વ્યક્તિ ન હતી; તે વ્યક્તિ તેના સત્તર વર્ષના પરિચયથી ઘડાઈ હતી. કોઈ વાર આદરથી તો કોઈ વાર અનાદરથી; કોક વાર કામમાંથી તો કોક વાર નવરાશથી; કોક વાર લોકો સમક્ષ તો કોઈ વાર રહસ્યપૂર્ણ એકાંતમાં, એક જ વ્યક્તિના મનોમય પરિચયમાંથી ઘડાયેલો તે માણસ હતો.

ત્યાર પછી બીજાં સત્તર વર્ષ વહી ગયાં. પણ આ સત્તર વરસના બધા દિવસો અને બધી રાત્રિઓ પેલા સત્તર વરસના નામોચ્ચારરૂપી પ્રેમ-સૂત્ર વડે બંધાયેલાં લાગતાં નથી – કેવાં છૂટાંછવાયાં લાગે છે!

તેથી જ આ દિવસો અને આ રાત્રિઓ મને રોજ પૂછે છે, ‘અમારું શું? અમને પ્રેમથી પાસે બોલાવી કોણ અપનાવવાનું છે?’

હું તેમને કાંઈ જ જવાબ આપી શકતો નથી. ચૂપ બેઠો વિચારમાં પડી જાઉં છું. અને તેઓ પણ પવન સાથે ઊડી જતાં કહે છે, ‘ચાલ્યાં અમે શોધવાને.’

‘કોને?’

કોને તે તેમને ખબર નથી હોતી. તેથી તે કોઈ વાર આમ દોડે છે, કોઈ વાર ત્યાં નાસે છે, સાંજનાં બંધનહીન વાદળો પ્રમાણે અંધારામાં ડૂબકી મારે છે અને ફરી કદી દેખાતાં નથી.

*

## નિરૂપણ — ‘સતેરો બછર’નું

કહ્યું જ છે કે કવિને પત્નીસુખ બધું મળીને ૧૭ વરસ મળ્યું. તે પ્રેમોત્કટ-અવધિને અંતે થયેલું વિયોગદુઃખ એમણે ‘સ્મરણ’ નામના પોતાના કાવ્યસંગ્રહમાં ગ્રથિત કરી રાખ્યું છે. ત્યાર પછી સત્તર વર્ષો વહી ગયાં અને ‘લિપિકા’ નામનાં રેખાચિત્રો અથવા સાહિત્યકુસુમો ફૂલવતી વેળાએ કવિને પત્નીનું ફરી ઉત્કટતાપૂર્વક સ્મરણ થયું. સહવાસનાં તે સત્તર વર્ષો અને ત્યાર પછી વિધુરાવસ્થામાં વિતાડેલાં આ સત્તર વર્ષો વચ્ચેના વૈષમ્યનો ખ્યાલ આવી મનમાં જે વિષાદ ઊભરાયો, તે જ આ રેખાચિત્રમાં અત્યંત નાજુક રીતે વ્યક્ત કર્યો છે. સ્મરણકાવ્યોમાં દુઃખનો આવેગ હોવો સ્વાભાવિક જ હતું. પછીનાં સત્તર વરસોમાં તે આવેગ ઓસર્યો છે, તેથી દુઃખ કાંઈ ઓછું થયું નથી. દુઃખ સહન કરવાની ટેવ પડવાથી શોકે શાંતિનું રૂપ ધારણ કર્યું છે. પણ તેમાંથી વિષાદનું તૂરાપણું કાંઈ ગયેલું નથી. તેથી જ પ્રસ્તુત સ્મરણાંજલિ આટલી કપાયમધુર થઈ છે.

શેકેલા રવામાં ઘી-સાકરનું સ્નિગ્ધ મધુર મેળવણ હોય છે તેથી જ લાડુ સરસ બંધાય છે. આ મેળવણ ન હોય અથવા ઓછું પડે તો તે જ રવાના કણો સમુદ્રકિનારેની રેતીની પેઠે ફીસા થઈ જાય છે. કવિ કહે છે કે પહેલાંનાં સત્તર

વર્ષો સુધી પત્નીએ તેના સ્નિગ્ધ-રસિક સહવાસ વડે પોતાનું આયુષ્ય કૃતાર્થ કર્યું હતું અને એ વરસોને બાંધીને એકરૂપ કર્યાં હતાં. હવે એ રસાયણ રહ્યું નહીં, તેથી હવેના દિવસો સૂના અને વીખરાયેલા થયા છે. સ્મરણમાંયે ટકતા નથી, સરકી જાય છે; ક્યાં જાય છે તેય સમજાતું નથી.

આ નાનકડી સ્મરણસંહિતામાં કવિએ પોતાની પત્નીને જે શ્રદ્ધાંજલિ અર્પી છે તે કોઈ પણ નારીને ધન્યતા ઉપજાવે એવી છે. આ સત્તર વર્ષોમાં જે હું બન્યો, મારું જીવન-સંગઠન દૃઢ અને સમૃદ્ધ થઈ શક્યું તે બધું જ કાંઈ બ્રહ્મદેવને અથવા તેના સૃષ્ટિક્રમને લીધે નહીં. મારી પ્રેમચતુર પત્નીએ અનેક રીતે મને હાથમાં લઈ કોઈ એક કુશળ કારીગરની પેઠે આકાર આપ્યો. અને મારા એ જીવનમાં મૂલ્ય ભર્યું એનો જ આ પ્રતાપ હતો.

અને તેથી જ ત્યાર પછીનાં આ સત્તર વર્ષો ભૂખમરા જેવાં સાવ સૂનાં લાગે છે.

## ૧૩. પ્રથમ શોક

જંગલની છાયામાં થઈ જે રસ્તો જતો હતો તે આજે ઘાસથી ઢંકાઈ ગયો છે.

એવા શાંત એકાંત સ્થળે કોકે મને પૂછ્યું, 'શું તું મને ઓળખતો નથી?'

મેં પાછા વળી ધ્યાનથી જોયું અને કહ્યું, 'ઓળખાણ તો પડે છે પણ નામ કાંઈ બરાબર યાદ આવતું નથી.'

તે વ્યક્તિએ કહ્યું, 'હું છું એ જ તમારો જૂનો પચ્ચીસીનો શોક.'

તે વ્યક્તિની આંખોના ખૂણામાં પાણી ઝળક્યું, જાણે જલાશય પર ચળકતી ચંદ્રની કોર.

હું અવાક્ બની ઊભો જ રહ્યો. પછી બોલ્યો, 'તે દિવસે દેખાતી હતી શ્રાવણના મેઘોના જેવી કાળી સાવળી અને આજે જોઉં છું તો દીસે છે અશ્વિનના સુવર્ણની પ્રતિમાસમી. તે વખતનું નયનોનું બધું જ નીર ખોઈ બેઠી શું?'

એક શબ્દ પણ ન બોલતાં તે સહેજ હસી. સમજી ગયો તે હાસ્યમાં જ સર્વ કાંઈ સમાયેલું છે. વર્ષાઋતુના મેઘોએ જાણે શરદઋતુમાંના પારિજાતનું હાસ્ય જ શીખી લીધું છે.

મેં પૂછ્યું, 'પચ્ચીસીનું તે મારું યૌવન તેં હજીયે સાચવી રાખ્યું છે કે?'

તેણે કહ્યું, 'આ જુઓ ને મારા હૈયાનો હાર.'

ખરેખર, તે દિવસના વસંતની માળામાંથી એક પાંખડી પણ પડી ગયેલી નહોતી.

મેં કહ્યું, 'મારું બીજું બધું જ જીર્ણશીર્ણ થઈ ગયું છે. પણ તારા હૈયા પરનું મારું તે પચ્ચીસીનું યૌવન માત્ર આજ પણ મલૂલ થયું નથી!'

તેણે તે માળા ધીરે ધીરે પોતાના ગળામાંથી કાઢી મારે ગળે પહેરાવી અને બોલી, "યાદ છે કે, તે દિવસે તેં કહ્યું હતું કે મને સાંત્વન નહીં, શોક જ જોઈએ છે?"

હું શરમાઈને બોલ્યો, ‘કહ્યું હતું ખરું, પણ પછી ઘણા દિવસો વહી ગયા અને હું ક્યારનો ભૂલી ગયો.’

તે મૂર્તિ બોલી, ‘જે અંતરાત્માનું તે વરદાન હતું તે પોતે શી રીતે ભૂલી શકે? ત્યારથી જ હું છાયામાં બેસી રહી છું, હવે મને અપનાવી લે.’

હું તેનો હાથ મારા હાથમાં લેતો બોલ્યો, ‘કેવી છે આ તારી અપરૂપ મૂર્તિ?’

એણે કહ્યું, ‘જે શોક હતો તે જ આજે બન્યો છે શાંતિ.’

*

## નિરૂપણ — ‘પ્રથમ શોક’નું

૧

શોકનું દુ:ખ જ્યારે બિલકુલ તાજું હોય છે ત્યારે શોક ઓછો થાય એવું આપણે જરાયે ઇચ્છતા નથી. લાગે છે કે શોક ઓછો થાય તો પ્રિયજનની કિંમત ઘટાડવા જેવું છે. શોક ભૂલી જવાની ઇચ્છા કરવી એ પ્રિયજન પ્રત્યે કૃતઘ્નતા જ છે.

પણ શોક છાતી સાથે ચાંપી રાખ્યા છતાં તે સચવાતો નથી. જીવન — જીવતું જીવન — મરેલાંનું સ્મરણ ક્યાં સુધી હૈયામાં ભરી રાખે? પ્રત્યેક રાત્રિ શોકમય સ્મરણોને શીળાં વાસી કરતી જાય છે. અને શોકથી રહેંસાયેલું હૈયું વિસ્મૃતિના જળમાં ડૂબી નીકળતાંવેંત ફરી સાજુંતાજું થવા માંડે છે.

પછી જ્યારે, કોઈ પણ કારણે, જૂની વાતો યાદ આવે છે, ત્યારે ભૂતકાળ એકદમ તાજો વર્તમાન જેવો થઈ જાય છે અને તે દિવસોના પોતાના યૌવનની અને આજના વાર્ધક્યની અણજાણતાં તુલના થવા લાગે છે.

કોઈ વાદળ શાંત થતાં જેમ આકાશ ધોવાઈ નીકળે છે, સર્વ વનસ્પતિ તાજાંતવાનાં લાગે છે, જંગલની પગદંડીઓ પણ ઘાસથી છવાઈ જાય છે અને જ્યાં જુઓ ત્યાં સમૃદ્ધ શાંતિ ફેલાયેલી દેખાય છે, તે જ રીતે શોકનો કાળ ઓસરે એટલે તે શોક પણ સંયમપૂત થઈને એક જાતનું માધુર્ય ધારણ કરે છે તેમાંથી નવી જ સુવાસ ફૂટવા માંડે છે. અને જે એક કાળે શોક હતો તે હવે શાંતિરૂપ થઈને જીવન ઉપર નવીન જ ઓપ ચડાવે છે.

૨

જમવાનું જ્યારે તૈયાર થયેલું હોતું નથી ત્યારે બાળકો પજવે નહીં તેથી મા તેમના હાથ પર કંઈક થોડું મૂકી એમને રમવા મોકલી દે છે. ગોળનો કકડો હોય કે એકાદ પતાસું હોય. તે તો બાળકની ફોસલામણ જ હોય છે. પછી જમવાનું તૈયાર થાય એટલે બાળકોને રમતમાંથી પકડી આણી મા તેમને જમવા બેસાડે છે અને પેટ ભરીને જમાડે છે. આ પછીનું અન્ન તે ફોસલામણ નહીં પોષણ હોય છે.

જગતનું સુખ આ હાથ પર મૂકેલી પ્રમોદી જેવું હોય છે. તે ફોસલામણ છે. પ્રમોદી ચટકો લગાડે છે. જરાક મોહ પમાડે છે, વખત ટાળી લે છે, પણ તેનાથી કાંઈ પેટ ન ભરાય, શરીરે ન વધે. પછી જ્યારે બરાબર વખત થાય છે ત્યારે માણસને ભાગે એનો ખરો આહાર — પૌષ્ટિક દુ:ખ એને આપવામાં આવે

છે, પેટ- ભરીને આપવામાં આવે છે તે જીવનમાં ઊંડે સુધી ઊતરે છે અને જીવનના વ્યક્તિત્વને વધારે છે. ઈશ્વરનું ખરું વરદાન તો આ જ.

હવે વાત એમ છે કે ઈશ્વર જ્યારે મનુષ્યને એક ભેટ આપે છે ત્યારે તે જ ક્રિયા વડે એ પેલી ભેટને માણસ પણ આપે છે. માણસે તે ભેટને સ્વીકારી એને સાચવી રાખવાની હોય છે, યોગ્ય રીતે વાપરવાની પણ હોય છે. આ થયું માણસનું કર્તવ્ય. બીજી તરફ એ ભેટને માણસનો સ્વીકાર કરવાનું હોય છે, એને સંભાળવાનો હોય છે, તેનો વિકાસ કરાવવાનો હોય છે. આ જવાબદારી એ ભેટે પણ ઓળખવાની હોય છે. ઈશ્વરે માણસને શોક આપ્યો. તેને સાચવવો, તેનો ઉપયોગ કરી લેવો એ થયું માણસનું કામ. ઘણી વાર માણસ એ કર્તવ્યને થોડાકમાં પતાવી દે છે. મનુષ્ય પ્રમાદી છે. બાળક જ રહ્યો ને! પણ શોક પોતાની જવાબદારી કેમ વીસરી શકે? તે મહાન છે. તે અખંડ જાગ્રત રહી માણસની સેવા કર્યા જ કરે છે અને છેવટે પ્રગાઢ શાંતિનું રૂપ ધારણ કરી તેનું જીવન સુવાસિત કરે છે.

## ૧૪. ક્યાં છે?

૧

બાપ સ્મશાનેથી પાછો આવ્યો.

તે વખતે સાત વર્ષનો એનો દીકરો — સાવ નાગોપૂગો, — ગળામાં સોનાનું તાવીજ — ગલી તરફની અટારીની બારીમાં એકલો ઊભો છે.

તેના મનમાં શું શું ચાલે છે તેની તેને પોતાને પણ ખબર ન હતી.

સવારનો તડકો સામેના ઘરઆંગણાના નીમની ડાળો પર ઝળકવા લાગ્યો.

કેરી વેચનારો ગલીમાં આવી બેચાર વાર પોકારીને પાછો ગયો.

બાપે ઘેર પહોંચતાંવેંત બાળકને પોતાના ખોળામાં લીધો. બાળકે પૂછ્યું, 'બાપા, બા ક્યાં છે?'

બાપે આકાશ તરફ જોઈ કહ્યું, 'સ્વર્ગમાં.'

૨

તે રાત્રે શોકગ્રસ્ત થાકેલો બાપ અડધી ઊંઘમાં પણ ડૂસકું ખાઈને જાગી ઊઠતો હતો.

દરવાજામાં ટમટમતો દીવો અને ભીંત પર બે ગરોળીઓ.

સામે જ અટારી હતી. તે બાળક ક્યારનોયે ત્યાં આવી ઊભો રહ્યો.

ચારે તરફ ઓલવાયેલા દીવાવાળાં ઘરો જાણે દૈત્યપુરીના પહેરેગીર જ, ઊભા ઊભા ઊંઘે છે.

દિગંબર બાલક આકાશ તરફ એકીટશે જોઈ રહ્યો છે.

એનું બાવરું મન કોઈકને પૂછતું હતું, 'ક્યાં છે સ્વર્ગનો રસ્તો?'

પણ આકાશમાં કોઈ પણ સાદ ઊમટયો નહીં.
ફક્ત તારામાંથી મૂક અંધકારનાં અશ્રુ ચમકતાં હતાં.

*

## નિરૂપણ — 'પ્રશ્ન'નું

બાલ્યકાળનું કાવ્ય એટલે મૂંઝાયેલું તત્ત્વજ્ઞાન.

બાપે સ્મશાનમાં જઈ પોતાની જીવનસંગિનીનું વિસર્જન કર્યું અને જેણે જન્મભર સાથ આપ્યો અને સેવા કરી તેની જ રાખ થયેલી, ભીની આંખોએ જોઈ એ ઘેર પાછો આવ્યો. જીવતાં જે સંગિની હતી તે મરણના દિવ્ય સ્પર્શે અને પ્રેમ-સ્મરણોના કીમિયા વડે દેવી થઈ હતી. ઘેર આવીને જોય છે તો તેણે આપેલો નાનકડો પોતાની વાટ જુએ છે. ચાર દિવસનું ઘરનું ગાંભીર્ય બાળકને કેમે કર્યું સમજાય નહીં. પોતાની બાને આ બધા શા માટે, કયાં લઈ ગયા એ પણ એના ધ્યાનમાં ન આવે. બાળકે બાપને પૂછયું, '—બા કયાં છે?' બાપના હૃદયમાં તેની નવી આવૃત્તિ હમણાં જ તૈયાર થઈ હતી. તેનું આ નવું સરનામું એણે દીકરાને આપ્યું.

રાત્રે બાપ અને દીકરો પોતપોતાની પથારીમાં સૂઈ ગયા. આજે બાપને હતો સહવાસ કેવળ દુ:ખદાયક સ્મૃતિઓનો જ. અને દીકરાની પથારીમાં બાને બદલે માત્ર શૂન્ય પોલાણ જ હતું. બાળક ઊઠયો. એને જવું હતું બાની પાસે, પણ ત્યાંનો રસ્તો એ જાણતો નહોતો. પૂછવું કોને? એ અટારી પર ગયો, એણે આકાશને, આકાશના અંધારાને અને તે અંધકારની લંબાઈ, પહોળાઈ અને ઊંડાણ માપનારા તારાઓને પૂછી જોયું. સ્વર્ગનો રસ્તો કયાંથી છે? હું ત્યાં શી રીતે જાઉં? અંધારું એટલે અજ્ઞાન, અંધારું એટલે પોલાણ. બાવરા મનને એ પોલાણમાંથી જવાબ તે શો મળવાનો હતો?

સ્વર્ગનો આભાસ દેનારા, પણ પોતે જ સ્વર્ગની શોધમાં રહેતા તારાઓ પોતે જ અસમંજસમાં હોઈ પોતાનાં ગરમગરમ આંસુઓને ટાઢાં કરી એમણે બાળક સુધી પહોંચાડવા માટે રાત્રિના હાથમાં સોંપ્યાં. ભોળા શિશુને એમણે શ્રદ્ધાની દીક્ષા આપી હશે?

બાપે પોતાના દાંપત્યજીવનમાંથી એક પ્રૌઢ સ્વર્ગ તૈયાર કર્યું હતું. વિશ્વાસુ બાળકે તે ઉત્તરમાંથી અને ઓગળી ગયેલા કપૂરના કકડાની સુવાસ પાછળ રહે, તે જ રીતે એને ઘેરી રહેલા બાના વાત્સલ્યમાંથી પોતાનું એક મુગ્ધ સ્વર્ગ તૈયાર કર્યું હતું અને આ બંને સ્વર્ગો અડધી ઊંઘમાં જોડે જોડે વધવા માંડયાં હતાં.

કવિએ પોતાની સહૃદયતા વડે આ બંને સ્વર્ગોનાં સૂચન આપણી આગળ મૂકી તેમની દ્વારા પ્રેમનું સ્વર્ગ કેવું હોય છે એની ઝાંખી આપણને કરાવી છે.

## ખંડ ૨

# ૧૫. વાર્તા

૧

બાળક જરાતરા બોલતો થયો ન થયો કે તરત કહેવા લાગ્યો, 'વાર્તા કહો.'

દાદીમાએ શરૂઆત કરી, 'એક હતો રાજાનો દીકરો, એક હતો કોટવાલનો દીકરો, અને એક હતો સોદાગરનો દીકરો' –

ગુરુજીએ ધધડાવીને કહ્યું, 'ત્રણ ચોક બાઽઽર.'

પણ તે જ વખતે તેમના કરતાં પણ મોટેથી ગરજ્યો રાક્ષસ – 'હાઉં – માઉં – ખાઉં – ' આંકના પાડાના બરાડા કેમે કરીને બાળકના કાનમાં પહોંચે નહીં.

જે હિતચિંતક હતા, તેમણે બાળકને ઘરમાં ગોંધી રાખી ગંભીર અવાજે કહ્યું, 'ત્રણ ચોક બાર' એ જ ખરું છે અને રાજાનો દીકરો, કોટવાલનો દીકરો, સોદાગરનો દીકરો — આ બધું મિથ્યા; માટે —

બાળકનું મન તે ક્ષણે માનસ-ચિત્રના પેલા સમુદ્રને પાર કરી ગયું, જેનું નામનિશાન પણ નકશામાં મળતું નથી. 'ત્રણ ચોક બાર' એની પાછળ પાછળ પોતાની નાવ ચલાવે છે, પણ અંકલિપિનું સુકાન ત્યાંના પાણીને પહોંચી વળી શકતું નથી.

હિતચિંતકોને લાગે છે કે આ બધું સાવ અનાડીપણું જ છે: એને તો સોટીના સોળથી જ ઠેકાણે આણવું જોઈએ.

ગુરુજીનો ચહેરો જોઈ દાદીમા ચૂપ થઈ ગયાં.

પણ આપત્તિ કાંઈ આમ ટાળી ટળાતી નથી, એક જાય તો બીજી આવે છે. હવે કથાકાર ભટજીએ આવી આસન જમાવ્યું અને એમણે શરૂ કરી એક રાજપુત્રના વનવાસની કથા.

ત્યાં પેલી રાક્ષસીનું નાક કપાય છે, ને અહીં હિતચિંતકો ચલાવે છે, "ઇતિહાસમાં આને માટે કાંઈ જ પુરાવો નથી. ઘરમાં, ચૌટે, બજારહાટે જેનો પુરાવો મળે છે તે તો છે 'ત્રણ ચોક બાર.'"

એટલી વારમાં તો હનુમાને કૂદકો માર્યો હતો આકાશમાં, એટલે, એટલે ઊંચે કે ઇતિહાસ કેમે કરી એવું ઉડાણ કરી ન શકે.

પાઠશાળામાંથી વિદ્યાલયમાં, વિદ્યાલયમાંથી મહાવિદ્યાલયમાં, આ ક્રમે ભઠ્ઠીમાં ઘાલી, અનેક ઓપ ચડાવી બાળકના મનને શુદ્ધ કરવાનું કામ ચાલુ જ હતું. પણ ગમે તેટલી ચાળણીએ ચાળો તોયે આ બે શબ્દો કાંઈ છૂટતા નથી, 'વાર્તા કહો.'

૨

આ પરથી દેખાઈ આવે છે કે માત્ર બાળપણમાં જ નહીં પણ જીવનની બધી જ અવસ્થામાં માણસ વાર્તા-પ્રિય જીવ છે. અને તેથી જ જગતભરમાં લોકોએ ઘેરઘેર, યુગયુગથી, દરેકની જીભ પર અને દરેક લખાણમાં વાર્તાઓ એકઠી કરીને જે પહાડ ઊભો કર્યો છે તે માણસના બીજા બધા જ સંગ્રહને ટપી ગયો છે.

હિતચિંતકો એક વસ્તુનો રીતસર વિચાર કરતા નથી કે કથા-વાર્તા રચવાનું ગાંડપણ જ સૃષ્ટિકર્તાનું છેવટનું ગાંડપણ છે; એ વિધાતાને ઠેકાણે આણ્યા વગર માણસની સુધરવાની આશા જ નથી.

એક વખતે વિધાતા પોતાના કારખાનામાં આગમાંથી પાણી, અને પાણીમાંથી ભૂમિ બનાવવામાં તલ્લીન હતા. સૃષ્ટિ તે વખતે હતી ગલદ્‌ઘર્મ, બાષ્પભારાકુલ. ધાતુના પથ્થરના મોટા મોટા ટુકડા એક પર એક ચણાતા જતા હતા; જ્યાં જોઈએ ત્યાં વીખરાયેલો પડયો છે માલમસાલો અને ધમાધમ ચાલે છે ટીપણી. તે દિવસના વિધાતાને જોઈ કેમે કરી મનમાં ન આવત કે એનામાં કોઈ પણ જાતની બાલિશતાને અવકાશ છે. તે વખતની બધી ખટપટ જોતાં એમ જ લાગે કે આ જ છે ખરું 'સારપૂર્ણ.'

ત્યાર પછી ક્યારેક પ્રાણનો પાયો નખાયો અને તૃણાંકુર ફૂટયા, પશુ છૂટયાં અને પક્ષી ઊડયાં ચારે કોર. કેટલાક પોતાને જમીન સાથે બાંધી રાખી આકાશ તરફ અંજલિ ફેલાવી ઊભા રહ્યા; કેટલાકે, છૂટ મળતાં જ પૃથ્વી પર વિવિધ રૂપે પોતાનો વિસ્તાર શરૂ કર્યો; કેટલાક પાણીના બુરખા પાછળ નિ:શબ્દ નૃત્ય વડે પૃથ્વીની પ્રદક્ષિણા કરવામાં તલ્લીન થયા, તો કેટલાક આકાશમાં પાંખ ફેલાવી સૂર્યલોકની વેદી સામે અર્ઘ્ય અર્પવામાં મગ્ન બન્યા.

ત્યારથી વિધાતાના મનનું ચાંચલ્ય ધ્યાનમાં આવવા લાગ્યું.

આવી રીતે યુગના યુગ વીતી ગયા. સહસા એક દિવસ સૃષ્ટિકર્તાના મનમાં કોણ જાણે શી લહેર ઊઠી કે એણે ઓગણપચાસ વાયુને પોતાના કારખાનામાં આણવાનો હુકમ કર્યો. તે બધાયનો ઉપયોગ કરી એણે માણસ ઘડયો. આટલા દિવસ પછી હવે શરૂ થઈ વાર્તાની લીલા. એનો ઘણો વખત નીકળી ગયો હતો વિજ્ઞાનમાં, શિલ્પકળામાં; હવે શરૂ થયું સાહિત્યનું સામ્રાજ્ય.

હવે એણે વાર્તાઓ દ્વારા માણસનો વિકાસ ચલાવ્યો. આહાર, નિદ્રા, સંતાનપાલન એ હતું પશુપક્ષીનું જીવન; અને વાર્તાઓ બની માણસનું જીવન. કેટલીયે વેદના, કેટલીયે ઘટના; સુખ, દુ:ખ, રાગ, વિરાગ, સારા, નરસાના કેટલાયે આઘાતપ્રત્યાઘાત. ઇચ્છા સાથે ઇચ્છા, એકસાથે દસ, સાધના સાથે સ્વભાવનો, કામનાનો ઘટના સાથે, આમ જુદા જુદા સંઘાતોનાં કેટલાંયે આવર્તનો ચાલ્યાં. નદી, પાણીનો પ્રવાહ, તેવો જ માણસની વાર્તાનો પ્રવાહ. એટલે લોકો એકબીજાની સામે આવતાં જ પ્રશ્નોની ઝડી શરૂ થાય છે, 'કેમ છે?' 'શી ખબર?' અને 'ત્યાર પછી?' આવી

રીતે 'અને પછી–' 'અને પછી–' એક પછી એક વિણાઈ પૃથ્વી આખીમાં માણસની વાર્તા ગૂંથાય છે. આને જ કહે છે જીવનની કહાની, આ જ કહેવાય છે માનવનો ઈતિહાસ.

વિધાતાએ રચેલો ઈતિહાસ અને માનવે રચેલી વાર્તા આ બંને મળીને જે બને છે તે છે માણસનું જગત. માનવને માટે કેવળ અશોકની જ વાત, અકબરની જ વાર્તા સત્ય એવું નથી; જે રાજપુત્ર સાત સમુદ્ર પાર કરી સાત સાત રાજ્યોનાં ધનરત્નોની શોધમાં જાય છે તે પણ સત્ય જ; અને જે હનુમાનને ગંધમાદન પર્વત ઉખેડી આણવામાં જરાયે અંદેશો મનમાં આવ્યો નહીં, તે ભક્તિવિમુગ્ધ હનુમાનની સાદી ભોળી સરળ હિંમતની કથા પણ સાચી. મનુષ્યના મનમાં જેટલો ઔરંગઝેબ સત્ય, તેટલો જ દુર્યોધન સત્ય. કોને માટે પુરાવો વધારે ને કોને માટે ઓછો એ હિસાબે નહીં પણ કેવળ કથા તરીકે જે કસોટીએ ઊતરે તે જ એની દૃષ્ટિએ સર્વાધિક સત્ય છે.

માણસ એ વિધાતાના સાહિત્યલોકનું પ્રાણી. તે નથી વસ્તુનો બનેલો કે નથી તત્ત્વનો. અનેક જાતના પ્રયત્નો વડે પણ હિતચિંતક કેમે કરી માણસને આ ભુલાવી શક્યા નહીં. છેવટે લાચાર થઈ એમણે હિતોપદેશ અને વાર્તાઓ વચ્ચે તડજોડ કરવાનો પ્રયત્ન કર્યો. પણ સનાતન સ્વભાવદોષને લીધે કેમે કરીને તે આ બંનેનો મેળ બેસાડી શક્યા નહીં. આમ કરવાથી વાર્તા પણ બગડે છે અને હિતોપદેશ પણ મરી જાય છે, અને પાછળ રહી જાય છે માત્ર કચરાનો ઢગલો જ.

## નિરૂપણ — 'ગલ્પ'નું

૧

પંચતંત્રની પ્રસ્તાવનામાં કહ્યું છે કે એક રાજાએ પોતાના રાજકુમારોને વિદ્યા ભણાવી કુશલ કરવાની પરાકાષ્ઠા કરી પણ ઠોઠ દીકરાઓએ બાપને બધી રીતે નિરાશ કર્યા. એવે વખતે વિષ્ણુશર્મા નામનો એક બ્રાહ્મણ પંડિત રાજાના દરબારમાં આવ્યો, અને એણે છ મહિનામાં પેલા બુદ્ધિહીન રાજપુત્રોને સુબુદ્ધ કરવાનું બીડું ઝડપ્યું. આવા બીડું ઝડપનારા લોકો રાજદરબારમાં ઘણાયે હોય છે. કોઈ કોઈ વાર નિષ્ફળ જવાથી એમને પોતાનું માથું ખોવું પડે છે. પણ વિષ્ણુશર્માએ પોતાની પ્રતિજ્ઞા ખરી કરી દેખાડી અને પોતાનું નામ યુગયુગ માટે અજરામર કરી રાખ્યું.

વિષ્ણુશર્માએ શિક્ષણની કઈ પદ્ધતિ અપનાવી એ સમજી લેવું હોય તો 'પંચતંત્ર' અથવા તેનું જ પ્રતિબિંબ 'હિતોપદેશ' જોવું જોઈએ. નાનાં બાળકોને વાર્તા ગમે છે. માણસની વાર્તા કરતાં કૂતરા-બિલાડીની અને પશુપક્ષીની વાર્તાઓ બાળકોને વધારે ગમે છે. આવી વાર્તાઓથી પ્રારંભ કરી એ બ્રાહ્મણે વાર્તા દ્વારા રાજપુત્રોને આખું રાજકારણ શીખવ્યું.

વિષ્ણુશર્માનો દાખલો લઈ આજકાલ કેટલાયે શિક્ષણશાસ્ત્રીઓ વાર્તારૂપે ઈતિહાસ-

ભૂગોળ શીખવે છે. ગણિત અને અર્થશાસ્ત્ર પણ એવી જ રીતે શીખવવાના પ્રયત્નો થયા છે. એવા લોકોએ રવિબાબુનો આ વાર્તા વિશેનો 'નિબંધ' જરૂર વાંચવો.

નાનાં બાળકોને સાકર ગમે છે એ જોઈ વૈદ્યોએ ખાટી, ખારી, તૂરી અને કડવી દવાઓને સાકરમાં ઘોળીને આપવાનું શરૂ કર્યું. બાળકોએ આ યુક્તિ ઓળખી લીધી. હવે દવા ફેંકી દઈ સાકર ખાવાનો જ એમનો પ્રયત્ન હોય છે, અને તેમ ન થઈ શકે તો, 'તમારી સાકર પણ નથી જોઈતી અને એમાં સંતાડેલી દવા પણ નથી જોઈતી.' એમ કહી તેઓ રિસાઈ બેસે છે.

આજના જીવનશાસ્ત્રી પણ રવિબાબુ પ્રમાણે જ કહે છે, કે સાકર કાંઈ માત્ર મીઠી જ નહીં પણ પૌષ્ટિક વસ્તુ પણ છે. ખાસ કરીને બાળપણમાં, શરીરના વિકાસ માટે સાકરની ઘણી જરૂર હોય છે. નિત્યના આહારમાં મીઠી વસ્તુઓને અભાવે જ બાળકો મળે ત્યારે પ્રમાણ બહાર સાકર ખાઈને માંદાં પડે છે. દવાની મદદ માટે નહીં પણ નિત્યના આહાર તરીકે એમને પૂરતી સાકાર આપો અને એનું પરિણામ જુઓ! સાકર શુદ્ધ આહાર છે. પછી એ મીઠાં ફળ, ગોળ, ખડી સાકર, મધ, સુધારસ, કાકવી ગમે તે રૂપે આપો. પણ આ પ્રત્યક્ષ પૌષ્ટિક આહાર છે એમ સમજીને આપો. માત્ર દવાની મદદગાર તરીકે નહીં.

૨

સાચી બનેલી ઘટના ખરી હોય તોયે તે બધી જ કાંઈ જીવનનું સત્ય બની શકે નહીં. અને કલ્પના જોકે કાલ્પનિક જ હોય છે તોયે તે સત્યનો દ્રોહ જ કરે છે એમ પણ નથી. આ બે વસ્તુની જ્યારે માણસને પ્રતીતિ થઈ ત્યારે એની દૃષ્ટિ શુદ્ધ થઈ અને અંતર્બાહ્ય જગત તરફ જોવાની એને નવી જ દૃષ્ટિ સાંપડી. નાનાં બાળકોની બાળવાર્તાઓ હોય, પછાત લોકોની લોકકથા હોય અથવા પુરાણોની અદ્‌ભુત કથાઓ હોય, તેમનામાં જીવનનું શુદ્ધ પ્રતિબિંબ પડેલું હોય છે, જીવન-રહસ્ય સુવાચ્ય અને સુબોધરૂપે પરોવાયેલું હોય છે અને તેથી જ વાર્તાઓને શિક્ષણમાં સ્વતંત્ર અને મહત્ત્વનું સ્થાન હોવું જોઈએ એવો ટૉલ્સ્ટૉયની જેમ રવિબાબુનો પણ આગ્રહ છે. એટલા માટે જ એમણે આ નિબંધ લખ્યો છે. આટલા નાનકડા અને સહેલા નિબંધમાં એમણે અનેક મુદ્દાઓ આણ્યા છે અને તેથી જ આ નિબંધના વાક્યેવાક્યમાં વાતાવરણ બદલાતું જાય છે. ખરેખર જ આ લઘુ-નિબંધ નહીં પણ અત્યંત સંક્ષિપ્ત એવો મીમાંસા ગ્રંથ છે.

૩

માણસ જાતજાતના અનેક વિષયોનું અધ્યયન કરે છે. પણ માણસની દૃષ્ટિએ સૌથી મહત્ત્વનો વિષય તો માણસ જ હોઈ શકે. 'ઐતિહાસિક માણસ', 'ધાર્મિક માણસ,' 'ધની માણસ' અથવા 'જાદુગર માણસ' નહીં. આ બધા તો એકાંગી માનવ થયા. માણસના અધ્યયનનો સાચો વિષય તો 'કેવળ' માણસ જ છે, સાદો અને સંપૂર્ણ. અને તેથી જ ઇતિહાસ, પુરાણ, મહાપુરુષોનાં ચરિત્ર અને આત્મ-કથા વગેરેનો જન્મ થયા પહેલાં જ વાર્તાઓનો જન્મ થયો, કથનીઓનો જન્મ

થયો અને ટાઢા પહોરનાં ગપ્પાંનો જન્મ થયો. હવા તથા પાણી બધે જ મળતાં હોવાથી જેમ માણસ તેનું મહત્ત્વ ભૂલી જાય છે અને દુર્લભ ચીજોની પાછળ પડે છે, તે જ પ્રમાણે શિક્ષણશાસ્ત્રીઓએ કથાવાર્તાનો અનાદર કરી બીજા ઘણા વિષયોને આગળ કર્યા; પણ જીવનનો દ્રોહ કરીને શિક્ષણશાસ્ત્ર શી પ્રગતિ કરી શકે? રવિબાબુ કહે છે, "ઈશ્વરે વાર્તા સાથે જ માણસને જન્મ આપ્યો અને કહ્યું, 'આ આહાર પર પરિપુષ્ટ થાઓ. તેમાંથી જ તમને જીવનરહસ્ય મળી રહેશે.'" વાર્તાની યોગ્યતા સનાતન યજ્ઞથી જરાયે ઓછી નથી.

सहवार्ताः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनया प्रसविष्यध्वं एषा वोऽस्त्विष्ट-कामधुक् ॥

રવિબાબુએ વિકાસક્રમનો, Evolutionનો મર્મ જાણ્યો છે અને તેમાંથી મળેલો બોધ તેઓ પોતાની કાવ્યમય ભાષામાં અનેક રીતે લોકો આગળ મૂકે છે. સૌ પ્રથમ ભૌતિક સૃષ્ટિ નિર્માણ થઈ. તે વખતે ઈશ્વર ફક્ત ગણિતશાસ્ત્રી અને વૈજ્ઞાનિક હતો. પછી ઈશ્વરમાં જીવનરસ ઉત્પન્ન થયો અને એણે વનસ્પતિ, કૃમિ-કીટ, જલચર, ભૂચર, ખેચર બધાંને ઉત્પન્ન કર્યાં. સૃષ્ટિનું રૂપ ફેરવાયું, એટલું જ નહીં ઈશ્વરના સ્વભાવમાં પણ પરિવર્તન થયું. પછી ઈશ્વરમાં કલ્પનાનો ઉદય થયો. (વિધાતાને ઘડપણની ઘેલછા વળગી એમ કહો, જોઈએ તો) તેણે કલ્પનાતરંગી માણસ ઉત્પન્ન કર્યો. સૃષ્ટિનું સ્વરૂપ ફરી બદલાયું. સૃષ્ટિને એકલો હર્ષવાયુ જ થયો એમ નહીં, પણ સાથે સાથે ઓગણપચાસ પ્રકારના વાયુએ પૃથ્વીને પછાડી અને આ સર્વ ભૂતોનો ભૂતનાથ પ્રત્યક્ષ ઈશ્વર તેમાં જોડાયો અને એણે માણસ તૈયાર કર્યો. મનુષ્યે પોતાનું જીવનરહસ્ય ઓળખી સાહિત્ય નિર્માણ કર્યું. હવે આ સાહિત્યને તમે કાઢી કેમ નાખી શકો? સાહિત્યના પ્રકાર અનેક છે. પણ આ બધા પ્રકારોનો શિરોમણિ છે કથા-વાર્તા. જીવનનું સંપૂર્ણ પ્રતિબિંબ વાર્તામાં જડી આવે છે. વાર્તાનો અવતાર ન થયો હોય એવી તસુભર જમીન પણ આ જગતમાં મળે નહીં અને વાર્તાની મીઠાશથી માણસ ગાંડો ન થયો હોય એવો એક પણ કાળ, એક પણ યુગ મળશે નહીં. વાર્તા ખરેખર સાર્વભૌમ અને ચિરંજીવી છે. એણે જ તો અશ્વત્થામા આદિ સાત જણાને ચિરંજીવીપદ આપ્યું. એવી એ વાર્તા સૃષ્ટિના આરંભકાળથી કોઈ પણ વાહન વગર સર્વત્ર સંચાર કરી રહી છે.

[આ આખરનું વાક્ય લખ્યું ખરું, પણ સૂતશૌનક આદિ ઋષિથી માંડીને નારદ સુધી બધા જ સંચાર-નિષ્ણાતોએ મારી સામે વાર્તાના જ દરબારમાં ફરિયાદ નોંધાવી છે એવા તાજા સમાચાર કાને આવ્યા છે.]

ભૂગોળ શીખવે છે. ગણિત અને અર્થશાસ્ત્ર પણ એવી જ રીતે શીખવવાના પ્રયત્નો થયા છે. એવા લોકોએ રવિબાબુનો આ વાર્તા વિશેનો 'નિબંધ' જરૂર વાંચવો.

નાનાં બાળકોને સાકર ગમે છે એ જોઈ વૈદ્યોએ ખાટી, ખારી, તૂરી અને કડવી દવાઓને સાકરમાં ઘોળીને આપવાનું શરૂ કર્યું. બાળકોએ આ યુક્તિ ઓળખી લીધી. હવે દવા ફેંકી દઈ સાકર ખાવાનો જ એમનો પ્રયત્ન હોય છે, અને તેમ ન થઈ શકે તો, 'તમારી સાકર પણ નથી જોઈતી અને એમાં સંતાડેલી દવા પણ નથી જોઈતી.' એમ કહી તેઓ રિસાઈ બેસે છે.

આજના જીવનશાસ્ત્રી પણ રવિબાબુ પ્રમાણે જ કહે છે, કે સાકર કાંઈ માત્ર મીઠી જ નહીં પણ પૌષ્ટિક વસ્તુ પણ છે. ખાસ કરીને બાળપણમાં, શરીરના વિકાસ માટે સાકરની ઘણી જરૂર હોય છે. નિત્યના આહારમાં મીઠી વસ્તુઓને અભાવે જ બાળકો મળે ત્યારે પ્રમાણ બહાર સાકર ખાઈને માંદાં પડે છે. દવાની મદદ માટે નહીં પણ નિત્યના આહાર તરીકે એમને પૂરતી સાકાર આપો અને એનું પરિણામ જુઓ ! સાકર શુદ્ધ આહાર છે. પછી એ મીઠાં ફળ, ગોળ, ખડી સાકર, મધ, સુધારસ, કાકવી ગમે તે રૂપે આપો. પણ આ પ્રત્યક્ષ પૌષ્ટિક આહાર છે એમ સમજીને આપો. માત્ર દવાની મદદગાર તરીકે નહીં.

૨

સાચી બનેલી ઘટના ખરી હોય તોયે તે બધી જ કાંઈ જીવનનું સત્ય બની શકે નહીં. અને કલ્પના જોકે કાલ્પનિક જ હોય છે તોયે તે સત્યનો દ્રોહ જ કરે છે એમ પણ નથી. આ બે વસ્તુની જ્યારે માણસને પ્રતીતિ થઈ ત્યારે એની દૃષ્ટિ શુદ્ધ થઈ અને અંતર્બાહ્ય જગત તરફ જોવાની એને નવી જ દૃષ્ટિ સાંપડી. નાનાં બાળકોની બાળવાર્તાઓ હોય, પછાત લોકોની લોકકથા હોય અથવા પુરાણોની અદ્‌ભુત કથાઓ હોય, તેમનામાં જીવનનું શુદ્ધ પ્રતિબિંબ પડેલું હોય છે, જીવન-રહસ્ય સુવાચ્ય અને સુબોધરૂપે પરોવાયેલું હોય છે અને તેથી જ વાર્તાઓને શિક્ષણમાં સ્વતંત્ર અને મહત્ત્વનું સ્થાન હોવું જોઈએ એવો ટૉલ્સ્ટૉયની જેમ રવિબાબુનો પણ આગ્રહ છે. એટલા માટે જ એમણે આ નિબંધ લખ્યો છે. આટલા નાનકડા અને સહેલા નિબંધમાં એમણે અનેક મુદ્દાઓ આણ્યા છે અને તેથી જ આ નિબંધના વાક્યેવાક્યમાં વાતાવરણ બદલાતું જાય છે. ખરેખર જ આ લઘુ-નિબંધ નહીં પણ અત્યંત સંક્ષિપ્ત એવો મીમાંસા ગ્રંથ છે.

૩

માણસ જાતજાતના અનેક વિષયોનું અધ્યયન કરે છે. પણ માણસની દૃષ્ટિએ સૌથી મહત્ત્વનો વિષય તો માણસ જ હોઈ શકે. 'ઐતિહાસિક માણસ', 'ધાર્મિક માણસ,' 'ધની માણસ' અથવા 'જાદુગર માણસ' નહીં. આ બધા તો એકાંગી માનવ થયા. માણસના અધ્યયનનો સાચો વિષય તો 'કેવળ' માણસ જ છે, સાદો અને સંપૂર્ણ. અને તેથી જ ઇતિહાસ, પુરાણ, ખલપુરુષોનાં ચરિત્ર અને આત્મ-કથા વગેરેનો જન્મ થયા પહેલાં જ વાર્તાઓનો જન્મ થયો, ફૂલીઓનો જન્મ

થયો અને ટાઢા પહોરનાં ગપ્પાંનો જન્મ થયો. હવા તથા પાણી બધે જ મળતાં હોવાથી જેમ માણસ તેનું મહત્ત્વ ભૂલી જાય છે અને દુર્લભ ચીજોની પાછળ પડે છે, તે જ પ્રમાણે શિક્ષણશાસ્ત્રીઓએ કથાવાર્તાનો અનાદર કરી બીજા ઘણા વિષયોને આગળ કર્યા; પણ જીવનનો દ્રોહ કરીને શિક્ષણશાસ્ત્ર શી પ્રગતિ કરી શકે? રવિબાબુ કહે છે, "ઈશ્વરે વાર્તા સાથે જ માણસને જન્મ આપ્યો અને કહ્યું, 'આ આહાર પર પરિપુષ્ટ થાઓ. તેમાંથી જ તમને જીવનરહસ્ય મળી રહેશે.'" વાર્તાની યોગ્યતા સનાતન યજ્ઞથી જરાયે ઓછી નથી.

सहवार्ताः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनया प्रसविष्यध्वं एषा वोऽस्त्विष्ट-कामधुक् ॥

રવિબાબુએ વિકાસક્રમનો, Evolutionનો મર્મ જાણ્યો છે અને તેમાંથી મળેલો બોધ તેઓ પોતાની કાવ્યમય ભાષામાં અનેક રીતે લોકો આગળ મૂકે છે. સૌ પ્રથમ ભૌતિક સૃષ્ટિ નિર્માણ થઈ. તે વખતે ઈશ્વર ફક્ત ગણિતશાસ્ત્રી અને વૈજ્ઞાનિક હતો. પછી ઈશ્વરમાં જીવનરસ ઉત્પન્ન થયો અને એણે વનસ્પતિ, કૃમિ-કીટ, જલચર, ભૂચર, ખેચર બધાંને ઉત્પન્ન કર્યાં. સૃષ્ટિનું રૂપ ફેરવાયું, એટલું જ નહીં ઈશ્વરના સ્વભાવમાં પણ પરિવર્તન થયું. પછી ઈશ્વરમાં કલ્પનાનો ઉદય થયો. (વિધાતાને ઘડપણની ઘેલછા વળગી એમ કહો, જોઈએ તો) તેણે કલ્પનાતરંગી માણસ ઉત્પન્ન કર્યો. સૃષ્ટિનું સ્વરૂપ ફરી બદલાયું. સૃષ્ટિને એકલો હર્ષવાયુ જ થયો એમ નહીં, પણ સાથે સાથે ઓગણપચાસ પ્રકારના વાયુએ પૃથ્વીને પછાડી અને આ સર્વ ભૂતોનો ભૂતનાથ પ્રત્યક્ષ ઈશ્વર તેમાં જોડાયો અને એણે માણસ તૈયાર કર્યો. મનુષ્યે પોતાનું જીવનરહસ્ય ઓળખી સાહિત્ય નિર્માણ કર્યું. હવે આ સાહિત્યને તમે કાઢી કેમ નાખી શકો? સાહિત્યના પ્રકાર અનેક છે. પણ આ બધા પ્રકારોનો શિરોમણિ છે કથા-વાર્તા. જીવનનું સંપૂર્ણ પ્રતિબિંબ વાર્તામાં જડી આવે છે. વાર્તાનો અવતાર ન થયો હોય એવી તસુભર જમીન પણ આ જગતમાં મળે નહીં અને વાર્તાની મીઠાશથી માણસ ગાંડો ન થયો હોય એવો એક પણ કાળ, એક પણ યુગ મળશે નહીં. વાર્તા ખરેખર સાર્વભૌમ અને ચિરંજીવી છે. એણે જ તો અશ્વત્થામા આદિ સાત જણાને ચિરંજીવીપદ આપ્યું. એવી એ વાર્તા સૃષ્ટિના આરંભકાળથી કોઈ પણ વાહન વગર સર્વત્ર સંચાર કરી રહી છે.

[આ આખરનું વાક્ય લખ્યું ખરું, પણ સૂતશૌનક આદિ ઋષિથી માંડીને નારદ સુધી બધા જ સંચાર-નિષ્ણાતોએ મારી સામે વાર્તાના જ દરબારમાં ફરિયાદ નોંધાવી છે એવા તાજા સમાચાર કાને આવ્યા છે.]

# ૧૬. મીનુ

૧

મીનુ પશ્ચિમમાં* ઊછરી હતી. નાનપણમાં કૂવા પાસેના શેતૂરના ઝાડ પરથી ચોરીને શેતૂર પાડવા જતી; તુવરના ખેતરમાં જે ઘરડો માળી ઘાસ નીંદતો તેની સાથે એની સારી દોસ્તી હતી.

મોટી થયા પછી એનાં લગ્ન જૌનપુરમાં થયાં. એને એક બાળક થયું, ને તે ગુજરી ગયું. ડૉક્ટરે કહ્યું, 'આ પણ બચશે કે નહીં કોણ જાણે.'

પછી તેને કલકત્તા લઈ આવ્યા.

કુમળી વયની હતી એ. કાચા ફળની જેમ એના કોમળ પ્રાણો પૃથ્વીના ડીંટને મજબૂત પકડી રહ્યા હતા. જે કાંઈ કાચું–કુમળું ભાસે, જે કાંઈ લીલુંછમ દેખાય, જે કાંઈ સજીવ લાગે તે બધાંની જ એને ઘણી માયા હતી.

એનું હતું માત્ર આઠદસ હાથનું નાનકડું આંગણું. અને એટલામાં હતો એનો નાનકડો બાગ.

આ બાગ એટલે જાણે એના ખોળા પરનું બાળક જ. બાગની વાડ પર એણે કૃષ્ણકમલની વેલી ચડાવી હતી. તે વેલી પર કળીઓ બેઠી ન બેઠી ત્યાં તો એને ચાલ્યા જવું પડયું હતું. ગલીનાં પાળેલાં અને ન પાળેલાં બધાં જ કૂતરાંઓને એની પાસથી અન્ન મળતું. પ્રેમ પણ મળતો. જે કૂતરાને એ સૌથી વધારે ચાહતી તે હતો નાકે નકટો, ને એનું નામ હતું ભોતા.

તે જ કૂતરાના ગળાને શોભાવવા માટે મીનુ રંગીન મણિની માળ પરોવતી હતી. તે અધૂરી જ રહી હતી. જેનો એ કૂતરો હતો એણે કહ્યું, 'ભાભી, આને તમે સાથે જ લઈ જાઓને.'

મીનુના પતિએ કહ્યું, 'નથી વહોરી લેવી એ નકામી પીડા.'

૨

કલકત્તાના ઘરમાં બીજા માળની ઓરડીમાં મીનુ પડી રહે છે. પાસે બેઠેલી હિંદુસ્તાની દાઈની સતત બકબક ચાલુ છે. તેમાંનું મીનુ કંઈક સાંભળે છે, કંઈક સાંભળતી નથી.

એક દિવસ આખી રાત મીનુને ઊંઘ આવી ન હતી. પરોઢિયાનું અંધારું સહેજ ઓછું થતાં જ એને દેખાણું કે, તેની બારી નીચેના ચંપાનું ઝાડ ફૂલથી

* પશ્ચિમ પ્રદેશ — બંગાળી સમાજમાં બંગાળની પશ્ચિમે રહેલા તમામ પ્રદેશને પશ્ચિમ કહે છે. હવે એનો અર્થ લગભગ બંગાળ સિવાયના બધા પ્રાન્ત એમ થયો છે.

ભરાઈ ગયું છે. તેની કોમલ સુગંધની નાનકડી લહેરે મીનુની બારી પાસે આવીને જાણે પૂછ્યું, 'ઠીક તો છે ને?'

તેના ઘર અને બાજુના ઘરની વચ્ચેની સાંકડી જગાનું એ પ્રકાશભૂખ્યું ઝાડ, વિશ્વપ્રકૃતિનું ભોળું બાળક, આપણે અહીં કેવી રીતે આવી પડ્યા છીએ એની મૂંઝવણથી ગભરાયેલા જેવું ત્યાં ઊભું હતું.

થાકેલી મીનુ મોડી ઊઠતી અને ઊઠીને તરત જ ઝાડ તરફ જોતી. પણ તે દિવસ જેવાં એના પર હવે ફૂલો દેખાતાં નથી. એ દાઈને પૂછે, 'બહેન, દાઈ, તને મારા ગળાના સમ. આ ઝાડને આસપાસ ખોદી એને પાણી આપતી જજે.'

આ ઝાડ પર આજકાલ કેટલાય દિવસ થયાં ફૂલ કાં દેખાતાં નથી એ તરત સમજાયું.

પરોઢનો પ્રકાશ અર્ધખીલેલા કમળ જેટલો ખીલ્યો હતો. આવે વખતે હાથમાં છાબડી લઈ પૂજારી મહારાજ ઝાડને જોરજોરથી આંચકો મારવા લાગ્યો. જાણે ખંડણી વસૂલ કરવા આવેલો બારગીર સિપાઈ.

મીનુએ દાઈને કહ્યું, 'દોડતી જા, બાઈ, અને પેલા મહારાજને બોલાવી લાવ એકદમ.'

ભટજી આવ્યા એટલે મીનુ એમને પ્રણામ કરી બોલી, 'મહારાજ, ફૂલો કોને માટે લઈ જાઓ છો?'

ભટજીએ કહ્યું, ઈશ્વર માટે.'

મીનુ બોલી, 'ભગવાને તો પોતે થઈને જ આ ફૂલો મારે માટે મોકલ્યાં છે.'

'તારે માટે?'

'હા. મારે જ માટે. ઈશ્વરે જે આપ્યું છે તે કાંઈ પાછું લેવા માટે આપેલું નથી.'

ભટજી મહારાજ ચિડાઈને ચાલતા થયા.

બીજે દિવસે પરોઢિયે જ્યારે પૂજારી મહારાજે ફરી ઝાડને આંચકા મારવાની શરૂઆત કરી, ત્યારે મીનુએ દાઈને કહ્યું, 'ઓ દાઈ, મારાથી કાંઈ આ ઉઘાડી આંખે જોવાતું નથી. બાજુની ઓરડીમાં બારી પાસે મારી પથારી કરી આપ.'

૩

બાજુની ઓરડીની બારી સામે રાયચૌધરીની હવેલી હતી. મીનુએ પોતાના પતિને બોલાવીને કહ્યું, 'જુઓ, જુઓ. કેટલો સુંદર છે પેલો છોકરો! તેને લાવીને મારા ખોળામાં જરા બેસાડો ને.'

પતિએ કહ્યું, 'ગરીબને ઘેર તે પોતાનું બાળક શાને મોકલે?'

મીનુ બોલી, 'એવું શું બોલો છો? અરે, નાનાં બાળકને માટે શ્રીમંત તથા ગરીબનો કાંઈ ભેદ હોતો હશે? દરેકના ખોળામાં છે એનું રાજસિંહાસન.'

પતિએ પાછા આવીને કહ્યું, "દરવાને કહ્યું, 'બાબુને હમણાં મળી શકાય એમ નથી.'"

# ૧૬. મીનુ

૧

મીનુ પશ્ચિમમાં* ઊછરી હતી. નાનપણમાં કૂવા પાસેના શેતૂરના ઝાડ પરથી ચોરીને શેતૂર પાડવા જતી; તુવરના ખેતરમાં જે ઘરડો માળી ઘાસ નીંદતો તેની સાથે એની સારી દોસ્તી હતી.

મોટી થયા પછી એનાં લગ્ન જૌનપુરમાં થયાં. એને એક બાળક થયું, ને તે ગુજરી ગયું. ડૉક્ટરે કહ્યું, 'આ પણ બચશે કે નહીં કોણ જાણે.'

પછી તેને કલકત્તા લઈ આવ્યા.

કુમળી વયની હતી એ. કાચા ફળની જેમ એના કોમળ પ્રાણો પૃથ્વીના ડીંટને મજબૂત પકડી રહ્યા હતા. જે કાંઈ કાચું–કુમળું ભાસે, જે કાંઈ લીલુંછમ દેખાય, જે કાંઈ સજીવ લાગે તે બધાંની જ એને ઘણી માયા હતી.

એનું હતું માત્ર આઠદસ હાથનું નાનકડું આંગણું. અને એટલામાં હતો એનો નાનકડો બાગ.

આ બાગ એટલે જાણે એના ખોળા પરનું બાળક જ. બાગની વાડ પર એણે કૃષ્ણકમલની વેલી ચડાવી હતી. તે વેલી પર કળીઓ બેઠી ન બેઠી ત્યાં તો એને ચાલ્યા જવું પડયું હતું. ગલીનાં પાળેલાં અને ન પાળેલાં બધાં જ કૂતરાંઓને એની પાસેથી અન્ન મળતું. પ્રેમ પણ મળતો. જે કૂતરાને એ સૌથી વધારે ચાહતી તે હતો નાકે નકટો, ને એનું નામ હતું ભોતા.

તે જ કૂતરાના ગળાને શોભાવવા માટે મીનુ રંગીન મણિની માળ પરોવતી હતી. તે અધૂરી જ રહી હતી. જેનો એ કૂતરો હતો એણે કહ્યું, 'ભાભી, આને તમે સાથે જ લઈ જાઓને.'

મીનુના પતિએ કહ્યું, 'નથી વહોરી લેવી એ નકામી પીડા.'

૨

કલકત્તાના ઘરમાં બીજા માળની ઓરડીમાં મીનુ પડી રહે છે. પાસે બેઠેલી હિંદુસ્તાની દાઈની સતત બકબક ચાલુ છે. તેમાંનું મીનુ કંઈક સાંભળે છે, કંઈક સાંભળતી નથી.

એક દિવસ આખી રાત મીનુને ઊંઘ આવી ન હતી. પરોઢિયાનું અંધારું સહેજ ઓછું થતાં જ એને દેખાયું કે, તેની બારી નીચેના ચંપાનું ઝાડ ફૂલથી

* પશ્ચિમ પ્રદેશ — બંગાળી સમાજમાં બંગાળની પશ્ચિમે રહેલા તમામ પ્રદેશને પશ્ચિમ કહે છે. હવે એનો અર્થ લગભગ બંગાળ સિવાયના બધા પ્રાન્ત એમ થયો છે.

હાનિના ખ્યાલથી ભરેલા વહેવારનું જીવન ચલાવવું રહ્યું. પ્રેમને કારણે પણ કશું જ નાજુકપણું બતાવવું નહીં એવી હોય છે દુનિયાની અપેક્ષા.

અને કોઈ કોઈ વાર માત્ર દૃષ્ટિને અભાવે, નાજુકપણાને અભાવે સામાનાં હૃદયની ભૂખ અને વેદના ઘણા લોકોના ધ્યાનમાં પણ આવતી નથી. આવા લોકોનાં હૃદયને જાગ્રત કરવા માટે આવાં શબ્દચિત્રો ઘણાં ઉપયોગી છે.

રવિબાબુએ 'ડાકઘર' લખ્યું છે. તેમાં બીજી વાતોની સાથે સાથે આ પણ કામ — જનતાના હૃદયને કેળવી એને મૃદુ અને સૂક્ષ્મવેદી કરવાનું કામ — એમણે ઉત્તમ રીતે કર્યું છે. અહીં પણ એવું જ છે.

મીનુની સ્થિતિ દયનીય છે. પણ તેનું કારણ શું? કારણ એટલું જ કે એને પ્રેમ કરવા માટે કોઈ પાત્ર જ મળવા દેતા નથી. એને શારીરિક ભૂખમરો કોઈ થવા દેતું નથી એ ખરું. પણ તે તો સહન કરી શકાય. પરંતુ હૈયાનો આ ભૂખમરો પ્રાણને જ અસહ્ય થઈ પડે છે. મીનુ આખરે કહી દે છે કે આ વાતાવરણમાં મારે માટે જીવવું શકય જ નથી.

વાર્તા સાંભળતી વખતે આવે પ્રસંગે એનું મન જાળવવાની આપણી માનસિક તૈયારી થાય છે. પણ વહેવારમાં એવું કવચિત જ બને છે.

છેવટે ઉદ્વિગ્ન મન ઉદ્‌ગારે છે: 'આવી કોમળ વૃત્તિના માણસોને તો મરવા દેવા એ જ ખરી દયા છે. આ વાસ્તવવાદી કઠોર દુનિયામાં એમણે રહેવું જ ન જોઈએ.'

બાળકવિહોણી મીનુને કૂતરો ગમે છે તે કાંઈ તેની સુંદરતાને લીધે નહીં. પણ તે પ્રેમનો ભૂખ્યો હોય છે તેથી. તે કૂતરાનો માલિક તો તે આફત માથેથી ઉતારી દેવા એક પગે તૈયાર હતો. નાનપણમાંયે મીનુને થાકયાપાકયા ડોસાઓ પર જ હેત આવતું. એમાં પણ વૃત્તિ આ જ. ફૂલઝાડનાં બાળકો, કળીઓ જન્મે ન જન્મે ત્યાં તો લોકો એમને ચૂંટી લે છે એ પણ મીનુ માટે અસહ્ય થતું. બાળહત્યાના સમાચાર સાંભળી આપણે જેમ અસ્વસ્થ થઈએ છીએ તેમ જ એ ફૂલોની વિટંબણા જોઈ એને થતું. મીનુનું તત્ત્વજ્ઞાન અને એનો તર્ક ધર્મમાર્તંડ બ્રાહ્મણને કયાંથી રુચે? — પચવાની વાત તો દૂર જ રહી. પડોશના બાળકને જોતાંવેંત આ વત્સહીન ધેનુને પ્રેમનો પાસો છૂટયો. તે બાળકને જો પોતા પાસે લવાય એમ ન હોય, એને ખોળામાં બેસાડવાનું સુખ જો ન મળે તો એના હાથમાં મીઠાઈ પહોંચાડી તેનો પ્રસન્ન થયેલો ચહેરો તો હૈયાભર જોઈ લઈએ એમ મીનુને લાગ્યું. પણ તેમાંથી તો કલ્પનાતીત કાંડ ઊભું થયું. સહનશક્તિની સીમા વટાવી ગયેલું હતું એ. એણે કહ્યું — 'મને અહીંથી લઈ જાઓ.'

તેની આ વિનંતી એના સ્વામીએ સાંભળી કે છેવટે વિશ્વસ્વામીએ, તે માત્ર કવિએ આપણને કહ્યું નથી.

એનું પણ હૈયું ભરાઈ આવ્યું હશે.

બીજે દિવસે સાંજે મીનુએ દાઈને બોલાવી કહ્યું, 'જોને, કેવો બાગમાં એકલો જ રમે છે. દોડતી જા અને એના હાથમાં આ સંદેશ મૂકી આવ.'

સાંજે પતિ એની પાસે આવી બોલ્યો, 'એ લોકો ઘણું જ ચિડાયા છે હં કે.'

'કેમ ભઈ, શું થયું ?'

'એ લોકો કહે છે, દાઈએ જો ફરી એમના બાગમાં પગ મૂકયો તો એને પોલીસને સ્વાધીન કરી દઈશું.'

મીનુની બન્ને આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વરસવા લાગ્યો. એણે કહ્યું, 'મેં જોયું. બધું જ જોયું. એ લોકોએ એના હાથમાંથી સંદેશ ખૂંચવી લીધો અને પછી એને બરાબર ઝૂડી કાઢયો. અહીં હું કાંઈ જીવી શકવાની નથી. મને અહીંથી લઈ જાઓ.'

*

## નિરૂપણ — 'મીનુ'નું

આ લઘુકથા નથી. એક કોમળ હૈયાનું નાનકડું નાજુક ચિત્ર છે. લોકો ગરીબોનાં અન્નવસ્ત્ર વિશે સહાનુભૂતિ રાખે છે. તેઓ વિચારે છે—ગરીબોને ખાવાપીવા, પહેરવા-ઓઢવા જો કાંઈ જ ન મળે તો તેઓએ ટકવું શી રીતે ? આવી વૃત્તિ તો પશુઓ માટે પણ હોવી જોઈએ. ઘરના બળદને પેટ ભરીને ખાવાનું મળ્યું કે નહીં, સ્વચ્છ પાણી પૂરતું પીવા મળ્યું કે નહીં અને કડકડતી ટાઢ પડે ત્યારે એની પીઠ પર કપડું છે કે નહીં, એટલું તો નિદાન માણસે જોવું જ જોઈએ. પણ પશુ પણ જો એમની પીઠ પર હાથ ફેરવ્યો હોય, પાણી પાતાં સીટી વગાડી હોય તો જ બરાબર સાજાંતાજાં થાય છે. ત્યારે માણસને માત્ર અન્નવસ્ત્ર આપ્યે કેમ ચાલે ? માણસને પણ જીવવા માટે પ્રેમ જોઈએ છે. તે ન મળે તો માણસ ઝૂરવા માંડે છે.

પણ દુનિયાનો વહેવાર આટલો સમજુ હોતો નથી. તેથી લગભગ દરેક માણસને વખતસર 'વહેવાર' સમજી જઈ રીઢા થવું પડે છે. પણ બધા જ કાંઈ આમ રીઢા થઈ શકતા નથી. અમુક જીવોને જીવવા માટે પ્રેમની જરૂર રહે જ છે. બીજાના પ્રિયપાત્ર થવું એટલો જ કાંઈ પ્રેમનો અર્થ નથી. ભરપૂર પ્રેમ ઢોળવા માટે અનુકૂલ પાત્ર મળવું આ પણ તેટલી જ બલવાન અને દુર્દમનીય ભૂખ હોય છે. આવો પ્રેમ સ્વાર્થી જ હોય એમ પણ નથી. પશુ, પક્ષી, માછલાં, સાપ, માખી, કીડી, ફળઝાડો, ફૂલઝાડો, આકાશના તારા, મેઘને છિન્નભિન્ન કરનારો પવન, કરાડ પરથી પડતા પ્રપાતો અને આકાશમાં ઊડનારા ફુવારા બધું જ એમના પ્રેમનો વિષય હોય છે. આ કંઈ માત્ર કલાભિરુચિ ન કહેવાય. અહીં તો પ્રેમનો—હૃદયનો—પ્રવાહ નિષ્કામ ભાવે સેવા કાજે વહે છે. તાલેવાન કુટુંબમાંથી કોઈ એકાદને જો આ જાતની નિષ્કામ સેવાભાવી પ્રેમની સહેજસાજ લહેર આવે તો એની કેટલીયે સ્તુતિ થાય છે. ગરીબોને જાણે આત્મા જ નથી હોતો. એમણે તો લાભ-

હાનિના ખ્યાલથી ભરેલા વહેવારનું જીવન ચલાવવું રહ્યું. પ્રેમને કારણે પણ કશું જ નાજુકપણું બતાવવું નહીં એવી હોય છે દુનિયાની અપેક્ષા.

અને કોઈ કોઈ વાર માત્ર દૃષ્ટિને અભાવે, નાજુકપણાને અભાવે સામાનાં હૃદયની ભૂખ અને વેદના ઘણા લોકોના ધ્યાનમાં પણ આવતી નથી. આવા લોકોનાં હૃદયને જાગ્રત કરવા માટે આવાં શબ્દચિત્રો ઘણાં ઉપયોગી છે.

રવિબાબુએ 'ડાકઘર' લખ્યું છે. તેમાં બીજી વાતોની સાથે સાથે આ પણ કામ — જનતાના હૃદયને કેળવી એને મૃદુ અને સૂક્ષ્મવેદી કરવાનું કામ — એમણે ઉત્તમ રીતે કર્યું છે. અહીં પણ એવું જ છે.

મીનુની સ્થિતિ દયનીય છે. પણ તેનું કારણ શું? કારણ એટલું જ કે એને પ્રેમ કરવા માટે કોઈ પાત્ર જ મળવા દેતા નથી. એને શારીરિક ભૂખમરો કોઈ થવા દેતું નથી એ ખરું. પણ તે તો સહન કરી શકાય. પરંતુ હૈયાનો આ ભૂખમરો પ્રાણને જ અસહ્ય થઈ પડે છે. મીનુ આખરે કહી દે છે કે આ વાતાવરણમાં મારે માટે જીવવું શકય જ નથી.

વાર્તા સાંભળતી વખતે આવે પ્રસંગે એનું મન જાળવવાની આપણી માનસિક તૈયારી થાય છે. પણ વહેવારમાં એવું કવચિત જ બને છે.

છેવટે ઉદ્વિગ્ન મન ઉદ્‌ગારે છે: 'આવી કોમળ વૃત્તિના માણસોને તો મરવા દેવા એ જ ખરી દયા છે: આ વાસ્તવવાદી કઠોર દુનિયામાં એમણે રહેવું જ ન જોઈએ.'

બાળકવિહોણી મીનુને કૂતરો ગમે છે તે કાંઈ તેની સુંદરતાને લીધે નહીં. પણ તે પ્રેમનો ભૂખ્યો હોય છે તેથી. તે કૂતરાનો માલિક તો તે આફત માથેથી ઉતારી દેવા એક પગે તૈયાર હતો. નાનપણમાંયે મીનુને થાકયાપાકયા ડોસાઓ પર જ હેત આવતું. એમાં પણ વૃત્તિ આ જ. ફૂલઝાડનાં બાળકો, કળીઓ જન્મે ન જન્મે ત્યાં તો લોકો એમને ચૂંટી લે છે એ પણ મીનુ માટે અસહ્ય થતું. બાળહત્યાના સમાચાર સાંભળી આપણે જેમ અસ્વસ્થ થઈએ છીએ તેમ જ એ ફૂલોની વિટંબણા જોઈ એને થતું. મીનુનું તત્ત્વજ્ઞાન અને એનો તર્ક ધર્મમાર્તંડ બ્રાહ્મણને કયાંથી રુચે? — પચવાની વાત તો દૂર જ રહી. પડોશના બાળકને જોતાંવેંત આ વત્સહીન ધેનુને પ્રેમનો પાસો છૂટયો. તે બાળકને જો પોતા પાસે લવાય એમ ન હોય, એને ખોળામાં બેસાડવાનું સુખ જો ન મળે તો એના હાથમાં મીઠાઈ પહોંચાડી તેનો પ્રસન્ન થયેલો ચહેરો તો હૈયાભર જોઈ લઈએ એમ મીનુને લાગ્યું. પણ તેમાંથી તો કલ્પનાતીત કાંડ ઊભું થયું. સહનશક્તિની સીમા વટાવી ગયેલું હતું એ. એણે કહ્યું — 'મને અહીંથી લઈ જાઓ.'

તેની આ વિનંતી એના સ્વામીએ સાંભળી કે છેવટે વિશ્વસ્વામીએ, તે માત્ર કવિએ આપણને કહ્યું નથી.

એનું પણ હૈયું ભરાઈ આવ્યું હશે.

## ૧૭. નામની રમત

નાની ઉંમરમાં જ એ કવિતા કરવા લાગ્યો. કવિતાની વહીના પાનાને કિનારે સોનેરી શાહીથી કાળજીપૂર્વક કિનારી દોરી તેમાં વેલબુટ્ટીનું ચિતરામણ કરી વચમાં લાલ શાહી વડે એ કવિતા લખી રાખતો. અને વહીના મુખપૃષ્ઠ પર ભપકાદાર અક્ષરે લખી રાખતો, શ્રી કેદારનાથ ઘોષ. ધીરે ધીરે એક એક લખાણ એ માસિકોને મોકલવા લાગ્યો. પણ કોઈ એ છાપે નહીં.

મનમાં ને મનમાં એણે નક્કી કર્યું કે પૈસા એકઠા થતાંવેંત પોતે જ એક માસિક કાઢવું.

પિતાના મૃત્યુ પછી વડીલ માણસોએ વારંવાર એને કહ્યું, 'કાંઈક કામ કર. લેખન પાછળ જ વખત બગાડીશ મા.'

એ સહેજ હસ્યો અને લખતો જ રહ્યો.

ઈજા, બીજા, ત્રીજા એમ ત્રણ પુસ્તકો એક પછી એક એણે છાપી કાઢયાં. એની ઠીક ઠીક ધામધૂમ થશે એવી એણે આશા રાખેલી. પણ તેવું કાંઈ જ થયું નહીં.

ખળભળ થઈ માત્ર એક જ વાચકના મનમાં. તે હતો એનો નાનકડો ભાણેજ.

હમણાં જ ક ખ શીખ્યો હોઈ, જે ચોપડી હાથમાં આવે એ લઈ એ મોટમોટેથી વાંચવા માંડે.

એક દિવસ હાથમાં એક પુસ્તક લઈ, કૂદતો કૂદતો, એ મામા પાસે આવ્યો. કહે, 'મામા, મામા, આ જુઓ તમારું નામ.'

મામા સહેજ હસ્યા અને પ્રેમથી એમણે બાળુડાના ગાલ પર મીઠી ચૂંટી ખણી.

મામાએ પોતાની પેટી ખોલી અને બીજું એક પુસ્તક બહાર કાઢી કહ્યું, 'વાંચ જોઈએ આ.'

ભાણેજે એક એક અક્ષર ઉકેલતાં મામાનું નામ વાંચ્યું. પેટીમાંથી હજી એક પુસ્તક નીકળ્યું, વાંચી જોયું તો તેના પર પણ મામાનું જ નામ !

એક પછી એક એમ ત્રણ ત્રણ પુસ્તકો પર મામાનું નામ જોયા પછી એને થોડામાં સંતોષ શેનો થાય ? બંને હાથ પહોળા કરી એણે પૂછ્યું, 'તમારું નામ ઘણાં બધાં પુસ્તકો પર છે નહીં ? સો, પચાસ, ચાર પુસ્તકો પર ?'

મામાએ આંખ મચકાવીને કહ્યું, 'જોઈશ જ ધીમે ધીમે.'

ભાણેજ ભાઈ ચાલ્યા ત્રણે પુસ્તક લઈને કૂદકા મારતા મારતા ઘરની ઘરડી કામ કરનારીને બતાવવા.

*

દરમ્યાન મામાએ લખ્યું એક નાટક. એ નાટકના નાયક હતા છત્રપતિ શિવાજી.

મિત્રમંડળે કહ્યું, 'આ નાટક તો નક્કી સ્ટેજ પર આવવા લાયક છે જ.'

એનાં મનશ્ચક્ષુ સામે દેખાવા લાગ્યું કે રસ્તે રસ્તે, ગલી ગલીએ એનાં ને એના નાટકના નામનાં શહેરના શરીર પર જાણે છૂંદણાં છૂંદાયાં છે.

આજે રવિવાર છે. એના નાટયપ્રિય મિત્રો નાટકમંડળી પાસે અભિપ્રાય લેવા ગયેલા છે. તેથી જ તે એમની વાટ જોતો બેઠો છે.

રવિવાર હોવાથી એના ભાણેજને પણ રજા છે. આજે સવારથી એણે એક નવી જ રમત માંડી છે. અન્યમનસ્ક મામાનું ધ્યાન તે તરફ ગયું ન હતું.

ભાણેજની શાળાની પડોશમાં જ એક છાપખાનું છે. ત્યાંથી ભાણેજરાજે પોતાના નામના અક્ષરોના ટાઈપ માગી આણ્યા છે. એમાં કેટલાક મોટા છે તો કેટલાક નાના.

જે જે પુસ્તક હાથમાં આવે તેના પર એ સીસાના અક્ષરોને શાહી લગાડી પોતાનું નામ છાપતો જાય છે. મામાને ચકિત કરી મૂકવા છે ને એને!

અને આશ્ચર્યચકિત કર્યા પણ ખરા. એના મામા એકદમ દીવાનખાનામાં આવી જોય છે તો બાળભાણેજ સાવ તલ્લીન થઈ ગયા છે.

'કેમ રે કાના શું ચાલે છે?'

ભાણેજે ખૂબ જ ઉત્સાહપૂર્વક પોતે શું કરે છે તે બતાવ્યું. ફક્ત ત્રણ જ ચોપડી પર નહીં – ઓછામાં ઓછી પચ્ચીસેક ચોપડીઓ પર મોટા મોટા અક્ષરે 'કનૈયા' નામ:

શો માંડયો છે આ કારભાર! લખવા-વાંચવાનું કામ નહીં, માત્ર રમ્યા જ કરે છે, મૂઓ. અને રમત પણ કેવી!

ઘણી જ મહેનતે મેળવેલા કનૈયાના પેલા ટાઈપ એમણે એના હાથમાંથી આંચકી લીધા.

કનૈયો પહેલાં તો દુ:ખથી ભેંકડો મૂકીને રડયો, પછી ડૂસકે ડૂસકે રડયો અને પછી ચોધાર આંસુએ રડયો. કેમે કરી છાનો રહે જ નહીં.

ઘરડી કામ કરનારી દોડતી આવી. એણે પૂછયું, 'શું થયું, ભાઈ?'

કનૈયો કહે, 'મારું નામ!'

માએ આવીને પૂછયું, 'કેમ કાના, શું થયું?'

કનૈયો ગદ્ગદ કંઠે બોલ્યો, 'મારું નામ!'

દાઈએ ધીરેથી એના હાથ પર આખી ને આખી 'મલાઈ પૂરી' મૂકી, તે જમીન પર ફેંકી દઈને એ બોલ્યો, 'મારું નામ!'

માએ ફરી કહ્યું, 'કાના, આ લે તારી આગગાડી.'

કનૈયાએ આગગાડીને લાત મારી કહ્યું, 'મારું નામ!'

*

નાટકમંડળીએથી મિત્ર પાછા આવ્યા.

મામાએ દરવાજા સુધી દોડતા આવી પૂછયું, 'શું નક્કી થયું ?'

મિત્રે કહ્યું, 'એ લોકો કબૂલ ન થયા.'

ઘણો વખત સ્તબ્ધ રહ્યા પછી મામા બોલ્યા : 'મારું સર્વસ્વ જાય તોયે વાંધો નથી. હું પોતાની જ એક નાટકમંડળી કાઢીશ.'

મિત્રે કહ્યું, 'આજે ફૂટબૉલ મૅચ જોવા આવતો નથી ?'

એણે કહ્યું, 'ના. તાવ જેવું લાગે છે.'

સાંજે તેની માએ આવીને કહ્યું, 'પીરસેલું ઠંડું પડે છે.'

એણે કહ્યું 'ભૂખ નથી.'

સાંજે એની પત્નીએ આવીને કહ્યું, 'તમારું પેલું નવું લખાણ સંભળાવો છો ને ?'

એ બોલ્યો, 'માથું દૂખે છે.'

ભાણેજે આવીને કહ્યું, 'આપો ને પાછું અમારું નામ.'

મામાએ થડ દઈને એના ગાલ પર એક તમાચો લગાવી દીધો.

*

## નિરૂપણ — 'નામેર ખેલા'નું

નામનો ખેલ દુનિયામાં સર્વત્ર હંમેશાં ચાલ્યા કરે છે. પ્રાચીનકાળમાં પણ તે હતો અને આજે પણ એ ચાલુ છે. શ્રી કેદારનાથ ઘોષનો પણ આ જ ખેલ ચાલુ હતો, અને એમના નાનકડા ભાણેજનો પણ એ જ ખેલ ચાલ્યો હતો. ઘોષ મહાશયને લાગ્યું કે ભાણેજની રમત સાવ છોકરવાદની છે. પણ આપણને સ્પષ્ટ દીસે છે કે કેદારનાથની રમત પણ એટલી જ છોકરવાદી હતી.

માનપાન, પદવી અને ઇલકાબના ભૂખ્યા લોકો આ રમત હંમેશાં રમતા હોય છે. પ્રાચીનકાળના રાજાઓ જ્યારે અશ્વમેધનો ઘોડો છોડીને રાજસૂય યજ્ઞ કરતા ત્યારે પણ ખરું જોતાં નામની જ આ રમત ચાલતી. ઇન્દ્રપદના ભૂખ્યા દેવ, દાનવ અને માનવ આવી નામની જ રમત રમતા આવ્યા છે. ઉપરનો માણસ નીચલાને હસે, એ એનાથી નીચાને હસે, એવો ક્રમ ચાલુ જ છે.

નામની રમત જો બંધ થાય તો કદાચ સૃષ્ટિમાંની ત્રણચતુર્થાંશ પ્રવૃત્તિ જ બંધ પડી જાય. ઘોડાની શરતો પણ નામની જ રમત છે. સાહસી પ્રવાસી પહાડના ઉત્તુંગ શિખરે ચડે છે અથવા ઉત્તર ધ્રુવ સુધી જઈ આવે છે તે પણ નામની જ રમત છે.

કવિએ જો નામ પ્રમાણે રૂપની રમત પર પણ જો આવું જ એક શબ્દચિત્ર આંક્યું હોત તો એ બે મળીને સૃષ્ટિનો બધો જ ઇતિહાસ એમાં આવી ગયો હોત. તત્ત્વજ્ઞાનીઓ તો રોજ જ કહે છે કે 'नामरूपात्मकम् जगत् ।'

પોતાનું નામ છાપેલું જોવાની હોંશ કોને નથી થઈ ? અમે પણ નાનપણમાં પૂનામાં હતા ત્યારે શાળાને રસ્તે આવેલા શિવાજી છાપખાનામાંથી र क ल ले का આ અક્ષરો મેળવી આણ્યા હતા અને દોરીથી એ બાંધીને દરેક પુસ્તક પર અમે

તે છાપતા હતા. આજે લાગે છે કે નામ હાથે લખવામાં કલા અને પ્રતિષ્ઠા વધારે છે. તે કાળમાં યાંત્રિક કૃતિનું માહાત્મ્ય વધારે હતું. મનુષ્યજીવનની તે પણ એક ઉંમર હોય છે.

મેં જ્યારે મારો પહેલો લેખ અને પહેલી કવિતા એક માસિક કને મોકલી અને એનો સ્વીકાર થયો નહીં ત્યારે મને ઘણું જ ખરાબ લાગ્યું હતું, ખેર, પણ બેત્રણ મહિના પછી જ્યારે એ જ માસિકમાં 'તરુણ હોનહાર લેખકોને સૂચના' કરીને લેખ જોયો ત્યારે વાંચતાં પહેલાં જ છાતી ધડધડ ધડકવા લાગી. મનમાં થઈ ગયું કે સંપાદકે મને જ ઉદ્દેશીને આ લેખ લખ્યો હશે.

પોતાનું છાપખાનું કાઢીને ચોપડીઓ છાપી લેવી અને પોતાનું નાટયગૃહ બાંધી અથવા પોતાની નાટક કંપની કાઢી પોતાનાં નાટકનો પ્રચાર કરવો એવી ઈચ્છા મનમાં આવી નહીં એ ઈશ્વરની અને દ્રવ્યાભાવની કૃપા જ સમજવી જોઈએ! ખરું જોતાં મારી મહત્ત્વાકાંક્ષા જ કદી એટલી ભડકી ન હતી.

તોય નાનપણના એ છીછરા પણ વ્યાપક અનુભવને લીધે કેદારનાથ ઘોષનો અથવા એના ભાણેજનો ઉપહાસ કરવાનું મન ન થયું. આ આખું શબ્દચિત્ર વાંચતાં પોતાનાં જ બાલ્યકાલનાં ચિત્રો જોતા હોવાનો ફરી પ્રત્યય આવી સહાનુભૂતિ જ ઉત્પન્ન થઈ.

આ લેખ લખતાં રવિબાબુને શું લાગ્યું હશે? છેક નાનપણથી એમણે પોતે કલમ ચલાવી હતી. તેમને ઘરમાં જ રંગભૂમિ પણ મળી ગઈ હતી. તોયે તદ્દન જ નાનપણમાં એમને આ અનુભવ મળ્યો હોય તો નવાઈ નહીં. કહે છે ને, કે સર્વ જ સાહિત્ય આત્મકથન પર હોય છે.

કેદારનાથ ઘોષ પોતાના ભાણેજની જગ્યાએ પોતાને જોઈ ન શકયા એ વાત તરફ કવિએ વાચકોનું ધ્યાન ખેંચી એમને અંતર્મુખ થવાની સલાહ આપી છે.

## ૧૮. ભળતા જ સ્વર્ગમાં

૧

એ માણસ હતો સાવ જ કામકાજ વગરનો નવરો. કામનું તા નામ નહીં પણ, શોખ માત્ર અનેક જાતના હતા એના.

નાના નાના લાકડાના પાટિયા પર માટી ફેલાવી એના પર એ નાનકડી છીપો ગોઠવતો. દૂરથી જોતાં લાગે કે છે કાંઈક ઝાંખું ચિત્ર; અને એમાં છે પક્ષીઓનું ટોળું; અથવા વાકુંચૂકું ખેતર છે અને એમાં ઢોર ચરે છે; અથવા તો ઊંચો ઊંચો પહાડ અને એની બાજુએ વહેનારું હશે કોઈ ઝરણું અથવા કેડી.

ઘરના લોકોએ એનો તિરસ્કાર કરવામાં કાંઈ જ બાકી રાખ્યું ન હતું.

કોઈ કોઈ વાર એને પણ વિચાર આવતો કે છોડી દઈએ આ બધું ગાંડપણ, પણ ગાંડપણ માત્ર કેમે કરીને એને છોડે નહીં.

૨

એવાંયે બાળકો હોય છે કે જે વર્ષભર અભ્યાસનું નામસરખું લેતાં નથી. પણ પરીક્ષામાં માત્ર મફતના જ પાસ થઈ જાય છે. આનું પણ એમ જ હતું.

આખુંય જીવન કામકાજ વગર જ વીતી ગયું. છતાં મૃત્યુ પછી એને કહેવામાં આવ્યું કે એને સ્વર્ગમાં મોકલવાનું મંજૂર થયું છે.

પરંતુ સ્વર્ગને રસ્તે પણ નસીબ કાંઈ માણસનો પીછો મૂકતું નથી. દેવદૂતોએ 'છાપ' વાંચવામાં ભૂલ કરી અને એને મહેનતુ લોકોના સ્વર્ગમાં પહોંચાડી દીધો.

એ સ્વર્ગમાં બધું જ હોય છે, નથી હોતી માત્ર એક નવરાશ.

અહીંના પુરુષો કહે છે, 'નિશ્વાસ મૂકવા માટે પણ વખત છે ક્યાં ?' સ્ત્રીઓ કહે છે, 'જાઉં છું બહેન, કામ બધું પડયું છે બાકી હજી.' બધાં જ કહે છે, 'અરે, વખતની કિંમત છે.' પણ કોઈ જ નથી કહેતું કે 'વખત અણમોલ છે.' 'હવે વધારે સહન નથી થતું,' એમ બબડતાં તકરાર બધાં જ કરે અને આનંદ અનુભવે છે. '— પરવારતાં પરવારતાં દમ નીકળે છે.' આ ફરિયાદ જ અહીંનું સંગીત છે.

આપણા આ બિચારાને ન હતી ત્યાં જરાયે નવરાશ અને નહોતો મળતો એનો કોઈ સાથે મેળ. રસ્તા પર એ પોતાના જ તાલે ચાલે અને કામમાં તલ્લીન થયેલા લોકોને અડચણરૂપ થાય. ઉપરણું પાથરી જરા આરામથી બેસવા જાય, ત્યાં એને કાને અથડાય, 'ત્યાં તો ખેતર છે — ને વાવણી પણ થઈ ગઈ છે.' આમ વારંવાર એને ઊઠી જવું પડે, ખસી જવું પડે.

૩

એક ઘણી જ મહેનતુ છોકરી રોજ સ્વર્ગને ઝરણે પાણી ભરવા આવતી.

રસ્તા પરની એની ચાલ તો જાણે સતાર પરની દ્રુતતાલની ગત જ.

ઝટઝટ ચાલતી એ આવી. એણે પોતાનો અંબોડો ફરી બાંધ્યો. તોયે બેચાર બળવાખોર લટ એની આંખની કાળી પૂતળી નીરખવા માટે કપાળ પર વળાંક લઈને ડોકાવા લાગી.

આપણો પેલો સ્વર્ગનો નવરો માણસ એક બાજુએ ઊભો હતો. ચંચળ ઝરણાને કિનારે નિશ્ચળ ઊભેલા તમાલ વૃક્ષની જેમ.

બારીમાંથી કોઈ ભિખારીને જોઈ રાજકન્યાને જેમ દયા આવે, તેવી જ દયા તે છોકરીને આને જોઈ આવી.

'અરેરે, તમને શું કાંઈ જ કામ નથી ?'

નિસાસો મૂકી બેકાર બોલ્યો, 'કામ કરવા માટે વખત જ નથી મને.'

છોકરીને એનું બોલવાનું કાંઈ સમજાય જ નહીં. તે બોલી, 'જોઈએ છે મારી પાસેથી એકાદ કામ તમારે ?'

બેકાર કહે, 'હાસ્તો. તારી પાસેથી જ કામ માગવા માટે તો હું આમ ઊભો છું.'

'શું કામ આપું ?'

'જેવી ગાગર કેડે લઈને તું પાણી ભરવા આવે છે તેવી જ ગાગર મને આપીશ કે?'

'ગાગર લઈને શું કરશો? પાણી ભરશો?'

'ના. તેના પર હું ચિત્રો કાઢીશ.'

પેલી છોકરી કંટાળીને બોલી, 'મને વખત નથી. હું જાઉં છું.'

પણ બેકાર સાથે કામગરા માણસ ક્યાં સુધી ટકી શકે? રોજ જ એ બન્નેનો ભેટો થતો ઝરણાને કાંઠે અને એ ને એ જ વાતો રોજ થાય, 'તારી કેડ પરની એક ગાગર મને આપ. તેના પર હું ચિત્રો કાઢીશ.'

પેલીને સ્વીકારવી પડી હાર અને આપી એણે એક ગાગર.

ગાગરની બધી બાજુએ બેકાર ચિત્ર કાઢવા લાગ્યો. કેટલાયે રંગનાં ગૂંચળાં, કેટલીયે રેખાઓનાં ઘરો.

ચિત્રો તૈયાર થયાં. છોકરીએ ગાગર લીધી, વળી વળીને જોઈ, ફેરવી ફેરવીને નીરખી, અને પછી ભવાં ઊંચાં કરી બોલી, 'શું છે આનો અર્થ?'

બેકારે કહ્યું, 'કાંઈ જ નથી આનો અર્થ.' ગાગર લઈ છોકરી ઘરે ગઈ.

બધાયની નજર ચૂકવી એણે પેલી ગાગર જુદી જુદી દિશાએથી જુદી જુદી રીતે વાળીને, ફેરવીને જોઈ. રાત્રે ઘડી ઘડી પથારીમાંથી ઊઠી, દીવો કરી, ચૂપચાપ બેસી તેના પરનાં ચિત્રો જોવા લાગી. તેના આખા જીવનમાં એણે પહેલવહેલું જ આ જોયું હતું કે જેને કશો જ અર્થ ન હતો.

બીજે દિવસે જ્યારે એ ઝરણાકિનારે આવી ત્યારે એના પગની ઝડપી ગતિ ધીમી પડી હતી. એના પગ જાણે ચાલતાં ચાલતાં વિમનસ્ક થઈ વિચારમાં પડતા હોય—એવા વિચારમાં કે જેમાં કાંઈ અર્થ જ ન હોય.

તે દિવસે પણ પેલો બેકાર માણસ એક બાજુએ ઊભો જ હતો.

છોકરીએ પૂછયું, 'શું જોઈએ છે?'

પેલાએ કહ્યું, 'તારી પાસેથી બીજું કામ જોઈએ છે.'

'કયું કામ આપું?'

'તને હરકત ન હોય તો રંગીન સૂતર ગૂંથીને તારે માટે લટ બાંધવાને ફીત તૈયાર કરવી છે.'

જાતજાતની રંગીન ભાતભાતની ગૂંથેલી ફીતો તૈયાર થઈ. હવે પછી આરસી હાથમાં લઈ લટ ગૂંથવામાં છોકરીનો ઘણો વખત જવા લાગ્યો. કામો પડી રહેતાં અને વખત પણ ચાલ્યો જતો.

૪

જોતજોતામાં કામગરા સ્વર્ગમાં વચ્ચે વચ્ચે ફાટ પડવા લાગી. અને તે ફાટો રુદન અને ગાયનના સ્વરોથી ભરાઈ જવા લાગી.

સ્વર્ગના મોટેરા ઊંડી ચિંતામાં પડ્યા. એમણે સભા બોલાવી અને કહ્યું, 'અહીંના ઈતિહાસમાં આવું તો કદી થયું ન હતું.'

સ્વર્ગના દેવદૂતે આવીને પોતાની ભૂલ કબૂલી. એણે કહ્યું, 'હું ભળતા જ માણસને આ ભળતા જ સ્વર્ગમાં લઈ આવ્યો.'

તે ભળતા માણસને સભામાં આણવામાં આવ્યો. એની પચરંગી પાઘડી અને કમરબંધનો ઠસ્સો જોતાંવેંત સૌને લાગ્યું કે ગંભીર ભૂલ થઈ છે ખરી. સભાપતિએ એને કહ્યું, 'તારે હવે પૃથ્વી પર પાછું જવું પડશે.'

પોતાની રંગોની ઝોળી અને પેલી પીંછી કમરે ખોસતો છુટકારાનો નિશ્વાસ નાખતો તે બોલ્યો, 'ત્યારે જાઉં છું.'

છોકરીએ એને કહ્યું, 'તો હુંયે આવીશ.'

પુખ્ત સભાપતિ બિચારો મૂંઝાયો. એના જીવનમાં આ પહેલી જ ઘટના હતી કે જેમાં કશો જ અર્થ ન હતો.

*

## નિરૂપણ — 'ભૂલસ્વર્ગ'નું

નાનપણમાં ઘરના લોકો રવિબાબુ માટે કહેતા, 'આ છોકરો સાવ લહેરી છે. પરીક્ષાનો અભ્યાસ કરે નહીં, પાસ થવાનો નથી. જીવનમાં વિશેષ કાંઈ કરી શકવાનો નથી. કવિતા કરીને જીવન થોડું જ ભરી શકાય?' તેઓ વિલાયત ગયા અને લોકોની નજરે તો હાથ હલાવતા પાછા આવ્યા. આખરે ઘરની જમીનદારીનું કામ એમને સોંપવામાં આવ્યું. તેમાં પણ એમણે કાંઈ ઝાઝી નામના ન મેળવી.

રવિબાબુ વિશે જ્યારે એમના કુટુંબીઓ આમ નિરાશ થયા ત્યારે તેમને પોતાને શું લાગ્યું હશે? એમણે મનમાં વિચાર્યું હશે કે મારાં અને એમનાં મૂલ્યો જુદાં. એમનું કહેવું છે ખરું પણ મને એ સ્પર્શ કરી શકતું નથી. મારી આત્મનિષ્ઠા મને જ્યાં લઈ જશે ત્યાં હું નિ:શંકપણે જવાનો. મને પોતાને જ્યાં સુધી મારું જીવન પોલું લાગતું નથી ત્યાં સુધી મારે નિરાશ થવાની જરૂર નથી.

તે ગમે તેમ હોય. પણ લોકો જેમને રખડુ કહે છે, વગર કામના કહે છે; જે બાળકો શાળાના નિયમોમાં અને અભ્યાસના ચોકઠામાં બેસી શકતા નથી એવા બધા વિશે રવિબાબુને અસાધારણ સહાનુભૂતિ લાગતી. એમને મનમાં થતું હશે કે These people are more sinned against than sinning. એમણે સર્વપ્રથમ જે કામ હાથમાં લીધું તે હતું સ્વચ્છંદવિહારી શિક્ષણનું; નિયમ, અભ્યાસક્રમ અને પરીક્ષાના પાશમાંથી વિદ્યાર્થીને છોડાવનારી શિક્ષણસંસ્થા ચલાવવાનું. બાળકોએ હમેશાં ફૂલો, પક્ષી, તારાઓ, વાદળો, ઝરણાં, સંગીત અને જુદી જુદી ઋતુઓના ઉત્સવના વાતાવરણમાં રહેવું જોઈએ એવા આગ્રહ સાથે એમણે સંસ્થા ચલાવી. પરિસ્થિતિને કારણે એમને આ બાબતમાં કેટલુંક નમતું આપવું પડયું એ વાત ગૌણ છે. પણ એમણે સ્વચ્છંદવિહારને માન્યતા આપી અને પ્રતિષ્ઠિત કર્યો, એમાં શંકા નથી.

રવિબાબુની બધી કવિતામાં અને સાહિત્યમાં આ નિસર્ગસહજ સ્વભાવસિદ્ધ સ્વચ્છંદવિહારનો પુરસ્કાર થયેલો છે. કર્તવ્યકર્મો અને કામના ઢગલા વિશે તેઓ

કહે છે – જીવન રમવા માટે છે. ફૂલ પછી જેમ ફળ પોતાની મેળે, આપોઆપ પાછળ આવે જ છે તેમ જ બધાં જ કર્તવ્ય-કર્મો રમતની પાછળ પાછળ આવશે. અથવા એમની જ વ્યાખ્યા વાપરવી હોય તો જીવનનૌકા રમતની જલક્રીડા કરતી હોય છે ત્યારે એની પાછળ પાણીમાં જે લિસોટો અથવા લકીર (wake) ઊમટે છે તે જ છે તમારાં કર્તવ્યકર્મો.

સ્વાભાવિક જીવનના આનંદને ગાનારા આ કવિએ પોતાનું એક જુદું તત્ત્વજ્ઞાન તૈયાર કર્યું છે. અનેક રૂપકો દ્વારા, નાટકો દ્વારા, કર્તવ્યો દ્વારા અને રૂપકથા દ્વારા એમણે એ તત્ત્વજ્ઞાન અનેક વાર વ્યક્ત કર્યું છે. તપસ્યા શબ્દ એમના શબ્દકોશમાં જાણે છે જ નહીં. તપસ્યા દ્વારા જે પ્રાપ્ત થાય છે તે જ ઉત્કટ જીવનવ્યવહારમાંથી મેળવી શકાય એવી એમની શ્રદ્ધા હતી. જીવનને જકડવા જઈએ તો તેમાંથી વિકૃતિ ઉત્પન્ન થાય છે અને વિકૃતિ સાથે લડવા માટે તપસ્યાનો હઠયોગ અમલમાં આણવાની ઇચ્છા થાય છે. આમ એક વિકૃતિને દૂર કરવા માટે બીજી વિકૃતિ વાપરવાને બદલે વિકૃતિને જ જીવનમાંથી સમૂળી દૂર કાં ન કરો ? આ પ્રશ્ન એ સંસ્કૃતિને પૂછવા માગે છે.

તે ગમે તે હો, પશ્ચિમના કર્મવીર લોકોએ આવી આપણને ચમકાવીને જાગ્રત કર્યા પછી અને આપણે પણ પરાજયની શરમ સાથે એમની એ કર્મ-પ્રચુર જીવન-દૃષ્ટિને માન્ય કર્યા પછી એ સંસ્કૃતિ વિશે શંકા બતાવનારો આ પહેલો તત્ત્વજ્ઞાની અને કવિ આપણી વચ્ચે ઉત્પન્ન થયો. ચીનના લિન યૂટાંગે 'The importance of living' નામની ચોપડીમાં પણ પશ્ચિમની સંસ્કૃતિની આંધળી દોડાદોડ સામે 'ततः किम्'નો પ્રશ્ન ઊભો કર્યો છે.

આ દૃષ્ટિબિન્દુ સમજ્યા પછી જ રવિબાબુની અનેક રચનાઓના રહસ્યનું આકલન કરવું સહેલું થશે.

*

કામગરા લોકોનું એક જુદું જ સ્વર્ગ હતું. એમાં એક નવરો માણસ જઈ પહોંચ્યો. કામગરા લોકોને કામનું એટલું મહત્ત્વ હોય છે કે જીવનનો વિચાર કરવાનું કોઈને સૂઝતું જ નથી. આવા જીવનમાં દાંપત્યજીવનને અવકાશ હશે, પણ પ્રેમજીવન માટે પ્રતિષ્ઠાનું સ્થાન ન હોય તો આશ્ચર્ય નહીં. ઉપયોગિતા જ જ્યાં સર્વશ્રેષ્ઠ મનાય ત્યાં સૌન્દર્યને સ્થાન અથવા ધ્યાન ક્યાંથી મળે ?

કામગરા લોકોમાં આ નવરો માણસ જઈ પહોંચ્યો. સતારના તાર પર દુગુણ ચૌગુણ દોડનારી આંગળીઓ પ્રમાણે ત્વરિત ગતિએ ચાલનારી રમણી આગળ અચળ તમાલવૃક્ષના જેવો એ ઊભો રહ્યો. પેલી કામમાં હતી, આ 'નકામ'માં હતો. આ માણસ પેલીને શી રીતે વશ કરે? આની એક્કે કળા ત્યાં જડ પકડે એવી ન હતી. પણ એણે ધીરજ રાખી અને ચીવટપૂર્વક જાળવી રાખ્યું. નકામો તો હતો જ. આગ્રહ રાખીને બેસતાં એને મુશ્કેલી નહોતી. નવરાપણાનો પહેલો

વિજય થયો. એને પ્રયોજન વગરનું – ઉપયોગિતા વિનાનું કામ કરવાનો અવકાશ મળ્યો.

કામગરા જીવનમાં આમ નવરાશને ચંચુપ્રવેશ મળ્યા પછી અર્થવિહીન કળાનો પ્રવેશ થયો. આકૃતિઓ આવી, રંગો આવ્યા, સૌન્દર્ય આવ્યું. ગૂંચળાંઓની શોભા આવી. કામગરા જગતનો તાલ બગડયો. નિદાન અમુક માણસો બેતાલ થયા. ન્યાયાસન સામે એમની તપાસ શરૂ થઈ. નવરાને નિર્વાસનની સજા થઈ, પણ કામવાળા જગતથી દૂર થવું આ દંડ છે કે અનુગ્રહ એ વિશે શંકા ઉત્પન્ન થઈ અને કામગરા લોકોના કિલ્લામાં ગાબડું પડયું.

નવરાપણું, સ્વચ્છંદ, કળા અને, અને – કવિએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું ન હોય તોયે – પ્રેમ, આ બધાંની થઈ પ્રાણપ્રતિષ્ઠા; કામગરા જગતમાં ! શાન્તિ, સ્થિરતા, વ્યવસ્થા અને કૃતાર્થતાને લીધે જે જગત સર્વતોભદ્ર હતું તેમાં રુદન અને ગાયન, બંનેએ પ્રવેશ કર્યો. પૂર્ણતા ગઈ પણ મોહકતા આવી. કૃતાર્થતા કરતાં વિપ્રલંભી વ્યર્થતા જ વધારે આકર્ષક જણાવા લાગી.

કવિએ આ પરિવર્તનનો પ્રત્યક્ષ અથવા ચોખ્ખો પુરસ્કાર કર્યો નથી. પણ એનો પક્ષપાત તો સ્પષ્ટ દેખાઈ આવે છે. કદાચિત્ પુરસ્કાર કરવો મુશ્કેલ હશે.

તેથી જ કદાચ અહીં કવિએ કાંઈ જ ન કહીને પેલા નવરા માણસનું અનુકરણ કર્યું છે.

*

ભૂખ્યા માણસને માત્ર પેટ ભરવાની ઈચ્છા હોય છે. અને ભૂખને લીધે અન્નમાં જે રસ ઊપજે છે તેમાં જ એ પૂરો સંતોષ માને છે. આગળ જતાં જ્યારે પેટ ભરીને મળવા માંડે છે ત્યારે એ ખાવાના સ્વાદ માટે ખાય છે અને પછી એનાં નખરાં વધે છે. હવે એ સ્વાદિષ્ટ વસ્તુ જોઈને જ પસંદ કરે છે; સ્વાદિષ્ટ અને સ્વાદહીન અન્નનો ભેદ ઓળખે છે અને ખવૈયો બને છે. [જે માણસ ખૂબ ખાય છે, ફક્ત ખાવાનું માપ જ વધાર્યા કરે છે, તેને કહે છે ખાઉધરો, પેટુ. એની આગળ રસનો પ્રશ્ન ગૌણ હોય છે. પુષ્કળ ખાવું, આકંઠ ખાયા કરવું અને પછી એ બધું પચી જઈ ભૂખ લાગે ત્યાં સુધી જો ધીરજ રહેતી ન હોય તો ઊલટી કરીને પેટ ખાલી કરીને ફરી પાછા ખાવા બેસવું, આ હોય છે એનો ક્રમ. એથી ઊલટું, ખવૈયો તે ખાઉધરો હોતો નથી. એને તો સારું, સુગ્રાસ, સરસ ખાવાનું જ જોઈએ. સ્વાદ ઓળખીને ભોગવવાની નાજુક કળાને એ પરમાવધિ સુધી લઈ ગયો હોય છે.] આવો માણસ પ્રસંગ આવ્યે ઉપવાસ કરશે; પણ જેવા તેવા અન્નથી ચલાવી નહીં લે.

જગતના વ્યવહારમાં જ્યાં સુધી સાધનસંપત્તિની ઊણપ છે, અને જીવનની સમૃદ્ધિ વધી નથી ત્યાં સુધી લોકોનું ધ્યાન ઉપયોગિતા તરફ જ વધારે હોવાનું. તે વખતે સૌન્દર્યની દૃષ્ટિ ઊઘડેલી જ નથી હોતી એવું નહીં, પણ તેને પ્રાધાન્ય હોતું નથી. ઉપયોગિતા વધારવા માટે પણ સુઘડપણું અને સુરેખપણું આણવાં પડે

છે અને એક રીતે ઉપયોગિતા અને સુંદરતાનો પરસ્પર ઉત્તમ મેળ બેસી શકે. પણ આ એક ખાસ મર્યાદા સુધી જ શક્ય છે. કેટલાક તત્ત્વજ્ઞાની લોકો કહે છે કે જે ઉપયોગીતમ છે તે જ સુંદર છે. ઉપયોગિતાથી ભિન્ન એવી સુંદરતાને અમે સ્વીકારતા જ નથી.

એવા લોકો જો પોતાના સિદ્ધાંતને વળગી રહેવા માગતા હોય તો અંતે એમને કહેવું પડે છે કે સૌન્દર્ય પણ જીવનનું અત્યંત આવશ્યક અંગ હોઈ એને પણ અમે ઉપયોગી જ કહીએ છીએ અને આવી રીતે સુંદરતાને ઉપયોગિતાના ક્ષેત્રથી બહાર જવા દેતા નથી. [આમ કરવું એ તો પારકાંને પણ અમે પોતાનાં જ માનીએ છીએ એમ કહી પરરાજ્યને પણ સ્વરાજ્યનો જ એક પ્રકાર છે એમ માની કૃત્રિમ સંતોષ માનવા જેવું છે.] પણ જ્યારે સૌન્દર્યદૃષ્ટિ પૂર્ણપણે ઊઘડે છે – વિકસે છે ત્યારે તે ઉપયોગિતાને ગૌણ કરીને પણ સુંદરતાને આગળ કરે છે, નરી ઉપયોગિતા વિશે અનાસ્થા સેવે છે અને અંતે ઉપયોગિતા અને સુંદરતા વચ્ચે વિરોધી દ્વૈત પણ ઉત્પન્ન થાય છે. [આ બન્નેમાં પૂર્ણ અદ્વૈત કદી જ સ્થપાતું નથી, કારણ કે સુંદરતા – નિરપેક્ષ ઉપયોગિતા છે જ નહીં એમ કહેવાની કોઈની હિંમત નથી.] જીવનદૃષ્ટિથી ઉપયોગિતા જેમ એક આવશ્યક તત્ત્વ છે, તેમ જ સુંદરતા પણ જીવનનું એક આવશ્યક સ્વતંત્ર તત્ત્વ છે. શારીરિક પુષ્ટિ, કામનું કૌશલ્ય, વખતનો અને સાધનોનો પ્રમાણસર ખર્ચ વગેરે તત્ત્વો જેમ જીવન માટે મહત્ત્વનાં છે, તે જ રીતે સુભગતા, સંવાદિતા, પ્રમાણબદ્ધતા, ચમત્કૃતિ, નાવીન્ય, અવકાશ અને ચિરપરિચય વગેરે સુંદરતાનાં ઘટક તત્ત્વો પણ જીવનના પોષણ માટે, વૃદ્ધિ માટે અને તૃપ્તિ માટે આવશ્યક છે.

ઉપયોગિતા જીવન માટે હિતકર છે અને સુંદરતા નથી એમ ન કહી શકાય. બન્ને વસ્તુ આવશ્યક અને પોષક છે. અને છતાંયે બન્નેને હમેશાં બને જ છે એમ નથી. તેથી, બન્ને વચ્ચે સામંજસ્ય ઉત્પન્ન કરી, બન્નેને પરસ્પર પોષક બનાવવાની જીવનકળા વ્યક્તિએ અને સમાજે સાધવાની હોય છે.

જેને સંપૂર્ણ જીવનશાસ્ત્ર કહી શકાય એ તો છે અધ્યાત્મશાસ્ત્ર. આ અધ્યાત્મનો પક્ષપાત ઉપયોગિતા તરફ વિશેષ છે કે સુંદરતા તરફ ? આ પ્રશ્ન વિચાર કરવા જેવો છે. પણ તેનો ઉત્તર આ રૂપમાં મળી ન શકે. આ બેમાંથી કયું તત્ત્વ અધ્યાત્મને ઘાતક છે એવો પ્રશ્ન પૂછી શકાય. ઉપયોગિતા વધારતાં વધારતાં બાહ્ય સાધનોનો, ઉપકરણોનો જ્યારે અનહદ ઢગલો એકઠો થાય છે ત્યારે આત્માની શક્તિ ક્ષીણ થાય છે અને તેથી જ અધ્યાત્મ તેનો વિરોધ કરે છે. આત્માનો ખરો આનંદ તો સ્વાતંત્ર્યમાં – એટલે કે સ્વાવલંબનમાં છે. શરીરને આવું પરાવલંબન ભલે ગમતું હોય પણ આત્મા તો એવા વાતાવરણમાં ગૂંગળાઈ જ જાય છે. એથી ઊલટું, સૌન્દર્ય પણ આત્માને ઉપયોગી હોવા છતાં એનો અતિરેક થાય તો તે મોહ બને છે. આત્માનો આનંદ તો જ્ઞાનમાં એટલે કે જાગૃતિમાં છે. શરીરને અજ્ઞાન અને પ્રમાદનું વાતાવરણ સદે છે, પણ આત્મા તો એમાં સાવ

ગૂંગળાઈ જાય છે. અને તેથી જ અધ્યાત્મ હમેશાં પ્રમાદ અને મોહનો વિરોધ કરે છે.

અધ્યાત્મ દૃષ્ટિએ, ઉપયોગિતા અને સુંદરતા બન્નેમાં જો પૂરતો સંયમ હોય તો જ આરોગ્ય સચવાય છે. જીવનરસિકતા પણ કહે છે કે મારી શક્તિ અને મારો આનંદ તો પ્રમાણબદ્ધતા અને સંયમના વાતાવરણમાં જ ચરમ કોટિએ પહોંચે છે.

સ્વચ્છંદી ઉપયોગિતા અને સ્વચ્છંદી સુંદરતા હમેશાં અધ્યાત્મથી બીએ છે. અને એ રીતે પોતાનું જ નુકસાન કરી નાખે છે. અધ્યાત્મ તો પક્ષરહિત બન્નેનો સ્નેહી છે. એની દેખરેખ તળે જ આ બન્ને વચ્ચેનું વિરોધી દ્વૈત નષ્ટ થશે અને બન્ને વચ્ચે સુભગ સામંજસ્ય સ્થપાશે.

*

ઉપરનું આખું વિવેચન એમ માનીને કરવામાં આવ્યું છે કે આવશ્યક પુરુષાર્થ સાધતાંવેંત વ્યક્તિના અને સમાજના જીવનમાં જરૂરી સમૃદ્ધિ ઉત્પન્ન થવાની જ છે. પણ વસ્તુસ્થિતિ તેવી નથી. સ્વાર્થ આગળ પ્રેમ દબાઈ ગયેલો હોવાથી, ખરું હિત શેમાં છે એ વિશેનું જ્ઞાન વાસનાઓના બંડખોર તોફાનને લીધે દબાઈ ગયેલું હોઈ તેમ જ મનુષ્યજાતિએ આપ પર ભાવ નિષ્કારણ વધારેલો હોવાથી, પ્રકૃતિની બધી કૃપા હોવા છતાં મનુષ્યજાતને સાર્વત્રિક સમૃદ્ધિ મળી નથી. આ પરિસ્થિતિમાં જીવનવ્યવહારની દૃષ્ટિને પ્રાધાન્ય આપીને જ વિચાર કરવો પડે છે.

સમાજહિતૈષી લોકો દુ:ખનિવારણની જ ધમાલમાં પડેલા હોવાથી એમને પ્રથમ કેવળ ઉપયોગિતાનો જ વિચાર કરવો પડે છે. એથી ઊલટું જે લોકો કેવળ સૌન્દર્યના ઉપાસક છે તેમને સામાજિક જવાબદારી વિશે ઉદાસીનતા સ્વીકારવી પડે છે. અને તેથી સૌન્દર્યોપાસકોની પ્રતિષ્ઠા તેમની પોતાની ન્યાતમાં ગમે તેટલી હોય છતાં સમાજમાં મર્યાદિત જ હોઈ શકે.

જે સમાજ વિલાસિતાના પાશમાં સપડાયો હોય તે સમાજમાં સૌન્દર્યની દૃષ્ટિ વિકૃત થઈ ધંધાદારી સૌન્દર્યોપાસકોની આર્થિક અને સામાજિક પ્રતિષ્ઠા બેહદ વધારવામાં આવે છે.

જે ઉદાહરણથી આ વિવેચન શરૂ કર્યું તે જ ઉદાહરણથી જો સમાપ્તિ કરવી હોય તો સિનેમા નટીનો દાખલો ન આપતાં પેશવાના વખતનું એક સૂત્ર અહીં નોંધી શકાય : 'पायलीची खाओील क्षिप्रा, पालखी द्यावी तया विप्रा' ચાર શેર ચોખાના બનાવેલ દૂધપાકને ખાઈ જાય તે બ્રાહ્મણને એક પાલખી ભેટ અપાશે. એવો બીજા બાજીરાવની પેશવાઈનો નિયમ હતો એમ કવિ મોરોપંતે લખી રાખ્યું છે.

# ૧૯. સીમોલ્લંઘન

૧

રાજપુત્ર નીકળ્યો, પોતાનું રાજ્ય છોડી, સાત સાત રાજાઓનાં રાજ્યો વટાવી, જે દેશમાં કોઈ રાજાનું રાજ્ય નથી, તે દેશ તરફ જવા.

જે કાળનો નથી આરંભ કે નથી અંત, એ કાળની છે આ કથા.

શહેરોમાં તેમ જ ગામડે ગામડે, લોકો બજાર હાટ માંડે છે, ઘરબાર ચલાવે છે, ઝઘડાઓ કરે છે; પણ આપણો આ ચિરકાળનો રાજકુમાર પોતાનું રાજ્ય છોડી છોડીને ચાલતો થાય છે.

એ શા માટે જાય છે?

કૂવાનું પાણી કૂવામાં જ રહે છે, તળાવ-સરોવરનું પાણી તળાવ-સરોવરોમાં જ ગુપચુપ પડ્યું રહે છે. પણ ગિરિશિખર પરનું પાણી ગિરિશિખર પર ટકતું નથી. મેઘનું પાણી વાદળાંનું બંધન માનતું નથી. રાજકુમારને તે નાનકડા રાજ્યમાં રોકી કોણ રાખી શકે? તેપાન્તરની કલ્પનાએ પણ એ પાછો ફરતો નથી; સાત સાત સમુદ્ર અને તેર નદીઓ પણ એ પાર કરી જાય છે.

માણસ વારંવાર બાળક થઈને જન્મે છે અને દર વખતે આ કથા નવી જ સાંભળે છે. સંધ્યાદીપનો પ્રકાશ સ્થિર થાય છે અને બાળકો ચૂપચાપ ગાલ પર હાથ ટેકવી કલ્પના કરે છે, કે આપણે જ છીએ તે રાજકુમાર.

તેપાન્તરનું મેદાન પૂરું થાય ન થાય ત્યાં તો સામે આ મોટો સમુદ્ર પડ્યો છે. એની વચ્ચોવચ છે એક દ્વીપ. ત્યાં દૈત્યપુરીમાં રાજકન્યા કેદ થઈ પડી છે.

જગતમાં બીજા બધા લોકો પૈસા પાછળ પડે છે, કીર્તિ મેળવવાની કડાકૂટ કરે છે, આરામ શોધે છે; પણ આપણો આ રાજકુમાર તો દૈત્યપુરીમાંથી રાજ-કન્યાને છોડાવવા માટે નીકળ્યો છે. તોફાન આવ્યું, નૌકા મળી નહીં. પણ એ તો પોતાનો રસ્તો શોધે જ છે.

આ જ છે માણસના જીવનની જેમ પ્રારંભની તેમ જ સૌથી છેલ્લી નવલ-કથા. પૃથ્વી પર જે જે નવું જન્મે છે, તેણે દાદીમા પાસેથી આ ચિરકાલીન સંદેશો જાણવાનો જ હોય છે—રાજકન્યા બંદિની છે, સમુદ્ર દુર્ગમ છે, દૈત્ય દુર્જેય છે અને આ નાનકડો માણસ માત્ર એકાકી સજ્જ થઈ પ્રણ કરે છે કે બંદિનીને છોડાવીને લાવીશ જ લાવીશ.

બહાર વનના અંધકારમાં વરસાદ પડે છે. રાતકીડા—તમરાં કિર્ર અવાજ કરે છે. અને નાનકડો છોકરો ચૂપ બેસી ગાલ પર હાથ રાખી કલ્પના કરે છે, 'મારે દૈત્યપુરી પહોંચવું જ જોઈએ.'

૨

સામે આવ્યો અસીમ સમુદ્ર – સ્વપ્નાનાં મોજાં ઉડાડતી નીળી ભમ્મર નિદ્રાના જેવો. ત્યાં રાજકુમાર ઘોડેથી હેઠો ઊતર્યો .

પણ એણે જમીન પર પગ મૂકયો ન મૂકયો ત્યાં તો – આ થયું શું ? કયા જાદુગરનો છે આ જાદુ ? !

અરે, આ તો છે શહેર. ટ્રામ ચાલે છે. ઑફિસે જતી ગાડીઓની ભીડને લીધે રસ્તો દુર્ગમ થયો છે, તાડનાં પાંદડાંની પિપૂડી વેચનારો માણસ, ગલીના નાકા આગળનાં નાગાંપૂગાં બાળકોને ગાંડાં કરતો પિપૂડી વગાડતો વગાડતો ચાલ્યો છે.

અને કેવો આ રાજપુત્રનો વેશ ? અને કેવી એની ચાલ ! શરીર પર ઉઘાડા બટનવાળું શર્ટ, ધોતિયું સારું વ્યવસ્થિત ન મળે અને પગમાં જીર્ણ થયેલા જોડા. ગામડાનો છોકરો શહેરમાં શીખે છે, બીજાને શીખવીને આજીવિકા ચલાવે છે.

અને રાજકન્યા કયાં છે ?

એ રહે છે એ ઘરની પડોશમાં જ.

સોનચંપા જેવો કાંઈ એનો રંગ નથી. તેના હાસ્યમાંથી કાંઈ માણેકમોતી ઝરતાં નથી. આકાશના તારાઓ સાથે એની તુલના થઈ શકે નહીં. તુલના કરવી જ હોય તો નવ વર્ષા પછી ઊગેલા ઘાસમાં જે નનામાં ફૂલો ખીલે છે તેની સાથે કરી શકાય.

મા વગરની આ કન્યા બાપની લાડકી હતી. બાપ હતો ગરીબ. અયોગ્ય જગ્યાએ એનું વેવિશાળ કરવાનું મન થાય નહીં. તેથી કન્યા મોટી થઈ હતી. લોકો આંગળી દેખાડવા – મોઢું મરડવા લાગ્યા હતા.

બાપ પણ મરી ગયો અને કન્યા પોતાના કાકા પાસે રહેવા આવી હતી.

સ્થળ મળ્યું. પૈસા પણ પુષ્કળ અને ઉંમર પણ પુષ્કળ. પૌત્ર-દૌહિત્રોનો પણ તોટો ન હતો. એમના રુઆબને સીમા ન હતી.

કાકાએ કહ્યું, ‘છોકરી નસીબદાર ખરી.’

આ સ્થિતિમાં પીઠી ચોળવાને દિવસે છોકરી ગાયબ અને પડોશનો છોકરો પણ મળે નહીં.

ખબર પડી કે એમણે ચોરીછૂપીથી લગ્ન કર્યાં. તેમની જાત મળતી ન હતી પણ તેમનું મન થયું હતું એક. બધાએ ગાળો દીધી.

લક્ષાધિપતિએ પોતાના ઇષ્ટદેવને/સોનાનું સિંહાસન અર્પણ કરવાની માનતા રાખી અને બોલ્યો, ‘જોઉં તો ખરો હવે આ છોકરાને કોણ બચાવે છે તે.’

છોકરાને ન્યાયાલય સામે ઊભો કરવામાં આવ્યો. વિચક્ષણ વકીલોએ અને અનુભવી સાક્ષીઓએ દેવની કૃપા વડે હતું તેને ન હતું કરી બતાવ્યું. એ પણ એક મોટી નવાઈની જ વાત.

તે જ દિવસે ઇષ્ટદેવને ચરણે લવારાંની જોડીનું બલિદાન આપવામાં આવ્યું. વાજિંત્રો વાગ્યાં ને લોકો ખુશ થયા. કહેવા લાગ્યા, ‘કળિકાળ ખરો, પણ ધર્મ હજી જાગ્રત છે હોં !’

૩

ત્યાર પછી તો ઘણું ઘણું થઈ ગયું. જેલમાંથી પેલો છોકરો છૂટીને આવ્યો. પણ એનો તે લાંબો પંથ કેમે કરી પૂરો થાય નહીં. તેપાન્તરના મેદાન કરતાંયે એ વધારે લાંબો અને એકલવાયો છે. કેટલીયે વાર એને અંધારામાં સંભળાય છે, 'હાંઊ, માંઊ, ખાઊ; માણસ આખો ને આખો ગટકાવું.' માણસને ગળી જવાની ચારે બાજુથી આટલી લહે !

રસ્તાને અંત નથી પણ ચાલવાને તો અંત છે જ. એક દિવસ એ સીમા પર આવીને એ થોભ્યો.

તે દિવસે એને સાચવનારું કોઈ જ ન હતું. માથા આગળ માત્ર એક દયામય દેવ જાગ્રત હતા. તે હતા યમરાજા.

યમરાજાએ પોતાની સોનાની લાકડી ફેરવી માત્ર, અને — આ શો ચમત્કાર ! શહેર ગયું ઊડી અને સ્વપ્નું ગયું ઓગળી.

થોડી વારમાં ફરી તે જ રાજપુત્ર દેખાવા લાગ્યો. એને કપાળે હતું અસીમ કાળનું રાજતિલક. દૈત્યપુરીનો દરવાજો એ ફોડવાનો, અને રાજકન્યાની બેડીઓ એ તોડવાનો.

યુગેયુગનાં બાળકો પોતાની માતાને ખોળે બેસી બધું સાંભળે છે — તે જ ગૃહત્યાગી માણસ તેપાન્તરનું મેદાન ઓળંગી ક્યાંક ચાલ્યો જાય છે. એની સામે સાતે સમુદ્રનાં મોજાંઓ ગરજી રહ્યાં છે.

ઈતિહાસમાં એનાં ચમત્કારિક રૂપ અને ઈતિહાસને પેલે પાર એનું એકમેવ રૂપ — પેલા રાજપુત્રનું.

*

## નિરૂપણ – 'રાજપુત્તુર'નું

કોકે મહાભારત પર એક ગ્રંથ લખ્યો છે. તેનું નામ એણે રાખ્યું છે: 'Permanent History of Bharatvarsha' એનો ઉદ્દેશ ગમે તે હો, એણે ભૂમિકા ગમે તે સ્વીકારી હો, પણ આ નામમાં સ્વારસ્ય તો છે જ.

ગમે તે દેશનો અને ગમે તે કાળનો ઈતિહાસ લો. નામો જુદાં, પ્રસંગો જુદા, સંસ્થાઓ જુદી, સાધનો જુદાં, પ્રજાઓ પણ જુદી; પણ મનુષ્યસ્વભાવ તો જ્યાં જુઓ ત્યાં સરખો જ. એના જીવનનાં પ્રેરક તત્ત્વો સરખાં જ. આપણા દેશના લોકોને સાદા ઈતિહાસના અધ્યયનનો કંટાળો. તેથી તેમણે બધા ઈતિહાસમાં-થી સનાતન તત્ત્વો શોધી કાઢી, જ્યાં દેશ પણ નથી અને કાળ પણ નથી એવો સાર્વભૌમ, સાર્વકાલિક અથવા દેશકાલાતીત એવો ઈતિહાસ લખી રાખ્યો. આપણા જ દેશના લોકોએ નહીં પણ આખાય જગતના વિદ્વત્તા-વિમુખ ડાહ્યા લોકોએ આવો જ સનાતન ઈતિહાસ લખી રાખ્યો છે. અને લોકકથા તથા રૂપક-કથાને રૂપે એનો પ્રચાર ચલાવ્યો છે. રવિબાબુએ આપેલી રાજપુત્રની વાર્તા આ ઈતિહાસમાંની જ એક છે. રાજપુત્રને પોતાના રાજ્યનો મોહ નથી. એ પોતાને

પોતાના જ રાજ્યમાં ગોંધી રાખવા માગતો નથી. ઘોડા પર બેસી એ નીકળી પડયો છે. ક્યાં જવા? જ્યાં રસ્તો પૂરો થાય, તેની પાર; સમુદ્ર ગરજે છે, તેની પણ પેલી પાર. માનવકોટી માટે અશક્ય એવાં પરાક્રમ એને કરવાં છે. દુષ્ટના હાથમાં સપડાયેલી રાજકન્યાને છોડાવવાની એણે પ્રતિજ્ઞા કરી છે. તેને કોઈએ કહ્યું, કે રસ્તામાં અનંત સંકટો આવશે. તે હસીને બોલ્યો, 'એમાં તમે વિશેષ શું કહ્યું? હું તો રસ્તામાં એક નહીં જરૂર પડયે અનેક મરણો મરવાની તૈયારી સાથે જ નીકળ્યો છું. તે સિવાય કાંઈ આ રાજકન્યા બંધનમુક્ત થવાની છે? હું તો સનાતન કાળનો સાર્વભૌમ રાજકુમાર છું. આજ સુધી અનેક મરણ મરી ચૂક્યો, હવે પછી પણ મરીશ. પણ મારું સ્વીકારેલું કામ છોડવાનો નથી.'

જે જે લોકોના મનમાં આવો નિર્ધાર હોય તે રાજપુત્ર જ છે. પછી તે કલકત્તાની ચાલીમાં રહેતો, છોકરાં શીખવીને પેટ ભરનારો વિદ્યાર્થી હો અથવા તો પોતાના લોકોને ચાર કોળિયા વધારે મેળવી આપવા માટે ઝઘડનારો મિલમજૂર હો. એ બધા રાજપુત્ર જ છે. દુનિયાએ પોતાનો સામાજિક, આર્થિક, ધાર્મિક અને આધ્યાત્મિક ઈતિહાસ જૂની, સહેલી, મુગ્ધ ભોળી પણ માર્મિક રૂપકકથામાં ભરી રાખ્યો છે. નાનપણમાં બાળકો ગાલે હાથ દઈ વડીલોને મોઢે આ રૂપકકથા સાંભળે છે અને એવો જ સનાતન સંગ્રામ ચલાવવાની દીક્ષા લે છે. આપણો સનાતન રાજપુત્ર અનેક વાર મર્યો છે; પણ ફરી ફરી આ રૂપક-કથાઓ દ્વારા અનેક મુગ્ધ હૈયાંમાં એ જન્મ લે છે. તેનો જન્મ રૂપક-કથામાં જ થતો હોવાથી ખરેખર એ જ અયોનિસંભવ છે. લોકસાહિત્યને પેટે એનો જન્મ છે. મુગ્ધ હૈયામાં એ નાનાનો મોટો થાય છે. કલ્પનાશક્તિ એને પોષણ આપે છે. દૃઢ સંકલ્પરૂપી રસાયનનું સેવન કરી તે વજ્રકાય બને છે અને મરણ ટાળીને નહીં પણ એક પછી એક અસંખ્ય મરણો મરીને તે અમર થાય છે.

આ નાનકડા વાર્તા-નિબંધમાં રવિબાબુએ ઈતિહાસનો સનાતન ઈતિહાસ ગ્રથિત કર્યો છે. અને રાજપુત્ર ચિરંજીવી શી રીતે છે તે બતાવ્યું છે.

આપણાં પુરાણોમાં 'अश्वत्थामा बलिर्व्यासो हनुमांश्च विभीषण: । कृप: परशुरामश्च' આ સાત 'चिरजीविन:'નો આવો જ સનાતન ઈતિહાસ કોણ લખી આપશે?

## ૨૦. માનીતીના કોડ

માનીતીએ તો જાણે મરણનું ધ્યાન જ ચલાવ્યું હતું. એનો જીવ વ્યાકુળ હતો. કશાયમાં એને જરાયે રસ ન હતો. વૈદ્ય ઔષધની માત્રા લાવ્યા, મધમાં ઘરીને. બોલ્યા, "પી લો." એણીએ ગુસ્સાથી એ દવા ફેંકી દીધી.

રાજાને કાને વાત ગઈ. રાજસભા પડતી મૂકી રાજા ઝટપટ આવ્યો. પાસે બેસી પૂછવા લાગ્યો, "તને શું થયું છે? તારે શું જોઈએ?"

રાણી રીસે ભરાઈને બોલી, "તમે બધાં જ અહીંથી નીકળી જાઓ જોઈએ. માત્ર મારી સખીને અહીં મોકલી આપો."

સખી આવી. રાણી તેનો હાથ પકડી બોલી, "બેસ બહેન, એમ છે કે—"

સખી બોલી, "બરાબર સાફ સાફ કહી દેજે, બહેન."

માનીતી બોલી, "મારા સાત ચોકના મહેલમાં એક બાજુના ત્રણ ચોક હતા અણમાનીતીના. એ ત્રણનાં થયા બે, પછી તો રહ્યો માત્ર એક જ. અને આખરે રાજમહેલ જ છોડવો પડયો એને.

"ત્યાર પછી અણમાનીતીને હું સાવ ભૂલી જ ગઈ.

"ત્યાર પછીનો પેલો દોલયાત્રા(શ્રીકૃષ્ણનો પારણાનો દિવસ : ફાગણ પૂર્ણિમા)નો દિવસ. તે દિવસે મયૂર-પંખી નાવમાં બેસી નાટયમંદિરે જવા હું નીકળેલી. આગળ લોકો હતા અને પાછળ લશ્કર; જમણી તરફ વાગતી હતી શરણાઈ અને ડાબી તરફ વાગતાં હતાં નગારાં-ચોઘડિયાં.

"એવે વખતે રસ્તા પાસે, નદીકિનારે ઘાટની ઉપરની બાજુએ દેખાયું એક ઘાસફૂસનું ઘર, ચંપકની છાયા હેઠળ. એની વાડ પર ખીલી હતી અપરાજિતાની વેલી, દરવાજા સામે શંખચક્રનો પૂર્યો હતો સાથિયો. મેં મારી છત્રધારિણીને પૂછ્યું, 'અહા, કોનું છે આ ઘર ?' એણે કહ્યું, 'અણમાનીતીનું.'

"પછી ઘેર પાછી આવી. સાંજ પડી છતાં હું એમ ને એમ જ બેસી રહી. દીવો સુધ્ધાં ન કર્યો, અને મોઢાને તાળું જ દઈ બેઠી.

"રાજાએ આવીને કહ્યું, 'તને શું થયું છે ? શું જોઈએ છે ?'

"મેં કહ્યું, 'નથી મારે આ મહેલમાં રહેવું.'

"રાજા કહે, 'ત્યારે ખૂબ મોટો ચૂનામાટીનો પ્રાસાદ બંધાવી આપું તને. તેને હાથીદાંતની ભીંતો કરાવીશ, શંખની ભૂકી વડે દૂધના ફીણ જેવી સફેદ શુભ્ર જમીન કરાવીશ મહેલની, મોતીનાં છીપો વડે એને કિનારે કિનારે કમળની વેલબુટ્ટી કરાવીશ.'

"મેં કહ્યું, 'મને તીવ્ર ઈચ્છા થઈ આવી છે કે આપણા બહારના બાગને એક છેડે ઘાસફૂસનું ઘર બનાવી એમાં રહું.'

"રાજા કહે, 'વાહ, સુંદર. એમાં વળી શી મુશ્કેલી ?'

"ખડનું ઘર તૈયાર થયું. એ ઘર તો જાણે વનમાંથી ચૂંટી આણેલું પુષ્પ જ. તૈયાર થયું ન થયું ત્યાં તો કરમાઈ ગયું. રહેવા ગઈ તો ખરી, પણ એની શરમ જ લાગવા માંડી.

"ત્યાર પછી સ્નાનયાત્રા(જેષ્ઠ પૂર્ણિમાનો જગન્નાથનો સ્નાનોત્સવ)નો દિવસ હતો. નદીએ નાહવા ગયેલી. સાથે હતી એકસો સાત સખીઓ. ઠેઠ પ્રવાહમાં જ પાલખી ઊતરી; સ્નાન કરી લીધું.

"પાછા ફરતાં પાલખીના દરવાજાની ફાટમાંથી જોયું—'અહોહો, કોના ઘરની હશે આ વહુવારુ ? નિર્માલ્યના ફૂલ જેવી !'

"હાથમાં હતી શુભ્ર શંખની બંગડીઓ, ને પહેરેલું હતું લાલ કિનારીનું લૂગડું.

સ્નાન કરીને પાણીની ગાગર ભરીને આણતી હતી એ. સવારનો તડકો એના સુકાતા વાળ પર અને ભીંજાયેલી ગાગર પર ચળકતો હતો.

"છત્રધારિણીને પૂછયું, 'કોણ હશે આ બાઈ? કોણ જાણે કયા મંદિરની તપસ્વિની?'

"છત્રધારિણી હસીને બોલી, 'શું ન ઓળખી? એ તો અણમાનીતી જ છે ને!'

"ત્યાર પછી ઘેર આવી ફરી એમ જ એકલી બેસી રહી, અને મોઢાને તાળું વાસી દીધું.

"રાજાએ આવીને કહ્યું, 'તને શું થયું છે? શું જોઈએ છે?'

"મેં કહ્યું, 'મને ઘણી ઘણી ઇચ્છા થઈ છે કે રોજ સવારે નદીમાં નાહી માટીના ઘડામાં પાણી ભરી લાવું બકુલ-વીથિને માર્ગે.'

"રાજા કહે, 'વાહ! જરૂર. તેમાં તે શું મોટું?'

"દરેક રસ્તે ચોકીપહેરો બેઠો. લોકોની આવજા બંધ થઈ.

"હાથમાં શંખની બંગડીઓ પહેરી અને લાલ કોરનું લૂગડું પહેર્યું. નદીમાં નાહી, ગાગર ભરી લાવી. દરવાજા પાસે આવતાં જ મનની વ્યથાએ ગાગર પછાડી ફોડી નાખી. મનનું મનમાં જ રહી ગયું અને શરમ માત્ર આવી મારે ભાગે.

"ત્યાર પછી રાસયાત્રા(રાસલીલા ઉત્સવદિન : કાર્તિક પૂર્ણિમા)નો દિવસ ઊગ્યો.

"મધુવનમાં ચાંદરણી રાત્રે શામિયાના તણાયા. રાત આખી નૃત્ય ચાલ્યું, ગાયન ચાલ્યું.

"બીજે દિવસે સવારે હાથી પર અંબાડી ચઢી. પડદાની પાછળ બેસી ઘેર આવતી હતી. સહેજ નજર ગઈ તો વનપથ પર કોઈ જતું દેખાયું. કુમળી હતી એની ઉંમર. એના વાળની જટામાં હતી વનફૂલોની માળા અને હાથમાં હતી ફૂલછાબ. કરંડિયામાં હતાં કમળકંદનાં ફૂલો, વનનાં ફળો, ખેતરની ભાજી.

"છત્રધારિણીને પૂછયું. 'કઈ ભાગ્યવંતીનો આ દીકરો જે રસ્તો ઉજાળતો જાય છે?'

"છત્રધારિણી બોલી, 'ભૂલી ગયાં કે? અણમાનીતીનો જ તો આ દીકરો! પોતાની બા માટે લઈ જાય છે કમળકંદનાં ફૂલો, વનનાં ફળો અને ખેતરની ભાજી.'

"ત્યાર પછી ઘેર આવી ફરી એકલી જ બેસી રહી. મોઢાને તાળું જ વાસી દીધું.

"રાજાએ આવીને કહ્યું, 'તને શું થયું છે, શું જોઈએ છે?'

"મેં કહ્યું, 'મને ઘણી જ ઇચ્છા થઈ છે કે રોજ ખાવાં જોઈએ કમલકંદનાં ફૂલો, વનનાં ફળો અને ખેતરની ભાજી. મારા દીકરાએ પોતે જ જઈને એ લઈ આવવાં.'

"રાજા કહે, 'વાહ! સુંદર. તેમાં તે શું મોટું?'

"સોનાના પલંગ પર બેઠી હતી. દીકરો કરંડિયો લઈ આવ્યો. એનું આખું શરીર પરસેવામાં તરબોળ, ચહેરા પર ગુસ્સો. કરંડિયો એમનો એમ જ પડી રહ્યો, હું માત્ર લાજી મરી.

"ત્યાર પછી શું થયું છે કોણ જાણે, હું મારે એકલી બેસી રહું છું, ને મોઢાને

તાળું હોય છે. રાજા રોજ આવીને પૂછે છે, 'તને શું થયું છે, શું જોઈએ છે?'

"માનીતી રાણી હોવા છતાં મારે શું જોઈએ એટલું માત્ર શરમના માર્યા કોઈની સામે બોલવાની મુશ્કેલી. તેથી તને બોલાવી છે સખી. મારા મનની વાત કહું છું તારા કાનમાં : 'પેલી અણમાનીતીનું દુ:ખ જોઈએ છે મને.' "

સખીએ ગાલે હાથ મૂકી કહ્યું, "પણ શા માટે ?"

માનીતી રાણી બોલી, "તેની એ વાંસની મુરલીમાંથી સૂર નીકળી શકયા; પણ મારી સોનાની મુરલી હું દેખાડતી ફરી, સાચવી રાખી, પણ વગાડી માત્ર ન શકી."

*

## નિરૂપણ — 'સુયોરાનીર સાધ'નું

લાડમાં ઊછરેલા લોકો જેવા દુર્દૈવી કોઈ જ નહીં હોય. માણસ સ્વાર્થને લીધે આંધળો અને પોચો બને છે, આ જીવન-સત્ય લાડઘેલા લોકોના ધ્યાનમાં આવતું નથી. જીવનનું ખરું સ્વરૂપ, એનો વિસ્તાર, એનું ઊંડાણ તથા એનું પ્રયોજન જ જેને સમજાય નહીં તેનું જીવન વ્યર્થ ન બને તો જ આશ્ચર્ય. માનીતી રાણી સુંદર હશે, નાજુક હશે, રસિક તથા પ્રેમળ પણ હશે પણ વધારે પડતાં લાડથી તે બગડી. તેને લાગવા માંડયું કે આખું જગત પોતાની આસપાસ જ નાચવું જોઈએ. પોતાનું કાંઈ જ કર્તવ્ય નથી. પોતે તો હોવા માત્રથી જ જગતને કૃતાર્થ કરીએ છીએ. આખું રાજય રાજાના પગ તળે હતું અને એ રાજા માનીતીના ચરણારવિંદમાં મિલિંદાયમાન હતો.

એના મનને મત્સરે ઘેરી લીધું. મત્સર હમેશાં જ ખરાબ. પણ લાડઘેલા, આંધળા, છીછરા અને પોચા લોકોનો તો એ ભોગ જ લે છે.

માનીતીને એક અણમાનીતી હતી. બિચારી વિનમ્ર, સહિષ્ણુ અને તપસ્વિની હોવી જોઈએ. પણ તે હતી અણમાનીતી, શૉક હતી, એટલી જ વાત માનીતીને દુ:ખી કરવા માટે પૂરતી હતી. રાજમહેલના સાત ચોકમાંથી ચાર માનીતીના, ત્રણ અણમાનીતીના. અણમાનીતી મોટી હોવા છતાં એની આવી અવહેલના. પણ શૉકની અદેખાઈ આટલેથીયે સંતોપાઈ નહીં. ત્રણ ચોકના બે ચોક થયા. બેમાંથી એક જ એને માટે રહ્યો. પછી ત્યાંથી પણ એને કાઢી મૂકવામાં આવી. બિચારી પોતાના દીકરાને લઈને એક ઝૂંપડીમાં રહેવા લાગી. ત્યાં પણ પોતાના સદ્‌ગુણોને લીધે એ રાણી જેવી શોભવા લાગી. નિદાન પોતાની સંતોપવૃત્તિથી એણે પોતાનું દૈન્ય ઢાંકી દીધું.

માણસનો — નિદાન અદેખાઈનો — સ્વભાવ જ છે કે જે પોતાની પાસે છે, જે પોતાનું છે તેને તુચ્છ સમજવું. જે બીજાનું છે તે રહસ્યમય, સુંદર અને સ્પૃહણીય છે એમ માનવું. માનીતીને અણમાનીતીની ઝૂંપડીની અદેખાઈ થઈ. એને થયું કે પોતાનું જીવન કેવું છીછરું અને ક્ષુદ્ર દેખાય છે ! અણમાનીતીનું ગાંભીર્ય — એનું ખાનદાનપણું અને એનું તેજ પેલી ઝૂંપડીને લીધે જ છે. આ બાબતમાં અણમાનીતીનું અનુકરણ કરવાનું એણે નક્કી કર્યું. 'રિસાઈ બેસવું એટલે

મળે' આ એક જ સૂત્ર એ જાણતી હતી. એનો કલ્પતરુ તે રાજા. સ્મરણ કરતાંવેંત જેમ સિદ્ધપુરુષ મદદે દોડી આવે તે જ પ્રમાણે રિસાય, અબોલા લઈ બેસે, કે તરત જ રાજા દોડી આવે છે અને જે જોઈએ તે આપે છે, આ એનો હતો સનાતન અનુભવ. નાજુક અમથી ઝૂંપડી તૈયાર થઈ. માનીતી એમાં રહેવા લાગી પણ એણે જોઈ લીધું કે અનુકરણ કરીને બધું જ મેળવીએ તોયે તેમાં એનો આત્મા પકડાતો નથી. એનું નવું જીવન હાસ્યાસ્પદ બન્યું, લજ્જાસ્પદ બન્યું. એને એ પોલું લાગવા માંડયું. એ અસ્વસ્થ થઈ ગઈ.

ફરી એવો જ પ્રસંગ આવ્યો. ફરીથી એણે અનુકરણ કરવાનો, અણમાનીતીથી ન ઊતરવાનો વિચાર કર્યો. હઠ લીધી. અણમાનીતીનો માતૃભક્ત દીકરો હતો. તે જંગલમાંથી વન-ફળો ભેગાં કરી માને લાવી આપતો. માનીતીને આની પણ અદેખાઈ આવી. એણે લીધી હઠ. જોઈએ તેવી ઝૂંપડી બંધાવવાનું સહેલું હતું. પોતાના દીકરા પાસે પણ રાજાના હુકમથી ફળો મંગાવવાં એ પણ શકય હતું. પણ દીકરાને માતૃભક્ત શી રીતે બનાવાય? દીકરો તાપને લીધે પરસેવાથી રેબઝેબ થયો હતો, એટલું જ નહીં પણ ગુસ્સાથી લાલપીળો પણ થયો હતો. છેવટે માનીતીને સમજાયું —

दुःखं सत्यं, सुखं माया । दुःखं जन्तोः परं धनम् ।।

અણમાનીતીનું જે ધન હતું, જેને લીધે તે તપઃપૂત અને જીવનસમૃદ્ધ બની હતી તે હતું એનું દુઃખ. તેવું દુઃખ પોતાને મળે એવી હઠ એના મનમાં ભરાઈ. પણ તે દુઃખ મળે શી રીતે? માનીતી તો રહેવું જ છે. અણમાનીતી કરતાં ચડિયાતા થવું છે. અને દુઃખી થયા વગર જ આ મેળવવું છે. આને માટે કરવું શું? સખી શી સલાહ આપી શકે? રાજા પાસે મંગાય પણ શું?

ખરેખર મત્સર આંધળો જ છે, અને જે કોઈ મત્સરને આશ્રય આપે છે એનો એ છેવટે ભોગ જ લે છે. લાડઘેલા લોકોનાં જીવનમૂલ્યો જ ખોવાયેલાં હોય છે. માનીતીને જીવવું જ અસહ્ય બન્યું.

અનુકરણ હંમેશાં શાહીચૂસ કાગળ જેવું હોય છે. શાહીચૂસ પર અક્ષરો ઊમટે છે પણ તે ઊંધા હોય છે. એની શાહી ફૂટે છે, બધા બરાબર વંચાતાયે નથી અને મૂળ અક્ષરોનું સૌન્દર્ય એવું તો વિકૃત બની જાય છે કે એને જોઈ હસવું કે રડવું એ જ સમજાતું નથી.

અનુકરણ એટલે મરણ એ ખરું હોય તોયે પૂર્ણ-સત્ય નથી. અનુકૃતિ એટલે મૃતિ તો ખરી જ; પણ તેથીય મોટી દુર્દશા તો એ કે એ વિકૃતિ બને છે.

# ૨૧. વિદૂષક

૧

કાંચીનો રાજા કર્ણાટકની ચઢાઈએ ઊપડયો. તે વિજયી થયો. ચંદન, હાથીદાંત અને સોનામાણેકથી હાથીઓ લદાયા.

સ્વદેશ પાછા વળતાં રસ્તામાં બલેશ્વરીના મંદિરમાં બલિદાનના લોહીની નદી વહેવડાવી રાજાએ પૂજા શોભાવી.

પૂજા કરી પાછા ફરતાં રાજાને શરીરે હતાં લાલ વસ્ત્ર, ગળામાં હતી જાસ્વંદીની માળા, કપાળે રક્તચંદનનું તિલક, અને સાથે હતા માત્ર મંત્રી તથા વિદૂષક.

એક ઠેકાણે રસ્તાને કિનારે આંબાવાડીમાં બાળકો રમતાં એને દેખાયાં.

રાજાએ પોતાના બંને સાથીઓને કહ્યું, 'ચાલો જોઈએ, શી રમત છે તે.'

૨

છોકરાંઓ બે હારમાં ઢીંગલીઓ સજાવી લડાઈ લડાઈ રમતાં હતાં.

રાજાએ પૂછ્યું, 'કોની સાથે કોની લડાઈ ચાલી છે ?'

બાળકોએ કહ્યું, 'કર્ણાટક સાથે કાંચીની.'

રાજાએ પૂછ્યું, 'કોનો વિજય ? કોની હાર ?' છોકરાઓ છાતી ફુલાવીને બોલ્યા, 'કર્ણાટકનો વિજય, કાંચીની હાર.'

મંત્રીનો ચહેરો ગંભીર બન્યો. રાજાની આંખો લાલ લાલ થઈ. વિદૂષક માત્ર ખડખડાટ હસી પડયો.

૩

રાજા પોતાના સૈન્ય સાથે પાછો નીકળ્યો ત્યારે પણ બાળકોની રમત ચાલુ જ હતી.

રાજાએ હુકમ છોડયો, 'એકેક પીટયાને બાંધો ઝાડ સાથે અને ઝૂડી કાઢો નેતર વડે.'

ગામમાંથી એમનાં માબાપ દોડી આવ્યાં. કહેવા લાગ્યાં, 'એ તો બિચારાં બાળકો જ રહ્યાં, રમતાં હતાં પોતાની રમત. એમને ક્ષમા કરો.'

રાજાએ સેનાપતિને બોલાવી કહ્યું, 'આ આખા ગામને એવો તો ધાક બેસાડો કે જેથી કરીને કાંચીના રાજાને એ જન્મભર યાદ કરે.'

એટલું બોલી એ શિબિરે ચાલ્યો ગયો.

૪

સાંજે સેનાપતિ આવી રાજા આગળ ઊભો રહ્યો. નીચા નમી મુજરો કરી બોલ્યો, 'મહારાજ, શિયાળવાં–કૂતરાં સિવાય કોઈનોય અવાજ ગામ આખાયમાં સંભળાતો નથી.'

મંત્રીએ કહ્યું, 'મહારાજની માન-પ્રતિષ્ઠા સચવાઈ.'

પુરોહિતે કહ્યું, 'વિશ્વેશ્વરીની જ મહારાજ પર કૃપા છે.'

વિદૂષક કહે, 'મહારાજ, હવે મને રજા આપો.'

રાજાએ પૂછ્યું, 'શા માટે ?'

વિદૂષક કહે, 'મને નથી આવડતું મારતાં કે કાપતાં. ભગવાનની દયાથી એક માત્ર હસતાં આવડે છે. મહારાજના દરબારમાં રહ્યો તો મારું આ હાસ્ય જ હું ભૂલી જવાનો !'

## ખંડ ૩

## ૨૨. ઘોડો

સૃષ્ટિની ઉત્પત્તિનું કામ લગભગ પૂરું થઈ વિશ્રામનો ઘંટ વાગવાની તૈયારી હતી, એવે વખતે બ્રહ્મદેવના મનમાં એક નવી કલ્પનાનો ઉદય થયો.

કોઠારીને બોલાવી એમણે કહ્યું, 'કોઠારી, મારા કારખાનામાંથી થોડાં થોડાં પંચભૂતો લાવી રાખ. બીજું એક નવું પ્રાણી ઉત્પન્ન કરવાનું મન છે!'

કોઠારી હાથ જોડીને બોલ્યો, 'પિતામહ, આપે જ્યારે ઉત્સાહમાં આવી હાથી નિર્માણ કર્યો, તિમિ માછલું તૈયાર કર્યું, અજગર-સર્પ બનાવ્યા, વાઘ-સિંહ બનાવ્યા ત્યારે હિસાબ તરફ આપનું જરાયે ધ્યાન ન હતું. પંચભૂતોમાંથી જે જે ભારદસ્ત અને ભારેખમ તત્ત્વો હતાં તે બધાં જ લગભગ પૂરાં થવા આવ્યાં છે. પૃથ્વી, જળ અને તેજનું તો લગભગ તળિયું જ આવી લાગ્યું છે. હવે રહ્યાં છે માત્ર પવન અને આકાશ. તે તો જોઈએ એટલાં વાપરો.'

ચતુરાનન પોતાની ચારે મૂછો મરડીને બોલ્યા, 'ઠીક ઠીક. કોઠારમાં જે હોય તે જ લઈ આવ, જોઈ લઈશું.'

આ વખતનું પ્રાણી ઘડતાં એમણે પૃથ્વી, અપ, તેજ જરા સાચવીને જ વાપર્યાં. એમણે એને ન આપ્યાં શિંગડાં કે ન આપ્યા નખ. અને દાંત આપ્યા તે પણ એવા કે એનાથી ચવાય ખરું પણ કરડી ન શકાય. તેજના પાત્રમાંથી થોડુંક જ તેજ એમણે વાપર્યું, તેથી આ પ્રાણી યુદ્ધક્ષેત્રમાં થોડુંઘણું ઉપયોગી થયું ખરું, પણ એનામાં યુદ્ધની હોંશ તો જરાયે ન મળે.

આ પ્રાણીને જ ઘોડો કહે છે. એ પ્રાણી ઈંડાં મૂકતું નથી તોયે લોકોમાં એનાં ઈંડાંની ખ્યાતિ પૂરેપૂરી છે. *

---

* બંગાળીમાં ઘોડાર-ડિમ એટલે ઘોડાનું ઈંડુ'. 'શશ-શૃંગ', 'ખ-પુષ્પ' અથવા 'વંધ્યા-પુત્ર'ના જેવો જ આ શબ્દનો ઉપયોગ થાય છે, તેથી એ પ્રાણીને દ્વિજ કહી શકાય.

તે ગમે તેમ હો. પણ સૃષ્ટિકર્તાએ આની બનાવટમાં મરુત અને વ્યોમ તો ઠાંસી ઠાંસીને ભર્યાં. પરિણામે આ પ્રાણીનું મન સોળે આના વળ્યું મુક્તિ તરફ. એ પવનથીયે આગળ દોડવા મથે છે અને આકાશને ઓળંગવાનું પણ લઈ બેસે છે. બીજાં બધાં પ્રાણી સકારણ દોડે છે; પણ આ તો અકારણ જ દોડે છે; જાણે કે પોતોને પોતા પાસેથી જ નાસી છૂટવાની એને આત્યંતિક હોંશ હોય. એ નથી કોઈનું કાંઈ લૂંટી જવા ઈચ્છતું કે નથી કોઈને મારવા જતું; તેને તો માત્ર દોડવું જ હોય છે. દોડતાં દોડતાં મત્ત થવું, ચૂર થવું, સૂં થવું, ત્યાર પછી 'ગાયબ' થઈ જવું એવું હોય છે એનું માનસ! જ્ઞાનીઓ કહે છે, પ્રકૃતિમાં મરુત–વ્યોમ જ્યારે જળ અને તેજને ગાંઠે નહીં ત્યારે આવું જ થવાનું.

બ્રહ્મદેવ ખૂબ ખુશ થયા. એમણે કોઈકને રહેવા માટે આપ્યું હતું વન, તો કોઈકને આપી હતી ગુફા. પણ દોડવાની મોજ લઈ શકે એટલા માટે એમણે આને આપ્યું ખુલ્લું મેદાન.

આ મેદાનની બાજુમાં જ રહેતો હતો માણસ. લૂંટફાટ કરીને એ જે કાંઈ ભેગું કરતો એનો એક મોટો બોજો જ થઈ જતો. અને તેથી જ જયારે ઘોડાને અમસ્તો જ મેદાનમાં દોડાદોડ કરતો એણે જોયો ત્યારે એને થયું કે કેમે કરીને આને પકડીને બાંધી રાખી શકીએ તો બજાર હાટ કરવા માટે ઉત્તમ સગવડ થઈ જાય.

ફાંસો નાખી તેણે પકડયો ઘોડાને એક દિવસ. અને જોરથી એની પીઠ પર જીન કસી દીધું. મોઢામાં નાખ્યું કાંટાળું ચોકડું. ડોક પર લગાવે ચાબુક અને બાજુમાં મારે બૂટની લોખંડી એડીની ધાર. તે સિવાય બીજી મારપીટ તો હતી જ.

મેદાનમાં છોડી મૂકયેથી તે નાસી જશે એ બીકે ઘોડાની ચારે તરફ માણસે ભીંત બાંધી. વાઘને આપેલું વન તે વન જ રહ્યું. સિંહની ગુફા તે ગુફા જ રહી; કોઈ તેને લઈ ન શકયું. કે ભગાડી ન શકયું પણ ઘોડાનું ખુલ્લું મેદાન માત્ર બની ગયું તબેલો. આ પ્રાણીમાં મરુત અને વ્યોમે મુક્તિની અભળખા તો ઠાંસી ઠાંસી ભરી ખરી, પણ બંધનમાંથી કાંઈ તેને ઉગારી ન શકયા.

જ્યારે અસહ્ય થઈ પડયું ત્યારે ઘોડાએ એની ભીંતો પર પાછલે પગે લાતોનો વરસાદ વરસાવ્યો. તેને લીધે તેના પગ જેટલા ઘાયલ થયા તેટલી કાંઈ ભીંત થઈ નહીં, તોયે માટી–ચૂનો પડી જઈ ભીંતનું સૌન્દર્ય બગડવા લાગ્યું ખરું.

માણસને આ વાતની ઘણી જ ચીડ ચડી. બોલ્યો: 'આનું નામ તે કૃતઘ્નતા! દાણાપાણી વખતસર ખાવા આપું છું, ભારે પગારનો ચાકર આઠે પહોર આની સેવામાં એકસરખો રહે છે, પણ માટીનું ચિત્ત કાંઈ ચોટતું જ નથી.'

મનને ઠેકાણે આણવા માટે સેવકે વાતવાતમાં એવા તો ડંડા ચલાવ્યા કે ફરી એની લાતો કાંઈ ચાલી ન શકી. માણસ પોતાના આડોસીપાડોસીને ઉદ્દેશી કહેવા લાગ્યો, 'મારા આ નિષ્ઠાવાન ભકત જેવું બીજું વાહન છે જ નહીં.'

તે લોકો પ્રશંસા કરતા બોલ્યા, 'સાચ્ચે જ, કેવો સાવ પાણી જેવો શાંત, ને તમારા ધર્મ જેવો જ શીતલ છે!'

એક રીતે જોતાં એને મૂળમાં જ ઉપયોગી દાંત ન હતા. ન હતા નખ કે ન હતાં શિંગડાં. અને તેમાં પણ હવે તો ભીંત પર અથવા એને અભાવે શૂન્યમાં લાત લગાવવાપણું પણ બંધ થયું. તેથી મન મોકળું કરવા માટે આકાશ તરફ ડોક ઊંચી કરી એ 'હીં હીં હીં' ચીસો પાડવા લાગ્યો. આને લીધે માણસની ઊંઘમાં ખલેલ પડે અને આડોસીપાડોસીને લાગે કે આનો અવાજ કાંઈ એટલો ભક્તિ ગદ્‌ગદ લાગતો નથી. મોઢું બંધ કરવાની અનેક યુક્તિઓ અને સાધનો પેદા થયાં. પણ શ્વાસ બંધ કર્યા વગર મોઢું કાંઈ પૂરું બંધ થતું નથી. તેથી તેનો રૂંધાયેલો અવાજ મુમૂર્ષુની હેડકીની જેમ વચમાં વચમાં નીકળ્યા જ કરતો.

આખરે એક દિવસ એ અવાજ બ્રહ્મદેવને કાને પહોંચ્યો જ. તેમણે ધ્યાન વિસર્જન કરી એક વાર પૃથ્વી પરના મેદાન તરફ દૃષ્ટિપાત કર્યો. પણ ત્યાં તેમને ઘોડાનું નામનિશાન પણ જડ્યું નહીં.

પિતામહે યમને બોલાવીને કહ્યું, 'નક્કી આ તારું જ પરાક્રમ લાગે છે. તેં જ મારા ઘોડાને ઊંચકી લીધો હોવો જોઈએ.'

યમે કહ્યું, 'હે સૃષ્ટિકર્તા, આપને તો હમેશાં મારે વિશે જ શંકા આવે છે. માણસની વસ્તી તરફ તો જુઓ જરા!'

બ્રહ્મદેવે જોયું. નાની-સાંકડી અમથી જગા ને ચારે બાજુ દીવાલો. તેમાં ઊભો ઊભો ઘોડો બિચારો ક્ષીણ અવાજે 'હીં, હીં, હીં, હીં' ચીસો પાડે છે.

એમનું હૃદય દ્રવી ઊઠ્યું. એમણે માણસને કહ્યું, 'મારા આ પ્રાણીને તેં જો મુક્ત ન કર્યો તો હું એને વાઘ જેવા નખ અને દાંત કરી આપીશ. અને પછી એ કોઈ રીતે તારા કામનો નહીં રહે.'

માણસ બોલ્યો, 'શિવ! શિવ! એનાથી તો હિંસાને ઉત્તેજન આપ્યા જેવું જ થવાનું. આપ ગમે તે કહો, પિતામહ, પણ તમારું આ પ્રાણી મુક્તિને યોગ્ય છે જ નહીં. એના હિત માટે જ તો મેં પુષ્કળ ખર્ચ કરીને આ તબેલો તૈયાર કરાવ્યો છે. ખાસ એને માટે તો તબેલો.'

બ્રહ્માજીએ હઠ લીધી. કહે, 'એને છોડી દેવો જ પડશે.'

માણસે કહ્યું, 'ઠીક છે. છોડી દઈશ. પણ સાત દિવસની મુદત પર. અને પછી જો તમે કહો કે તમારા મેદાન કરતાં મારો તબેલો આને માટે વધારે ઉપયોગી નથી, તો હું નાકલીટી કરવા તૈયાર છું.'

માણસે કર્યું શું, ઘોડાને છોડી તો મૂક્યો, પણ એના આગલા બે પગ દોરીથી બરાબર તાણીને બાંધ્યા. તેથી ઘોડો એવી તો વિચિત્ર ચાલે ચાલવા માંડ્યો કે દેડકાની ચાલ એનાથી તો વધારે સુંદર લાગે.

બિચારા બ્રહ્માજી રહે સુદૂર સ્વર્ગમાં. ત્યાંથી એમને દેખાય માત્ર ઘોડાની વિચિત્ર ચાલ. પણ તેના ઘૂંટણનું બંધન દેખાય નહીં. પોતાની સુંદર કૃતિની આવી હીજડા જેવી ચાલ જોઈ શરમથી બ્રહ્માજી લાલ થઈ ગયા. કહે, 'ભૂલ થઈ ખરી.'

માણસે હાથ જોડીને કહ્યું, 'હવે આને લઈનેય હું શું કરું? આપના બ્રહ્મલોકમાં મેદાન હશે તો ત્યાં જ કરી દઉં છું રવાના આને.'

બ્રહ્મા વ્યાકુળ થઈને બોલ્યા, 'જા જા. લઈ જા પાછો એને તારા તબેલામાં જ.'

માણસે કહ્યું, 'આદિદેવ, માણસ માટે આ ખરેખર અનહદ ભાર થવાનો છે.'

બ્રહ્માએ કહ્યું, 'એમાં જ તો તમ માણસોની માણસાઈ છે.'

*

[આ રેખાચિત્ર જેવું જ બીજું એક રેખાચિત્ર આના ઘણા વખત પહેલાં રવિબાબુએ લખ્યું છે. ઘોડાએ માણસને પોતાની મદદમાં બોલાવી પોતાના કામ માટે એને પોતાની પીઠ પર બેસાડયો. પછી કામ પૂરું થયા છતાં માણસ ઘોડાની પીઠ પરથી ઊતરે જ નહીં! એવો ભાવ એમાં છે.

એના જેવું એક શબ્દચિત્ર ગુજરાતીમાં મધપૂડો* માં છપાયું છે. અને એ જ વાર્તા આગળ ચલાવી મેં પણ એક રેખાચિત્ર 'ભવિષ્યપુરાણ' નામથી ત્યાં આપ્યું છે.]

*

## નિરૂપણ -- 'ઘોડા'નું

પ્રસ્તુત શબ્દચિત્રમાં માણસજાતિના ઇતિહાસનો નિત્યપરિચિત પ્રસંગ આપ્યો છે. એશિયા તેમ જ આફ્રિકા ખંડનાં રાષ્ટ્રોને તો એનો કડવો અનુભવ પૂરેપૂરો છે જ. ઘોડાને બીડમાંથી પકડી આણી, તબેલામાં બાંધી દીધો અને પછી એ મુક્ત રહેવાને યોગ્ય જ નથી એવું માણસે નક્કી કરી નાખ્યું. એટલું જ નહીં પણ જરા ચાલબાજી કરીને સપ્રમાણ સિદ્ધ પણ કરી બતાવ્યું. આ વાર્તાનું રહસ્ય શું છે એ આપણા લોકોને ઉકેલીને કહેવું પડે એવું નથી. આ વાતમાં બોધ છે એટલું જાણતાંવેંત વાચક એ બોધ સહેજે કાઢી લેશે.

ઘોડો યુદ્ધોપયોગી પ્રાણી છે, પણ ઝઘડાળુ પ્રાણી નથી; વનવગડામાં સ્વચ્છંદ વિહાર કરવા માટે ઉત્પન્ન થયેલું પ્રાણી છૂટું રહેવા યોગ્ય નથી એવું જે માણસે સિદ્ધ કર્યું તેના ચાતુર્યની બલિહારી જ માનવી રહી.

ઘોડાના અથવા ગધેડાના આગલા બે પગ બાંધી દઈ એમને છૂટા મૂકવાથી એમની ચાલવાની ગતિનું જે હાસ્યાસ્પદ રૂપ થાય છે એની તુલના મંડૂક-ગતિ સાથે કરી કવિએ પોતાની નિરીક્ષણશક્તિની અને વિનોદવૃત્તિની કમાલ કરી છે. અને છેવટે જ્યારે બ્રહ્મદેવને બનાવ્યા પછી માણસ કહે છે કે, 'હે આદિદેવ, માણસને માથે આ ઘણો વિષમ ભાર આવ્યો છે.' ત્યારે તો પશ્ચિમના લોકોના White Man's Burdenની એકદમ યાદ આવે છે.

ઘોડાને મારી મારીને સીધો કર્યા પછી ઘોડાની મનુષ્યભક્તિની વાહવા કરવી, ઘોડાનો સ્વભાવ તમારા ધર્મ જેવો જ ઠંડો છે એવી સાક્ષી આસપાસના લોકોએ આપવી એ બધું પણ આપણા હમેશના પરિચયનું જ છે.

* નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

હાથપગ બાંધી શકાય પણ મોઢું બંધ કરવું સહેલું નથી, એ વાત પણ બંગાળી કલમમાંથી નીકળી હોવાથી વિશેષ ધ્યાન ખેંચે છે.

ગુસ્સે થઈ કડવું અને તીખું તમતમતું લખવા કરતાં મીઠાશથી દોરેલાં આવાં રેખાચિત્રો અત્યંત અસરકારક બને છે અને તેમને લીધે સાહિત્યની શ્રીવૃદ્ધિ તો થાય જ છે.

## ૨૩. કર્તા-પુરુષનું ભૂત

૧

વૃદ્ધ કર્તા-પુરુષની મરણ વેળાએ દેશભરના બધા લોકો કહેવા લાગ્યા, 'તમારી પાછળ શું થશે અમારું ?'

આ સાંભળી એમને પણ દુઃખ થયું. લાગ્યું કે, 'ખરેખર, મારી પાછળ આ બધાંને શાંત કોણ રાખશે ?'

પણ મરણ થોડું જ ટળાય ? ત્યારે ભગવાને કૃપાળુપણે કહ્યું, 'ફિકર નહીં. ભાઈસાહેબ ભૂત થઈને જ આમને માથે બેસો. માણસને મરણ છે. ભૂતને તે પણ નથી.'

૨

દેશ આખાના લોકો સાવ નિશ્ચિંત થયા.

કેમ કે ભવિષ્યને માનો કે એની સાથે એની ચિંતા આવે જ છે. ભૂતને માનો એટલે કશી ચિંતા જ ન મળે, બધી જ બિચારી જઈને ભૂતને માથે પડે છે. તેમાં વળી ભૂતને માથું નહીં, એટલે માથાકૂટ પણ નહીં એને કોઈની.

તોયે સ્વભાવદોષને લીધે જે કોઈ પોતાની ચિંતા પોતે જ ઉપાડવા જાય છે તેના કાન ભૂત સારી પેઠે આમળે છે.

એ કાનખેંચ નથી ટાળી શકાતી અને નથી એનાથી દૂર નાસી જવાતું. એની સામે દાદફરિયાદ પણ ચાલતી નથી ને નથી તે વિશે ન્યાય માગી શકાતો.

દેશભરના લોકો ભૂત-ગ્રસ્ત બની આંખો મીંચીને ચાલે છે. દેશના તત્ત્વજ્ઞાની કહે, 'આમ આંખ બંધ કરીને ચાલવું એ જ દુનિયાનું ખરું — આદિમ ચાલવું છે. આને જ કહેવાય અદૃષ્ટની ચાલે ચાલવું. સૃષ્ટિના પહેલવહેલા, ચક્ષુ વગરના કીટાણુ આવી જ ચાલ ચાલતા; ઘાસમાં, વૃક્ષમાં આ જ ચાલનો ઇશારો ચાલુ છે.'

આ વિધાન સાંભળી ભૂતગ્રસ્ત દેશ પોતાનું આદિમ મૌલિકપણું અને સંસ્કારિતા અનુભવવા લાગ્યો. તેમાં જ એને આનંદ આવવા લાગ્યો.

ભૂતોનો પેશવા, ભૂતાવળની કેદનો દારોગા છે. આ કેદની ભીંતો આંખો વડે જોઈ શકાતી નથી, તેથી જ કેમે કરીને ધ્યાનમાં આવતું નથી કે આ ભીંતોમાં ખાતર પાડીને કેવી રીતે બહાર નીકળી આવી શકાય.

આ જેલખાનામાં જે ઘાણી સતત ફેરવવી પડે છે, તેમાંથી એક છટાંક પણ તેલ નીકળતું નથી કે જે બજારમાં વેચી શકાય. નીકળી નીકળીને નીકળે છે માત્ર માણસનું તેજ (–સ્વિતા). આ તેજ નીકળી ગયું કે માણસ તદ્દન જ શાન્ત પડે છે. તેથી ભૂતના રાજ્યમાં બીજું કાંઈ (અન્ન, યા વસ્ત્ર, યા સ્વાસ્થ્ય) રહે કે ન રહે, શાન્તિ તો રહે જ છે.

કેટલી આ શાન્તિ – આનું દૃષ્ટાંત આપવું હોય તો એ કે બીજા બધા દેશોમાં ભૂતોએ અતિરેક કર્યો કે લોકો અસ્થિર થઈને પંચાક્ષરી (ભૂવા)ની જ શોધ કરે છે; પણ અહીં તો એ પંચાત પણ નથી. કારણ એ પંચાક્ષરી ભૂવાને જ ભૂતે સૌ પહેલાં પછાડયા છે.

૩

આમ જ દિવસો વહી ગયા હોત અને ભૂત-શાસનતંત્ર વિશે કોઈનાયે મનમાં આશંકા જાગી ન હોત. ચિરકાળ સુધી હવે ગર્વ પણ ધારણ કરી શકાત કે આનું નસીબ પાળેલા ઘેટા જેવું ખૂંટીએ બાંધી રાખેલું છે. તે 'બેં' પણ નથી કરતું ને 'મેં' પણ કરી શકતું નથી. ગુપચુપ માટી પર પડી રહે છે. જાણે કાયમની જ માટી ન હોય!

માત્ર એ ક્ષુલ્લક વાત પરથી થોડોક ગોટાળો થઈ ગયો. તે એ કે પૃથ્વી પરના બીજા દેશના લોકો ભૂતગ્રસ્ત ન હતા. તેથી તે બધા દેશોમાં જે ઘાણીઓ ચાલે, તેમાંથી જે તેલ નીકળે, તે તેમના ભવિષ્યનાં રથચક્રોને ચાલતાં રાખવાના કામમાં આવે; – હૃદયનું રક્ત કાઢી ભૂતના ખપ્પરમાં રેડવા માટે નહીં. તેથી જ ત્યાંના માણસો ઠંડાગાર ન થયા. તેઓ ખૂબ જ જાગ્રત છે.

અહીં સ્વર્ગીય શાન્તિમાં ભૂતના આખા રાજ્યમાં 'શાન્ત છે આડોસીપાડોસી કે બાળ મારું પોઢે છે.'

આ બાળકને માટે આરામ, તેમ જ પાલકો માટે પણ આરામ; અને આડોસીપાડોસીની વાત તો કહી જ છે.

પણ એટલામાં 'ધાડપાડુ (બાર્ગી)* આવ્યા રે દેશમાં' !

નહીં તો તાલ બેસે શી રીતે? ઈતિહાસનું ચરણ જ લંગડું રહી જાય ને! દેશમાં જે જે શિરોમણિ ચૂડામણિ હતા તે બધાંને જ પૂછવામાં આવ્યું, 'આવું બન્યું જ કેમ?'

એ બધા ચોટલી ખંખેરી એકે અવાજે બોલ્યા, 'આ ભૂતનો વાંક નથી,

* નાગપુરના ભોંસલેનાં મરાઠા સૈન્યો બંગાળ પર વારંવાર હુમલો કરતાં. એ બીકે કલકત્તા પાસે અંગ્રેજોએ એક ખાઈ ખોદી હતી જેને 'મરાઠા ડિચ' કહેતા. તે વખતે મરાઠા 'બારગિર'(ધાડપાડુ)ની એવી તો ધાક બેઠી હતી કે બાળકને ઊંઘાડતી વેળાએ 'જો પેલો હાઉ આવ્યો' એમ કહેવાને બદલે 'વર્ગી એલો દેશે' એમ કહેતા. બારગિરનું બંગાળીમાં 'બોર્ગી' થયું છે,

ભૂતગ્રસ્ત દેશનોય વાંક નથી; વાંક તો એકમાત્ર લૂંટારુનો જ. લૂંટારુઓ આવે જ શા સારુ ?'

આ સાંભળી બધા જ બરાડી ઊઠ્યા, 'ખરી વાત, ખરી વાત.' અને તેમને ખૂબ 'હાશ' જેવું લાગ્યું.

વાંક ગમે તેનો હોય, ઘરને પાછલે દરવાજે, આસપાસ ફેરા ખાય છે ભૂતનો સિપાઈડો; અને ગામની આગળને રસ્તે, ઘાટે-વાટે આંટા મારે છે અ-ભૂતનો સિપાઈડો. ગૃહસ્થલોક ઘરમાં રહે તોયે સંકટ અને બહાર તો બિલકુલ નીકળાય જ નહીં. એક તરફથી એક બરાડે છે 'કર દે' તો બીજી તરફ બીજો પુકારે છે 'વેરો દે.'

હવે પ્રશ્ન આવી ઝઝૂમે છે કે 'કરવેરો તે અપાય ક્યાંથી ?'

આટલા દિવસ સતત, ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ ચારે બાજુથી વિવિધ જાતનાં પક્ષીઓનાં ટોળેટોળાંએ આવીને બધું જ ધાન્ય નાશ કરી નાખ્યું ત્યારે કોઈને જ ભાન ન હતું. દુનિયામાં જે જે ભાનમાં હતા તેમને પડછાયે પણ આ લોકો ઊભા ન રહેતા. પ્રાયશ્ચિત્ત કરવું પડે ને ! પણ પેલા લોકો તો આમની સાથે બહુ જ પાસે આવવાના પ્રયત્નો કરે છે અને વળી પ્રાયશ્ચિત્ત પણ કરતા નથી. શિરોમણિઓનાં અને ચૂડામણિઓનાં જૂથ પોથીઓ ઉથલાવીને કહે છે કે, 'જે બેભાન છે, બેશુદ્ધ છે તે જ પવિત્ર છે. જે શુદ્ધિમાં છે તે લોકો અશુચિ છે. તેથી શુદ્ધિમાં રહેલાઓ પ્રતિ ઉદાસીન રહેજો.' प्रबुद्धमिव सुप्त: ।

એ બધું ખરું, પણ આ પ્રશ્ન કાંઈ ઉલાળી દઈ શકાય એવો નથી – 'કરવેરો અપાય ક્યાંથી ?'

સ્મશાન પરથી, મસાણ પરથી ઊઠતા વાવંટોળિયાની અંદરથી 'હી હી' કરતો આ પ્રશ્નનો જવાબ આવે છે, 'આબરૂ આપી, ઇજ્જત આપી, ઇનામ આપી, હૃદયનું લોહી આપી'

પ્રશ્નમાત્રની એવી એક કુટેવ હોય છે કે જ્યારે આવે ત્યારે એકલા આવતા નથી. તેથી બીજો એક સવાલ ઊભો થાય છે, 'ભૂતનું શાસન જ અંતકાળ સુધી શા માટે નભે ?'

આ સાંભળી હાલરડું ગાનારી રૂઢિજડ માશીઓ, ફોઈઓ અને દાદીઓનું ટોળું કાન પર હાથ દઈને કહે છે, 'શિવ શિવ ! આવો સવાલ તો બાપજન્મારે કોઈ દિવસ સાંભળ્યો નથી હોં. આવું થાય તો અમારી સનાતન નીંદર, એ આદિમતમ, બધાં જ જાગરણો કરતાં પણ પ્રાચીનતમ નીંદર, તે આપણી નીંદરનું બિચારીનું શું થશે !'

પ્રશ્ન કરનાર પૂછે છે, 'એ તો બધું ઠીક. પણ આ આધુનિકતમ પંખીઓનાં ટોળાંનું અને આ ઉપસ્થિતતમ ડાકુઓનાં ટોળાંનું કરવું તે શું ?'

માશી-ફોઈબા કહે છે, 'પંખીઓના ટોળાને કૃષ્ણ-નામ સંભળાવીશું અને લૂંટારુઓની ટોળીઓને પણ.'

યુવાન લોહી ઊછળી અર્વાચીન ઉદ્ધત બનીને બોલ્યું, 'ફાવે તે કરીશું પણ ભૂતને તો ભગાવીશું જ.'

ભૂતનો કારભારી ડોળા કાઢી કહે છે, 'ચૂપ, હજી ઘાણી કાંઈ અટકી નથી.'

આ સાંભળી દેશના યુવકો સ્તબ્ધ થાય છે અને પછી પાસું ફેરવી સૂઈ જાય છે.'

મુદ્દાની વાત એ કે ડોસા કર્તાહર્તારામ જીવતા પણ નથી અને મર્યા પણ નથી. ભૂત બનીને બેઠા છે, દેશને તે હચમચાવીયે દેતા નથી અને છોડીને જતાયે નથી.

દેશના બેચાર માણસો — જે દહાડે તો પેશવાની બીકે ચૂં કે ચાં કરતા નથી — તેઓ જ મધ્યરાતે હાથ જોડી કહે છે, 'હે કર્તામહારાજ! હજીયે છોડી જવાનો વખત થયો જ નથી કે?'

કર્તારામ કહે છે, 'અરે મૂરખાઓ! મારે તે પકડી બેસવું શું અને છોડવું કેવું. તમે છોડો કે હું છૂટયો જ છું.'

તે કહે, 'પણ બીક લાગે છે હોં કે, કર્તામહારાજ.'

કર્તારામ કહે, 'ત્યાં જ તો બેસે છે, ભૂત.'

*

## નિરૂપણ — 'કર્તાર ભૂત'નું

'પૂર્વજોએ જે રીતરિવાજ કરી આપ્યા (ચીલો પાડી આપ્યો), તે તોડવા શી રીતે? આપણા પૂર્વજો શું ડાહ્યા ન હતા?' એમ કહી જૂની રૂઢિને વળગી રહેનારા આપણા લોકો ઉપરની વાર્તા સહેજે સમજી શકશે.

સ્વરાજના દિવસોમાં પાંત્રીસ-ચાળીસ વરસના એક તરુણને ચળવળમાં ભાગ લેવા માટે હું સમજાવતો હતો. એટલામાં એના વૃદ્ધ પિતા આવ્યા અને કહેવા લાગ્યા, 'જે કાંઈ કહેવું હોય તે મને કહો. આ નાના છોકરાને શું કહો છો?' મેં નમ્રતાપૂર્વક કહ્યું, 'તમારા પુત્રને બે બાળકો પણ થયાં છે. તેઓ કાંઈ સાવ નાના બાળક નથી. દેશ પ્રત્યેનું કર્તવ્ય એમને શું ન સમજાવવું જોઈએ?'

ડોસાકાકા ચિડાઈને બોલ્યા, 'ના. હું જીવું છું ત્યાં સુધી ઘરનો કર્તાપુરુષ હું છું, બધાંએ મારા કહ્યા પ્રમાણે ચાલવાનું છે. હું છું ત્યાં સુધી વિચાર કરવાનો અધિકાર પણ મારા દીકરાને ન હોય.'

'ત્યારે પછી અમારે ભગવાન આગળ શી પ્રાર્થના કરવી?' મેં જરા ખિજાઈને અને કંઈક ટીખળથી પૂછયું.

મારા પ્રશ્નનો સનાતન અને અચૂક જવાબ રવિબાબુની ઉપરની કથામાં છે.

પ્રાચીનકાળના સ્મૃતિકારોએ બધી જ વસ્તુઓ કાયમની નક્કી કરી દીધી છે. પોતે કરી આપેલી વ્યવસ્થાના રૂપમાં આપણા બધા પૂર્વજો આપણા માથે સવાર થયા છે. માનવસ્વભાવની શિથિલતાને કારણે જૂની વ્યવસ્થા ઢીલી પડે એટલી ખરી, બહારથી આવેલા પરદેશી લોકોનો પુરુષાર્થ જે ફેરફાર જોરજુલમથી આણે

તે ભલે આવે, પણ આપણા લોકો પોતે થઈને કાંઈ વિચાર કરવાના નહીં, અને પરિવર્તન તો સ્વેચ્છાએ નહીં જ કરે.

ભૂતકાળની ભૂતાવળનું રાજ્ય બેખટક ચાલતું ત્યાં પરદેશી લોકોના સવારો આવી કટક ચડાવી 'ખાજના' એટલે કે કર માગવા લાગ્યા ત્યારે પંચાત થઈ પડી કે 'ખાજના દિબો કિસે?' (કર આપીએ શી રીતે?) 'બુલબુલિતે ધાન ખેયે છે... ધાન ફુરોલો, પાન ફુરોલો ખાજનાર ઉપાય કિ!' આનો ઉત્તર વાવંટોળે આપ્યો જ છે, 'આબરૂ દઈને, ઇજ્જત દઈને, ઈમાન દઈને, હૃદયનું રક્ત દઈને.'

આપણી ભૂતપરાયણ સમાજવ્યવસ્થાને લીધે આપણે કેટલીયે પેઢીઓ પારતંત્ર્યમાં ગાળી. હવે આપણે માંડ સ્વતંત્ર થયા છીએ. ગાંધીજીએ આપણને કહ્યું કે આપણે અંગ્રેજોની પકડમાં નથી, આપણે જ તેમને વળગી રહ્યા છીએ, જકડી રાખ્યા છે. આપણે છોડીએ કે તેઓ છૂટયા જ છે.

માથા પરનું એક ભૂત હવે દૂર થયું છે. હવે સામાજિક રૂઢિ, જાતિ જાતિ વચ્ચેનો ઊંચનીચ ભાવ અને આર્થિક અસમાનતાનાં ભૂતોને આપણે છોડી દેવાં રહ્યાં.

## ૨૪. પોપટની કેળવણી

૧

એક હતું પંખી. તે હતું સાવ અનાડી. એ ગીત ગાય, શાસ્ત્ર વાંચે નહીં. કૂદકા મારે, ઉડ્ડયન લગાવે; પણ જાણે નહીં કે કાયદાકાનૂન શી ચીજ છે.

રાજા કહે, 'આવું પંખી તો સાવ નકામું. અને વળી વનનાં ફળો સફાચટ કરીને રાજપેઠના ફળબજારને નુકસાન પહોંચાડે છે.'

મંત્રીને બોલાવી કહ્યું, 'આપો આ પક્ષીને શિક્ષણ.'

૨

પક્ષીને કેળવવાનું કામ રાજાના ભાણેજને માથે આવી પડયું.

પંડિતોએ (રૉયલ કમિશનમાં) બેસી રીતસરની ચર્ચા કરી. સવાલ એ હતો કે, 'આ જીવના અજ્ઞાનનું કારણ શું?'

નિર્ણય થયો કે, મામૂલી ઘાસ-તરણાંનો માળો પક્ષીઓ બાંધે છે, તેથી તેમાં ઝાઝી વિદ્યા માતી નથી. अत एव સૌથી મહત્ત્વની વાત એ કે સારુંસરખું પાંજરું બનાવવું જોઈએ.

રાજપંડિતો દક્ષિણા લઈને પ્રફુલ્લ મને પોતાને ઘેર પાછા ફર્યા.

૩

સોની બેઠો સોનાનું પાંજરું ઘડવા. પાંજરું એવું તો અપ્રતિમ બન્યું કે એ જોવા દેશવિદેશના લોકો ઊલટયા. કોઈ કહે, 'શિક્ષણની તો ભાઈ કમાલ થઈ હોં.' કોઈ કહે, 'કેળવણી મળે કે ન મળે, પાંજરું તો થયું. પંખી ભાગ્યશાળી તો ખરું.'

સોનીને થેલીઓ ભરી ભરીને બક્ષિસ મળી. ખુશ થઈને એણે તરત જ ચાલવા માંડયું પોતાના ઘર તરફ.

પંડિતો બેઠા પંખીને વિદ્યા પઢાવવા. તપકીર નાકમાં ખોસતાં પંડિત બોલ્યા, 'બેચાર પોથીઓથી આ કામ કાંઈ પતે એવું નથી.'

એટલે ભાણેજે ગ્રંથલેખકોને નોતર્યા. તેમણે પોથીઓની નકલો અને નકલોની નકલો કરીને પોથીઓનો પર્વત રચ્યો. જે જુએ તે બોલી ઊઠે, 'શાબાશ, વિદ્યાની પરાકાષ્ઠા થઈ!'

લેખકોના નોકરચાકર હજૂરિયાઓને ઇનામો મળ્યાં; ગાડાં ભરી ભરીને તેઓએ તરતાતરત ઘર તરફ દોટ મૂકી. ખાવાપીવાની ચિંતા હવે એમને રહી ન હતી.

આ બહુમૂલ્ય પાંજરાની સાચવણી માટે તો ભાણેજરાજે હદ જ કરી. સંમારકામ, સાંધકામ તો અખંડ ચાલુ હતું. તે ઉપરાંત ઝાડઝૂડ, સાફસૂફ, પૉલિશ વગેરેની ધામધૂમ જોઈ બધાં જ કહેવા લાગ્યાં, 'ઉન્નતિ થાય છે ખરી.' ઘણા ઘણા લોકો આ કામ માટે રોકવામાં આવ્યા અને તેથીયે વધારે ભરતી થઈ એમના પર દેખરેખ રાખનારાઓની.

મહિનાને અંતે ખોબો ભરી ભરીને મળનારા પગારો વડે તેમણે પોતાની પેટીઓ પણ ભરી કાઢી.

તેઓ અને તેમનાં સગાંવહાલાં, મસિયાઈ, પિત્રાઈ બધા મોટી મોટી હવેલીઓમાં ગાદીતકિયા નાખી બિરાજ્યા.

૪

જગતમાં બીજી ઊણપો અગણિત છે પણ નિંદકોનો માત્ર તોટો નથી. તેઓ કહે, 'પાંજરાની ઉન્નતિ થાય છે ખરી, પણ પંખીની સારસંભાળ કોઈ જ રાખતું નથી.'

વાત રાજાજીને કાને ગઈ. એમણે ભાણેજરાજને બોલાવીને પૂછયું, 'આ હું શું સાંભળું છું?'

ભાણેજરાજ બોલ્યા, 'સત્ય જાણવું જ હોય તો બોલાવો સોનીઓને, પંડિતોને, લેખકોને; બોલાવો પેલા સમારકામ – સાંધકામ કરનારાઓને અને સમારકામની દેખરેખ કરતાં ફરે છે તે બધાંને પણ. નિંદકોને ઉચાપત કરવાનું મળતું નથી તેથી જ આવી હલકી વાતો કહે છે તેઓ.'

જવાબ સાંભળી રાજાસાહેબના ભેજામાં પ્રકાશ પડયો અને તરત જ ભાણેજરાજના ગળામાં સોનાનો હાર ચડયો.

૫

કેળવણી કેવી ભયંકર ગતિએ ચાલી હશે એ જાતે જોવાની રાજાસાહેબને ઊર્મિ ઊઠી. એક દહાડો પોતાના સખા-સોબતીઓ, સભાસદ વગેરે લાગતાવળગતાઓ સાથે તેઓ શિક્ષામંદિરમાં આવી ઉપસ્થિત થયા. રાજાની સવારી આવતાં જ મહાદ્વાર પાસે શંખ, ઘંટા, ઢોલ, તાસાં, નગારાં, પિપૂડી, શરણાઈ, ભેરી, ઝાંઝ, મૃદંગ અને કરતાલ મુખરિત થઈ ઊઠયાં. પંડિતવર્ગ ઘાંટો કાઢી, ચોટલી ઝાટકીને મંત્ર-

પાઠ કરવા લાગ્યો. મિસ્ત્રી, મજૂર, સોની, લેખક, વ્યવસ્થાપક અને મામાના દીકરા, ફુઆના દીકરા, પિત્રાઈ, મસિયાઈ ભાઈઓ બધાઓએ જયજયકાર કર્યા.

ભાણેજ બોલ્યો, 'મહારાજ, જોયોને આ બધો સમારોહ?'

મહારાજ કહે, 'વાહ! શબ્દ તો કાંઈ ઓછો થતો નથી!'

ભાણેજ કહે, 'માત્ર શબ્દ જ નહીં, તેની પાછળ અર્થ પણ કાંઈ ઓછો નથી.'

રાજાસાહેબ બેહદ ખુશ થઈને મહાદ્વારેથી બહાર આવી જેવા હાથી પર બેસવા જાય છે તે જ વખતે ઝાડીમાં સંતાઈ બેઠેલો નિંદક બરાડયો, 'મહારાજ, પક્ષીને જોયું કે?'

રાજા ચમક્યો. કહે, 'ખરેખર, ધ્યાનમાં જ ન આવ્યું! પક્ષીને જોવાનું તો રહી જ ગયું.'

પાછા આવી પંડિતોને કહ્યું, 'પક્ષીને તમે કઈ રીતે શીખવો છો તે પદ્ધતિ જોવી છે મારે.'

જોવાનું પૂરું થયું. નયનો કૃતાર્થ થયાં. શિક્ષણની પ્રગતિ પક્ષી કરતાં પણ એટલી મોટી હતી કે પક્ષી તો ક્યાંય દેખાય જ નહીં. લાગે કે એને ન જોઈએ તોયે ચાલે. રાજાસાહેબે જાણી લીધું કે વ્યવસ્થામાં વાંક કઢાય એવું તો છે જ નહીં. પાંજરામાં ન મળે દાણા કે ન મળે પાણી. ભારેભાર પોથીઓમાંથી માત્ર પાનાં-ઓના ઢગલાના ઢગલા ફાડી લેખણીના છેડા વતી પક્ષીના મોંમાં ભરાતા જાય છે. ગાયન તો બંધ જ — ચીસ પાડવા પૂરતી ફાટ પણ પુરાઈ ગયેલી જોઈ શરીરનાં રુંવાડાં જ ઊભાં થઈ જાય.

આ વખતે રાજાસાહેબ હાથી પર ચડતા ચડતા 'કાન-ઉખેડ' સરદાર બહાદુરને બજાવીને કહેતા ગયા કે નિંદકના કાન બરાબર આમળવા જોઈએ.

૬

શિષ્ટાચારના સભ્ય નિયમો નીચે પંખી દિવસે દિવસે અધમૂઉં થવા લાગ્યું. પાલકોને આ વાત સારી આશાજનક લાગી. તોયે સ્વભાવદોષને લીધે સવારના પહોરમાં પંખી પ્રકાશ તરફ જુએ છે અને અસભ્ય રીતે પાંખ ફફડાવે છે. એટલું જ નહીં, પણ કોઈક વાર દેખાઈ આવે છે કે એ પોતાની દુર્બળ ક્ષીણ ચાંચ વડે પાંજરાના સળિયા કાપવાનો પ્રયત્ન પણ કરે છે.

કોટવાલ કહે, 'શી આ બે-અદબી!'

એટલે પછી શિક્ષણ વિભાગમાં ધમણ, હથોડી અને અગ્નિ લઈને લુહાર હાજર થયો અને પછી શા ચાલ્યા ધડાધડ ઘણના ઘા! લોખંડની સાંકળ તૈયાર થઈ અને પંખીની પાંખ પણ કપાઈ.

રાજાના સગાંસંબંધી મોઢું વકાસી માથું હલાવતા બોલ્યા, 'આ રાજ્યમાં પંખીઓને કેવળ અક્કલ નથી એટલું જ નહીં, પણ કૃતજ્ઞતા પણ નથી.'

આ વખતે પંડિતોએ એક હાથમાં લેખણી અને એક હાથમાં બરછી લઈ

એવું તો કાંડ શરૂ કર્યું કે એને 'પાઠ શીખવવો' કહી શકાય.

લુહારનો ધંધો ખૂબ વિકસ્યો અને લુહારપત્નીને અંગે સોનું ચડયું. કોટવાલની દક્ષતા જોઈ રાજાએ એને સરપાવ આપ્યો.

૭

પંખી મરી ગયું. કયારે તે પણ કોઈના ધ્યાનમાં આવ્યું નહી. કમબખ્ત નિંદકોએ માત્ર બુમરાણ મચાવ્યું, 'પંખી મરી ગયું!'

ભાણેજને બોલાવી રાજાસાહેબે પૂછયું, 'ભાણેજ, આ શું સાંભળું છું હું?'

ભાણેજ કહે, 'મહારાજ, પંખીનું શિક્ષણ પૂરું થયું.'

રાજાએ પૂછયું, 'ત્યારે હવે એ કૂદકા મારે છે કે?'

ભાણેજ કહે, 'ના રે.'

'ઊડે છે ને?'

'અંહં.'

'ગાતું હશે ત્યારે.'

'અંહં.'

'દાણા ન મળે એટલે બુમરાણ કરે છે?'

'અંહં.'

રાજા બોલ્યો, 'એક વાર પંખીને મારી સામે લઈ આવો જોઈએ.'

પંખી આવ્યું. સાથે આવ્યો કોટવાલ, આવ્યા સિપાઈ પ્યાદા, આવ્યું ઘોડદળ, પાયદળ. રાજાએ પંખીને દબાવી જોયું. એણે ચૂં કે ચાં ન કરી. માત્ર એના પેટમાંનાં પોથીનાં કોરાં પાનાં ખસખસ અવાજ કરવા લાગ્યાં.

બહાર નવ વસંતના મલયસમીરે, કૂંપળના દીર્ઘ નિશ્વાસે મુકુલિત વનમાં ચોમેર વ્યાકુળતા ફેલાવી દીધી.

**પ્રસંગ — 'તોતા કાહિની'નો**

અંગ્રેજોએ હિંદુસ્તાનની શિક્ષણપદ્ધતિ સુધારવા માટે એક વાર બાદશાહી કમિશન નીમ્યું. તે વખતે 'અંગ્રેજી શિક્ષણના મૂળમાં અંગ્રેજી રાજયકર્તાનો હેતુ જ શુદ્ધ નથી, તેથી આપણા રાષ્ટ્રનું શિક્ષણ આપણે પોતાના જ હાથમાં લેવું જોઈએ' એવા વિચારે દેશમાં જોર પકડયું હતું.

આવે વખતે કવિવરે ઉપરનું તીખું તમતમતું વ્યંગચિત્ર દોર્યું હતું. એનું અંગ્રેજી કરી પુસ્તકરૂપે પ્રગટ પણ કર્યું હતું.

## ૨૫ અસ્પષ્ટ

બારીની ફાટોમાંથી દેખાય છે સામેના ઘરની જીવનયાત્રા. રેખા અને છેદ, દેખાવું અને ન દેખાવું મળીને બનેલું એ ચિત્ર.

એક દિવસ અભ્યાસનું પુસ્તક એમ ને એમ પડી રહ્યું. વનમાળીની આંખો તે દિશામાં દોડી ગઈ.

તે દિવસે એને દેખાયાં તે ઘરના નિત્યના વહેવારના પટ પર બે નવાં જ સોગટાં. એક હતી પ્રૌઢ વિધવા, જ્યારે બીજીનું વય હશે સોળ અથવા સત્તરનું.

પ્રૌઢા બારી પાસે બેસીને પેલી છોકરીના વાળ ઓળે છે અને છોકરીની આંખોમાંથી ચોધાર આંસુ વહ્યા કરે છે.

ફરી એક દિવસ દેખાયું કે વાળ ઓળનારું માણસ છે જ નહીં. તે છોકરી સાંજના ઓસરતા પ્રકાશમાં વાંકી વળીને એક જૂની છબીની ફ્રેમ પાલવથી લૂછે છે એવું જણાયું.

ત્યાર પછી બારીની ફાટોમાંથી દેખાય છે તેણીના જીવનનો પ્રવાહ. ખોળામાં સૂપડું લઈ દાળ વીણવી, સૂડીથી સોપારી કાતરવી, સ્નાન પછી ડાબા હાથે વાળ હલાવી સૂકવવા, અટારીના કઠેરા પર ગોદડી ગાદી તડકે નાખવી.

બપોરની વેળાએ પુરુષો હોય છે ઑફિસમાં; સ્ત્રીઓમાંથી કોઈ ઊંઘે છે તો કોઈ પાનાં રમે છે; તેમ જ અગાસી પર કબૂતર-ઘરમાં પારેવાનું ગુટર્ગૂં, ગુટર્ગૂંનું મંદ કૂજન ચાલે છે.

એવે વખતે પેલી છોકરી અગાસી પરની સીડીવાળી ઓરડીમાં પગ લાંબા કરી પુસ્તક વાંચે છે, કોઈક દિવસે ચોપડી પર કાગળ મૂકી પત્ર લખે છે. તેના છૂટા વાળ કપાળ પર લટકતા હોય છે અને આંગળીઓ જાણે ચાલતાં ચાલતાં પત્રના કાનમાં અંતરની વાતો કહેતી જાય છે.

એક દિવસ આમાં ખંડ પડ્યો. તે દિવસે એણે થોડો વખત પત્રલેખનમાં ગાળી થોડો વખત લેખણી સાથે રમ્યા કર્યું હતું; તે જ વખતે એક કાગડો અટારીના કઠેરા પર બેસી અડધી ખાધેલી કેરીનો એઠો ગોટલો ચાંચ મારી મારીને ખાતો હતો.

એવે વખતે જાણે પંચમીની અન્યમના ચંદ્રકિનારની પાછળથી પગરવ કર્યા વિના એક વાદળ આવી ઊભું. તે હતી એક પુખ્ત બાઈ. તેના જાડા જાડા હાથમાં જાડી ભારે બંગડીઓ, તેના આગળના વાળ આછા હતા અને સેંથામાં હતી પહોળી કંકુની રેખા.

બાલિકાના ખોળામાંનો એનો એ અપૂર્ણ પત્ર પેલીએ અચાનક આંચકી લીધો. જાણે બાજપક્ષીએ પારેવા પર તરાપ મારી હોય.

હવે એ છોકરી અગાશી પર ઝાઝી દેખાતી નથી. કદી શાન્ત ગંભીર રાત્રે, તો કદી સવારે તો કદી સાંજે એ ઘરમાંથી જે આભાસ મળે છે, તે પરથી લાગે છે કે તેણીના સંસારના તળિયાને ફોડી જાણે કોઈ ભૂકંપ જ બહાર નીકળવા સારુ મથે છે.

અહીં બારીની ફાટોમાંથી તે જ દાળ વીણવાનું ને તે જ પાનબીડાં તૈયાર કરવાનું ચાલુ છે. ક્ષણે ક્ષણે દૂધની કઢાઈ લઈને પેલી છોકરી આંગણામાંના નળ પર સતત આવજા કરે છે.

*

આમ જ બીજા થોડા દિવસ ગયા. તે કાર્તિક મહિનાની સંધ્યાકાળ હતી; અટારીમાં કાગળ-દીવો પ્રકાશતો હતો. તબેલામાંથી નીકળનારો ધુમાડો અજગરની જેમ વળાંક લઈ લઈને આકાશને જાણે ગૂંગળાવી દેતો હતો.

વનમાળીએ બહારથી પાછા આવી બારી ઉઘાડી ત્યારે પેલી છોકરી અટારી પર હાથ જોડી સ્વસ્થ ઊભી રહેલી એણે જોઈ. તે વખતે પાસેના જ મલ્લિકના મંદિરમાં આરતીની ઘંટડી વાગતી હતી. ઘણી વાર પછી જમીન પર બેસી વારંવાર માથું ટેકવી એણે પ્રણામ કર્યા; અને પછી તે ચાલી ગઈ.

તે જ દિવસે વનમાળીએ નીચે જઈને પત્ર લખ્યો અને લખી રહેતાં વેંત પોતે જ જઈ ડાકની પેટીમાં નાખી આવ્યો. રાત્રે પથારીમાં પડ્યા પડ્યા હૃદયથી ઇચ્છવા લાગ્યો કે એ પત્ર ન મળે, ન પહોંચે તો સારું. સવારે ઊઠીને એ પેલા ઘર તરફ માથું ઊંચું કરીને જોઈયે ન શક્યો.

તે જ દિવસે વનમાળી મધુપુર ચાલ્યો ગયો; ક્યાં જાય છે તે કોઈનેય કહી ગયો નહીં.

*

કૉલેજ ઊઘડવાના અરસામાં એ પાછો આવ્યો. સાંજનો વખત હતો. સામેનું ઘર નીચેથી ઉપર સુધી બંધ હતું, સર્વત્ર અંધકાર હતો. પછી ત્યાંના લોકો ગયા હશે ક્યાં ?

વનમાળીથી બોલાઈ જવાયું, 'ચાલો, ઠીક જ થયું.'

ઘરમાં જઈને જોય છે તો પત્રોનો ઢગલો. સૌથી નીચેના પત્ર પરનું સરનામું સ્ત્રીના અક્ષરમાં લખાયેલું હતું. અજાણ્યા હસ્તાક્ષર, તેના પર પડોશની જ પોસ્ટ-ઑફિસની છાપ.

એણે પત્ર હાથમાં લીધો અને એમ ને એમ બેસી રહ્યો. પરબીડિયું ફોડ્યું સુધ્ધાં નહીં. ફક્ત અજવાળા તરફ ઊંચો કરીને એણે જોયું. બારીની ફાટોમાંથી જીવનયાત્રાનું જેવું અસ્પષ્ટ ચિત્ર, તેવા જ આવરણ પાછળના એ અસ્પષ્ટ અક્ષરો.

એક વાર ઉઘાડવા ગયો, ત્યાર પછી તરત એણે તે પેટીમાં મૂકી તાળું દીધું; અને પ્રતિજ્ઞાપૂર્વક બોલ્યો, 'આ પત્ર હું કદી—કદી જ ઉઘાડવાનો નથી.'

*

## નિરૂપણ — 'અસ્પષ્ટ'નું

કોઈ પુરાણ-વસ્તુ સંગ્રહાલયમાં આપણે મૂર્તિના અવશેષ જોઈએ છીએ. મૂર્તિ સુંદર અને મોહક હોવાથી આપણું ધ્યાન તેના પર ચોંટે છે. પણ ગમે તેવી તોયે ખંડિત મૂર્તિનો અવશેષ જ એ ! આખી મૂર્તિ કેવી હશે એની સ્પષ્ટ કલ્પના આવતી નથી. આપણે મનથી અનેક પ્રકારે તે મૂર્તિ પૂરી કરીએ છીએ. આમ પણ હોય અને તેમ પણ હોઈ શકે એમ મનમાં 'भवति न भवति' ચાલે છે. એકાદ ઘટનાનો થોડોક પુરાવો હાથમાં આવે અને એટલા પરથી આખી ઘટનાનો

એક દિવસ અભ્યાસનું પુસ્તક એમ ને એમ પડી રહ્યું. વનમાળીની આંખો તે દિશામાં દોડી ગઈ.

તે દિવસે એને દેખાયાં તે ઘરના નિત્યના વહેવારના પટ પર બે નવાં જ સોગટાં. એક હતી પ્રૌઢ વિધવા, જ્યારે બીજીનું વય હશે સોળ અથવા સત્તરનું.

પ્રૌઢા બારી પાસે બેસીને પેલી છોકરીના વાળ ઓળે છે અને છોકરીની આંખોમાંથી ચોધાર આંસુ વહ્યા કરે છે.

ફરી એક દિવસ દેખાયું કે વાળ ઓળનારું માણસ છે જ નહીં. તે છોકરી સાંજના ઓસરતા પ્રકાશમાં વાંકી વળીને એક જૂની છબીની ફ્રેમ પાલવથી લૂછે છે એવું જણાયું.

ત્યાર પછી બારીની ફાટોમાંથી દેખાય છે તેણીના જીવનનો પ્રવાહ. ખોળામાં સૂપડું લઈ દાળ વીણવી, સૂડીથી સોપારી કાતરવી, સ્નાન પછી ડાબા હાથે વાળ હલાવી સૂકવવા, અટારીના કઠેરા પર ગોદડી ગાદી તડકે નાખવી.

બપોરની વેળાએ પુરુષો હોય છે ઑફિસમાં; સ્ત્રીઓમાંથી કોઈ ઊંઘે છે તો કોઈ પાનાં રમે છે; તેમ જ અગાસી પર કબૂતર-ઘરમાં પારેવાનું ગુટર્ગૂં, ગુટર્ગૂંનું મંદ કૂજન ચાલે છે.

એવે વખતે પેલી છોકરી અગાસી પરની સીડીવાળી ઓરડીમાં પગ લાંબા કરી પુસ્તક વાંચે છે, કોઈક દિવસે ચોપડી પર કાગળ મૂકી પત્ર લખે છે. તેના છૂટા વાળ કપાળ પર લટકતા હોય છે અને આંગળીઓ જાણે ચાલતાં ચાલતાં પત્રના કાનમાં અંતરની વાતો કહેતી જાય છે.

એક દિવસ આમાં ખાંડ પડ્યો. તે દિવસે એણે થોડો વખત પત્રલેખનમાં ગાળી થોડો વખત લેખણી સાથે રમ્યા કર્યું હતું; તે જ વખતે એક કાગડો અટારી-ના કઠેરા પર બેસી અડધી ખાધેલી કેરીનો એઠો ગોટલો ચાંચ મારી મારીને ખાતો હતો.

એવે વખતે જાણે પંચમીની અન્યમના ચંદ્રકિનારની પાછળથી પગરવ કર્યા વિના એક વાદળ આવી ઊભું. તે હતી એક પુખ્ત બાઈ. તેના જાડા જાડા હાથમાં જાડી ભારે બંગડીઓ, તેના આગળના વાળ આછા હતા અને સેંથામાં હતી પહોળી કંકુની રેખા.

બાલિકાના ખોળામાંનો એનો એ અપૂર્ણ પત્ર પેલીએ અચાનક આંચકી લીધો. જાણે બાજપક્ષીએ પારેવા પર તરાપ મારી હોય.

હવે એ છોકરી અગાશી પર ઝાઝી દેખાતી નથી. કદી શાન્ત ગંભીર રાત્રે, તો કદી સવારે તો કદી સાંજે એ ઘરમાંથી જે આભાસ મળે છે, તે પરથી લાગે છે કે તેણીના સંસારના તળિયાને ફોડી જાણે કોઈ ભૂકંપ જ બહાર નીકળવા સારુ મથે છે.

અહીં બારીની ફાટોમાંથી તે જ દાળ વીણવાનું ને તે જ પાનબીડાં તૈયાર કરવાનું ચાલુ છે. ક્ષણે ક્ષણે દૂધની કઢાઈ લઈને પેલી છોકરી આંગણામાંના નળ પર સતત આવજા કરે છે.

*

આમ જ બીજા થોડા દિવસ ગયા. તે કાર્તિક મહિનાની સંધ્યાકાળ હતી; અટારીમાં કાગળ-દીવો પ્રકાશતો હતો. તબેલામાંથી નીકળનારો ધુમાડો અજગરની જેમ વળાંક લઈ લઈને આકાશને જાણે ગૂંગળાવી દેતો હતો.

વનમાળીએ બહારથી પાછા આવી બારી ઉઘાડી ત્યારે પેલી છોકરી અટારી પર હાથ જોડી સ્વસ્થ ઊભી રહેલી એણે જોઈ. તે વખતે પાસેના જ મલ્લિકના મંદિરમાં આરતીની ઘંટડી વાગતી હતી. ઘણી વાર પછી જમીન પર બેસી વારંવાર માથું ટેકવી એણે પ્રણામ કર્યા; અને પછી તે ચાલી ગઈ.

તે જ દિવસે વનમાળીએ નીચે જઈને પત્ર લખ્યો અને લખી રહેતાં વેંત પોતે જ જઈ ડાકની પેટીમાં નાખી આવ્યો. રાત્રે પથારીમાં પડયા પડયા હૃદયથી ઇચ્છવા લાગ્યો કે એ પત્ર ન મળે, ન પહોંચે તો સારું. સવારે ઊઠીને એ પેલા ઘર તરફ માથું ઊંચું કરીને જોઈયે ન શકયો.

તે જ દિવસે વનમાળી મધુપુર ચાલ્યો ગયો; કયાં જાય છે તે કોઈનેય કહી ગયો નહીં.

*

કૉલેજ ઊઘડવાના અરસામાં એ પાછો આવ્યો. સાંજનો વખત હતો. સામેનું ઘર નીચેથી ઉપર સુધી બંધ હતું, સર્વત્ર અંધકાર હતો. પછી ત્યાંના લોકો ગયા હશે કયાં ?

વનમાળીથી બોલાઈ જવાયું, 'ચાલો, ઠીક જ થયું.'

ઘરમાં જઈને જોય છે તો પત્રોનો ઢગલો. સૌથી નીચેના પત્ર પરનું સરનામું સ્ત્રીના અક્ષરમાં લખાયેલું હતું. અજાણ્યા હસ્તાક્ષર, તેના પર પડોશની જ પોસ્ટ-ઑફિસની છાપ.

એણે પત્ર હાથમાં લીધો અને એમ ને એમ બેસી રહ્યો. પરબીડિયું ફોડયું સુધ્ધાં નહીં. ફક્ત અજવાળા તરફ ઊંચો કરીને એણે જોયું. બારીની ફાટોમાંથી જીવનયાત્રાનું જેવું અસ્પષ્ટ ચિત્ર, તેવા જ આવરણ પાછળના એ અસ્પષ્ટ અક્ષરો.

એક વાર ઉઘાડવા ગયો, ત્યાર પછી તરત એણે તે પેટીમાં મૂકી તાળું દીધું; અને પ્રતિજ્ઞાપૂર્વક બોલ્યો, 'આ પત્ર હું કદી — કદી જ ઉઘાડવાનો નથી.'

*

## નિરૂપણ — 'અસ્પષ્ટ'નું

કોઈ પુરાણ-વસ્તુ સંગ્રહાલયમાં આપણે મૂર્તિના અવશેષ જોઈએ છીએ. મૂર્તિ સુંદર અને મોહક હોવાથી આપણું ધ્યાન તેના પર ચોંટે છે. પણ ગમે તેવી તોયે ખંડિત મૂર્તિનો અવશેષ જ એ ! આખી મૂર્તિ કેવી હશે એની સ્પષ્ટ કલ્પના આવતી નથી. આપણે મનથી અનેક પ્રકારે તે મૂર્તિ પૂરી કરીએ છીએ. આ પણ હોય અને તેમ પણ હોઈ શકે એમ મનમાં 'भवति न भवति' ચાલે એકાદ ઘટનાનો થોડોક પુરાવો હાથમાં આવે અને એટલા પરથી આખી ઘટના

તાગ મેળવવા માટે કુશળ અમલદાર પ્રયત્ન કરે અને પોતાની ટેવ પ્રમાણે ચાર-પાંચ જુદી જુદી 'થિયરી'ઓ બેસાડે તેના જેવી સ્થિતિ થાય છે આપણી આ અસ્પષ્ટ રેખાચિત્ર વાંચીને.

*

તે છોકરી કોણ હતી, સધવા હતી કે વિધવા, વનમાળી સાથે તેનો કોઈ પૂર્વસંબંધ હતો કે ન હતો, વનમાળીનું ધ્યાન તેના તરફ આકર્ષાયું છે તેની એને ખબર હતી કે નહીં એ કાંઈ જ આપણે જાણતા નથી. કવિને પણ ખબર નહીં હોય. કેરીનો એઠો ગોટલો ચાંચ મારી ખાનાર કાગડાએ પણ એને કહ્યું નહીં અને કૂજન કરનારા પારેવાએ પણ એનું સૂચન ન કર્યું. પ્રામાણિક કવિએ જેટલું જાણ્યું, જેટલું ધ્યાનમાં આવ્યું, તેટલું જ – ભલે અસ્પષ્ટ જ – આપણને કહી દીધું છે. આપણે હવે ગમે તે કલ્પના કરતા બેસીએ. કવિની 'ના' નથી. તે કહે છે, 'બધો જ બોજો મારા પર શાને નાખો ? તમે પણ થોડોક ઊંચકો ને.'

આપણે પણ વાચકોને કહીશું કે આમાં પોતપોતાનો બોજો પોતે જ ઊંચકેલો સારો. કલ્પનાશક્તિ ઈશ્વરે દરેકને આપી છે જ. વાળ ઓળી આપનારી પેલી પ્રૌઢા ચાર દિવસ માટે આવેલી છોકરીની મા હશે ? પત્ર ઝૂંટવી લેનારી એની માસી કે સાસુ હશે ? અને મીઠાઈની તૈયારી શા માટે થતી હતી ? પત્ર લખતાં બેસવાને કારણે છોકરીને શું શું સહન કરવું પડયું ? પછી એ છોકરી અટારી પર બેસીને કોને નમસ્કાર કરતી હતી ? ઉદ્ધાર કરનારા ઈશ્વરને કે કોઈ માનવી વરને ?

એટલું માત્ર દેખાઈ આવે છે કે વનમાળીના મનમાં મોટું દ્વંદ્વ ચાલુ હતું. એની જિજ્ઞાસા પ્રબળ હતી. જવાબદારીની બીક પણ ઓછી પ્રબળ ન હતી. જિજ્ઞાસા, દાક્ષિણ્ય (શિવલ્રી), રોમાન્સ (કાવ્યમય સાહસ) આ બધાંને માત્ર મનમાં જ છૂટાં મૂકવાં, બાહ્ય આચરણમાં શિષ્ટાચારનો જરાસરખોય ભંગ થવા ન દેવો એવો એનો જીવન-સિદ્ધાંત હોવો જોઈએ. 'मन गया तो जाने दो, मत जाने दो शरीर' એમ પણ એ પોતાને વારંવાર સમજાવતો હશે.

*

છોકરીની એ કરુણામૂર્તિ, તેના વ્યાકુળ પ્રણામ એણે જોયા. એનાથી રહેવાયું નહીં. સંયમની પાળ તૂટી, ભાવનાનો પ્રવાહ કાગળશાહીની મદદે પત્ર પર ઊમટયો, એટલું જ નહીં તે પત્રને એણે ભાવનાના વેગમાં ટપાલપેટીમાં નાખી પણ દીધો. થવાનું તે થઈ ગયું. હાથમાંથી તીર છૂટયું. 'પાછું આવ' કહેવાથી તીર થોડું જ પાછું આવે ? ભૂલ થઈ ગઈ. હવે પ્રશ્ન ઉદ્‌ભવ્યો કે ભૂલ અહીં જ દાબી દેવી કે આપણી જ ભૂલ છે એટલે એની સાથે નિષ્ઠા રાખી એ લઈ જાય ત્યાં સુધી જવું ? વનમાળી ભાવનાવશ હતો તે કરતાં સંયમધન વધારે હતો. એણે જોઈ લીધું કે અહીંથી ખસી જ જવું જોઈએ. કોઈનેય ન જણાવતાં એ મધુપુર ચાલ્યો ગયો. પછી શું શું થયું કોણ જાણે.

*

રજા પૂરી થઈ. કૉલેજ શરૂ થવાના દિવસો આવી લાગ્યા. એ પાછો આવ્યો. જોયું તો સામેનું ઘર બંધ. ત્યાં કોઈ જ નથી. એને વિચિત્ર લાગ્યું. પણ વ્યવહાર-ચતુર ઠરેલપણું બોલ્યું – ગમે તે હો. થયું તે સારું જ થયું. વાત આપોઆપ પૂરી થઈ.

પણ ના. હજીય એની એક કસોટી બાકી હતી. રીતસરની, ઉગ્ર કસોટી. એના પત્રનો ઉત્તર આવ્યો હતો. અજાણી છોકરીએ એના પત્રનો ઉત્તર આપ્યો હતો. એમાં શું હશે? તેણીએ મદદની યાચના કરી હતી? અજાણ્યા યુવકની એની ધૃષ્ટતા માટે ઝાટકણી કાઢી હતી? એની પાછળ પાછળ આવીને ગમેતેમ કરીને એને છોડવવાનું આમંત્રણ આપ્યું હતું? અથવા 'એક ઈશ્વર સિવાય કોઈ મારું બેલી થઈ શકે એમ નથી. મારું તો સુધરવાનું જ નથી, પણ તમે પોતાનું ધૂળધાણી શા માટે કરો છો?' એવી છેલ્લી શિખામણ એણીએ મોકલી હતી?

હવે કોઈને પૂછવાની જરૂર રહી ન હતી. શોધ કરવાનો પ્રશ્ન જ ન હતો. પોતાને જ નામે આવેલો પત્ર, એકાંતમાં પોતાના હાથમાં છે. ઉઘાડીને જોવાની જ વાર, બધું સમજાઈ જાત. એક પાતળું અમથું પરબીડિયું જ વચમાં હતું. ઉઘાડીને જોવામાં વિશેષ શું બગડવાનું હતું? પત્ર પણ બીજા કોઈને નામે ન હતો. વાંચ્યા પછી પણ પોતાનો નિર્ધાર કાયમ રાખવાની કોણે ના પાડી હતી?

*

ના કહેનાર કોઈ જ ન હતું, એ ખરું. પણ વનમાળીનો પોતાના પર એટલો વિશ્વાસ ન હતો. એક વાર પત્ર લખી નાખ્યો, તે ભૂલમાંથી આવડું મોટું પ્રકરણ ઊભું થયું. બાળા ત્યાંથી લુપ્ત થઈ અને તેનો પત્ર હાથમાં આવી પડયો. હવે આ વાંચ્યા પછી શિષ્ટાચાર, સદાચાર સંભાળવાની ધીરજ રહેશે કે? અને જો સંયમ કરવાનો જ હોય તો આ પત્ર જ ન વાંચવો એમાં ખોટું શું? એણે મન મજબૂત કર્યું. મોટા મોટા ઋષિમુનિઓને પણ દુ:સાધ્ય એવો સંયમ એણે કર્યો. પત્ર ઉઘાડયો નહીં. પેટીમાં મૂકી દઈ પેટી બંધ કરી. પેટીને તાળું વાસ્યું. મન પર વિજય મેળવ્યો, બીજી પણ અનેક વસ્તુ પર વિજય મેળવ્યો. પણ – પણ –

તેણે એ પત્ર ફાડી કાં ન નાખ્યો? સંભાળી શા માટે રાખ્યો? હે ભગવાન, આમાંથી કાંઈ નવું, સારું કે નરસું પ્રકરણ તો ઉત્પન્ન થવાનું નથી ને?

ભગવાન કહે છે, 'કથા-સૃષ્ટિના બ્રહ્મદેવ – કવિને જ પૂછો.'

કવિ કહે છે, 'ભગવાન જાણે.'

## ૨૬. પટ

૧

જે નગરમાં રહી અભિરામ દેવદેવીનાં ચિત્રો કાઢતો, ત્યાં એનો કોઈ સાથે પૂર્વપરિચય ન હતો. બધા એટલું જ જાણતા કે એ પરદેશી છે અને ચિત્રો કાઢવાં, રંગવાં એ જ એનો નિત્યનો વ્યવસાય છે.

એ મનમાં ને મનમાં વિચાર કરતો, 'એક વાર હું ધનવાન હતો. તે ધન પણ ગયું. સારું જ થયું. હવે રાત ને દિવસ દેવોનાં જ રૂપનું ધ્યાન ધરું છું. દેવની દયાએ જ બે કોળિયા ધન ખાઉં છું. અને ઘેર ઘેર દેવની પ્રાણપ્રતિષ્ઠા કરું છું. મારું આ ગૌરવ મારા હાથમાંથી કોણ હરી લઈ શકે?'

એટલામાં તે દેશનો રાજમંત્રી મરણ પામ્યો. એટલે બીજા એક દેશમાંથી એક નવા જ મંત્રીને રાજા ગૌરવભેર બોલાવી લાવ્યો. એ નિમિત્તે તે દિવસે શહેરભરમાં ખૂબ ધામધૂમ ચાલી હતી.

માત્ર અભિરામની પીંછી જ તે દિવસે ચાલી નહીં. નવો રાજમંત્રી! અરે, આ તો પેલો જ જડી આવેલો છોકરો, જેને અભિરામના પિતાએ પાળીને નાનાનો મોટો કર્યો હતો અને પોતાના પેટના છોકરાઓ કરતાં પણ જેના પર વધારે વિશ્વાસ રાખ્યો હતો. એ વિશ્વાસ જ ઘરના નાશનું કારણ બન્યો હતો અને ડોસાને સર્વસ્વ જતું કરવું પડયું હતું. તે જ આજે દેશનો રાજમંત્રી બનીને આવ્યો છે!

જે ઓરડીમાં બેસી અભિરામ ચિત્રો કાઢતો તે જ એની પૂજાની ઓરડી પણ હતી. ત્યાં જઈને હાથ જોડીને એ બોલ્યો, 'ભગવાન! આટલા માટે જ શું મેં આટઆટલા દિવસ રેખારેખામાં અને રંગરંગમાં તારું સ્મરણ કર્યા કર્યું? આટલા દિવસના વર અથવા પ્રસાદ તરીકે આપ્યું મને આ અપમાન!'

૨

આ જ અરસામાં રથોત્સવનો મેળો ભરાયો.

તે દિવસે અનેક દેશના લોકો એનાં ચિત્રો ખરીદવા આવ્યા. તે જ ભીડમાં એક છોકરો પણ આવ્યો. એની આસપાસ હતું લાવલશ્કર.

એણે પણ એક ચિત્ર પસંદ કર્યું અને કહ્યું, 'આ મારે ખરીદવું છે.'

અભિરામે એના પરિચારકને પૂછ્યું, 'કોનો દીકરો છે આ?'

એણે કહ્યું, 'અમારા રાજમંત્રીનો એકનો એક દીકરો.'

અભિરામે એ ચિત્ર કપડા વડે ઢાંકી દીધું. બોલ્યો, 'વેચવું નથી મારે આ.'

આ સાંભળીને છોકરાની હઠ વધારે દૃઢ થઈ. ઘેર જઈ એણે ખાધું નહીં અને મોઢું ચડાવીને બેઠો. અભિરામ પાસે મંત્રી તરફથી સોનામહોરોથી ભરેલી થેલી ગઈ. પણ તે તેવી ને તેવી જ પાછી આવી.

મંત્રી મનમાં બોલ્યો, 'આટલું ગુમાન!'

અભિરામ પર જેમ જેમ અત્યાચાર વધતા ગયા તેમ તેમ એ મનમાં કહે, 'આમાં જ છે મારી જીત.'

૩

અભિરામ રોજ સવારે સર્વપ્રથમ પોતાના ઈષ્ટદેવનું એક ચિત્ર કાઢતો. આ જ હતી એની પૂજા. બીજી કોઈ પૂજા એ જાણતો ન હતો.

એક દિવસ એણે જોયું કે ચિત્ર કાંઈ જોઈએ તેવું ઊપટતું નથી. ક્યાંક કંઈક બદલાયું છે. કશાયમાં એનું મન ટકે નહીં, સારું લાગે નહીં. એનું મન જાણે એને ડંખતું હતું.

ધીરે ધીરે સૂક્ષ્મ ફેરફાર સ્થૂળ થવા લાગ્યો. એક દિવસ ચકિત થઈ તે એકાએક બોલ્યો, 'સમજાયું.'

આજે એને સ્પષ્ટ દેખાઈ આવ્યું કે દિવસે દિવસે તેના આરાધ્ય દેવનું મોઢું મંત્રીના ચહેરા જેવું જ થવા લાગ્યું છે.

પીંછી જમીન પર ફેંકી દઈ તે બોલ્યો, 'મંત્રીનો જ જય થયો ખરો.'

તે જ દિવસે, તે જ ક્ષણે પેલું ચિત્ર હાથમાં લઈ અભિરામ રાજમંત્રી પાસે ગયો. બોલ્યો, 'આ લો પેલું ચિત્ર અને આપો તમારા દીકરાને.'

મંત્રીએ પૂછ્યું, 'શી છે આની કિંમત?'

અભિરામે કહ્યું, 'મારા આરાધ્યદેવનું ધ્યાન તમે હરી લીધું હતું. આ ચિત્ર આપીને તે જ ધ્યાન હું પાછું લઉં છું.'

મંત્રી કાંઈ જ સમજી શક્યો નહીં.

*

## નિરૂપણ — 'પટ'નું

પ્રેમથી, ભક્તિથી, ભયથી, ધાકથી, દ્વેષથી અથવા ક્રોધથી જેનું આપણે અખંડ સ્મરણ કરીએ, ધ્યાન ધરીએ, તેના ગુણદોષ તો શું તેનું રૂપ પણ આપણામાં ઊતરે છે એમ અનુભવી લોકો કહે છે.

ગર્ભિણી સ્ત્રી જો કોઈ માણસનું અખંડ ધ્યાન કરે તો તે માણસના ચહેરાનો પ્રભાવ પેટમાંના બાળક પર પડયા વગર રહેતો નથી એમ વૃદ્ધોને મોઢે આપણે સાંભળીએ છીએ. વિષ્ણુભક્તો વિષ્ણુનું ધ્યાન કરવા લાગે એટલે એમનો ચહેરો પણ ધીરે ધીરે વિષ્ણુ જેવો બનવા લાગે છે અને તેથી જ પુરાણકારો કહે છે કે આવા લોકોને સારૂપ્ય કોટીની મુક્તિ મળે છે (સલોકતા, સમીપતા, સરૂપતા અને સાયુજ્યતા એવી ચાર ઉત્તરોત્તર શ્રેષ્ઠ મુક્તિ મનાય છે). વેદાન્તી લોકો પણ 'ભ્રમરીકીટ' ન્યાયનું વર્ણન કરે છે. કહે છે કે ભમરી જીવતા કીડાઓને પોતાના ઘરમાં લઈ જઈને રાખે છે અને રોજ તેમને ટોચ્યા કરે છે. 'હમણાં ભમરી આવશે અને અમારી ટોચણી ફરી શરૂ થશે,' આ ભયથી કીડા ભમરીનું ધ્યાન કરે છે. આને પરિણામે કીડાનું રૂપાન્તર થઈ તેઓ ભમરીનાં બચ્ચાં બને છે. (આ ફક્ત

કવિકલ્પના છે. વસ્તુસ્થિતિ જુદી જ છે. પણ તેની સાથે આપણે અહીં કાંઈ લેવા-દેવા નથી.)

કંસે દ્વેષથી, ક્રોધથી અને કેટલેક અંશે ભયથી પણ કૃષ્ણનું અખંડ ધ્યાન કર્યું. પુરાણકાર આને વિરોધી ભક્તિ કહે છે. આ ભક્તિનુંય ફળ કંસને મળ્યું અને તે પણ તત્કાળ. કૃષ્ણને હાથે મૃત્યુ આવતાં જ કંસને મુક્તિ મળી. અને તે કૃષ્ણસ્વરૂપ થયો.

આપણો અભિરામ દેવદેવીનું ધ્યાન કરી સંતોષ માનતો અને તેમનાં ચિત્રો કાઢી પેટ ભરતો. પણ તે જ્યાં રહેતો હતો તે નગરનો રાજમંત્રી બદલાયો. આ નવો રાજમંત્રી પોતાના પિતાનો કૃતઘ્ન માનસપુત્ર છે એ અભિરામે જાણ્યું કે તરત તેનો પુણ્યપ્રકોપ જાગ્રત થયો, એની સાત્ત્વિકતા નષ્ટ થઈ. તેણે રાજમંત્રી પર બને તેટલું વેર વાળવાનું નક્કી કર્યું. પછી તો વેરવૃત્તિને લીધે એ આખો વખત રાજમંત્રીનું ધ્યાન કરવા લાગ્યો. વેર લેવાની તક એને મળી પણ ખરી, પણ તેમાંથી બીજું જે નિષ્પન્ન થયું તે કવિએ ઉપરના રેખાચિત્રમાં બતાવ્યું છે.

રાજમંત્રીને અભિરામે આપેલો ઉત્તર મંત્રી ભલે ન સમજ્યા, આપણે તે સહેજે સમજી શકીએ છીએ. તે એક વાક્યમાં ઋષિવચનના જેટલું જ ગાંભીર્ય ભરેલું છે.

# ૨૭. પર્યવસાન

૧

ભોજરાજાના દેશમાં જે છોકરી પરોઢિયે ઊઠીને દેવમંદિરમાં ગાવા માટે જાય છે તે [સીતા-શકુંતલા પ્રમાણે જ] જડી આવેલી કન્યા છે.

ગાયનાચાર્ય કહે છે, એક દિવસ ઉત્તર રાત્રીએ મારે કાને એક સૂર સંભળાયો. ત્યાર પછી તે જ દિવસે જ્યારે ફૂલછાબ લઈને પારુલ-વનમાં ફૂલ લેવા ગયો ત્યારે આ બાળા એક ફૂલઝાડની નીચે પડેલી મળી.'

ત્યાર પછી આચાર્યજીએ આ છોકરીને તંબૂરાની પેઠે પોતાના ખોળામાં નાનાની મોટી કરી. તેને મુખે વાચા ફૂટે તે પહેલાં જ તેના ગળામાં ગાયન સ્ફુર્યું.

આજે આચાર્યનો સૂર ક્ષીણ થયો છે. આંખે બરોબર દેખાતુંય નથી. તે કન્યા જ હવે તેમને નાના બાળકની જેમ સાચવે છે.

દેશદેશાંતરથી કેટલાયે યુવકો આ કન્યાનું ગાયન સાંભળવા આવે છે. આ બધું જોઈ આચાર્યનું હૈયું વચમાં વચમાં ધડકવા લાગે છે. તેઓ કહે છે, 'જે ડીટું તૂટું તૂટું થયું છે, તેનું ફૂલ તેને છોડી જાય છે.'

કન્યા કહેતી, 'તમને મૂકીને હું એક પળ પણ જીવતી નહીં રહી શકું.'

આચાર્યજી તેને માથે હાથ ફેરવતાં, તેનું મોઢું પંપાળતાં કહેતા, 'જે ગાયન

આજે મારો કંઠ છોડી ગયું છે, તે જ તારામાં પ્રગટ થયું છે. તું જો મને છોડી ચાલી જઈશ તો હું મારી જન્મભરની સાધના ગુમાવી બેસીશ.'

ફાલ્ગુન પૂર્ણિમાએ આચાર્યના પટ્ટશિષ્ય કુમારસેને ગુરુને ચરણે એક આમ્ર-મંજરી ચડાવી પ્રણિપાત કર્યો અને બોલ્યો, 'માધવીનું હૃદય મેં મેળવ્યું છે. હવે પ્રભુની અનુમતિ હશે તો અમે બન્ને મળીને આપની ચરણસેવા કરીશું.'

આચાર્યની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. તેઓ બોલ્યા, 'લાવો જોઈએ મારો તંબૂરો. અને તમે બન્ને રાજાની જેમ, રાણીની જેમ મારી સામે આવીને બેસો.'

તંબૂરો લઈ આચાર્ય ગાવા બેઠા 'દુલહા-દુલહી'નું લગ્નગીત 'સાહાન'ના સૂરમાં. બોલ્યા, 'આજે હું મારા જીવનનું અંતિમ ગીત ગાઈશ.'

ગીતની એક કડી ગવાઈ. ગાયન આગળ ચાલે નહીં. વૃષ્ટિનાં ટીપાંથી ભીંજાઈ ભારે થયેલાં જાઈ-જૂઈ પુષ્પોની જેમ હવામાં ધ્રૂજતાં ધ્રૂજતાં તેઓ નીચે ઢળી પડયા.

છેવટે તંબૂરો કુમારસેનના હાથમાં આપી આચાર્યદેવ બોલ્યા, 'વત્સ, આ લે મારું વાદ્ય.'

પછી માધવીનો હાથ તેના હાથમાં આપી બોલ્યા, 'અને આ લે મારો પ્રાણ.'

ત્યાર પછી તેઓ બોલ્યા, 'હવે મારું પેલું ગીત તમે બન્ને મળીને પૂરું કરો. હું સાંભળું છું.'

માધવીએ તથા કુમારે ગાયન ચાલુ કર્યું, આકાશ અને પૂર્ણ ચંદ્ર જ જાણે એક સૂરે ગાય છે.

૨

આ સમયે રાજદૂત દ્વારે આવી ઊભો. ગીત થંભી ગયું.

આચાર્યજી કાંપતા કાંપતા આસન પરથી ઊઠયા. તેમણે પૂછ્યું, 'શો આદેશ છે મહારાજનો ?'

દૂત બોલ્યો : 'આપની કન્યા ઘણી ભાગ્યશાળી છે. મહારાજે એને બોલાવી છે.'

આચાર્યે પૂછ્યું, 'શી ઇચ્છા છે એમની ?'

દૂત બોલ્યો, 'આજની રાત ઊજળતાં જ રાજકન્યા કંબોજ દેશમાં પતિગૃહે જવા નીકળે છે. માધવી એની સખી તરીકે જશે.'

રાત્ર પરોઢી, પોહ ફૂટયો, રાજકન્યા નીકળી.

મહારાણીએ માધવીને બોલાવી કહ્યું, 'પ્રવાસમાં મારી દીકરીને પ્રસન્ન રાખવાનો ભાર તારે માથે.'

માધવીની આંખોમાંથી આંસુ ઢળ્યાં નહીં. પણ અનાવૃષ્ટિના આકાશમાં જાણે પ્રખર તડકો ઝળકી ઊઠયો.

૩

રાજકન્યાની મયૂરપંખી નૌકા આગળ આગળ સરતી હતી અને તેની પાછળ પાછળ કિનારે કિનારે માધવીની પાલખી. તે પાલખી કિનખાબથી ઢાંકેલી હતી અને તેની બન્ને બાજુએ પહેરેગીર હતા.

રસ્તાની બાજુએ ધૂળ પર તોફાનને લીધે જડથી ઊખડી પડેલી અશ્વત્થની શાખા જેવા પડેલા આચાર્ય અને ટટાર થઈ સ્તબ્ધ ઊભો રહેલો કુમારસેન.

ખાખરાની ડાળે ડાળે પક્ષીઓ ગાતાં હતાં, આંબામોરોની સુગંધે પવન અસ્વસ્થ — વિહ્‌વળ થયો હતો.

વખત છે ને કદાચ રાજકન્યાનું મન પ્રવાસની કોઈક ફાલ્ગુની સંધ્યાકાળે એકાદ ક્ષણ માટે વ્યાકુળ થઈ આવે એ કલ્પનામાત્રથી રાજપુરીના લોકોના મુખમાંથી એક નિસાસો નીકળ્યો.

*

## નિરૂપણ — 'ઉપસંહાર'નું

દીનબંધુ ઍન્ડ્રૂઝે એક વાર પોતાની વેદના વ્યક્ત કરી હતી. અરણ્યનાં સુંદર સુંદર પક્ષીઓને મારી, તેમનાં પીંછાં યુરોપ-અમેરિકાની લલનાઓ પોતાની માથા પર પહેરવાની ટોપીમાં ખોસે છે. મધુર કંઠ વડે જીવનદેવતાની આરાધના કરનારાં પક્ષીઓનો માળો તોડી, તેમનાં પીંછાં ખેંચી કાઢી, તેનું શિરોભૂષણ બનાવનારી યુવતીઓની કઠોરતાનો નિષેધ કરવા માગનારા દીનબંધુના હૃદયને ત્યાંના તરુણ જવાબ આપે છે — મદિરાના જેવી જેની આંખો ચમકે છે એવી રમણીઓના માથા પર જઈ બેસવા મળે તેનાથી મોટું ભાગ્ય આ તુચ્છ પ્રાણીઓનું શું હોઈ શકે?

આવા પ્રશ્નોનો ઉત્તર દીનબંધુ શો આપી શકે? તેમણે માત્ર પોતાની વ્યાકુળતા મહાત્માજી પરના એક પત્રમાં પ્રગટ કરી અને શાંત થઈ ગયા.

આચાર્યજીએ અનન્ય નિષ્ઠાથી સંગીતવિદ્યાની ઉપાસના કરી. પોતાના પ્રાણ જ જાણે એમણે એ સંગીતમાં સંઘરી રાખ્યા હતા. તેઓ ઘરડા થયા, તેમનો કંઠ ક્ષીણ થયો. પણ તેમની સંગીતકલા તેમને જડી આવેલી શકુંતલાના ગળામાં અપ્સરા જેવી વિલસવા લાગી. હવે આ મારી દીકરી લગ્ન કરી પતિગૃહે જશે એ આશંકાએ આચાર્યના પ્રાણ વ્યાકુળ થવા લાગ્યા. 'તમને હું છોડવાની જ નથી' એવું દીકરીનું વચન તે ક્યાં સુધી માની શકાય? પણ ભગવાનને તેમની દયા આવી. એણે એમને ઘરજમાઈ આપ્યો — તેમનો જ અનન્ય ભક્ત અને પટ્ટશિષ્ય કુમારસેન. વૃદ્ધનું જીવન કૃતાર્થ થયું. એમની સંગીતરૂપી ચિત્કલા પૂર્ણાવતારે વધૂવરમાં પ્રગટ થઈ. આચાર્યને જાણે સ્વર્ગસુખ લાધ્યું. પરંતુ —

ભગવાનને જે દયા આવી તે આચાર્યના રાજાને આવી નહીં. રાજા એટલે આશ્રિતોના આખા કુટુંબનો સ્વામી. રાજાજ્ઞા જ તે. દેવાજ્ઞાથીયે કઠોર. કુમારસેનના હૃદયનું ધન, આચાર્યના પંચપ્રાણ અને માધવીનું જીવન-સર્વસ્વ એક રાજકન્યાના ક્ષણભરના વિસામાને કાજે સહેજે અમસ્તું ચૂંટાઈ ગયું.

એક જ જગતમાં ઊંચનીચ ભેદને લીધે જ્યાં જીવનમૂલ્યો વ્યક્તિ પરત્વે જુદાં જુદાં થાય છે ત્યાં દિવ્ય પ્રેમાનંદનું પર્યવસાન પણ આમ જ છિન્ન-ભિન્ન થવાનું.

# ૨૮. નવી ઢીંગલી

૧

એક કારીગર ઢીંગલીઓ જ બનાવતો, એની ઢીંગલીઓ વડે રાજમહેલની કન્યાઓ રમે.

દર વર્ષે રાજમહેલના આંગણામાં ઢીંગલીઓનો મેળો ભરાતો. આ મેળામાં બધા જ કારીગરો એ કળાકારને અગ્રપૂજાનું માન આપતા આવ્યા છે.

તેનું વય ચાર વીસીનું થયું તે વખતે મેળામાં એક નવો જ કારીગર આવી પહોંચ્યો. તેનું નામ કિસનલાલ. તરુણ એનું વય, નવી એની ઢબ.

એ જે ઢીંગલી ઘડે તેનો અમુક ભાગ ઘડે, અમુક અધૂરો જ રાખે; કયાંક કયાંક રંગ ભરે, કયાંક કયાંક ન ભરે; એવો ભાસ થાય કે ઢીંગલીઓ હજી પૂરી તૈયાર થવાની જ છે. જાણે કોઈ કાળે પૂરી તૈયાર નહીં થાય.

તરુણો કહે, 'માટીએ સાહસ કર્યું છે ખરું!'

મુરબ્બીઓ કહે, 'આ શેનું સાહસ? આ તો થઈ ઈર્ષા.'

પણ નવા યુગની હોંશ. આજકાલની રાજકન્યાઓ કહે, 'અમારે આવી જ ઢીંગલીઓ જોઈએ.'

જૂના વિચારનાં ઘરડેરાં કહે, 'છિઃ છિઃ.'

આ સાંભળી એમની હઠ ઊલટી વધે.

ડોસાની દુકાને આ ફેરે ભીડ નથી. તેની છાબભર ઢીંગલીઓ, હોડીની વાટ જોતા ઘાટ પર ઊભેલા ટોળા પ્રમાણે જાણે સામે તીરે નજર ઠેરવીને બેસી રહી હતી. વરસ ગયું, બે વરસ ગયાં. ડોસાનું નામ બધાં જ લગભગ ભૂલી ગયાં. કિસનલાલ બન્યો રાજમહેલના ઢીંગલી બજારનો સરદાર.

૨

ડોસાનું દિલ તૂટયું. પેટ ભરે નહીં. આખરે એની દીકરીએ આવી વીનવ્યા, 'બાપુ, તમે અમારે ઘેર ચાલો.'

જમાઈ કહે, 'ખાઓ, પીઓ, આરામ કરો; અને અમારા શાકભાજીના બાગમાંથી ઢોરઢાંખરને હાંકી કાઢો એટલે ઘણું થયું.'

ડોસાની દીકરી આઠે પહોર ઘરકામમાં રહે છે અને જમાઈ માટીનાં કોડિયાં બનાવે. અને હોડીઓ ભરી શહેરમાં લઈ જાય.

નવો મનુ આવ્યો છે આ વાત જેમ ડોસાને ઊગી ન હતી તેમ જ તેને ઊમગે નહીં કે એની દૌહિત્રીનું વય થયું છે સોળ વરસનું.

ઝાડ તળે બેસીને જ્યાં ડોસો વાડીની રખેવાળી કરે છે અને ક્ષણે ક્ષણે ઝોકું

આવવાથી ઢળી પડે, ત્યાં તેની દૌહિત્રી આવી તેની કોટે વળગી પડતી. ડોસાનાં હાડકાં સુધ્ધાં સુખ પામતાં. તે કહે, 'કેમ દાદી, શું જોઈએ?'

દીકરી કહેતી, 'અમને એક નવી ઢીંગલી બનાવી આપો ને. મારે રમવું છે.'

ડોસો કહેતો, 'અરે, મારી ઢીંગલીઓ તને શેની ગમવાની ?'

દીકરી કહેતી, 'ત્યારે તમારા કરતાં વધારે સુંદર ઢીંગલીઓ કોણ ઘડે છે તે તો મને કહો.'

'ડોસો કહેતો, 'કેમ ? કિસનલાલ.'

દીકરી કહેતી, 'જાઓ જાઓ, કિસનલાલની શી મગદૂર ?'

બન્ને વચ્ચે શબ્દોની આવી ટપાટપી કેટલીયે વાર ચાલતી. દર વખતે આની આ જ એક વાત.

ત્યાર પછી ડોસો પોતાની ઝોળીમાંથી માલ-મસાલો બહાર કાઢતો અને આંખોએ જાડાં ચશ્માં ચડાવતો.

દીકરીને કહેતો, 'પણ બહેન, કાગડાઓ ફુણસ ખાઈ જશે ને.'

દીકરી કહેતી, 'દાદાજી, હું હાંકી કાઢીશ કાગડાઓને.' વખત વહેતો જતો. દૂર કૂવા પર બળદ કોશ ચલાવે તેનો અવાજ આવતો. દૌહિત્રી કાગડા ઉડાડે છે. ડોસો બેઠો બેઠો ઢીંગલીઓ ઘડે છે.

૩

ડોસાને ખરેખરો ધાક તે પોતાની દીકરીનો. એ બાઈનો દોર ભારે કડક. એની દુનિયામાં બધાં જ એને સાચવીને ચાલતાં.

ડોસો આજે એકચિત્ત થઈને ઢીંગલી ઘડવા બેઠો છે. પાછળથી તેની દીકરી જોરજોરથી હાથ હલાવતી આવે છે તેની એ બિચારાને ભાળે ન હતી.

પાસે આવીને એણીએ જ્યારે એને પડકાર્યો ત્યારે આંખેથી ચશ્માં ઉતારતો તે એક ભોળા બાળકની પેઠે એની તરફ જોવા લાગ્યો.

દીકરી બોલી, 'ગાય દોહવાનું બાજુએ રહ્યું અને તમે બેઠા છો સુભદ્રાને લઈને વખત બગાડતા. આવડી મોટી ઘોડી થઈ છે. હવે આ શું ઢીંગલી લઈને રમવાની એની ઉંમર ?'

ડોસો ઉતાવળે બોલ્યો, 'સુભદ્રા શાની રમવાની હતી ? આ ઢીંગલી રાજમહેલમાં વેચવાનો છું મારી લાડકીનો વર જે દિવસે આવશે તે દિવસે તેના ગળામાં સોનામહોરનો હાર પહેરાવવો પડશે ને ? તેથી પૈસા એકઠા કરવા માગું હું.'

દીકરી ગુસ્સાથી બોલી, 'રાજમહેલમાં તે કોણ આવી ઢીંગલી ખરીદવાનું હતું ?'

ડોસાએ માથું નીચું ઘાલ્યું અને ચૂપ થઈ ગયો.

સુભદ્રા રોફમાં બોલી, 'જોઉં છું રાજમહેલમાં દાદાજીની ઢીંગલીઓ કેમ નથી ખરીદતા તે.'

૪

બે દિવસ પછી માને સોનાની એક મહોર આપી સુભદ્રા બોલી, 'આ લે મારા દાદાજીની ઢીંગલીની કિંમત.'

મા કહે, 'કયાં મળી ?'

છોકરી કહે, 'રાજપુરી જઈને વેચી આવી.'

ડોસો હસતો હસતો કહે, 'દાદી, તોયે તારા દાદાની તો આંખે બરાબર દેખાતુંય નથી અને હાથ પણ ધ્રૂજે છે.'

મા રાજી થઈને બોલી, 'આવી સોળ મહોર એકઠી થાય એટલે સુભદ્રા માટે સોનામહોરની માળા તૈયાર થઈ જશે.'

ડોસો કહે, 'એની હવે ચિંતા નથી.'

સુભદ્રા ડોસાની કોટે વળગીને બોલી, 'દાદાજી, અને મારા વરની પણ ચિંતા નથી હવે.'

ડોસો હસવા લાગ્યો અને આંખમાં આવેલું એક બિંદુ એણે લૂછી કાઢ્યું.

૫

ડોસાનું યૌવન જ જાણે પાછું આવ્યું. તે ઝાડ તળે બેસી ઢીંગલીઓ ઘડે અને સુભદ્રા કાગડા હાંકે; અને દૂર કૂવા પર કોશનો બળદ કચાં કોં કરતો કોશ ખેંચે.

એક એક કરીને સોળે મહોરો એકઠી થઈ અને હાર પૂર્ણ થયો.

માએ કહ્યું, 'હવે વર આવે એટલે જીત્યાં.'

સુભદ્રા ડોસાના કાનમાં ગણગણી, 'દાદાજી, વર પણ નક્કી કર્યો છે હં કે.'

ડોસાએ કહ્યું, 'કયાં મળ્યો વર, કહે ને.'

સુભદ્રા કહે, 'જેવી હું રાજમહેલમાં ગઈ કે દ્વારપાળે પૂછ્યું — શું જોઈએ? મેં કહ્યું — રાજકન્યાઓને ઢીંગલી વેચવી છે. તે બોલ્યો — આવી ઢીંગલી આજકાલ તે શું કોઈ લેતું હશે ? એમ કહી મને પાછી કાઢી. મારું રુદન જોઈ એક જણે કહ્યું, 'લાવ જોઈએ એ ઢીંગલી. એની સજાવટ જરાક બદલી દઉં છું એટલે વેચાશે.'

'તે જ જો તમને ગમશે, તો હું એને વરમાળા પહેરાવવા માગું છું.'

ડોસાએ પૂછ્યું, 'તે છે કયાં ?'

દીકરીએ કહ્યું, 'એ જુઓ પેલા પ્રિયાલ વૃક્ષ નીચે.'

વર અંદર આવ્યો 'ડોસો કહે, અરે, આ તો કિસનલાલ !'

ડોસાની ચરણરેણુ લેતો કિસનલાલ બોલ્યો, 'હા જી, હું કિસનલાલ.'

ડોસાએ તેને હૃદયસરસો ચાંપીને કહ્યું, 'ભાઈ, એક વાર તેં મારા હાથમાંથી ઢીંગલીઓ લઈ લીધી હતી અને આજે લઈ જાય છે મારા પ્રાણની પૂતળી.'

દૌહિત્રી ડોસાને ભેટી પડી કાનમાં ગણગણી, 'અને તમને પણ, દાદાજી.'

*

## નિરૂપણ — 'નતુન પુતુલ'નું

અંગ્રેજીમાં જેને *idyll* કહે છે તે જાતની આ વાર્તા છે. તદ્દન સહેલી સાદી પણ હૃદયસ્પર્શી. 'ઉપસંહાર' જેવી હૈયાને વ્યાકુળ કરી મૂકનારી વાર્તા વાંચ્યા પછી

'નતુન પુતુલ' વાંચવા મળ્યેથી વિશેષ જ આનંદ થાય છે. આ સંતોપકારક વાર્તાનું વિવેચન તે શું લખાય! પણ થોડી નોંધ અવશ્ય લખી શકાય.

'ગાનભંગા' જેવી કવિતામાં રવિબાબુએ બતાવ્યું છે કે એક પેઢી જાય ત્યારે તેને પોતાના જમાનાની અભિરુચિ પણ સંકેલી સાથે લઈ જવી પડે છે. કેમ કે નવી પેઢી પોતાની નવી અભિરુચિ લઈને જ આવે છે. અને જેવી રીતે કુમારાવસ્થામાં આવનારા કાયમી દાંત અંદરથી ઊગી દૂધિયા દાંતને વિદાય આપે છે તેવી જ જૂની પેઢીની દશા થાય છે. The old order changeth giving place to new.'

કિસનલાલ આ નવી પેઢીનો પ્રતિનિધિ છે. જૂની કળામાં સર્વાંગ-સુંદરતાનો, પરિપૂર્ણતાનો અને પ્રમાણબદ્ધતાનો આગ્રહ રહેતો. તેમ કરવાથી અભિરુચિને કડક દિશા મળે છે એ ખરું પણ તેમાં કળાનો સ્વચ્છંદ વિહાર કોચવાય છે. Classical અને Romantic ના જેવો જ આ ભેદ છે. જે પ્રમાણે જીવન સદા અપૂર્ણ હોય છે અને એ અપૂર્ણતાને લીધે જ સ્વભાવ સુંદર લાગે છે, તે જ પ્રમાણે કિસનલાલની ઢીંગલીઓ પૂરો આકાર પામેલી નહીં અને રંગ પણ તેમને સર્વત્ર પહોંચેલો નહીં. પણ તેમાં જ એણે પોતાની કળાની બધી ખૂબી વ્યક્ત કરવાની સંધિ મેળવી લીધી. આધુનિક અભિરુચિને આવી કૃતિનું ઘેલું કાં ન લાગે?

ડોસાને કલાક્ષેત્રમાંથી નીકળી જવું પડયું. જો તે એકલોઅટૂલો હોત તો ઘોર નિરાશાએ ગૂંગળાવીને એના પ્રાણ લીધા હોત. પણ કળાના ક્ષેત્રમાંથી રજા મળતાંવેંત પ્રેમના, વત્સલતાના ક્ષેત્રે એનું સ્વાગત કર્યું. દીકરી અને જમાઈએ એને પ્રેમના ઘરનો પેન્શનર બનાવ્યો. મનોરંજન તરીકે તેને બેઠાડુ કામ પણ સોંપ્યું. તોયે ડોસાને દીકરીનો ધાક હતો. 'ચાર દિવસ સાસુના ને ચાર દિવસ વહુના' આ કહેવત ખરી હોય તોયે એકાંગી છે. ઘરડેરા પોતાના ઘડપણને લીધે પોતાનાં બાળકોના બાળક બને છે અને બાળકની જેમ પ્રેમના હાથમાં પરાવલંબી બની રહે છે, આ અનુભવ સાર્વભૌમ છે. આ અર્થમાં પણ વર્ડ્ઝવર્થની લીટી વાપરી શકાય; 'The Child is the father of the man' (બંગાળમાં દાદા પોતાની દૌહિત્રીને 'મા' કહીને બોલાવે છે; ક્યાંક ક્યાંક દૌહિત્રી સાવ જ નાની હોય ત્યારે તેને પોતાની વહુ પણ કહે છે. આવો વિનોદ દાદાને જ શોભે.)

કળાએ પ્રગતિ કરતાં કરતાં બે પેઢીઓ વચ્ચે અંતર ઊભું કર્યું તે અંતર પ્રેમે બેવડી રીતે તોડયું અને તૂટેલા જીવનપ્રવાહને સાંધીને અખંડ પ્રવાહમાન કર્યો. સુભદ્રાને નાનાજીનું ઘેલું લાગ્યું. તેમને થયેલા મર્માઘાતને એ જાણતી હતી અને પોતાના પ્રૌઢ બાળપણથી તેની મલમપટ્ટી પણ કરતી હતી. એટલામાં નાનાની ઢીંગલીઓ વેચી આવવાની આવશ્યકતા ઊભી થઈ. મોટેરાં જે રીતે નાનાં બાળકોને ખબર ન પડે તેમ તેમની પીઠ પાછળ અનેક વસ્તુ મેળવી તેમને ચિંતામુક્ત કરે છે, તે જ રીતે સુભદ્રાએ બીજા બાળપણમાં પ્રવેશેલા નાનાને જાણવા ન દેતાં એમને સુખી કરવાનો પ્રયત્ન આરંભ્યો. અહીં કિસનલાલને સુભદ્રા વિશે આકર્ષણ

થવા લાગ્યું. તેથી જ તેણે ડોસાની કળાને થોડાક સંસ્કાર આપી અદ્યતન કરવાનું નક્કી કર્યું.

પછીનો મીઠો ભાગ તો સાવ જ સહેલો છે. સુભદ્રાએ કિસનલાલને અપનાવ્યો અને નાનાના વિષાદયુક્ત સંતોષની પૂર્તિ કરીને વિષાદનું રહ્યુંસહ્યું શલ્ય પણ કાઢી નાખ્યું.

વિજય તો થયો આખરે સુભદ્રાના પ્રેમળપણાનો જ.

## ૨૯. પુનરાવૃત્તિ

### ૧

તે દિવસે રણાંગણ પરના સમાચાર કાંઈ સારા ન હતા. વિપણ્ણ મને રાજાજી બાગમાં ફરવા નીકળ્યા. ફરતાં ફરતાં જોયું દીવાલ પાસેના ઝાડ નીચે બે નાનકડાં બાળકો રમે છે—એક છોકરો અને એક છોકરી. રાજાએ એમને પૂછ્યું, 'શી રમત ચાલે છે તમારી?' બાળકો કહે, 'રામસીતાના વનવાસની રમત છે આજની.' રાજા ત્યાં જ થોભ્યો. છોકરો કહે, 'આ છે અમારું દંડકારણ્ય. અહીં ઝૂંપડી બાંધીશ.' ઝટપટ આમતેમથી લાકડાંના ભાંગેલાતૂટેલા કટકાઓ અને ઘાસ એકઠું કરી તે પોતાના કામમાં તલ્લીન થઈ ગયો.

અને છોકરી પાંદડાં-ભાજી લઈને કાલ્પનિક માટલામાં આગ વગર જ રાંધવા બેઠી છે; રામ જમવાના, એટલે સીતાને એક ક્ષણની પણ નવરાશ નથી.

રાજા કહે, 'બધું જ છે. પણ રાક્ષસો ક્યાં છે?'

બાળકોને માનવું પડયું કે તેમના દંડકારણ્યમાં કેટલીક વસ્તુની ઊણપ છે ખરી.

રાજા કહે, 'ઠીક ત્યારે, હું જ બનીશ રાક્ષસ.'

બાળકે રાજાને રીતસર નિહાળી જોયો. પછી બોલ્યો, 'પણ તમારે હારવું પડશે હોં કે.'

રાજા કહે, 'મને બરાબર હારતાં આવડે છે. પરીક્ષા કરી જુઓ.'

તે દિવસનો રાક્ષસવધ એટલો સુંદર ભજવાયો કે બાળક કેમે કરી રાજાને છોડે નહીં. તે દિવસે એકીસાથે રાજાને દસ વાર રાક્ષસનું મરણ એકલાએ જ મરવું પડયું. મરતાં મરતાં એને હાંફ ચડી ગઈ.

ત્રેતાયુગમાં પંચવટીમાં જે રીતે પક્ષીઓએ ગાયું હતું તે જ રીતે તે દિવસે ત્યાં પણ પક્ષી ગાવા લાગ્યાં. ત્રેતાયુગમાં લીલાંછમ પાંદડાંના પડદેપડદા પાછળથી પરોઢના સૂરજે જે કોમળ ઠાઠના સૂર છેડયા હતા, આજે પણ એણે એવા જ સૂર છેડયા.

રાજાના મનનો ભાર હળવો થયો.

મંત્રીને બોલાવી રાજાએ પૂછ્યું, 'આ કોનાં બાળકો છે?'

મંત્રીએ કહ્યું, 'છોકરી મારી છે. નામ રુચિરા. છોકરાનું નામ કૌશિક, એનો બાપ એક ગરીબ બ્રાહ્મણ છે. પૂજાપાઠ કરીને પેટ ભરે છે.'

રાજાએ કહ્યું, 'યોગ્ય સમયે આ છોકરા સાથે પેલી છોકરીનાં લગ્ન થાય એમ હું ઇચ્છું છું.'

આ સાંભળી જવાબ આપવાનું સાહસ મંત્રી કરી શક્યા નહીં. માથું નીચું ઘાલીને ચૂપ જ રહ્યા.

૨

રાજ્યના સર્વશ્રેષ્ઠ પંડિત પાસે રાજાએ કૌશિકને શીખવા મોકલ્યો. બધા અમીર પરિવારના વિદ્યાર્થી એમને ત્યાં જ ભણતા. અને રુચિરા પણ ત્યાં જ ભણતી.

કૌશિક જે દિવસે તેમને ત્યાં શીખવા આવ્યો તે દિવસે ગુરુજીનું મન પ્રસન્ન ન હતું. બીજાંઓને પણ શરમ લાગી. પણ રાજાની મરજી!

ખરી કસોટી થઈ તે રુચિરાની. કારણ બાળકો ઘુસપુસ કરે. શરમથી એનું મોઢું લાલ થઈ જાય. ગુસ્સાથી એની આંખોમાં આંસુ આવી ઊભાં રહે.

કૌશિક જો કોઈ વાર એની સામે પોથી સરકાવે તો તે એને ફેંકી દે. જો કૌશિક કોઈ વાર પાઠ વિશે વાત કાઢે તો આ મૂંગી જ રહે.

રુચિ વિશે અધ્યાપકના સ્નેહની સીમા ન હતી. બધી જ રીતે બધા જ વિષયોમાં કૌશિક કરતાં એ ચડી જાય એ જ તેમનો પ્રયત્ન હતો; રુચિનો પણ એવો જ હતો.

લાગે કે એમ થવું મુશ્કેલ નથી. કેમ કે કૌશિક અભ્યાસ કરે ખરો, પણ એકાગ્રતાથી કરે નહીં. એનું મન તરવામાં લાગે, એને જંગલમાં ફરવું ગમે, એ ગાતો બેસે, વાદ્ય વગાડતો બેસે.

ગુરુજી તિરસ્કારપૂર્વક એને કહેતા, 'વિદ્યા તરફ તને આકર્ષણ જ કેમ નથી?'

એ કહે, 'મારામાં માત્ર ભણવા જ પ્રત્યે આકર્ષણ નથી. અનેક ચીજો વિશે આકર્ષણ છે મને.'

ગુરુજી કહે, 'એ બધાં આકર્ષણો છોડ.'

એ કહે, 'તો તો પછી વિદ્યાનું આકર્ષણ પણ રહેશે નહીં.'

૩

આવી જ રીતે વખત વહેવા લાગ્યો.

રાજાએ અધ્યાપકને પૂછ્યું, 'આપના વિદ્યાર્થીઓમાં શ્રેષ્ઠ કોણ છે?'

અધ્યાપક બોલ્યા, 'રુચિરા.'

રાજાએ ફરી પૂછ્યું, 'અને કૌશિક?'

અધ્યાપકે કહ્યું, 'એ કાંઈ શીખ્યો હશે એમ લાગતું નથી.'

રાજાએ કહ્યું, 'કૌશિકનું લગ્ન રુચિરા સાથે થાય એવો મારો મનસૂબો છે.'

અધ્યાપક સહેજ હસ્યા. કહે, 'ગોધૂલિ સાથે (ગોરજ મુહૂર્ત સાથે) ઉષાને પરણાવવા જેવું આ થશે.'

રાજાએ મંત્રીને બોલાવી કહ્યું, 'તમારી દીકરી સાથે કૌશિકનાં લગ્નને વિલંબ કરશો નહીં.'

મંત્રી કહે, 'મારી દીકરીને આ લગ્ન પસંદ નથી.'

રાજા કહે, 'સ્ત્રીઓના મનની ઇચ્છા તે કાંઈ મોઢાના શબ્દ પરથી પરખાતી હશે?'

મંત્રી કહે, 'એની આંખોનાં આંસુ સાક્ષી પૂરે છે ને?'

રાજા કહે, 'શું તને એમ લાગે છે કે કૌશિક તેને માટે અયોગ્ય છે?'

મંત્રી કહે, 'બરાબર એમ જ.'

રાજાએ કહ્યું, 'મારી સામે બન્નેના ભણતરની પરીક્ષા થવા દો. કૌશિક જીતે તો આ વિવાહ થવો જ જોઈએ.'

બીજે દિવસે મંત્રીએ આવીને રાજાને કહ્યું, 'મારી પુત્રીને આ મંજૂર છે.'

૪

ન્યાયસભા ભરાઈ. રાજા સિંહાસન પર બેઠો હતો, અને કૌશિક તેમના સિંહાસનના પગથિયા પાસે.

અધ્યાપક પોતે જ રુચિરાને લઈ ઉપસ્થિત થયા. કૌશિકે આસન પરથી ઊઠી એમને પ્રણામ કર્યા અને રુચિને નમસ્કાર કર્યા. રુચિએ એની તરફ સહેજ વળીને જોયુંયે નહીં.

નિશાળનો રિવાજ પાળવા પૂરતો પણ કૌશિક કદી રુચિ સાથે વાદવિવાદ કરતો નહીં. બીજા વિદ્યાર્થીઓ પણ અવહેલનાથી એને વાદવિવાદ કરવાની તક આપતા નહીં. તેથી આજે જ્યારે એને મુખે અસ્તરાની ધાર જેવું વ્યંગ, બાણની ટોચ પરના પ્રકાશની જેમ ચમકવા લાગ્યું ત્યારે ગુરુ પણ આશ્ચર્યચકિત થયા. પણ મનમાં ચિડાયા. રુચિને કપાળે પરસેવો છૂટયો. તે પોતાની બુદ્ધિ કાબૂમાં રાખી શકી નહીં. કૌશિકે એને પરાભવની પરિસીમાએ પહોંચાડી છોડી દીધી.

ગુસ્સાને લીધે અધ્યાપક બરાબર બોલી પણ ન શક્યા અને રુચિની આંખોએ ગંગાજમના વહેવા લાગી.

રાજાએ મંત્રીને કહ્યું, 'હવે લગ્નનું મુહૂર્ત કરો નક્કી.'

કૌશિક આસન પરથી ઊઠયો અને હાથ જોડી રાજાને કહ્યું, 'મહારાજ, ક્ષમા કરો. મારે આ લગ્ન કરવાં નથી.'

રાજાએ વિસ્મિત થઈ પૂછ્યું, 'જયલબ્ધ પુરસ્કાર લેવો નથી તારે?'

કૌશિકે કહ્યું, 'જય મારો જ રહે, પણ પુરસ્કાર ભલે બીજાને મળે.'

અધ્યાપકે કહ્યું, 'મહારાજ, હજી એક વરસની મુદત આપો. ત્યાર પછી આખરની પરીક્ષા ભલે થતી.'

આખરે એ જ નક્કી થયું.

૫

કૌશિકે શાળાનો ત્યાગ કર્યો. હવે તે કોક પરોઢિયે વનની છાયામાં તો કોક સંધ્યા સમયે પહાડના શિખર પર દેખાતો.

અહીં રુચિના અભ્યાસ તરફ અધ્યાપકે પોતાનું બધું જ ધ્યાન કેન્દ્રિત કર્યું, પણ રુચિનું પૂરું ધ્યાન કયાં હતું?

અધ્યાપક ચિડાઈને કહેતા, 'હજીયે તું સાવધ ન થઈ તો બીજી વાર ફરી તારા પર લાજી મરવાનો અવસર આવશે.' બીજી વાર શરમાવું પડે તે માટે જ જાણે એણે તપ આરંભ્યું. અપર્ણા(પાર્વતી)નું તપ જેમ અનશનનું હતું, તેવું જ રુચિરાનું હતું અનધ્યાયનું. ષડ્દર્શનની પોથી ઊઘડયા વિનાની જ રહી. એટલું નહીં પણ કાવ્યની પોથીનું ભાગ્ય પણ કવચિત જ ઊઘડતું.

અધ્યાપકે ખૂબ ચિડાઈને કહ્યું, 'કપિલ કણાદને નામે પ્રતિજ્ઞા કરું છું કે આ પછી કોઈ કાળે સ્ત્રીજાતિને વિદ્યાર્થી તરીકે લઈશ નહીં. વેદવેદાન્તનો તાગ મેળવી શકયો, પણ સ્ત્રીજાતિનું મન ઓળખી શકયો નહીં.'

એક દિવસ મંત્રીએ આવીને રાજાને કહ્યું, 'ભવદત્ત તરફથી દીકરી માટે માગણી આવી છે. કુળ, શીલ, ધન, માન બધી રીતે તેઓ શ્રેષ્ઠ છે. મહારાજની અનુજ્ઞા જોઈએ.'

રાજાએ પૂછયું, 'કન્યા શું કહે છે?'

મંત્રીએ કહ્યું, 'કન્યાના મનની ઈચ્છા તે કાંઈ મોઢાના શબ્દ પરથી પરખાતી હશે?'

રાજાએ ફરી પૂછયું, 'એની આંખોનાં આંસુ શી સાક્ષી આપે છે આજે?'

મંત્રી ચૂપ રહ્યા.

૬

રાજા પોતાના બાગમાં આવીને બેઠો. મંત્રીને કહ્યું, 'તમારી પુત્રીને મારી પાસે મોકલી આપો.'

રુચિરા આવી. રાજાને પ્રણામ કરી ઊભી રહી.

રાજાએ કહ્યું, 'છોકરી, પેલી રામ-વનવાસની રમત યાદ છે કે?'

રુચિરા હસતી હસતી નીચું જોઈ ઊભી રહી.

રાજા કહે, 'આજે એ જ રામ-વનવાસનો ખેલ ફરી એક વાર જોવાની મને હોંશ થઈ આવી છે.'

રુચિ પોતાના માથા પરનો પાલવ ફરી વાર ઠીક કરતી ચૂપ રહી.

રાજા કહે, 'વન પણ છે, રામ પણ છે પણ સાંભળું છું કે આ ફેરે સીતાનો જ માત્ર અભાવ છે. તું મનમાં આણે તો તે અભાવ સહેજે દૂર થાય.'

રુચિએ મૂંગાં મૂંગાં જ નીચા નમી રાજાને પ્રણામ કર્યા.

રાજા કહે, 'પણ બહેન, આ વખતે હું રાક્ષસ બની ન શકું.'

રુચિ આર્દ્ર નજરે રાજાના ચહેરા તરફ જોઈ રહી.

રાજાએ કહ્યું, 'આ ફેરે રાક્ષસનું કામ કરશે તમારા અધ્યાપક.'

*

## નિરૂપણ – 'પુનરાવૃત્તિ'નું

'પુનરાવૃત્તિ'ની વાર્તા ચતુરાઈથી લખી છે. પહેલા વાકયમાં જ કવિએ વાર્તાનો 'મુખડો' સુંદર રીતે બાંધ્યો છે. રણક્ષેત્રમાં રાજાનું સૈન્ય કયાંક વાર્યું હશે તેનો

વિષાદ મનમાં ભરેલો હતો. તેથી જ રાજા અંતર્મુખ વૃત્તિથી કહે છે, 'હારતાં મને ઠીક ઠીક આવડે છે.' અને પછી જે અધ્યાપકને વેદવેદાંતનો તાગ લાગ્યો પણ સ્ત્રીહૃદયનો તાગ મળ્યો ન હતો તે વિદ્યાજડને રમતમાં નહીં પણ પ્રત્યક્ષ વાર્તામાં હારી જનારો રાક્ષસ બનાવ્યો છે.

કવિનું બાળપણ વિદ્યાજડ શિક્ષકોના કડપમાંથી બચવાના પ્રયત્નમાં ગયું અને તેથી જ એમણે વિદ્યાર્થીઓના નંદનવન જેવી એક શાળા શાંતિનિકેતનમાં ઘણી ચીવટપૂર્વક ચલાવી. એટલું જ નહીં પણ પોતાના સાહિત્યમાં જ્યાં તક મળે ત્યાં કેળવણી વિશેની પોતાની કલ્પનાઓ તેઓ કુશળતાપૂર્વક માંડતા.

કવિની જેમ મારો પણ અનુભવ અને અભિપ્રાય છે કે નાનપણમાં અને કેટલેક અંશે કુમારવયે પણ એકાગ્રપણે ભણવાનો જુલમ બાળકો પર કરવો ન જોઈએ હું હમેશાં કહું છું કે એકાગ્રતા યથાકાળે આવશે. તે પ્રયત્નપૂર્વક આણવા કરતાં જિજ્ઞાસાની ઉત્કટતામાંથી ઉત્પન્ન થયેલી સારી. દીવો જે રીતે પોતાનાં કિરણ વિશ્વતો (બધી જ દિશામાં) ફેંકે છે, તે જ રીતે જિજ્ઞાસાએ પોતાનું ધ્યાન જીવનનાં બધાં જ ક્ષેત્રો તરફ મોકલવું જોઈએ,—પહોંચાડવું જોઈએ. કોઈ ગામડિયાને જો રાજદરબારમાં અથવા સંગ્રહાલયમાં લઈ જઈએ તો ત્યાંની સમૃદ્ધિ જોઈ એ દબાઈ જાય છે. અને શું જોઉં અને શું નહીં એમ તેને થઈ જાય છે. એક પણ વસ્તુ એ ધ્યાનપૂર્વક નીરખી શકતો નથી એ ખરું. પણ એ કાળમાં એ સમગ્ર પરિસ્થિતિનું આકલન કરતો હોય છે. આ લાભ કાંઈ નાનોસૂનો નથી.

એકીસમયે અનેક દિશામાં જોવું અને અનેક બાબતો તરફ યુગપત્ (એકસાથે) ધ્યાન દેવું એ જીવનશિક્ષણનું અત્યંત આવશ્યક અને તેથી જ અત્યંત મહત્ત્વનું એક અંગ છે. એકાગ્ર ધ્યાનનું મહત્ત્વ બધા જાણે જ છે. પણ ધ્યાનની આ વિકિરણ શક્તિનું મહત્ત્વ શિક્ષણશાસ્ત્રીઓને હજી પૂરું ઊમગ્યું નથી. મુંબઈમાં બોરીબંદર આગળનો રસ્તો ઓળંગનારા સાઇકલસવારને કેટકેટલે ઠેકાણે એકીસાથે ધ્યાન દેવું પડે છે! એક તરફથી ટ્રામ આવે છે, બીજી તરફથી મોટર, ત્રીજી તરફથી એક સાઇકલ. આમ કેટલાંયે વ્યવધાનો એની સામે આવી ઊભાં રહે છે. ઊભાં રહેત તોયે એટલી ચિંતા ન હતી. આ બધાં વ્યવધાનો તો પોતપોતાની દિશામાં અને પોતપોતાને વેગે દોડતાં હોય છે. તેમાંથી દરેકનો મનસૂબો ઓળખી, એમની ગતિની દિશા નક્કી કરી, પોતાનો માર્ગ કાઢવાનો હોય છે. આ બધી વસ્તુઓ તરફ એક જ ક્ષણે સરખું જ ઉત્કટ ધ્યાન આપવું અને એક જ ક્ષણમાં બધી ગતિઓનો હિસાબ કરવો એ જ છે જોઈતું નૈપુણ્ય. એ જ છે ખરું જીવનશિક્ષણ.

જંગલનાં પશુપક્ષીઓને અત્યંત આનંદથી આહારવિહાર કરતી વેળાએ પણ એકાગ્ર થવું પાલવે નહીં. ક્યારે, ક્યાંથી શત્રુ તરાપ મારે એ કહેવાય નહીં. માટે ચારે તરફથી સતર્ક અને સાવધાન રહ્યા સિવાય તેમને માટે સુરક્ષિતપણે જીવવું જ શક્ય નથી.

સૃષ્ટિકર્તાની વિવિધ લીલાથી ભરેલા આ વિશ્વમાં પ્રવેશ કર્યા પછી બાલમાનસની આકલનશક્તિ જેમ જેમ ખૂલતી જાય છે તેમ તેમ તે કુતૂહલથી સર્વત્ર જોવા લાગે છે.

આપણી વાર્તાનો કૌશિક ગુરુજીને કહે છે, 'મને માત્ર (પુસ્તકી) વિદ્યાનું આકર્ષણ નથી. અનેક વસ્તુનું આકર્ષણ મને છે.' વિદ્યાપરાયણ ગુરુજી કહે છે, 'એ બધાં આકર્ષણો છોડી દે.' જીવનનિષ્ઠ કૌશિક કહે છે, 'તો પછી વિદ્યા તરફ પણ મને આકર્ષણ રહેશે નહીં.'

આ નાનકડા સંવાદમાં રવિબાબુએ શિક્ષણશાસ્ત્રનો ઉપેક્ષિત એવો એક આખો અધ્યાય કહી દીધો છે.

પહેલાંની એક વાર્તા(પર્યવસાન)માં રાજાના અમર્યાદ અધિકારની આપણને ચીડ ચઢી હતી. પ્રસ્તુત વાર્તામાં રાજાના હાથમાં રહેલો સર્વાધિકાર આપણને રુચે છે. કેમ કે રાજામાં સ્વાર્થ, અહંકાર અથવા અપ્રબુદ્ધ લહેરનો વેગ ન હોઈ તે અહીં સર્વજ્ઞ અને મર્મજ્ઞ છે. તેનામાં નર્મ રસિકતા (humour) પણ છે અને હૃદય પારખવાની હથોટી પણ છે.

*

જ્યારે કવિની શિક્ષણકળા જગતમાં વિકસવા લાગશે ત્યારે હમણાંનું રૂઢ શિક્ષણ-શાસ્ત્ર પ્રસ્તુત વાર્તામાંના રાક્ષસ પ્રમાણે અનેકવાર પરાસ્ત થશે અને ફરી ફરી મરતાં તેને હાંફ ચઢશે.

છોકરાછોકરીઓના નાનપણના કુદરતી પ્રેમમાં સામાજિક દરજ્જાનું વૈષમ્ય ભેળવાયું. અભિમાન અને સંકોચ આડે આવ્યાં, તરુણનું તેજસ્વી સ્વાભિમાન ઘવાયું. પણ છેવટે પ્રેમનો જ વિજય થયો. Till Pride be Quelled and Love be free. કવિ સ્કૉટના આ શબ્દો અહીં પૂર્ણપણે સિદ્ધ થયેલા દેખાય છે.

## ૩૦. સિદ્ધિ

૧

સ્વર્ગના અધિકારોથી માણસ વંચિત ન રહે, એવું એનું હતું પણ. તેથી જબરદસ્ત શોધને અંતે એણે અમર થવાનો મંત્ર શીખી લીધો. અને હવે વનમાં એકલો બેસીને પેલા મંત્રની એ સાધના કરવા લાગ્યો.

વનને એક છેડે લાકડાના કટકા વીણીને એકઠા કરનારી એક છોકરી રહેતી હતી. તે કોઈ કોઈ વાર સાધકને માટે પાલવના છેડામાં ફળો અને પાંદડાંના દ્રોણમાં ઝરાનું પાણી લાવી આપતી.

ધીરે ધીરે તપશ્ચર્યા એટલી ઉગ્ર થઈ કે તે હવે ફળોને અડકતોયે નથી, પક્ષીઓ આવીને ચાંચ મારી મારીને ફળ ખાઈ જતાં.

આમ જ થોડા દિવસ ગયા. હવે દ્રોણનું પાણી દ્રોણમાં જ સુકાઈ જવા લાગ્યું. હોઠ સુધી પહોંચે જ નહીં.

લાકડાં વીણનારી છોકરી કહે, 'હવે હું તે શું કરું ? મારી બધી જ સેવા વ્યર્થ જાય છે.'

હવે તે છોકરી ફૂલો વીણી લાવી તપસ્વીના ચરણમાં મૂકી જતી; તપસ્વીના ધ્યાનમાં પણ આ નહોતું આવતું.

મધ્યાહ્નનો તડકો તપવા લાગે ત્યારે તે પોતાનો પાલવ ફેલાવી છાયા કરતી ઊભી રહે. પણ તપસ્વીને મન જેવો તડકો તેવો જ છાંયડો.

કૃષ્ણપક્ષની રાત્રે જ્યારે ઘોર અંધારું થતું ત્યારે પેલી છોકરી ત્યાં જ જાગતી બેસી રહેતી. તપસ્વીને તો ભય જેવું કશું હતું જ નહીં. તોયે પેલી પહેરો કરતી.

૨

એવો પણ એક સમય હતો કે જ્યારે આ લાકડાં વીણનારી મળતી ત્યારે આ તરુણ તપસ્વી મમતાપૂર્વક પૂછતા, 'કેમ, ઠીક ચાલે છે ને ?'

તે કહેતી, 'અમારું સારું શું ને ખોટું શું ?'

'પણ તમને સાચવનાર કોઈ નથી શું ? તમારી મા, બહેન ?'

તે કહેતો, 'બધાં જ છે. પણ તેઓ ચિંતા કરે તેથી શું વળે ? તેઓ મને ચિરકાળ સુધી જીવતો થોડો જ રાખી શકવાનાં હતાં.'

તે કહેતી, 'પ્રાણ બચાવી શકાતો નથી તેથી જ શું જીવના આવા હાલ કરવાના ?'

તપસ્વી કહેતો, 'હું ચિરકાળ સુધી જીવવાનો રસ્તો શોધું છું. માણસને મારે અમર કરવો છે.'

આટલું કહી એ બીજી કેટલીયે વાતો કરતો; બધું જ જાણે સ્વગત. પછી તેનો અર્થ કોઈને સમજાય કેમ કરીને ?

લાકડાં વીણનારી બાપડીને આમાંથી કશું જ સમજાતું નહીં તોયે, આકાશમાં નવો મેઘ ગરજતાંવેંત મયૂરીનું થાય તેવું એનું મન વ્યાકુળ થઈ આવતું.

ત્યાર પછી કેટલોયે વખત વહી ગયો. હવે તપસ્વીએ મૌન ધારણ કર્યું. તેની સાથે તે કાંઈ જ બોલે નહીં.

હજી થોડા દિવસ ગયા. તપસ્વીની આંખો પણ બંધ થઈ. તેની તરફ હવે તે જુએ પણ નહીં.

છોકરીને લાગે, તેની અને તાપસની વચ્ચે પેલી તપસ્યાએ જાણે લાખ યોજનનું દૂરત્વ આણ્યું છે. હજારો વર્ષ જાય તોયે આ આટલો મોટો વિચ્છેદ પાર કરી પાસે આવવાની હવે આશા જ ન રહી.

આશા ભલે ન રહે, તોયે એને રડવું આવે. મનમાં ને મનમાં તે કહેતી, 'આખા દિવસમાં એક વાર પણ જો કહ્યું હોત, 'સારી તો છે ને ?' તો આ બે શબ્દથી જ દિવસ સુખમાં વીત્યો હોત; એક જ વાર જો બેચાર ફળો ખાધાં હોત અને થોડુંક પાણી પી લીધું હોત તોયે અન્નપાણી ગળે ઊતરત.'

૩

અહીં ઇન્દ્રલોકમાં સમાચાર પહોંચ્યા કે માણસ મૃત્યુલોકને ઓળંગી સીધો સ્વર્ગે પહોંચવા માગે છે – કેવું આ સાહસ ! શી આ ધૃષ્ટતા !

ઇન્દ્રે ઉપર ઉપરથી ગુસ્સાનો ડોળ કર્યો, પણ અંદરખાનેથી એ ગભરાયો. કહે, દૈત્યોએ સ્વર્ગ જીતવાનો મનસૂબો કર્યો હતો બાહુબળને આધારે, તેમની સાથે યુદ્ધ ચાલી શક્યું; મનુષ્ય સ્વર્ગ અપનાવવા ઇચ્છે છે દુઃખને જોરે; તેની આગળ હારવું પડશે કે શું ?

મેનકાને મહેન્દ્રે કહ્યું, 'જા અને તપોભંગ કર.'

મેનકા બોલી, 'સુરરાજ, મૃત્યુલોકના માણસનો પરાભવ સ્વર્ગના અસ્ત્રથી કરશો તો તે સ્વર્ગનો જ પરાભવ કહેવાશે. માનવનું મરણબાણ માનવના જ હાથમાં નથી કે શું ?'

ઇન્દ્ર કહે, 'વાત ખરી છે.'

૪

ફાગણના દક્ષિણ મલયાનિલના વાયરા લાગતાં જ મર્મરિત માધવી લતા જેમ પ્રફુલ્લ થાય, તે જ પ્રમાણે એક દિવસે પેલી લાકડાં વીણનારી છોકરીના શરીરને નંદનવનનો વાયરો ચૂમી ગયો અને તેનો દેહ, તેનું મન એક ઉત્સુક માધુર્યના ઉન્મેષથી વ્યથિત થઈ ઊઠ્યું. તેના મનની ભાવના મધપૂડા પરથી ઊડેલી મધમાખો પ્રમાણે ઊડવા નાચવા લાગી, ક્યાંક તેમને મધની ભાળ લાગી હોવી જોઈએ.

બરાબર એ જ ટાણે સાધનાનું એક પર્વ પૂરું થયું. હવે તાપસને જવાનું હતું નિર્જન ગુફામાં, તેથી તેણે આંખો ખોલી.

નજર આગળ જ દેખાઈ પેલી લાકડાં વીણનારી છોકરી ! તેણે વેણીમાં ગૂંથી હતી અશોકની મંજરી અને પહેરી હતી પેલી કસૂંબાનાં ફૂલોના રંગમાં રંગેલી સાડી. કોઈક ઓળખીતી રાગિણી હોય, પણ તેના સ્વર બરાબર યાદ ન આવે તેના જેવી તાપસને એ જણાઈ – પૂર્વે જાણે તે કોઈક ચિત્રની રૂપરેખા જ માત્ર હતી. હવે કોઈ ચિત્રકારે પોતાની મસ્તીમાં જ અચાનક તેમાં રંગ ભર્યા હોય એવું લાગ્યું.

તપસ્વી આસન છોડી ઊભો થયો અને બોલ્યો, 'હું દૂર દેશ જવા ધારું છું.'

લાકડાં વીણનારી કન્યા બોલી, 'તે શા માટે, પ્રભુ ?'

તપસ્વીએ કહ્યું, 'તપસ્યા પૂર્ણ કરવા માટે.'

ત્યારે તે હાથ જોડીને બોલી, 'દર્શનના પુણ્યથી મને આમ વંચિત શા માટે કરો છો ?'

તપસ્વી ફરી આસન પર બેઠો. ઘણા વખત સુધી પોતાના મન સાથે મંથન કર્યું, પણ એક અક્ષર પણ બોલ્યો નહીં.

૫

વિનંતી માન્ય થતાંવેંત, તેના હૈયાના એક છેડાથી બીજા છેડા સુધી ગજવેલની સોય જાણે રહી રહીને ભોંકાવા લાગી.

એને લાગ્યું, 'હું યઃકશ્ચિત્ તુચ્છ માણસ. મારા શબ્દને લઈને વિઘ્ન શા માટે આવે ?'

તે રાત્રે ઊંઘ ન આવવાથી સુકાયેલાં પાંદડાંની શય્યા ઉપર એકલી જાગતાં બેસી રહેતાં એને પોતાની જ બીક સતત લાગવા માંડી.

બીજે દિવસે સવારે તે ફળો લઈ સામે ઊભી રહી. તાપસે હાથ લંબાવી તે લીધાં. દ્રોણમાં પાણી લાવતાંવેંત તાપસે પાણી પણ પીધું. કન્યાનું હૈયું હર્ષથી છલકાયું.

પરંતુ ત્યાર પછી તરત જ નદીતીરે શિરીષની છાયામાં આવતાંવેંત તેનાં આંખનાં આંસુ રોકાય નહીં. શું લાગ્યું હશે કોણ જાણે !

બીજે દિવસે સવારે તાપસને પ્રણામ કરી તે લાકડાં વીણનારી છોડી બોલી, 'પ્રભો ! આશીર્વાદ માગું છું.'

તાપસે પૂછયું, 'કેમ ?'

છોકરીએ કહ્યું, 'ખૂબ દૂર જવાની છું તેથી.'

તપસ્વી બોલ્યો, 'ભલે જા, તારી સાધના સફળ થાઓ.'

૬

એક દિવસે તપસ્યા પૂર્ણ થઈ.

ઈન્દ્રે આવીને કહ્યું, 'સ્વર્ગનો તું અધિકારી-બન્યો છે.'

તપસ્વી કહે, 'હવે સ્વર્ગ લઈને હું કરું શું ?'

ઈન્દ્રે પૂછયું, 'ત્યારે શું જોઈએ છે તારે ?'

તપસ્વીએ કહ્યું, 'આ જ વનમાંની પેલી લાકડાં વીણનારી છોકરી.'

*

## નિરૂપણ — 'સિદ્ધિ'નું

આ વિષય રવિબાબુએ અનેક ઠેકાણે જુદી જુદી રીતે ખેડયો છે.

મરાઠી નાટક શાપ-સંભ્રમમાંનો પુંડરીક કહે છે.

निराकार त्या निर्गुण रूपा । बहुदिन धुंडित होतों ।।<br>
सगुण अशी साकार सुंदरी । दिसतां छंद सुटे तो ।।<br>
लाभे जरि मजला । मानिन मुक्तिलाभ घडला ।।

[ઘણા દિવસ તે નિરાકાર નિર્ગુણ રૂપને શોધતો હતો. સગુણ સાકાર એવી સુંદરી જોઈને પેલો છંદ છૂટયો. તે જો હવે મારી થાય તો માનીશ કે મુક્તિ મળી ગઈ.]

જૂના કવિના કથાનાયકો સૌન્દર્ય પર જ મોહિત થતા. અને સુંદર વ્યક્તિ આકૃતિવિરોધી હોઈ શકે નહીં, એ સિદ્ધાન્ત પ્રમાણે એનામાં સર્વ સદ્‌ગુણ હોવા જ જોઈએ એમ માનીને ચાલતા. આપણો તપસ્વી મોક્ષાર્થી ન હતો. સ્વર્ગ મેળવી એને અજરામર થવું હતું. તોપણ એ કહી શકત —

सेवा-मूर्ति मुग्ध कन्यका पाहुनि छंद सुटे तो। [સેવા-મૂર્તિ, મુગ્ધ કન્યાને જોઈ સ્વર્ગની ઘેલછા છૂટી ગઈ.]

પણ અહીં પણ મદન અને વસંતે કન્યાનું સૌન્દર્ય ખીલવ્યું તે પછી જ તે, 'ચિત્રાંગદા'માંના તપસ્વી અર્જુનની જેમ સંકલ્પ-ભ્રષ્ટ થયો હશે.

ગમે તેમ હો, સ્વર્ગમાં જઈ 'नोहे माता, नोहे कन्या, नोहे वधू सुन्दरी रूपसी नन्दनवासिनी उर्वशी,' એવી દેવાંગના પ્રાપ્ત કરવા કરતાં પ્રેમમૂર્તિ, સેવાપરાયણ, મુગ્ધ, સાત્ત્વિક વનકન્યા મેળવવાની ઈચ્છા કાંઈ અધઃપાતનું લક્ષણ ન કહેવાય.

## ૩૧. પહેલો પત્ર

### ૧

નવવધૂ સાથે તેનું હતું આ પહેલવહેલું મિલન. અને ત્યાર પછી તે પહેલ-વહેલો જ પ્રવાસે નીકળ્યો હતો.

ઘરની બહાર નીકળતાં નીકળતાં એણે ઘરના અરીસામાં અચાનક પત્નીનું મૂગું રુદન જોયું. મનમાં થયું, 'પાછો ફરું અને થોડી વાત કરી આવું.' પણ તેટલોયે વખત ન હતો.

તે દૂરસુદૂર ચાલ્યો જાય છે તેથી કોઈ એકની આંખોમાંથી ગંગાજમના વહેવા લાગે, એવું એના જીવનમાં આ પહેલાં કદી બન્યું ન હતું.

રસ્તા પર ચાલતાં ચાલતાં નમતા તડકામાં એને આ પૃથ્વી પ્રેમની વ્યથાએ ભરાયેલી દબાયેલી લાગી. તે અપાર વ્યથાના ભંડારમાં તેના જેવા એક માણસને પણ આમંત્રણ છે. આ વિચાર મનમાં આવી આશ્ચર્યથી એનું હૃદય ભરાઈ આવ્યું.

જે જગ્યાએ એ કામ માટે આવ્યો હતો તે હતો પહાડ. ત્યાં દેવદારની છાયામાં વળાંકદાર રસ્તો નીરવ આરાધનાની જેમ પહાડને વળગેલો છે અને નાનાં નાનાં ઝરણાંઓ વચમાં વચમાં જાણે કોઈને શોધતાં ફરે છે, લપાતાં સંતાતાં.

આરસીમાં જે મુખમુદ્રા પ્રવાસી જોઈ આવ્યો હતો, સૃષ્ટિમાં આજે એ જુએ છે, તે જ મુદ્રા — નવવધૂની ગુપ્ત વ્યાકુળતાની એ મુદ્રા.

### ૨

આજે ગામથી એની પત્નીનો પહેલો પત્ર આવ્યો છે.

તે લખે છે, 'તમે પાછા ક્યારે આવશો? વહેલા આવો, વહેલા આવો, વહેલા વહેલા આવો. તમારે પાયે પડું છું.'

જેમાં આવવુંજવું અખંડ ચાલુ જ છે એવા આ જગતમાં તેના પણ ચાલ્યા જવાને અને આવવાને આટલી કિંમત હોઈ શકે એ કોને ખબર હતી? પેલાં

બે આતુર નયનો સામે એણે પોતાને ઊભો કરી જોયો અને એનું હૃદય વિસ્મયથી ભરાઈ આવ્યું.

મળસકે ઊઠી પત્ર લઈ દેવદારની છાયામાં તે જ વળાંકવાળા રસ્તે તે ફરવા નીકળ્યો. પત્રનો સ્પર્શ એના હાથને થતો હતો અને કાન જાણે સાંભળતા હતા, 'તમને મળી શકતી નથી તેથી મારા જગતનું આખુંયે આકાશ શોકથી ઊભરાઈ ગયું છે.'

મનમાં ને મનમાં એ વિચાર કરવા લાગ્યો, 'આટલા બધા શોકને યોગ્ય હું છું ત્યારે?'

૩

આ જ સમયે પૂર્વ તરફના નીળા પહાડને શિખરે સૂર્ય ઊગ્યો, દેવદારુનાં ઝાકળથી ભીંજાયેલાં પાંદડાંની ઝાલરમાંથી પ્રકાશ ઝગમગી ઊઠયો.

અચાનક ચાર વિદેશી યુવતીઓ બે કૂતરાંઓ લઈ સાથે રસ્તાના વળાંક પર જ એની સામે આવી. કોણ જાણે શું થયું હતું; તેના ચહેરા પર કંઈક હતું કે પોશાકમાં કે ચાલચલનમાં — મોટી બે છોકરીઓ મશ્કરીમાં મોં મરડી ચાલી ગઈ. નાની બે છોકરીઓએ હસવું ખાળવાનો પ્રયત્ન કર્યો, પણ હારી. અને બન્ને એકબીજાને કોણી મારતી, ખડખડ હસતી દોડી ગઈ.

કઠોર મશ્કરીના હાસ્યે ઝરણાંઓનો સૂર પણ બદલ્યો. તેમણે તાળી પાડવાનું શરૂ કર્યું. પ્રવાસી બિચારો નીચું ઘાલીને ચાલતો હતો અને વિચાર કરતો હતો, 'આવું હાસ્ય જ છે શું મારા મિલનની કિંમત?'

તે દિવસે તે રસ્તા પર ઝાઝું ફર્યો નહીં, ઘેર પાછો ગયો અને એકલો જ ઓરડીમાં બેસી પત્ર ઉઘાડી વાંચવા લાગ્યો, 'તમે પાછા ક્યારે આવવાના? વહેલા આવો, વહેલા વહેલા આવો, તમારે પગે પડું છું.'

*

## નિરૂપણ — 'પ્રથમ ચિઠ્ઠી'નું

કોઈ પણ કવિ જ્યારે મનોવ્યાપારની નાજુક ખૂબીઓનું વર્ણન કરે છે ત્યારે તેમાં પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ સ્વાનુભવ જ વ્યક્ત થાય છે અને તેથી કોઈ પણ લેખક અથવા કવિનું લખાણ એ પોતે જે વર્ગમાં રહે છે તેના વાતાવરણને અનુરૂપ જ હોય છે. પરિચિત વાતાવરણના તંબૂરા પર જ તેની કલ્પનાના આરોહ-અવરોહ છેડેલા હોય છે.

રવિબાબુ જેવા ગર્ભશ્રીમંત અને રાજદરબારી વાતાવરણમાં વિચરનાર વ્યક્તિની કલ્પનાશક્તિ ગમે તેટલી જોમદાર હોય અને સહાનુભૂતિ ગમે તેટલી ભેદક હોય પણ દુ:ખી થયેલા ગરીબના થતા અપમાનની આટલી યથાર્થ કલ્પના અને તેનો સૂઝેલો આવો વિલક્ષણ પણ રામબાણ ઉપાય આ કવિના મનમાં આવ્યો જ શી રીતે એનું આશ્ચર્ય થયા વગર રહેતું નથી. ખરેખર આ કવિની સહાનુભૂતિ

વિશ્વગામી લાગે છે. માનવજાતિના દરેક પ્રકારની મનોભૂમિકાના પોપડા પોતાના મનમાં એણે સાચવી રાખેલા હોવા જોઈએ. આટલી વિશ્વવેદિતા પૂર્વજન્મની સાધના વિના સિદ્ધ થઈ શકતી હશે? આવો પણ સવાલ મનમાં ઊઠયા વિના રહેતો નથી.

આવો પ્રશ્ન ઊઠવાનું કારણ આ એક જ રેખાચિત્ર નથી. આ જ શક્તિ અનેક ઠેકાણે અનુભવાઈ છે.

## ૩૨. રથયાત્રા

રથયાત્રાનો દિવસ પાસે આવ્યો.

રાણીએ રાજાને કહ્યું, 'ચાલો, રથ જોવા જઈએ.'

રાજા કહે, 'ઉત્તમ.'

અશ્વશાળામાંથી અશ્વ નીકળ્યા, હસ્તિશાળામાંથી હાથી, માફા પાલખીઓની હાર જ લાગી. અને આગળપાછળ ચાલવા લાગ્યા ભાલાદાર ચોપદાર, દાસદાસી.

પાછળ રહી ગયો માત્ર એક જ જણ; જેનું કામ હતું રાજમહેલની સાવરણીઓ માટે લાકડીઓ અને સળીઓ આણી આપવાનું.

સરદારે એની પાસે જઈ કૃપાળુપણે પૂછ્યું, 'અરે, આવવું હોય તો ચલ ને.'

હાથ જોડીને એ બોલ્યો, 'મારાથી આવી શકાય તેમ નથી.'

રાજાને કાને વાત ગઈ—બધાં જ આવે છે પણ આ જ એકલો દુઃખી માત્ર આવતો નથી.

દયાર્દ્ર થઈ રાજાએ મંત્રીને કહ્યું, 'એને પણ બોલાવી લો.'

રાજમાર્ગની બાજુએ જ હતું દુઃખીનું ઘર. મંત્રીનો હાથી ત્યાં પહોંચ્યો કે એણે પેલાને બોલાવીને પૂછ્યું, 'અરે દુઃખી, ભગવાનની સવારી (ભગવાનનો રથ) જોવી છે ને? ચાલ.'

દુઃખી હાથ જોડી બોલ્યો, 'કયાં સુધી આવું? ભગવાનના દરવાજા સુધી પહોંચવાનું શું મારા નસીબમાં છે?'

મંત્રી કહે, 'તને તે કોની બીક? રાજાની સાથે તો તું આવવાનો.'

તે બોલ્યો, 'બાપ રે બાપ! રાજાની વાટ તે શું મારી વાટ?'

મંત્રી કહે, 'તો પછી તારી શી વાટ (વલે)? ભગવાનની સવારી જોવાનું તારા નસીબમાં જ નથી લાગતું.'

તે બોલ્યો, 'નહીં કેમ? ભગવાનની સવારી તો રોજ જ રથમાં બેસી મારે દરવાજે આવે છે.'

મંત્રીને હસવું આવ્યું. બોલ્યો, 'તારે દરવાજે રથનાં ચિહ્ન કયાં છે?'

દુઃખી બોલ્યો, 'ભગવાનના રથનાં ચિહ્નો ઊમટે નહીં.'

મંત્રી કહે, 'તે કેમ ?'

દુ:ખી કહે, 'કારણ તેઓ પુષ્પક રથમાં બેસીને આવે છે.'

મંત્રી કહે, 'ત્યારે ક્યાં છે એ રથ ?'

દુ:ખીએ બતાવ્યું — તેના દરવાજાની બન્ને બાજુએ બે સૂર્યમુખી ખીલ્યાં છે.

*

## નિરૂપણ — 'રથયાત્રા'નું

આપણને લાગે છે રાજાનો વૈભવ ઘણો હોવાથી રાજાનું જીવન સમૃદ્ધ હોવું જોઈએ, પણ તેવું હોતું નથી. ઘરમાં જે રીતે મેજ, ખુરસી, પલંગ વગેરે સાધનો વધે એટલે ફરવાહરવાની જગા અને મોકળાશ એટલા પ્રમાણમાં ઓછી થાય છે, તે જ રીતે વૈભવ અને ઐશ્વર્યની ભીડ થાય એટલે જીવન સંકોચાય છે. રાજાને જ્યારે દેવદર્શન કરવું હોય ત્યારે રાજાની રીતે જ કરવું પડે છે. રાજાની આસપાસ જેમ બહારનાં લફરાં હોય છે તેમ જ તે રાજા છે એટલા જ માટે એનાં માનસિક લફરાં પણ ઘણાં હોવાનાં. તેથી રાજાને દેવદર્શન જેમ તેમ જ મળે.

ગરીબનું તેવું નથી. તેની પાસે નથી લોકો પર ચલાવવાની સત્તા કે નથી ઉપભોગ કરવા માટે માલમતા. તેના જીવનનું આ પોલાણ ભરી કાઢવા માટે ભગવાનને જ આણવો પડે છે. અને જીવનમાં યથેચ્છ અવકાશ હોવાથી ત્યાં ભગવાન પણ ઘણો માઈ શકે છે.

ગરીબનો આહાર જાડો ભરડો. પણ તેની ભૂખ હોય છે જોરદાર. રાજાની થાળીમાં પાંચ પકવાન ભરેલાં હોય છે. પણ રાજાની ભૂખ મરેલી હોય છે. બે કોળિયા પેટમાં ઊતરે તો સદ્ભાગ્ય. રાજા જેટલું ખાય છે તેટલું જ જો ગરીબ ખાય તો એ ભૂખે જ મરે.

રાજદરબારમાં શોભા સારુ એકાદ ફૂલપાત્ર મૂકેલું હોય તેવું જ રાજાના જીવનમાં ભગવાનનું સ્થાન છે. ગરીબે તો પોતાનું આખું જીવન ભગવાનથી ભરી કાઢવાનું હોય છે. જીવન ઈશ્વરમય થાય છે તેથી જ તો એ જીવી શકે છે.

રાજાને વરસમાં અમુક અમુક દિવસે મંદિરમાં જઈ મૂર્તિનાં દર્શન કરવાનું હોય છે. ગરીબને ઘેર ઈશ્વર પોતે થઈને આવે છે. અને ગરીબને તે રોજ જ જોઈતો હોય છે. માત્ર ભગવાનનો આ અભિસાર હોવાથી ગયા-આવ્યાની એંધાણી એ રહેવા દેતો નથી.

સૂર્યમુખીનાં મોટાં મોટાં ગોળ ફૂલો એટલે ભગવાનનાં સુવર્ણ રથચક્રો જ છે. ફૂલોના રથમાં બેસી ભગવાન રોજ દુ:ખીને ઘેર આવે છે. પણ આટલું સુલભ દર્શન જીવન-દરિદ્રી ધનવાનોને ક્યાંથી ?

# ૩૩. ભેટ

૧

પૂજા(નવરાત્રિ)નું પર્વ આવી પહોંચ્યું. કોઠાર વિવિધ વસ્તુઓથી ભરાઈ ગયો. કેટલીયે બનારસી સાડીઓ, કેટકેટલા દરદાગીના, ઘડા ભરીભરીને દૂધ-દહીં, અને કથરોટો ભરીને પકવાન્ન, મેવા-મીઠાઈ.

મા ભેટો મોકલતી હતી.

મોટો દીકરો દૂર દેશના રાજદરબારમાં નોકરી કરે છે. વચેટ દીકરો વેપાર ખેડે છે. બાકીના દીકરાઓ માંહોમાંહે લડીને જુદાં ઘર કરીને રહ્યા છે, સગાંવહાલાં, કુટુંબીઓ દેશદેશાન્તર વીખરાયેલાં છે.

સૌથી નાનો દીકરો ઓટલા પર ઊભો ઊભો જોય છે, આખો દિવસ ભેટો ભરાઈ ભરાઈને જાય છે, દાસદાસીઓની કતાર લાગી છે; થાળીની થાળીઓ— અગણિત થાળીઓ રંગબેરંગી રૂમાલોથી ઢંકાયેલી છે.

દિવસ આથમ્યો. ભેટ મોકલવાનું પૂરું થયું. દિવસના છેવટના નૈવેદ્યની સોનાની થાળી લઈ સૂર્યાસ્તની સોનેરી પ્રભા નક્ષત્રલોકને રસ્તે અલોપ થઈ.

૨

નાના દીકરાએ અંદર આવી માને કહ્યું, 'બા, બધાંને જ તેં ભેટો મોકલી, માત્ર અમને જ નહીં?'

બા હસીને બોલી, 'બધાંને બધું જ આપી દીધું. હવે તારે માટે શું રહ્યું— આ જો,' કહેતાં કહેતાં તેણે બાળને ચૂમી લીધો.

બાળકે રડતે રાગે કહ્યું, 'ભેટ નહીં મળવાની મને?'

'દૂર જશે ત્યારે મળશે.'

'અને પાસે હોઉં ત્યારે તારા હાથની વસ્તુ ન જ મળે ને?'

બાએ તેને બન્ને હાથે ઊંચકી કેડે બેસાડયો અને બોલી, 'અરે ભાઈ, આ જ તો છે મારા હાથની વસ્તુ.'

*

## નિરૂપણ — 'સઓગાત'નું

બાઈબલમાં ઉડાઉ બંડખોર દીકરાની કથા છે. એક દીકરો પિતા સાથે લડયો. તેણે બાપ પાસેથી પોતાનો ભાગ માગી લઈ એશઆરામમાં એ ઉડાવી દીધો. પછી જયારે ભૂખે મરવા વારો આવ્યો ત્યારે પસ્તાવાથી બળતો એ બાપ પાસે પાછો આવીને બોલ્યો, 'દીકરા તરીકે ઘેર આવવાનો હવે મારો અધિકાર રહ્યો નથી. મને અન્નવસ્ત્ર આપી ઘરમાં નોકર તરીકે જ રાખી લો.' બાપે દીકરાને

હૃદયસરસો ચાંપ્યો. તેના શરીર પરનાં ચીંથરાં કાઢી નાખી એને સારાં કપડાં પહેરવા આપ્યાં. અને વિવિધ પકવાનો રંધાવી મોટો તહેવાર ઊજવ્યો. આ બધું જોઈ બીજો ભાઈ બોલ્યો, 'બાપુ, મેં કદી બળવો કર્યો નહીં. તમને છોડીને ગયો નહીં, ઉડાઉપણું કર્યું નહીં. ઉદ્ધતાઈથી ચાલ્યો નહીં. પણ મારે માટે તમે કદી મિજબાની કરી નહીં.'

બાપે કહ્યું, 'અરે ભાઈ, તું તો મારો છે જ. આ છોકરો મારાથી દૂર થયો હતો. તે મને પાછો મળ્યો. તેથી આ ઉત્સવ કરું છું, આ તારે સમજવું જોઈએ.'

બીજો દીકરો ઉંમરે મોટો હતો. બાપની ભાવના સમજી શકયો.

પ્રસ્તુત વાર્તાની ભૂમિકા જુદી હોય તોયે ઉપરની બાઈબલની વાર્તા યાદ આવ્યા વિના રહેતી નથી.

જે દૂર ગયા છે, પછી તે મનથી દૂર થયા હોય અથવા દૂર દેશ ગયા હોય, તેમને રોજ મળી શકાતું નથી. તેમની સતત, અખંડ સેવા થઈ શકતી નથી. આ વિષાદ અને આ વિરહ ભરી કાઢવા માટે આપણે ખાસ ખાસ દિવસે મોંઘી ભેટો મોકલીએ છીએ. જેઓ પાસે છે, તે તો છે જ. તેમની સાથે પ્રેમની આપલે અખંડ ચાલે છે. તેમને ભેટ આપવી એટલે જ્યાં દૂરી નથી ત્યાં તે ઉત્પન્ન કરવા જેવું છે. પ્રેમને તે શી રીતે સહન થાય?

અહીં સુધી તો બધું ઠીક. માની ભાવના અને માની ભૂમિકા કવિને સમજાઈ, આપણને પણ સમજાય છે. પણ પેલા નાનકડા અર્ભકનું શું? તેને આ ગૂઢ તત્ત્વજ્ઞાન શી રીતે સમજાય?

આપણે ઘણી વાર જોઈએ છીએ કે સગાંવહાલાં ખૂબ વહાલપૂર્વક બાળકોને ચૂમે છે. અને બાળકો કંટાળીને તરત જ ગાલ લૂછે છે. ચુંબનમાં પ્રેમ કરતાં એની ભીનાશ જ બાળકોને વધારે જણાય છે. તે જ બાળકો સહેજ મોટાં થાય એટલે ચુંબનનો ખોરાક ન મળ્યેથી ઉદાસ થાય છે અને લેવાઈ જાય છે.

રવિબાબુની વાર્તા આપણને ખૂબ ગમી. માએ બાળકને ચુંબન કર્યું. તેને બન્ને હાથે ઊંચકી લઈ છાતીસરસો ચાંપ્યો. તેને પ્રેમની વસ્તુ કહીને સંબોધ્યો. પણ તેની સાથે જ એકાદ પેંડો, એકાદ જલેબી અથવા બેચાર ભજિયાં બાળકને આપ્યાં હોત તો આપણને તે વધારે ગમ્યું હોત. બાળકને જે વાત સમજાય નહીં તે જ સર્વશ્રેષ્ઠ હોય તોયે બાળકને કરમાયેલો રાખીને આપણા સંતોષથી કવિએ સંતુષ્ટ નહોતું થવું જોઈતું.

## ૩૪. મુક્તિ

૧

વિરહિણીએ પોતાના ફૂલબાગના એક છેડે વેદી ચણી તેના પર એક મૂર્તિ ઘડવાનું શરૂ કર્યું. તેના હૃદયમાં જે વ્યક્તિ બેઠી હતી, બાહ્યતઃ તેની જ પ્રતિકૃતિ

દરરોજ થોડું થોડું કરીને તે ઘડતી હતી. ફરી ફરી મૂર્તિ તરફ તે જોય, કાંઈક વિચાર કરે અને એની આંખો ભીનાં થઈ જાય.

પણ જે રૂપ એક વખતે તેના ચિત્તપટ પર સુસ્પષ્ટ હતું તે જ જાણે હવે ધીરે ધીરે અસ્પષ્ટ થવા લાગ્યું. રાત પડતાં પોતાની પાંખડીઓ બીડનારાં કમળની પેઠે જાણે તેની સ્મૃતિની પાંખડીઓ ધીરે ધીરે બિડાતી જતી.

તે યુવતી પોતા પર ક્રોધે ભરાતી, શરમાતી. હવે એની સાધના કઠોર થઈ – બેચાર ફળ ખાય, થોડુંક પાણી પીએ અને તૃણશય્યા પર જ પડી રહે.

સ્મરણથી આકૃતિ ઘડતાં ઘડતાં તેની બરાબર પ્રતિકૃતિ ઊપસે નહીં. લાગે કે આ કોઈ ખાસ વ્યક્તિની મૂર્તિ નથી. જેમ જેમ તેની કાળજી અને દક્ષતા વધે તેમ તેમ તફાવત પણ વધતો જાય.

હવે તે એ મૂર્તિને અલંકારો વડે સજાવવા લાગી, એકસો એક કમળોથી તેની પૂજા કરવા લાગી, સાંજે તેની સામે સુગંધી તેલનો દીવો પ્રગટાવતી. તે દીવો હતો સોનાનો અને તેલ હતું બહુમૂલ્ય. રોજ રોજ અલંકારોની સંખ્યા વધવા લાગી. પૂજાની સામગ્રીઓ વડે જ વેદી ઢંકાઈ જાય. મૂર્તિનું અસ્તિત્વ જણાય જ નહીં.

૨

એક છોકરાએ પાસે આવીને તેને પૂછયું, 'અમારે રમવું છે.'

'કયાં ?'

'એ . . . ત્યાં – જયાં તમારી ઢીંગલી શણગારીને મૂકી છે ને ત્યાં.'

યુવતીએ તેને ધમકાવતાં કહ્યું, 'ત્યાં કદી જ રમવા મળવાનું નથી.'

બીજા એક બાળકે આવી તેને કહ્યું, 'અમારે ફૂલો તોડવાં છે.'

'કયાંનાં ?'

'તમારી ઢીંગલીના ઘરને અડીને ચંપાનું ઝાડ છે ને તેના પરનાં.'

તરુણીએ તેને હાંકી કાઢતાં કહ્યું, 'તે ફૂલોને કોઈએ અડકવાનું નથી.'

બીજા એક બાળકે આવી કહ્યું, 'દીવો ધરીને અમને રસ્તો બતાવો ને.'

'દીવો કયાંથી લાવું ?'

'તમારા ઢીંગલીઘરમાં બળે છે તે.'

યુવતીએ તેને કાઢી મૂકતાં કહ્યું, 'તે દીવો ત્યાંથી ખસેડી શકાય જ નહીં.'

૩

બાળકોની એક ટોળી જાય છે તો બીજી આવે છે.

યુવતી તેમનો કલ્લોલ સાંભળે છે, તેમનું નાચવું – ખેલવું જોય છે. બેચાર ક્ષણો માટે અન્યમનસ્ક થાય છે. એટલામાં ચમકીને શરમાય પણ છે.

મેળાનો દિવસ પાસે આવ્યો.

પડોસનો ડોસો તેની પાસે આવ્યો. કહે, 'છોકરી, મેળો જોવા આવે છે ને ?'

યુવતી બોલી, 'મારે કયાંય જવું નથી.'

સખીઓ આવીને કહે, 'ચાલ ને, મેળો જોવા.'

યુવતી કહે, 'મને વખત નથી.'

નાનકડું બાળક આવી બોલ્યું, 'મને મેળો જોવા લઈ જાને.'

યુવતીએ કહ્યું, 'મારાથી અવાશે નહીં; અહીં પૂજાઅર્ચા કરવાની છે.'

૪

એક દિવસ ઊંડી નીંદરમાં જ જાણે એને કાને પડયો સમુદ્ર-ગર્જના જેવો અવાજ. દેશદેશના લોકો ટોળેટોળાં નીકળ્યા છે. કોઈ રથમાં તો કોઈ પગપાળા —કોઈ પીઠ પર બોજો લઈને તો કોઈ પોતાનો બોજો ફેંકી દઈને.

પરોઢિયે એની ઊંઘ ઊડી ત્યારે યાત્રાળુઓનાં ગીતોને લીધે પક્ષીઓનાં ગીત સાંભળવાં મુશ્કેલ હતાં. એકાએક એના મનમાં થઈ આવ્યું કે તેણે પણ જવું જોઈએ.

તરત જ તેને યાદ આવ્યું, 'મારે તો પૂજાઅર્ચા કરવાની હોય છે. મારે જવું હોય તોયે જઈ શકાય એમ નથી.'

પછી તે દોડતી જ ગઈ પોતાના બાગમાં—મૂર્તિ શણગારીને મૂકી હતી ત્યાં.

પણ જુએ છે તો મૂર્તિ છે જ કયાં? વેદી પરથી જ માર્ગ થયો છે. લોકોનાં ઝુંડનાં ઝુંડ આવ્યા જ કરે છે, ખંડ પડતો જ નથી.

અહીં જેની સ્થાપના કરીને ગઈ હતી તે કયાં છે?

કોઈક જાણે તેના કાનમાં ગણગણ્યું, 'જે નીકળ્યા છે તેમનામાં જ.'

એટલામાં નાનકડું બાળક આવીને બોલ્યું, 'મારો હાથ પકડીને ચાલ ને.'

'કયાં?'

બાળકે કહ્યું, 'મેળો જોવા. તમારે પણ આવવું છે ને?'

યુવતી બોલી, 'હા, મારે પણ આવવું છે.'

જે વેદીની સામે આવી તે બેસતી તેની ઉપરથી જ એની વાટ થઈ અને જે મૂર્તિમાં ઢંકાયેલો હતો તે જ તેને બધા યાત્રાળુઓનાં રૂપમાં સાંપડયો.

*

## નિરૂપણ — 'મુક્તિ'નું

આ નાનકડી વાર્તામાં ગૂંથાયેલો પ્રસંગ રવિબાબુનો અત્યંત પ્રિય વિષય છે. અનેક કવિતાઓમાં અને નાટકોમાં તેમણે તે કુશળતાપૂર્વક વર્ણવ્યો છે.

આધ્યાત્મિક ક્ષેત્રમાં થતી આ મહાન ક્રાંતિ કવિએ ઓળખી અને નવીન પેઢીના મન પર તે કેમ ઠસાવાય એની તાલાવેલી તેમને લાગી. આ તાલાવેલીએ અનેક રૂપો ધારણ કર્યાં છે. ગીતાંજલિનું લોકપ્રિય ગીત 'भजन पूजन साधन आराधना समस्त थाक् पडे' લો અથવા 'राजार मतन साजाये तुमि' આ માતાને ઉદ્દેશીને લખાયેલી કવિતા લો, ભાવ તે જ છે. મંદિરના અંધારા ગર્ભગૃહમાં ધ્યાનના હૃદયગહ્વરમાં અથવા વૈરાગ્યની શૂન્ય એકાકિતામાં ભગવાનનું, આપણા ઈષ્ટ દેવનું દર્શન થવાનું નથી. અમીર અને ગરીબ જયાં એકઠા થાય છે, આબાલવૃદ્ધ

બધા ભેદો ભૂલી જાય છે એવા માનવીમેળામાં, રાજપથ પર યાત્રાના સમુદાય વચ્ચે જીવન કૃતાર્થ થાય છે અને ભગવાનનાં દર્શન મળે છે. બધા સાથે એકરૂપ થવું, પોતાને ભૂલી જવું આ પ્રેમયુક્ત નિઃસ્વાર્થ સેવાનો માર્ગ જ ખરો છે, વિશ્વાત્મૈકયનો નિત્ય અનુભવ કરવો એ ખરી સાધના છે. સૂતકી વિરક્તિ ખરી સાધના ન હોઈ, નિરપવાદ અનુરક્તિ અને પ્રેમૈકયની મસ્તી એ જ ખરી સાધના છે એ યુગવાણી કવિએ મલાવી મલાવીને ગાઈ છે.

वैराग्य साधने मुक्ति से आमार नोय ।

## ૩૫. પરીનો પરિચય

૧

રાજકુમારની ઉંમર વીસી ઓળંગી જવા આવી. દેશવિદેશથી વિવાહનાં માગાં આવવા લાગ્યાં.

પુરોહિતે કહ્યું, 'બાલ્હિક રાજાની દીકરીનું રૂપ તો જાણે રૂપ જ છે. જાણે શ્વેત ગુલાબોની પુષ્પવૃષ્ટિ જ.'

રાજપુત્ર મોઢું ફેરવીને બેસે, ઉત્તર જ આપે નહીં.

દૂતે આવીને કહ્યું, 'ગાંધાર રાજાની દીકરીનાં અંગેઅંગમાંથી લાવણ્ય ઊભરાય છે, જાણે દ્રાક્ષલતા પરનો દ્રાક્ષનો ઝૂમખો જ.'

રાજપુત્ર શિકારને બહાને વનમાં નીકળી પડતો. દિવસ જાય, અઠવાડિયું જાય તોયે પાછો ફરે નહીં.

બીજા એક દૂતે આવીને કહ્યું, 'કંબોજની રાજકન્યાને આ હું જોઈને જ ચાલ્યો આવું છું. પરોઢિયાની ક્ષિતિજ રેખા જેવી વળાંકદાર છે એની પાંપણો, ઝાકળબિંદુથી સ્નિગ્ધ, પ્રકાશ વડે ઉજ્જવળ.'

રાજપુત્ર ભર્તૃહરિનું શતક વાંચવા લાગે, પોથી પરથી નજર ઉઠાવે જ નહીં.

રાજા કહે, 'આમ કેમ કરે છે? બોલાવો જોઈએ, મંત્રીના દીકરાને.'

મંત્રીનો દીકરો આવ્યો. રાજા કહે, 'તું તો મારા દીકરાનો લંગોટિયો મિત્ર છે, એ લગ્ન વિશે આટલો ઉદાસીન શા માટે છે તે સાચેસાચું કહી દે જોઉં.'

મંત્રીપુત્ર બોલ્યો, 'મહારાજ, જ્યારથી તમારા દીકરાએ પરિસ્તાનની વાત સાંભળી છે ત્યારથી એણે મન સાથે ગાંઠ બાંધી છે કે પરણીશ તો પરીને જ.'

૨

રાજાએ હુકમ છોડયો કે પરિસ્તાનની ભાળ કાઢવી જ જોઈએ. મોટા મોટા પંડિતોને આમંત્ર્યા. જયાં જયાં જેટલી પોથીઓ મળી તે બધી જ એમણે જોઈ નાખી. ડોકું ધુણાવતાં બોલ્યા, 'પોથીઓના કોઈ પણ પાના પર પરિસ્તાનનું ઠેકાણું જડતું નથી.'

ત્યાર પછી રાજસભામાં સોદાગરોને આણવાનાં ફરમાન છૂટયાં. 'સમુદ્રના કેટલાયે બેટો અમે જોઈ નાખ્યા છે. એલાદ્વીપ, મરીચદ્વીપ, લવંગ-લતાનો દેશ, મલયદ્વીપનું ચંદન આણવા અમે જઈએ છીએ, મૃગનાભની કસ્તૂરીની શોધમાં અમે કૈલાસના દેવદારુ વનમાં પહોંચીએ છીએ. પણ કયાંય પરિસ્તાનની ભાળ જ નથી લાગી આજ સુધી.'

રાજાએ કહ્યું, 'બોલાવો મંત્રીના દીકરાને.'

મંત્રીપુત્ર આવ્યો. રાજાએ એને પૂછયું, 'પરિસ્તાનની વાર્તા રાજકુમારે સાંભળી જ કયાંથી?'

મંત્રીપુત્રે કહ્યું, 'પેલો છે ને એક નવીન ગાંડો, જે હાથમાં વાંસળી લઈ વનવન રખડયા કરે છે. રાજપુત્ર શિકારે જાય છે ત્યારે સાંભળે છે એની પાસેથી પરિસ્તાનની વાતો.'

રાજા કહે, 'એમ કે? બોલાવો ત્યારે તેને.'

નવીન ગાંડો અંજલિ ભરી વનફૂલોનું નજરાણું રાજા સામે મૂકી ઊભો રહ્યો. રાજાએ તેને પૂછયું, 'પરિસ્તાનની માહિતી તને કયાંથી મળી?'

એ બોલ્યો, 'ત્યાં તો હું હંમેશાં જ જતો-આવતો રહું છું.'

રાજાએ પૂછયું, 'તે જગા છે કયાં?'

ગાંડો કહે, 'તમારા રાજ્યની સીમા પર આવેલા ચિત્રગિરિ પર્વતની તળેટીમાં કામ્યક સરોવરને કાંઠે.'

રાજાએ પૂછયું, 'ત્યાં પરીઓ દેખાય છે કે?'

ગાંડો કહે, 'દેખાય છે, પણ ઓળખાતી નથી. કારણ તેઓ ગુપ્તવેશમાં હોય છે. કોઈક વાર જયારે તેઓ ચાલીયાં જાય છે ત્યારે પોતાની ઓળખાણ મૂકતી જાય છે. પણ તેમને ફરી પકડી-આણવાનો માર્ગ જ રહેતો નથી.'

રાજાએ પૂછયું, 'પણ તું તેમને કઈ રીતે ઓળખે છે ત્યારે?'

ગાંડો કહે, 'કોક વાર એકાદ સૂર સાંભળીને, કદી કંઈક પ્રકાશ જોઈને.'

રાજાએ ચિડાઈને કહ્યું, 'આ તો ઘેલછા જ છે બધી પહેલેથી છેલ્લે સુધી. કાઢી મૂકો એને.'

૩

ગાંડાની વાતે રાજપુત્રના મનમાં ઊંડું ઘર કર્યું.

ફાગણ માસમાં ડાળીએ ડાળીએ શાલ–ફૂલોની શી ભીડ; અને શિરીષનાં ફૂલોએ તો વનના ખૂણેખૂણા પુલકિત કરી મૂકયા હતા.

રાજપુત્ર ચિત્રગિરિ જવા માટે એકલો જ નીકળ્યો.

બધાંએ પૂછયું, 'કયાં જાઓ છો?'

એણે કશો જ જવાબ આપ્યો નહીં.

ગુફામાંથી એક ઝરણું નીકળી કામ્યક સરોવરને જઈ મળતું હતું. ગામના લોકો એને 'ઉદાસ-ઝરણું' કહેતા. તે ઝરણાને કિનારે આવેલા એક જીર્ણ મંદિરમાં

રાજપુત્રે ધામો નાખ્યો.

મહિનો એક નીકળી ગયો. ઝાડે ઝાડે ફૂટેલી કૂંપળોનો રંગ હવે ઘેરો થવા લાગ્યો અને ફૂલોની વૃષ્ટિથી વનપથ ઢંકાઈ ગયો. એવે સમયે એક દિવસ પરોઢના સ્વપ્નામાં રાજપુત્રને કાને વાંસળીનો એક સૂર સંભળાયો. આંખ ઊઘડતાં જ રાજપુત્રે કહ્યું, 'આજે મેળાપ થશે એમ લાગે છે.'

૪

તરત જ ઘોડા પર ચડયો. ઝરણાને કાંઠે કાંઠે કામ્યક સરોવરને તીરે આવી પહોંચ્યો. જોય છે તો પહાડી લોકોની એક છોકરી પદ્મવનની બાજુએ—પાણીમાં પગ બોળીને પગની હિલચાલથી તરંગ ઉઠાવતી કમલોને નચાવતી – બેઠી હતી. તેની ગાગર ભરેલી હતી. પણ ઘાટ પરથી ઊઠવાનાં તેનાં લક્ષણ દેખાતાં ન હતાં. છોકરી હતી કાળી. કાન પરના કાળા ચળકતા વાળમાં એણે એક શિરીષનું ફૂલ ખોસ્યું હતું. ગોરજ મુહૂર્તે ઊગેલો જાણે પહેલો તારો જ.

રાજપુત્ર ઘોડા પરથી ઊતર્યો અને બોલ્યો, 'તારા કાન પરનું પેલું શિરીષ ફૂલ મને આપીશ?'

જે હરિણી ભયભીત થાય નહીં, તે જ જાણે આ હરણી. ડોક ફેરવી તેણે એક વાર રાજપુત્રના મુખ તરફ નિહાળીને જોયું. તે વખતે તેની કાળી ભમ્મર આંખો પર એક કશાકની છાયા વધારે વધારે ઘેરી થઈ – ઊંઘમાંનું સ્વપ્નું જ જાણે તે, દિગન્ત પર જાણે પ્રથમ શ્રાવણ મેઘનો સંચાર.

કાન પરનું ફૂલ કાઢી લઈ રાજપુત્રના હાથમાં આપતી છોકરી બોલી, 'આ લે.'

રાજપુત્રે તેને પૂછયું, 'કયાંની તું પરી છે, મને સાચેસાચું કહેજે.'

આ સાંભળી એક વાર તેના ચહેરા પર આશ્ચર્ય ચમકી ગયું. ત્યાર પછી અશ્વિનની અકલ્પિત વૃષ્ટિ પ્રમાણે તેનું એક પછી એક હાસ્ય ફૂટયું, જે કેમે કરી ઓસરે જ નહીં.

રાજપુત્રને લાગ્યું, 'મારું સ્વપ્નું સફળ થયું ખરું – આ હાસ્યના સૂરનો વાંસળીના પેલા સૂર સાથે કેવો મેળ ખાય છે!'

રાજપુત્ર ઘોડા પર ચડયો અને પોતાના બંને હાથ લંબાવી બોલ્યો, 'આવ.'

એનો હાથ પકડી તે ઘોડા પર ચડી બેઠી; આગળપાછળનો કાંઈ જ વિચાર એને આવ્યો નહીં. પાણીએ ભરેલો તેનો ઘડો ઘાટ પર તેમ જ પડી રહ્યો.

શિરીષની ડાળ પરથી કોકિલાનો અવાજ આવ્યો 'કુહૂ—કુહૂ—કુહૂ.'

રાજપુત્રે છોકરીને ધીરેથી કાનમાં પૂછયું, 'શું છે તારું નામ?'

તે બોલી, 'મારું નામ કાજરી.'

ઉદાસ ઝરણાને કિનારે આવેલા પેલા જીર્ણ મંદિરમાં બંને આવ્યાં. રાજપુત્રે કહ્યું, 'હવે આ તારો ગુપ્તવેશ તું ફેંકી દે.'

તે બોલી, 'અમે વન-કન્યા. અમને વળી ગુપ્તવેશ કેવો?'

રાજપુત્રે કહ્યું, 'હું તારું પરીરૂપ જોવા ઈચ્છું છું.'

પરીનું રૂપ! ફરી તે જ હાસ્ય અને હાસ્યની લહરી પર લહરીઓ. રાજપુત્ર વિચાર કરવા લાગ્યો, 'આના હાસ્યનો સૂર આ ઝરણાના સૂર સાથે બરાબર મળે છે, તેથી એ છે મારી ઝરણા—પરી.'

૫

રાજાને કાને વાત પહોંચી કે રાજપુત્રે પરી સાથે લગ્ન કર્યું છે. રાજમહેલથી ઘોડા આવ્યા, હાથી આવ્યા, સાફા તથા પાલખીઓ આવી. કાજરીએ પૂછ્યું, 'આ બધું શા માટે?' રાજપુત્રે કહ્યું, 'તારે હવે રાજમહેલમાં આવવું પડશે.'

એની આંખ ભીંજાઈ. હવે તેને યાદ આવ્યું કે, તેની ગાગર ત્યાં જ સરોવર-કાંઠે પડેલી છે; તેને યાદ આવ્યું કે, આપણે આપણા ઘરના આંગણામાં ઘાસનાં બી સુકાવા મૂકયાં છે; તેને યાદ આવ્યા તેના પિતાજી, તેનો ભાઈ શિકારે ગયો છે, તેના પાછા ફરવાનો વખત થયો છે; તેને યાદ આવ્યું, તેના લગ્નની પહેરામણી આપવા માટે તેની મા ઝાડ નીચે સાળ નાખી કપડું વણે છે અને ધીમે સાદે ગીતો ગાય છે.

તે બોલી, 'ના. મારે નથી આવવું.'

પણ ઢોલ વાગ્યાં, નગારાં વાગ્યાં, વાગી શરણાઈ, વાગી વાંસળી. તેના શબ્દો કોઈને જ સંભળાયા નહીં.

પાલખીમાં બેસી અંતઃપુર સામે કાજરી જ્યારે ઊતરી ત્યારે પટરાણી કપાળે હાથ ઠોકી બોલી, 'આવી કેવી તે આ પરી!'

રાજાની દીકરી કહે, 'છી, શરમ લાગે છે ભઈ!'

પટરાણીની દાસી બોલી, 'પરીનો વેશ તો વેશ જ છે.'

રાજપુત્ર બોલ્યો, 'ચૂપ રહો. તમારે ઘેર પરી ગુપ્ત વેશે આવી છે.'

૬

દિવસ પછી દિવસ વીતવા લાગ્યા. રાજપુત્ર ચાંદરણી રાત્રે પથારીમાં જાગી ઊઠીને જોય કે કાજરીનો ગુપ્તવેશ કાંઈક ઓગળી ગયો છે કે નહીં. દેખાઈ આવે કે કાળી છોકરીના કાળા ભમ્મર વાળ કેવા મોકળા પડયા છે. અને તેનો દેહ જાણે કાળા પાષાણની તદ્દન અણિશુદ્ધ કોરાયેલી પ્રતિમા જ. રાજપુત્ર શાંત મને વિચાર કરે, 'શેષ રાત્રિના અંધકારની આડે સંતાયેલી ઉષાની જેમ એ મારી પરી કયાં સંતાઈ રહી છે?'

રાજપુત્ર પોતાનાં સ્વજનો આગળ લજ્જિત થયો. એક દિવસ એ મનમાં ને મનમાં જરાક ચિડાયો પણ ખરો. પરોઢિયે જ્યારે કાજરી પથારી છોડીને જવા લાગી ત્યારે તેનો હાથ જોરથી પકડી રાજપુત્ર બોલ્યો, 'આજે તને છોડવાનો નથી. તારું ખરું રૂપ દેખાડ. મારે જોવું છે.'

આ વાત સાંભળી વનમાં જેવું હાસ્ય સ્ફુરતું હતું, તેવું હાસ્ય હવે માત્ર સ્ફુર્યું નહીં, જોતજોતામાં એની આંખો ભીની થઈ ગઈ.

રાજપુત્રે કહ્યું, 'તું મને આમ જ આખર સુધી ફસાવ્યા જ કરવાની કે?'

તે બોલી, 'ના, હવે પછી નહીં.'

રાજપુત્રે કહ્યું, 'તો પછી આવતી કાર્તિક પૌર્ણિમાએ બધાંયને પરી જોવા દેજે.'

૭

પૌર્ણિમાનો ચંદ્ર હવે મધ્ય આકાશે ઝળકી રહ્યો છે. રાજમહેલના મહાદ્વાર પરનાં ચોઘડિયાંએ મધ્યરાત્રિનો મંદ-મધુર સૂર છેડયો.

રાજપુત્ર વરનો સાજશણગાર સજી હાથમાં વરમાળા લઈ અંતઃપુરમાં આવ્યો. પરી-વહુ સાથે આજે એની શુભ-દૃષ્ટિ થવાની છે.

શયનમંદિરમાં પથારી પર શુભ્ર ચાદર હતી. તેના પર હતી શ્વેત શુભ્ર કુન્દ કળીની સેજ; અને તેના પર બારીમાંથી આવનારું શુભ્ર ચાંદરણું પડતું હતું.

અને કાજરી?

તે કયાંય ન હતી.

ત્રીજા પહોરની શરણાઈ વાગી. ચંદ્ર પશ્ચિમ તરફ ઢળ્યો. એક એક કરીને સર્વ રાજપરિવારથી ઘર ભરાઈ ગયું.

'પરી કયાં છે?'

રાજપુત્રે કહ્યું, 'ચાલ્યા જઈને જ પરીઓ પોતાનો પરિચય મૂકી જાય છે. પણ પછી તેમનું દર્શન થતું નથી.'

*

## નિરૂપણ — 'પરીર પરિચય'નું

કાંઈ જ ખબર ન પડવા દેતાં માત્ર તાલાવેલી લગાડનારી આ સુંદર કથા છે. નવીન ગાંડાએ (આ નામ જ ઘણું મજાનું અને નવીન છે.) જાહેર કર્યું કે અમુક અમુક ઠેકાણે પરીઓ છે, પણ દેખાય ત્યાં સુધી ઓળખાતી નથી. હવે આવું કહેનારો ગાંડો કે તેના કહેવાનો ખરો અર્થ ન સમજનારા લોકો ગાંડા, આનો વિચાર જ કરવો રહ્યો.

ત્રિકાળદર્શી પુરાણકારોએ કહી રાખ્યું છે કે હિમાલયની પેલી પાર મેરુપર્વત નામનો એક સોનાનો પર્વત છે. જે સ્વર્ણ-લોભી હોય તેમને તે માટીનો દેખાય છે અને જે સંતોષ-ધન સુવર્ણ-નિસ્પૃહ હોય તેને માત્ર તે સોનાનો દેખાય છે.

હિમાલયની પેલી પાર નહીં પણ હિમાલયમાં જ નંદાદેવી નામનું એક સુવર્ણ શિખર મેં જોયું છે. તે વખત પૂરતો તો હું પૂરેપૂરો સંતોષ-ધન અને સુવર્ણ-નિસ્પૃહ હતો. સંધ્યાકાળનો સમય હતો, આકાશ સ્વચ્છ હતું અને નંદાદેવીનાં શિખર પર સૂર્યનાં સૌમ્ય કિરણો પડી તેમણે નંદાદેવીના સુવર્ણશિખરને પ્રકાશિત કર્યું હતું. તમે જો સ્વર્ણ-લોભી હશો તો મને હસીને કહેશો – નંદાદેવીનું શિખર માટીપથ્થરનું જ છે, તેના પર હંમેશાં બરફ પડેલો હોય છે. તે શિખર સદાય લોટના ઢગલા જેવું દેખાય છે. રૂના ઢગલા જેવું કહો જોઈએ તો. તેને હાથીદાંતનું કહો, આરસ-પહાણનું કહો, ગમે તે ઉપમા આપો. સાંજે જ્યારે સૂર્યકિરણો આડાં થાય છે ત્યારે સ્વાભાવિક રીતે નંદાદેવીનું શિખર સોના જેવું ચળકે છે. તમે માનતા હશો

કે તમારી જ દૃષ્ટિ સાચી હું કહીશ — ધનલોભી દુનિયાની એ દૃષ્ટિ. તેને શુદ્ધ કેમ કહેવાય? મને તો તે શિખર સાવ તપ્ત સુવર્ણ જેવું દેખાયું. પણ મારું કહેવું તમારે ગળે નહીં ઊતરે. ભલે ન ઊતરો. પણ દુર્ગાસપ્તશતીના રચનારા ઋષિનું કહેવું તો તમારે ગળે ઊતરશે ને તે પણ મારી પેઠે જ નંદા ભગવતી વિશે કહે છે—

कानकोत्तम–कान्तिस् सा सुकान्ति–कनकाम्वरा ।
देवी कनक – वर्णाभा कनकोत्तम – भूषणा ।।

નવીન ઘેલાએ કહ્યું, 'કામનાઓ જ્યાં અત્યંત ઉદ્દીપિત થાય છે એવા કામ્યક સરોવરને કાંઠે પરીઓ ફરતી દેખાય છે. તેઓ હાજર હોય છે ત્યારે તેઓ પરી તરીકે ઓળખાઈ શકાતી નથી. તેઓ નજર આગળથી અલોપ થાય ત્યારે જ ઓળખી શકાય કે આપણને પરીનાં દર્શન થયાં.'

રાજમહેલના રૂંધાયેલા વાતાવરણમાં ઊછરેલા રાજપુત્રના મને નિશ્ચય કર્યો કે આપણે એકાદ પરી સાથે જ પરણીએ. તેને પરિસ્તાન સાંપડયું, પરી પણ સાંપડી. 'શુક્તિ-રજતૂ,' ન્યાય ભલે, જેને રૂપું મળે તે પોતાપૂરતો ધનવાન તો ખરો જ અને જો એની આ માન્યતા કદી દૂર થાય જ નહીં તો તે અખંડ ધનવાન જ રહેવાનો. રાજપુત્ર જો કામ્યક સરોવરને તીરે કાયમનો રહ્યો હોત તો તેને કદી જ ખરું દર્શન ન દેનારી પરી મળી જ હતી. પણ બિચારો હતો બે પરસ્પર-વિરોધી જગતનો રહીશ. તેને રાજધાનીએ જવું પડયું. મા, બાપ, બહેન, ભાઈ, દાસદાસી આ બધાંની દુનિયાનો અને પોતાની પરી-દુનિયાનો મેળ બેસાડવાનું એને નસીબે આવ્યું. નવીન ઘેલાને ખબર હતી કે આવો મેળ બેસી ન શકે. તે પોતે ઘેલો હશે, પણ તેનું સૂત્ર ડહાપણભર્યું હતું. એણે સ્પષ્ટ કહ્યું હતું કે પરીઓ દેખાય છે પણ ઓળખાતી નથી. તેઓ અલોપ થાય તે પછી જ તેમને ઓળખવાનું હોય છે.

સગાંવહાલાંઓના કુતૂહલે રાજપુત્રના મનની અસ્વસ્થતા વધારી. તેણે પરીને આગ્રહ કર્યો અને પોતાનું રૂપ પ્રગટ કરવા માટે પૂરી મુદત પણ આપી 'તારી છેતરપિંડી હવે પછી હું સહન કરવાનો નથી.' એમ પણ તેણે બજાવીને કહી દીધું. બિચારીએ ઊભરાતી આંખે તે મંજૂર કર્યું. તેની પોતાની એવી કોઈ છેતરપિંડી હતી જ નહીં કે જે એ દૂર કરી શકે. પણ રાજપુત્રે પોતે થઈને કરી લીધેલી પોતાની પ્રતારણામાંથી એને મુક્તિ આપવા તે માગતી હતી. તે ચાલી ગઈ. ક્યારે ગઈ, શી રીતે ગઈ, ક્યાં ગઈ, નાસી ગઈ કે મરી ગઈ આ સવાલ પૂછશો નહીં. તે ગઈ એટલું માત્ર ખરું. બાળા મુક્ત થઈ. છેતરપિંડીમાંથી અને ચાર દિવસના રાજ-વિલાસી, અસ્વસ્થ સુખ-સ્વપનમાંથી પણ.

અને રાજકુમારની પ્રતારણા કહો કે સમજ—કહો કે અનુભૂતિ કહો, દૃઢ થઈ, કે પોતાની ઝરણા-પરી આખરે પરીધર્મ અનુસાર જ વર્તી, અદૃષ્ટ થઈને જ તેણે પોતાના પરી-પણાનો પરિચય આપ્યો.

ચર્મચક્ષુએ અને તર્કબુદ્ધિએ જોનારા કહેશે વાર્તા જેટલી કરુણ છે તેટલી જ સહેલી છે. રાજપુત્ર એક ઘેલાની ઘેલછાના પ્રભાવમાં આવી ઘેલો થયો. સુંદર સુંદર અપ્સરા જેવી રાજકુમારીનાં માગાં તેણે પાછાં વાળ્યાં અને વનપ્રદેશમાંથી એક ગામડિયણ છોકરીને પરી માની તેની સાથે લગ્ન કર્યાં. ત્યાં જો એ સામાન્ય યુવક તરીકે જ રહ્યો હોત તો સાચે જ એને પરિસ્તાનનું સુખ કદાચિત્ મળ્યું હોત. ગામડિયણ છોકરીને લાગ્યું કે કામમોહિત થયેલો આ તરુણ રિવાજી પદ્ધતિથી આપણી પરી કહીને સ્તુતિ કરે છે. તેને લાગ્યું કે સાચે જ આ મને ચાહે છે. જે કેવળ કલ્પનાઘેલો હતો તે તેને પ્રેમઘેલો લાગ્યો. અને તેથી જ આગળ-પાછળનો કશો જ વિચાર ન કરતાં તે એની સાથે ચાલી નીકળી. આ રાજપુત્ર છે એની એને શી રીતે ખબર પડે? પછી જ્યારે હાથી, ઘોડા, પ્યાદા, પાલખી, મ્યાના વગેરે લાવલશ્કર એણે જોયું ત્યારે એ ગભરાઈ. તેને જોઈતું હતું પ્રેમજીવન. વૈભવ-જીવન નહોતું જોઈતું. તેણે કહ્યું — હું સાદીસીધી વનકન્યા છું. ગુપ્તવેશ જાણતી નથી. પણ એટલેથી રાજપુત્રની ખાતરી થોડી જ થવાની હતી?

તેને જબરદસ્તીથી રાજમહેલે લઈ ગયા. ત્યાં કોઈ જ તેનો સ્વીકાર કરે નહીં. અને રાજપુત્ર? તેણીએ જોઈ લીધું કે રાજપુત્રે એની સાથે લગ્ન જ કર્યું ન હતું. એની અંદર ભાસનારી પરી સાથે એણે લગ્ન કર્યું હતું. બિચારી ભોળવાઈ ગઈ તે જુદું. અને તેના પર જ આરોપ આવ્યો કે તે જ પ્રતારણા કરનારી પરી છે. તેણે એ પણ જોઈ લીધું કે શબ્દથી કહ્યે કાંઈ રાજપુત્ર સમજવાનો નથી. એને તો ગાંડપણ લાગ્યું છે. એક કલ્પનાની ઘેલછા એને વળગી છે. બિચારી ગામડિયણ છોકરી! છેતરામણમાંથી થતી નિરાશા કહેવી પણ કોને? અહીં કોઈ પોતાનું માણસ તો છે નહીં, સલાહ આપનારું તો દૂર જ રહ્યું; જેની સાથે વિશ્વાસે લગ્ન કર્યું તે પોતાને ઓળખતો નથી. આવી પરિસ્થિતિમાં એણે પોતાનું જીવન ઈશ્વરને ચરણે અર્પણ કર્યું અને પોતાનાં આંસુઓથી એ દાન પર પાણી છોડ્યું. એ ત્યાંથી અદૃશ્ય થઈ. શી રીતે ગઈ એની તપાસેય કરવાનું રાજપુત્રને અથવા કોઈને સૂઝ્યું નહીં. રાજપરિવારના લોકોને થયું હશે કે ટાઢે પાણીએ બલા ટળી અને રાજપુત્રને ખાતરી થઈ કે એ પરી હતી, અદૃશ્ય થઈ.

તે પાછી ઘેર ગઈ હશે એવું કેમે કરી માની શકાતું નથી. નખરાં, કૂડકપટ, લજ્જા, વિભ્રમ કશું જ ન જાણનારી, સરળ વિશ્વાસે આત્માર્પણ કરનારી અને આગળ કરેલો હાથ પકડીને ઘોડા પર બેસી જનારી બિચારી કાજરી! આટલો મોટો આઘાત થયા પછી પૂર્વની દુનિયામાં પાછા જવું તેને માટે શક્ય જ ન હતું.

[આ થયું કેવળ એક અનુમાન. સંસ્કારી દુનિયાના આદર્શમાં તરબોળ તત્ત્વજ્ઞાની ફિલસૂફનું અનુમાન.

પ્રાકૃતિક જીવન જીવતી અને પ્રાકૃતિક આદર્શોને જ ઓળખનારી કાજરી છેતરાઈ ગઈ હશે જરૂર, પણ એને મૂળ પ્રવૃત્તિ ઉપર આવતાં મુશ્કેલી ન પડવી જોઈએ. જંગલમાં સ્વચ્છંદપણે વિહરતા હરણનું અથવા સ્વચ્છંદપણે વહેતા ઝરણનું

જીવન જીવતી મુગ્ધ વનકન્યાની ભાવના ગમે તેટલી ઊંડી હોય, એમાં ગૂંચવાડા કે જટિલતા ન જ આવે.

એનું આખું જીવન વન સાથે એકરૂપ હતું. રાજપુત્રનો સહવાસ અને રાજમહેલનો રણવાસ ચાર દિવસનું ચાંદરણું—અને તેય ગૂંગળાવનારું. એનું ઊંડાણ તે કેટલું? એણે જોયું કે સામાન્ય માનવ તરીકે જેના પર પ્રેમ કર્યો અને પોતાનું સર્વસ્વ જેને અર્પણ કર્યું એ એક ભ્રમણાનું જીવન ગાળે છે. એની સાથે રહેવાનાં એનાં સ્વપ્નાં ભાંગી નાખતાં એને વેદના થઈ હશે જરૂર. પણ રસ્તો ભૂલેલું વાછરડું જેમ મા તરફ જ સીધું જવાનું તેમ તે સીધી પોતાના વન તરફ જ ગઈ હશે. અંધારામાંથી રસ્તો કાપતી જાય અને પોતાનાં દુઃખ પર વિજય મેળવતી જાય. જ્યાં ચાંદરણું ઓસર્યું ત્યાં પો ફાટયો. વનની મોકળી અને સુગંધથી મહેકતી હવા એને મળી. વનના બંધનરહિત સ્વચ્છંદ વાયરાઓએ એને પ્રેમથી પંપાળી. ઘાયલ હૃદયને આશ્વાસન મળ્યું, ચિરપરિચિત જીવનરાશિ કામ્યક સરોવરને તીરે પહોંચી ત્યાં અંધારા સાથે અકળામણ પણ ઓગળી ગઈ. પ્રાણીમાત્રને નિત્યનૂતન આશા અને નવચેતનાની દીક્ષા આપનારી ઉષા સરોવરના પાણીમાં પોતાનો ઉલ્લાસ બમણો કરતી હતી.]

ખરેખર આ એક નાનકડી વાર્તામાં બે પ્રચંડ શોકાંતિકાઓ સમાયેલી છે.

ઘેલાથી પ્રભાવિત થયેલા રાજપુત્ર જેવા યુવક સાથે લગ્ન કરી કાજરી પ્રમાણે જ નષ્ટજીવન થયેલી યુવતીઓ દુનિયામાં કેટલીયે હશે. તેમને, અને તેમની આવી ફોસલામણ થવા દેનારાઓને આ રૂપકથા અર્પણ હો.

## ૩૬. પ્રાણ અને મન

૧

મારી બારી આગળથી દૂર સુધી ચાલ્યો જાય છે લાલ માટીનો રસ્તો. તેના પર થઈને ભારથી દબાયેલી બળદગાડી ચાલે છે, માથા પર ઘાસનો ભારો લઈ સંથાલ કન્યાઓ હાટ બજાર કરવા જાય છે, અને સાંજના પહોરના હસતી-રમતી પાછી ઘેર જાય છે.

પણ માણસોની આવજા કરવાના રસ્તા પર આજે મારું ધ્યાન નથી. જીવનનો જે અંશ અસ્થિર છે, વિવિધ ચિંતાઓથી ઉદ્વિગ્ન, વિવિધ કર્મપ્રયાસોથી ચંચળ, તે આજે મારા પૂરતો ઢંકાઈ ગયો છે. કેમ કે આજે મારું શરીર રોગી છે અને મન બન્યું છે નિરાસક્ત.

મોજાંઓનો સમુદ્ર એટલે ઉપર ઉપરનો સમુદ્ર; ઊંડે ઊંડે, અંદર, સાવ તળિયે જ્યાં પૃથ્વીની ગંભીર ગર્ભશય્યા છે ત્યાંની વાતોનો, આ મોજાંઓ પોતાની ગરબડથી વિસર પાડે છે. મોજાં જ્યારે શાંત થાય છે ત્યારે સાગર પોતાના ગોચર

સાથે અગોચરના અને અંદરના તળિયા સાથે બહારની સપાટીના અખંડ ઐકયમાં સ્તબ્ધ થઈ વિરાજે છે.

તે જ રીતે મારા સચેષ્ટ પ્રાણને જ્યારે છુટ્ટી મળી ત્યારે પેલા ઊંડાણમાં રહેલા પ્રાણમાં મને સ્થાન મળ્યું, જ્યાં છે વિશ્વના આદિકાલનું લીલાક્ષેત્ર.

જ્યાં લગી હું વટેમાર્ગુ પથિક હતો ત્યાં લગી રસ્તાની બાજુના પેલા વટ-વૃક્ષ તરફ જોવા જેટલો પણ સમય મળતો નહીં; આજે રસ્તાને ભૂલી બારી આગળ આવ્યો ત્યારે એની ને મારી દૃષ્ટોદૃષ્ટ મળી.

મારા મોઢા તરફ જોઈ એ વચમાં વચમાં અસ્થિર થાય અને જાણે કહેવા ઇચ્છે, 'ધ્યાનમાં આવ્યું નહીં કે શું ?'

હું આશ્વાસન આપતો બોલ્યો, 'બધું જ ધ્યાનમાં આવે છે, બધું ઊમગે છે. તું આમ નકામો વ્યાકુળ માત્ર થઈશ મા.'

તે ફરી તદ્દન શાંત થાય. પણ પાછો તરત જ વધારે અસ્થિર થાય છે અને તે જ પહેલાંની ઝળઝળ, સળહળ, ખળખળ ચાલુ થાય છે.

ફરી તેને હું જાણે પંપાળતો હોઉં તેમ બોલ્યો, 'પણ હા ભાઈ, તારી જ વાત સાચી. હું પણ તારો ભેરુ ખરો. લાખો વરસ થયાં આ જ માટીના માળામાં મેં પણ ઘૂંટડે ઘૂંટડે સૂર્યપ્રકાશ પીધો છે, ધરતીમાતાના સ્તન્યરસમાં પણ હું હતો જ તારો ભાગીદાર.'

ત્યારે સહસા તેના અંતરમાંથી વહેનારા વાયરામાંથી શબ્દ સંભળાય છે, 'હા, હા, હા' જાણે કે તે બોલે જ છે.

જે ભાષા રક્તના સળસળાટના સ્વરે મારા હૃદયમાં ગુંજે છે, જે પ્રકાશ અને અંધકારનો નિઃશબ્દ આવર્તન ધ્વનિ છે, તે જ ભાષા તેના પાંદડેપાંદડામાંથી મર્મર રૂપે મારી પાસે આવી પહોંચે છે. આ ભાષા જ છે ચરાચર વિશ્વની ખરી, અધિકૃત ભાષા.

'છું છું; હું છું; અમે છીએ.' આ જ છે આ ભાષાનો મૂળભૂત સંકેત.

આ અત્યંત આનંદની એક વાત છે. આ આનંદથી વિશ્વના અણુપરમાણુ પણ થેઈ થેઈ નાચે છે.

આજે મારો એ વટવૃક્ષ સાથે તે જ એકમેવ ભાષામાં, તે જ એકમેવ આનંદની વાતનો પરસ્પર વિનિમય ચાલ્યો છે.

તે મને કહે છે, 'છે ને, ભાઈ તું ?'

હું જવાબ આપું છું, 'છું જ ને, જીવનસખા.'

આ રીતે 'છું' ની છું' સાથે એક જ તાલમાં સતત તાળી વાગે છે.

૨

તે વટવૃક્ષ સાથે જ્યારે મારું સંભાપણ ચાલ્યું તે હતા વસંતના દિવસો. તેનાં પાંદડાં કુમળાં હતાં. તેની અસંખ્ય ફાટોમાંથી સટકી આવેલો આકાશનો ભાગેડુ પ્રકાશ ઘાસ પર પડી જમીન પરની એની છાયાને ગુપચુપ ભેટતો હતો.

ત્યાર પછી અષાઢના મેઘ આવી પહોંચ્યા; તેનાં પાંદડાંનો રંગ મેઘની જેમ ઘેરો થયો. આજે તે જ પર્ણરાજિ અનુભવી માણસની બુદ્ધિની જેમ ગહન થઈ છે. તેમની કોઈ પણ ફાટમાંથી બહારના પ્રકાશને પ્રવેશવાનો અવકાશ જ હવે રહ્યો નથી.

તે વખતનું ઝાડ હતું ગરીબ ઘરની કન્યા જેવું; આજનું બન્યું છે શ્રીમંત ઘરની ગૃહિણી જેવું; જાણે પરિપૂર્ણ પરિતૃપ્ત ચહેરો.

આજે સવારે પોતાનો પન્નાનો વીસ સેરો હાર ઝળાળતો મને કહે, 'માથા પર આવો ઈંટ-પથ્થરનો બુરખો ઓઢીને શાને બેઠો છે? મારી જેમ તદ્દન પૂરેપૂરો બહાર આવી જા ને.'

મેં કહ્યું, 'માણસને અંદર અને બહાર એમ બંને બાજુ સાચવીને ચાલવું પડે છે.'

ઝાડે હાલતાં ડોલતાં કહ્યું, 'એ કશું સમજાયું નહીં.'

મેં કહ્યું, 'અમારે બે જગત છે, એક અંદરનું ને એક બહારનું.'

ઝાડ કહે, 'બાપ રે, ત્યારે અંદરનું જગત હોય છે ક્યાં?'

'અમારા પોતાના જ ઘેરાવામાં.'

'ત્યાં તું શું કરે છે?'

'સૃષ્ટિ રચું છું.'

'સૃષ્ટિની રચના અને તે ઘેરાવાની અંદર! શું બોલે છે તે સમજવું જ કઠણ.'

મેં કહ્યું, 'જેમ કિનારાથી બંધાઈને જ નદી થાય છે, તેમ ઘેરાવામાં ઘેરાઈને જ સૃષ્ટિની રચના થાય છે. એક જ વસ્તુ ઘેરાવામાં સપડાય એટલે ક્યાંક તે બને છે હીરો તો ક્યાંક થાય છે વટવૃક્ષ.'

ઝાડ કહે, 'તારો એ ઘેરાવો છે શી બલા?'

મેં કહ્યું, 'તે છે મારું મન. તેમાં જે જે ઘેરાય છે તે જ અવનવા રૂપે સરજાઈ બહાર આવે છે.'

ઝાડે કહ્યું, 'તારી વાડથી ઘેરાયેલી એ સૃષ્ટિ મારા ચંદ્રસૂર્ય સામે કેવડીક દેખાતી હશે?'

મેં કહ્યું, 'ચંદ્રસૂર્યના માપે તેનું માપ કઢાય નહીં. કારણ ચંદ્રસૂર્ય છે બહારની વસ્તુઓ.'

'ત્યારે કયે માપે માપી શકાય?'

'સુખને માપે – વિશેષ તો દુ:ખને માપે.'

ઝાડે કહ્યું, 'આ પૂર્વનો પવન મારે કાને કાને બોલે છે, અને મારા પ્રાણ-પ્રાણમાંથી એને જવાબ મળે છે. પણ તું જે કશાકની વાત કરે છે તે તો મને જરાયે સમજાયું નહીં.'

મેં કહ્યું, 'અને તે સમજાવું પણ શી રીતે? તારા એ પૂર્વના વાયરાને મારી વાડમાં ઘેરીને વીણાના તારમાં બાંધી રાખું છું ત્યારે તે જ વાયરો એક સૃષ્ટિ છોડી એકદમ બીજી કોઈ નવી સૃષ્ટિમાં જઈ પહોંચે છે. આ સૃષ્ટિ કયા આકાશમાં

જઈ વસે છે – કયા વિરાટ ચિત્તના સ્મરણાકાશમાં, તે મનેય ખબર નથી. લાગે છે કે વેદનાનું એક નિરાળું જ આકાશ હોવું જોઈએ. અને તે માપે મપાય એવું હોતું નથી.'

'અને એનો કાળ ?'

'તેનો કાળ પણ ઘટનાનો કાળ નથી હોતો. તેને વેદનાનો કાળ કહેવો જોઈએ. અને તેથી જ એ કાળ પણ સંખ્યાની મર્યાદા બહારનો છે.'

'બબ્બે આકાશ અને બબ્બે કાળમાં વિચરનારો પ્રાણી છે તું, ભારે અદ્ભુત. પણ તારી પેલી અંદરની વાત તો મને જરાયે સમજાતી નથી.'

'ભલે ન સમજાય.'

'મારી બહારની વાતો તો તને બરાબર સમજાય છે ને ?'

'તારી તે બહારની વાતો મારામાં ઘૂસી જે રૂપ ધારણ કરે છે, તેને 'સમજવું' માનીએ તો સમજણ, ગીત માનીએ તો ગીત, કલ્પના માનીએ તો કલ્પના.'

૩

પોતાની બધી જ શાખાપ્રશાખાઓને ઊંચી કરીને ઝાડ બોલ્યું, 'જરાક થોભ. પણ તું તો બધું જ ચોળીને ચીકણું કરે છે. અને તારું ભેજું પણ ખૂબ ખૂબ જ ચાલે છે.'

તેની વાત સાંભળી મને થયું, 'માટી કહે છે તો સાચું જ.'

મેં કહ્યું, 'ચૂપ બેસવા માટે તો તારી પાસે આવ્યો, પણ જન્મારાની જ કુટેવ છે તે ચૂપ બેઠાં બેઠાં પણ જીભ વળવળાવે છે; જેમ કેટલાક લોક ઊંઘમાં ચાલે છે ને, તેમ જ.'

મેં કાગળ પેન્સિલ ફેંકી દીધાં અને તેની તરફ અનિમેષ નેત્રે જોતો જ રહ્યો. તેનાં સ્વચ્છ પાંદડાંઓ કોઈ ઉસ્તાદની આંગળીઓની જેમ પ્રકાશ-વીણા પર દ્રુતતાલ છેડવા લાગ્યાં.

એકાએક મારું મન બોલ્યું, 'આ બધું જે તું જુએ છે અને આ જે હું કલ્પું છું–ચિંતવું છું તે બંને વચ્ચેની સાંકળ છે ક્યાં ?'

મેં તેને ધમકાવીને કહ્યું, 'ફરી તારા પ્રશ્નો ? ચૂપ બેસ.'

હું ચૂપ બેઠો અને સ્થિર દૃષ્ટિએ નીરખવા લાગ્યો. આમ જ વખત જવા લાગ્યો.

ઝાડે કહ્યું, 'ત્યારે સમજાયું ને સઘળું ?'

મેં કહ્યું, 'હા. સમજ્યો.'

૪

તે આખો દિવસ આમ જ મૂગા મૂગા વિતાડચો.

બીજે દિવસે મને મારા મને પૂછ્યું, 'કાલે પેલા ઝાડ તરફ જોતાં જોતાં અચાનક તેં કંઈક કહ્યું, 'સમજ્યો, સમજ્યો.' શું રે સમજ્યો, કહે જોઈએ.'

મેં કહ્યું, 'આપણામાં જ મનુષ્યનો પ્રાણ વિવિધ કલ્પનાઓથી કેવો ડહોળાઈ ગયો છે તેથી જ પ્રાણનું ખરું સ્વચ્છ રૂપ જોવું હોય તો જોવું પડે છે પેલા ઘાસ તરફ, પેલા ઝાડ તરફ.'

'શું જોયું ?'

'જોયું કે આ પ્રાણ પોતાની અંદર ને અંદર જ શો આનંદ અનુભવે છે! પોતાનાં જ પાનપાનમાં, ફૂલફૂલમાં અને ફળફળમાં કેટલી કાળજીપૂર્વક એણે કેટલાયે આકાર ધારણ કર્યા છે, કેટકેટલા સરસ રંગો ઓઢયા છે, કેટલાયે ગંધ અને કેટલાયે રસ! તેથી જ પેલા વડ તરફ જોઈ હું શાંતિથી બોલ્યો હતો, 'હે વનસ્પતે, પહેલા પ્રાણીએ પૃથ્વી પર જન્મતાંવેંત જે આનંદધ્વનિ કર્યો હતો તે જ તારી શાખાશાખામાંથી પ્રગટ થાય છે. આદિયુગનું તે જ સરલ હાસ્ય તારા પાનેપાન પર ઝળકે છે. મારામાંનો તે જ પ્રથમ પ્રાણ પણ આજે અસ્વસ્થ થયો છે. કલ્પનાની જાળમાં તે આજ સુધી બંદી થઈને પડયો હતો. તેં આજે તેને પડકાર્યો. તેં કહ્યું, 'અરે આવને તું અહીં પ્રકાશમાં, પવનમાં; અને મારી પ્રમાણે જં લેતો આવને તારી પેલી રૂપની પીંછી, રંગની વાડકીઓ, રસના પ્યાલાઓ.'

મારું મન ક્ષણભર ચૂપ બેઠું. પછી જરીક દુઃખિત જેવું થઈ બોલ્યું, 'તું પેલા પ્રાણની વાતની જ સતત કેટલી નકામી સ્તુતિ કર્યા કરે છે. અને મેં ઉપકરણોનો આટલો મોટો ઢગલો ખડકયો છે તેની વાતો તું એટલી જ ખૂબીથી મલાવી મલાવીને શા માટે કરતો નથી?'

'તેની વાતો તે શી કરવાની હોય! એણે પોતે જ પોતાના ટંકારથી, ઝંકારથી, હુંકારથી, કેંકારથી આકાશને કંપાયમાન કરી મૂકયું છે. તેના ભારથી, તેની ગૂંચવણોથી, તેની જંજાળોથી પૃથિવીનું હૃદય કેવું તદ્દન વ્યથિત થયું છે! સૂઝતુંયે નથી કે આનો અંત છે કયાં! થર પર હજી કેટકેટલા થરો ચડવાના છે, ગાંઠ પર હજી કેટલીયે ગાંઠો બેસવાની છે કોણ જાણે! આવા બધા જ પ્રશ્નોના ઉત્તરો હતા પેલા ઝાડના પાનેપાનામાં.'

'એમ કે? શા જવાબો હતા કહે તો ખરો.'

'તે કહે છે, પ્રાણ વગરનું જે હોય તે માત્ર સ્તૂપ જ છે, માત્ર બોજો. પ્રાણનો સ્પર્શ થતાંવેંત ઉપકરણો ઉપકરણમાં આપમેળે જ સમાઈ જાય છે અને તેમનું એક અખંડ એવું સુંદર રૂપ બને છે. તે જ સુંદર વિલસે છે આમ વન-વિહારી થઈને અને એની જ વાંસળી વાગી રહી છે પેલા વડની છાયાછાયામાંથી.'

૫

તે હતી કોઈક સમયની કોઈ એક ઉત્તર રાત્ર.

પ્રાણ પોતાની સુપ્તિ-શય્યા છોડી આ નિશ્ચેષ્ટ જગતના વિશાળ મેદાનમાં અજ્ઞાતની શોધમાં પહેલવહેલો નીકળ્યો હતો.

હજી સુધી એનું શરીર નહોતું થયું ક્લાંત ને નહોતી એના મનને કાંઈ ચિંતા. એના રાજપુત્રના વેશ પર નહોતી ચડી ધૂળ કે નહોતાં પડયાં કાણાં.

આજની આ અષાઢી સવારે, તે જ અક્લાંત, નિશ્ચિન્ત, અમ્લાન પ્રાણનું દર્શન થયું, પેલા વડના ઝાડમાં. પોતાની શાખા ડોલાવતાં તેણે કહ્યું, 'નમસ્કાર.'

મેં કહ્યું, 'સખે રાજપુત્ર! મરુદૈત્ય સાથેની તારી લડાઈ કેવીક ચાલે છે કહે

તો ખરો.' [મરુભૂમિ = નિષ્પ્રાણ રણ, વનસ્પતિવિહોણી રેતી]

તેણે કહ્યું, 'ઉત્તમ ચાલે છે. એક વાર ચારેકોર બરાબર નીરખીને જુઓ ને.'

નિહાળીને જોયું – ઉત્તર તરફનું મેદાન તૃણથી ઢંકાઈ ગયું છે. પૂર્વ તરફનું ખેતર અંકુરોથી પ્રફુલ્લિત છે. દક્ષિણ તરફના તળાવને તીરે તીરે તાડના ઝાડની હારની હાર ફેલાયેલી છે, ને પશ્ચિમ તરફનો ભાગ શાલ, તાડ અને મહુડાંથી અને આંબા, જામફળ અને ખજૂરીથી એટલો તો ભરાયો છે કે દિગંતનું મોઢું જોવાની પણ મુશ્કેલી.

હું બોલ્યો, 'ધન્ય છે રાજપુત્ર તને. તું કોમળ છે તેમ જ કિશોર પણ છે, અને દૈત્ય જેટણો પ્રવીણ તેટલો કઠોર પણ છે; તારી મૂર્તિ નાની, તારું ભાતું નાનું, તારાં બાણ પણ નાનાં અને તે [મરુદૈત્ય] તો કેવો પ્રચંડ; તેનું બખ્તર પણ જાડું અને તેની ગદા પણ ઠીક ઠીક ભારે અને નક્કર. તોયે તારી જ ધજા સર્વત્ર ફરફરતી જણાય છે. દૈત્યની પીઠ પર તેં પોતાનો પગ મજબૂત રોપ્યો છે. પાષાણ તારી આગળ નરમ પડે છે, અને ધૂળે તો જાણે તને કાયમની શરણચિઠ્ઠી લખી આપી છે.'

વડ કહે, 'તેં આટઆટલો સમારોહ જોયો ક્યાં ?'

મેં કહ્યું, 'તારી લડાઈ એટલે જ શાંતિ, તારું સતત કર્મ તે જ વિશ્રાંતિ. તારો વિજય દેખાય છે નમ્રતાની મૂર્તિમાં. અને તેથી જ તો તારી છાયા નીચે સાધકો આવીને બેસે છે, તારો તે સરળ સહજ અને સહેલો યુદ્ધજયનો મંત્ર શીખવા અને તેટલી જ સહજ અધિકારની સંધિ જાણી લેવા માટે. પ્રાણ, આ બધું કઈ રીતે કરતો આવ્યો છે તેનું શિક્ષણ આપનારી પાઠશાળા તેં અરણ્યે અરણ્યે ઉઘાડી છે. અને તેથી જ જેઓ ક્લાંત છે, તેઓ તારી છાયા શોધે છે; જેઓ આર્ત છે, તેઓ તારી વાણી સાંભળવા આવે છે.'

મારાં આ બધાં વખાણ સાંભળી વડના અંતરમાંનો પુરુષ ઘણો જ ખુશ થયો, અને બોલ્યો, 'હું તો મરુદૈત્ય સાથે લડાઈ કરવા માટે નીકળ્યો છું, પણ મારો એક નાનો ભાઈ પણ કોઈ એક લડાઈની ચડાઈ પર ક્યાંક નીકળી ગયો છે. તેની આજ સુધી મને કાંઈ જ ખબર મળી નથી. થોડા વખત પહેલાં શું તું એની જ વાત કરતો હતો ?'

'હા; તેને જ અમે 'મન' નામ આપ્યું છે.'

'તે મારા કરતાં વધારે ચંચળ વૃત્તિનો છે. કેમે કરી એને કશાયમાં સંતોષ થતો જ નથી. એ 'ચંચળ'ના કાંઈ સમાચાર તું મને આપી શકીશ ?'

મેં કહ્યું, 'કેમ નહીં, કાંઈક તો આપી જ શકીશ. તારી લડાઈ ચાલે છે જીવવા માટે. તેની લડાઈ ચાલે છે મેળવવા માટે; અને જરા દૂર બીજી એક લડાઈ ચાલે છે તે આપી દેવા માટે. તારી લડાઈ છે પ્રાણહીન – સ્થાવર વિરુદ્ધ, તેની લડાઈ જંગમ ધૂંસરી સામે અને બીજી એક લડાઈ છે પરિગ્રહ – સંચય વિરુદ્ધ. તે સિવાય લડાઈઓ તો ગૂંચવાડાભરેલી થતી જ જાય છે. જે આ

વ્યૂહમાં ઘૂસે છે તેને આ વ્યૂહનો ભેદ કરીને બહાર આવવાનો માર્ગ જ સાંપડતો નથી. હાર અને જીતની ખબર જ ન પડતી હોવાથી જીવ વ્યાકુળ થાય છે. અને આવી દ્વિધા પરિસ્થિતિમાં તારી એ લીલી ધજા યોદ્ધાને આશ્વાસનરૂપ થાય છે અને કહે છે, "જય હો, પ્રાણનો જય હો." આ ગીતની તાન એકસરખી ઊંચી થતી જાય છે. કયા સપ્તકમાંથી કયા સપ્તકમાં ચડે છે તે કાંઈ જ સમજાતું નથી. એવા સ્વરસંકટ વખતે તારો તંબૂરો આવા સાદા સરળ સૂરો છેડે છે, "ભય નથી, ભય નથી" અને પાછો કહે છે, "આ જ છે ખરો આદિ સૂર — આદિમ પ્રાણનો સૂર મેં મેળવી રાખ્યો છે. બધા જ ઉન્મત્ત આલાપ આ જ સૂરમાંથી સુંદરના ધ્રુપદમાં, આનંદ-ગાને આવી મળે છે. અને આવી રીતે સર્વ મળવાનું અને સર્વ આપવાનું ફૂલની જેમ ફૂલશે અને ફળની જેમ ફલિત થશે."

*

## નિરૂપણ — 'પ્રાણમન'નું

હાથપગ ચલાવી શકાય તેમ ન હોય ત્યારે માણસ ભેજું ચલાવે છે, કલ્પના ચલાવે છે. આકાશમાં પાંખ ફફડાવવાની શકયતા ન હોય એટલે માણસ કલ્પનાના આકાશમાં ઉડ્ડયન કરે છે. સમુદ્રમાં ડૂબકી મારીને મોતી કાઢી શકાય એમ ન હોય ત્યારે ચિંતનમાં ડૂબકી મારી એ તત્ત્વ-મૌક્તિકો બહાર કાઢે છે. પ્રવાસ કરવાની મનાઈ હોય ત્યારે કેવળ સ્મરણ દ્વારા ત્રિખંડની યાત્રા કરી આવે છે. રવિબાબુ માંદા પડી પથારીવશ થાય એટલે તત્ત્વ-ચિંતનમાં નિમજ્જન કરે છે. ભૌતિક તત્ત્વજ્ઞાન, ગૂઢ મનોવ્યાપાર તેમ જ સાધકોના આદર્શ વિહારના વાતાવરણમાં તેઓ વિચરવા લાગે છે.

આવા વિહાર માટે માંદા જ પડવું જોઈએ એવું નથી. પગ વાપર્યા વગર પ્રવાસ કરવાની સગવડ માણસ પાસે છે. જ્યારે તે વાહનમાં બેસે છે અથવા જહાજ પર ચડે છે, ત્યારે તુરગ-ગતિ કરતાંયે વધારે વેગથી જંતો હોય તોયે તેને પગ રહી ગયા જેવું લાગે છે. શરીરનો વેગ થંભે એટલે મનનો વેગ વધે છે. જાણે વાહનની ગતિ માથામાં જ ઘૂસતી ન હોય. આવા જ કારણને લીધે રવિબાબુએ પશ્ચિમ યાત્રીર ડાયરી લખી કાઢી છે. કોઈ કોઈ વાર એ અટકી પડે એટલે તેઓ વાર્તાઓ પણ લખે છે. મને લાગે છે કે આવા પ્રસંગોએ લખેલી વાર્તાઓમાં પણ ઉપર કહેલું વાતાવરણ જણાઈ આવવું જોઈએ.

રવિબાબુ કહે છે, સમુદ્રનું પાણી અશાંત હોય ત્યારે તેના પૃષ્ઠભાગ પર મોજાંઓ ઊઠે છે, અરીસા જેવા તેના પારદર્શક ચહેરા પર કરચલીઓ પડે છે અને પછી ઉપર ઉપરના તોફાનની અંદર કઈ જાતની શાંત ગંભીર પરિસ્થિતિ છે એનો મુદ્દલ ખ્યાલ સરખો આવતો નથી. તે જ પાણી જ્યારે શાંત હોય છે ત્યારે ઉપરનાં, મધ્યનાં, નીચેનાં અને તળિયાનાં — બધાં જ ઊંડાણો પારદર્શક બને છે અને ઈતિહાસના બધા જ યુગો એકસામટા પ્રગટ થાય અથવા સીધા બોગદાની

ભીંતો આ છેડેથી તે પેલા છેડા સુધી એકદમ જ સપાટ થયેલી દેખાય, તે પ્રમાણે જ મનોવ્યાપારનું અને સૃષ્ટિવ્યાપારનું પણ એકસામટું દર્શન થાય છે.

તેમના ઘર પાસે એક પુરાણપુરુષ ઊભો છે. લોકો તેને અશ્વત્થ કહે છે. કવિ તેને પ્રાણનો આદ્ય અને સનાતન અવતાર માને છે. તે પ્રાણદેવતા સાથે કવિની મનોદેવતા વાત કરવા લાગી. બંનેની ભૂમિકાઓ અલગ અલગ. ચિત્રને જેમ મૂર્તિનું ઊંડાણ સમજાતું નથી, મૂર્તિમાં જે રીતે સજીવ વ્યક્તિનું ચૈતન્ય ઊમગતું નથી, કેવળ સચેતનને જે રીતે આત્માનો સાક્ષાત્કાર દુર્લભ હોય છે, તે જ જાતનો આ અ-સમ-સહયોગ હતો. કવિએ એમાંથી એક સુંદર અને બોધપ્રદ રૂપકકથા નિર્માણ કરી છે. કથા કહેવા કરતાં વાર્તાલાપ અથવા પ્રસંગ જ કહેવો જોઈએ.

પ્રાણને અસ્તિત્વનો, વિસ્તારનો અને અહં પ્રત્યયનો આનંદ હોય છે. ચંચળ મન આથી આગળ જાય છે. તેને બધું જ સમજી લેવું છે. પ્રત્યેક વસ્તુ પર પોતાનો અધિકાર જમાવવો છે, પ્રયોગ કરી જોવો છે. તોડવા-ઘડવાની ભાંજઘડ કર્યા વિના તેની ક્ષણ પણ જતી નથી. દીવાનખાનામાં બાળકોના કોલાહલને લીધે દાદીમાની વાત સાંભળવી જેમ અઘરી હોય છે, તેમ જ મનના આ ઉતાવળાપણાને લીધે, ખટપટને લીધે, અને નકામી પંચાતને લીધે પ્રાણની સાર્વભૌમ ક્રિયા ધ્યાનમાં આવતી જ નથી.

માણસનું મન ઉદ્વિગ્ન થયું હોય, નિરાશાથી ઘેરાયું હોય અને જીવન-પરાઙ્મુખ થયું હોય તોયે માણસ આત્મહત્યા કેમ કરતો નથી એનું કારણ એટલું જ કે મનનો વ્યાપાર તો જીવનસાગરના પૃષ્ઠભાગ પરના વાદળા જેવો જ છે. તે જ સાગરની અંદર ઊંડાણમાં પ્રાણ પોતાના સનાતન સંતોષ સાથે આનંદે છે. તે જ્યાં સુધી ડગે નહીં ત્યાં સુધી આત્મહત્યાનો સંકલ્પ મનમાં ને મનમાં જ રહેવાનો.

પ્રાણની મુખ્ય ક્રિયા છે એનો સ્વાશ્રય. માણસ મરે તો એને ઊંચકવા ચાર માણસો જોઈએ, કારણ તેનો દેહ અર્થાત્ મડદું એક ભાર જ છે. પણ તે જ શરીર જીવતું હોય ત્યારે તે પોતાને સાચવે છે, એટલું જ નહીં પણ બહુ જ સહેલાઈથી કૂદકા પણ મારે છે; બીજાનો બોજો પણ ઊંચકી શકે છે અને કર્તવ્ય-નિષ્ઠાનો આત્મવિશ્વાસ વધે એટલે નૃત્ય દ્વારા પ્રાણાનંદ પણ કલાત્મક રીતે પ્રગટ કરે છે. હાથીને કદી દોડતો જોયો છે? તેના પગને તેના શરીરનો ભાર જરાયે લાગતો નથી. નાનાં બાળકો જે આનંદથી કૂદે છે તે જ આનંદ હાથીના દોડવામાં દેખાઈ આવે છે. સાચે જ પ્રાણ સ્વાશ્રયી છે. તે પ્રાણ નીકળી જાય એટલે પાછળ રહેનારું શરીર 'સર્વંસહા' ભૂમિને પણ ભારરૂપ થઈ જાય છે.

રવિબાબુને પ્રાણ અને મન આ બે તત્ત્વોની જ વાત કરવાની હતી. તેમાં પણ તેમને ખબર હતી કે પ્રાણ માટે મન એ અજ્ઞેય વસ્તુ છે. પ્રાણનો એ નાનો ભાઈ અતિશય ચંચલ, સદા અસ્વસ્થ અને સંતોષથી વિમુખ. તેના આંતરિક જગતને પ્રાણ શી રીતે ઓળખે? અને તેથી જ રવિબાબુએ પ્રાણ

અને મન બંનેથી પેલી પાર ત્રીજા આત્મતત્ત્વનો માત્ર અછડતો ઉલ્લેખ કરીને છોડી દીધો છે. પ્રાણનો આનંદ હોવામાં છે, મનનો આનંદ મેળવવામાં છે અને આત્માનો આનંદ છોડવામાં, ત્યાગમાં છે (त्यक्तेन भुञ्जीथाः). ત્રણેયની આ ત્રણ નિષ્ઠા છે. ત્રીજી નિષ્ઠાનો મનનની પૂર્ણતા પૂરતો અછડતો ઉલ્લેખ કરી તેઓ વિરમ્યા છે.

તત્ત્વજ્ઞાનને કલાનું રૂપ કેમ આપવું એનો સુંદર નમૂનો આ કૃતિ છે. તે માત્ર સુંદર હોય તોયે પરિપૂર્ણ હોવાની તૃપ્તિ આપતી નથી. છેવટે છેવટે તો 'ત્યાગનું કંઈક કહી દીધું છે તે વિશે તેમને ફરી એક વાર પૂછવું જોઈએ, એમની પાસેથી ફરી એકાદ કૃતિ મેળવવી જોઈએ' એવી તાલાવેલી લાગે છે. એમાં જ હશે આ કૃતિની સાર્થકતા.

કૃતાર્થતા ન મળવાને કારણે જ આ સાર્થકતા ઉત્પન્ન થઈ હશે.

*

## ૩૭. સ્વાગત-ગીત*

૧

તૈયારીની દોડાદોડ ચાલુ છે. એમાં નવરાશને એટલો પણ અવકાશ નથી કે બેચાર ક્ષણ કાઢી વિચાર કરે કે શેની છે આ બધી તૈયારી.

કામની આવી ભરચક ગરબડમાં પણ મેં મનને છેડતાં પૂછ્યું, 'કોઈ આવ-વાનું છે શું ?'

મને કહ્યું, 'થોભ, થોભ. મારે જગાનો કબજો લેવો છે. ઘરો, ઝરૂખા, હવેલીઓ, માળાઓ બાંધવા છે. એવે વખતે અમથા અમથા સવાલોથી મને સતાવ નહીં.'

ફરી હું ગુપચુપ કામે લાગ્યો. વિચાર આવે છે કે જગાનો કબજો મળશે, રાચરચીલું એકઠું કરવાનું પૂરું થશે, ઘર, ઝરૂખા, માળિયાં બાંધવાનાં પણ બાકી રહેશે નહીં, ત્યારે કદાચ મને છેવટનો ઉત્તર મળશે.

જગા તો બરાબર વધતી જ જાય છે. સરસામાનની પણ ઊણપ નથી દેખાતી. ઈમારતના સાત માળ પૂરા પણ થયા. ત્યારે મેં કહ્યું, 'હવે તો મારા પ્રશ્નનો જવાબ આપો ને.'

મન કહે, 'થોભ રે ભાઈ, મને વખત જ નથી.'

મેં કહ્યું, 'કેમ ? હજી જગા જોઈએ ? કે હજી ઘરો જોઈએ ? કે હજી વધારે રાચરચીલું જોઈએ ?'

---

* બંગાળી ભાષામાં સ્વાગત-ગીતોને 'આગમની' કહે છે.

મન કહે, 'હા જોઈએ, જોઈએ.'

મેં કહ્યું, 'હજી પૂરતું થયું નથી કે શું?'

મન કહે, 'એટલામાં શી રીતે માય?'

મેં પૂછયું, 'શું માવાનું, કોણે માવાનું?'

મન કહે, 'તે વિશે પછી વાત કરીશું.'

તોયે મેં ફરી પ્રશ્ન પૂછયો જ, 'તે ખૂબ જ મોટો હશે નહીં?'

મન કહે, 'ખરે જ ખૂબ મોટો છે એ.'

આટલી મોટી જગા, આટલી મોટી હવેલી, તોયે બસ નહીં થાય એને માટે, કહેતો કહેતો ફરી પ્રયત્નપૂર્વક કામે લાગ્યો. દિવસે જમવાનું બંધ, રાતની ઊંઘ બંધ. જે જોય તે વાહવાહ કરે અને કહે, 'સાચે જ ખરો મહેનતુ છે આ!'

કોઈક વાર, કોણ જાણે શાથી, શંકા આવે કે આ મન અસલ વાતનો જવાબ જ જાણતું નહીં હોય. અને તેથી જ કામનું નામ આગળ કરી ઉત્તર આપવાનું ટાળે છે. કોક વાર વચમાં વચમાં ઇચ્છા થાય છે કે કામકાજ બંધ કરીને કાન દઈને સાંભળું કે રસ્તા પરથી કોઈ આવતું તો નથી ને? એમ પણ થાય છે કે હવે ઘર, હવેલી, માળિયાની ખટપટમાં ન પડતાં ઘરમાં દીવો કરું. અને રાચરચીલાની સાર-સંભાળ કરતા બેસવાને બદલે ફૂલો ખીલે તે પહેલાં જ એકાદ માળા ગૂંથી રાખું.

પણ ધીરજ કાંઈ રહેતી નથી. કેમ કે મારો મુખ્ય કારભારી છે મારું મન. તે રાત ને દિવસ એકસરખું પોતાનું ત્રાજવું અને ગજ લઈને વજનના માપે અને ગજને માપે બધી વસ્તુની પારખ કરે છે અને સતત બબડે છે, 'હજી વધારે ન મળે તો ચાલશે નહીં.'

'કેમ નહીં ચાલે?'

'તે ઘણો ઘણો મોટો છે, તેથી.'

'છે કોણ આ ઘણો ઘણો મોટો?'

બસ સાવ ચૂપ. એક અક્ષર પણ નહીં.

જ્યારે હું તેને પકડી જ બેસું છું ને કહું છું, 'આવી ટાળાટાળી કરીને ચાલવાનું નથી, કાંઈક તો ઉત્તર આપવો જ પડશે.'

ત્યારે એ ચિડાઈને કહે છે, 'ઉત્તર આપવો જ જોઈએ, આપવો જ જોઈએ એટલે શું? જેનું ઠામઠેકાણું નથી, જેની કોઈ ખબર મળતી નથી, જેનો અર્થ સમજવો જ મુશ્કેલ, એવાની વાત આગળ કરી તું મારાં કામોને ખોળંભે નાખે છે. પણ હવે આ મારી બાજુ તો જો. મોટાં મોટાં પ્રકરણો, મોટી મોટી લડાઈઓ, ટંટાઓ, લાઠી, બરછી, ભાલા, સિપાઈ સિપાઈડાથી મહોલ્લો કેવો ભરાઈ ગયો છે; મિસ્ત્રી–મજૂરોથી, ઈંટચૂનાથી, લાકડાં વગેરેથી જગા એવી તો ભરાઈ છે કે પગ મૂકવા પૂરતી પણ જગા રહી નથી. બધું કેવું સાવ સ્પષ્ટ છે. એમાં નથી અંદાજને માટે સ્થાન કે ઇશારાને માર્ગ. પછી આટલા બધા તરફ દુર્લક્ષ કરીને વારંવાર તે ને તે જ પ્રશ્ન શા માટે?'

આ બધું સાંભળું ત્યારે લાગે છે કે 'મન જ ખરું ડાહ્યું', હું જ હઈશ મૂરખ.' ફરી ટોપલા ભરી ભરીને ઈંટો આણું છું અને રેતી-ચૂનો મેળવતો બેસું છું.

૨

આમ જ દિવસો ગયા. અને મારી જમીન વગેરે ક્ષિતિજની પણ પેલી પાર ગયું. ઈમારતનો પાંચમો માળ પૂરો થઈ છઠ્ઠા માળની ટીપણી ચાલી છે. આ સમયે એક દિવસ વરસાદનાં વાદળાં ઓસર્યાં—પાતળાં થયાં, કાળાં વાદળ સફેદ થયાં, કૈલાસના શિખર પરથી ભૈરવના સૂરમાં રજાનો મોકળો પવન વાવા લાગ્યો; માનસ સરોવરના પદ્મગંધે દિવસરાતનાં ઘડી અને પ્રહરોને મધુમાખોની જેમ મત્ત કરી મૂક્યાં. ઉપર દૃષ્ટિ જતાં જ જણાય કે મારી આ છ માળની ઈમારતનું ઉદ્ધત રાચરચીલું જોઈ આકાશ જાણે હસે છે.

હું તો સાવ વ્યાકુળ થઈ ગયો અને જે દેખાય તેને પૂછવા લાગ્યો, 'અહો, આજે કઈ પવન-દેવડી પર નગારાં વાગે છે, કહો જોઈએ.'

તે લોકો કહે, 'ચલો ચલો, અમને કામો છે.'

માથાની આસપાસ કુંદકળીની માળા બાંધી કોઈ ગાંડો રસ્તાની બાજુએ એક ઝાડના થડને ટેકી ચૂપચાપ બેઠો હતો. તે બોલ્યો, 'આગમનીનો સ્વર આવી પહોંચ્યો છે.'

હું શું સમજ્યો કોણ જાણે, બોલી ગયો, 'તો તો હવે વાર નથી.'

તે હસીને બોલ્યો, 'ના. આવ્યા જ સમજો.'

તરત જ ખાતાવહી વિભાગમાં જઈ મેં મનને કહ્યું, 'હવે કામ બંધ કરો.'

મન કહે, 'આ શું ભળતું જ, લોક આળસુ કહેશે ને!'

મેં કહ્યું, 'કહેવા દે.'

મન કહે, 'તને થયું છે શું? કાંઈક સમાચાર મળ્યા લાગે છે.'

મેં કહ્યું, 'હા, ખબર આવી છે.'

'શેની ખબર?'

પંચાત પડી. સ્પષ્ટ કાંઈ કહેવાય નહીં, પણ ખબર આવી છે ખરી. માનસ સરોવરના કાંઠેથી પ્રકાશની વાટે હંસોનાં ટોળેટોળાં આવી પહોંચ્યાં.

મન માથું હલાવીને બોલ્યું, પણ છે ક્યાં તે વિરાટ રથનું શિખર અને તેનો જંગી સમારોહ? કાંઈ જ દેખાતું નથી કે સંભળાતુંયે નથી.'

જોતજોતામાં આકાશને જાણે કોઈએ પારસમણિનો સ્પર્શ કર્યો. સુવર્ણ-પ્રકાશથી ચારે દિશા ઝગહળી ઊઠી. ક્યાંકથી અવાજ આવ્યો—'દૂત આવ્યો છે.'

મેં જમીન પર માથું ટેકવી દૂતને ઉદ્દેશીને પૂછ્યું, 'આવ્યા કે?'

ચારે તરફથી અવાજ ઊઠયો—'હા, આવ્યા છે.'

મન ગભરાઈને બોલ્યું, 'શું કરવું હવે? મારા છ માળના મકાનની તો જેમ તેમ ટીપણી ચાલે છે, અને સાજસરંજામ તો હજી આવી પહોંચ્યો જ નથી.'

ઉત્તર મળ્યો, 'અરે તોડો, ફોડો, ફોડો તમારી છ માળની ઈમારત ઉધ્વસ્ત કરો.'

મન કહે, 'શા માટે ?'

ઉત્તર મળ્યો, આજે આગમનનો દિવસ છે. તમારી ઈમારત તો છાતી ફુલાવીને રસ્તો રોકીને બેઠી છે.'

મન આશ્ચર્યચકિત થયું.

ફરી અવાજ નીકળ્યો, 'ફેંકી દો તમારો બધો સાજસરંજામ.'

મન કહે, 'કેમ ?'

'તમારા આ સરંજામે ભીડ કરીને બધી જ જગા રોકી દીધી છે.'

ખેર. કામના દિવસોમાં બેઠા બેઠા છ માળની ઈમારત ઊભી કરી. હવે છૂટીના દિવસોમાં એક એક કરીને છએ છ માળ ધૂળમાં મેળવી દેવા પડે છે. કામના દિવસોમાં હાટબજારેથી સરસામાન આણી એકઠો કર્યો; હવે છુટ્ટીના દિવસોમાં તે બધાને જ રજા આપવી પડે છે.

પણ છે ક્યાં તે વિરાટ રથનું શિખર અને તેનો તે જંગી સમારોહ ?

મને ચારે તરફ નીરખીને જોયું.

શું દેખાયું હશે એને ?

શરદ-પ્રભાત-સમયનો શુક્રતારો.

માત્ર એટલું જ ?

હા, એટલું જ. વળી તેને દેખાયાં પારિજાતના વનમાંનાં પારિજાતનાં ફૂલો.

માત્ર એટલું જ ?

હા, એટલું જ; અને તેને દેખાયું ચોટલી ઉડાડતું ફરનારું દોયલ પક્ષી.

અને બીજું શું ?

એક બાળક. તે ખડખડ હસતું નાચતું માની સોડ છોડીને બહારના પ્રકાશમાં દોડતું દોડતું નીકળી આવ્યું.

તું આગમન આગમન કરી જે કાંઈ કહેતો હતો તે આને જ વિશે કે ?

હા, આને માટે તો દરરોજ શરણાઈ વાગે છે, પરોઢિયું ઊજળે છે.

આને માટે શું આટલી મોટી જગા જોઈતી હતી ?

હા હા, તારા આ રાજા માટે જોઈએ સાત માળની ઈમારત, તારા પ્રભુ માટે જોઈએ ઘર ભરીને સાજ-સરંજામ. પણ આને માટે છે આ આખું આકાશ, આખી પૃથિવી.

અને પેલો વિરાટ ?

તે તો અંદર જ, આનામાં જ સમાયેલો છે.

ત્યારે આ બાળક તમને શું વરદાન આપશે ?

તે પોતે જ તો વિધાતાનું વરદાન બનીને આવ્યું છે. આખા જગતની આશા બનીને, અભય બનીને, આનંદ બનીને આવ્યું છે. એના ન દેખાતા ભાથામાં છુપાયેલું છે બ્રહ્માસ્ત્ર; એના હૃદયમાં સંતાઈ છે અમોઘ શક્તિ.

મને મન પૂછવા લાગ્યું, 'અરે ઓ કવિ, કાંઈ જોવા મળ્યું કે ? કાંઈ ઊમગ્યું ?'

મેં કહ્યું, તેથી જ તો લીધી છે ને છુટ્ટી. આટલા દિવસ વખત જ ન હતો. તેથી જ આજ સુધી જોઈ પણ શકયો નહોતો અને સમજીયે શકયો ન હતો!'

*

## નિરૂપણ — 'આગમની'નું

રવિબાબુએ જીવનદેવતાની ઉપાસના કરી. ઘણાં વર્ષો કરી. આયુષ્યભર કરી. તેને લીધે એમને જીવનદેવતાનાં અનેકવિધ દર્શન મળ્યાં. જે રીતે નરસિંહ મહેતાને શ્રીકૃષ્ણનો રાસ એક રાત્ર જોવા મળ્યો અને તે રાસલીલાનું વર્ણન અને માહાત્મ્ય તે જન્મભર ગાતા રહ્યા તે જ રીતે રવિબાબુએ પોતાનાં અસંખ્ય ગીતોમાં, અનેક નાટકોમાં, કેટલીક ખાસ રૂપક-કથાઓમાં અને પોતાનાં ઉદ્‌બોધક પ્રવચનોમાં પોતાની એ આરાધ્ય દેવતાનું અનેક રીતે વર્ણન કર્યું છે.

ઉપનિષદ કાળના ઋષિઓને પરબ્રહ્મનો સાક્ષાત્કાર થતાવેંત તેઓ લોકોને કહેતા ફર્યા — 'હે લોકો, તમે જેની ઉપાસના કરો છો તે યથાર્થ પરબ્રહ્મ નથી; તે કેવું છે તે હું કહું છું, કારણ તેને મેં જાણ્યું છે.

तदेव ब्रह्म त्वं विद्धि, नेदं यदिदं उपासते । वेदाहमेतम् पुरुषं महान्तम् आदित्यवर्णं तमसः परस्तात् । तमेव विदित्वा अतिमृत्युमेति । नान्यः पन्था विद्यते अयनाय ॥ તે જ રીતે રવિબાબુ જગતનાં જુદાં જુદાં રાષ્ટ્રોને અને સંસ્કૃતિઓને તાર સ્વરે કહે છે કે, બાપલા, તમારો રસ્તો ખોટો છે. તમારું જીવનદર્શન અયથાર્થ છે. તમને લાગે છે તેટલું જીવન જટિલ નથી. કુટિલ તો નથી જ નથી. તમે આડે રસ્તે જઈ પોતાની સાધના કઠણ કરી છે. તેથી જ તમને લાગે છે કે જીવનદેવતા પણ ગૂઢ છે. તમારી ઉપાસનાથી જીવનદેવતા પ્રસન્ન તો ન જ થઈ, પણ તેની ઘણી કોચવણ થઈ ખરી.

પશ્ચિમની સંસ્કૃતિને વિશ્વવિજયી થતી જોઈ દુનિયાની આંખો અંજાઈ. પશ્ચિમનું તો માથું જ ફર્યું. એ વખતે જે મોટું દેખાય છે તે સર્વ પોકળપોલું છે, જે જોર દેખાય છે તે દારૂના નશા જેવું છે એવું દુનિયાને કહેવાની હિંમત જે થોડા મહાત્માઓએ કરી તેમાંના જ રવિબાબુ છે. मुक्त-धारा, रक्तकरबी વગેરે એમનાં નાટકો તો આ સંદેશો આપે જ છે, પણ તેમનાં કેટલાંય પ્રવચનો આ જ વાત પ્રત્યક્ષ કહે છે. गीतांजलि, नैवेद्य વગેરે કવિતાસંગ્રહોમાં પણ આ જ ભાવનાં અનેક ગીતો મળે છે.

'આગમની' એ રૂપકાત્મક સંભાષણનો ભાવાર્થ ઉપર કહેલા સાહિત્યના પરિશીલન પછી સહેજે ધ્યાનમાં આવે છે. અહીં કવિએ પોતાને પોતાના અથવા માનવજાતિના મનથી જુદા કલ્પ્યા છે. મન ભૌતિક સંસ્કૃતિ વધારવા પાછળ પડયું છે. શક્તિ વધારો, સંપત્તિ વિસ્તાર વધારો, ઈમારતની ઊંચાઈ વધારો, અંદરનો સરંજામ વધારો, વધાર્યા જ કરો. વધારવાને કશી જ મર્યાદા રાખશો નહીં.

પણ આ બધું શા માટે એવું જો એને પૂછીએ તો તેનો ઉત્તર શો હોય તે પૂછશો નહીં. પશ્ચિમના લોકોનું એ અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજકારણ બધાં

શાસ્ત્રો વધાર્યાં, વિજ્ઞાનની મદદથી પ્રકૃતિ-વિજય સાધ્યો. પણ આટલો મોટો દિગ્વિજય મેળવીને પણ આ બધું શા માટે એનો માત્ર તેમણે સંતોષકારક વિચાર કર્યો નહીં.

કોક કોક વાર શંકા આવે છે કે આ સંસ્કૃતિને જીવન-રહસ્ય સમજાયું જ નથી. પણ તેનો પ્રચંડ વ્યાપ, તેનું સામર્થ્ય અને તેની બાહોશી બધું જોઈ કોક વાર લાગે છે કે આપણે જ મૂર્ખ, એટલે આપણને આ બધું ગમતું નથી. આટલી મોટી તૈયારી, આટલી મોટી પ્રચંડ તૈયારી; આ બધું વ્યર્થ શી રીતે હોય ? પણ જે વાત વિજ્ઞાનને સમજાતી નથી, તત્ત્વજ્ઞાનને ઊમગતી નથી તે ગૂઢતાના ઊંડાણ સુધી પહોંચનારા કવિને ઝાંખું ઝાંખું પણ આપોઆપ સમજાય છે. કવિએ મનની તાબેદારી સ્વીકારી હોવાથી મન કહે તેવી વેઠ તે કરતા રહ્યા પણ મનની શંકાને અને એક અજ્ઞાત શ્રદ્ધાને તેણે મરવા દીધી નહીં. છેવટે રાતનું પરોઢ થયું. આગમનીનાં ગીતો સંભળાવા લાગ્યાં. નવજીવનનું પ્રભાત થયું અને તેમાંથી નીકળ્યું શું ? આકાશમાં શુક્રનો તારો, પૃથ્વીના પેટમાંથી એક નાનકડું ફૂલ, આ બંને વચ્ચે આવજા કરતું એક ઉત્સાહમૂર્તિ પતંગિયું અને આ બધા સાથે પોતાનો અભેદ અનુભવનારું રમતિયાળ બાળક.

બધાંને જ આશ્ચર્ય થયું કે આટલી બધી તૈયારી અને એમાંથી સાવ સામાન્ય નિત્યપરિચિત અવતાર ! વીજળી ગાજી નહીં, ભૂકંપ થયો નહીં, ધૂમકેતુ ફેલાયો નહીં, આકાશપાતાળ એક થયું નહીં. પો ફૂટતો હતો તેમ જ ફૂટ્યો. ફૂલ ફૂલતાં હતાં તેમ જ ફૂલ્યાં. બાતમીદાર પતંગિયાંઓએ હમેશની રીતે બધાંની મુલાકાતો લીધી. તોયે અંદરથી લાગવા માંડે કે યુગપરિવર્તન થયું છે, નવા પ્રાણનો જન્મ થયો છે. અને આ બધું આજ સુધી બાંધેલી ઇમારતની મદદથી નહીં પણ તે ઇમારત વખતસર જમીનદોસ્ત કરી તેથી ! આંધળી રીતે ખૂબ મોટી પૂર્વતૈયારી કરવી અને તે જ અડચણ અથવા વિઘ્ન છે એમ અંતે અનુભવવું.

આજકાલની આત્મવિમુખ, જીવનદ્રોહી, જટિલ સંસ્કૃતિ ગમે તેટલી માતી હોય તોયે છેવટે તેને આ જ થવાનું છે. અને તેને જમીનદોસ્ત કર્યા પછી જ તેના કીમતી ખાતરમાંથી જીવનદેવતાની નિત્યનૂતન સંસ્કૃતિ ફૂલવાની – ખીલવાની છે.

## ૩૮. સ્વર્ગ-મર્ત્ય

### ગીત

માટીના દીપકને લાભે માટીનો જ આશરો,
જ્યોત નીરખવા તેની કિન્તુ અપલક સાયંતારો.
થાય કદી સ્થિર જ્યોત પ્રિયાની વ્યાકુળ નજર સરીખી
કંપે કદી તે ભય-વ્યાકુળ માતાના પ્રાણ સરીખી.

એ જ જ્યોત શ્યામલ ધરણીને હૈયે ઝળહળ કરે,
એ જ જ્યોત પળ ચપળ હવામાં વેદનાર્ત થરથરે.
નભથી ઊતર્યો સાયંતારો આશીર્વચનો લઈ,
અમર શિખા છે વ્યાકુળ બળતા મર્ત્ય દીપકો મહીં.

ઈન્દ્ર – હે સુરગુરુ ! એક વખત દૈત્યના હાથમાં અમે સ્વર્ગ ખોયું હતું. ત્યારે દેવ અને માનવ મળીને આપણે સ્વર્ગ માટે લડ્યા હતા અને સ્વર્ગને છોડાવી લાવ્યા હતા. પણ આપણા પરની આજની આ વિપત્તિ તેના કરતાં પણ વિષમ છે. અને ખૂબ જ ચિંતાનો વિષય છે.

બૃહસ્પતિ – મહેન્દ્ર, તમારા કહેવાનો અર્થ જ હું બરાબર સમજ્યો નથી. સ્વર્ગ પર એવી તે શી વિપત્તિ આવી પડી છે કે તમને એની આટલી બીક લાગે?

ઈન્દ્ર – અરે, સ્વર્ગ રહ્યું જ છે ક્યાં ?

બૃહસ્પતિ – એટલે, આનો અર્થ શો છે? ત્યારે આપણે છીએ ક્યાં ?

ઈન્દ્ર – આપણે આપણી ટેવને જોરે ટકી રહ્યા છીએ. સ્વર્ગ તો ક્યારે ને કેવે કેવે ક્રમે ક્ષીણ થઈ, છાયા થઈ, લુપ્ત થઈ ગયું તેની ખબરે પડી નહીં.

કાર્તિકેય – એવું શું બોલો છો, દેવરાજ ? સ્વર્ગનાં બધાં જ અનુષ્ઠાન પોતાના યોગ્ય સમારોહે ચાલુ જ છે.

ઈન્દ્ર – અનુષ્ઠાનો અને સમારોહો તો ઊલટાં ઘણાં જ વધી ગયાં છે, દિવસ પૂરો થતાં જેમ સૂર્યાસ્તનો સમારોહ વધે છે ને, તે જ રીતે. ત્યાર પછી ઘોર અંધારું. આપને તો ખબર જ છે દેવસેનાપતિ ! કે સ્વર્ગ એટલું તો મિથ્યા થયું છે કે તેને હવે કોઈ પણ જાતની આપત્તિનો ભય જ રહ્યો નથી. હમણાં હમણાં કેટલાયે યુગો થયા, દૈત્યોએ તેના પર ચડાઈ જ કરી નથી તે ધ્યાનમાં રાખજો. આક્રમણ કરવા જેવું કાંઈ રહ્યું છે ખરું ? પૂર્વે વચમાં વચમાં સ્વર્ગનો પરાભવેય થતો, તોયે સ્વર્ગ રહેતું. પણ જ્યારથી...

કાર્તિકેય – હવે તમારું કહેવું કાંઈક ધ્યાનમાં આવ્યું ખરું.

બૃહસ્પતિ – સ્વપ્નમાંથી જાગતાં જ જેમ સ્વપ્નું જોતા હતા એ ધ્યાનમાં આવે છે તેમ જ ઈન્દ્રની વાત સાંભળીને પણ લાગે છે કે આપણે એક માયામાં હતા જેનું ઘેન હજી પૂરેપૂરું ઊતર્યું નથી.

કાર્તિકેય – મને શું લાગે છે તે કહું ? ભાતામાં બાણ છે અને એ બાણોનો બોજો પણ હું સહું છું. વળી બધું ધ્યાન બાણમાં જ લાગેલું હોવાથી એમ પણ થાય છે કે બધું યથાસ્થિત છે. તેવામાં કોઈ જાણે કહે છે, 'એક વાર તમારી આસપાસ જુઓ તો ખરા.' જોઉં છું તો બાણો છે પણ લક્ષ્ય કરવા યોગ્ય કાંઈ જ દેખાતું નથી. સ્વર્ગનું લક્ષ્ય જ ખોવાયું છે.

બૃહસ્પતિ – આવું શા સારુ થવું જોઈએ ? એનું કારણ શોધવું જોઈએ.

ઈન્દ્ર – જે માટીમાંથી રસ ચૂસીને સ્વર્ગ પોતાનાં ફૂલો ખીલવતું તે જ માટી સાથેનો તેનો સંબંધ હવે છૂટી ગયો છે.

બૃહસ્પતિ – આપે કોને ઉદ્દેશીને માટી શબ્દ વાપર્યો ?

ઈન્દ્ર – પૃથ્વીને. તમને યાદ હશે જ કે કોઈ કોઈ સમય મનુષ્ય સ્વર્ગમાં આવી દેવકાર્યને મદદ કરતો અને દેવો પૃથ્વી પર ઊતરી મનુષ્યના સંઘર્ષમાં અસ્ત્ર ધારણ કરતા. તે વખતે સ્વર્ગ અને મર્ત્ય બન્ને સત્યરૂપ બન્યાં હતાં. અને તેથી જ તે યુગને સત્યયુગ કહે છે. આવી પૃથ્વી સાથે જો સ્વર્ગનો સંબંધ જ ન રહે તો સ્વર્ગ માત્ર પોતાના અમૃતને જોરે જીવતું રહી શકવાનું હતું ?

કાર્તિકેય – અને પૃથ્વી પણ નાશ પામવાની જ તૈયારીમાં છે ને, દેવરાજ? અને માણસ પણ માટી સાથે એટલો તો ભળી ગયો છે કે એને પોતાના પુરુષાર્થ પર વિશ્વાસ જ રહ્યો નથી. માત્ર વસ્તુઓ પર જ એ વિશ્વાસ રાખે છે. વસ્તુઓ માટે ગાંડાની જેમ મારામારી, કાપાકાપી ચલાવે છે. સ્વર્ગનું આકર્ષણ નષ્ટ થવાને લીધે હવે આત્મા પણ વસ્તુનો ભેદ કરી પ્રકાશ તરફ દોડી શકતો નથી.

બૃહસ્પતિ – પૃથ્વી સાથે સ્વર્ગનો સંબંધ ફરી સાધવો જોઈએ.

કાર્તિકેય – પણ જે માર્ગે દેવગણ પૃથ્વી પર ઊતરતા, તેનાં પગલાં પણ ઘણા દિવસથી લોપ થયાં છે. મને લાગ્યું હતું કે સારું જ થયું. એમ પણ વિચાર આવેલો કે હવે તો સિદ્ધ થશે કે સ્વર્ગ નિરપેક્ષ છે, નિરાવલંબ છે. સ્વર્ગ પોતે પોતામાં જ સ્વયં-પૂર્ણ છે.

ઈન્દ્ર – એક કાળે બધાનું જ એવું માનવું હતું. પરંતુ હવે સમજાયું છે કે પૃથ્વીના પ્રેમથી જ સ્વર્ગ બચી શકે. નહીં તો સ્વર્ગ સુકાઈ જશે. અમૃતના અભિમાનને લીધે આ વાત આપણે ભૂલ્યા હતા, તેથી જ પૃથ્વી પર ઊતરવાના દેવોના રસ્તાનું નામનિશાને રહ્યું નથી.

કાર્તિકેય — દૈત્યના પરાભવ પછી આપણે સ્વર્ગને પાકો બંદોબસ્ત કરી, કસીને બાંધીને સુરક્ષિત રાખ્યું હતું. ત્યારથી સ્વર્ગનું ઐશ્વર્ય સ્વર્ગમાં જ સચવાવા લાગ્યું. બીજે ક્યાંય એનો ઉપયોગેય ન થાય ને તેનો ક્ષય પણ ન થાય. યુગેયુગથી નિર્વિઘ્નપણે એની એકધારી ઉન્નતિ જ થયા કરી ખરી, પણ તેને લીધે એ બહારના બીજા બધાથી દૂર દૂર થતું ગયું. અને તેથી જ સ્વર્ગ આજે સાવ એકલું પડયું છે.

ઈન્દ્ર - ઉન્નતિ થાઓ કે દુર્ગતિ થાઓ, પણ જે કશાકને લીધે આપણા આસપાસનાઓથી આપણો વિચ્છેદ થાય છે તેને લીધે જ આપણામાં વ્યર્થતા આવે છે. ક્ષુદ્ર પાસેથી મહત્ જ્યારે ઘણું દૂર ચાલ્યું જાય છે ત્યારે તેનું મહત્ત્વ નિરર્થક બની પોતાને જ તે એક ભારરૂપ થઈ પડે છે. સ્વર્ગનો પ્રકાશ આજે પોતાના માટીના પ્રકાશથી અલગ થવાથી તેણે ‘ફોસલાવનાર’નું રૂપ ધારણ કર્યું છે. લોકવસ્તીની પહોંચની બહાર જઈ તે પોતાની જ પહોંચ બહાર ગયો છે. ઓલવાઈ જવાની સજા કરતાંયે આ વધુ ભયંકર શિક્ષા છે. દેવલોક પોતાને અતિ વિશુદ્ધ, પવિત્ર રાખવા ગયું અને પોતાના જ મરજાદીપણાના ભવ્ય કોટમાં પોતાને કેદ કરી બેઠું. તે જ દુર્ગમ કોટ તોડીને ગંગાના પ્રવાહની જેમ તેને મલિન મૃત્યુ-લોકમાં વહેવડાવવાથી જ તેનું બંધન દૂર થશે. તેનું સ્વાતંત્ર્યનું વેષ્ટન છિન્નભિન્ન

કરવા માટે જ મારું મન આજે આમ વિચલિત થયું છે. સ્વર્ગને ઘેરાયેલું રહેવા દેવાનું યોગ્ય નહીં થાય. હે બૃહસ્પતિ, મલિનો સાથે, પતિતો સાથે અજ્ઞાની અને દુઃખીઓ સાથે એને ભળવા દેવું પડશે.

બૃહસ્પતિ — તો પછી આપનો શું કરવાનો વિચાર છે ?

ઈન્દ્ર — પૃથ્વી પર જવા ધારું છું.

બૃહસ્પતિ — પણ પેલો જવાનો રસ્તો જ બંધ છે ને! તે જ તો દુઃખ છે.

ઈન્દ્ર — પણ દેવના રૂપમાં પૃથ્વી પર જવું હવે બનશે નહીં. માણસ બનીને જન્મ લેવો પડશે. નક્ષત્ર જેમ તૂટી પડી, પોતાનો આકાશનો બધો જ પ્રકાશ આકાશમાં જ ઓલવી દઈ, માટી બનીને માટીને આલિંગવા જાય છે, તેમ જ હુંયે પૃથ્વી પર જઈશ.

બૃહસ્પતિ — આપને જન્મ લેવા યોગ્ય વંશ પૃથ્વી પર છે ખરો ?

કાર્તિકેય — વૈશ્ય આજકાલ રાજા થયો છે, વૈશ્યની સેવામાં રહી ક્ષત્રિય લડાઈ કરે છે અને બ્રાહ્મણે વૈશ્યનું દાસત્વ સ્વીકાર્યું છે.

ઈન્દ્ર — જન્મ ક્યાં લેવો એ શું મારી ઈચ્છાને આધીન છે? જ્યાંનું આકર્ષણ મને ખેંચી લેશે ત્યાં જ મારું સ્થાન હશે.

બૃહસ્પતિ — હું ઈન્દ્ર હતો એનું ભાન —

ઈન્દ્ર — એ ભાનને મારી નાખી મર્ત્યવાસી થઈને પછી જ મર્ત્યની સાધના કરી શકીશ.

કાર્તિકેય — આટલા દિવસ અમે પૃથ્વીનું અસ્તિત્વ સાવ ભૂલ્યા જ હતા. આજે આપની વાતો સાંભળી એકાએક મન કેવું વ્યાકુળ થઈ ગયું છે. એ તન્વી શ્યામા ધરણી સૂર્યોદય અને સૂર્યાસ્ત દ્વારા કેટલી અધીરી આંખોએ જુએ છે, સ્વર્ગ તરફ. તે ભીરુનો ભય નષ્ટ કરવામાં હશે કેટલો આનંદ! એ વ્યથિતાના મનમાં આશાનો સંચાર કરવામાં કેટલું છે ગૌરવ! તે ચંદ્રકાન્તમણિ–કિરીટિની નીલામ્બરી-સુન્દરી કેમ કરીને ભૂલી ગઈ કે પોતે તો રાણી છે. તેને ફરી ભાન કરાવી આપવું જોઈએ કે તે દેવોની આરાધનાનું સ્થાન છે. સ્વર્ગની તે ચિરદયિતા છે.

ઈન્દ્ર — હું ત્યાં જઈને ત્યાંના મલયાનિલ દ્વારા આ વાત વહેતી મૂકવા માગું છું કે તેના વિરહને લીધે જ સ્વર્ગના અમૃતમાં સ્વાદ રહ્યો નથી, અને નન્દન-વનનું પારિજાત મ્લાન થયું છે. એને ઢાંકી રહેલો સમુદ્ર જાણે સ્વર્ગનાં આંસુ જ. તેમના વિચ્છેદના ક્રંદનને તેણે જ તો અનંત કરી મૂક્યું છે.

કાર્તિકેય — દેવરાજની અનુમતિ હોય તો અમે પણ પૃથ્વી પર જવા માગીએ છીએ.

બૃહસ્પતિ — ત્યાંના મૃત્યુના અવગુંઠનમાંની અમૃતની જ્યોતિને એકવાર જોઈ આવવાનું મન છે.

કાર્તિકેય — વૈકુંઠની લક્ષ્મીએ પોતાના માટીના ઘરમાં નિત્યનૂતન લીલાનો જે વિસ્તાર કર્યો છે તેના રસથી અમે શા માટે વંચિત રહીએ? મને પણ લાગે છે કે પૃથ્વીને મારી જરૂર છે. હું ત્યાં નથી એ જોઈને જ માણસ નિર્લજ્જ થઈને

સ્વાર્થ માટે લડાઈઓ લડે છે, ધર્મ માટે નહીં.

બૃહસ્પતિ — અને હું નથી તેથી જ તો માણસ વ્યવહાર માટે જ્ઞાનની સાધના કરે છે, મુક્તિ માટે નહીં.

ઈન્દ્ર — તમને બધાને જ ત્યાં આવવાનો યોગ મળે તેથી જ તો હું આગળ જાઉં છું — વખત થતાં જ તમે બધા પાકેલાં ફળોની જેમ પોતપોતાના માધુર્ય-ભારથી અનાયાસે જ મર્ત્યલોકમાં ટપકી પડશો. ત્યાં સુધી ધીરજ રાખો.

કાર્તિકેય — અમને ક્યારે ખબર પડશે, મહેન્દ્ર, કે આપની સાધના સાર્થ થઈ છે?

બૃહસ્પતિ — તે શું છૂપું રહેવાનું હતું? જ્યારે શંખના જયઘોષથી સ્વર્ગ ગુંજી ઊઠે ત્યારે આપોઆપ સમજવું કે —

ઈન્દ્ર — ના, જયઘોષ થવાનો નથી, દેવગુરો! પણ જે દિવસે સ્વર્ગની આંખોમાં કરુણાનાં અશ્રુ ચમકવા લાગે ત્યારે જ જાણવું કે પૃથ્વી પર મને જન્મ મળ્યો છે.

કાર્તિકેય — એટલે ત્યાર સુધી ત્યાંની ધૂળના આવરણની આડે તમે ક્યાં સંતાઈ બેઠા હશો તે જાણવાનો અમારી પાસે કાંઈ માર્ગ જ નથી.

બૃહસ્પતિ — પૃથ્વી પરની મીઠાશ જ તો આ સંતાકૂકડીમાં છે. ઐશ્વર્ય ત્યાં દરિદ્રીને વેશે વિચરતું જણાય છે. ત્યાં અશક્તિના ખોળામાં શક્તિ રમે છે, ઊછરે છે. ત્યાં પરાભવની માટીમાંથી જ વીર્ય પોતાનો જયસ્તંભ બાંધે છે. પૃથ્વી પર જે દેખાય છે તેવું તેને માનવા બેસીએ તો ઊલટી ભૂલ જ થઈ જાય. ત્યાં તો જે દેખાતું નથી તેના પર જ ચિરકાળ વિશ્વાસ રાખીને ચાલવાનું હોય છે.

કાર્તિકેય — પણ સુરરાજ, આપના લલાટ પરની ચિર ઉજ્જવળ જ્યોતિ આજે મ્લાન કાં?

બૃહસ્પતિ — મર્ત્યલોકમાં જન્મ લેવામાં જે ગૌરવ છે તે ગૌરવની પ્રભા આજ અધિક જ ઉજ્જવળ બનો.

ઇન્દ્ર — દેવગુરો! જન્મ લેવામાં જે વ્યથા હોય છે તે આ ક્ષણથી જ મને પીડવા લાગી છે. આજે હું દુઃખના અભિસાર કાજે જ નીકળ્યો છું — તેનું જ આહ્વાન મને ખેંચી લઈ જાય છે. શિવજીની સાથે સતીનો જેમ વિયોગ થયો હતો તેમ જ સ્વર્ગના આનંદ સાથે પૃથ્વીની વ્યથાનો વિયોગ થયો છે — તે જ વિચ્છેદનું દુઃખ આટલા દિવસ પછી આજે મારા મનમાં ઊભરાઈ ઢગલો થયું છે. તે જ વ્યથાને હૈયા સાથે ચાંપવા માટે હું જાઉં છું. પ્રેમના અમૃત વડે હું એ વ્યથાને ભાગ્યશાળી કરીશ. મને વિદાય આપો.

કાર્તિકેય — મહેન્દ્ર, અમારે માટે પણ એવી કાંઈક સગવડ કરી રાખજો કે જેથી અમે તમને ત્યાં સહેલાઈથી મળી શકીએ, સ્વર્ગ આજે દુઃખની ચડાઈએ નીકળી પડો.

બૃહસ્પતિ — અમે રસ્તો ખૂલવાની વાટ જોતાં બેસીશું, દેવરાજ. સ્વર્ગથી બહાર નીકળવાનો માર્ગ મોકળો કરી આપો, નહીં તો અમારો છુટકારો નથી.

કાર્તિકેય — છૂટકો કરો, દેવરાજ, સ્વર્ગના બંધનમાંથી અમને છૂટા કરો — મૃત્યુને હાથે અમારો માર્ગ મોકળો કરાવી આપો.

બૃહસ્પતિ – તમે સ્વર્ગરાજ છો. આજે સ્વર્ગનો તપોભંગ કરી તમે ઘોષણા કરો કે સ્વર્ગ પૃથ્વીનું જ છે.

કાર્તિકેય – આજ સુધી જેણે જેણે સ્વર્ગની કામનાથી પૃથ્વીનો ત્યાગ કરવાની સાધના કરી, તેમને બધાયને ચિરકાળથી પૃથ્વી પર પાછા મોકલવાની જ તમે યોજના કરતા આવ્યા છો – આજે ખુદ સ્વર્ગને જ તમારે એ માર્ગે લઈ જવાનું છે.

ઇન્દ્ર – આ વિઘ્નમાં જ મુક્તિનો માર્ગ –

બૃહસ્પતિ – જે મુક્તિ સ્વેચ્છાએ – આનંદપૂર્વક ચિરકાળ આવાં વિઘ્નોનો સામનો કરતી આવી છે.

ગીત

હે પથિક, જો તે નીકળ્યા, જો તે નીકળ્યા, તારા સાથીઓ ટોળેટોળાં વળી નીકળ્યા છે. હું અન્યમનસ્ક થઈ એક ખૂણામાં પડયો છું. હું ક્ષણે ક્ષણે ચમકીને ચોંકી ઊઠું છું, ત્યાં તો મને જળે, સ્થળે, આકાશે સહસા કોઈનો પગરવ સંભળાય છે. હે પથિક, ચાલતાં ચાલતાં રસ્તા પરથી જ તું મને હાક મારીને બોલાવી લઈ જજે. યુગેયુગે કેટલીયે વાર તું મારે દ્વારે આવ્યો છે; અને તેથી જ તો મને એકાએક મારા અંતરતમ અંતરમાં તારો પગરવ સંભળાય છે.

*

## નિરૂપણ — 'સ્વર્ગ–મર્ત્ય'નું

વેલીના ઊંચા માંડવા પર એક સુંદર મોટું કોળું લટકતું હતું. આકાશ તરફ જોઈ એ બોલ્યું – આકાશમાં તરંગનારા આ ચંદ્ર-સૂર્યમાં અને મારામાં ફરક તે શો છે? આ ચંદ્ર જેવો જ હું એ આકાશમાં પીળો ધમક લટકું છું. એટલામાં એનું ધ્યાન પોતાના ડીંટા તરફ ગયું. લેવાઈ ગયેલે મોઢે એ બોલ્યું – આ ડીંટહાને લીધે જ બધું બગડયું છે. હું પાર્થિવ છું, જમીનથી જકડાયેલો એનું ભાન કરી દેનારું આ ડીચકું જ છે. આટલું બંધન જો દૂર થાય તો હું પણ આ ચંદ્ર-સૂર્યની જેમ જ આકાશમાં રહેનારો ગોળ અને દિવ્ય જ્યોતિ થઈશ.

ઉત્કટ વાસના ફોગટ શી રીતે જાય? ડીચકું તૂટયું. કોળાને મનભાવતું થયું. પણ –

રવિબાબુની કણિકામાંની આ એક નાનકડી વાર્તા, જેવી યાદ આવી તેવી અહીં આપી છે. પૃથ્વી સાથેનો સંબંધ તોડતાવેંત કોળું ધબ્બ દઈને નીચે પડયું અને પોતાનું વ્યક્તિત્વ ખોઈ બેઠું. કહે છે કે સ્વર્ગલોક અને મૃત્યુલોક એક સમયે એકબીજા સાથે જોડાયેલા હતા. દેવ અનાયાસે પૃથ્વી પર અવતરી શકતા અને માનવ સાયાસે ભલે, પણ સ્વર્ગની સહેલ કરી આવી શકતો. માણસોની લડાઈમાં દેવ સહાય કરતા એમાં આશ્ચર્ય શેનું! પણ દેવો પર એવું જ સંકટ આવી પડે તો કેટલાક પુણ્યશ્લોક રાજાઓ પણ સ્વર્ગમાં જઈ, દેવશત્રુને હરાવી, દેવરાજાએ કરેલા ગૌરવથી ધન્ય થઈ પાછા આવતા. પણ આગળ જતાં સ્વર્ગને

લાગ્યું કે આમાં આપણી અપ્રતિષ્ઠા છે. સ્વર્ગે પોતાનું સ્વતંત્ર, અલિપ્ત, સાર્વભૌમ અમરસ્તાન સ્થાપ્યું. સ્વર્ગ કાંઈ માંડવા પરનું કોળું ન હતું કે તરત જ તેનો કપાળમોક્ષ થાય. પણ સ્વર્ગને જરૂરી એવું પોષણ મળે નહીં, સ્વર્ગ જેમ જરાહીન થયું તેમ નિર્જીવ પણ બન્યું. અહીં સ્વર્ગ-પ્રિયા પૃથ્વી પણ ઝૂરવા લાગી અને કહેવા લાગી, 'વિફળ છે આ જગે જીવતર માહરું.'

આવે પ્રસંગે દેવરાજ ઈન્દ્ર, દેવગુરુ-બૃહસ્પતિ અને દેવસેનાપતિ કાર્તિકેય વચ્ચે થયેલો સંવાદ કવિએ સંજય બનીને નોંધી રાખ્યો છે. સંવાદનો સારાંશ આપવાની જરૂર નથી. અને તે સહેલું પણ નથી. પોતાને નસીબે મરણ લખેલું જ છે તેથી પૃથ્વીના માણસો દુ:ખી થાય છે, ત્યારે સ્વર્ગના અમર ઈચ્છે છે કે દેવા, 'મૃત્યુલોકે થજો જન્મ અમારો.' મરણ છે માટે જ જીવન ખીલે છે, સમૃદ્ધ બને છે, કૃતાર્થ થાય છે. ઊંઘ વિના જેમ તાજગી નથી તેમ જ મરણ વગર જીવન નથી. સ્વર્ગ અને મર્ત્ય એ બંને લોકનો વિયોગ થયેથી બંને 'લોક' વ્યર્થ થયા.

મનુષ્ય-જીવનમાં પણ આદર્શના આકાશમાં જ્યારે માણસ વિહાર કરે છે અને જીવનની વાસ્તવિકતાને ભૂલે છે ત્યારે એનો જીવનવિહાર સાવ સંકોચાય છે. આ જ વાત કવિ અનેક રીતે વિશદ કરી મનમાં ઠોકી બેસાડવા માગે છે. પૃથ્વી પરનું તુચ્છ કોડિયું અને આકાશમાંની દિવ્ય જ્યોતિ સગી બહેનો જ છે. આ વાત જ્યારે તેઓ વીસરે છે ત્યારે દિવ્ય જ્યોતિ પણ નિષ્પ્રયોજન બને છે. જીવનના આદર્શો પોતાનું માથું ભલે ગમે તેટલું ઊંચું કરે પણ તેમના પગ તો વાસ્તવિકતાની મજબૂત જમીન પર જ ઊભેલા હોવા જોઈએ. નહીં તો માથું જશે રાહુની જેમ આકાશમાં ભ્રમણ કરવા અને પાછળ પડી રહેશે કેતુનું નિર્જીવ અને વિકલાંગ કલેવર આ ધરતી પર.

સ્વર્ગે પૃથ્વી સાથે પોતાની ફારગત કરી લીધી, અને તે કાજે પૃથ્વી પર આવવા જવાનો માર્ગ પણ તોડી નાખ્યો. આની જ જાણે શિક્ષા તરીકે હવે જ્યારે જ્યારે દેવોને મર્ત્યલોકમાં આવવું જરૂરી લાગે, ત્યારે ત્યારે તેમને પોતાનું અમરત્વ, અને દિવ્ય કાંતિમત્ત્વ છાંડી દઈ સામાન્ય માણસની જેમ મરણધર્મી થવું પડે છે. ભૂમિ અપવિત્ર અને સ્વર્ગ પવિત્ર એવો અહંકારી વર્ણભેદ કર્યાનું આ પ્રાયશ્ચિત્ત છે અહીં પૃથ્વી પણ આદર્શો સાથે ફારગત થયેથી નિષ્પ્રભ થઈ હતી. ક્ષત્રિયો ધર્મ માટે ન લડતાં સ્વાર્થ-લોભ માટે લડવા લાગ્યા. અને બૃહસ્પતિનો આધ્યાત્મિક બ્રાહ્મઆદર્શ છૂટવાથી વિદ્વાનો પણ જીવન-ઉપાસના કરવા લાગ્યા – માત્ર ભૌતિક જ્ઞાન અને સામર્થ્ય માટે, મુક્તિ માટે નહીં; અને બધા જ માનવીઓનો પોતાના આધ્યાત્મિક પુરુષાર્થ પરનો વિશ્વાસ ઊઠી જઈ તેમને વસ્તુઓનો ઢગલો કરવાની જ અબળખા વળગી. સાધના થઈ ક્ષીણ અને સાધનસામગ્રીનો ઢગલો માત્ર વધતો જ ચાલ્યો.

સ્વર્ગ અને પૃથ્વીનું પુનર્મિલન થવું જોઈએ. બંનેનું એકલવાયાપણું નીકળી જઈ તેમને સર્વોદયી ગૃહસ્થાશ્રમ માંડતાં આવડવું જોઈએ, તો જ બન્નેનું જીવન કૃતાર્થ થશે.

રવિબાબુ જો પોતાના દરેક ગીત માટે આવી જ એકાદ રૂપકકથા લખત તો કેવી બહાર થઈ હોત! અહીં આરંભમાં અને અંતે કવિતા છે તો વચલો ગદ્ય-સંવાદ નિતાન્ત કાવ્યમય છે.

## ૩૯. કથિકા

એકવાર લાગ્યું કે માણસે અન્યાયની આગથી પોતાના ભવિષ્યકાળને બાળીને એનો કોલસો બનાવી દીધો છે — હવે ત્યાં વસંત કદીયે નહીં આવે અને કુમળી કૂંપળો પણ નહીં ફૂટે.

કેટલાયે દિવસ થયા માણસ એક આસન તૈયાર કરે છે. તે આસન જ એને ભાન કરાવે છે કે એની દેવતા (દેવી) આવવાની છે, તે રસ્તા પર આવી પહોંચી છે.

જે દિવસે ઉન્મત્ત થઈ એણે (માણસે) કેટલાયે દિવસનું એનું આસન ફાડીને ફેંકી દીધું તે દિવસે તેના યજ્ઞસ્થળની ભગ્નવેદીએ કહ્યું, '(હવે) જરાયે આશા કરવા જેવું નથી. કોઈ પણ આવવાનું નથી.'

તે જ વખતે બધી તૈયારી કચરો ઠરી, કચરામાં કાઢી નાંખાઈ. હવે ચારેકોરથી સંભળાય છે, 'જય, પશુનો જય.' હવે સાંભળીએ છીએ, 'જેવું આજે તેવું જ કાલે પણ. કાળ તો છે આંખ પર અંધારી બાંધેલા બળદ જેવો, એક જ ઘાણીમાંથી એક જ આર્ત સ્વર ચિરકાળ નીકળ્યા કરે છે. તેને જ કહે છે સૃષ્ટિ. સૃષ્ટિ એટલે આંધળાનું ક્રંદન.'

મન કહે, 'ત્યારે પછી શું? હવે ગીતો બંધ કરવાં. "જે છે" તેના માત્ર બોજાને લીધે જ ચાલે છે લડાઈ–ટંટા, અને "જે નથી" તેની આશાએ ચાલે છે ગીતો.'

નાનપણથી જે માર્ગ તરફ જોતાં વારંવાર મનને આગમનીની આશાલહરી સ્પર્શતી — જે માર્ગને ક્ષિતિજ તરફ કાન માંડીને ફેલાયેલો જોઈ લાગતું કે એ.. ત્યાંથી રથ બહાર નીકળ્યો છે — તે જ માર્ગ તરફ આજે નીરખીને જોયું; લાગ્યું કે ત્યાં નથી કોઈનો આવવાનો પગરવ કે નથી કોઈ ઘરનું નામનિશાન.

વીણા (કંટાળીને) બોલી, દીર્ઘ માર્ગ પર મારા સૂરોને સાથ આપનારું કોઈ જ ન હોય તો મને રસ્તાની બાજુએ ફેંકી દે.

ત્યારે મેં રસ્તાની બાજુએ જોયું. ચકિત થઈ જોઉં છું તો ધૂળમાં છે એક કાંટાળુ ઝાડ. તેના પર ખીલ્યું છે એકનું એક ફૂલ.

હું એકદમ બોલી ઊઠયો, 'ઓહોહો, આ જ તો છે પગલાંની એંધાણી!'

પછી દેખાયું, ક્ષિતિજ પૃથ્વીને કાને કંઈક કાનાફૂસી કરે છે. અને દેખાયું, આકાશ આકાશમાં પ્રતીક્ષા ભરેલી છે. પછી જણાયું, ચંદ્રના પ્રકાશમાં તાડવૃક્ષનાં પાનેપાનાં થરથરે છે; વેણુવનની ફાટોમાંથી સરોવરના જળ સાથે ચંદ્રની નેત્ર-પલ્લવી ચાલે છે.

રસ્તાએ કહ્યું, 'બીક નથી.'
મારી વીણા બોલી, 'સૂર મેળવ સૂર.'

*

## નિરૂપણ — 'કથિકા'નું

પૂર્વ આફ્રિકાને પેલે પાર રુઆંડા-ઉરુંડીના રમણીય પ્રદેશમાં ફરતી વેળાએ એક પહાડ અને એક સરોવર વચ્ચે કાળોમેશ 'લાવા' ફેલાયેલો જોયો. જ્યાં જઈએ ત્યાં 'લાવા' રસનાં અસંખ્ય વમળો થીજીને કરચલીઓ પડીને તેમાં તડો પડી ગઈ હતી. જાણે સર્વનાશનું સામ્રાજ્ય. જ્વાળામુખી ફાટ્યે ત્રણેક વર્ષો થયાં હશે.

કેટલાક માઈલ આગળ ગયા તો તેર વરસ પહેલાંનું, આવા જ એક જ્વાળા સ્ફોટનું એવું જ દૃશ્ય. ત્યાં માત્ર સમયબળે થોડો ફેર થયો હતો. લાવા રસના તરડાયેલા કોલસાના ખાડાખોચરામાં વાયુએ થોડી થોડી માટી લાવીને નાખી હતી. અને એ માટીમાંથી કુમળું કુમળું ઘાસ પોતાનાં હરિતપર્ણની પ્રસન્ન-કોમળ ધજા નાજુકપણે હલાવીને જીવનનો વિજય જાહેર કરતું હતું.

સર્વનાશ ગમે તેટલો ભીષણ હોય, અલ્પજીવી હોય છે. તેના માથા પર પાણી છાંટીને પ્રાણમય જીવન પોતાનું સનાતન માંગલ્ય પ્રગટ કર્યા વગર રહેતું નથી.

ઘાસના અંકુર અને કાંટાળા છોડ પરનાં અટૂલાં ફૂલો જીવનદેવતાનાં પગલાંની અચૂક એંધાણી બની આપણને આસ્તિકતાની અને અમર શ્રદ્ધાની દીક્ષા આપ્યા કરે છે.

# ઉપસ્થાન અને તર્પણ

દક્ષિણ આફ્રિકાનું પોતાનું જીવન-કાર્ય પૂરું કરી પૂ. ગાંધીજી સન ૧૯૧૫માં ભારત પાછા આવ્યા ત્યારે તેઓ તરત જ શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની અને એમની પ્રાણપ્યારી સંસ્થા શાંતિનિકેતનની મુલાકાતે ગયા હતા. આપણા દેશની એ મહત્ત્વની સંસ્થાનું અંદરથી નિરીક્ષણ કરવા હું પણ ત્યાં પહોંચી ગયો હતો. એટલે સ્વાભાવિક-પણે દેશની સૌથી શ્રેષ્ઠ બે વિભૂતિઓનું દર્શન મેં તે વખતે શાંતિનિકેતનની પવિત્ર ભૂમિ પર કર્યું. ત્યાર પછી ગાંધીજીએ અમદાવાદ પાસે સાબરમતીને કાંઠે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. એમના આમંત્રણથી હું આશ્રમમાં દાખલ થયો.

પછી જ્યારે અમદાવાદમાં છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ (૧૯૨૦) ત્યારે એ નવજાગૃતિના પ્રસંગે ગુજરાતે રવીન્દ્રનાથને માનીતા મહેમાન તરીકે બોલાવ્યા હતા. અને તેમણે જાણે પોતે ગાંધીયુગની આગાહી કરતા હોય એ રીતે વસંતનું આગમન અથવા અવતરણ (Advent of Spring) નામનો નિબંધ તે વખતે જાહેરમાં વાંચી સંભળાવ્યો હતો.

અંગ્રેજ સરકાર સામે આપણે અસહકાર જાહેર કર્યો એની સાથે, અથવા એના સહેજ પહેલાં, દેશની અંદરના ભિન્ન ભિન્ન પ્રાંતો વચ્ચે સહકાર વધારવાની નીતિ પણ આપણે અખત્યાર કરી હતી. અને એને અનુસરી જેમ કેટલાક મહારાષ્ટ્રીઓ ગાંધીજીના આશ્રમમાં આવીને રહ્યા તેમ કેટલાય ગુજરાતીઓ પણ શાંતિનિકેતનમાં જઈને રહ્યા. એમણે બંગાળી ભાષા અને સાહિત્ય અપનાવવામાં પહેલ કરી અને રવીન્દ્રની અનેક કૃતિઓ ગુજરાતીમાં આણી. ત્યારથી રવીન્દ્રનાથ ગુજરાત માટે માનીતા અને ચિરપરિચિત આત્મીય મહાપુરુષ છે.

રવીન્દ્રનાથને ભારતીય આત્મા ઓળખવાની અને વ્યક્ત કરવાની બધી સગવડો પૂરી પાડવાનો પોતે સંકલ્પ કર્યો હોય તેમ ભગવાને એમને લાંબું આયુષ્ય પણ આપ્યું અને આખી દુનિયા સાથે મુલાકાતો દ્વારા સંબંધ બાંધવાની તકો પણ આપી. એ જ યોજના પ્રમાણે ભગવાને કવીન્દ્ર તેમ જ મહાત્મા — બન્ને વચ્ચે ગાઢ સ્નેહસંબંધ બાંધી એમને પરસ્પર પૂરક બનાવ્યા. આજે એ બન્ને મહા-પુરુષો આપણી વચ્ચે દેહધારી રૂપે નથી. પરંતુ રવીન્દ્રજન્મની શતસાંવત્સરી ઊજવ-વાનો અવસર પ્રાપ્ત થવાથી આપણે એ બન્નેનું એકીસાથે પુણ્યસ્મરણ કરી પાવન થઈએ છીએ.

આ ઉત્સવને અંગે પોતા તરફથી એક નાનકડી નમ્ર અંજલિ કેમ અપાય એનો વિચાર કરતો હતો એવામાં મારા કેટલાક તરુણ મિત્રોએ રવીન્દ્ર સંબંધીના મારા લેખો ભેગા કરીને મારા હાથમાં મૂક્યા.

આ થોડા નિબંધોમાં અને નોંધોમાં રવીન્દ્રની વિભૂતિનાં બધાં પાસાંઓ પ્રતિબિંબિત ક્યાંથી જ થાય? ભિન્ન ભિન્ન વખતે તેમની જુદી જુદી ચોપડીઓ વાંચી જે ધન્યતાના ઉદ્ગાર મનમાં ઊઠ્યા તે લેખિની દ્વારા અહીં પ્રતિબિંબિત થયા છે એટલું જ.

સન ૧૯૨૦ના પ્રારંભમાં જ્યારે ગાંધીજીના આશ્રમમાં નવગુજરાતે રવિછબીનું પ્રથમ દર્શન કર્યું ત્યારે પ્રાચીન પરંપરાને અનુસરીને મેં સૂર્યોપસ્થાનનો એક પરિચયલેખ લખ્યો. ગુજરાતી ભાષામાં મારો એ પહેલો જ લેખ હતો. આજે બેંતાળીસ વર્ષને અંતે જ્યારે સ્વરાજ્ય મળી ચૂક્યું છે અને કવિની ઉત્તરાયણની યાત્રા પણ પૂરી થઈ છે ત્યારે આપણી જૂની પરિપાટીને જ અનુસરીને એ મહર્ષિ-પુત્ર મહર્ષિ રવીન્દ્રનું તર્પણ કરું છું. એ ઉપસ્થાન અને આ તર્પણ અને વચગાળાના થોડાક નિબંધો મળીને આ ચોપડી બની છે.

આ વર્ષે સમસ્ત ભારત આંતરિક સ્વયંભૂ પ્રેરણાથી રવીન્દ્ર શતાબ્દી ઊજવે છે એ શ્રાદ્ધમાં ભળી જતાં ભક્તિ-નમ્ર અંતઃકરણે બોલી જવાય છે:

नमः परम ऋषिभ्यः ।

કાકા કાલેલકર

# કવિવર રવીન્દ્રનાથ

## ૧

देवो भूत्वा देवं यजेत् ।

દુનિયામાં મહત્તા દુર્લભ છે એ તો સૌ કોઈ માને છે. પણ એથીયે વધારે દુર્લભ વસ્તુ મહત્તાની પારખ છે. કોઈ પણ વ્યક્તિનું, વસ્તુનું અથવા પ્રસંગનું યથાર્થ મહત્ત્વ જાણનાર દુનિયામાં બહુ ઓછા હોય છે. છતાં આવું મહત્ત્વ બતાવી દીધા પછી તેને સાનમાં સમજી જઈ તેનો વિસ્તાર કરનાર લોકો ઘણા મળે છે એ દુનિયાનું સદ્ભાગ્ય છે. રાજકારણમાં ઘણાં છાપાંઓ લાંબા લાંબા લેખો લખે છે, પણ અમુક પ્રસંગે કયું ધોરણ સ્વીકારવું અથવા અણીને પ્રસંગે શું કરવું એ નક્કી કરનાર બેચાર વ્યક્તિઓ હોય છે. તેઓ શું નિર્ણય કરે છે એ જાણવા બધા ચાતકની જેમ તલસી રહે છે. એક વાર દિશા મળી ગઈ એટલે ગમે તેટલાં સાધક બાધક પ્રમાણોનો વ્યૂહ રચી તેઓ ગમે તેટલો વિસ્તાર કરી શકે છે અને હિલચાલ ચલાવી શકે છે.

આ પારખવાની શક્તિ અથવા પોતાની મેળે વસ્તુનું મહત્ત્વ આંકવાની શક્તિ એ જ રાષ્ટ્રનો પ્રાણ છે. જે રાષ્ટ્રમાં એ શક્તિ ન હોય તે રાષ્ટ્ર પાસે ધન, દોલત, બુદ્ધિ અથવા શક્તિ હોય તોપણ તે અલ્પપ્રાણ રાષ્ટ્ર છે અને તે પરતંત્રતામાં જ રહેવાલાયક છે. મારે જો કોઈ પણ વ્યક્તિ અથવા સમાજ ઉપર પૂરેપૂરો અને

કાયમનો દોર ચલાવવો હોય તો મારે તે વ્યક્તિની અથવા રાષ્ટ્રની પરીક્ષણશક્તિ મારી નાખવી જોઈએ. તો જ હું તેનો તેજોવધ કરી શકું. એ જ રીતે મારે મારી સ્વતંત્રતા જાળવવી હોય તો આંધળો થઈ બીજાઓએ મૂકેલો આંક હું નહીં સ્વીકારું. અંગ્રેજોએ જે દિવસે હિંદુસ્તાન પોતાના કબજામાં લીધું તે દિવસે આપણે પરતંત્ર થયા નથી, પણ જે દિવસથી અંગ્રેજોની દૃષ્ટિથી જ આપણે આપણા સામાજિક, ધાર્મિક, રાજકીય કે સાહિત્યવિષયક પ્રશ્નોનું નિરીક્ષણ કરવા લાગ્યા તે દિવસથી આપણે ખરેખરા પરતંત્ર થયા. અંગ્રેજોએ કહ્યું, 'તમારી જ્ઞાતિવ્યવસ્થા ભૂલભરેલી છે;' આપણે એકદમ જ્ઞાતિવ્યવસ્થા તોડવાનો નિશ્ચય કર્યો. તેઓએ કહ્યું, 'સંસ્કૃત સાહિત્ય કૃત્રિમ અને એકદેશી છે;' આપણે તેને તેવું માન્યું. આ રીતે યોગ્ય કયું, અયોગ્ય કયું, સુંદર કયું, કઢંગું કયું, સમાજની ઉન્નતિ અને પુરુષાર્થ શામાં રહ્યાં છે, શાથી તેનો વિનાશ થાય છે, ઈત્યાદિ મહત્ત્વની બાબતોમાં, એટલું જ નહીં પણ આપણા પોશાક, શિષ્ટાચાર, પત્રવ્યવહાર વગેરે બધી બાબતોમાં પાશ્ચાત્ય લોકોએ નક્કી કરેલા ધોરણ ઉપર આપણે ચાલવાનો નિશ્ચય કર્યો. આપણે જાણ્યું નહીં કે અનુકરણ એ જ મરણ છે.

આગળ જતાં આવી વૃત્તિ સામે વિરોધ પણ થયો. છતાં તેમાં પણ સાચું કે હિતકર શું છે એ જાણ્યા વગર અંગ્રેજો કહે છે તેથી ઊલટા જઈશું તો આપણે સહીસલામત રહીશું એવા વિચારથી જ આંધળો વિરોધ કરવામાં આવ્યો. આને પણ અનુકરણ જ કહેવું જોઈએ. ફરક એટલો જ કે આ વિકૃત અનુકરણ અથવા પ્રતિકરણ હતું. બન્ને વૃત્તિમાં ખાનદાની તો નથી જ. સાચી ખાનદાનીમાં 'હાજી હા' પણ હોતી નથી તેમ જ દ્વેષ પણ હોતો નથી. સ્વદેશની સંસ્કૃતિનું રહસ્ય જે જાણે છે, સ્વદેશી સંસ્કૃતિ ઉપર જેની શ્રદ્ધા છે તેનામાં જ ખાનદાની અને પ્રાણ વસી શકે છે.

આવી આર્ય અને ઈષ્ટ વૃત્તિવાળા એક પ્રતિભાવાન કવિ આપણું આમંત્રણ સ્વીકારીને અહીં પધારે છે.* હિંદી સંસ્કૃતિનું ગૌરવ તેમની રગેરગમાં સ્ફુરી રહ્યું છે. આર્યોનું જીવન કેટલું ઉદાત્ત, ઉચ્ચ અને ઉજજવળ હોઈ શકે છે એનું દર્શન એમની મૂર્તિ જોતાં આપણને થશે. માટે તેઓ કેવા છે, શું કરે છે, શું ધારે છે, તેમના આદર્શો કેવા છે, તેમને શું પસંદ છે, શું પસંદ નથી, દેશની પડતી દશામાં પણ તેઓએ જગતની કેવી ભારે સેવા કરી છે તે આપણે જાણીએ તો તેમના સ્વાગતમાં આપણી ત્રુટી ઓછી રહે અને સ્વાગતનું કાંઈ પણ પુણ્ય આપણે મેળવી શકીએ. દેવો ભૂત્વા દેવં યજેત્ એવી શાસ્ત્રની આજ્ઞા છે. એમના ઉચ્ચ ભાવ અને ઉચ્ચ જીવનનો થોડો અંશ આપણામાં આવી જાય તો જ આપણે એમની પૂજા કરી શકીએ.

તેઓ ખરા અર્થમાં કવિ છે. કવિ એટલે દ્રષ્ટા. બહુ વાંચવાથી, પૂછવાથી અથવા અનુમાન કરવાથી પણ ઘણા લોકો જે સમજી શકતા નથી તે કવિઓ

* છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ ૧૯૨૦, અમદાવાદના આમંત્રણથી

સહેજે જુએ છે. પામી જાય છે. આપણી દૃષ્ટિ વર્તમાનકાળથી મર્યાદિત હોય છે. નિર્મળ દૃષ્ટિવાળા કવિ ભવિષ્યકાળમાં પણ જોઈ શકે છે. એવા કવિના વિચારો જાણવા કે બતાવવા એ સહેલી વાત નથી. છતાં કાર્ય અઘરું છે એટલા માટે છોડી દેવું ઠીક નહીં થાય તેથી અત્રે એમનો ટૂંકામાં પરિચય કરાવવાનો વિચાર રાખ્યો છે.

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની સાહિત્યસેવા આજે ચાર તપની છે. આ દેશમાં જ જન્મીને લગભગ પચાસ વર્ષ સુધી જેમણે પોતાના કવિત્વનો વરસાદ સતત આપણા ઉપર વર્ષાવ્યો છે, તેમનો આજે પરિચય આપવો પડે એ આપણા દેશની દયામણી દશા ગણાય. મહત્તા ઓળખવાની શક્તિ આપણે ગુમાવી બેઠા છીએ, તેથી સાત વર્ષ પહેલાં યુરોપના મહાન વિદ્વાનોએ અને સાહિત્યાચાર્યોએ તેમને અગ્રપૂજાનું માન આપીને 'દુનિયાની આ એક મહાન વિભૂતિ છે' એમ આપણને કહી દીધું, ત્યાં સુધી આપણા દેશમાં એમની યોગ્યતા જાણનાર અને જાણતા હોય તોપણ મુક્તકંઠે સ્વીકારનાર બહુ જ ઓછા હતા. સાચું જોતાં આજ સુધી 'નોબેલ પ્રાઇઝ' જેવા વિદ્વાનોને મળ્યું છે તેમની સાથે સરખામણી કરતાં એમ જ કહેવું પડે છે કે 'નોબેલ પ્રાઇઝ' મળવાથી કવીન્દ્રની મહત્તા વધી નથી, પણ કવીન્દ્રે એ પારિતોષિકનો સ્વીકાર કરીને 'નોબેલ પ્રાઇઝ'ના ગૌરવમાં વધારો કર્યો છે. મહાયુદ્ધ પછી અને મહાયુદ્ધને લીધે યુરોપના સાત્ત્વિક વિદ્વાનોની મનો-રચનામાં જે ફેરફાર થયો છે અને 'નૅશનૉલિઝમ' – રાષ્ટ્રપૂજા – ની સામે જે અણગમો પેદા થયો છે તે વૃત્તિ, મહાયુદ્ધની છાયા પણ યુરોપ ઉપર પડેલી ન હતી ત્યારે રવીન્દ્રનાથમાં સ્ફુરી હતી અને રાષ્ટ્ર ઉપાસનામાં કેટલો અધઃપાત છે એ તેઓ તે વખતથી કહેતા આવ્યા છે. બંગભંગની હિલચાલ પુરજોશમાં હતી ત્યારે પણ ધર્મો રક્ષતિ રક્ષતઃ એ વ્યાસવચનમાં અડગ શ્રદ્ધા રાખી એમણે એ હિલચાલના રાજસિક અને તામસિક સ્વરૂપને નિર્ભયતાથી વખોડયું હતું. છતાં યુરોપે એમની મહત્તા સ્વીકારી ત્યારે જ આપણે એમની જય બોલવા લાગ્યા. યુરોપમાં જેમ યુરોપની ચાર-પાંચ ભાષાઓ જાણ્યા સિવાય માણસ સુશિક્ષિત ગણાતો નથી તેમ આપણે ત્યાં પણ હોત તો રવીન્દ્રબાબુને આપણે મૂળ બંગાળીમાં, અને તેથી જ વહેલા, જાણ્યા હોત. પણ બંગાળી લોકો તો એમને પહેલેથી જ જાણતા હતા, તોપણ તેમણે આ સાહિત્યરત્નને દુનિયા આગળ મૂકવા જેટલો ઉત્સાહ બતાવ્યો ન હતો.

જે સ્થિતિ રવીન્દ્રનાથ ઠાકુરની છે તે જ સ્થિતિ આપણી સંસ્કૃતિની છે. આપણે પડયા એટલે આપણે માની લીધું કે આપણી સંસ્કૃતિ પણ નાલાયક છે. અંગ્રેજોએ પણ આપણને તેવી જ શિખામણ આપી. આવી સ્થિતિમાં પોતાની સંસ્કૃતિ ઉપર શ્રદ્ધા રાખનાર, એટલું જ નહીં પણ એ સંસ્કૃતિનું રહસ્ય પી જઈ આજના જમાનામાં તે સંસ્કૃતિ દીપી નીકળી શકે છે એનો વસ્તુપાઠ આપનાર જે થોડી મહાન વિભૂતિઓ છે તેમાં શ્રી રવીન્દ્રનાથ ઠાકુર છે. માટે એમનું દર્શન આપણને પ્રિય, બોધક અને પ્રોત્સાહક થવું જોઈએ.

પરમેશ્વરે એમને શરીર પણ એવું આપ્યું છે કે એમને જોતાં જ મનમાં શ્રદ્ધાભક્તિ ઉત્પન્ન થાય. એમનો કદાવર બાંધો, એમના ઘાટીલા બાહુ અને પાદપિણ્ડ, ગરુડની ચાંચ જેવું એમનું નાક, આ દુનિયામાં ન મળતી વસ્તુ ખોળવામાં પરોવાયેલી છતાં તીક્ષ્ણ, સૌમ્ય એમની આંખો, એમનું વિશાળ ભાલ વગેરે જોતાં જ કોઈક મહાપુરુષની સામે આપણે ઊભા છીએ એટલું ભાન કોઈ પણ માણસને થયા વિના રહેતું નથી. એમના પ્રભાવથી અંજાઈને આદરથી સહેજ દૂર ઊભા રહેવાનું મન થાય છે. પણ એમની દૃષ્ટિ આપણા ઉપર પડે એટલે તેમાં કેવળ અમીદૃષ્ટિ જોઈને આપણને સહેજે ઉત્તેજન પણ મળે છે. અને જ્યારે તેઓ બોલે છે ત્યારે એમની કોમળ, પ્રેમાળ, સંગીતમય વાણીથી માણસ એટલો આકર્ષાઈ જાય છે કે એમની સાથે હળી જવામાં પોતે વિવેકનો ભંગ કરે છે એ પણ ભૂલી જાય છે. એમના વાળ પાકી ગયેલા છે છતાં એમનામાં બાલવૃત્તિ અને પ્રસન્નતા પૂરેપૂરી છે. એક ગાયનમાં એ કવિ ગાય છે:

'મોદેર પાકબે ના ચુલ ગો'

'મારા વાળ કદી ધોળા થવાના નથી.' અને એ વાત તદ્દન સાચી છે.

એમના દર્શનથી બીજી વાત આપણા મન ઉપર એ ઠસી જાય છે કે તદ્દન સ્વદેશી ઢંગનો પોશાક પહેરવાથી સૌંદર્ય અથવા ગાંભીર્યમાં કાંઈ પણ ઊણપ આવતી નથી. કવિની વૃત્તિ સર્વ વાતમાં લહેરી હોય છે, અને રવીન્દ્રનાથ ઠાકુર પોતાના પોશાકમાં પણ લહેરી છે. કોઈ દિવસ સાદું પહેરણ — જેને બંગાળીઓ 'પંજાબી' કહે છે — પહેરીને એના ઉપર રેશમી ખેસ ઓઢે છે, કોઈ દિવસ લખનૌના નવાબની માફક ઊંચી ટોપી અને લાંબો ડગલો ચડાવે છે, તો કોઈ દિવસ ખભા પર જપાની ઝભ્ભો નાખે છે. એમની સામે કોઈ હિંદી માણસ બૂટ, સૂટ અને હૅટ પહેરીને ઊભો રહે તો તેની સંસ્કારહીનતા આપણી આગળ તરી આવ્યા વગર રહે નહીં.

નાનપણમાં એમને કોકિલકંઠ રવીન્દ્ર કહેતા. આજે પણ એમનો સ્વર એટલો બધો મીઠો અને ઊંચો છે કે એમનાં સામાન્ય વાક્યોથી પણ સંગીત સાંભળ્યા જેટલી તૃપ્તિ મળે છે. ટૂંકામાં કહીએ તો એમની મુખચર્યા, એમનો પોશાક, એમનો અવાજ, એમનો વિવેક વગેરે બધી બાબતોમાં એટલું બધું મીઠાશભર્યું ઔચિત્ય જણાય છે કે તેમને મળવાથી સુસંસ્કૃત માણસનો આદર્શ આજે આપણને જોવા મળ્યો એવું સમાધાન થાય છે.

મોટા લોકોને મળવું મુશ્કેલ હોય છે, પણ આમની મુલાકાત ગમે તે માણસ લઈ શકે છે. લોકોને નારાજ કરવા કરતાં પોતે જ સહન કરવું એ હિંદી ખાનદાની વૃત્તિ એમનામાં પૂરેપૂરી છે, અને એ વૃત્તિને અંગે તેમને એટલું ખમવું પડે છે કે તે જોઈને ઉદ્વેગથી મિ. એન્ડ્રૂઝે એક વાર કહ્યું હતું કે The Indian people simply kill their leaders 'આપણા લોકો પોતાના નેતાઓને હેરાન કરી કરીને મારી નાખે છે.' છતાં એમનો આવો મીઠો સ્વભાવ જોઈને કદાચ

કોઈને એમ થાય કે એમને ગમે તે રસ્તે વાળી શકાય એમ હશે, તો તે ભૂલ છે. જે વસ્તુ પોતે મહત્ત્વની માને છે તેમાં એ એટલા બધા દૃઢ રહે છે કે એમના ખાસ મિત્રો પણ એમને એમના નિશ્ચયમાંથી ચળાવી શકતા નથી.

તેઓ બહુ જ એકાન્તપ્રિય છે. કુદરત – ઝાડ, પાન, ફળ, ફૂલ, પક્ષી – ના સહવાસમાં જ રહેવાની તેમની ઉત્કંઠા જણાય છે. માણસની ભીડ એમને ગમતી નથી. બાળકો સાથે માત્ર તેઓ એટલા તો ખીલે છે કે વખતે તેઓ બાળકોને કુદરતનાં બોલતાં ચાલતાં ફૂલો જ માનતા હોય.

કાવ્યશાસ્ત્રકાર કહે છે: काव्यं यशसे । પણ આપણા રવીન્દ્રને તો પોતાની વાહવા ગવાય તે જરાય ગમતું નથી. તેઓ જપાનમાં ગયા હતા ત્યારે પોતાના જપાની મિત્રોને તેમણે એમ જ કહેલું હતું કે હું ચાર-છ મહિના જપાનમાં એકાન્તમાં રહેવા માગું છું. મારે જપાની સ્વભાવનો સાક્ષાત્કાર કરવો છે. તે હું ત્યાંની હવામાંથી મેળવીશ. પણ તમે ત્યાં ધાંધલ કરશો તો હું નાસી છૂટવાનો. ધાંધલપ્રિય અમેરિકામાં એમનું રક્ષણ કરવા માટે જ મિ. પિયર્સન એમની સાથે ગયેલા. છતાં કીર્તિ તો લોકોત્તર વિભૂતિઓની અપરિહાર્ય શિક્ષા છે. તે કેમ ટળે? આપણા કવિ તે સજા ધીરજથી સહન કરે છે.

નાનપણથી તેઓ સ્વતંત્રતાના વાતાવરણમાં ઊછરેલા છે. મનને ગમે તે જ વાંચવું, ઠીક લાગે તે જ કરવું એવી રીતે તેમણે જિંદગી ગાળી છે. છતાં એમણે જિંદગીનો એક પણ દિવસ નકામો ગાળ્યો નથી. સંસ્કારી કુટુંબમાં, નિર્દોષ વાતાવરણમાં સ્વાતંત્ર્યથી કેવું ફળ નીપજે છે એનો તેઓ જીવતોજાગતો પુરાવો છે. પરીક્ષાની બીક અથવા ચીવટ ન હોય તો છોકરાઓ ઠીક ભણે નહીં એ માન્યતા એમણે ખોટી પાડી છે. નિશાળે જવું તો એમને બિલકુલ ગમતું જ નહીં. નિશાળોમાં છોકરાઓની વૃત્તિને જે આઘાત પહોંચાડવામાં આવે છે અને તેને પરિણામે છોકરાઓની નૈસર્ગિક શક્તિ ખીલવાને બદલે કરમાય છે તે સ્થિતિની છાપ તેમના હૃદયમાં ઊંડી ઊંડી પડી હતી. અને તેને જ પરિણામે જ્યાં શિક્ષકનો ભય બિલકુલ રહે નહીં, મોટા છોકરાઓ નાના છોકરાઓને કનડે નહીં અને જ્યાં વિદ્યાર્થીઓ પોતાની વૃત્તિ પ્રમાણે અભ્યાસ કરી શકે એવી સંસ્થા કાઢવાનો તેમણે ઘણા વખત પહેલાં જ નિશ્ચય કર્યો હતો. એ સંસ્થા તે તેમનું પ્રાણપ્રિય શાંતિનિકેતન. પણ આ આપણે આગળની વાત ઉપર ચડી ગયા.

આખરે, એમને ભણવા માટે વિલાયત મોકલવામાં આવ્યા. ત્યાં એમણે વિલાયતનું નિરીક્ષણ તો ખૂબ કર્યું, પણ ભણતરમાં તો જેવા ગયા તેવા જ પાછા આવ્યા; પરિણામે તેમને કોઈ પણ કૉલેજનો કે યુનિવર્સિટીનો સ્પર્શ સરખો થયો નથી.

વિલાયત ગયા તે પહેલાં તેઓ આપણા અમદાવાદમાં એક વાર રહી ગયા છે, અને શાહીબાગમાંથી ગ્રીષ્મકાળની ચાંદનીમાં 'ક્ષીણસ્વચ્છસ્રોતા' સાબરમતી પોતાની 'વાળુશય્યા'માં એક બાજુએ થઈને વહી જતી જોવામાં તેમણે કેવી રીતે કલાકો ગાળ્યા તેનો ચિતાર તેમણે પોતાની 'જીવનસ્મૃતિ'માં આપેલો છે. તેઓ

લખે છે કે 'રાત્રે સાબરમતીને કાંઠે ફરતાં ફરતાં મેં મારાં પ્રથમ કાવ્યો રચેલાં.' સોળ વર્ષની નાની ઉંમરે રચેલાં એ કાવ્યોમાંથી એક અત્યારે પણ તેમના કાવ્ય-ગ્રંથમાં વિરાજે છે. એના પહેલાં કવિતા રચવા તરફ એમણે પોતાની કલમ અજમાવી ન હતી એમ નથી. આપણાથી કવિતા કેમ કરાય એ બીક તો એમનામાં છેક નાનપણથી જ ઊડી ગઈ હતી.

'વાલ્મીકિપ્રતિભા' એમનું પ્રથમ નાટક. એ એમણે ઓગણીસ વર્ષની ઉંમરે રચેલું. તે હજી વખણાય છે અને આજે પણ જ્યારે જ્યારે એ કલકત્તામાં ભજવાય છે ત્યારે ત્યારે નાટકગૃહ ચિકાર ભરાઈ જાય છે. એમનું 'પ્રભાતસંગીત' આશા અને ઉત્સાહપૂર્ણ છે, ત્યારે એમનું 'સંધ્યાસંગીત' ઉદાસીન શાંતિથી પરિપૂર્ણ છે. એમના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર ઉપાસનામાં જે ધર્મતત્ત્વ અથવા ભક્તિ-ભાવ પ્રકટ કરતા તેને તરુણ રવીન્દ્ર પોતાની અદ્ભુત વાણીમાં કાવ્યગ્રથિત કરતા. છતાં નાનપણમાં એમની કવિતામાં સૃષ્ટિવર્ણનનો ભાગ મોટો રહેતો. જેમ કવિત્વ શક્તિ એમનામાં એકાએક સ્ફુરી નથી, પણ ક્રમશઃ વિકસી છે, તેમ જ એકાએક ઉપરતિ થઈને ધાર્મિક જીવનનો પ્રાદુર્ભાવ એમનામાં થયો નથી. જેમ કળીમાંથી ફૂલ ખીલે છે અને ફૂલમાંથી ફળ બેસે છે, તેમ એમના જીવનનો વિકાસ ક્રમશઃ થયો છે, અને તેથી સ્વાભાવિક વિકાસ — કશી પણ રુકાવટ વિનાનો વિકાસ એ એમના જીવનનો અને તત્ત્વજ્ઞાનનો મૂલમંત્ર થઈ પડયો છે. કેળવણીમાં તથા કળામાં, રાજકારણમાં તથા સાંસારિક બાબતોમાં સ્વાભાવિક વિકાસને અટકાવવો નહીં એટલું જ તેઓ માગે છે. હિંદુ ધર્મ કરતાં બ્રાહ્મો ધર્મમાં આચાર અને વિધિની રોકાવટ ઓછી તેથી બ્રાહ્મો ધર્મથી તેમને સમાધાન છે. પણ બંધનપ્રિય આપણા લોકોએ બ્રાહ્મો ધર્મનાં પણ કેટલાંક બંધનો સરજ્યાં છે. સ્વતંત્રતાના ઉપાસક કવિ રવીન્દ્રે આ નવાં બંધનોનો પણ ઓછો વિરોધ કર્યો નથી. હાલમાં તેઓ દેશના અસંખ્ય જનસમુદાયના હૃદયમાં વસતા ધર્મનું અધ્યયન કરે છે. તેઓ કહે છે, શાસ્ત્રધર્મ તો ધર્મગ્રંથોમાં અને ઉચ્ચ ગણાતા વર્ગોનાં લખાણોમાં અને એમની ચર્ચામાં જ છે. દેશના ઉચ્ચ વર્ગોએ જેમની ઉપેક્ષા કરી છે તેવા અભણ ગણાતા ગરીબ લોકોની ધાર્મિક ભાવનાઓમાં કાંઈ પણ કૃત્રિમતા હોતી નથી. માણસના મુગ્ધ હૃદય વચ્ચે અને તેના હૃદયેશ્વર વચ્ચે શાસ્ત્ર કે તત્ત્વજ્ઞાન આવવું ન જોઈએ. નાનપણમાં જેમ તેઓ વૈષ્ણવ સાધુસંતોનાં કાવ્યોમાં અને ભક્તિના ઊભરામાં તલ્લીન થઈ જતા હતા તેમ આજે બંગાળના 'બાઉલ' સંપ્રદાયનાં ગીતોમાં મશગૂલ રહે છે.

કવિઓની વૃત્તિ હમેશાં ઉત્કટ જ હોય. જેમાં રસ લે તેની સાથે તેઓ તદાકાર થઈ જાય છે. વૈષ્ણવ કવિઓની કવિતા વાંચતાં વાંચતાં તેનો આત્મા એમના હૃદયમાં એવો ઊતર્યો કે એમણે પોતે એ જ જાતનાં સુંદર કાવ્યો રચ્યાં અને તે 'ભાનુસિંહ નામના કોઈ પ્રાચીન વૈષ્ણવ સાધુનાં કાવ્યો જડયાં છે' એમ જાહેર કરીને બહાર પાડયાં. કોઈ પણ આ કવિતા નકલી છે એમ

પારખી શક્યું નહીં, એટલું જ નહીં પણ આ કવિતાને લીધે સાહિત્યના ઇતિહાસમાં નોંધવા જેવી એક ગમ્મત થઈ. ભાનુસિહની કવિતા જ્યારે 'ભારતી'માં પ્રસિદ્ધ થતી હતી ત્યારે શ્રી નિશિકાન્ત ચટ્ટોપાધ્યાય જર્મનીમાં ભણતા હતા. તેમણે પીએચ. ડી.ની પદવીને માટે યુરોપીય સાહિત્ય અને બંગીય સાહિત્યની તુલના કરીને એક નિબંધ લખવાનું ધાર્યું હતું. એની અંદર તેમણે જણાવ્યું હતું કે પ્રાચીન પદકર્તા તરીકે ભાનુસિહનું સ્થાન બહુ ઊંચું છે. અને આ નિબંધ ઉપરથી જ તેમને પીએચ. ડી. ની પદવી મળી પણ ખરી!

રવિબાબુની વિશ્વવિખ્યાત ગીતાંજલિમાં પણ વૈષ્ણવ કવિઓના ભાવ અને સંકેત જોવામાં આવે છે. પણ ગીતાંજલિની ભાવનાઓ એટલી બધી સૂક્ષ્મ અને સાર્વભૌમ છે કે આઈરિશ લોકોને તેમ જ જપાનીઓને, મુસલમાનોને તેમ જ અમેરિકન લોકોને ગીતાંજલિમાં ક્યાંય પારકાપણું લાગતું નથી. ગીતાંજલિનું ખાસ લક્ષણ તો તેની અભિજાત રસજ્ઞતામાં છે ગીતાંજલિમાં આવતા ભાવો તો ચિર-પરિચિત લાગે છે, પણ તેમના પહેરવેશમાં અને ચિત્રામણમાં એટલી બધી નવીનતા, કોમળતા અને પ્રસન્નતા છે કે દરેક પદમાં આપણને કોઈ નવીન તત્ત્વ અથવા અનુભવનો સાક્ષાત્કાર થયો છે એમ લાગ્યા વિના રહેતું નથી. સુંદર હીરો જેમ અનેક પાસા દ્વારા ચળકે છે તેમ ગીતાંજલિની કવિતા ભિન્ન ભિન્ન વૃત્તિને ભિન્ન ભિન્ન અર્થ અને આનંદ આપીને પોતાનું સર્વગામિત્વ સિદ્ધ કરે છે. ગીતાંજલિ એ એમની પાકી ઉંમરનું પરિપકવ ફળ છે. એના પહેલાં એમની કાવ્યવલ્લીને જે પુષ્પનો ભાર ફૂટ્યો હતો તેનો પરિચય તો અમે આપ્યો જ નથી. સૃષ્ટિવિષયક કવિતા લખ્યા પછી એમની વૃત્તિ પ્રેમવિષયક કાવ્ય લખવા તરફ થઈ. આગળ જતાં પ્રેમનો વિકાસ ભક્તિમાં થયો છે એટલું જ કહીને આગળ જઈશું. પરંતુ એમના કવિતાસાગરમાંથી નીકળતાં પહેલાં એટલું તો કહેવું જ પડે છે કે જેમ તેઓ વૈષ્ણવ કે બાઉલ સંપ્રદાય સાથે એકતાન થઈ શક્યા છે તેમ સુરતામાર્ગી કબીર સાથે થયેલા જણાતા નથી, અને તેથી તેમણે કબીરનાં સોએક પદોનું જે ભાષાંતર કર્યું છે તેથી પૂરેપૂરો આનંદ કે સંતોષ નથી થતો.

આ ટીકા ઉપરથી કોઈએ એમ ન સમજવું કે કવિશ્રી આપણા પ્રાચીન સાહિત્યમાં સહૃદયતાથી અવગાહન કરી શકતા નથી. આપણા પ્રાચીન સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યનું અધ્યયન એમણે એટલું ઊંડું કર્યું છે કે તે સાહિત્યનું રહસ્ય અને તે સાહિત્યમાં રહેલું સંસ્કૃતિનું અંગ તેઓ જેમ વિશદ કરી શક્યા છે તેમ પ્રાચીન કે અર્વાચીન કોઈ પણ સાહિત્યાચાર્યે કર્યું નથી. કવિશ્રીનો 'The Message of the Forest' એ લેખ જેમણે વાંચ્યો હશે તેઓ કબૂલ કરશે કે ઉપરના વિધાનમાં જરા પણ અતિશયોક્તિ નથી. આજે કોઈ માણસ સંસ્કૃત સાહિત્ય ભણે અને રવીન્દ્રનાથના 'પ્રાચીન સાહિત્ય' નામના નિબંધો ન વાંચે તો તેનું સંસ્કૃત સાહિત્યનું અધ્યયન અધૂરું જ ગણાય.

પ્રાચીન સાહિત્ય અને પ્રાચીન સંસ્કૃતિના વિશેષ અભ્યાસ માટે એમણે

શાંતિનિકેતન સાથે 'વિશ્વભારતી' નામની એક સંસ્થા હમણાં જ સ્થાપન કરી છે. એની અંદર સંસ્કૃત, પાલી, માગધી વગેરે ભાષામાં લખાયેલાં આપણાં પ્રાચીન શાસ્ત્રોનું તથા સંગીતાદિ કલાનું ઉત્તમ જ્ઞાન મેળવી શકાય અને નવીન શોધખોળ કરી શકાય એવી ગોઠવણ કરવામાં આવી છે.

લોકસાહિત્ય, બંગસાહિત્ય, તેમ જ આધુનિક સાહિત્ય ઉપર પણ તેમણે ઘણા સુંદર નિબંધો લખેલા છે. બંગાળની બહાર તેઓ નિબંધલેખક તરીકે ઓછા જાણીતા છે એનું કારણ તેઓ બધું જ માતૃભાષામાં લખે છે. હાલમાં જે થોડું એમણે અંગ્રેજીમાં આપ્યું છે તે બંગાળને તો તેમણે ક્યારનુંયે આપેલું હતું કેમ કે તેઓએ પોતાની પ્રતિભા માતૃભાષાની સેવામાં જ અર્પણ કરી છે. અંગ્રેજીને તો માતૃભાષાને ધરાવેલા નૈવેદ્યની થોડી પ્રસાદી જ એમણે આપી છે.

રાજકારણમાં જેમ નામદાર ગોખલે હમેશાં અદ્યતન રહેતા તેમ પાશ્ચાત્ય અને પૌરસ્ત્ય સાહિત્યમાં રવિબાબુ અદ્યતન રહે છે. આ કવિની પ્રતિભા સાહિત્ય અથવા કાવ્યથી જ અટકી નથી. રાજકારણમાં તેઓ હાલમાં પ્રત્યક્ષ ભાગ લેતા નથી, છતાં દેશના રાજકીય વિચારોને યથાર્થ અને ખાનદાની વલણ આપવામાં એમનો ફાળો ઓછો નથી. 'સ્વદેશ', 'સમૂહ', 'રાજા ઓ પ્રજા' વગેરે નિબંધોમાં એમણે રાજકારણ કેવું હોવું જોઈએ, રાષ્ટ્રીય હિલચાલમાં આર્ય સંસ્કૃતિનો પ્રાણ કેવી રીતે સંચરશે એ કવિત્વપૂર્ણ વાણીમાં બતાવ્યું છે. રાજકીય સ્થિતિ સાથે આપણું કૌટુંબિક અને સામાજિક જીવન સુધરે તો જ આપણું રાષ્ટ્રીય જીવન ઉચ્ચ થાય એ એમણે પોતાના 'સમાજ' નામના નિબંધસંગ્રહમાં સિદ્ધ કરી દીધું છે. કેળવણી વિશેના એમના વિચારો 'શિક્ષા' નામના નિબંધોમાં એમણે દર્શાવ્યા છે, અને સરકારી કેળવણીપદ્ધતિ વિશે તેઓ કેવો અભિપ્રાય ધરાવે છે એ તો તેમની 'પોપટની કહાણી' ઉપરથી જણાઈ આવે છે. પાંજરામાં મરી ગયેલા આ પોપટની સ્થિતિ જોઈને કવિનું હૃદય એટલું બધું પીગળી ગયું છે કે ક્રૌંચવધ જોઈને આદિકવિનું પીગળેલું હૃદય તરત યાદ આવે છે. કવિએ નિશ્ચય કર્યો કે આ પંખીનો ઉદ્ધાર કરીશ. જેમ ગુલામોનું દાસ્યવિમોચન કરનાર વિલ્બરફોર્સ અને લિંકન નીકળ્યા, તેમ નાનાં નાનાં બાળકોને શિક્ષણને બહાને જે શિક્ષા થાય છે તેમાંથી છોડવનાર રવીન્દ્રનાથ અવતર્યા છે. પોતાના 'શિશુ' અથવા 'The Crescent Moon' એ કાવ્યસંગ્રહ દ્વારા એમણે જગતને બતાવ્યું છે કે નાનાં બાળકોમાં પણ આત્મા વસે છે, એમને પણ લાગણીઓ હોય છે, એમની પોતાની એક સ્વતંત્ર બાળદુનિયા હોય છે અને તે દુનિયામાં વિહાર કરીને જ તેઓનો વિકાસ થઈ શકે છે. આપણા કવિ જેટલે દરજ્જે બાળહૃદય સમજી અને ચીતરી શક્યા છે તેટલે દરજ્જે દુનિયાનો બીજો કોઈ પણ કવિ અત્યાર સુધી ચીતરી શક્યો નથી. અમારા કેટલાક મિત્રોએ તો અમારી પાસે એકરાર કર્યો છે કે, "ઠાકુરનું 'The Crescent Moon' વાંચ્યા પછી જ અમે નાનાં બાળકો ઉપર પ્રેમ કરતાં શીખ્યા છીએ." અમને લાગે છે કે ટ્રેનિંગ કૉલેજમાં શિક્ષણશાસ્ત્રની સરસ કે નીરસ

ચોપડીઓ સાથે રવીન્દ્રનાથનું 'શિશુ' અથવા 'The Crescent Moon' નિયત પુસ્તક રાખ્યું હોય તો શિક્ષકોની અને એમના હાથમાં સપડાયેલાં નાનાં બાળકોની જિંદગી સફળ થાય. બાળ માનસનો આ રીતે સાક્ષાત્કાર કરાવીને જ તેઓ અટકયા નથી, પણ ઉપર કહ્યા પ્રમાણે છોકરાઓ જ્યાં સ્વતંત્ર રીતે ખીલી શકે એવું સ્થાન પણ એમણે નિર્માણ કર્યું છે, અને ત્યાં નાનાં નાનાં બાળકોને વાર્તા કહેવામાં અથવા તેમના નિબંધો સુધારવામાં, નવી નવી રમતો રમવામાં અથવા છોકરાઓને નાટયઅભિનયના પાઠ આપવામાં પોતે ઘણો વખત આપે છે. છોકરાઓને માટે એમણે સારી સારી ચોપડીઓ પણ લખી છે. 'કથા ઓ કાહિની'માં બૌદ્ધકાલીન, અને ત્યાર પછીના હિંદુસ્તાનના ઈતિહાસમાંથી તેમ જ લોકવાર્તામાંથી સારા સારા પ્રસંગો શોધીને એમણે એવી રીતે કવિતાબદ્ધ કર્યા છે કે, જેમ છોકરાઓનું શરીર અજાણતાં કે પ્રયાસ વગર વધે છે તે જ પ્રમાણે, આ કવિતા વાંચવાથી નીતિના પાઠ વાંચ્યા વગર પણ છોકરાઓમાં ઉચ્ચ જીવનની લાલસા ઉત્પન્ન થાય છે. મરાઠાઓના ઉત્કર્ષનું કે શીખોના બલિદાનનું રહસ્ય છોકરાઓ આ કવિતામાંથી જેટલું સુંદર રીતે મેળવી શકે તેટલું મોટી મોટી ચોપડીઓ વાંચીને પણ ભાગ્યે જ મેળવી શકે.

રવીન્દ્રનાથ ઠાકુર કવિ અથવા નિબંધલેખક ન થાત તોપણ એમણે લખેલી નાની નાની ગદ્યવાર્તાઓથી પણ તેઓનું નામ સાહિત્ય જગતમાં અમર થાત. એમાંથી કેટલીક વાર્તાઓ એમણે છોકરાઓ માટે ખાસ ભેગી કરી છે. મનુષ્ય-જીવનના અનેક જાતના કાવ્યમય પ્રસંગો અને મનુષ્યસ્વભાવનાં રંગબેરંગી ચિત્રો એમાં એમણે ચીતર્યાં છે. અમીર કુટુંબમાં ઊછરેલા અને કાવ્યસૃષ્ટિમાં વિહરનાર આ કવિએ સામાન્ય જનતાનું કરુણ જીવન ક્યાં જોયું હશે એવો વિચાર સ્વાભાવિક-પણે ઊઠે છે. એનો જવાબ આપવાને માટે એમના જીવનનો એક અજ્ઞાત ભાગ તપાસવો પડશે. કૉલેજની કેળવણીની આભડછેટ પાળનાર આ દીકરાને પિતાએ ઘરની જમીનદારીની દેખરેખ રાખવાનું કામ સોંપ્યું. કવિ રાજીખુશીથી ત્યાં ગયા હશે એમ લાગતું નથી. પણ ત્યાં ગયા પછી વિશાળ પટવાળી પદ્મા નદીએ અને તેને કાંઠે રહેતા ભોળા ખેડૂતોએ કવિનું મન હરણ કર્યું. જેમ માતા પોતાની લાડકી દીકરીને વિધવિધ ઘરેણાં અને કપડાં પહેરાવી તેને નિહાળવામાં આનંદ માને છે તેમ કવિએ પદ્મા નદીની શોભાને વિવિધ રીતે અને વિવિધ પ્રસંગમાં વર્ણવવામાં આનંદ માન્યો છે. ખેડૂતોની સાદી જિંદગીમાં ભળીને તેઓએ મનુષ્ય-સ્વભાવનું ઉત્તમ નિરીક્ષણ કર્યું છે, એટલું જ નહીં પણ તેમની જિંદગી સુધારવા-માં તેમણે વર્ષો ગાળ્યાં છે. પોતાની રૈયતને સારી કેળવણી મળે, તેમની વચ્ચે કજિયા ઓછા થાય, કોઈ મહાન આપત્તિ આવી પડે તો તેને પહોંચી વળવા જેટલો તેઓ વચ્ચે અન્યોન્ય સહકાર ઉત્પન્ન થાય, હિંદુ મુસલમાન પ્રેમથી ભેગા રહે, વગેરે બાબતોમાં સફળ પ્રયાસ કરીને કવિએ પોતાની વ્યવહારકુશળતા અને સમાજસેવાવૃત્તિ બતાવી છે. તેમની રૈયત તેમને રામરાજા માને છે. દાપ

એટલો જ છે કે લહેરી કવિ એક કામમાં લાંબા વખત સુધી ધીરજથી પરોવાઈ રહી શકતા નથી. પણ આ જાતઅનુભવને લીધે જ આજે બંગાળમાં જે લોકો સમાજસેવાનું કામ કરી રહ્યા છે તેમને કવિ પાસેથી સ્ફૂર્તિ અને સૂચનાઓ ખૂબ મળી શકી છે.

ગરીબ લોકોના જીવન સાથેના પરિચયને લીધે તેઓ અમીરી કુટુંબમાં ઊછરેલા છતાં ગરીબ લોકોનાં સુખદુ:ખ અને માનઅપમાન સાથે એકદિલ થઈ શકે છે એનો મોટામાં મોટો પુરાવો એમણે દુનિયાને અમેરિકામાં બતાવ્યો. આખી દુનિયામાં જ્યારે એમનો જયજયકાર થઈ રહ્યો હતો ત્યારે બ્રિટિશ સામ્રાજ્યના એક ભાગમાંથી-કૅનેડામાંથી એમને સન્માનપૂર્વક નિમંત્રણ આપવામાં આવ્યું. આ જ કૅનેડાએ થોડા વખત ઉપર હિંદુસ્તાનના લોકો ત્યાં જઈ ન શકે એ ઉદ્દેશથી કેટલાક અન્યાયી કાયદાઓ ઘડયા હતા. પોતાના દેશના ગરીબ લોકોને જ્યાં અટકાયત હોય ત્યાં પોતાને મળતું માન સ્વીકારવાને આ ગરીબનવાજ કવિનું મન કેમ લલચાય? તેમણે કાજળમાં પગ મૂકવાની સાફ ના પાડી અને આમ કરવાનું કારણ પણ જાહેર કર્યું. બીજો દાખલો તદ્દન તાજો છે. પંજાબમાં ઑડવાયરશાહી શરૂ થઈ ત્યારે, જે સરકાર ત્યાં મનુષ્યત્વનું ખૂન કરી રહી હતી તે સરકાર પાસેથી મળેલો 'સર'નો ખિતાબ એમને કાંટા જેવો ખૂંચ્યો. 'સર'ની પદવી ધારણ કરવામાં માનને બદલે અપમાન અને વિડંબના રહ્યાં છે એમ એમના લાગણીવાળા હૃદયને લાગી આવ્યું. એ વખતે એમણે લૉર્ડ ચેમ્સફર્ડ ઉપર લખેલો કાગળ એ બ્રિટિશ રાજ્યની નીતિ ઉપર સખતમાં સખત ટીકા અને બ્રિટિશ કીર્તિ ઉપર બહુ મોટો ડાઘો છે.

પંજાબના સરકારી અત્યાચારની સામે જેમ એમણે વાંધો ઉઠાવ્યો તેમ જ બંગભંગને સમયે ઘેલા બનેલા નવયુવકોના અત્યાચારનો પણ તેમણે નિષેધ કર્યો, એટલું જ નહીં પણ જે સ્વદેશી ચળવળમાં તેઓ આગળ પડતો ભાગ લેતા તે ચળવળનો તેમણે એકાએક ત્યાગ કર્યો. એ વખતે એમની બહુ જ નિંદા થઈ. કેટલાકે કહ્યું, ચંચળ કવિ છટકી ગયા. કેટલાક માનવા લાગ્યા, કવિ બી ગયા. એમની સાચી વૃત્તિ શી હતી એની કાંઈક કલ્પના એમની 'ઘરે-બાહિરે' નામની લિજ્જતદાર અને અદ્‌ભુત નવલકથા ઉપરથી આવી શકે. એ વખતે દેશમાં ચૈતન્ય રેડનાર અરવિંદબાબુની તો કવિએ પૂજા કરી છે, પણ નવલકથાનાયક સંદીપ જેવા સ્વૈરાચારીઓ સાથે તેઓ કેમ ભળી શકે?

'ઘરે-બાહિરે'માં જેમ એમનું રાજકીય તત્ત્વજ્ઞાન આવી ગયું છે તેમ 'ગોરા' નામની એમની બૃહત્ નવલકથામાં એમની સામાજિક અને ધાર્મિક કલ્પનાઓ પ્રગટ થઈ છે. હિંદુ ધર્મના જે રહસ્યનો આવિર્ભાવ શાસ્ત્રોમાં કે સંસ્કારોમાં પણ થઈ શકતો નથી તે રહસ્ય કવિએ ગૌરમોહનની 'માતા' આનંદમયીના ચરિત્ર દ્વારા સમજાવ્યું છે. કવિતા, નિબંધ અથવા કથામાં કવિની આટલી મોટી કૃતિ બીજી નથી. છતાં 'ગોરા'માં આખર સુધી ક્યાંય રસહાનિ થતી નથી. હિંદુ અને બ્રાહ્મો કુટુંબના

ઉચ્ચ અથવા સામાન્ય આદર્શોના ભેદ પણ કવિ આ નવલકથામાં સૂક્ષ્મતાથી બતાવી શકયા છે.

એમનું ત્રીજું નવલરત્ન 'ચોખેરબાલી' છે. આપણા દેશના સાહિત્યમાં આ રત્ન અદ્વિતીય છે. સામાન્ય નવલકથાકાર અમુક જાતના સ્વભાવના નમૂના લઈને એનું ઓછુંવત્તું સૂક્ષ્મ રૂપ ચીતરવામાં અને એ સ્વભાવને લીધે ઉત્પન્ન થતા જાતજાતના પ્રસંગોનું વર્ણન કરવામાં પોતાની શક્તિની સીમા માને છે. માણસોનો સ્વભાવ કેમ બદલાતો અથવા બગડતો જાય છે અને અધઃપાતની વેળાએ ધર્મ-ભાવના માણસને કેમ તારે છે એનું ચલત્-ચિત્ર 'ચોખેરબાલી'માં કવિએ આલેખ્યું છે.

પ્રેમ એ અત્યંત સૂક્ષ્મ વસ્તુ છે. સ્વર્ગ અને મૃત્યુલોક વચ્ચેની તે સીડી છે. બધા પ્રતિભાવાન કવિઓએ પ્રેમનું વર્ણન કર્યું છે, છતાં તે પરિપૂર્ણ થયું નથી. ગ્રામ્ય શૃંગારથી માંડીને લયલા-મજનૂના રૂહાની ઈશ્ક સુધીના બધા પ્રસંગો પ્રેમનો વિષય છે. આપણા કવીન્દ્રના પ્રેમની કલ્પના કેવી છે એ જાણવું હોય તો 'ચિત્રાંગદા' તથા 'વિદાય-અભિશાપ' જેવી કૃતિઓમાં નિમજ્જન કરવું પડે. પણ તે ઉત્કટ-રૂપે જોવી હોય તો કવિએ સરજેલી ડૂબતી નૌકામાં જ આપણે બેસવું પડશે. 'નૌકાડૂબી'માં એકેએક પાત્ર પ્રેમમય છે. માત્ર દરેકની વૃત્તિ પ્રમાણે પ્રેમનો પરિપાક ભિન્ન ભિન્ન રીતે થયેલો છે. નલિનીનો પ્રેમ નૈસર્ગિક છે ત્યારે કમલાનો પ્રેમ દિવ્ય છે. રમેશનો પ્રેમ નીતિયુક્ત છે ત્યારે કમલનયનનો પ્રેમ નીતિની ભૂમિકાથી પણ ચડિયાતો છે. ચક્રવર્તિબાબુ સમાજમાં રહેલું સાત્ત્વિક પ્રેમાળપણું બતાવે છે જ્યારે અક્ષયકુમારનો રાજસી પ્રેમ પોતાને લાગતી પ્રતારણામાંથી દુનિયાને છોડાવવાને મથે છે. યોગેન્દ્રનો ઉતાવળો પ્રેમ આ દુનિયાની વ્યવસ્થા બગાડે છે ત્યારે દેવદૂત જેવો નાનો ઉમેશ પોતાની પ્રેમાળ સેવાથી બગડેલો મામલો સુધારે છે. ટૂંકામાં કહીએ તો 'નૌકાડૂબી'માં રામાયણનાં આદર્શ પાત્રોમાં રહેલી સુંદરતાની ઝાંખી થાય છે.

આ નવલકથાઓમાં કવિએ જેમ વ્યક્તિગત અથવા સામાજિક જીવનનું રહસ્ય બતાવ્યું છે તે જ પ્રમાણે ('નૅશનૅલિઝમ'—Nationalism) નામનાં એમનાં ચાર વ્યાખ્યાનોમાં એમણે દુનિયાનાં હાલનાં રાષ્ટ્રોનાં જીવનનો રહસ્યસ્ફોટ કર્યો છે. આ વ્યાખ્યાનો તેમણે જપાન અને અમેરિકામાં આપેલાં. 'ગીતાંજલિ' પ્રસિદ્ધ થયા પછી તેમના ધાર્મિક વિચારો કેવા છે એ જાણવાની પાશ્ચાત્ય લોકોને તીવ્ર ઉત્કંઠા થઈ તે તૃપ્ત કરવા માટે તેમણે અંગ્રેજીમાં 'સાધના' નામે પુસ્તક લખ્યું. પછી જ્યારે અમેરિકાને તેમનો વધારે પરિચય થયો ત્યારે તેણે જાણ્યું કે હાલના સ્વાર્થની ભમરીમાં ડૂબકાં ખાતાં રાષ્ટ્રોને માટે પણ એમની પાસે કાંઈક સંદેશો છે. એ સાંભળવાની ઈચ્છાથી તેમને બીજી વાર અમેરિકામાં આવવાનો આગ્રહ કર્યો. એ સંદેશામાં તેમણે 'નૅશનૅલિઝમ' અથવા રાષ્ટ્રઉપાસના એ આધુનિક જાતિઓને થયેલો રોગ છે અને તેમાં બધાનો નાશ છે એમ કહી દીધું છે. એ સંદેશો 'ઘરે-બાહિરે'-માં એમણે હિંદુસ્તાન જેવા પરતંત્ર રાષ્ટ્રને લાગુ પાડી બતાવ્યો છે અને

'નૅશનૅલિઝમ'માં વિજયોન્મત્ત પાશ્ચાત્ય રાષ્ટ્રોને તેમ જ જપાનને લાગુ પાડેલો છે.

આ સંદેશો કવિને ક્યાંથી મળ્યો? જેઓ રમત રમે છે તેઓને રમતની સંપૂર્ણ કલ્પના આવી શકતી નથી. અખાડાની બહાર રહીને નિષ્પક્ષપાતે જોનાર પ્રેક્ષક જ યથાર્થ રીતે રમત જોઈ શકે છે. હિંદુસ્તાનને આજ સુધી જગતના રાજકારણમાં કાંઈ પણ સ્થાન ન હતું. દુનિયામાં ચાલતી સાઠમારીના આપણે તો તટસ્થ પ્રેક્ષક હતા. આ સ્થિતિમાં આપણા દ્રષ્ટા કવિએ જગતની જુદી જુદી સંસ્કૃતિઓનું અધ્યયન કરી દરેકના ગુણોને પારખ્યા અને દુનિયાની આ જીવલેણ સાઠમારી બંધ કરવી હોય તો તેનો એક જ ઉપાય છે એમ તેઓએ જોયું. લોકોની આંતરવૃત્તિમાં ફેરફાર થઈને રાષ્ટ્રઉપાસનાનો મોહ દૂર નહીં થાય ત્યાં સુધી આ સાઠમારી ચાલ્યાં જ કરશે. આજે રાષ્ટ્રો મોટા મોટા સંચાઓની માફક આત્મ-શૂન્ય થઈ ગયાં છે. જ્યારે આ રાષ્ટ્રોમાં આત્માની પ્રાણપ્રતિષ્ઠા થશે ત્યારે જ આસુરી કલહ બંધ થશે અને સત્યયુગ પ્રવર્તશે. ફ્રાન્સ, અમેરિકા, જપાન વગેરે દેશના વિચારવાન લોકોએ એ સંદેશો ઝીલી લીધો છે અને જેટલે દરજ્જે સાહિત્ય દ્વારા થઈ શકે તેટલે દરજ્જે તેઓ દુનિયામાં એ વિચાર ફેલાવીને મનુષ્યહૃદયમાં ઉપરતિ પેદા કરવાનો પ્રયત્ન કરી રહ્યા છે.

રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અથવા ઠાકુરની ભાષામાં કહીએ તો દુનિયાની મહાન જાતિઓ વચ્ચે પ્રેમની સુલેહ થાય એટલો જ આર્ય સંસ્કૃતિનો અથવા તેના પ્રતિનિધિ આપણા કવીન્દ્રનો સંદેશો નથી. સાહિત્યસમ્રાટ રવીન્દ્રના પહેલાં બંગીય સાહિત્યની ગાદી ઉપર વિરાજતા બંકિમબાબુએ પણ બતાવ્યું હતું કે માણસની વ્યક્તિગત અને સામાજિક સર્વાંગી ચરમ ઉન્નતિ એ જ આર્ય સંસ્કૃતિનું ધ્યેય છે. તે પ્રાપ્ત કરવાને માટે માણસે પોતાની સર્વ વૃત્તિઓ અને શક્તિઓનું યથાર્થ અનુશીલન કરવું જોઈએ, એટલું જ નહીં પણ તે વૃત્તિ અને શક્તિઓ વચ્ચે સામંજસ્ય અથવા પરસ્પર મેળ હોવો જોઈએ, અને એ મેળ આધ્યાત્મિક દૃષ્ટિથી એટલે કે અંતે આત્માનું દર્શન થાય એ ઉદ્દેશથી થવો જોઈએ. રવીન્દ્રનાથમાં વિશાળ સહૃદયતા હોવાથી જીવનનાં સર્વ અંગોમાં એમને પરિપૂર્ણ ઊંડો રસ છે. એમનું આખું જીવન સંસ્કારી અને પ્રમાણયુક્ત છે અને એમનામાં ધાર્મિક વૃત્તિ સર્વોપરી છે. તેથી સર્વત્ર શાંતિ અને પ્રેમનું સામ્રાજ્ય તેઓ એટલા જ માટે ચાહે છે કે તેથી માણસ ગહ્વરેષ્ઠ પુરાણ પુરુષની શોધ કરી શકે. આ શોધનો સંદેશો એમનાં અનેક નાટકોમાં આપણને મળે છે, વૈરાગ્યસાધન અથવા 'ફાલ્ગુની' નાટકમાં હમેશાંને માટે બાળક રહેવા માગતા કેટલાક રખડેલાઓ, એક ગુફામાં પેસી ગયેલા ડોસાની શોધ કરવા નીકળ્યા છે. 'રાજા' અથવા 'King of the Dark Chamber'માં એક રાણી અંધારામાં મળતા રાજાનું નેત્ર વડે દર્શન કરવા જાય છે અને અહંકારરૂપી ખોટા રાજાને જ પોતાનો પતિ ગણીને કલેશ પામે છે, અને આખરે દુઃખરૂપી તપસ્યા પૂર્ણ કર્યા પછી સાચા રાજા સાથે તેનું પુનર્મિલન થાય છે. 'ડાકઘર' અથવા 'Post Office'માં એક માંદું બાળક ઘરમાં બેઠું બેઠું પોસ્ટ ઑફિસ દ્વારા રાજાના

કાગળની રાહ જુએ છે, અને મંદવાડને અંતે કૃષ્ણરાત્રીમાં આંસુ ઢાળતા પિતાના દેખતાં રાજા પોતે જ બાળકને લઈ જવા આવે છે. 'અચલાયતન'માં બધી બાજુએ બંધ કરેલા અચલાયતન મઠમાં એક બાળકની સ્વાભાવિક સ્વતંત્રવૃત્તિ બંધનોની સામે બળવો કરે છે, સંશયાત્મા આચાર્ય મૂંઝવણમાં પડે છે અને અંતે મઠનો અને જગતનો મહાન ગુરુ પોતે જ શોણપાંશુ લોકોની મદદથી મઠ તોડીને બધાને મુક્ત કરે છે આ નાટકોમાં કવિએ ધાર્મિક જીવનનો આદર્શ અને તે પ્રાપ્ત કરવાનો માર્ગ બતાવ્યો છે. વૃત્તિનો સ્વાભાવિક વિકાસ રોકયા વિના દુ:ખનો સ્વીકાર અને મરણ ઉપર પ્રીતિ એ એમની આધ્યાત્મિક સાધનાની કૂંચી છે. જેમ રાજકારણમાં તેમ જ જીવનમાં એ સ્વાતંત્ર્યનો ઉપાસક કવિ કહે છે: 'આત્માને નાનો કરો મા. દુ:ખથી ડરો મા. સહન કરીને મોટા થાઓ. આત્મા અમર છે અને પરિસ્થિતિ ક્ષણજીવી છે. સહન કરીને પણ પરિસ્થિતિ ઉપર કાબૂ મેળવી શકાય છે. આત્માની ઉપાસના છોડીને અહંકારની તેમ જ રાષ્ટ્રઉપાસનાની પાછળ પડો મા. આત્માને જ વળગી રહો. તે શિવ છે, મંગલ છે, પરમ સુંદર છે. તેની જ ઉપાસના કરો, તેની જ ઉપાસના કરો.'

માર્ચ ૧૯૨૦

## ૨. ગીતાંજલિ

આજના જમાનાનું ભાગ્ય છે કે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની ગીતાંજલિનો આસ્વાદ દુનિયાની એકેએક સંસ્કારી ભાષા દ્વારા મળી શકે છે. કોઈ પણ ભાષાને આજે રવીન્દ્રનાથ ઠાકુર અજાણ્યા કે પરાયા રહ્યા નથી. પૃથ્વીના સાતે ખંડના લોકો રવીન્દ્રનાથના હૃદયોદ્ગાર વાંચી નવું આશ્વાસન, અદ્ભુત પ્રેરણા અને દિવ્યદૃષ્ટિ મેળવી શકે છે અને દરેકને લાગે છે કે રવીન્દ્ર તો આપણા જ હૃદયના ચિરસંચિત ગૂઢ ભાવો વ્યક્ત કરે છે.

જાહેરખબરોના આ યાંત્રિક યુગમાં કોઈ પણ વાતને સર્વતોગામી અથવા સર્વમુખી કરવી અશક્ય નથી. પણ તે તો માત્ર બાહ્ય વિજય થયો. પણ મનુષ્યમાત્રના હૃદયમાં પ્રવેશ કરવો અને દરેક સાથે અંતરની વાતો કરવી એ કાંઈ યાંત્રિક યુગની (અથવા રવીન્દ્રનાથનો શબ્દ વાપરીએ તો કળ-યુગની) શક્તિ ખચીત નથી; તે તો માત્ર સર્વાંગસંપૂર્ણ સંસ્કારિતાની અથવા ઈશ્વરી કૃપાની અતર્ક્ય લીલા છે. એક ભગવાનને ઓળખ્યા પછી કયાંય કોઈ પારકાનું ઘર રહેતું જ નથી; દુનિયામાં ગમે ત્યાં જાઓ, પ્રતિબંધ કે ભય જેવું હોતું જ નથી.

ગીતાંજલિની ખૂબી જ એ છે કે જનસામાન્યના હૃદયની પરખ જેને છે તેવા કવિની પ્રતિભા એમાં ઝળકે છે. અને તેથી જ જેની જેની વાણીમાં કે અભિરુચિમાં કવિત્વનો પ્રસાદ છે તેને તેને એ કવિતાને વિશેષરૂપે અપનાવવાનું મન થાય છે.

મરાઠીમાં ગીતાંજલિના અનુવાદો થયા તો છે. જુદા જુદા કવિઓએ ગીતાંજલિમાંથી પોતાને ખાસ ગમતાં ગીતોને વિવિધ વૃત્તોમાં ઉતાર્યાં છે. પણ, ગીતાંજલિના કોમળ અને સાત્ત્વિક ભાવો વ્યક્ત કરવા માટે તો શ્રી તુકારામ મહારાજનું પ્રેમળવૃત્ત અભંગ જ વધુ અનુકૂળ છે. જે રીતે મરાઠીમાં કથાવર્ણનો ધસધસાટ દોડતાં 'ઓવી' છંદમાં જ ખીલે છે તે રીતે ભક્તવાણી અભંગરૂપે જ સંપૂર્ણપણે વ્યક્ત થઈ પોતાની સોળે કળા પ્રગટ કરે છે. સતારનો સૂર બરાબર મળતાંવેંત જેમ ગાયકનું ગળું ખૂલે છે તેમ જ વિષયાનુકૂળ વૃત્ત મળતાંવેંત કવિની પદવિન્યાસ-શક્તિ પણ ખીલે છે. શ્રી દુભાષીની અભંગ ગીતાંજલિમાં આવો સુયોગ સધાયો છે એટલું તો વાચક સહેજે જોઈ શકશે. ગીતાંજલિનાં ગદ્યભાષાંતરો સુંદર છે એમાં શંકા નહીં, પણ નામદેવ, જનાબાઈ, જ્ઞાનદેવ અને તુકારામના આધ્યાત્મિક વારસા દ્વારા પરિપુષ્ટ થયેલી મહારાષ્ટ્રની ભાવિક જનતા તો અભંગવાણીની ગીતાંજલિ જ પસંદ કરવાની. જૂના વિચારના તેમ જ નવા વિચારના, વારકરી સંપ્રદાયના તેમ જ પ્રાર્થનાસમાજના, ભાવિકવૃત્તિના તેમ જ ચિકિત્સકવૃત્તિના — બધા જ લોકો આ અભંગ ગીતાંજલિનો આદર કરશે અને આધ્યાત્મિક વૃત્તિ કેળવવાના કામમાં તેનો ઉપયોગ કરશે.

બાહ્ય સૃષ્ટિમાં જેમ તોફાન અને શાંતિ, કોમળતા અને કઠોરતા, વિફળતા અને વ્યવસ્થા વગેરે ભાવો છે તેવા જ હૃદયસૃષ્ટિમાં પણ હોય છે. બુદ્ધિમાં ઊઠેલો શંકા-કુશંકાનો વાવંટોળ શાંત થઈ શકે પણ હૃદયમાં અખંડ ચાલતો ભાવોનો આરોહઅવરોહ, કદી શાંત થયાનું અને હૃદય ઠંડું પડયાનું કોઈએ સાંભળ્યું નથી. હૃદયસાગરમાં ભરતી અને ઓટ ચાલવાનાં જ, નાનાંમોટાં મોજાંનું અખંડ તાંડવ અને લાસ્ય — અનંત મહોત્સવ ચાલવાનો જ અને તેથી જ ગીતાંજલિ જેવા હૃદયકાવ્યની આવશ્યકતા માણસને હોવાની જ. ગીતાંજલિ વાંચતી વેળાએ આપણે કેવળ કાવ્યસુખ માણીએ છીએ એવો અનુભવ થતો નથી પણ હૃદય સાથે આખા જીવનને દિવ્ય આહાર મળે છે, પૌષ્ટિક રસાયણ પહોંચે છે એમ જ લાગે. મનુષ્ય-જીવનને નવો જ સાક્ષાત્કાર થતો હોય એવો આનંદ પ્રાપ્ત થાય છે. અને તેથી જ ગીતાંજલિ જગતના ધાર્મિક સાહિત્યમાં કાયમનું સ્થાન મેળવશે એ વિશે શંકા નથી.

રવીન્દ્રનાથે માનસશાસ્ત્ર તેમ જ સમાજશાસ્ત્રમાં ખૂબ ઊંડા ઊતરી કાવ્યનો એક નવો જ અને કષ્ટસાધ્ય આદર્શ આપણી આગળ મૂકયો છે. માત્ર રૂપાળી-સુંવાળી કલ્પના, જોમદાર અથવા રસભરી ભાષામાં વ્યક્ત કરી એટલે માણસ કવિ થઈ ગયો, અવું હવે કોઈ માનશે નહીં. કવિ કહેવાયો એટલે હવે એણે જીવન-સંસ્કૃતિના અંગપ્રત્યંગનું આકલન કરેલું હોવું જોઈએ. પ્રેમભાવનાનું અને ધર્મભાવનાનું રહસ્ય એણે જાણેલું હોવું જોઈએ. વિવિધ વ્યક્તિના વિશિષ્ટ અનુભવો અને એના આંતરિક વિકાસની એને યથાર્થ કલ્પના હોવી જોઈએ. અને મનુષ્યજાતિનો સમગ્ર ઈતિહાસ અને નિકટવર્તી તથા દૂરવર્તી બંને ભવિષ્યકાળ વિશેની માનવની આકાંક્ષાઓની એના હૃદયમાં અખંડ ઉપસ્થિતિ હોવી જોઈએ. મનુષ્યજીવનના તાર, મધ્યમ, મંદ્ર

ત્રણે સપ્તકોના બધા જ સૂરોને, અને તેમાંની ઝીણી ઝીણી બધી શ્રુતિઓને છેડવાની કળા એને હસ્તગત હોવી જોઈએ અને એટલું બધું સાધ્યા ઉપરાંત એની છાપ સરવાળે મંગલ સુભગ એટલે કે, શુભપરિણામી જ હોવી જોઈએ. આ થઈ કવિની માત્ર બાહ્ય તૈયારી. આજકાલનો ધર્મકાર અથવા સાચો સામાજિક નેતા પણ આટલી તૈયારી વગર પોતાનું કામ સાંગોપાંગ પાર પાડી શકે નહીં. પણ કવિ તે કવિ જ. એનામાં અદ્‌ભુત વશીકરણ વિદ્યા હોય છે. પરિચિત-અપરિચિત બધાનાં જ હૃદયો એ કબજે કરે છે અને જાણે આ મોહિનીવિદ્યા જોઈને જ સરસ્વતી દેવી તેને વાચાશક્તિનું વરદાન આપે છે. જે ભાવ વ્યક્ત કરવો હોય તેને અનુરૂપ શબ્દો જાણે બોલાવ્યા વિના આપોઆપ જ આવીને હાજર થઈ જાય છે, એક પણ શબ્દ પ્રયત્નપૂર્વક આણીને બેસાડયો છે એવી શંકા સરખી મનમાં ઊઠે નહીં.

કવિ સહજભાવે બોલી ગયો અને પાછળથી વિદ્વાનોએ એની અસ્પષ્ટ ઉક્તિનો ફાયદો લઈ તેમાં ગમે તે અર્થ ભરી દીધો એવું રવીન્દ્રનાથની કવિતામાં દેખાયું નથી.

રવીન્દ્રનાથ ઠાકુરની કવિતા વાંચનારના મન પર એટલું ઠસ્યા વગર રહેતું નથી કે, આ વિભૂતિએ મનુષ્યજીવનનો તાગ કાઢવાનો પ્રયત્ન અનેક રીતે કર્યો છે; ભવાટવીમાં નાની નાની કેડીઓ અને મોટા મોટા ધોરી રસ્તાઓ પાડી એનું જીવનભોગ્ય ઉપવન બનાવવાના માનવી પ્રયત્નો એને પરિપૂર્ણ અવગત છે. અને તેથી જ એની વાણીમાં આત્મવિશ્વાસ, સામર્થ્ય અને વ્યાપકતા આવ્યાં છે. ખરેખર રવીન્દ્રનાથ ઠાકુરે કવિતાનો એક મહાન આદર્શ જનતા સામે ધર્યો છે.

રવીન્દ્રનાથની પ્રતિભા જેટલી સ્વતંત્ર છે તેટલી જ તે આર્ય સંસ્કૃતિનું પરિપકવ ફળ પણ છે એમના લેખોમાં અને ભાષણોમાં, કવિતામાં અને નાટકોમાં ભારતીય સાહિત્યના ઉત્તમ અંશોની છાપ સ્પષ્ટ દેખાય છે. ભાસ અને કાલિદાસનો આ કવિ વારસ છે એ ઓળખતાં વાર લાગતી નથી. ભારતના સંત કવિની સરસ્વતીનું એણે આકંઠ પાન કર્યું છે એની સાક્ષી તો ગીતાંજલિમાંથી કોઈ પણ ભાવગીત પૂરી શકે. ભારતના ભાષ્યકારો અને સ્મૃતિકારો, સાહિત્યકારો અને કલા-કોવિદો, શિલ્પકારો અને ગાયકો યોગ્ય પાત્ર ઓળખી પોતપોતાનું રહસ્ય એમના કાનમાં ફૂંકી ગયા છે એની પ્રતીતિ એમના અનેક નિબંધો પરથી સહેજે થાય છે. કવિતામાં જેમ પ્રથમ નિસર્ગકાવ્ય, પછી પ્રેમકાવ્ય અને છેવટે ભક્તિકાવ્ય એવો વિકાસ રવીન્દ્રનાથે બતાવ્યો છે તે જ પ્રમાણે પ્રથમ દેશભક્તિ અને પછી માનવતા-ભક્તિનો વિકાસ પણ એમણે સાધ્યો છે.

આ બધાના મૂળમાં મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુરની કેળવણી વર્તાઈ આવે છે. રવીન્દ્રનાથને દેવેન્દ્રનાથ જેવા પિતા પાસેથી શિક્ષણ મળે એ બધી રીતે અનુરૂપ જ છે. ગીતાંજલિ વાંચતાં આપણે ભૂલવું ન જોઈએ કે મહર્ષિની ભક્તિ અને પ્રપત્તિ જ એમાં પ્રગટ થઈ છે.

ઉપનિષદોની, બૌદ્ધ વાઙ્મયની, વૈષ્ણવ સંપ્રદાયના સાધુસંતોની અને મહર્ષિ દેવેન્દ્રનાથ તથા બીજા આધુનિક તત્ત્વજ્ઞોની છાપ રવીન્દ્રનાથની કૃતિ પર સાફ

દેખાય છે. કેટલાક મિશનરીઓને લાગે છે કે એમનાં લખાણોમાં બાઈબલની છાપ પણ હોવી જોઈએ. રાજા રામમોહનરાય પર જેમ ઈસ્લામની છાપ હતી, કેશવચંદ્ર સેન પર ખ્રિસ્તી ધર્મની છાપ હતી, તે જ પ્રમાણે રવીન્દ્રનાથના સાહિત્યમાં જગતના કોઈ પણ સાહિત્યની છાપ દેખાય તો તેમાં આશ્ચર્ય કે શરમ જેવું કશું જ નથી. આજનો યુગ એકલ-વીરનો નથી. પણ જેમ કોઈ સંપૂર્ણ રાગમાં બધા જ સ્વરોનો સુંદર મેળ હોય છે તેમ આજની કોઈ પણ સંસ્કારી વ્યક્તિના વિચારોમાં અને ઉદ્‌ગારોમાં, જગતમાં વિહરતી સર્વ વિચારલહરીઓનું પ્રતિબિંબ પડયા વગર શી રીતે રહે? પણ ઠાકુરને પોતાને લાગતું નથી કે, એમના મન પર બાઈબલની કાંઈ વિશેષ અસર પડી હોય. એમણે એક ઠેકાણે કહ્યું છે, બાઈબલની કર્કશતાને લીધે પોતે એ પૂરી વાંચી જ શકયા ન હતા. ગાંધીજીએ પણ જૂના કરાર વિશે પોતાનો એવો જ અભિપ્રાય કયાંક વ્યક્ત કર્યો છે.

સાધારણ રીતે એમ જ મનાય છે કે, વૈષ્ણવ ધર્મ ઘણો સહેલો અને હળવો છે. તપસ્યા, ઈન્દ્રિયદમન અને વૈરાગ્ય સાથે એનું બનતું નથી. ગીતાંજલિનાં અમુક ગીતો પરથી કેટલાકના મન પર એવી જ છાપ પડી છે. "વૈરાગ્યસાધના દ્વારા મળતી મુક્તિ મારા કામની નથી." અથવા "હે પ્રભો, તેં સોંપેલું કામ હું પછીથી કરીશ, પણ ક્ષણભર તારી સામે મને બેસી લેવા દે." અથવા "મને ઊંઘ આવે તે વખતે એને હડસેલીને હું ઈશ્વરની ઉપાસના કરવાનો નથી. પ્રથમ ડોળાભર ઊંઘી લઈશ અને તાજો થયા પછી જ પૂજાનો વિચાર કરીશ." આવા વિચારો ગમે તેવા મીઠા અને રૂપાળા હોય તોયે તે સાધકના તો ન જ હોઈ શકે એવું કેટલાકનું કહેવું છે. કેટલાકને લાગે છે કે રવીન્દ્રનાથના તત્ત્વજ્ઞાનમાં તપસ્યા, ઈન્દ્રિયદમન, પુરુષાર્થ વગેરેને ઝાઝું સ્થાન નથી. જ્યાં ત્યાં થોડીક વ્યાકુળતા અને સુલભ સમાધાનની જ રેલમછેલ દેખાય છે.

બીજમાંથી અંકુર, અંકુરમાંથી પલ્લવી અને તેમાંથી ફૂલ અને ફળ જેમ આપો-આપ નીકળે છે તેમ જ સીધી રીતે રહેવાથી અને માંગલ્ય પર અચળ નિષ્ઠા રાખવાથી, જરાયે હાંફળાફાંફળા થયા વગર બધું અનાયાસ મળે છે એવું કંઈક તત્ત્વજ્ઞાન કવિવરનું છે એમ સમજી કેટલાક કહે છે આ બધું ગર્ભશ્રીમંતી તત્ત્વ-જ્ઞાન છે. મનુષ્યજીવન તો ધક્કાધક્કીથી ભરેલું છે. જીવન નર્યું કાવ્ય નથી, પણ દારુણ રણસંગ્રામ છે. એમ કહી કેટલાક લોકો કવિના કાવ્યમય મધુર તત્ત્વજ્ઞાનને બાજુએ ખસેડે છે. પણ ગીતાંજલિને ધ્યાનપૂર્વક વાંચનારને સર્વત્ર નિષ્ઠાયુક્ત સાધના દેખાયા વગર રહેશે નહીં. સંસ્કારી પુરુષોને અને ખાસ કરીને કવિહૃદયને કષ્ટ અને આયાસનાં બણગાં ફૂંકવાનું ગમતું નથી. જીવનને સુવાસમય, સૌંદર્યમય અને આનંદમય કરવું એ જ તો છે કવિનું કામ. 'हस्तं हस्तेन संपीड्य दंतैर्दंतान् विचूर्ण्यच । अंगात्यंगैः समाक्रम्य जयेद् आदौ स्वकं मनः ।। ' આવી સાધના ગીતાંજલિમાં ન જડે તો તે કવિનો દોષ નથી.

શાંતિનિકેતનમાં રવીન્દ્રનાથ ઠાકુરને 'ગુરુદેવ' કહે છે. ત્યાં હતો ત્યારે મેં

એમને કહ્યું, "ગુરુદેવ, આપની પાસેથી કાંઈક બોધ સાંભળવાની મારી ઈચ્છા છે." એમણે તરત જ જવાબ દીધો, " હું તો કવિ છું. કવિની વૃત્તિ એ જ મારી સાધના. હું કોઈનો ગુરુ બની ન શકું. ઘણા લોકો મારી પાસે ઉપદેશ માગવા આવે છે પણ હું માનતો જ નથી કે, કોઈ કોઈનો ગુરુ થઈ શકે. હું सत्यं शिवं सुन्दरम्‌નું ધ્યાન કરું છું, ત્યારે આ આખી સૃષ્ટિ સત્યરૂપ છે, કલ્યાણકારી છે અને સુંદર છે એવું મને દેખાય છે."

ગીતાંજલિમાં જ્યાં જુઓ ત્યાં સર્વત્ર ઈશ્વરભક્તિ, ઈશ્વરનિષ્ઠા અને માંગલ્યની ઉપાસના દેખાય છે. 'આમાર સકલ અંગે તોમાર પરશ' આવા શુભ સંકલ્પ કરતાં ઉચ્ચતર સાધના કઈ હોઈ શકે?

'સર્વ કર્મે તબ શક્તિ એઈ જેને સારા કરિબ સકલ કર્મે તોમાર પ્રચાર!' એથી મોટી તપસ્યા ક્યાં મળવાની?

ગીતાંજલિમાં સર્વત્ર આર્ય ભાવના જ દેખાય છે. ગીતાંજલિ એ એક જ ફિલસૂફી, અથવા એક જ કવિવૃત્તિ નથી, એ તો એક આખી સમૃદ્ધ સંસ્કૃતિ છે.

૧૯૨૮

('ઋગ્વેદી' કૃત મરાઠી 'અભંગ-ગીતાંજલિ'ની પ્રસ્તાવનામાંથી)

*

વર્તમાન યુગના ભારતીય કવિઓમાં રવીન્દ્રનાથનું સ્થાન કંઈક ઓર જ છે. ભારતીય સંસ્કૃતિની ઉજ્જવળ આધ્યાત્મિક અને રસિક પરંપરાના તેઓ પ્રતિનિધિ છે જ, પરંતુ હમણાં હમણાં જ ઓસરી ગયેલી શુભાશંસી (Optimistic) જાગતિક સંસ્કૃતિના પણ તેઓ ઉત્તમ વાહક ગણાતા હતા. વળી ભવિષ્યકાળના વિચાર-પ્રવાહના દિગ્દર્શક તરીકે પણ તરુણોએ એમનો સ્વીકાર કર્યો હતો.

ભારતીય સંસ્કૃતિનો મઠારેલો ગર્ભ એમનાં કાવ્યોમાં આપણને મળે છે. મઠારેલો ગર્ભ એટલા માટે કે પૂર્વકાલીન વિચારોમાં રહેલી સંકુચિતતા, પ્રાદેશિકતા અને પૌરાણિક સંદર્ભોનાં બંધનો ટાળવાની અને ભારતીય અનુભૂતિને વિશ્વભોગ્ય કરવાની હથોટી એમણે કેળવી હતી.

રવિબાબુએ પોતાની ગીતાંજલિ અંગ્રેજીમાં પ્રકાશિત કરી અને દુનિયાના બધા જ દેશોના કવિઓને અને રસિકોને તેમણે મોહી દીધા. આ નાનકડો કાવ્યસંગ્રહ દુનિયાના લોકોને અત્યંત ગમ્યો એમાં કશું જ આશ્ચર્ય નથી. ખરું આશ્ચર્ય તો એ કે બધા જ લોકોને ગીતાંજલિ પોતાની જ લાગી. દરેક દેશના જીવન-રસિક લોકો કહેવા લાગ્યા કે રવીન્દ્રનાથ તો અમારા જ હૃદયના ભાવો અદ્‌ભુત રીતે વ્યક્ત કરે છે. અમને તેઓ જરાય પારકા જેવા લાગતા નથી.

દુનિયાના ઘણા લોકોને ખ્રિસ્તી અથવા બૌદ્ધ ધર્મ-સાધનામાંથી ઇહલોકવિમુખ, પરલોકપરાયણ અને સૂતકી જીવન-દર્શનનો કંટાળો આવ્યો હતો. ઈશ્વરે આપેલ જીવનનો તિરસ્કાર કરવો, 'બધું જ અસાર છે' એવા સૂતકી વર કાઢવો અને પછી કોઈક કાલ્પનિક સમાધિસુખનું અથવા સ્વર્ગીય આનંદનું સ્તવન કર્યા કરવું

એવી કૃત્રિમતાથી લોકો અકળાયા હતા. આવે વખતે પૌરાણિક અથવા કાલ્પનિક દેવદેવીની ઉપાસના છોડી દઈ પોતાની સંપૂર્ણ નિષ્ઠા જીવનદેવતાને એકાગ્રપણે અર્પણ કરનારો કવિ સૌને આત્મીય, તૃપ્તિદાયક અને પ્રેરક લાગે એમાં નવાઈ શી?

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ દ્વારા વિશ્વનો જે પરિચય થાય છે તે આત્મસુખને બાધક જ હોવો જોઈએ એવું શા માટે? જે પ્રભુએ આ સૃષ્ટિ નિર્માણ કરી અને જેના બંધનમાં પોતાને કાયમના માટે સંકળાઈ રાખવાનું પસંદ કર્યું અને જે સૃષ્ટિ પોતે પોતાના અનંત પ્રકારના વિસ્તાર વડે પોતાના પ્રભુને એકનિષ્ઠપણે સ્તવે છે તે સૃષ્ટિથી અકળાવું એને જ ખરેખરી નાસ્તિકતા અને અનૂ-આધ્યાત્મિકતા કહેવી જોઈએ. એવી ભૂમિકા પરથી રચેલી કવિતા આજના વિશ્વહૃદયને આહ્લાદક અને પોષક લાગે એ સ્વાભાવિક જ છે.

રવીન્દ્રની કવિતા વાંચી અતિ ઉત્કટ આનંદ તો મળે જ છે, પરંતુ સાથે સાથે આધ્યાત્મિક આરોગ્ય અને પુષ્ટિ પણ મળે છે. એવો અનુભવ હોવાને લીધે દરેક જીવનોપાસક એમની કવિતા તરફ વારંવાર દોડી જાય છે અને દરેક વખતે કૃતજ્ઞતાપૂર્વક કહે છે: "સાચે જ આ કવિવરના કાવ્યાત્મક વ્યક્તિત્વ પર જીવન-સ્વામીનો વરદ હસ્ત છે."

૩–૧૦–'૫૭

(મરાઠી 'રવીન્દ્ર-મનન'ની પ્રસ્તાવનામાંથી)

## ૩. અચલાયતન

"આશબે ના સે ભિક્ષા નિતે ના, ના, ના;
લડાઈ કરે નેબે જિતે પરાણટિ તોમાર
એ જે આશબે વીરેર સાજે*."

અચલાયતન મઠ એટલે આપણો સનાતન હિંદુ સમાજ. ભારતીય ઉષાના વિશુદ્ધ અંધકાર વખતે સર્વાન્તર્યામી જગદ્‌ગુરુને ચરણે બેસીને જે આદ્ય દીક્ષા લીધી તેને જ ઘૂંટવામાં સાર્થક છે એમ માની પ્રવર્તેલો શ્રુતિસ્મૃતિ પુરાણોક્ત ભારતધર્મ તે આ અચલાયતનનો આચાર્ય. તેના ઉપર શ્રદ્ધા રાખી તેની સાથે આવેલા શ્રદ્ધાળુ લોકો તે ઉપાચાર્ય.

આચાર્યને પ્રત્યક્ષ ગુરુનાં દર્શનનો લાભ થયેલો હતો. ઉપાચાર્યની શ્રદ્ધા મુખ્યત: ગુરુના સત્સંગનો લાભ પામેલા આચાર્ય ઉપર હતી. તેથી તેઓ ગમે તેટલા શ્રદ્ધાજડ હોય તોપણ જીવંત ધર્મને પારખનાર હતા. પણ ત્યાર પછીના

---

* એ કંઈ રકઝક કરીને અથવા કરગરીને ભિક્ષા લેવા નહીં જ આવે, એ તો વીરના સાજમાં સજ્જ થઈને આવશે ને તારા પ્રાણને જીતી લઈ લેશે.

– રવીન્દ્રનાથ

લોકો તે શાસ્ત્રધર્મી હતા. તેમની દૃષ્ટિએ શાસ્ત્રની આણ ગુરુ ઉપર પણ ચાલે. ઈશ્વરનું પ્રભુત્વ પણ શાસ્ત્રે તેને આપેલું તેથી. 'Government by law established'ની પેઠે 'God by Shastras embodied' આમ શાસ્ત્રમાન્ય હોય તે જ ગુરુ, તે જ પરમેશ્વર એવી તેમની દૃષ્ટિ થઈ ગયેલી. આ લોકોનો પ્રતિનિધિ – પ્રબળ પ્રતિનિધિ – તે અચલાયતનનો શાસ્ત્રવિધિપરાયણ મહાપંચક.

શાસ્ત્રે પોતાની અવધિ કર્યા છતાં જનહૃદયમાં જે પ્રાણ રહેલો હોય છે, તેના પ્રતિનિધિ તે પંચક અને સુભદ્ર. આ બે વચ્ચે પણ અમુક ભેદ છે. સુભદ્ર પ્રાણને જતો કરી શાસ્ત્રને વશ થવા તત્પર છે. જ્યારે પંચક – સ્વચ્છંદવિહારી પંચક – પ્રાણવિરોધી શાસ્ત્રને માન્યતા આપતો જ નથી.

શાસ્ત્રધર્મી મહાપંચક અને પ્રાણધર્મી પંચક એ બેઉ બે છેડા છે. સનાતની મહાપંચકને અપરિચિત – અજ્ઞાત – ની બીક છે, જ્યારે પ્રાણધર્મી પંચક યુવાનને તે જ અપરિચિત — અજ્ઞાત — નો ઈશ્ક છે.

શાસ્ત્રના સંસ્કારોથી વંચિત કહો કે મુક્ત કહો એવા પ્રાકૃતિક પણ અપમાનિત લોકો તે અચલાયતન મઠની પાડોશમાં રહેનારા દર્ભકો. રવીન્દ્રનાથ બંગાળના બાઉલ* લોકો વિશે જે હમેશાં લખે છે તે લોકોનો ધર્મ તે પ્રાકૃતિક ધર્મ. સર નારાયણ ચંદાવરકરે આને હિંદુ ધર્મનું હાર્દ કહ્યું છે. બીજા એને ભાગવતધર્મ પણ કહે છે. આપણે તેને લોકધર્મ કહીએ. ઉપનિષદોમાં જબાલશિષ્યની વાત આવે છે. આખલો, અગ્નિ, મદ્‌ગુ પક્ષી ઇ૦ પાસેથી તેને બ્રહ્મજ્ઞાન મળે છે.

જબાલશિષ્ય બ્રહ્મજ્ઞાની તો થયો છે, પણ જ્યાં સુધી તેનો ગુરુ તેને ખાતરી ન આપે કે શિષ્યને આમ સહેજે થયું તે જ સાચું બ્રહ્મજ્ઞાન છે, ત્યાં સુધી તે પોતાને અજ્ઞ જ સમજે છે. આપણા પ્રાકૃત લોકો દર્ભકો પણ એમ જ માને છે. જેમ છોકરાઓ નિશાળમાં જઈને વ્યાકરણ શરૂ ન કરે ત્યાં સુધી જાણતા નથી હોતા કે બાળપણથી પોતે 'ગદ્ય' બોલતા આવ્યા છે અને 'પદ્ય' ગાય છે, તેમ આ લોકો જાણતા નથી કે જે વડે જીવનનું સાફલ્ય લાધે છે તે 'પ્રાપ્ય' પોતાને મળી ચૂક્યું છે.

શોણપાંશુઓ તે 'સંસ્કારવિહીન' 'અમુહૂર્તજ્ઞ' મ્લેચ્છો. ઈશ્વર તેમની પાસે છે પણ તેઓ ઈશ્વરની પાસે નથી. અશ્રાન્ત કર્મના નશામાં તેઓ અહોરાત્ર ચકચૂર રહે છે. દીર્ઘપરિશ્રમી છતાં અલ્પમેધસ છે. ભાંગવા તૈયાર, ઘડવા તૈયાર; ગડભાંજ તેમને જોઈએ જ. તેઓ ઈશ્વરવિમુખ છે એટલા માટે ઈશ્વરવિહીન છે એમ માનવાની ભૂલ સ્થવિરકો (સનાતનીઓ) કરે છે. દીવાલો ચણી તેમને અને તેવાઓને પણ ન છોડનાર પ્રભુને બહાર રાખવા મથે છે; માટે પ્રભુ શોણપાંશુને હાથે જ તે દીવાલોને તોડાવે છે!

---

* બાઉલ (બાવરા–બાવળટ અથવા બાઘા નામથી ઓળખાતા) લોકોનો સંપ્રદાય બંગાળમાં છે. જેઓ મોટે ભાગે નિરક્ષર હોય છે અને ભાવભરી પણ વિધિહીન ઈશ્વરભક્તિમાં મશગૂલ રહી ખંજરી કે એકતારા પર ભજનો ગાતા ફરે છે.

પંચકની સ્થિતિ વિચિત્ર પણ સ્પૃહણીય છે. દર્ભકોના લોકધર્મની સુંદરતા અને સંપૂર્ણતા તેમના કરતાં પણ પંચક વધારે સ્પષ્ટપણે જાણે છે. તે સ્થવિરકો સાથે રહે છે, પણ વૃત્તિમાં કે વિચારમાં સ્થવિરક નથી. તે ગતિમાન છે, પ્રગતિશીલ છે; છતાં શોણપાંશુઓ જેવો બહિર્મુખ નથી. તે કર્મમય છે છતાં અન્તર્મુખ છે. બદ્ધ નથી છતાં શિષ્ટ છે; માટે જ ભવિષ્યનો આચાર્ય છે. નવી વાડો બાંધવી નહીં, કારાગૃહને ઠેકાણે મંદિર ચણવું અને બધાનો – કશા અપવાદ વગર બધાનો – સ્વીકાર કરવો એ આદેશ એને મળ્યો છે. તેની પ્રેરણા હેઠળ રૂઢિજડ મહાપંચક જૂની મૂડીનું ઝવેરાત શોણપાંશુ જેવા અવિનીતોને આપશે જેથી સ્થિતિ અને ગતિનો સુધા-મધુર યોગ સધાશે.

૨

કવીન્દ્રની આ સુવાસિત સુદર્શન કૃતિ છે. આ રમણીય નાટકનું વસ્તુ અતિ અલ્પ – નહીં જેવું – છે. ભાષા પ્રસન્ન છે. વિચાર વિશદ છે. રસ પરિપકવ દ્રાક્ષા સમાન છે. છતાં તેનો અભિપ્રાય ગંભીર તેમ જ અવ્યક્ત છે. શેરડીનો બધો રસ ચૂસી ખુટાડાય, પણ ગુલાબની આહ્લાદકતા સૌમ્ય છતાં અનંત હોય છે. તેનો સમગ્ર આનંદ અનુભવી શકાય. તેનું વર્ણન કરી શકાય નહીં.

નાટકમાં સ્થવિરપત્તન તે આપણો આર્ય દેશ; અચલાયતન તે સનાતન ધર્મ; આચાર્ય તે શ્રુતિસ્મૃતિપુરાણોક્ત ધર્મ; મહાપંચક તે રૂઢિનો પ્રતિનિધિ; સુભદ્ર તે હાલની અલ્પપ્રાણ ઊછરતી પ્રજા; પંચક તે પ્રાણવાન નવી પ્રજા; શોણપાંશુઓ તે પશ્ચિમથી આવેલા મ્લેચ્છો અને દર્ભકો તે લોકધર્મ પાળનારી પ્રાકૃત સામાન્ય પ્રજા છે.

બંગાળમાં તંત્રમાર્ગી શાક્તપંથ ખૂબ પ્રચલિત છે. ગૌરાંગ મહાપ્રભુનો ચૈતન્ય (વૈષ્ણવ) સંપ્રદાય પણ તેટલો જ પ્રચલિત છે, બંને સનાતની છે. રવીન્દ્રનાથ ઠાકુર બ્રાહ્મસમાજી એટલે કે પ્રાર્થના સમાજવાળા છે, એ સૌ કોઈ જાણે છે. તેથી ઘણા લોકો આ નાટક વાંચીને એમ જ માનશે કે કવિએ આમાં સનાતન ધર્મ ઉપર અને તેમાંયે ખાસ કરીને શાક્તપંથ ઉપર સખત, એકતરફી અને ઝનૂની ટીકા કરી છે. ટીકા આડકતરી, અસ્પષ્ટ અને રૂપકના પહેરવેશ હેઠળ કરીને કવિએ ચતુરાઈ-પૂર્વક પ્રત્યાઘાતથી પોતાનો બચાવ કર્યો છે. મનોહર શૈલીથી પ્રહાર કર્યો હોય તો તે વાગે છે સખત, પણ તે સામે તકરાર કરવી મુશ્કેલ થઈ પડે છે.

આ નાટક વિશે ઉપર મુજબ ટીકા કોઈ કરે તો તેમાં ટીકાકારનો દોષ ન ગણાય. આવી ટીકામાં પોતાને અન્યાય થાય છે એમ કવિ પણ ન કહી શકે; જોકે મને લાગે છે કે કવિએ તો પ્રાણધર્મ, રૂઢિધર્મ, લોકધર્મ (હૃદયધર્મ), અને પ્રાકૃતધર્મનો પરસ્પર સંબંધ બતાવેલો છે.

છતાં હું માનું કે કવિ અહીં આપણા સનાતન ધર્મ ઉપર ટીકા કરવા નથી બેઠા. કવિએ એથીયે મોટો વિષય છેડ્યો છે. તમામ દુનિયામાં પ્રાણધર્મનું પર્યવ-સાન રૂઢિધર્મમાં થઈ જાય છે, અને પછી જે પ્રાણને સાચવી રાખવા ખાતર રૂઢિ

અસલમાં પ્રવૃત્ત થઈ હોય છે તે જ પ્રાણને તે ગૂંગળાવી મારે છે. ધર્મને સ્થિર – અચલ– કરવા જતાં આપણે તેમાંની ધાર્મિકતા જ કાઢી નાખી છે. ધર્મનો વર્ધમાન પ્રાણ સાચવવો હોય તો ઉષાના વિશુદ્ધ અંધકારમાં તેને આપેલું અને આટઆટલા કાળ જેમનું તેમ સાચવી રાખવા જતાં સડવા દીધેલું તેનું કલેવર ફેંકી દઈ ક્ષણે ક્ષણે નવું નવું રૂપ ધારણ કરી શકનારો દેહ તેને આપવો જોઈએ. ગતિ – પ્રગતિ – પ્રવાહ એ તો પ્રાણનો સ્વભાવ છે; તેને રૂંધવાથી પ્રાણનું સત્ય અસત્ય થઈ પડે છે ને પ્રાણી પ્રેત બને છે. અચલાયતનમાં ક્રમે ક્રમે સિદ્ધિના કરતાં સાધના જ મોટી થઈ બેઠી; અને અંતે સાધના ઉપરાંત સિદ્ધિ જેવી વસ્તુ રહી જ નહીં. આપણી પ્રાણહીન સાધના અને વિધિઓ કરતાં અન્ત્યજોમાં વધારે સ્વાભાવિક ધાર્મિકતા રહેલી છે એમ કવિએ આ નાટકમાં બતાવ્યું છે. આપણો ધર્મ આતિથ્યશીલ એટલે કે સ્વાગતપ્રિય રહેવાને બદલે બહિષ્કારપ્રિય બન્યો અને પરિણામે તે ધાર્મિકતાનો જ નહીં પણ પ્રભુનો સુધ્ધાં બહિષ્કાર કરતાં અચકાયો નથી. નાટકમાં પ્રભુને આખરે મ્લેચ્છોને હાથે આપણા વાડા તોડવા પડયા છે.

૩

કવિ શોણપાંશુઓને હાથે મઠરૂપી કારાગૃહને જમીનદોસ્ત કરે છે, પણ તે જ ઠેકાણે મંદિર ચણવાનું કામ દાદાઠાકુર (બાપજી) દ્વારા તેમને કહેવડાવે છે, તે યુક્ત નથી એમ ભાસે છે. એ કાર્ય પંચકનું છે. દર્ભકોની મજૂરી એમાં ખપ આવશે, શોણપાંશુઓનેય તેમાં સ્થાન હશે ખરું, પણ ચણતર તેમને હાથે થઈ શકશે નહીં. શોણપાંશુઓ આમાં જેવા નિર્દોષ, અસ્થિર અને પ્રભુના સ્વચ્છંદી બાળકો બતાવ્યા છે તેવા નથી. તેઓ સ્વાર્થી, નિષ્ઠુર અને ઈશ્વરવિમુખ છે. ઇતિહાસનું સત્ય તો એ છે કે અચલાયતન તોડયા પછી શોણપાંશુઓ મઠને ઠેકાણે જીમખાનાં, કતલ-ખાનાં, બરાકો કે કેમ્પો બાંધશે, મંદિર નહીં. તેમાં કોઈની બળવૃદ્ધિ નહીં થાય, ઊલટો ક્ષય લાગુ પડશે.

ત્યાર પછી પંચકની યોજના, મહાપંચકની ચીવટ અને દર્ભકોની મહેનતથી સર્વાંગસુંદર મંદિર ચણાશે. શોણપાંશુઓ તેમાં વિરોધ કરશે, પણ જેમ આ નાટક-માં મહાપંચક 'પ્રણત' થયો છે તેમ શોણપાંશુઓ હતબુદ્ધિ થશે, ગલિતગર્વ અને સમિત્પાણિ થઈ પંચક બંધુઓ પાસે પ્રાણયોગ ભણવા આવશે.

અને અંતે 'અચલાયતન'ની જગ્યાએ 'પ્રાણવિહાર' નામનું ઉદ્યાન નજરે પડશે.

જાનેવારી, ૧૯૨૪

('અચલાયતન'ના અનુવાદને અંતે મૂકેલો અવલોકન-લેખ — અનુવાદક : શ્રી ગિરિધારી કૃપાલાની)

## ૪. ચિત્રાંગદા

'ચિત્રાંગદા'નો ગુજરાતી અનુવાદ મેં પહેલવહેલો વાંચ્યો ત્યારે તે આવૃત્તિ ખલાસ પણ થઈ ગઈ હતી. અનુવાદકો સાથેનો મારો પરિચય તે વખતે નવેનવો હતો. એક દિવસ પાંચ-છ જણા અમે રવીન્દ્રનાથની આ કોમલ કૃતિની ચર્ચા કરતા હતા. કવિનું મૂળ બંગાળી, તેનો તેમણે જ કરેલો અંગ્રેજી અનુવાદ અને કષાયમધુર શૈલીમાં કરેલો આ ગુજરાતી અનુવાદ ત્રણે અમારી સામે હતાં. ચર્ચાને અંતે શ્રી નરહરિભાઈએ મને પૂછ્યું, 'આની બીજી આવૃત્તિ કાઢીશું, તમે તેને માટે પ્રસ્તાવના લખશો?' ઉત્સાહમાં મેં હા પાડી. તે વખતે મને ગુજરાતી લખતાંયે બરાબર આવડતું નહોતું અને સુંદર સુંદર ગ્રંથોને પોતાની પ્રસ્તાવના જોડી દઈ સોંઘી પ્રતિષ્ઠા મેળવવાનો ધંધો પણ હું શીખ્યો નહોતો. તે વખતના અને આજના વિચારોમાં કેટલુંયે અંતર પડયું છે. જમાનો પલટાયો કહું તોપણ ચાલે. પણ મૂળ કરેલો સંકલ્પ કંઈ છોડે? પ્રણયસાહિત્ય આજકાલ ગાડાં ભરીભરીને તૈયાર થાય છે. સંયમ અને સદભિરુચિની મર્યાદા ઓળંગવામાં અહમહમિકા ચાલી રહી છે. ભોગ અને આનંદ વચ્ચેનો ભેદ જાણે ભૂંસાઈ ગયો છે. એવે સમયે પ્રસ્તાવના લખવા બેઠો છું. જે વખતે આખો દેશ સંજીવની વિદ્યા પ્રાપ્ત કરવાને મથી રહ્યો છે, જે વખતે સાચા જુવાનો કહી રહ્યા છે, કે 'સંજીવની વિદ્યા આખા દેશને અર્પણ કરીને તેને નૂતન દેવત્વ આપીએ ત્યારે જ અમારું જીવન સાર્થક થશે; તે પહેલાં અમારું સુખ અમે નથી વિચારવાના;' ત્યારે બીજી બાજુ મોહક વાણીમાં પણ પ્રણય કહે છે, 'શું વિદ્યાને માટે જ લોકો દુનિયામાં કષ્ટ વેઠે છે? રમણીને માટે કોઈ નરે મહાતપ કર્યું નથી? હાય, વિદ્યા જ માત્ર દુર્લભ, અને પ્રેમ શું આટલો સુલભ! એક તરફ વિદ્યા – સંજીવની વિદ્યા – સ્વ-રાજ્યવિદ્યા, અને બીજી તરફ પ્રણય આજ બંને એક જ ઘડીએ સ્વીકારને અર્થે આવ્યાં છે. બેમાંથી જે જોઈએ તે પસંદ કરી લો. પ્રણય પણ સહસ્ર વર્ષની સાધનાનું ધન થઈ શકે છે. રહી જાઓ, રહી જાઓ, એમાં શું જાય છે? યશના ગૌરવમાં સુખ નથી. આ વેણુમતી તીરે બીજું બધું ભૂલી આપણાં વિશ્રબ્ધ મુગ્ધ હૈયાં આ નિર્જન વનછાયા સાથે મેળવી દઈ અભિનવ સ્વર્ગલોક રચીશું. મિત્ર, હવે તું મારી આગળ બંદી થઈ પડયો છે. એ બંધન તોડવાનું નથી તારું ગજું. ઇન્દ્ર હવે તારો ઇન્દ્ર નથી.'

આવો કટોકટીનો વખત પ્રણયમીમાંસાની ચર્ચા કરવાને અનુકૂળ ગણાય ખરો? પણ પ્રવાહપ્રાપ્ત કાર્ય કર્યે જ છૂટકો.

૧

માણસનો પુરુષાર્થ શો હોવો જોઈએ એ વિશે શાસ્ત્રોએ ગમે તેટલો ઊર્ધ્વબાહુ પોકાર કર્યો હોય તોપણ સનાતન કાળથી માણસે રમણીહૃદયનું સ્વામિત્વ મેળવી

ઐહિક અદ્વૈત સાધવામાં જ ઘણી વાર પુરુષાર્થ માનેલો છે. વિશ્વવિધાતાની આદ્ય પ્રેરણા ફરી ફરી દરેક હૃદયમાં પ્રગટે છે અને નવી નવી રીતે સફળ થાય છે. એ પ્રેરણાનું સ્મરણ કરવું, ચિંતન કરવું, એની મીમાંસા કરવી એ માનવી ચિત્તનો એક આહ્લાદજનક વ્યાપાર થઈ પડયો છે. તેથી જ સર્વ દેશોમાં અને સર્વ કાળે સમર્થ અને અસમર્થ કવિઓએ આ વિષય પર પોતપોતાની શક્તિ અને કલમ અજમાવી છે. ભાષા, રિવાજ અને આદર્શના ભેદને લીધે એક સમાજનું સાહિત્ય બીજો સમાજ પૂર્ણપણે સમજી શકતો નથી, પણ પ્રેમની ભાષા સાર્વભૌમ છે. તેથી જ ભારતના કાલિદાસનું હૃદય જર્મનીનો ગૉઈટે સમજી શકે છે, અને ગૉઈટેએ કરેલી નાટયમીમાંસા આજના રવીન્દ્રનાથ વિસ્તારી શકે છે.

કાલિદાસનું 'શાકુંતલ' વાંચી ગૉઈટેએ એક જ સુભાષિતમાં નાટકનું હાર્દ અને પોતાનો આનંદ બતાવી દીધાં. એ જ હાર્દ હૃદયસ્થ કરી રવીન્દ્રનાથ ઠાકુરે 'ચિત્રાંગદા' લખ્યું છે. લાવણ્યવતી રમણીને અલંકારની જરૂર ન હોય એ ન્યાયે કવિએ આ નાટકમાં એ હાર્દનો એકમાત્ર રસ જ રાખેલો છે. વિધિનો પ્રકોપ, વિપ્રલંભની વેદના, સંવિધાનકની અદ્ભુતતા, પરિસ્થિતિની વિવિધતા, વગેરે કશા સાધનની ઝાઝી મદદ લીધી જ નથી. કાલિદાસે 'શાકુંતલ'ના સાત અંકમાં જે સાધ્યું તે રવીન્દ્રે 'ચિત્રાંગદા'ના એક જ અંકમાં શોભાવ્યું છે. પાર્થિવ સૌંદર્યના દર્શનથી આકર્ષણનો ઉદ્ભવ થાય છે. આકર્ષણની પરિણતિ આકંઠ વિષયોપભોગ-માં થાય છે. આકંઠ વિષયોપભોગ વિષાદનું સ્વરૂપ પકડે છે. વિષાદ પછી સાચા પ્રેમનું દર્શન થાય છે. પ્રેમ આખરે સૌંદર્યનું કવચ ભેદી સત્યને જાણવા ચાહે છે. અને સૌંદર્યથી ઉત્પન્ન થયેલી ઉત્કંઠા આખરે સત્યના સાક્ષાત્કારથી તૃપ્ત થઈ કૃતાર્થ થાય છે.

કવિએ ચિત્રાંગદાને એક નિસર્ગમૂર્તિ રમણી કલ્પેલી છે. તે નથી જાણતી લજ્જા, ભય કે અંતઃપુરવાસ; નથી જાણતી હાવભાવ કે વિલાસચાતુરી. પુરુષવેશે વિહરે છે, રાજકાજ કરે છે. ધનુર્વિદ્યા શીખી છે. માત્ર શીખી નથી નયનકોણેથી મદનનું પુષ્પધનુ ખેંચતાં. ગાઢ વનમાં તે અર્જુનનું દર્શન કરે છે. અર્જુનની અચલ આત્મસ્થિત મૂર્તિ જોતાં તેને ભાન થાય છે કે એક પુરુષ સામે તે એક સ્ત્રી રૂપે ઊભી છે. વીર નર સામે વીર રમણી. તે અર્જુન આગળ નિસર્ગસહજ વાત કરે છે. અર્જુન વિરક્ત દશામાં છે. તેણે બ્રહ્મચર્યનું વ્રત લીધું છે. વૈરાગ્યને કામ ચળાવી ન શકે. પરિણામે ખંડિતા નારી સૌંદર્યની ઉપાસના કરે છે. સૌંદર્યની મોહની આગળ વૈરાગ્ય કયાં સુધી ટકે? રવીન્દ્રનાથ વૈરાગ્યના બળને ઝાઝું માન નથી આપતા. તેમની સાધના કઠોર, કર્કશ છે જ નહીં. ફૂલમાંથી ફળ પ્રગટે તેમ સહજ ભોગમાંથી શાંતિ પ્રાપ્ત થાય એવી મધુર સાધના તેઓ સૂચવે છે. વૈરાગ્યમાં દુનિયાનો નિષેધ છે, અનુભવ નથી; સમાધાન નથી; અતૃપ્તિ છે; તેથી અણી પર ઊભા કરેલા શંકુ જેવી તેની સ્થિતિ છે. દરેક ક્ષણે તેને અધઃપાતની બીક હોય જ.

મદન અને વસંતની મદદથી રૂપરાશિ બનીને રંભા શુકને કે નારાયણને લલચાવવા જાય, ભીલડી મહાદેવને ચળાવવા જાય, મેનકા વિશ્વામિત્રને જીતવા જાય તેમ આ પર્વતકન્યા અર્જુન આગળ જાય છે. અર્જુન પડે છે. પણ ચિત્રાંગદા પસ્તાય છે અને શુદ્ધ પ્રેમથી અર્જુનને ચેતવે છે કે, 'આ હું નથી, હું નથી. મિથ્યાની ન કરો ઉપાસના. તમારું શૌર્ય, વીર્ય, મહત્ત્વ મિથ્યા વસ્તુને પદે ન ધરો. જાઓ પાછા ફરો.' પણ રૂપહુતાશન ભભૂકી ઊઠે છે, બળે છે ને બાળે છે.

ચિત્રાંગદા જુએ છે કે આ બધું શાપરૂપ છે. એની કાયા જ જાણે એની સપત્ની થઈ છે. સાચો પ્રેમ, પ્રેમ કરનારને કે પ્રિય વસ્તુને અપમાનિત ન જ કરે; પછી છેતરે ક્યાંથી? અર્જુન તો મોહાંધ છે, પણ ચિત્રાંગદા જાણે છે કે આ માયામાંથી સત્ય પ્રગટ કરવાનું છે, અનિત્ય અને ઉછીના સૌંદર્યમાંથી સ્થાયી પ્રેમનો સંભવ સાધવાનો છે. એટલે ક્રમે ક્રમે તે અર્જુનને જાગ્રત કરે છે. આનંદ-ચંચલ દિવસો પૂરા થાય તે પહેલાં, હર્ષ અચેતન વર્ષની અવધિ આવે તે પહેલાં, અર્જુન અસ્વસ્થ બને છે. તેની મૃગયાવૃત્તિ ફરી પણ નવી ઢબે જાગે છે. ચિત્રાંગદા, સમો પારખી, અર્જુન આગળ એક નવો આદર્શ મૂકે છે. રાત્રિની ક્રીડાસહચરી દિવસની કાર્યસહચરી થાય, વામ બાહુ સમ દક્ષિણ બાહુની સતત અનુચરી થઈ રહે એ છે તે આદર્શ. અર્જુન પણ જુએ છે કે અંગહીન, શબ્દહીન પ્રેમ પ્રતિક્ષણે તેના અંતરમાં પરિતાપ જગવે છે. તે બોલી ઊઠે છે, 'તેજસ્વિની, તારો કંઈક પરિચય મહીંમહીં તારી વાતોમાંથી મને મળે છે. તેની આગળ તારો આ સૌંદર્યરાશિ મને કેવળ માટીની મૂર્તિ લાગે છે, કોઈ નિપુણ ચિત્રકારે ચીતરેલી જવનિકા લાગે છે.' અધીરો થઈ તે સત્યને અપટીક્ષેપ કરી બહાર આવવા વીનવે છે. ભૂષણની ઉપાધિથી રહિત એવા શુદ્ધ સત્યને માટે, અંતરમાં અને બહાર પ્રકાશ પાડતા સત્યને માટે તે તલસે છે. 'ક્યાં છે એ તારું સત્ય? આપ મને એ સત્ય. મારામાં જે સત્ય હોય તે તું લે. ખરું મિલન તો ત્યારે જ થશે; ચિરકાલીન, શ્રાંતિહીન.' જે Naked Poverty (શોભાશૂન્યતા)થી ચિત્રાંગદા શરમાતી હતી તેને જ અર્જુન Naked Dignity (અકૃત્રિમતાનું ગૌરવ) તરીકે ઓળખવા લાગ્યો, તેને માટે તલસવા લાગ્યો. તાપક્લિષ્ટ લાવણ્યની પાંખડી આપોઆપ ખરી પડી, અને વીરરમણી પોતાના ખરા ગૌરવમાં પ્રગટ થઈ. યૌવનઉત્સવ સમાપ્ત થયો અને ચિત્રાર્જુનને નૂતન સૌભાગ્ય પ્રાપ્ત થયું.

૨

આપણા સાહિત્યમાં સ્ત્રીઓના અનેક આદર્શો ચીતરેલા છે. એમાં સતીથી માંડીને વસંતસેના સુધી ત્રણે સપ્તકના સૂર સંભળાય છે. સીતા જુદી, દમયંતી જુદી, સાવિત્રી જુદી, દ્રૌપદી જુદી, ઊર્મિલા જુદી, ગાંધારી જુદી, હરિશ્ચંદ્રની તારામતી જુદી, મદાલસા જુદી, અને ચુડાલા વળી એથીયે જુદી. સંન્યાસી પિતા પાસે વારસો માગવા પોતાના દીકરાને મોકલનાર યશોધરા જુદી. અને અમૃતત્વની જ ઈચ્છા રાખનાર મૈત્રેયી જુદી. બુદ્ધશિષ્યા નકુલમાતા પણ એક સ્વતંત્ર આદર્શ

છે. મંદોદરી, વિદુલા અને નજીકના જમાનામાં આવીએ તો મીરાં, મુક્તાબાઈ, તુલસીદાસની સ્ત્રી, જસવંતસિંગની સ્ત્રી અને ઝાંસીની લક્ષ્મીબાઈ અને ઈન્દોરનાં અહલ્યાબાઈ – ગમે તેટલા આદર્શો – સ્વતંત્ર અવનવા આદર્શો આપણે ત્યાં પડેલા છે. રવીન્દ્રનાથે મહાભારતમાંથી ચિત્રાંગદાનો ઉદ્ધાર કરી એક ગૌરવાન્વિત તેમ જ રસિકપ્રિય એવો આદર્શ આપણી આગળ ઊભો કર્યો છે.

ભગવાન ઉમાપતિના મહાવરને પણ વ્યર્થ કરી પ્રભંજનના વંશમાં ચિત્રાંગદા પ્રથમ કન્યા જન્મી. 'તારા વંશમાં કદી કન્યા નહીં જન્મે,' એવા અમોઘ દેવવાક્યને પણ અભિભૂત કરી આ અબળાએ જન્મ લીધો. પિતાએ નાનપણથી તેને પુરુષવેશ આપ્યો, ક્ષાત્રોચિત કેળવણી આપી. પ્રજાને તો ચિત્રાંગદા માતા અને પિતા બંને હતી. સ્નેહમાં રાજમાતા ને શૌર્યમાં યુવરાજ. તે માનતી કે પોતાના જ ભુજબળે અર્જુનની કીર્તિ ઝાંખી કરીશ, અમોઘ લક્ષ્ય સાધીશ, પુરુષના કપટવેશમાં અર્જુન પાસે યુદ્ધ માગી તેમને મારા વીરત્વનો પરિચય આપીશ. પણ મહાદેવના વરનું જ્યાં કંઈ ચાલ્યું નહીં ત્યાં પુરુષવેશ અને મણિપુરના રાજ્યની મૃગયાશીલતાનું ક્યાં સુધી ચાલવાનું હતું? અભિમાની ચિત્રાંગદા ખંડિતા થઈને કહે છે, 'આટલા દિવસે મને જણાયું કે સ્ત્રી થઈ પુરુષનું મન ન જીતી શકી તો બધી વિદ્યા વૃથા છે. અબળાના મૃણાલ શા કોમળ બાહુ આ કઠિન સબળ બાહુના કરતાં શતગણા બળવાન છે. ધન્ય છે તે મૂર્ખ, મુગ્ધ, ક્ષીણ તનુલતાને, જે બીજાને અવલંબીને રહે છે! ધન્ય છે તે લજ્જાળુ અવનતાંગી સામાન્ય લલનાને, જેના ભીરુ નેત્રપાત આગળ સમસ્ત વીર્યબળ અને કંઈ કંઈ તપસ્યાનાં તેજ પરાભવ માને છે!' જાણે કલ્પતરુ નીચે બેઠી હોય તેમ તેની એ ઈચ્છા સફળ થઈ.

કલ્પના તૃપ્ત ન થાય ત્યાં સુધી જ તે મીઠી લાગે છે. પોતાના માયાલાવણ્યના વિજયથી તે પોતે પરાજિત થઈ, અને તેણે રમણીહૃદયનો પવિત્ર વિજય મેળવવાનો નવો સંકલ્પ કર્યો. અર્જુનને તે સમજાવે છે કે 'સૌંદર્યપુષ્પને નામ, ધામ, ગોત્ર, ગૃહ, દેહ, વાચા જેવાં સહસ્ર માનવ બંધનોમાં બંધાય એમ નથી. તે કેવળ મેઘની સુવર્ણપ્રભારૂપ, કુસુમની ગંધરૂપ, તરંગની લીલારૂપ હોય છે.' તેમાં સત્ય ન હોય. અર્જુન જ્યારે તે સત્યને ચાહે છે ત્યારે ચિત્રાંગદા કટાક્ષથી કહે છે, 'સ્ત્રી જ્યારે કેવળ સ્ત્રી હોય, કેવળ ધરણીની શોભારૂપ, કેવળ પ્રકાશરૂપ, કેવળ સ્નેહરૂપ હોય, અનેક સુમધુર વિભ્રમ અને નાના પ્રકારનાં લાડ કરતી ક્ષણેક્ષણે ઢળે, વળગે, વીંટળાય, હસે, રડે, સેવા અને સ્નેહની શીળી છાંય છાઈ સદાય જોઈ રહે તો જ તેનો જન્મ સાર્થક છે. તેને કીર્તિ, વીર્ય, પાંડિત્ય શા ખપનાં છે? . . . હાય હાય, સ્ત્રીના સૌંદર્ય પર આજ એટલી બધી અરુચિ થઈ ગઈ છે કે સ્ત્રીમાં પૌરુષનો સ્વાદ શોધવા નીકળ્યા છો! રાત્રિની ક્રીડાસહચરી દિવસની કાર્યસહચરી થાય, વામ બાહુ સમ દક્ષિણ બાહુની સતત અનુચરી થઈ રહે તો શું ને આપના વીર હૃદયને રુચશે?' આખરે અર્જુન જ્યારે ચિત્રાંગદા પાસે તેનું ભૂષણની ઉપાધિરહિત શુદ્ધ સત્ય માગે છે ત્યારે તે પોતાનું અક્ષય, અમર રમણીહૃદય અર્પણ કરે છે અને કહે

છે, 'હું ચિત્રાંગદા છું. નથી હું દેવી કે નથી કોઈ સામાન્યા. પૂજા કરી માથે ધરી રાખો તેવીયે હું નથી, તેમ અવગણના કરી પછી માત્ર તેનું ભરણપોષણ કર્યા કરો તેમાંનીયે હું નથી. સંકટના પંથકમાં મને આપની પાસે રાખો. આપની ગૂઢ ચિંતામાં મને ભાગ લેવા દો, આપના કઠિન વ્રતમાં સહાય થવા મને અનુમતિ આપો, આપનાં સુખદુ:ખની મને સાથી બનાવો, ત્યારે જ આપને મારો પરિચય થશે. આપના જે સંતાનને હું ગર્ભમાં ધારણ કરી રહી છું તેને બાળપણથી જ વીર શિક્ષણ આપી બીજો અર્જુન બનાવી એક દિન તેના પિતાને ચરણે ધરીશ ત્યારે જ મને ઓળખી શકશો.'

આટલા જ શબ્દોમાં સહધર્મચારિણીની પ્રતિષ્ઠા તથા તેના જીવન-સાફલ્યનો કવિએ અતિ સુંદર ખ્યાલ આપ્યો છે.

આવી રીતે એક અત્યંત નાનકડી વસ્તુમાંથી કવિએ પોતાની પ્રતિભાને બળે બે કાર્યો સાધ્યાં છે: એક ગૉઈટેએ શાકુંતલમાં જોયેલા પ્રેમવિકાસના ક્રમનો એક સુંદર નમૂનો બતાવવાનું, અને બીજું સ્ત્રીસ્વાતંત્ર્ય અને સ્ત્રીગૌરવનો એક નૂતન પણ આર્ય આદર્શ નિર્માણ કરવાનું. "મોહમય હોઈ જે પ્રેમ અકૃતાર્થ છે તે જ પ્રેમ મંગલમય થઈ કૃતાર્થ બને છે. સૌંદર્યને સંયત રાખનાર ધર્મભાવના જ અચળ છે અને પ્રેમનું શાંત, સંયત કલ્યાણરૂપ જ શ્રેષ્ઠ રૂપ છે. સંયમમાં જ સૌંદર્યની યથાર્થ શ્રી છે અને ઉચ્છૃંખલતામાં તેની વિકૃતિ થાય છે. પ્રેમ એ જ પ્રેમનું અંતિમ સાર્થક્ય નથી. માંગલ્ય જ પ્રેમનું પરમ લક્ષ્ય છે. પ્રેમ જો વંધ્ય હોય, પોતામાં જ સંકીર્ણ થઈ રહે, અને કલ્યાણને જન્મદાન ન દે, તથા સંસારમાં, પુત્રપુત્રીમાં અને અતિથિ તેમ પાડાપાડોશીઓમાં વિચિત્ર સૌભાગ્યરૂપ વ્યાપ્ત ન થાય તો તે સુંદર નથી, સ્થાયી નથી."

રવીન્દ્રનાથે ચિત્રાંગદા ચીતરીને એ પણ બતાવ્યું છે કે સ્ત્રી પોતાના કુટુંબની કે સમાજની ચિંતાઓ માથે લે, પુરુષાર્થમાં પોતાનો ભાગ માગી લે, પોતાનો જીવન-વ્યાપાર સ્વેચ્છાએ નિયંત્રિત કરે તોપણ સ્ત્રીનું હૃદય સ્ત્રીહૃદય જ રહેવાનું, બલ્કે વધારે ઉન્નત અને રમણીય થવાનું. સ્ત્રીસ્વાતંત્ર્યથી સ્ત્રીની કોમળતા, ભાવપરાયણતા અને પવિત્રતા ઓછી થવાને બદલે વધારે સત્ય અને સંપૂર્ણ થવાની.

વૈરાગ્ય વિશેની રવીન્દ્રનાથની ફિલસૂફી આજના જમાનાને ચાહે તેટલી મધુર લાગે તોપણ તે યથાર્થ છે એવી પ્રતીતિ નથી થતી. ઐહિક દૃષ્ટિએ જીવન સમૃદ્ધ કરવું હોય, પ્રવૃત્તિનું સમાધાન મેળવવું હોય તો વૈરાગ્યનો રસ્તો કામનો નથી એ વાત સાચી. ત્યાં તો ભુક્તિ અને મુક્તિનો સમન્વય બોધનાર તંત્રમાર્ગ જ સેવ્ય છે. એથી ઊલટું આત્મવિજયના. આત્મસાક્ષાત્કારના અને અખંડ શાંતિના ભૂખ્યા માણસને સર્વ ધર્મના સાધુઓએ ઉપદેશેલો ઇંદ્રિયનિગ્રહનો – વૈરાગ્યનો– માર્ગ જ ગ્રહણ કર્યે છૂટકો છે. અપ્રતિમ સૌંદર્ય આગળ જ્યારે વૈરાગ્ય પરાભૂત

થાય છે ત્યારે આત્મા પણ સંકુચિત થાય છે અને વિશ્વમાંગલ્યને આઘાત પહોંચે છે, એ સનાતન સત્ય મિથ્યા કરી બતાવનાર સાધના હજી લગી તો યોજાઈ નથી.

('ચિત્રાંગદા અને વિદાય-અભિશાપ'ની પ્રસ્તાવના — અનુવાદકો : શ્રી મહાદેવ દેસાઈ અને શ્રી નરહરિ પરીખ)

## ૫. વિદાય-અભિશાપ

'વિદાય-અભિશાપ' એ કંઈ અપૂર્વ વાર્તા નથી. દ્યાવાપૃથિવીના દૈવી આકર્ષણની પેઠે નરનારીનું આકર્ષણ હમેશનું છે. પણ લજ્જાનું પાવિત્ર્ય પણ તેની સાથે હોય જ છે. આત્મગૌરવનો ખ્યાલ કોરે મૂકી પુષ્પધન્વાના શરથી અભિભૂત થયાનો એકરાર પ્રથમ કોણ કરે–Who shall propose first? એ પ્રણયશાસ્ત્રમાં એક મોટો મહત્ત્વનો સવાલ હોય છે. યુરોપિયન આદર્શ કહે છે : 'સ્ત્રી તો માનિની જ હોય, હંમેશાં આત્મસ્થિત હોય. તે ભાન ભૂલે તો તેની પ્રતિષ્ઠા ક્યાં રહી? પુરુષ જ પ્રથમ તેનો અનુનય કરે. શરીરથી અબળા, જીવનમાં આશ્રિત, અને હૃદયે કોમળ એવી સ્ત્રીજાતિએ પોતાનું લજ્જાનું કવચ અંત લગી સાચવી જ રાખવું જોઈએ. ભક્તની જેમ પુરુષ તેની આરાધના કર્યા જ કરે. અંતે ભક્તિથી સંતુષ્ટ થઈ પ્રણયદાન કરે તો તે પ્રસાદરૂપ જ. એમાં જ નારીની પ્રતિષ્ઠા રહેલી છે.' આ આદર્શ યોગ્ય નથી એમ કોણ કહી શકે?

એથી ઊલટો આપણો આદર્શ પણ નારીપ્રતિષ્ઠા પર જ રચાયેલો છે. સ્ત્રી એ પવિત્ર મૂર્તિ. તેના તરફ વાસનાની દૃષ્ટિએ જોવાય જ કેમ? અનુનય, ભક્તિ, આરાધના એ ઠીક છે, પણ સ્ત્રીની અનુકૂળતા વગર તે શુદ્ધ અપમાન જ છે. પુરુષે સંયમપૂર્વક બધી આરાધના દબાવ્યે જ છૂટકો. પોતાની પાત્રતાની ખાતરી થાય નહીં ત્યાં સુધી સ્ત્રી સ્પર્શક્ષમ રત્ન નથી પણ દાહાત્મક અગ્નિ જ છે. પુરુષ સંયમ છોડે તો નારીપૂજાના ધર્મમાંથી ભ્રષ્ટ થાય. પુરુષને તો માત્ર માનસિક પૂજા કરવાનો જ અધિકાર. સ્ત્રીનો પ્રેમ ઉપનિષદના આત્માની પેઠે यमेवैष वृणुते तेन लभ्यः तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ।

બે વ્યક્તિના સંબંધમાં જ્યારે વરપક્ષ અને ગૌણ પક્ષ, શ્રેષ્ઠ અને કનિષ્ઠ એવો ભેદ હોય છે ત્યારે ગૌણ પક્ષે આત્મગૌરવ સાચવવું એમાં જ ઔચિત્ય રહેલું છે. સ્ત્રીને અબળા ગણી તેને પુરુષના દાક્ષિણ્યની અધિકારિણી બનાવવામાં તેના પ્રત્યે એક પ્રકારની છૂપી અનુકંપા હોય છે. આ માન્યતામાં સ્ત્રીઓ પ્રત્યેનો વિવેક સચવાય છે ખરો. પણ સ્ત્રીનો પક્ષ ગૌણ છે એ સિદ્ધાંત પર રચાયેલો એ વિવેક છે. બીજી બાજુ સ્ત્રીને પ્રણયપ્રાર્થનાની છૂટ રાખવામાં સ્ત્રીને સ્વતંત્ર અને શક્તિરૂપિણી ગણેલી છે. શેક્સપિયરની જુલિયેટ એકાંતમાં રોમિયો વિશેની તેની ઉત્કંઠા બોલી જાય છે, પણ રોમિયોએ તે સાંભળી છે એમ જાણતાં જ લજ્જાથી

સંકુચિત થઈ જાય છે. એથી ઊલટું, કાલિદાસની શકુંતલા પ્રણયદગ્ધ થઈ તવ ન જાને હૃદયમ્‌વાળો નિર્વ્યાજ શ્લોક પોતાને હાથે લખી દુષ્યંત પર મોકલવા તૈયાર થાય છે. પણ રાજા જ્યારે આતુર થાય છે ત્યારે પૌરવ! रक्ष विनयम् કહી તેને તેની મર્યાદાનું પણ ભાન કરાવે છે.

પણ વિવેકના આ બધા વિચારો સમાજમાં સંસ્કૃતિ અને કૃત્રિમતા આવ્યા પછી જ કરવા પડે છે. સમાજની નિસર્ગ-મુગ્ધ અવસ્થામાં પ્રકૃતિનું આકર્ષણ અને નીતિનું બંધન એ બે જ વસ્તુ પ્રેરક કે નિયામક હોઈ શકે છે. કચદેવયાનીનો પુરાણપ્રસિદ્ધ સંવાદ એ એ જમાનાનો એક વિશિષ્ટ નમૂનો છે. મને લાગે છે કે આ સંવાદનું મૂળ છેક ઋગ્વેદમાં આવેલા યમયમી સંવાદમાં છે. મહાભારતકારે અસાધારણ કળા વાપરી દેવયાનીને કચની ગુરુભગિની બનાવેલી છે અને કચને જીવિતદાન જેવા ઉપકાર તળે કચરાયેલો બતાવ્યો છે. માનસશાસ્ત્રના ઊંડા અભ્યાસીઓ જાણે છે કે ઉપકૃત વ્યક્તિ બદ્ધ હોઈ તેનો સ્નેહ સકારણ હોય છે, પણ ઉપકારી વ્યક્તિ ઉપકારની ક્રિયા દ્વારા જે સ્નેહ કેળવે છે તે અકારણ, સંકોચ-રહિત અને શ્રેષ્ઠ હોય છે. વિદાય-અભિશાપમાં દેવયાનીનો આવી રીતે વરપક્ષ છે, અને તેથી પ્રણય પ્રગટ કરવામાં તેને માનહાનિ જેવું કશું જણાતું નથી. દેવયાની અહીં એટલી તો નિર્વ્યાજ છે કે માનઅપમાનનો વિચાર સરખો પણ તેના હૃદયને સ્પર્શતો નહીં હોય. છતાં રવીન્દ્રનાથે દેવયાનીને મુખે તેનો પ્રણય અત્યન્ત પ્રૌઢતાથી પ્રગટ કરાવ્યો છે. પ્રથમ આશા, પછી સંયત પરિસ્ફોટ, ત્યાર પછી આશંકા, પછી નિરાશા, અને અન્તે પ્રેમની વિકૃતિરૂપ અભિશાપ — એ આખો ક્રમ કેટલો કાવ્યમય અને હૃદયને હલાવનારો છે! કચના હૃદયમાં તો શુદ્ધ સ્નેહ જ છે. તેની પાપભીરુતા અને ધર્મપરાયણતા એટલી બધી જાગરૂક છે કે સ્નેહની પરિણતિ સ્નેહમાં જ થાય છે, તેનું રૂપાંતર થતું જ નથી. મહાભારતનો કચ કહે છે:

यत्रोषितं विशालाक्षि! त्वया चन्द्रनिभानने! ।
तत्राहमुषितो भद्रे! कुक्षौ काव्यस्य भामिनि* ॥

'હે સુંદરી, જે કુક્ષિમાંથી તું જન્મી છે તે કુક્ષિમાં હું સૂતો છું.'

નિયતિનો અટલ સિદ્ધાંત સર્વત્ર ચરિતાર્થ કરી બતાવવાની ઉત્સુકતાવાળા મહાભારતકાર કરતાં રવીન્દ્રનાથે વધારે ઔચિત્ય વાપરી કચના મોઢામાં શાપનું વચન મૂક્યું નથી, ઊલટો આશીર્વાદ જ મૂકેલો છે. ખંડિતા દેવયાનીનું અદૃષ્ટ જ ભારે વિચિત્ર લાગે છે. કચના પ્રસંગમાં જેમ તેને દુઃખી થવું પડયું તેમ યયાતિ અને શર્મિષ્ઠાના પ્રસંગમાં પણ તેને વેઠવું જ પડયું છે.

પ્રણયના આવા પ્રસંગો આપણા સાહિત્યમાં અસંખ્ય છે. અને દરેક ઠેકાણે ધર્મબુદ્ધિ, પ્રણયશક્તિ અને અદૃષ્ટ અથવા નિયતિ આ ત્રણેનું સંમિશ્રણ જુદી જુદી રીતે ફળીભૂત થયું છે. આમાં કેટલાયે પ્રકાર છે. જુઓ, એક છેડે રાવણ સીતાનો અનુનય કરે છે, જ્યારે બીજે છેડે દુષ્યંત શકુંતલાને પોતાની કરે છે. પાંડુ રાવણ

* મહાભારત આદિપર્વ', અધ્યાય        શ્લોક ૧૩.

જેટલો પણ સંયમ નહીં રાખી શકવાથી માદ્રી સાથે મોતને ભેટે છે, જ્યારે અર્જુન તેનું દ્વાદશવાર્ષિક વ્રત તોડીને ચિત્રાંગદાનો સ્વીકાર કરવામાં જ કૃતાર્થ થઈ જાય છે. રંભા જેવી સ્વર્ગીય અપ્સરા સામે જ્યાં શુક અસ્પૃષ્ટ રહી શકે છે ત્યાં ઋષ્યશૃંગ અજ્ઞાનતા પર રચાયેલી પવિત્રતા કેટલી અરક્ષિત છે એનો દાખલો પૂરો પાડે છે. શૂર્પણખાના રામ સાથેના પ્રણયથી આપણને હસવું આવે છે, જ્યારે સાવિત્રીની સત્યનિષ્ઠા આર્ય સ્ત્રીઓ માટે સનાતન આદર્શ થઈ બેઠી છે. ચંદ્રસેનાનો રામચન્દ્ર વિશેનો અનુરાગ કૃષ્ણાવતારમાં વૃન્દાનું રૂપ ધારણ કરે છે એનું પણ આ સ્થાને સ્મરણ થાય છે, પણ તે સ્મરણ ન થયું હોત તો સારું એમ જ મનમાં થઈ આવે છે. જે અર્જુન ચિત્રાંગદાને વશ થાય છે, તે ઉર્વશી આગળ બૃહસ્પતિપુત્રની પેઠે ધર્મધીર રહે છે અને પાપ કરવા કરતાં વીરને અસહ્ય એવો પણ શાપ પસંદ કરે છે. જગતઃ પિતરૌ એવાં શિવપાર્વતીનો અથવા શ્રીકૃષ્ણરુક્મિણીનો પ્રણય પણ આપણા કવિઓએ અનેક રીતે ગાયો છે, અને તે રીતે પ્રણયમીમાંસા સમૃદ્ધ કરી છે. માદ્રી અને પાંડુનો પ્રસંગ જેટલો કરુણ છે તેટલો જ યુદ્ધે ચડતાં પહેલાં વિષય કરનાર ઉત્તરાપતિ અભિમન્યુનો પ્રસંગ હૃદયભેદક છે. કચ અને દેવયાનીનો સંવાદ વાંચતાં ભીષ્મ અને અંબાનું આખ્યાન ધ્યાનમાં આવ્યા વિના રહે ખરું? અને પ્રેમાનંદના વાચકો તપતી અને સંવરણને કેમ ભૂલે? એ પણ વેદકાળની જ વાર્તા છે ને! પ્રણયનો મહિમા અપાર છે, તેની શક્તિ અદમ્ય છે, તેથી જ તેના પર વિજય મેળવનાર માણસ સર્વ દેશોમાં વીરોત્તમ ગણાયો છે. ટેનિસનનો લૉન્સલૉટ એક છેડો છે, અને સર ગેલેહેડ બીજો છેડો છે.

પણ આપણે પ્રણયપ્રસંગોનું પરીક્ષણ છોડી દઈ કચદેવયાનીના સંવાદ તરફ પાછા વળીએ. કચ આગળ તો મુખ્ય સવાલ ધર્મનો જ છે. તે નહીં સમજવાથી દેવયાની કચને અનેક રીતે સમજાવવાનો પ્રયત્ન કરે છે. પ્રણય કેટલી મોહક દલીલો વાપરી શકે છે એનું એ એક અસાધારણ પ્રદર્શન છે. આજકાલના વિલાસચતુર યુગમાં યુવકવર્ગ આ સંવાદનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે એ બહુ જરૂરનું છે. દેવયાની જ્યાં પ્રેમની વાત કરે છે ત્યાં તેના મનમાં તો પ્રણય જ રમી રહ્યો છે. પણ કચ પ્રેમ અથવા સ્નેહને બેવફા નીવડયો જ નથી. તેથી જ તે આખર સુધી પોતાની શુભ ભાવના ટકાવી શકયો છે. પ્રણય એ એક વિકાર છે, તેથી જ તે અવિકારી રહ્યો નથી. પ્રણય પુરુષાર્થને હણવા જાય છે, કૃતજ્ઞતાને નીરસ ઠરાવે છે, યશને ઉતારી પાડે છે, રમણી આગળ વિદ્યાને તુચ્છ ગણાવે છે, અને આખી દુનિયાને અસત્ય માની 'આપણે બે' સ્વૈરવિહાર કરીશું એવી લાલચ પાથરે છે. નિષ્પાપ કચે દેવયાનીને ગાયન, વાદન અને નૃત્યના જે પાઠ આપ્યા હતા તેનો આ ફાલ જોઈ તેને તો તે તે લલિતકળા પ્રત્યે પણ અનાદર ઊપજ્યો હશે.

'આપણે બે'! હાય! આ શબ્દદ્વયમાં પ્રણયની સંપૂર્ણ સંકુચિતતા સમાયેલી છે. બેને બાદ કરતાં બાકીની તમામ દુનિયાને તુચ્છ માયારૂપ ગણનાર ! જીવનનું સાર્થક્ય કેમ મેળવી શકે? તે માંગલ્યની દ્રોહી છે એ

પ્રેમ (સ્નેહ) અને પ્રણય વચ્ચેનો ભેદ સમજવો જોઈએ. પ્રેમ અનંત છે, द्वयोःऐकचित्ततामां છે, પ્રણય પરિમિત છે. પ્રેમની પરિણતિ આત્મોત્સર્ગ અને આત્મૌપમ્યમાં છે; પ્રણયની પરિણતિ ઇંદ્રિયતૃપ્તિ અને ગ્લાનિમાં છે. પ્રણયની પેઠે પ્રેમ પુરુષાર્થને હણે નહીં, યશને મલિન કરે નહીં અને 'આપણે બે'ની સંકુચિતતા ધારણ કરે નહીં. પ્રણયમાંથી જે મુક્ત થાય, ઉપર ચડે તે જ પ્રેમને ઓળખી શકે. પ્રેમ 'વજ્રાદપિ કઠોર' થઈ શકે છે અને 'કુસુમાદપિ મૃદુ' પણ બની શકે. પ્રેમમાં નિત્ય ગૌરવ છે. પ્રણય મોહક છે, સ્વાભાવિક છે, વ્યાપક છે, પણ તારક કે પોષક તો નથી જ. પ્રણયને તેને પોતાને સ્થાને રહેવા દઈએ એમાં જ શ્રેય છે. પ્રણયના વિકાસની દૃષ્ટિએ વિચાર કરતાં પણ સંયમમાં જ તેનું પોષણ છે અને વિશુદ્ધીકરણ છે.

આજકાલ પ્રેમને નામે પ્રણયનો જ પ્રચાર સર્વત્ર થતો દેખાય છે. કેટલાક ઉન્મત્ત લોકો તો પ્રણયને લોકોત્તર સદ્‌ગુણ તરીકે ઓળખાવતાં પણ અચકાતા નથી. ધર્મની મર્યાદા પ્રણયને પોષક છે અને અંતે પ્રણયનું રૂપાંતર પ્રેમમાં કરવામાં મદદગાર હોય છે એટલું પણ તેઓ પોતે ધ્યાનમાં રાખતા નથી અથવા કબૂલ કરતા નથી. દુનિયાને પોતાના અધ:પાતની દીક્ષા દેવામાં તેઓ ભારે સમાજસેવા માને છે! નીતિબાહ્ય પ્રણયનું કીર્તન કરતાં તેમને એટલો રસ છૂટે છે કે અનીતિના આચાર્ય પણ એટલો ઉત્સાહ બતાવે નહીં. એવા લોકો પ્રેમના તો દ્રોહી છે જ, પણ પ્રણયના પણ દ્રોહી હોય અને મનુષ્યજીવનને પશુજીવન કરતાંયે નીરસ અને નિર્વીર્ય કરી મૂકવામાં સફળતા મેળવે છે. રવીન્દ્રનાથ જેવા સમર્થ કવિઓએ દીપાવેલા વિષયો છેડવા એ સહેલ વાત છે, પણ તેમનો સંયમ, તેમની મર્યાદા અને તેમનું ગાંભીર્ય લાવવા માટે તેમની ધર્મપરાયણતા, પવિત્ર રસિકતા અને દિવ્ય દૃષ્ટિની જરૂર છે.

આજકાલની શિક્ષણપ્રણાલિકામાં, એક તરફ વિદ્યાર્થીઓને બનતાં સુધી વિવાહ મોડામાં મોડો કરવાનો ઉપદેશ થાય છે, પરિણીત દશા એ એક ભારે બંધન છે એવી શિખામણ આપવામાં આવે છે; અને બીજી તરફ બાળકો શૈશવ વટાવે એના પહેલાંથી જ તેમને પ્રણયનું સાહિત્ય અખંડ ધારે પૂરું પાડવામાં આવે છે. અને છતાં આપણા એ જ શિક્ષાનાયકો વિદ્યાર્થીઓ પાસેથી અતુલ પરાક્રમ, વીર્યવાન પુરુષાર્થ અને ભીષ્મસુલભ દૃઢતાની અપેક્ષા રાખે છે. વસંતવિજય અને આત્મવિજય એકી સાથે ન થઈ શકે.

૧૯૨૩

# ૬. રાષ્ટ્રોદ્ધારક નવલકથા

'ઘરે-બાહિરે' એ નવલકથા ઉપર હું પ્રથમથી આફરીન છું. જ્યારે મેં એ પ્રથમ વાંચી, ત્યારે મારો દેશભક્તિનો આદર્શ બંગભંગ પછી દેશમાં જે રાષ્ટ્રીયતા જાગી તેને અનુસરીને જ ઘડાયેલો હતો. આ નવલકથા એ રાષ્ટ્રીયતામાં રહેલા કે એમાં ઘૂસેલા દોષો બતાવવા માટે લખાયેલી છે. બંગભંગ પછીની હિલચાલમાં રવીન્દ્રનાથે પ્રથમ પ્રથમ આગળપડતો ભાગ લીધો; પાછળથી એમાંથી એ છટકયા અને એ હિલચાલની નિંદા કરવા લાગ્યા. એ નિંદાનું જ આ એક ફળ છે એમ લોકો કહેતા હતા. બંગભંગ પછીની હિલચાલ મને પ્રિય હતી. એ હિલચાલની વિગતોમાં કયાંય ખાસ શરમાવા જેવું છે, એમ તે વખતે મને લાગતું નહોતું, અને છતાં આ નવલકથા શરૂઆતથી જ મને અત્યંત ગમેલી.

એક જણે તો એટલે સુધી કહ્યું કે આમાં જે સંદીપબાબુની ભૂમિકા છે, તે બાબુ બિપિનચન્દ્ર પાલને ઉતારી પાડવા માટે લખેલી છે. લાલ-બાલ-પાલની તે વખતની ત્રિમૂર્તિ એટલે અમારી યુવકોની પૂજામૂર્તિ. બિપિનચન્દ્ર પાલમાં દોષો હોઈ જ ન શકે એમ તે વખતે અમને લાગતું. ટાગોરની આ કલાકૃતિમાં પાલ ઉપર કંઈ પ્રહાર છે, એમ તે વખતે પણ હું તો જોઈ ન શકયો. ત્યાર પછી રવીન્દ્રે લખેલા 'વાર્તાનો હેતુ અને વિષય' એ નિબંધ 'મૉડર્ન રિવ્યૂ'માં વાંચ્યો. આપણા મનના ધાર્મિક કે સામાજિક આદર્શોની કસોટી ઉપર બધી કલાકૃતિઓને કસવી એ તે વખતનો રિવાજ હતો. કેમ કે લોકોને આદર્શ મૂર્તિઓ જ તૈયાર કરવાનું સૂઝતું. અને પૂર્ણતા તો એકરૂપ જ હોઈ શકે એવી પણ માન્યતા ખરી. ભગવાન બુદ્ધ, મહાવીર, બીજા તીર્થંકરો અને એવી ધ્યાની મૂર્તિઓ જયાં જુઓ ત્યાં બધે એક જ જાતની હોય છે. આદર્શ મૂર્તિ કેવી હોવી જોઈએ એના નિયમો, માપો, પ્રમાણો આપણા પૂર્વજોએ ઘડી કાઢેલાં એટલે એ માપ હાથમાં લઈને લોકો મૂર્તિઓ ઘડે અને તપાસે. અંતે જ્યારે બધી જ મૂર્તિઓ એકસરખી થવા લાગી ત્યારે એ મૂર્તિ કોની છે, કઈ વ્યક્તિની છે, તે બતાવવા ખાતર એ મૂર્તિના પગ તળે એનું વાહન કે લાંછન કોતરવાનો રિવાજ શરૂ થયો.

માર્ક ટ્વેને કયાંક મશ્કરી કરી છે — એક છાપાવાળા પાસે ઘરના ચિત્રનું એક જ બીબું હતું. એ બીબું શેકસપિયરના જન્મ વખતના ઘરનું પણ કામ આપતું અને નેપોલિયનના રાજમહેલનું પણ કામ આપતું. ઘરનો સંબંધ આવે કે ત્યાં એ બીબું આવવાનું જ. દરેક ઠેકાણે આપણે એવું કરી મૂકીએ તો તે આદર્શની પણ સેવા થાય છે કે કેમ એ વિચારવાનું છે. પૂર્ણતામાં પણ વિવિધતાને અવકાશ હોય છે, એ કોક વખતે આપણે સમજવું રહ્યું.

કાલિદાસનો દુષ્યંત આદર્શ શકુંતલાનું ચિત્ર દોરતાં કહે છે, કે ચિત્રમાં જે કાંઈ સારું ન જણાય તે બધું સુધારતો જાઉં છું, છતાં શકુંતલાનું લાવણ્ય ચિત્રમાં બરાબર વ્યક્ત થતું જ નથી.

यद् यत् साधु न चित्रे स्यात् क्रीयते तत् तद् अन्यथा ।
तथापि तस्या: लावण्यं रेखया किंचिद् अन्वितम् ।।

શું કાલિદાસનો દુષ્યંત પણ બુદ્ધમહાવીરની મૂર્તિઓની પેઠે જ એક રમણીની મૂર્તિ ચીતરવા માગતો હતો ?

રવિબાબુ કહે છે કે કલાકૃતિને રસની દૃષ્ટિએ તપાસો, નહીં કે તમારા અચલાયતન સનાતની સમાજના ઘૂંટી કાઢેલા આદર્શ પ્રમાણે.

બંને દૃષ્ટિ પ્રત્યે સમભાવ રાખીને કોઈ સાહિત્યગ્રંથને આપણે સામાજિક દૃષ્ટિએ પણ તપાસી શકીએ છીએ. સમાજમાં સારાનરસા અનેક જાતના લોકો હોય છે. દરેક જણ સમાજમાં રહી સમાજની સેવા લે છે અને પોતાના પુરુષાર્થ વડે સમાજની સેવા કે અસેવા કરે છે. રાષ્ટ્રપુરુષોનું જીવન કલાપૂર્ણ હતું કે નહીં, એની વિવેચના કોઈ કરતું નથી, પણ એણે સરવાળે સમાજની કઈ અને કેટલી સેવા કરી, એને હાથે કેટલી અસેવા થઈ, એની પ્રણાલી સમાજમાં ક્યાં સુધી અને કેટલે સુધી ફેલાશે, એમાંથી કેટકેટલા ફણગા ફૂટ્યા કે ફૂટવા જેવા છે, એ બધી બાજુનો વિચાર કરી એના જીવનનું મૂલ્ય આપણે આંકીએ છીએ.

ખરું જોતાં, ઉચ્ચ કલાકૃતિઓ – પછી તે સંગીતના રાગો હોય, શિલ્પની મૂર્તિઓ હોય, સ્થાપત્યના પ્રાસાદો હોય, સામાજિક તહેવારો અને ઉત્સવો હોય, નાનાં કે મોટાં કાવ્યો હોય કે સાહિત્યની અનેકવિધ કૃતિઓ હોય, એ બધી જીવતી વસ્તુઓ છે. ઐતિહાસિક પુરુષોની વિભૂતિનો જેમ આપણે સમગ્રપણે વિચાર કરીએ છીએ, સમાજમાં એમનું સ્થાન કયું એ નક્કી કરીએ છીએ, અને એમના પ્રત્યે કૌતુક, આદર, ભક્તિ, તિરસ્કાર, ઉપેક્ષા કે જુગુપ્સા કેળવીએ છીએ, તેમ જ કલાકૃતિઓ પ્રત્યે પણ એમના જીવંતપણાને કારણે થયા વગર રહેવાનું નથી– રહેતું નથી.

જો મારે શ્રાદ્ધ કે બ્રહ્મયજ્ઞ કરવો હોય, તો હું કેવળ સેનાપતિઓ, તત્ત્વવિવેચકો, ઋષિઓ, કવિઓ, લેખકો, સુધારકો અને સંતોનું જ તર્પણ કરવા નહીં બેસું, પણ પોતાના વ્યક્તિત્વથી મારું અને મારા સમાજનું વ્યક્તિત્વ ઘડનાર સાહિત્યકૃતિઓનું પણ હું અવશ્ય તર્પણ કરું. મારા પૂર્વજોએ પહાડો, નદીઓ, વૃક્ષો, પશુપક્ષીઓ અને આકાશની જ્યોતિઓ તેમ જ વાદળાંઓનું પણ તર્પણ નથી કરેલું ? સાહિત્યકૃતિઓને પણ જો હું પૂજ્ય પિતરોને સ્થાને કલ્પું તો તેમના તર્પણમાં હું કશું અજુગતું નથી કરતો.

*

મને પ્રથમથી જ લાગ્યું છે કે કવીન્દ્રે ‘ઘરે-બાહિરે’ લખીને હિંદુસ્તાનની, આપણા સમાજની અને આપણી રાષ્ટ્રીયતાની અસાધારણ અને ઉચ્ચ કોટિની સેવા

કરી છે. બંગભંગના દિવસો અને તે વખતના આદર્શોનો આજે વિચાર કરતાં એમ જ કહેવું પડે છે કે, રવીન્દ્રનાથે આ એક મોટું વીરકર્મ કર્યું છે. ઉત્તેજિત થયેલા રાષ્ટ્રના પુરુષાર્થના વેગવાન ધોધ સામે ચારિત્ર્યની મહાન શિલા થઈને ઊભા રહેવું એ કાંઈ સહેલી વાત નથી. બંગભંગ પછી અકળાયેલા તરુણ બંગાળે જે રસ્તો લીધો અને જે ઉત્પથ પરથી એને પાછો આણવા માટે મહાત્મા ગાંધીએ પોતાના પ્રાણ પાથર્યા તે આપણો ને આપણા સમયનો ઈતિહાસ આજે તપાસતાં નિઃશંકપણે આપણે કહી શકીએ કે 'ઘરે-બાહિરે' એ બહાર દેશથી પાછા ઘેર સ્વદેશ આવીને ભારત મારફતે દુનિયાની સેવા કરનાર મહાત્મા ગાંધીજી માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કરી આપનાર મોટી સેવારૂપ છે.

દેશના લાભ આગળ ધર્મ, ઈશ્વર, સત્ય, નીતિ, સદાચાર, ચારિત્ર્ય બધું ડૂલ છે, એમ કહેનાર લોકો એ નથી સમજતા કે એવી માન્યતા સાથે દેશની ભક્તિ અને સેવા કરવા જતાં તેઓ દેશનું ભારે અપમાન કરે છે; અસેવા કરે છે. કોઈ દીકરી વૃદ્ધ માતાને જિવાડવા ખાતર અનાચારથી કમાણી કરે, તો એ માતાને એવી રીતે જીવવું પસંદ પડે ખરું? માતા ક્રોધ અને ઉદ્વેગમાં જ બગાસું ખાઈને મરી જશે. દેશ એટલે દેશદેશાંતરને ચૂસી ખાનાર પોતાનો વેપાર એમ આજનાં વેપારી રાષ્ટ્રો ભલે માને. પણ ખરું તો એ છે કે, દેશ એટલે દેશનું સર્વોદય-સાધક ચારિત્ર્ય, દેશનો પરમ મંગલ જ્ઞાનરાશિ, દેશનો કલ્યાણકારી પુરુષાર્થ. દેશ એટલે પોતાના સમાજ મારફતે થતી માનવકોટિની અને આખી સૃષ્ટિજાતની સેવા. જેઓ સ્વાર્થ કે મત્સર ખાતર દેશને પારકા લોકના હાથમાં વેચી નાખે છે, અને જેઓ દેશને નામે સત્યનો કે ચારિત્ર્યનો દ્રોહ કરે છે, તે બંને દેશના દ્રોહી જ છે એ વસ્તુ પોતાની ઉજ્જ્વળ દેશસેવાથી જે જે દેશભક્તોએ સ્પષ્ટ કરી છે, તે બધાના માર્ગમાંના કેટલાક કાંટાઓ કાઢી નાખવાનું કામ રવીન્દ્રનાથે આ નાનકડી પણ તારાની પેઠે ચમકતી નવલકથા દ્વારા કર્યું છે.

*

સંદીપ સાથે સરખાવી શકાય એવી કોઈ વિશિષ્ટ વ્યક્તિ તે વખતના જાહેર જીવનમાં હતી એમ આપણે જાણતા નથી. તે વખતનો કોઈ પણ આગેવાન સંદીપ-ની ઢબે બોલતો કે વિચાર કરતો હતો એમ પણ બતાવી ન શકાય. અને છતાં રાષ્ટ્રીયતા જ્યારે જર્મન લેખક ટ્રિટ્સ્કેના સ્ટેટ(રાજ)ની પેઠે પોતાને જ સર્વોચ્ચ ધ્યેય બનાવી મૂકે, राष्ट्रात्परतरं न हि એમ કહેવા લાગે, ત્યારે અમુક અમુક વ્યક્તિઓને જરૂર એમ થઈ જવાનું કે પોતાની ઈચ્છાઓ અને વાસનાઓ એ પણ રાષ્ટ્રકલ્યાણનું જ એક અંગ છે. The state is above God and religion એવી માન્યતા અને I am the state એ લાગણી એકબીજા સાથે ભળ્યા વિના રહે નહીં. દુનિયાભરના અસંખ્ય આગેવાનો આ બંને વૃત્તિના ભોગ થયેલા આપણે જોઈ શકીએ છીએ. સંદીપ એ કેવળ બંગાળની તે વખતની ઉન્મત્ત રાષ્ટ્રીયતાનો પ્રતિનિધિ નથી, પણ દુનિયાભરમાં દેખાતા અસંખ્ય સંદીપોનો એ પ્રતિનિધિ છે.

માણસમાં જ્યારે આત્મવંચના ઘૂસી જાય છે—અને એવા પ્રસંગો ડગલે ને પગલે આવે જ છે—ત્યારે પોતાની ક્ષુદ્ર વાસનાઓ, લાગણીઓ, ઈર્ષ્યાઓ અને ચીડોને પણ એ મોટું ગૌરવભર્યું રૂપ આપી દે છે. સંદીપ અને વિમલા બંને પ્રથમથી એ જ્વરથી પીડાયેલાં છે. અમૂલ્યમાં એ રોગ પેઠો નથી અને છતાં એ રોગની બધી ભાવનાઓ એને પણ ઘેરી રહી છે. બિચારો નિખિલ નીરોગી છે, એ જ એનો ગુનો. નિખિલની માતા અને એનું આખું કુટુંબ એ તો પલટાતા જમાનાનું વાતાવરણ છે. એ ધરતી વગર નિખિલ, વિમલા અને સંદીપનાં ચિત્રો ઉઠાવદાર ન દેખાય. એ વાતાવરણ વિમલાનું ચિત્ર બહાર આણવા માટે જેટલું જરૂરનું છે એથીયે નિખિલને બધી બાજુએથી વ્યક્ત કરવા માટે અધિક જરૂરનું છે.

રવિબાબુએ નિખિલને પણ આદર્શ પુરુષ તરીકે નથી ચીતર્યો એ કવિની ઉચ્ચ કલા સૂચવે છે. આપણાં આદર્શ ચિત્રો ઘણી વાર માનવી મટી જાય છે; અનુકરણમૂર્તિ મટીને પૂજામૂર્તિ બની જાય છે. એ સંકટમાંથી નિખિલને બચાવી રવિબાબુએ મોટી સામાજિક સેવા કરી છે. નિખિલનું સ્વભાવચિત્રણ નજર આગળ ખીલતાં મને તો કેટલીયે વાર 'અંકલ ટૉમ્સ કૅબિન'માં આવેલા સેન્ટ કલૅરનું સ્મરણ થાય છે. સેન્ટ કલૅરને ન્યાય આપવો છે, ભલું કરવું છે, પણ એ મોટા ઘરની સમૃદ્ધિમાં ઊછરેલો. એને કશી ઉતાવળ નથી. 'થશે', 'કરીશું', એમ કરતાં કેટલુંયે કામ એ બગડવા દે છે. સુધારકમાં જે વેગ અને ધગશ જોઈએ છે, તે એનામાં મોટે ભાગે સૂતેલાં જ હોય છે. અને તેજ વૃત્તિઓ હંમેશાં વાપરવાની ટેવ નહીં એટલે જ્યારે કટોકટીની ઘડી આવી જાય છે, ત્યારે એ જે વીરકર્મ કરવા ઉદ્યત થાય છે, તેમાંથી જોઈતું ફળ નીપજતું નથી, પણ એ પોતાનું જ બલિદાન આપી છૂટે છે. નિખિલનું પણ એવું જ કંઈક થઈ જાય છે.

કેટલીક ઉચ્ચ સાહિત્યકૃતિઓમાં નાયક-નાયિકા, ઉપનાયક-ઉપનાયિકા વગેરે પાત્રો ઉપરાંત એક પાત્ર મંગળમૂર્તિ તરીકે હોય છે. મહાભારતમાં અર્જુન, ભીમ, ધર્મ, દુર્યોધન, દુ:શાસન, દ્રૌપદી આદિ પાત્રોને નાયક-નાયિકાનું સ્થાન આપી શકાય. શ્રીકૃષ્ણ, વ્યાસ, ભીષ્મ, વિદુર, કુંતી એ બધી મંગળમૂર્તિઓ છે. કૃષ્ણ અને ભીષ્મ પુરુષાર્થવીર છે, એટલે દરજ્જે એઓ તટસ્થ મંગળમૂર્તિ ખરા જ. વિક્ટર હ્યુગોના 'લા મિઝરેબલ'માંનો બિશપ ઑવ ડી—મંગળમૂર્તિ છે. વાર્તાની શરૂઆતમાં જ એ જરાક આવીને જાણે આથમી જાય છે. મુખ્ય કથાનાયક અનેક ઉત્કટ રસોની મૂર્તિ છે, નવલકથા પણ કંઈ નાનીસૂની નથી, છતાં એ બિશપની છાયા આખા કથાનક ઉપર પડેલી દેખાય છે. મંગળમૂર્તિઓના એવા અનેક દાખલાઓ આપી શકાય. 'ઘરે-બાહિરે'માં નિખિલનો ગૃહશિક્ષક ચંદ્રનાથ બાબુ એ એવી મંગળમૂર્તિ છે. એને કેવળ છાયા કે વાતાવરણ રૂપ જ રહેવાનું પસંદ પડે છે. પણ નિખિલના ચારિત્ર્યસંગીતનો એ તંબૂરો છે. એના પોતાના જીવનમાં ક્યાંય આરોહ-અવરોહ દેખાતા નથી. પોતાની સ્થિતિથી એને પૂરતો સંતોષ છે. નિખિલના કૌટુંબિક જીવનમાં જે અનેક પલટાઓ થાય છે, તે બધા 'અવિચળ-મંગળ-નત-

નયને અનિમેષે' એ જોયા કરે છે. કોક વાર શંકા જાય છે, કે પુરુષાર્થ કરતાં નિરીક્ષણ-પરીક્ષણ કરતા રહેવાની ચંદ્રનાથના સ્વભાવની અસર તો નિખિલ ઉપર પડી નથી? અને તેથી જ નિખિલના સ્વભાવમાં રહેલી દીર્ઘસૂત્રતા દૂર નહીં થઈ હોય.

*

સત્ય કરતાં અર્ધસત્યમાં જુસ્સો વધારે હોય છે. જે પૂર્ણ હોય છે, જે શુભ હોય છે, જે સત્ય હોય છે, તે શાંત સુંદર અને સ્વસ્થ હોય છે. પોતાની શક્તિનું પૂર્ણ ભાન હોવાથી એક પ્રકારની ધીરજ પણ એનામાં હોય છે, તેથી એ આક્રમણ નથી કરતું, એનામાં વિજય મેળવવાનો, પોતાનું રાજ્ય જમાવવાનો અભળખો નથી હોતો. સ્ત્રીનું મુગ્ધ હૃદય આ વાત સમજી ન શકે ત્યાં સુધી અર્ધસત્યના સ્વાર્થી પ્રેમના અને કપટના છૂપા નાટકના ધસારા આગળ એ તણાઈ જાય છે. સંદીપ એ બરાબર જાણે છે અને એનો પૂરેપૂરો લાભ લે છે. ઠાકુરના જ 'રાજા' (ધિ કિંગ ઑવ્ ધિ ડાર્ક ચેમ્બર) નાટકમાંની રાણી રાજાને ચાહે છે, પણ એનું સ્વરૂપ જોઈ શકતી નથી, ઓળખી શકતી નથી કેમ કે એ સાચો રાજા છે. અને તેથી એ ચંદ્રિકોત્સવમાં નજરે પડેલા નકલી રાજા(inposter king)ને વશ થઈ જાય છે. આકર્ષણ એ જુદી વસ્તુ છે અને સમાધાન એ જુદી વસ્તુ છે. નિખિલનો પ્રેમ જેટલો ઊંડો છે તેટલી જ એની સ્વાતંત્ર્યનિષ્ઠા પણ અનન્ય છે. શું કવિ સૂચિત કરવા માગે છે કે આટલી સ્વાતંત્ર્યનિષ્ઠા વગર અને પ્રેમની ધીરજ વગર સ્ત્રીજાતિનો ઉદ્ધાર થવો અશક્ય છે? નિખિલને વિમલાનો પ્રેમ સંપૂર્ણપણે મળ્યો હતો પણ એ ઘરની દીવાલોની અંદર જ. એને 'બાહિરે' આણી બધાં જોખમમાંથી એને પસાર કરાવી જ્યારે એને એ ફરી પ્રાપ્ત કરે છે ત્યારે જ એ પ્રેમજીવન સત્ય બને છે. શાકુંતલના દુષ્યન્તે અનુભવ્યું કે મફત મળેલું સહેજે ખોવાઈ જાય છે, તપઃપૂત હૃદયે મેળવેલું જ ખરી કમાણી હોઈ સ્થાયી થઈ જાય છે. પુરુષોની કસોટી કરવી એના કરતાં આમ સ્ત્રીને આકરી કસોટીમાંથી પસાર કરાવવી એ કલાની દૃષ્ટિએ અઘરું કામ છે. પણ ઠાકુરને એ કલા પૂરેપૂરી હાથ આવી છે. 'ચોખેર બાલી'માં પણ એણે એ અજમાવી છે અને અહીં પણ ખીલવી છે — અહીં વિશેષ સફળ રીતે.

કૌટુંબિક તેમ જ સામાજિક જીવનનો આટલો સમર્થ ચિતાર બહુ ઓછા સાહિત્યગ્રંથોમાં જોવાને મળે છે. કવિએ પોતાની કૃતિને 'ઘરે-બાહિરે' એ નામ પણ અન્વર્થક આપ્યું છે.

*

પોતાના તરફથી આખી વાર્તા સળંગસૂત્ર કહેવાને બદલે કથાનાં મુખ્ય પાત્રોને મોઢેથી પોતપોતાની વાત વીતક અને વિચારવમળ મૂકીને ગ્રંથકારે અસાધારણ કલાવિધાન સાધ્યું છે. સરકસમાં જેમ દોડતા ઘોડામાંના એક ઘોડા ઉપરથી બીજા ઘોડા ઉપર કુશળ સવાર ઝટ કૂદી શકે છે અને ઘોડદોડને જરાય રોક્યા વગર

વિવિધ આનંદ મેળવે છે અને આપે છે, તે જ રીતે કવિએ અહીં સાધ્યું છે. 'પ્રેમનો દંભ' એ નવલકથામાં ટૉલ્સ્ટૉયે દેશવટો ભોગવનાર પ્રેમી ગુનેગારને મોઢે જેમ પોતાની વાત રેલવેને વેગે કહી સંભળાવવાની કળા યોજી છે, તે જ રીતે પણ તેથીયે વિશેષ કળા વાપરી ઠાકુરે પોતાની નાટ્યકુશળતા અહીં વ્યક્ત કરી છે. આમ કરવાથી જ નિખિલ અને સંદીપ વચ્ચેનો ફેર પોતા તરફથી એક શબ્દ પણ ખરચ્યા વગર એ બતાવી શકયા છે, અને નિખિલ અને સંદીપ વચ્ચે વિમલા કેમ ઝોલાં ખાય છે એ પણ આ રીતે જ ઉત્તમમાં ઉત્તમ યુક્તિથી બતાવી શકાયું છે.

અને છતાંયે આમાં ખાસ કળા છે એમ પણ કેમ કહેવાય ? માણસજાતનો સ્વભાવ જ નવરાશના વખતમાં પોતાની સાથે 'સ્વગત' બોલવાનો અને પોતાનો એકરાર વિચારબદ્ધ અને ભાષાબદ્ધ કરવાનો હોય છે. આધુનિક મનુષ્યનો એ સ્વભાવ જ થઈ ગયો છે. દૈનિક વાસરી લખવામાં એ જ સ્વભાવ ખીલવાય છે. આ ખૂબી પારખી કળાના કામમાં એનો ઉપયોગ કરવો એમાં જ લેખકનું માહાત્મ્ય છે.

*

સંભવ છે કે ઠાકુરની બધી નવલકૃતિઓમાં આ ચડી જાય. કાવ્યનાં મોતી તો આ નવલકથામાં એમણે છૂટે હાથે વેર્યાં જ છે. મનુષ્યસ્વભાવના પરીક્ષણના નાનામોટા અરીસા જ્યાંત્યાં ઝગમગે છે, અને છતાં સંસ્કારપૂર્ણ સાદાઈ ઉપર આક્રમણ થયાનો ક્યાંય અનુભવ થતો નથી. અખંડ વહેતો રસપ્રવાહ અને આર્યકળાને છાજે એવો સંયમ શરૂથી આખર સુધી બરાબર દેખાઈ આવે છે. પોતાના જ જમાનાના વાતાવરણમાંથી આટલી કલાપૂર્ણ કૃતિ નિપજાવવી એ તો લોકોત્તર કવિનું જ કામ છે. જે હિલચાલમાં પોતે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો, જેની સાથેના મતભેદને લીધે પોતાને વિવૃત્તિ સેવવી પડી, એ હિલચાલના વાતાવરણની તટસ્થ રીતે સમીક્ષા કરી સમર્થ અને નિર્દોષ કલાકૃતિ ઉપજાવવી એ કંઈ સહેલી વસ્તુ નથી.

કલાનો મારો આદર્શ એ છે કે, એમાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય એ બંને પરસ્પર વિરોધી લાગતી ઉત્કટ વૃત્તિઓનું સંપૂર્ણ મિલન થવું જોઈએ. અનાસક્ત કર્મયોગમાં જે આદર્શ અભિપ્રેત છે, તે જ ઉચ્ચ કલામાં પણ છે. તાદાત્મ્ય અને તાટસ્થ્યના કીમિયાથી જ જીવન અને કલા બંને સર્વોચ્ચ કોટિએ પહોંચી શકે છે. આ જ એક સર્વોચ્ચ રસસિદ્ધિ છે. એવી રસસિદ્ધિ જે કવિએ કરી બતાવી એને વૈરાગી રાજા ભર્તૃહરિની વાણીમાં આપણે નમન કરીએ :

जयंति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ।।

મે, ૧૯૩૫

('ઘરે-બાહિરે'ની પ્રસ્તાવના — અનુવાદક : શ્રી નગીનદાસ પારેખ)

# ૭. નટીર પૂજા

રવિબાબુએ બૌદ્ધ સાહિત્યમાંથી અનેક કાવ્યમય પ્રસંગો શોધી કાઢી તેમને પોતાની વાણીથી અમર કર્યા છે. મહારાષ્ટ્રના ઈતિહાસને અને રજપૂતોની વીરગાથાઓને પણ એમની પ્રતિભાનો લાભ આ રીતે મળેલો છે. દરેક પ્રસંગનું આંતરિક રહસ્ય ઓળખી તે તે પ્રસંગને તેનું ખરું ગૌરવ અર્પણ કરવું એ રવિબાબુનું વિશેષ કાર્ય છે.

રાજા અજાતશત્રુએ, બૌદ્ધ સંપ્રદાય પર ગુસ્સે થઈ સ્તૂપપૂજાની મનાઈ કરી; તે વખતે રાજાના મહેલની જ શ્રીમતી નામની દાસીએ સ્તૂપપૂજા કરીને પ્રાણદંડ સ્વીકાર્યો અને પોતાની બુદ્ધભક્તિ સિદ્ધ કરી. આ પ્રસંગ લઈને રવિબાબુએ 'પૂજારિણી' નામની એક કવિતા રચી. 'કથા ઓ કાહિની'માંની બીજી કવિતાઓ પ્રમાણે આ કવિતા પણ ઉદ્‌બોધક અને સરળ શૈલીની છે. કવિતા શાની! ગણ્યાગાંઠ્યા શબ્દોમાં એમણે ચાર ચિત્રો ઊભાં કર્યાં અને રાજાના જુલમને કારણે એક દીપજ્યોતિ કેવી રીતે હોલવવામાં આવી – આરસની ધોળી જમીન પર લાલ રેખા કેવી રીતે દોરાઈ ગઈ એટલું જ બતાવ્યું છે.

વેલ્લોર જેલમાં હતો ત્યારે આ કવિતા ઉપર મેં લખ્યું છે અને તેમાં ગ્રીક કવિ સોફોકલીસના 'ઍન્ટિગોની' નામના સુંદર નાટકનું સ્મરણ પણ કર્યું છે. પણ 'પૂજારિણી' એ કવિતા લખી રવિબાબુને સંતોષ ન થયો. આ પ્રસંગનું નાટ્યતત્ત્વ ઓળખી એમણે 'નટીર પૂજા' નામનું નાનકડું નાટક લખ્યું. આ નાટકમાં ઘણાંખરાં સ્ત્રીપાત્રો જ છે તે ઉપરથી લાગે છે કે કદાચ કોઈ કન્યાઓની સંસ્થા માટે એમણે એ લખી આપ્યું હોય.

ભિક્ષુ ઉપાલી અને ભિક્ષુણી ઉત્પલવર્ણાના સહવાસમાં થયેલો શ્રીમતીનો વિકાસ આ નાટકમાં ઉત્તમ રીતે સૂચિત થયો છે. અશોક, બિંબિસાર, અજાતશત્રુ વગેરે રાજાઓના રાજ્યકાળમાં અને દરબારમાં બુદ્ધ ધર્મની પ્રતિષ્ઠા કેવી રીતે ઓછીવત્તી થતી ગઈ અને પ્રાકૃતિક વૃત્તિના લોકો પર ધર્મની થતી અસર અને તેમાંથી જીવન પર પ્રકાશ-છાયાની બદલાતી છટાઓ પણ કવિએ બતાવી છે. 'વિસર્જન'-માંની રાણી અને 'નટીર પૂજા'માંની રાણી એક જ કોટિની હોવા છતાં સરખી યોગ્યતાવાળી નથી. 'વિસર્જન'માંની રાણી મનસ્વિની અને કાર્યાર્થિની છે, જ્યારે 'નટીર પૂજા'માંની લોકેશ્વરી રાણી ભોળી અને પીપળના પાંદડા જેવી ચંચળ અને દુર્બળ વૃત્તિની છે. આ નાટકની ખલનાયિકા તો રત્નાવળી જ છે. અંતે બલિદાન આગળ તે પણ નમ્ર બને છે. પણ એની નમ્રતા પણ, પોતાના અભિમાનને લીધે તે છૂપી રીતે જ વ્યક્ત કરે છે.

શ્રીમતીનો વધ કરનાર રક્ષિણી હૃદયથી તો શ્રીમતીની ભક્તિ કરે છે અને રાજાજ્ઞાને લીધે એનો વધ પણ કરે છે. આપણા દેશના લોકોનો સ્વભાવ એમના

આ આચરણમાં સ્પષ્ટ દેખાઈ આવે છે. આપણા સમાજમાં ધાર્મિકતા દૃઢમૂળ હોવા છતાં તેમાં ધર્મતેજ કેમ પ્રગટ થતું નથી એનું કારણ આ પ્રસંગમાં મળી આવે છે. શ્રીમતીનું ધર્મતેજ જોઈ રક્ષિણી અને રત્નાવલી એની પૂજા કરશે પણ એનું રક્ષણ અથવા એનું અનુકરણ કરવાનું એમનામાંથી એકેયને નહીં સૂઝે.

એક અંગ્રેજી લોકકથામાં એવી રાજકુમારીનો ઉલ્લેખ છે કે જે બોલવા માંડતાંવેંત એના મુખમાંથી રત્નો જ વેરાય. રવિબાબુ કાંઈ પણ લખે, એમના મુખમાંથી સુભાષિતોનાં અનર્ઘ્ય મુક્તાફળો ઝરવાનાં જ. 'નટીર પૂજા'માં પણ આવાં વિચારમૌક્તિકો આપણને મળે છે.

"સોનાની કિંમત અને પ્રકાશની કિંમત એક તે કેમ હોઈ શકે;"

"શસ્ત્રાસ્ત્રો, અગ્નિપ્રલય અને રક્તપાત દ્વારા જ જગતને શાંતિ મળવાની છે;"

"ઉચ્ચ આસનને નીચે ખેંચી ધૂળમાં મેળવી દેનારો આ બૌદ્ધ ધર્મ છે;"

"બુદ્ધ જેવા મહાત્માનું દર્શન એટલે જ પૂજન અને પૂજન એટલે આત્માર્પણ;"

"બહારથી જો આપણે સત્ય સહન ન કરી શકયા તો અંદરથી આપણે મિથ્યા સહન કર્યે જ છૂટકો;"

"પ્રકાશધૌત દેવમૂર્તિ;"

"શકિત શું હમેશાં કઠોર જ હોવી જોઈએ ? શક્તિનું કોમળ રૂપ ન જ હોઈ શકે ? (એનો જવાબ) "પ્રચંડ પહાડ શિલાઓથી જ બને છે; કોમળ કાદવમાંથી નહીં;"

"મોહપાશમાં ફસાઈને જો મિથ્યા વસ્તુનો સ્વીકાર કર્યો હોય તો માત્ર એ મિથ્યા વસ્તુ દૂર કરવાથી મોહ દૂર થતો નથી. મોહ દૂર કરવા માટે મિથ્યા વસ્તુનું અપમાન જ કરવું પડે છે;"

"બુદ્ધના જન્મને લીધે જ આપણા બધાનો જન્મ થયો છે (પુનર્જન્મ થયો છે) એટલે આજની બુદ્ધજયંતી આપણા સૌની જ જયંતી છે;"

"મૃત્યુના સિંહદ્વારમાંથી જ જીવનની જયયાત્રા નીકળતી હોય છે;"

"બંધનને બહારથી જેટલા પ્રહાર કરીએ તેટલું તે અંદર ઊતરી સંતાઈ રહે છે;"

"પ્રશ્ન-મંત્ર લેવાથી લોહીમાં થોડો જ ફેર પડવાનો હતો ? ઉત્તર-મંત્રથી થતું પરિવર્તન રક્તના પરિવર્તન કરતાં અનેકગણું શ્રેષ્ઠ છે. (મંત્રદીક્ષા આગળ રક્તનો પ્રભાવ પણ ફીકો પડે છે.)"

"લોકો મોઢેથી સ્તુતિ તો કરે છે દયાળુ દેવની પણ આજ્ઞા માને છે હિંસક દેવની;"

"બીકના ચાબખા વાગતાંવેંત માણસ ધાર્મિક મૂઢતા પાછળ સંતાવાનો પ્રયત્ન કરે છે;"

"આ સંકટમાંથી બચવું હોય તો તારે ઝેર ખાઈને મરવું જ જોઈએ. મરીને જ બચી શકાશે."

રવિબાબુનાં નાટકોમાં આ સામાન્ય કોટિનું નાટક ગણાય. 'વિસર્જન', 'અચલાયતન' 'ચિત્રાંગદા' વગેરે નાટકોની તોલે આ આવી ન શકે. છતાં આ કોઈ ઓછું રસિક

અથવા પ્રભાવશાળી નાટક નથી.

એટલું ખરું કે આ નાટક અભિનય વડે જ પોતાનો પ્રભાવ પૂર્ણ રીતે પાડી શકે છે, માત્ર વાંચીને એને વિશે અભિપ્રાય બાંધવો યોગ્ય નહીં થાય.

(કારાવાસની વાસરીમાંથી)

## ૮. માલંચ–રસગ્રહણ

દોર્જેલિંગ (જેને અંગ્રેજોએ દાર્જિલિંગ બનાવ્યું) જતાં રસ્તામાં એક દિવસ કરસિયાંગ ઊતર્યો હતો. ભારત આખામાં આ સ્થાન ઑર્કિડ ફૂલો માટે જાણીતું છે. ઑર્કિડ એક જ જાતનું ફૂલ નથી. જાત જાતના રંગો અને આકારોનાં પણ એક વિશિષ્ટ કોટીનાં ફૂલોને ઑર્કિડનું નામ આપ્યું છે. કેટલાંક ઑર્કિડ જમીનમાંથી ઊગે છે ખરાં, પણ સામાન્ય રીતે એ પરોપજીવી વાંદાનો Parasiteનો એક પ્રકાર છે. આ ફૂલોની રંગોળી વિવિધતાને કારણે અને એની નાજુકાઈને લીધે યુરોપિયન લોકો આ ફૂલો પર મરી ફીટે છે. કરસિયાંગમાં આ ફૂલો જ્યારે સર્વપ્રથમ જોયાં ત્યારે કલ્પના જ ન હતી કે આ જ ફૂલોના બાગને આધારે લખેલી શ્રી રવિબાબુની ઑર્કિડ જેટલી જ સુંદર, રંગિત અને નાજુક નવલકથા વાંચવા મળશે.

બંગાળી ભાષામાં માલંચ એટલે પુષ્પવાટિકા.

આદિત્ય નામનો એક બાહોશ યુવાન બંગાળી પોતાની માસીને ઘેર નાનાનો મોટો થયો. માસીના પતિને ફૂલબાગનો ઘણો શોખ. દૂર દૂરના દેશદેશાવરથી જાતજાતનાં ફૂલોના રોપ અને બિયાં મગાવી ફૂલઝાડોની માવજત કરવાની એમને ખાસ હથોટી હતી. બગીચો એટલે જાણે એમનો પ્રાણ. એમનો દીકરો રંગૂન રહી બૅરિસ્ટરી કરતો. પિતાને એની નહોતી કશી ચિંતા અને નહોતી વિશેષ આશા. એટલે એણે પોતાની ભત્રીજી સરલા અને ભાણેજ આદિત્યને પોતાને ત્યાં ઉછેરી બાગ-કામમાં નિષ્ણાત બનાવ્યાં. આદિત્ય તથા સરલા ભાઈબહેનની જેમ અથવા તો ભાઈભાઈની જેમ સાથે રહેતાં. કાકાની આશા એ કે પોતાની પાછળ સરલા પોતાનો બાગ સાચવશે ને ચલાવશે. સરલાએ બાગ સાથે જ જાણે લગ્ન કર્યાં હતાં. એના મનમાં લગ્નની કલ્પના પણ આવવી શક્ય ન હતી.

ઉત્તમ ફૂલોનો ઉછેર કરનાર માણસને પૈસાની લેણદેણ કરતાં ઠીક આવડે જ એવું થોડું જ છે! તેમાંયે માણસનો સ્વભાવ જો વિશ્વાસુ અને પરોપકારી હોય તો પછી પૂછવું જ શું? સરલાના કાકા ગુજરી ગયા અને લેણદારોએ લેણું પાછું આપવાનો ઈન્કાર કર્યો. એથી ઊલટું દેણદારોએ દેવા પેટે બગીચો જપ્ત કરી લીધો, તેથી સરલા અનાથ બની આદિત્યને ઘેર આવીને રહી. આદિત્યને એનો પોતાનો બગીચો શણગારવા માટે એના માસાએ બધી રીતે મદદ કરી હતી. એમના આફતકાળે માત્ર આદિત્યે જ જોકે માસા પાસેથી લીધેલું કરજ પાછું આપી દીધેલું છતાં તે બધી રીતે માસાનો ઋણી તો હતો જ.

પછી આદિત્યે લગ્ન કર્યું અને પત્ની નીરજાને એણે ઇન્દ્રાણીનું સુખ આપ્યું. બાગમાંથી ઘણો નફો થવા લાગ્યો. આદિત્યે સુંદર ઘર બાંધ્યું. પતિનું આખું મન જ્યારે પુષ્પ-ઉછેરમાં છે ત્યારે પતિનો પ્રેમ મેળવવા માટે પણ પુષ્પ-સંવર્ધન-કળામાં પાવરધા થવું જ જોઈએ એ સમજી લઈને સૌન્દર્યરાશિ નીરજાએ તન-મન પ્રાણ વડે બાગની સેવા આદરી. આમ દાંપત્ય-સુખ વધારવામાં બંનેને માટે પુષ્પવાટિકા એક સમર્થ સાધન જ થઈ પડી. દસ વરસ સુધી આમ નંદન વન-વિહાર કર્યા છતાં નીરજાને પુત્રપ્રાપ્તિ થઈ નહીં. તેથી નિરાશ થઈને દત્તક લેવાનો તે વિચાર કરતી હતી એટલામાં એને ગર્ભ રહ્યો, પણ બાળક જન્મે તે પહેલાં જ વૈદકીય મદદ લેવી પડી અને મૃત બાળક મા પાસે માત્ર એક અસાધ્ય રોગ જ મૂકી ગયું. હવે નીરજા બાગમાં ફરી શકતી નથી. પતિ સાથે બગીચામાં કામ કરી તેનો અખંડ સહવાસ મેળવી શકતી નથી. અપ્સરાનું રૂપ-લાવણ્ય, રસિક અને પ્રેમાળ પતિ, કદર કરનાર સ્નેહી મંડળ, વધતી આવક – આ બધા સ્વર્ગીય ઉપભોગો ધીમે ધીમે ફીકા પડવા લાગ્યા. પોતાના સૌન્દર્યને, યૌવનને, પ્રેમને અને સેવાને જોરે પોતાનો કરેલો પતિ પૂર્ણપણે પોતાનો જ છે એ વિશે એના મનમાં કદી જરાસરખી શંકા ઊઠી નહોતી. પણ હવે પથારીવશ થયા પછી એનો આત્મ-વિશ્વાસ શરીરબળ સાથે જ ધીમે ધીમે ક્ષીણ થવા લાગ્યો.

અહીંથી આ નવલિકાનો પ્રારંભ થાય છે.

નીરજા બરાબર સમજે છે કે આત્મવિશ્વાસ ઓછો થયો તે સાથે મનની ઉદારતા પણ ઓછી થાય છે. એની એને શરમ પણ લાગે છે. પણ ગમે તેટલો પ્રયત્ન કર્યા છતાં મનમાં ઘર કરી બેઠેલી કૃપણતાને અને સંશયને એ દૂર કરી શકતી નથી.

આવકનો આધાર જ માલંચ પર હોવાથી બાગ તરફ ધ્યાન આપવા માટે આદિત્યે સરલાની વધારે ને વધારે મદદ લેવા માંડી. સવાર, બપોર અને સાંજ આદિત્ય અને સરલા બાગમાં એકત્ર કામ કરવા લાગ્યાં. અને એ બધું જોઈ નીરજા મત્સર-અગ્નિમાં બળવા લાગી. એણે સરલાને ઉતારી પાડવાનું શરૂ કર્યું. નોકરોને એની વિરુદ્ધ ચડાવ્યા. સરલાને એનો ખ્યાલ આવ્યો અને એણે અલગ થવાનું નક્કી કર્યું. પતિએ પહેલાં તો નીરજાનો મત્સર ઓળખ્યો નહીં, પણ જ્યારે એ ઓળખ્યો ત્યારે એને ઘણો જ આઘાત થયો. નીરજા સાથે એણે દસ વરસથી ગૃહસ્થાશ્રમ માંડ્યો અને માણ્યો હતો. પણ સરલા સાથેનું એનું નિષ્પાપ સહ-જીવન ત્રેવીસ વર્ષનું હતું. બંને વચ્ચે અતિ ઉત્કટ નિર્વિકારી પ્રેમ હતો. પત્નીને નિઃશંક કરવી હોય તો સરલાને દૂર કરવી જ પડશે એ સ્પષ્ટ થતાં એનું હૃદય વિદીર્ણ થયું. તેના અને તેના કાકાના ઉપકારો સ્મરીને એને માટે એક નવો બગીચો તૈયાર કરી આપવાનું આદિત્યે નક્કી કર્યું. પણ આ રીતે સરલાને દૂર કરવી એ પોતાના હૃદયને જ મારી નાખવા જેવું છે એની એકાએક એને પ્રતીતિ થઈ. નીરજાની બીમારીને લીધે એનો સહવાસ ઘટતો જતો હતો અને સરલાનો સહવાસ

વધતો હતો. બન્ને વચ્ચેનો પ્રેમ જેટલો નિર્વિકારી તેટલો જ ઉત્કટ હતો. નીરજાના મત્સરનો તણખો પડતાંવેંત આપણે સ્ત્રીપુરુષ છીએ એનું ભાન બન્નેમાં ઉત્પન્ન થયું અને તે એટલું સ્વાભાવિક હતું કે એને એના ખરા રૂપમાં ન ઓળખવું એ જ વિચિત્ર લાગવા માંડયું! આની સાથે, નીરજાનો રોગ અસાધ્ય છે એ ડૉકટરના અભિપ્રાયની ખબર નીરજાને પોતાને પણ પડી ગઈ.

રમેન નામનો આદિત્યનો એક પિત્રાઈ ભાઈ હતો. નિઃસંકોચ સ્વભાવનો, છૂટા મનનો, સ્વચ્છંદી અને લહેરી. તેની સાથે સરલાનું લગ્ન કરી દઈને પોતાના માર્ગનો કાંટો દૂર કરી દેવો એવો પણ વિચાર નીરજાના મનમાં આવ્યો. પણ રમેન કાંઈ તે તરફ દોરાય એવો પ્રાણી નહોતો.

આ નવલકથામાં રમેન મંગળમૂર્તિ છે. એણે પરિસ્થિતિને બરાબર પારખી. નીરજાનો એના પર પૂરો વિશ્વાસ હતો. તેથી તેણે નીરજાને સમજાવવાનો નાજુકાઈથી પ્રયત્ન કરી જોયો – "તારે તો જવાનું જ છે તો પછી જે હાથમાંથી છૂટવાનું જ છે તેનું, મોટું મન કરી દાન કરી દઈ પોતાની પાછળ સુગંધ ફેલાવવાનું કામ તું કાં ન કરે? મરણને શાપરૂપ બનાવવું અથવા પવિત્ર આશીર્વાદરૂપ કરવું એ આપણા હાથની વાત છે. તેથી ઉદારતાપૂર્વક બધું આપી દે, પ્રસન્ન મને સરલાને આશીર્વાદ આપ. એમાં જ તારી ખરી પતિભક્તિ સિદ્ધ થશે. અને તું પણ પ્રસન્નતાપૂર્વક વિદાય લઈ શકીશ." આ ઉપદેશ નીરજાને તરત માટે તો ગળે ઊતર્યો. પણ સંકુચિત બની ગયેલા મનને તે પચ્યો નહીં. મર્યા પછી પણ ભૂત થઈ આ બગીચામાં જ રહેવું અને ફૂલો દ્વારા, તળાવના પાણી દ્વારા તથા બાગમાં વાનારા સુગંધી પવન દ્વારા પતિની સેવા કરવી અને પતિને પોતાનો જ કરી રાખવો એવા વિચારો એને આવવા લાગ્યા. આની સામે એક વાર તો એણે શુદ્ધ બુદ્ધિથી સર્વસ્વ આપી દેવાનું નાટક પણ કર્યું, પણ તે તેને સદ્યું નહીં.

વિકટ પરિસ્થિતિમાંથી રસ્તો કાઢવા સારું, સરલા સ્વદેશી ચળવળમાં ભાગ લઈ જેલમાં ગઈ; પણ ત્યાં જેલમાં જગા ન હોવાથી સરકારે ઘણા કેદીઓને છોડી મૂકયા તેમાં સરલા પણ છૂટી આવી! અહીં નીરજાને પશ્ચાત્તાપ થયો અને સરલા જેલ જઈ પોતાથી ચડી એનું પણ ખરાબ લાગવાથી એણે સરલાને આશીર્વાદ આપવા માટે પોતાની પાસે બોલાવી. સરલા આંખ આગળ ન હોય ત્યારે નીરજાના મનમાં ઉદાર વિચારો આવે. પણ એને જોતાં જ મત્સર ઊભરાઈ આવે અને પતિ પર પોતાનું જ સ્વામિત્વ રહે એ આગ્રહ ઊથલો મારે. તેવું જ આ વખતે પણ થયું. સરલા સામે આવતાંવેંત પથારીવશ નીરજા આવેશથી એકદમ ઊભી થઈ ગઈ અને મોટેથી બરાડી ઊઠી: "રાક્ષસી, તને હું આપી શકતી નથી. જીવ લઈને નાસી જા અહીંથી, નહીં તો તને મારી નાખ્યા વગર હું રહેવાની નથી."

મત્સરનો અગ્નિ ભડકી ઊઠયો અને ત્યાં ને ત્યાં જ એણે નીરજાને ભરખી નાખી.

*

આ વાર્તામાં નીરજા વારંવાર કહે છે કે, "મારું શરીર બગડયું તેને લીધે મારું મન પણ બગડી ગયું છે." એના કહેવામાં ઘણું તથ્ય છે. તેથી જ તો શરીર નીરોગી અને હૃષ્ટપુષ્ટ હોય ત્યારે મનને કેળવીને મજબૂત કરવું જરૂરી હોય છે. શરીર સદા નીરોગી રહેશે જ એની ખાતરી શી? શરીર સારું હોય ત્યાં સુધી જ મન સ્થિર રહે છે એ સામાન્યપણે ખરું હોવા છતાં મનને જો વખતસર કેળવ્યું હોય તો પછી મન પર શરીરની અસર થતી નથી. રામકૃષ્ણ પરમહંસે આપેલી એક સુંદર ઉપમા અહીં યાદ આવે છે.

કાચું નારિયેળ ફોડીએ તો ઉપરની કાચલી સાથે અંદરના કોપરાની પણ બે વાટી થઈ જાય છે, કારણ કે કોપરું કાચલીને ચોંટેલું હોય છે. પણ જો એ જ નારિયેળ બરાબર પરિપક્વ થઈ સુકાઈ જાય તો અંદરના કોપરાનો ગોળો કાચલીથી છૂટો થઈ અંદર ને અંદર અલગ પડે છે. ગોવા તરફ આ સુકાયેલા કોપરાના ગોળાને ગુડગુડો કહે છે. આ નામ ખરેખર અર્થગંભીર છે. ગુડગુડો કાચલીથી છૂટો પડે એટલે કાચલી પર કરેલો પ્રહાર એને પહોંચતો નથી. કાચલીના બે કટકા થયા છતાં ગુડગુડાનો ગોળો અખંડ રહે છે. તે જ રીતે જો યોગ્ય સાધના કરી મનને એક વાર બરાબર કેળવ્યું હોય તો પછી બાહ્ય પરિસ્થિતિની એના પર ઝાઝી અસર થતી નથી.

પણ શિક્ષણ દ્વારા, વાચન દ્વારા, મનન-ચિંતન દ્વારા અથવા સત્પુરુષના સહવાસ દ્વારા જો ચારિત્ર્ય યોગ્ય રીતે ખીલ્યું ન હોય અથવા જીવનના કઠોર અનુભવોથી આયુષ્યને દીક્ષા મળી પાણી ચઢયું ન હોય, તો બાહ્ય પરિસ્થિતિની અસર મન પર તરત જ થાય છે. શ્રીમંતોની દીકરીઓ, લાડમાં ઊછરેલી બાળાઓ અથવા માત્ર સૌન્દર્યને જોરે સમાજમાં કેન્દ્રસ્થાને પહોંચનારી છોકરીઓ (છોકરી જ શું — કોઈ પણ વ્યક્તિ) સાધનાની તક ન મળવાથી કાચી ને કાચી જ રહે છે. સંયોગો અનુકૂળ હોય ત્યાં સુધી એમનો સ્વભાવ પણ બધાને અનુકૂળ, મીઠો અને ઉદાર દેખાય છે. પણ આ બધું ભલાપણું સમૃદ્ધિને જ આભારી હોય છે.

સાગર ભર્યોભર્યો છે તેથી જ એ શોભે છે અને નાનાંમોટાં વહાણોને એના પર પ્રવાસ કરવાની સગવડ મળે છે. તે જ સાગર જો સુકાઈ જાય તો તેનું રૂપ કેવું ભયાનક થઈ જાય! સમુદ્રની જગાએ હિમાલયનાં શિખરોને અને કરાડોને પણ ફીકાં પાડે એવા પ્રચંડ પહાડો અને ખીણો જોઈને માણસની છાતી જ બેસી જાય. અને પછી તો એક ખંડથી બીજા ખંડ સુધી પગે પ્રવાસ કરવાનું કોઈને સૂઝે પણ નહીં. ચારિત્ર્ય કેળવેલું ન હોય ત્યારે સ્વભાવની ભલાઈ તો સમૃદ્ધિ અને સર્વ બાજુની અનુકૂળતાને આધારે જ ટકેલી હોય છે. આદિત્યને કઠોર જીવનનો કાંઈક અનુભવ હતો. પણ એના જીવનમાં સ્ત્રીઓ તો ફક્ત બે જ હતી. સરલા માટે એને નાનપણથી પ્રેમ હતો. પણ સરલાએ લગ્ન ન કરવામાં બતાવેલી નિષ્ઠાનું ખરું સ્વરૂપ એણે છેક છેલ્લે સુધી પૂરું ઓળખ્યું ન હતું. એને

વિશે આદિત્યના મનમાં જે ઉત્કટ પ્રેમ હતો તે પણ એના જીવનનું એક સ્વાભાવિક પણ અજ્ઞાત અંગ બની ગયું હતું. અને તેથી જ એને નીરજાને પરણતાં કાંઈ અનુચિત જેવું ન લાગ્યું.

નીરજા હતી સુંદર. દસ વરસ સુધી યૌવનનો ઉપભોગ લીધા-આપ્યા છતાં એની તાજગી ઓસરી ન હતી. નીરજા જેમ સુંદર હતી તેમ રસિકતાની અને સુખોપભોગની કદર કરનારી યુવતી હતી. તેથી આદિત્યને એનામાં બધી જાતની મોટાઈ દેખાઈ એમાં નવાઈ નથી. પોતે અનન્ય નિષ્ઠાથી પ્રેમ કરે છે એટલે પોતાની નિષ્ઠા વિશે શંકા ઊઠવી અશક્ય જ છે એમ માનીને એ ચાલ્યો. એની આ શ્રદ્ધા પર જ્યારે કઠોર આઘાત થયો ત્યારે તે નખશિખાંત હચમચી ગયો, બેબાકળો થઈ ગયો.

સુખમાં ઊછરેલા લોકો જીવનની યથાર્થ કલ્પના કરી શકતા નથી. આખી દુનિયા પોતાના વ્યક્તિત્વની જ આસપાસ ફરે છે એમ એમને લાગે છે. તે તેમ જ ફરવી જોઈએ એવી અપેક્ષા પણ જાગે છે. સાવ નજીવી વાતમાં પણ જો કાંઈ પણ મનપસંદ ન થાય તો પોતાનો દ્રોહ થયો, પોતાને અન્યાય થયો, જગતનું તંત્ર ક્યાંક બગડયું છે એમ જ એમને થઈ જાય છે. આ મનુષ્યસ્વભાવ વાર્તાની શરૂઆતમાં જ ડૉલી કૂતરીના મરણથી નીરજાને થયેલા સખેદ આશ્ચર્ય દ્વારા કવિએ બતાવી દીધો છે અને એમાં જ આખી નવલિકાનું મંડાણ કરી આપ્યું છે.

ઘણાખરા નવલકથા-લેખકો ભલે સ્પષ્ટ શબ્દોમાં ન હોય તોયે, 'ભોગે રોગ-ભયમ' એ સિદ્ધાંતનું સૂચન કરે જ છે (ઉદાહરણ તરીકે — અંગ્રેજીમાં જેન ઑસ્ટિનની 'ઈસ્ટ લિન' નવલકથા જોઈએ.) શહાજહાનની તાજબીબીનું પણ તેવું જ થયું હશે. અહીં એવું સ્પષ્ટ સૂચન નથી. એટલું જ નહીં પણ કવિએ તેવું સૂચન જાણી જોઈને ટાળ્યું છે. પહેલી સુવાવડને લીધે જ નીરજા માંદી પડી અને ક્ષીણ થવા લાગી. તેના પહેલાં તેનું યૌવન જરા સરખું ઓસર્યું ન હતું (આજેઓ સે યૌવન ફુરાલો ના). એને લાગતું હતું કે પતિ સર્વસ્વી પોતાનો છે એનું કારણ પોતાનું સૌન્દર્ય, યૌવન અને પ્રેમ. પતિની પ્રેમાળ એકનિષ્ઠા કેટલી ઊંડી હતી એની એને કલ્પનાયે ન હતી. કલ્પના હોય તોય તેની કિંમત તે આંકી શકી નહીં. તેનામાં સ્વાર્થ ન હોય તોયે એના સ્વભાવનો પ્રધાન સૂર તો અહં-પ્રેમ જ હતો. એણે પતિ પર ખૂબ પ્રેમ કર્યો હશે, પણ એના સ્વભાવમાં પ્રેમ આપવા કરતાં હક્કપૂર્વક પ્રેમ ઉઘરાવવાની જ વૃત્તિ અધિક હતી. એના જીવનમાં કેન્દ્રસ્થાને અહમ્ જ હતું. તેથી જ માંદી પડતાંવેંત, અને માંદગીને કારણે જીવન સંકોચ પામતાંવેંત, પોતાનું સ્થાન કાયમ છે કે નહીં એ ડગલે ને પગલે તપાસી જોવાની અશ્રદ્ધાળુ વૃત્તિ એનામાં જાગ્રત થઈ. પતિ પોતે આજે ફૂલ આપવા કેમ ન આવ્યા, બાગમાં કૉફી પીતાં પોતાને યાદ કરી એ એકલા જ કૉફી પીએ છે કે નહીં, પોતાના ઑર્કિડના બાગમાં એ સરલાને શા માટે લઈ જાય છે, વગેરે સવાલો એના મનમાં ઊઠે છે. તેમાંથી આત્મ-અવિશ્વાસ વધતો જાય છે. તેના જ પરિણામે પતિની નિષ્ઠા

વિષે શંકા જાગે છે અને છેવટે મન સડવા લાગીને મત્સર, ઈર્ષા, દ્વેષની મનમાં ભરતી ઊઠે છે. છેલ્લે છેલ્લે જ્યારે રમેનના ઉપદેશને લીધે એ સર્વસ્વ અર્પણ કરવા, પોતાનો અધિકાર છોડી દેવા તૈયાર થાય છે ત્યારે એને લાગે છે કે પોતે પતિ-પ્રેમને કારણે જ તેમ કરે છે. પણ ખરેખર તો પોતે ઉદાર દેખાય એટલી જ એના મનની ઇચ્છા હતી. સરલા જ્યારે જેલ ગઈ ત્યારે પણ એના મનમાં એટલું જ આવ્યું કે આ છોકરીએ પોતા પર સરસાઈ ભોગવી ખરી! અને છેવટે તો શરીર પડે તોયે એનો અહં-પ્રેમ પતિને અને બાગને ન છોડીને ભૂત બની ત્યાં કાયમ રહેવાનો વિચાર કરે છે.

સુખ અને લાડમાં ઊછરેલા લોકોને સહેજે અને અચૂક થનારો રોગ તે અહં-પ્રેમ. માણસને જ્યારે બધી તરફથી યશ મળવા લાગે છે અને સર્વત્ર તેના અધિકારનો સ્વીકાર થવા લાગે છે ત્યારે આ જ અહં-પ્રેમ મેગેલોમેનિયાનું રૂપ ધારણ કરે છે. 'હું કોઈ અસાધારણ માણસ છું, મારું માહાત્મ્ય ઓર જ છે, બધાએ મારા કહ્યામાં રહેવું જોઈએ', એવી 'અહંશ્રેયસી' વૃત્તિને અંગ્રેજીમાં મેગેલોમેનિયા કહે છે. (બિસ્માર્ક, કાયસર, હિટલર, નેપોલિયન એ બધા આ વૃત્તિના નમૂનારૂપ છે.) સુખ અને લાડમાં ઊછરવાથી બીજાને પ્રેમ આપવાનું સહેલું થવાને બદલે પોતા માટે જ વધારે લાગણી થાય છે. બીજા પાસેથી પ્રેમનો કરભાર મળવો જ જોઈએ એવી અપેક્ષા જાગે છે. તે મળતો હોય તોયે મનમાં તેની વધતી જતી ભસ્મ-રોગી ભૂખ અને સાશંક વૃત્તિ પોષાય છે. પછી મન શંકાખોર બને છે. એવું આળું મન આગળ જતાં આસપાસના લોકોને ડગલે ને પગલે અન્યાય કરે છે અને બધી જાતનું સુખ આપનારા કલ્પવૃક્ષને* પણ 'આ ભૂતાવળ તો નથી' એવી શંકાખોર નજરે જોઈ ત્યાં ખરેખર ભૂતાવળ પ્રગટાવે છે. આખરે આવી વૃત્તિનું પરિણામ કેવું આવે છે તેનું ભયાનક ચિત્ર આ નવલકથામાં જોવા મળે છે.

જગતમાં કલ્પવૃક્ષ હોય કે ન હોય માણસનું મન જ ઘણે ભાગે કલ્પવૃક્ષ જેવું છે.

પતિએ દસ વરસ સુધી પોતાનો પત્નીપ્રેમ અને પોતાની નિષ્ઠા સિદ્ધ કરવાની પરાકાષ્ઠા કરી હતી. પણ અહં-પ્રેમને તેનું શું? નીરજાને લાગવા માંડ્યું, "મારું આરોગ્ય ગયું, મારું યૌવન અને સૌન્દર્ય ક્ષીણ થયું. હવે પતિ મને ભૂલીને સરલાને જ અપનાવશે, એના પર જ એનો પ્રેમ બેસશે." એણે ઉપરાઉપરી શંકા કરવા માંડી. સ્વાભાવિક રીતે પ્રેમની કામધેનુ વસુકાવા લાગી; ચિંતામણિએ તેની

---

* આપણા પૌરાણિક સાહિત્યમાં કામધેનુ, ચિંતામણિ અને કલ્પવૃક્ષનો વારંવાર ઉલ્લેખ આવે છે. આ ત્રણેના પ્રસાદથી મનમાં આવેલી દરેક કામના તૃપ્ત થાય છે અને તેથી જ આ ત્રણમાંથી એકનો પણ કૃપાપ્રસાદ પ્રાપ્ત થતાં મનમાં યોગ્ય કામના જ આણવાની જવાબદારી આવી જાય છે. તેમ ન થાય તો પોતાનું મન જ પોતાનો નાશ કરે છે, કેટલીક જૂની વાર્તાઓમાં એ સ્પષ્ટ બતાવ્યું છે.

[પાદટીપ આગળને પાને ચાલુ –]

ચિંતા વધારી અને કલ્પવૃક્ષે તેની મત્સરપૂર્ણ કલ્પનાઓને ખરી કરી બતાવી અને એને જ ભૂત બનાવી.

શ્રીમંત લોકોને ઘેર નોકરોનું વર્ચસ્વ અસાધારણ હોય છે. કુટુંબ કુટુંબ વચ્ચે કલહ જગાડવાનું કામ પણ નોકરો સહેજે કરી શકે છે. હમેશાં પ્રતિષ્ઠાનું કવચ ધારણ કરીને ચાલવાનું હોવાથી શ્રીમંત લોકોને એકબીજાનો હાર્દિક સહવાસ બહુ ઓછો મળે છે. બરોબરીના લોકો સાથે છૂટથી વિચારવિનિમય થઈ શકતો નથી. તેથી, આશ્રિતોના, 'હાંજી હાં' કરનારાઓના અને નોકરચાકરના સહવાસથી જ સંતોષ માનવો પડે છે. નીરજાએ સરલાને ઉતારી પાડવાનું નક્કી કર્યું અને તે માટે એણે હલા માળીને ચઢાવવાનું શરૂ કર્યું. માળીએ જોઈ લીધું કે આજે તો કામ ન કરવાની, હુકમ તોડવાની અને અહીંથી ત્યાં વાત લઈ જવાની જ કિંમત છે. એણે એ સહેલો માર્ગ સ્વીકારી શેઠાણી પાસેથી જોઈતી વસ્તુઓ પડાવવાનું શરૂ કર્યું. રોશની હતી નીરજાની આયા — નિષ્ઠાવાન નોકર. એના મનમાં પણ સરલા માટે પ્રતિકૂળ ભાવ થઈ ગયો હતો પણ એ પરિસ્થિતિ બદલાઈ. નોકરના પ્રકરણમાં આદિત્યની કેવી કોચવણ થઈ હતી તે પણ કવિએ સુંદર રીતે બતાવ્યું છે.

અહં-પ્રેમી લોકોની ઈશ્વરભક્તિ કેવા પ્રકારની હોય છે એનો પણ ઉત્તમ નમૂનો નીરજાની પરમ-હંસ નિષ્ઠામાં દેખાઈ આવે છે. ઇહલોકવિમુખ, એવા અપ્રત્યક્ષ પરમહંસ કરતાં પરલોક વિશે ઉદાસીન પણ જીવનરહસ્ય સમજનારા રમેનનો જ ઉપયોગ કેવી રીતે અધિક થાય છે એ પણ કવિએ ઘણી જ નાજુક રીતે બતાવ્યું છે. પારલૌકિક ધર્મ કરતાં જીવન-ધર્મ જ કેમ અમુક પ્રસંગે વધારે ઉપયોગી થઈ પડે છે એની કલ્પના વાચકના મનમાં ઠસ્યા વગર રહેતી નથી.

સરલાનું ચિત્રણ જેટલું સ્વાભાવિક છે તેટલું જ ઉદાત્ત પણ છે. પુષ્પ-સંવર્ધનની કળામાં તે નિષ્ણાત છે એટલું જ નહીં પણ પૂર્ણ નિમગ્ન પણ છે. આદિત્ય અને સરલાનો પરસ્પર અનુરાગ નાનપણથી કેમ વધતો ગયો એની એને સ્પષ્ટ કલ્પના

---

પાછળના પૃષ્ઠ પરથી ચાલુ]

એક હરિદાસી (કીર્તનકારની) વાર્તા છે. એક માણસ પ્રવાસ કરીને થાકેલો, ઉનાળાના તાપે તપેલો, એક નાનકડા ઝાડની નામની છાયામાં જઈને બેઠો. એના મનમાં થયું, 'આ ઝાડ મોટું હોત તો કેટલું સારું થાત !' એ ઝાડ સામાન્ય નહીં પણ કલ્પવૃક્ષ જ હતું, જોતજોતામાં એ મોટું થઈ ગયું. ફરી પ્રવાસીના મનમાં આવ્યું, 'આ ઝાડની છાયા શીળી, ઘેરી અને વિસ્તીર્ણ હોત તો તાપની ઝાળ પણ શીતળ થઈ જાત.' તેવું પણ થઈ ગયું. માણસના મને આગળ ચલાવ્યું, 'અહીં એક ઝરણું હોવું જોઈતું હતું અને ઝાડ પર ફળો.' ઝરણું તો જમીનમાંથી ફૂટ્યું જ; પણ તે એક જ ઝાડ પર જાત જાતનાં રસાળ અને પરિપક્વ ફળો પણ બાઝી ગયાં. ખાઈ-પીને તૃપ્ત થયા પછી પ્રવાસીને ઊંઘ આવવા લાગી. તરત ચિત્તે છપ્પર પલંગ અને પગ દબાવનાર દાસીની કામના કરી. તે પણ બધું હાજર થયું. આ બધો પેલા કલ્પવૃક્ષનો જ કૃપાપ્રસાદ હતો. પણ પ્રવાસીના મનમાં શંકા ઊઠી : 'આ બધું ભૂતાવળ તો નહીં હોય અને આ દાસી કોઈ ડાકણ હોઈ મને ખાઈ તો નહીં નાખે ને?' કલ્પવૃક્ષને આ કલ્પના પણ ખરી કરી આપવી પડી અને આખો કારભાર ત્યાં જ પૂરો થયો!

છે. પણ તે ઉદાર મનની યુવતીએ આદિત્યના સંસારમાં કોઈ જાતની અડચણ ઊભી ન થવા દીધી. આદિત્યે લગ્ન કરી લીધું છતાં તે પોતે અવિવાહિત રહી. એને પોતાના પવિત્ર પ્રેમમાં દ્વૈત આવવા દેવું ન હતું અને આદિત્ય પર કોઈ જાતનો અધિકાર પણ જમાવવો ન હતો. નીરજા તરફથી થતાં અપમાનને સહન કરીને પણ એણે પોતાના મનમાં એને વિશે કશી કડવાશ આવવા ન દીધી. શક્ય હતું ત્યાં સુધી સેવા કરી. પોતાનું અસ્તિત્વ જ કઠવા લાગ્યું છે એ જોતાંવેંત જેલમાં જવાનો ઉપાય પણ એને જ સૂઝે તેવો હતો. બીજી કોઈ પણ રીતે આદિત્યને થનારા આઘાતને એ હળવો કરી શકે એમ ન હતું. આદિત્યનું મન વિકારી થયું કે તરત એને થવા લાગ્યું કે આપણે નીરજાનો દ્રોહ કરીએ છીએ. અને તેથી જ નીરજાની બાજુ ન્યાયની છે, આપણો જ ક્યાંક દોષ છે અને તે આપણે જ સુધારવો જોઈએ, એટલી સૂક્ષ્મ ધર્મબુદ્ધિ એનામાં હતી.

અને સાથે સાથે નીરજા આજે નહીં તો કાલે જવાની જ છે. એની પાછળ આદિત્યને બધી રીતે સંભાળવાની જવાબદારી પોતાની જ છે. એટલું સમજવા જેટલી વ્યવહારબુદ્ધિ પણ એની પાસે હતી. નીરજાનો દ્રોહ ન થાય અને પોતાના હૃદયની ખેંચાતાણી પણ ટાળી શકાય એવો એણે ઘણો પ્રયત્ન કર્યો. પણ આખરે જ્યારે એણે જોયું કે આદિત્ય માટે પરિસ્થિતિ અસહ્ય થઈ ગઈ છે, એ દુ:ખી અને નિરાશ થઈ જવાની તૈયારીમાં છે, ત્યારે તેણે હૃદયધર્મને ઓળખી શિષ્ટાચારનો સહેજસાજ દ્રોહ કરીને પણ આદિત્યની ભૂખ અણીને વખતે ભાંગી.

આદિત્યનું અને સરલાનું આ વર્તન આપણા, અથવા પશ્ચિમના આદર્શોને પણ, છોડીને જ હતું એ કબૂલ કરવું જ જોઈએ. પણ શિષ્ટાચારનો ભંગ કરવાના સ્વાભાવિક પ્રસંગો કેમ આવે છે તે બતાવી નિયમોને એટલા પૂરતા ઢીલા કરાવવાનો જ ધંધો તો કલાકારોનો છે!

છેલ્લાં પચાસ વરસમાં દુનિયાના બધા જ કલાકારોએ આ ધંધો તદ્દન એકનિષ્ઠાથી ચલાવ્યો છે. તેને લીધે સમાજની નીતિનિષ્ઠુરતા જેમ નરમ થઈ તેમ નીતિનિષ્ઠા પણ ઠીક ઠીક શિથિલ થઈ છે એ કબૂલ કરવું જ જોઈશે.

નીરજાએ સરલાનો કાંટો પોતાના માર્ગમાંથી કાઢી નાખવા માટે રમેન સાથે એનો વિવાહ કરવાનો જે પ્રયત્ન કર્યો તેમાં, સરલાને રમેનની સામે બેસાડી તેણીના સૌન્દર્યનું સવિસ્તર વર્ણન જે શરૂ કર્યું તે સરલાને તો શું કોઈને પણ સહન થઈ શકે એવું ન હતું. તોપણ સરલાએ બધું મૂંગે મોઢે સહન કર્યું. પોતાની સામે જ એક સ્ત્રીનું થતું આવું અપમાન રમેન સહન કરી શક્યો નહીં. પણ પથારીવશ નીરજાને ઠપકો દેવો પણ સહેલો ન હતો. ત્યારે એ મીઠાશથી કહે છે, 'ભાભી, સરલાબહેનનું તમે લિલામ કરવા બેઠાં છો કે શું?' આથી વધુ સમર્પક ટીકા તે વખતે કરવી શક્ય જ ન હતી.

સામાન્યપણે સ્ત્રીઓને લાગે છે કે પુરુષો આપણા રૂપ પર જ મુગ્ધ થાય છે. તેથી સ્ત્રીઓ પોતાના રૂપને શણગારી દેખાડવાના પ્રયત્ન કરે છે અને મત્સરગ્રસ્ત

થયા પછી બીજી સ્ત્રીઓનાં સૌંદર્યની પ્રસંગને અનુરૂપ નિંદા અને સ્તુતિ કરી પોતાની જાતને કેમ હલકી પાડે છે એનું માર્મિક વર્ણન આ નવલિકામાં કવિએ અનેક ઠેકાણે કર્યું છે. રમેન આગળ સરલાના રૂપની ભાટાઈ કરનારી નીરજા પોતાના પતિ આગળ એની ઘોડા જેવી ચાલની નિંદા કરવા તૈયાર થાય છે!

સામાન્ય રીતે વાર્તા અથવા પ્રણય-કથા નાયક-નાયિકાના નાનપણથી અથવા તારુણ્યકાળથી પ્રારંભ થાય છે. પ્રેમનો અંકુર અજાણતાં શી રીતે ફૂટયો, અકલ્પિત રીતે કેમ પાંગર્યો, પ્રેમના માર્ગમાં સંકટો કેવાં આવ્યાં અને આખરે તેમાંથી સુખ અથવા દુ:ખની નિષ્પત્તિ શી રીતે થઈ, આ બધું બતાવવામાં આવે છે. અપવાદ તરીકે ભવભૂતિના ઉત્તરરામચરિતમાં સીતાસ્વયંવર, રામરાજ્યવિયોગ, સીતાવનવાસ, અશોકવનવાસ વગેરે બધા પ્રસંગો અપ્રત્યક્ષપણે સૂચવી ગર્ભવતી સીતાના રામચંદ્ર સાથેના વિસ્રબ્ધ વાર્તાલાપથી અને પરિણીત તથા પરિણત પ્રેમથી વાર્તાનો પ્રારંભ થાય છે. એ નાટકમાં શંકાખોર પ્રજાની દુર્જનતાનું કુપરિણામ બતાવ્યું છે. રવિબાબુની આ નવલકથામાં સુખાસીન નીરજાના સુખોત્કર્ષની વિકૃતિમાંથી ઉદ્‌ભવતી મત્સરપ્રેરિત શંકાનું દુષ્પરિણામ બતાવ્યું છે. એ દૃષ્ટિએ આધુનિક સાહિત્યમાં આ નવલકથા અદ્વિતીય છે. કરુણરસનું સામર્થ્ય જ એ છે કે કૃતિનું પરિશીલન પૂરું થયા પછી પણ એના સૂરો અને આલાપોનું અનુરણન લાંબા વખત સુધી ટકે છે અને નવી નવી અસર ઉપજાવતું રહે છે. નવાં નવાં અણધાર્યાં પરિણામ લાવે છે.

('માલંચ'ના મરાઠી અનુવાદ સાથેના નિબંધનો અનુવાદ)

## ૯. દુઈ બોન

'દુઈ બોન' અથવા 'બે બહેનો' આ નવલિકા રવિબાબુની પરિપકવ પ્રતિભાની કૃતિ છે (૧૯૩૩). પ્રસ્તાવના, ઉપસંહાર અને બોધગર્ભ રહસ્ય-ઉદ્‌ઘાટન આ બધો વિસ્તાર નવલિકા માટે ન હોય. છતાં કોક કોક વાર કવિઓ પ્રાચીન પ્રણાલીને અનુસરીને પ્રારંભમાં જ ઉદ્દેશ વ્યક્ત કરે છે. અને જાણે એ પૂર્વરંગ ઉપર એકાદ આખ્યાન બાંધતા હોય તેવી રીતે નવલિકા વિસ્તારે છે. (उद्‌देशस्तु नाममात्रेण वस्तु-संकीर्तनम्) આ રીતે વાચકનું મન વિશિષ્ટ ચીલામાં તો ખેંચાય છે, છતાં વાર્તાનું રહસ્ય મૂળમાં જ કહેવાથી જે વિરસ થાય છે તે અહીં ટળી જાય છે. ટૉલ્સ્ટૉયે ક્રૂઝર સોનાટામાં રેલવેના સંભાષણને જ પ્રસ્તાવના કે ઉપક્રમ કરીને એ જ ઉદ્દેશ સાધ્યો છે. વર્ડ્ઝવર્થે 'We are Seven' એ કવિતામાં—

A Simple child,
That lightly draws its breath,
And feels its life in every limb,
What should it know of death?

– એ લીટીથી પ્રારંભ કરીને અંતિમ બોધ પ્રારંભમાં વાતાવરણના રૂપમાં જ સૂચવ્યો છે.

રવિબાબુએ આ નવલિકામાં સ્ત્રીઓની બે જાતિ કલ્પી છે: એક વર્ષા ઋતુ જેવી ગૃહિણી અને બીજી વસંત ઋતુ જેવી પ્રિયા. આ નવલિકાના નાયક શશિકાંતના જીવનમાં પ્રથમ વર્ષા આવે છે ને પાછળથી વસંત. તેથી આ વ્યુત્ક્રમને કારણે તે પોતાનો તોલ ખોઈ બેસે છે અને તેથી ત્રણેનું જીવન ઠીક ઠીક સમય માટે બેતાલ થઈ જાય છે. કોઈ પ્રતિભાવાન ગાયક જેમ આલાપોનો અકલ્પિત વિલાસ બતાવીને છેક છેડે તાલની સમ જાળવે છે, અને મંત્રમુગ્ધ શ્રોતાઓની તાળીઓ મેળવે છે તેવી જ રીતે અહીં પણ રવિબાબુએ પ્રેમસંબંધમાં જૂની બધી મર્યાદાઓ તોડવાની અણી ઉપર જઈને છેલ્લી ઘડીએ સંયમની પ્રાચીન મર્યાદા ત્રણે પાત્રના હૃદયમાં ઉગાડી છે. અને એ મર્યાદા કૃત્રિમતાથી ન આવેલી હોવાથી બધી રીતે સંતોષ આપે છે. સ્ત્રી ગૃહિણી હો યા પ્રિયા, એનું જીવનકાર્ય જુદું હોય છે અને પુરુષોનું જીવનકાર્ય જુદું હોય છે એ ભેદ આ નવલિકામાં બહુ જ સમર્થપણે અને સફળતાપૂર્વક બતાવ્યો છે.

ચોથું પાત્ર નીરદનું છે. કથામાં એની આવશ્યકતા છે. પણ તે ગૌણ. ચારિત્ર-ચિત્રણની દૃષ્ટિએ એના ઉપર રવિબાબુએ જોઈતી મહેનત લીધી છે પણ કથનની મિતવ્યયતાની મર્યાદા સાચવીને જ. આપણા સામાજિક જીવનમાં સ્ત્રીસન્માન, વ્યક્તિસ્વાતંત્ર્ય અને ઉચ્ચ કેળવણીને કારણે જે નવા નવા પ્રશ્નો ઉત્પન્ન થયા છે અને થતા જાય છે તેનું આવું સમર્થ ચિત્રલેખન જો સાહિત્યકારો કરતા જાય તો તે ઉચ્ચ કોટિની સમાજસેવા ગણાશે. કળાની દૃષ્ટિએ આ સુભગ અને પ્રમાણબદ્ધ કૃતિની 'ચોખેર બાલિ' સાથે સરખામણી કરવાનું મન થાય છે. એક જ કવિની બંને કૃતિઓ હોવાથી આવી તુલના કરતાં ઝાઝો સંકોચ નથી થતો. બિહારી જેવું પાત્ર આ નવલિકામાં નથી એટલી ઊણપ જો બાદ કરીએ તો 'ચોખેર બાલિ' કરતાં 'દુઈ બોન' ચઢે છે એમ કહેવું જોઈએ. જોકે કોઈ જો કહેશે કે આવા અભિપ્રાય પાછળ મારો આછી કૃતિઓ પ્રત્યે પક્ષપાત છે તો મારે એ ટીકા કબૂલ રાખવી પડશે. સાહિત્યકારની શક્તિઓ જેમ વધે છે અને આત્મવિશ્વાસ પરિપકવ થાય છે તેમ એની કૃતિઓ આછી ને આછી થવી જ જોઈએ.

કવિ આવી નાની નવલિકામાં પણ થોડી થોડી સૂક્ષ્મ છટાથી પ્રચલિત સામાજિક જીવનની કેટલીક ખૂબીઓ અને ખામીઓ ઉપર કટાક્ષબાણ ફેંક્યા વગર રહેતા નથી.

સેવા અને સૌંદર્ય બંને દૃષ્ટિએ આ નવલિકા પૂર્ણપણે આવકારલાયક છે.

('કારાવાસની વાસરિકા'માંની નોંધ)

## ૧૦. પ્રાચીન સાહિત્ય

સાહિત્યકારોએ કવિતાને કાન્તા સાથે સરખાવી છે. શાસ્ત્રકારોએ કુટુંબમાં સ્ત્રીની જે પ્રતિષ્ઠા કલ્પેલી છે તે જ સંસ્કારી જીવનમાં સાહિત્યની પણ છે. જો

સમાજ સ્ત્રીની પ્રતિષ્ઠા ભૂલી જાય છે તેને સાહિત્યની કદર પણ ક્યાંથી હોય?

આખો જન્મારો જે માણસ વ્રતવૈકલ્યમાં ગાળે છે તેને આપણે ક્યાં હતા અને ક્યાં જઈએ છીએ તેનું પણ ભાન નથી રહેતું. ભૂત અને ભવિષ્ય બંને એને માટે શૂન્ય છે. આપણા ટીકાકારોનું શું આવું જ થઈ ગયું હશે? સંસ્કૃત સાહિત્યનું રહસ્ય બતાવનાર ટીકાકારો ઓછા નથી. સાહિત્યક્ષેત્રનું જો કુરુક્ષેત્ર કરવું હોય તો આપણા ટીકાકારોની ફોજ ગમે તે દેશને હરાવે એવડી છે. પણ સાહિત્યનું વ્યાપક દૃષ્ટિએ અવલોકન કરવાનું કોઈને સૂઝ્યું જ નથી. કાલિદાસ જેમ પુષ્પક વિમાનમાં બેસી લંકાથી અયોધ્યા સુધીના પ્રદેશનું વિહગદૃષ્ટિએ નિરીક્ષણ કરી શક્યો અથવા યક્ષની દયા ખાઈને રામગિરિથી અલકાપુરી સુધી મેઘને મોકલી શક્યો તે રીતે એક પણ ટીકાકારને સાહિત્યખાંડનું સમગ્ર અવલોકન કરવાનું સૂઝ્યું નહીં. વીણા જેમ દસપાંચ માણસનું જ રંજન કરી શકે છે, તેનું સંગીત કોઈ મહાસભામાં વ્યાપી શકતું નથી, તે જ પ્રમાણે આપણા ટીકાકારોની દૃષ્ટિ પણ એક સંપૂર્ણ શ્લોકની બહાર પહોંચતી નથી. બહુ બહુ તો નાંદીનો શ્લોક સંપૂર્ણ નાટકના વસ્તુને કેવી રીતે સૂચિત કરે છે એટલું બતાવી દીધું એટલે ટીકાકાર કૃતાર્થ થાય છે. આપણા સાહિત્યમીમાંસકો પણ જેટલા ઊંડાણમાં ઊતરી શક્યા છે તેટલા વિસ્તારથી નિહાળી શક્યા નથી. એક શ્લોકની અંદર દસપાંચ અલંકારોની સંસૃષ્ટિ તેઓ સિદ્ધ કરી શકે છે. પણ એકાદ આખું મહાકાવ્ય કે ખંડકાવ્ય એકરાગ કેવી રીતે છે, તેનો આત્મા શામાં રહેલો છે, એ બતાવવાની તેઓ પોતાની ફરજ નથી માનતા.

અપવાદરૂપ એક ક્ષેમેન્દ્ર ગણાય. આ કાશ્મીરી મહાકવિએ અલંકાર અને રસ ઉપરાંત ઔચિત્યનું પણ મહત્ત્વ બતાવ્યું છે. તેણે એક જ કવિના એક જ શ્લોકનો રસ નિતારવાને બદલે સંસ્કૃત સાહિત્યમાં વિખ્યાત એવા બત્રીસ કવિઓની ભિન્ન ભિન્ન કાવ્યકૃતિઓ લઈ તેના ગુણદોષનું વિવેચન કર્યું છે. આ નિષ્પક્ષ કવિ દોષ બતાવતી વખતે પોતાના દોષો પણ ધ્યાનમાં લેવા ચૂક્યો નથી. છતાં એક સંપૂર્ણ નાટક કે કાવ્ય લઈ તેનું રહસ્ય તપાસવાની કલ્પના ક્ષેમેન્દ્રને પણ સૂઝી ન હતી. એની દૃષ્ટિએ ઔચિત્ય હતું.

पदे वाक्ये प्रबन्धार्थे गुणेऽलंकरणे रसे ।
क्रियायां कारके लिङ्गे वचने च विशेषणे ।।
उपसर्गे निपाते च काले देशे कुले व्रते ।
तत्त्वे सत्त्वेऽप्यभिप्राये स्वभावे सारसंग्रहे ॥
प्रतिभायामवस्थायां विचारे नाम्न्यथाशिषि ।
काव्यस्यांगेषु च प्राहुरौचित्यं व्यापि जीवितम् ॥

આટલે જ ઠેકાણે 'ઔચિત્યવિચારચર્ચા' કરી કવિ અટકી ગયો છે. ઔચિત્યનાં અઠ્ઠાવીસ સ્થાનો એણે બતાવ્યાં એ પણ ઓછી સેવા નથી. રવીન્દ્રનાથે આપણને સાહિત્ય તરફ જોવાની નવી દૃષ્ટિ આપેલી છે.

જેમ નાટક એ કાવ્યનો નિષ્કર્ષ છે તે જ પ્રમાણે કવિ પણ સામાજિક જીવન, રાષ્ટ્રીય આકાંક્ષા, જાતીય આદર્શ અથવા પ્રજાકીય વેદનાની સ્વયંભૂ મૂર્તિ છે. એકાદ ભટ્ટ નારાયણ જ્યારે 'વેણીસંહાર' લખે છે ત્યારે દ્રૌપદીનો ક્રોધ, ભીમની પ્રતિજ્ઞા, કર્ણનો મત્સર અને અશ્વત્થામાની બળતરા ચીતરવા ઉપરાંત રાષ્ટ્રીય ઉત્થાન અને પતનની મીમાંસા પણ પોતાની ઢબે કરવા માગે છે. કાલિદાસ જ્યારે 'રઘુવંશ' લખવા બેસે છે ત્યારે રઘુના કુળની જ નહીં પણ અખિલ આર્ય સંસ્કૃતિની પ્રકૃતિ અને વિકૃતિ તે ચીતરવા માગે છે.

આપણા કવિઓની કૃતિઓ તરફ ઐતિહાસિક અથવા સામાજિક દૃષ્ટિએ જોવાની વૃત્તિ ભલે પાશ્ચાત્ય લોકોએ આપણને સૂચવી હોય, પણ રવીન્દ્રનાથનું આર્ય હૃદય આર્ય દૃષ્ટિએ જ સંસ્કૃત સાહિત્ય તરફ જોઈ શકયું છે. કોઈ સમર્થ ચિત્રકાર પોતાની પીંછીના દસપાંચ લિસોટાથી જ સંપૂર્ણ ચિત્રનું સૂચન કરી શકે છે તે જ પ્રમાણે રવીન્દ્રનાથે છૂટાછવાયા ભિન્ન ભિન્ન પ્રસંગે લખેલા પાંચ-સાત નિબંધોથી સંસ્કૃત સાહિત્ય એટલે શું, સંસ્કૃત કવિનું હૃદય કેવું છે, હિંદુસ્તાનનો ઇતિહાસ કયો પુરુષાર્થ લઈ બેઠો છે એ બધું બતાવી દીધું છે. સંસ્કૃત કવિઓમાં ઐતિહાસિક દૃષ્ટિ ભલે ન હોય, પણ તેમનામાં ઐતિહાસિક હૃદય તો જરૂર હતું જ. સામાજિક સુખદુઃખનો પડઘો તેમના હૃદયમાં જરૂર પડે છે. રાષ્ટ્રના ઉત્કર્ષ સાથે તેઓ આનંદિત થાય છે. રાષ્ટ્રની મૂર્છા સાથે તેઓ મૂર્છિત થાય છે, લોકોનો અધઃપાત જોઈ તેમનું હૃદય રડે છે, અને તેમ થાય છે ત્યારે પ્રેમળ અને મનોહારી વચનોથી તેઓ સમાજને ચેતવવા માગે છે.

જ્યાં શાસ્ત્રનું ગજું નથી ચાલતું, જ્યાં નીતિશાસ્ત્રકાર, 'ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे' એવું અરણ્યરુદન કરે છે ત્યાં કવિઓ પોતાની સહૃદયતાથી સમાજનું હૃદય જગાડી સમાજને ઉન્નતિને પંથે ચડાવે છે. મનુ, યાજ્ઞવલ્કય, પરાશર અને એમની ન્યાતના અનેક સ્મૃતિકારો સમાજ ઉપર જે અસર ન કરી શકયા તે અસર લૂંટારાઓનો સરદાર કોળી વાલ્મીકિ એક અમર કાવ્ય દ્વારા કરી શકયો છે. પ્રસ્થાનત્રયી પર ભાષ્યો લખી શ્રી શંકરાચાર્યે જે દિગ્વિજય મેળવ્યો તેના કરતાં પટ્પદી જેવાં સુંદર સ્તોત્રો લખી તે મહાપરિવ્રાજકાચાર્યે સમાજ-હૃદય પર મોટું રાજ્ય જમાવ્યું છે. શાસ્ત્રાર્થ કરતી વખતે શંકરાચાર્યને ખંડનમંડનની પદ્ધતિ વાપરી વિરોધીઓની બુદ્ધિ પર જબરદસ્તીથી વિજય મેળવવો પડયો, પણ જ્યારે તે પરમહંસ પોતાનાં સુંદર સ્તોત્રોનો આલાપ કરતા હશે ત્યારે લોકહૃદયરૂપી રાજહંસ સ્વેચ્છાથી, રાજીખુશીથી પીંજરામાં પકડાયો હશે. આવા કવિઓનું હૃદ્ગત પ્રગટ કરવાને તેમના જેટલા જ સમર્થ કવિઓની જરૂર હતી. બાર વર્ષ વ્યાકરણ કૂટી, બીજાં બાર વર્ષ ન્યાયનાં છોતરાંછાલાં ઉખેડી, પછી સાહિત્યશાસ્ત્રની 'સર્જરી' શીખી તૈયાર થયેલા ટીકાકારોનું તે કામ નથી.

જેમ ન્યૂટન અને કેપ્લરનો જન્મ થયો ત્યારે બ્રહ્મદેવને સૃષ્ટિ રચ્યાનું ફળ મળી ગયું એમ થયું હશે તેમ જ વાલ્મીકિ, ભવભૂતિ, ભાસ, કાલિદાસ જેવા

દરેક કવિએ રવીન્દ્ર જેવો સમાલોચક મળવાથી अद्य मे सफलं जन्म अद्य मे सफला: क्रिया: । એવી કૃતાર્થતા અનુભવી હશે. કાલ નિરવધિ છે અને પૃથ્વી વિપુલ છે એ આપણા કવિઓની શ્રદ્ધા રવીન્દ્ર જેવો સમાનધર્મા જોઈ ચરિતાર્થ થઈ હશે.

જ્યારે જૂના ટીકાકારોએ આપણને જોઈતી દૃષ્ટિ આપી નહીં, ત્યારે આપણા પાશ્ચાત્ય પંડિતમન્ય અધ્યાપકોએ આપણને અવળી જ દૃષ્ટિ આપી. યુરોપિયન આદર્શ પ્રમાણે હિંદી ઇતિહાસમાં કશું નથી, યુરોપિયન વિવેક પ્રમાણે હિંદી કાવ્યો હમેશાં ઊતરતાં ગણાય, એ જ એમની શિખામણ. એટલું જ નહીં પણ क्षौमं केनचिदिन्दुपाण्डुतरुणा જેવો શ્લોક જે સમાજમાં નિર્માણ થયો, જે સમાજ કિલ્લાઓની દીવાલમાં નહીં પણ વનઉપવનના ખોળામાં જ ઊછરેલો છે, તે સમાજના કવિઓને નિસર્ગ નિહાળવાનાં નયનો નથી એમ કહેવાની પણ તેઓ અને તેમના શિષ્યો ધૃષ્ટતા કરતાં અચકાતા નથી. સીદી માણસ પોતાના જેવો વર્ણ અને પોતાના જેવાં નાક અને હોઠ જેનાં નથી હોતાં તેને કોઈ દિવસ સુંદર નથી ગણતો !

હિંદુસ્તાનનો ઇતિહાસ ઉજ્જ્વળ છે, વ્યાપક છે, રહસ્યપૂર્ણ છે. માત્ર તે યુરોપિયન ઇતિહાસથી તદ્દન જુદો પડે છે, અને તે સરકારી ભોંયરામાં કે તવારીખોમાં મળતો નથી પણ પ્રજાજીવન જે દિશામાં વહે છે તે પ્રદેશના સાહિત્ય આદિમાં જ મળી શકે છે એ રવીન્દ્રનાથે આપણને બતાવ્યું છે. આપણો રંગમંચ જાતજાતનાં ઉપકરણોથી વ્હાઈટવે. લેડલૉ કંપનીની 'શોરૂમ' આપણને નથી બતાવતો એનું કારણ આપણું જંગલીપણું નથી, પણ યુરોપિયન ટીકાકારોના ધ્યાનમાં પણ ન આવી શકે એવી સર્વોચ્ચ અભિરુચિનું એ સૂચક છે એ પણ રવીન્દ્રનાથને જ કહેવું પડ્યું. કાલિદાસનો મેઘ યક્ષનો સંદેશો અલકાપુરી લઈ ગયો કે નહીં એ આપણે નથી જાણતા, પણ રવીન્દ્રનાથે તેને જ પોતાનો દૂત બનાવી તેની મારફતે આપણને પ્રાચીન સમયના ભારતનો સાક્ષાત્કાર કરાવ્યો છે. રાષ્ટ્રીય હૃદય જેને સ્વીકારે છે તે કાવ્ય પણ ઇતિહાસનો દરજ્જો પ્રાપ્ત કરી શકે છે એ તેમણે રામાયણની મીમાંસા કરી સિદ્ધ કર્યું છે. આમ અનેક રીતે સંસ્કૃત સાહિત્યનું તેમણે ઉદ્‌ઘાટન કર્યું છે.

પણ રવીન્દ્રનાથની પ્રતિભા ખાસ સોળે કળાએ પ્રગટ થઈ છે એમના કુમારસંભવ અને શાકુંતલ ઉપરના નિબંધોમાં. જર્મન કવિ ગૉઇટેની એકશ્લોકી ટીકા લઈ કવીન્દ્ર ઊપડ્યા છે અને શાકુંતલ એ કાલિદાસની સંપૂર્ણ કૃતિ કેવી રીતે છે એ તેમણે પોતાની અલૌકિક શક્તિથી સપ્રમાણ સિદ્ધ કરી બતાવ્યું છે. શેક્સપિયરના 'ટૅમ્પેસ્ટ' સાથે શાકુંતલને સરખાવી કાલિદાસની અભિરુચિ કેટલી શ્રેષ્ઠ છે તે બતાવવાનો તેમણે યોગ સાધ્યો છે. શાકુંતલ ઉપરનો નિબંધ એક અપૂર્વ યોગ છે. કાલિદાસ, ગૉઇટે, શેક્સપિયર અને રવીન્દ્રનાથ આ ચાર પ્રતિભા-સંપન્ન વિશ્વવિખ્યાત મહાકવિઓનું કણ્વાશ્રમમાં મિલન એ કાંઈ સામાન્ય વસ્તુ નથી.

કવિઓની વાણીમાં કલ્પનાના ગમે તેટલા ફુવારા ઊડતા હોય તોપણ તે ખાલી કલ્પનામય નથી હોતી. એની પાછળ વ્યક્તિગત તેમ જ સમાજગત જીવન-રહસ્યનું તત્ત્વજ્ઞાન સમાયેલું હોય છે એ વાત રવીન્દ્રનાથે જ સહુથી પ્રથમ આટલી સંપૂર્ણતાથી પ્રગટ કરી છે. સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર અને સૌંદર્ય-શાસ્ત્ર એના અંતિમ સિદ્ધાંતોને તર્કની ચૂંથણીમાંથી બચાવી પોતાની અપૂર્વ પ્રતિભાથી પ્રાણિત કરી કવિઓ જીવન જેવી એક સંપૂર્ણ અને સજીવ કૃતિ નિર્માણ કરે છે. 'જે અહીં છે તે ત્યાં છે, જે ત્યાં છે તે અહીં છે', સૃષ્ટિ સઘળી એકરૂપ છે, એ ઋષિઓએ જોયેલો સિદ્ધાંત કવિઓ આપણી આગળ મૂર્તિમાન ઊભો કરે છે. સંસ્કૃતમાં 'કવિ' શબ્દથી જે ભાવ મનમાં ઉદ્ભવે છે તે અંગ્રેજી 'પોએટ'માં નથી. કવિ એટલે દ્રષ્ટા. જે જીવનરહસ્ય જુએ છે, જેને ઇહ-પર સૃષ્ટિ બંને સરખી જ પ્રત્યક્ષ છે, જે અતિવાદમાં ઊતરી શકે છે, જે આ દુનિયામાં રહેતો છતાં આ દુનિયાનો નથી, તે કવિ. ચર્મચક્ષુને જે દેખાતું નથી, તર્કદૃષ્ટિથી જેનું આકલન થતું નથી, વ્યાવહારિક દુનિયામાં જેને માટે પ્રમાણ મળતું નથી એવા અતીન્દ્રિય સૂક્ષ્મ અને સ્વસંવેદ્ય અનુભવોનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શબ્દ અથવા વર્ણ જેવા મર્યાદિત સાધન દ્વારા તે બધું બીજાને માટે પણ જે પ્રત્યક્ષ કરી શકે છે તે કવિ. આ સૃષ્ટિની પાછળ રહેલી,—બાહ્ય સૃષ્ટિ તેમ જ અંતઃસૃષ્ટિની પાછળ રહેલી ઈશ્વરી યોજના, ઈશ્વરી લીલા અને ઈશ્વરી આનંદનો જે સાક્ષાત્કાર કરાવી શકે છે તે કવિ. વૈદિક ઋષિઓ જ્યારે ઈશ્વરસ્તુતિની ઊર્મિના શિખરે પહોંચી જાય છે ત્યારે પરમેશ્વરને જ 'કવિ' નામથી સંબોધે છે, આ સૃષ્ટિને ઈશ્વરનું કાવ્ય કહે છે, અને તેથી કવિ એટલે સૃષ્ટિનું રહસ્ય જાણનાર એ જ સીધો અર્થ નક્કી થઈ જાય છે. કાલિદાસે જીવનનું રહસ્ય કેવી રીતે જોયું હતું એ ન જાણ્યું મલ્લિનાથે કે ન જાણ્યું રાઘવભટ્ટે. એ રહસ્ય તો જાણે ગૉઇટે અથવા રવીન્દ્રનાથ.

કવિઓની કૃતિ ઉપર ટીકા કરનાર તો ઘણા થઈ ગયા છે. પણ 'કાવ્યેર ઉપેક્ષિતા'માં રવીન્દ્રનાથે જે રસિકતા અને દાક્ષિણ્ય બતાવેલાં છે તે તો અપૂર્વ જ છે. 'કાવ્યેર ઉપેક્ષિતા' એ જેટલી અસાધારણ ટીકા છે તેટલું જ તે એક અપ્રતિમ કાવ્ય છે. રવીન્દ્રનાથ બીજા નિબંધો ન લખત અને આ એક જ નિબંધ લખત તોપણ સાહિત્યરસિકો તેમની કાવ્યશક્તિનો યથાર્થ આંક બાંધી શકત. 'કાવ્યેર ઉપેક્ષિતા'માં પત્રલેખાનું વિવેચન કરનાર કવિએ જ 'ચોખેર બાલિ' તથા 'નૌકાડૂબી' એ નવલકથાઓ લખેલી છે એ અનુમાન કોઈ પણ બીજા પ્રમાણ વગર નીકળે એવું છે.

આપણા કવિઓ સૃષ્ટિનું નિરીક્ષણ કર્યા વગર વાસી થયેલી ઉપમાઓ વાપરે છે એમ કહેનાર લોકો પોતે જ નથી કરતા સૃષ્ટિનું નિરીક્ષણ અને નથી કરતા સંસ્કૃત કાવ્યનું યથાર્થ પરીક્ષણ. તેઓ જો રવીન્દ્રનાથનો કાદમ્બરીચિત્રવાળો નિબંધ વાંચશે તો જરૂર તેમનો ભ્રમ ભાંગશે. બાણભટ્ટની કાદમ્બરી એ તો સાહિત્યકારો જેને નારિકેલપાક કહે છે તેનો સરસમાં સરસ દાખલો છે. જે માણસે હિમાલય જેવો પર્વત અને મેઘના કે પદ્મા જેવી નદી જોયેલી છે, જે માણસે પુષ્પો, પક્ષીઓ,

તારાઓ અને બાળકો સાથે રમવામાં વર્ષો ગાળ્યાં છે, તે જ બાણભટ્ટના કાવ્યકાન્તારમાં ગેંડાની પેઠે અકુતોભય સંચાર કરી શકે છે, વનવરાહની પેઠે ત્યાં મુસ્તાક્ષતિ કરી શકે છે, હરિણોની પેઠે કલ્પનાતૃણાંકુરને અર્ધવિલીઢ કરીને આમતેમ ફેંકી શકે છે અથવા અભિનવમધુલોલુપ ભ્રમરની પેઠે સ્વેચ્છાવિહાર કરી શકે છે. સંસ્કૃત સાહિત્યમાં અંતઃસૃષ્ટિ અને બાહ્યસૃષ્ટિનું જે સારૂપ્ય અને તાદાત્મ્ય છે તેનો સંપૂર્ણ વારસો રવીન્દ્રનાથને મળેલો છે તેથી જ કાલિદાસ, બાણભટ્ટ ને વાલ્મીકિ જેવા કવિઓ પુત્રસંક્રાન્તલક્ષ્મીક પિતાની પેઠે કૃતાર્થ થયા છે.

હિંદુસ્તાનમાં 'યુનિવર્સિટી' સ્થાપન થઈ ત્યારથી દરેક ગ્રંથનું બહિરંગ પરીક્ષણ કરવાનો રિવાજ બહુ જ વધ્યો છે. કાળ નક્કી કરવો, પાઠભેદની મીમાંસા કરવી, પ્રક્ષિપ્તવાદ ઉઠાવવો અને ગ્રંથકારના જો અનેક ગ્રંથો હોય તો દરેક ગ્રંથનો કર્તા એક જ નામના અનેક થઈ ગયા એનો ઊહાપોહ આપણે ઠીક કરતા થઈ ગયા છીએ. સત્યાન્વેષણની દૃષ્ટિએ તેમ જ ઐતિહાસિક દૃષ્ટિએ આ બધું જરૂરનું અને મહત્ત્વનું છે જ. પણ જો બગીચાની લંબાઈ, પહોળાઈ, તેની અંદરનાં ઝાડોની વિગત અને સંખ્યા વગેરે બધું તારવી કાઢવામાં આખો વખત ગાળી આપણે ફૂલોની સુગંધ અને ફળોનો આસ્વાદ લેવો ભૂલી જઈએ તો દુષ્યંતના જેવો રસિક આપણને જરૂર કહે, अन्द्रियैर्वंचितोऽसि ।

આજે આપણે કેળવણીનો આદર્શ અને કેળવણીની પદ્ધતિ ફેરવવા માગીએ છીએ. પાશ્ચાત્ય આદર્શને ગુરુસ્થાને મૂકી તે ગુરુદૃષ્ટિએ સંસ્કૃત સાહિત્યની તપાસ આપણે નથી કરવા માગતા. આપણે આપણા પ્રાચીન કવિઓ પાસે શિષ્યભાવે સમિત્પાણિ જવા માગીએ છીએ, આસ્તિક જિજ્ઞાસાથી તેમને સવાલ પૂછવા માગીએ છીએ, એવે પ્રસંગે જેને માટે આપણે મગરૂર છીએ એવા આપણા કવિસમ્રાટે સંસ્કૃત સાહિત્ય વિશે જે કહ્યું છે તે જાણવાની અત્યંત જરૂર છે. એટલા માટે જ વિદ્યાપીઠે રવીન્દ્રનાથના 'પ્રાચીન સાહિત્ય' નામના નિબંધો અભ્યાસક્રમમાં રાખેલા છે. રંગભૂમિ ઉપરનો નિબંધ આ જ વિષયને લગતો હોવાથી તેમના 'વિચિત્ર પ્રબંધ'માંથી અહીં લીધેલો છે.

મૂળ ગ્રંથના આ ગુજરાતી અનુવાદ વિશે બે શબ્દ કહેવાની જરૂર છે. હાલના સુશિક્ષિત લોકો જે સંસ્કૃતપ્રચુર ગુજરાતી ભાષા લખે છે તે સામાન્ય ગુજરાતીઓ પણ સમજી શકતા નથી અને સંસ્કૃત શાસ્ત્રીઓ પણ સમજી શકતા નથી. પ્રસાદ એ ભાષાનો એક આવશ્યક ગુણ છે એ ઘણા લેખકો ભૂલી જ ગયા હોય એમ લાગે છે. અંગ્રેજીમાં વિચાર કરી ગુજરાતી ભાષામાં તે ગોઠવી દેવાની ટેવ પડવાથી આમ થાય છે. સામાન્ય તેમ જ ઉચ્ચ કેળવણી દેશી ભાષામાં આપવાનો પ્રયત્ન જ્યારે સાર્વત્રિક થશે ત્યારે જ સ્વાભાવિક શૈલી ખીલશે. આજે દરેક લેખકે તે દિશામાં પ્રયત્ન કરવો જોઈએ. આ દૃષ્ટિએ જોતાં આ અનુવાદની ભાષા સહેજ અઘરી, સંસ્કૃતપ્રચુર અને ગૌરવાન્વિત દેખાશે, પણ તે સકારણ છે. આ અનુવાદ દ્વારા કવિના વિચારો જ નહીં પણ તેમની ભાષાશૈલી સાથે પણ અભ્યાસીઓનો પરિચય

કરાવવાનો શ્રી નરહરિભાઈનો ખાસ ઉદ્દેશ છે. ભાષા હમેશાં સાદી હોય એ સિદ્ધાંતને પણ મર્યાદા છે. જેવો વિષય તેવી શૈલી હોવી જોઈએ. મહાનદ જો સામાન્ય ઝરણાની પેઠે ખળખળ અવાજ કરે તો તે શોભે નહીં. બાળક પાઘડી પહેરે તો તે જેટલું વિચિત્ર દેખાય તેટલું જ કોઈ પુખ્ત ઉંમરના માણસનું તોતડું બોલવું હાસ્યાસ્પદ થઈ જાય. વળી મહાવિદ્યાલય જેવી શિક્ષણસંસ્થામાં અધ્યયન કરનાર વિદ્યાર્થીઓને સર્વ જાતની શૈલી સાથે પરિચિત રહેવું ઘટે છે. ઉચ્ચમાં ઉચ્ચ વિચારો ઓછામાં ઓછા શબ્દોમાં મૂકી દેવાથી તેનો રસ, તેની લિજ્જત મથુરાના પેંડા જેવી થઈ જાય છે એ પણ ભૂલી ન જવું જોઈએ.

કઠણ ભાષા બે કારણસર લખાય છે. ભાષાદારિદ્ર્યને લીધે અથવા ભાષાપ્રભુત્વને લીધે; પણ આ બે વચ્ચેનો ભેદ સહેજે જણાય એવો છે. ગુજરાતી સાથેના અલ્પ પરિચયને લીધે મારા જેવાને પોતાને આવડતા પાંચસો કે હજાર શબ્દોની અંદર જ બધી કસરત કરવી પડતી હોવાથી જે ભાષા લખવી પડે છે તે દૂષણ ગણાય. પણ શ્રી નરહરિભાઈ જેવા લેખક જ્યારે પોતાનો હંમેશાંનો સ્વાભાવિક પ્રસાદ છોડી રવીન્દ્રનાથના જ શબ્દો અને રૂઢ પ્રયોગો બનતાં સુધી રાખવાનો પ્રયાસ કરે છે ત્યારે તે ભાષાના સ્વભાવ સાથે સંપૂર્ણ વાકેફ હોવાથી પોતાની શૈલીને ભાષાભૂષણ બનાવી દે છે. છતાં આ બાબતમાં કોઈ પણ અભિપ્રાય આપવાનો અધિકાર હું કેમ લઉં? એ તો ગુજરાતના સાક્ષરોનું જ કામ. એક સામાન્ય અધ્યાપક તરીકે હું એટલું કહી શકું કે સાહિત્યચર્ચાને માટે આ નિબંધો અત્યંત ઉપયોગી હોવાથી શિક્ષણસંસ્થાઓમાં તેમ જ ખાનગી અભ્યાસ માટે આ પ્રાચીન સાહિત્યની સમીક્ષા અત્યંત ઉપયોગી થઈ પડશે એમાં શક નથી.

**ઑક્ટોબર, ૧૯૨૨**

**('પ્રાચીન સાહિત્ય'ની પ્રસ્તાવના – અનુવાદકો : શ્રી મહાદેવ દેસાઈ અને શ્રી નરહરિ પરીખ)**

## ૧૧. સ્વદેશી સમાજ

ખરું જોતાં આ ચોપડીને પ્રસ્તાવનાની જરૂર નથી. વિશ્વવિખ્યાત કવિ અને વિચારક રવીન્દ્રનાથ ઠાકુરના વિચારો, અને તે પણ આપણા દેશના ઉદ્ધારને અર્થે આવશ્યક એવા રચનાત્મક કાર્ય વિશેના, જાણવાની ઇંતેજારી કોને ન હોય? ગાંધીજી અને ટાગોર બંનેની સાધના ભિન્ન છે, એ સૌ કોઈ જાણે છે. પણ તેને લીધે જ બંનેના આદર્શમાં અને સામાજિક ફિલસૂફીમાં કેટલું સામ્ય છે તે તરફ લોકોનું ધ્યાન જતું નથી, એ દુ:ખની વાત છે. આ ગ્રંથમાં માનધન કવિએ જે સ્વમાન, સ્વાશ્રય અને વ્યાપક અર્થમાં સ્વધર્મની શિખામણ આપી છે તે આજે પહેલાંના જેટલી જ કીમતી છે. બંગાળમાં સ્વદેશી હિલચાલ શરૂ થઈ તે વખતના

એટલે સને ૧૯૦૫થી ૧૯૧૦ દરમ્યાનના આ લેખો છે. આમાં કેવળ સ્વયંસેવાનો સ્વાશ્રયી કાર્યક્રમ નથી આપ્યો, પણ એવા કાર્યક્રમ પાછળ રહેલા જીવન-સિદ્ધાંતો અને મંગલદૃષ્ટિ આપેલાં છે. આમાંનો એકેએક વિચાર અને ઉદ્‌ગાર સોનામહોર જેવો કીમતી છે.

ગુજરાતી અનુવાદ માટે અધ્યાપક નગીનદાસે અંગ્રેજી ઉપર આધાર ન રાખતાં મૂળ બંગાળીનો જ ઉપયોગ કર્યો છે. એથી વાચકોને કવિવરના કીમતી વિચારો સાથે એમની અપ્રતિમ શૈલીનો પણ કંઈક અંશે ખ્યાલ આવશે. સ્વદેશ-સેવા કરનાર દરેક વ્યક્તિએ અને સ્વદેશસેવા માટે તૈયાર થનાર દરેક વિદ્યાર્થીએ આ વિચારોનો ઊંડો અભ્યાસ કરવો જોઈએ. ખાસ કરીને છેલ્લા લેખમાં એમણે જે વિશાળ દૃષ્ટિ બતાવી છે તે વાચકોએ બરાબર સમજી લેવી જોઈએ. રવીન્દ્રનાથ ઠાકુરનાં કાવ્યનાટકો ઉપર વારી જનાર કેટલાક લોકોને કવિની સૃષ્ટિની આ બાજુ જોઈને વખતે નવાઈ થશે. પણ આપણે ભૂલી ન જવું જોઈએ કે જર્મન કવિ ગૉઇટેથી પણ ચડી જાય એવી આપણા કવિની વિભૂતિ વિશ્વતોમુખી છે.

ડિસેમ્બર, ૧૯૩૩

**('સ્વદેશી સમાજ'ની પ્રસ્તાવના — અનુવાદક : શ્રી નગીનદાસ પારેખ)**

## ૧૨. રાષ્ટ્રપૂજાધર્મ

માણસનામાં પરસ્પર વિરોધી એવી અનેક વૃત્તિઓ રહેલી હોય છે. માણસ સંત પણ છે અને અસંત પણ છે. મનુષ્યનું જીવન એટલે આ બે વૃત્તિઓનો સંઘર્ષ છે. કોઈ દિવસ સંતવૃત્તિ વિજયી થાય છે તો કોઈ દિવસ અસંતવૃત્તિ જોરાવર નીવડે છે. પણ જ્યારે અસંતવૃત્તિ બધું ડહાપણ વાપરીને વ્યવસ્થિત (organized) યોજનાપૂર્વક કામ લે છે ત્યારે સંતવૃત્તિને વિજય મેળવવો અઘરો થઈ પડે છે. કોઈ ધનિક શેઠિયો નીતિઅનીતિના વિધિનિષેધ છોડી કેવળ કાયદેસર એવા બધા માર્ગ આદરીને પૈસો મેળવવાની કેટલી ભારે આયોજના (organization) કરતો નજરે પડે છે, પણ એનો એ જ માણસ પોતાનું સમાજ પ્રત્યેનું ઋણ અદા કરવા અગર હૃદયમાં પ્રસંગોપાત્ત ડોકિયું કરતા દયાભાવને સંતોષવા કેટલી આયોજના કરતો દેખાય છે! પોતે ગરીબો પાસે જાય નહીં, એટલું જ નહીં પણ ગરીબો આવે તો તેમને અટકાવવા દરવાજા પર ભૈયો રાખે છે. વળી મનને મનાવવા ખાતર પાંજરાપોળમાં કેટલાંક જાનવરનાં હાડચામ જીવતાં રાખવા અગર અનાથાશ્રમના છોકરાઓને અન્નવસ્ત્ર આપવા જ્યારે તે હજાર બે હજાર રૂપિયા ખરચી નાખે છે ત્યારે તે પોતાને કૃતકૃત્ય થયો માને છે, અને પોતાની આ સખાવત દુનિયાની સમક્ષ આણવાને બધી જાતની યુક્તિઓ યોજે છે આ થઈ વ્યક્તિની સ્થિતિ. જ્યારે આવી વ્યક્તિઓ પોતાનું મંડળ બાંધે છે ત્યારે તો સ્વાર્થની આયોજના વધે છે અને પરમાર્થને દૂરનો ખૂણો શોધવો પડે છે. દેશ

જ્યારે ધર્મપરાઙ્‌મુખ થાય છે ત્યારે દેશની પણ એ જ દશા થાય છે. ન્યાય, ધર્મ કે દયા એ તો કેવળ વ્યક્તિને સારુ, રાષ્ટ્રે તો પોતાનો સ્વાર્થ – દૂરંદેશી સ્વાર્થ સાધવામાં મચ્યા રહેવું એ જ ધર્મ છે એ માન્યતા સર્વત્ર ફેલાયેલી દેખાય છે.

જ્યારે દુનિયામાં જોહુકમી રાજાઓની આણ વર્તતી હતી ત્યારે રાજા એ જ આ સ્વાર્થનો પ્રતિનિધિ હતો અને પ્રજા પોતાની વફાદારી પૂરતો તેને સાથ આપતી. આજે દુનિયામાં પ્રજાની આણ વર્તે છે તેથી પ્રજાકીય સ્વાર્થે પ્રજાઓને ઘેરી છે અને રાષ્ટ્રપૂજાધર્મ જારી થયો છે. પ્રજાની સ્વાર્થવૃત્તિ સંઘટિત થઈ છે, અને ન્યાય તેમ જ દયાની વૃત્તિ ફાંફાં મારે છે. લોકોનાં સ્વાભાવિક વલણ અને સંઘટિત સ્વાર્થ એ બે વચ્ચે તાત્ત્વિક ભેદ પાડીને કવિવર રવીન્દ્રનાથે પ્રજા અને રાષ્ટ્ર (People અને Nation) એવા બે ભેદ કલ્પેલા છે. પ્રજાએ પોતાનો સ્વાર્થ વ્યવસ્થિત રીતે સધાય તે સારુ પાર્લમેન્ટ અથવા લોકસભા ઊભી કરી. તેના હુકમોનો અમલ કરનારો એક પેઢી-દર-પેઢી ચાલુ રહેનારો મુત્સદ્દી વર્ગ પેદા કર્યો. અને આજે આ યોજના એટલી સર્વગ્રાસી થઈ પડેલી છે કે પ્રજા પોતે જ તેની નીચે કચડાઈ રહી છે. રવીન્દ્રનાથ કહે છે: પ્રજાઓ એ જીવતાં પ્રાણી છે, પણ રાષ્ટ્ર તો એક ભારે યંત્રમાત્ર છે. યંત્ર જે કામને માટે બન્યું હોય તેટલું જ સફાઈથી કરી આપે છે. યંત્રને હૃદય હોતું નથી. પ્રજાએ પોતાની સત્તા અને મત્તા વધારવા આ રાષ્ટ્રરૂપી યંત્ર નિર્માણ કર્યું, પણ તે યંત્ર ઉપર 'બ્રેક' નિર્માણ કરી નથી. તેથી આ નિરંકુશ યંત્ર પ્રજાઓને જ્યાં ખેંચી જાય ત્યાં આજની પ્રજાઓ તણાઈ રહી છે. આ યંત્રની સફાઈ અને કાબેલિયત જોઈ યુરોપીય પ્રજાઓ તેના ઉપર એટલી બધી મોહિત થઈ ગઈ છે કે તેમણે તેને ઈશ્વરને સ્થાને સ્થાપી દેવામાં પણ આનાકાની કરી નથી. અને તેથી જ 'રાષ્ટ્રપૂજાધર્મ' આજે યુરોપમાં સર્વત્ર પ્રવર્તે છે. 'राष्ट्रात्परतरं न हि' એ આજે યુરોપનું આચારસૂત્ર (working faith) થઈ પડ્યું છે. ન્યાય, નીતિ, દયા, ધર્મ બધું રાષ્ટ્રના ફાયદાની દૃષ્ટિએ જ. માણસ પોતાના જાનમાલ સર્વસ્વની કુરબાની કરે તે ઈશ્વરને નામે નહીં, પણ રાષ્ટ્રીય સ્વાર્થની ખાતર.

યુરોપની બધી પ્રજાઓ આ ધર્મને માને છે, પણ એ સાફ સાફ કબૂલ કરવાની હિંમત અગર બાઘાઈ એક જર્મનીએ જ બતાવી. જર્મનીમાં આ રાષ્ટ્રપૂજા-ધર્મનો પ્રચાર કરનાર અધ્વર્યુ ટ્રીટ્સ્કે હતો. અંગ્રેજો ભલે તેની ગમે તેટલી નિંદા કરે પણ એ જ આખા યુરોપનો પ્રતિનિધિ છે. તે સાફ કહે છે કે 'ખ્રિસ્તની નીતિ વ્યક્તિ પૂરતી ઠીક છે. રાષ્ટ્ર ઉપર અંકુશ રાખવાની સત્તા કોઈની ન હોઈ શકે. રાષ્ટ્ર એ સર્વોપરી છે. બધી વસ્તુઓનું આ રાષ્ટ્રને ચરણે બલિદાન આપવું એ વ્યક્તિમાત્રની ફરજ છે.'

આપણા દેશમાં જેમ અહંકારનું બલિદાન આપવાને બદલે બકરાનું બલિદાન આપવાની સહેલી અને અણછાજતી રીત માણસે શોધી કાઢી, તે જ પ્રમાણે યુરોપવાસીઓએ પોતાના રાષ્ટ્રદેવને સંતુષ્ટ કરવા આફ્રિકા, અમેરિકા અને એશિયા-

ખંડના મૂળ રહેવાસીઓનું બલિદાન આપવાની પ્રથા શરૂ કરી. અમેરિકાના તામ્રવર્ણી લોકોનું તો અક્ષરશ: બલિદાન કર્યું, કેમ કે, તેઓ બીજી રીતે હાથમાં આવે તેમ નહોતા. આફ્રિકામાં સીદીઓના વ્યક્તિગત સ્વાતંત્ર્યનું બલિદાન આપી એ જ રાષ્ટ્રદેવને સંતોખ્યા. એશિયામાં રાજીખુશીથી તાબે થનાર પ્રજા જોઈ તેના ઉપર રાષ્ટ્રની સત્તા જમાવી. વેપાર અને અધિકારની દ્વિવિધ ઉપાસના રાષ્ટ્રદેવને બધી રીતે મંજૂર હોય છે. આ સર્વભક્ષી દેવને બલિદાન આપવાને જ્યારે કશું બાકી નહીં રહે ત્યારે યુરોપીય પ્રજાને જ તે ખાધા વગર રહેનાર નથી એવું ભવિષ્ય યુરોપ-અમેરિકાને અને યુરોપના શિષ્ય જાપાનને સંભળાવવા રવીન્દ્રનાથે પૃથ્વી-પ્રદક્ષિણા કરી. હિંદુસ્તાન આ રાષ્ટ્રદેવની ભૂખનો ભોગ થઈ પડવાથી રવીન્દ્રનાથ જેવા દિવ્યદૃષ્ટિ વિચારક રાષ્ટ્રદેવનું આ માહાત્મ્ય સમજી શકયા. યુરોપ આગળ હિંદુસ્તાનના દુ:ખની કહાણી રજૂ કરી યુરોપનું હૃદય પિગળાવી હિંદનું કલ્યાણ સાધવા માટે આ માનધન કવિ પરદેશ નહોતા ગયા. 'आत्मैव ह्यात्मनो बंधु:' આ સનાતન સિદ્ધાંત ઉપર એમની અઢળ શ્રદ્ધા છે. પણ ઓગણીસમી સદીને અંતે યુરોપના ભાવિ વિનાશનું ચિત્ર આ વિશ્વપ્રેમી કવિની દૃષ્ટિ સન્મુખ ખડું થયું. યુરોપના ભયાનક સંહારને નિહાળી કવિહૃદય થરથરી ઊઠયું. હિંદુસ્તાનની પરંપરાગત કરુણા રવીન્દ્રનાથમાં મૂર્તિમંત અવતરી. હિંદુસ્તાનને પોતાનું ગુરુપદ સાંભરી આવ્યું અને રવીન્દ્રનાથે આ ઋષિવાણીનો સંદેશો પશ્ચિમને પહોંચાડયો કે

वर्धत्यधर्मेण नरस्; ततो भद्राणि पश्यति; ।
तत: सपत्नान् जयति; समूलस्तु विनश्यति ।।

'અરાષ્ટ્રીય' પ્રજાઓને આજે જો કાંઈ પણ અભય હોય તો તેનું શ્રેય યુરોપની ધર્મબુદ્ધિને નથી પણ યુરોપની રાષ્ટ્રીય પ્રજા વચ્ચેની ઈર્ષ્યા અને અસૂયાને છે. જ્યારે પાશ્ચાત્ય પ્રજાઓ રાષ્ટ્રસંઘ કરશે (રાષ્ટ્રસંઘ સ્થાપન કરતી વેળાએ તેનો ગમે તેટલો ધાર્મિક ઉદ્દેશ જાહેર કર્યો હોય તોપણ જ્યાં સુધી પાશ્ચાત્ય દેશોમાં રાષ્ટ્ર-પૂજાધર્મ ચાલુ છે ત્યાં સુધી એમના એવા રાષ્ટ્રસંઘનો ઉપયોગ સ્વાર્થ અને શિષ્ટ-માન્ય લૂંટ સહેલી કરવામાં જ થવાનો એમાં કોઈને શંકા રહી નથી), જ્યારે રાષ્ટ્રસંઘ સ્થપાશે, ત્યારે બિચારી 'અરાષ્ટ્રીય' પ્રજાઓ કયાં જશે? તેમનો વાલી કોણ? રવીન્દ્રનાથ કહે છે: 'જ્યારે જુલમ અસહ્ય થઈ પડે છે, અનાથોનો બેલી કોઈ રહેતો નથી, આ વિશાળ પૃથ્વીતલ ઉપર સત્યને અને ન્યાયને ઊભાં રહેવા જેટલી પણ જગા રહેતી નથી, ત્યારે તેના આધાર પર રાષ્ટ્ર ચણાય છે તે પ્રજા-રૂપી પાયામાં અંતે ઈશ્વરી પ્રાણ સંચરે છે અને દૈવી સ્ફુરણાથી તે કંપવા લાગે છે. આવો નાશ અટકાવવા રાષ્ટ્ર પોતાની સર્વ શક્તિ ખરચે તોપણ જ્યાં પાયો ખસ્યો ત્યાં મકાન કેટલી ઘડી ટકવાનું?

આપણે અત્યાર સુધી યુરોપનો ઉત્કર્ષ જ જોતા આવ્યા છીએ. યુરોપના વિજયની અદેખાઈ અને પોતાના અપમાનની દાઝને કારણે હિંદુસ્તાનની ધર્મ-શ્રદ્ધા આજ ડગતી જણાય છે. 'धर्मो रक्षति रक्षित:' એ વચન હિંદુસ્તાનની

દૃષ્ટિએ સિદ્ધાંત મટી માત્ર દુખિયાંને દિલાસાનું વચન થતું જાય છે. રાષ્ટ્રીય સ્વાર્થની આસુરી હરીફાઈમાં આપણે ઊતરીએ તો જ આપણે જીવી શકીએ, તો જ આપણા અપમાનની ભરપાઈ થાય, એવો ઉન્માદ આપણામાં સંચરતો જાય છે. 'धर्मो धारयते प्रजा:' એ શ્રદ્ધા તજીને હિંદુસ્તાન 'राष्ट्रदेवो भव' એ ધ્યાનમંત્ર સ્વીકારતું જાય છે.

'मातृदेवो भव', 'अतिथिदेवो भव', 'आचार्यदेवो भव' વગેરે જૂના મંત્રોની ભાવનાથી જ જો આ નવો 'राष्ट्रदेवो भव'નો મંત્ર સ્વીકાર્યો હોય તો કશો વાંધો નથી. માબાપ, ગુરુ અથવા અતિથિ પ્રત્યે આદરભાવ રાખવો, તેમની પૂજા કરવી, તેમની આગળ પોતાનાં સ્વાર્થ કે અભિમાન બિલકુલ ન રાખવાં એ જેમ આપણો ધર્મ છે તે જ પ્રમાણે રાષ્ટ્રહિતની આગળ પણ કોઈ પણ માણસે પોતાના સ્વાર્થનો વિચારસરખો ન કરવો જોઈએ, રાષ્ટ્રહિતને બાધ ન આવે એવી જ રીતે સ્વાર્થનો વિચાર કરવો જોઈએ. અને રાષ્ટ્રને જરૂર હોય ત્યારે પોતાના જાનમાલની કુરબાની પણ કરવા તૈયાર રહેવું જોઈએ એ ભાવના હોય તો તે અવશ્ય પવિત્ર છે. પોતાના રાષ્ટ્રમાં શ્રદ્ધા રાખવી, પોતાના રાષ્ટ્રની શક્તિ અને તેના ભાવિને વિશે અઢળ નિષ્ઠા રાખવી, જાતિ જાતિ વચ્ચે અથવા વર્ગ વર્ગ વચ્ચે જ્યારે અણબનાવ અગર કડવાશ ઊભાં થાય ત્યારે પોતાનું રાષ્ટ્ર પોતાને વહેલોમોડો જરૂર ઈનસાફ આપશે એવો વિશ્વાસ રાખવો એ જો 'राष्ट्रदेवो भव'નો અર્થ હોય તો તે યથાર્થ છે અને અમને પ્રિય છે. દેશને દેવીનું સ્વરૂપ માનવાની પ્રથા બહુ જૂની છે. 'अहं राष्ट्री संगमनी' વગેરે સૂક્તોમાં જગન્માત' એ જ રાષ્ટ્રનું રૂપ ધારણ કરી રહેલી છે એવો ભાવ છે એમ મનાય છે. અને તેથી જો આપણે ધર્મનું પાલન કરીએ તો દેશનું પાલન એની મેળે જ થઈ જાય છે એ માન્યતા હિંદુઓના લોહીમાં રહેલી છે. જ્ઞાતાઓને એનું ભાન હશે, આમવર્ગના અંતરમાં તે અજાણ્યાં વાસ કરતી હશે. આજનો યુગધર્મ ઓળખી પ્રજા આગળ તે સ્પષ્ટ રૂપમાં મૂકવા માટે 'राष्ट्रदेवो भव' એ મંત્રની ગર્જના થતી હોય તો તે ઇષ્ટ જ છે.

પણ આ મંત્રની પાછળ ઉપરની શુદ્ધ સ્વદેશી ભાવના જ છે એવી આજકાલ ખાતરી થતી નથી. અશ્રદ્ધાએ હિંદુસ્તાનને આજે ઘેર્યું છે. ઈશ્વરના કરતાં પણ પાશ્ચાત્ય નીતિ બલીયસી છે એમ આપણા લોકો માનતા થઈ ગયા છે. ભ્રમરીકીટક ન્યાય જો ક્યાંયે સાચો પડ્યો હોય તો તે આપણા દેશમાં. કવિઓ કહે છે કે ભમરી જ્યારે ઇયળને પકડે છે ત્યારે બીકની મારી ઇયળ ભમરીનું એટલું બધું ધ્યાન ધરે છે કે અંતે તે પોતે જ ભમરી થઈ જાય છે. આપણા લોકોમાં પાશ્ચાત્યોની શક્તિ વિશે જે બીક પેસી ગઈ છે તેને લીધે જ આપણે સ્વધર્મ છોડીને તેમના જેવા બનતા જઈએ છીએ. આપણે જો દેશને નિર્ભય કરવો હોય, દેશનો ઉદ્ધાર એ જ જો આપણા પ્રયત્નોના એકમાત્ર હેતુ હોય, ધર્મસંસ્થાપના આપણું લક્ષ્ય હોય, તો આજે પાશ્ચાત્યોના આ રાષ્ટ્રપૂજાધર્મનું

આસુરી સ્વરૂપ આપણી આગળ સ્પષ્ટ થવું જોઈએ. આ રાષ્ટ્રપૂજાધર્મે પાશ્ચાત્ય પ્રજાઓને કેવી ઘેરી છે, એ ધર્મના પ્રભાવે એ પ્રજાઓ કેવી પ્રભુપરાઙ્મુખ બની ગઈ છે અને પોતાની મેળે જ વિનાશના મોંમાં કેવી ધસી રહી છે એની મીમાંસા કરવી આજે જરૂરી થયું છે. જેઓ હજુ એના પ્રવાહમાં સંપૂર્ણપણે સપડાયા નથી તેમણે એ બધું જાણી લેવું અને વેળાસર ચેતવું એ અત્યંત અગત્યનું છે.

(અમદાવાદના ગૂજરાત મહાવિદ્યાલયમાં કવિવર રવીન્દ્રનાથ ઠાકુરનું Nationalism ઉપર શરૂ કરેલી વ્યાખ્યાનમાળાનું પ્રાસ્તાવિક ભાષણ – ડિસેમ્બર, ૧૯૨૦.)

# ૧૩. રવિબાબુના આક્ષેપ

બંગભંગ પછી બંગાળમાં જે સ્વાવલંબનની હિલચાલ સ્વદેશી હિલચાલના રૂપમાં જાગી ઊઠી તેનું માન કવિવર રવીન્દ્રનાથને ઘટે છે એ ઘણા જણ જાણતા નહીં હોય. સ્વદેશી સાથે બહિષ્કાર પણ હોય એવું કેટલેક અંશે તેઓશ્રીનું તે વખતે માનવું ખરું. પણ પછી જ્યારે બહિષ્કાર પાછળ કેળવાયેલી વિરોધ વૃત્તિએ પોતાની મર્યાદા છોડી જબરદસ્તીનું રૂપ લેવા માંડયું ત્યારે કવીન્દ્ર જાગ્યા. તેમના પવિત્ર હૃદયને આઘાત પહોંચ્યો. તેમણે પોતાની ભૂલ જોઈ. ભૂલ જોઈ કે તરત સ્વદેશીની હિલચાલમાંથી જ હાથ ધોઈ નાખ્યા – અસહકાર કર્યો. અને શાંતિનિકેતનની પોતાની પ્રિય પ્રવૃત્તિમાં પરોવાઈ ગયા. તે વખતે એમના ઉપર ટીકાનો ચોગરદમથી મારો ચાલ્યો, કવિશ્રી ડરી ગયા એમ ઘણા કહેવા લાગ્યા, છતાં તેમણે તો તે હિલચાલ છોડી તે છોડી જ. એમણે પોતાના ગામડામાં એક પરસ્પર સહકારી પ્રવૃત્તિ ઉઠાવી, પણ એ પ્રવૃત્તિ તેઓ જોશભેર ચલાવી શકયા નહીં કવિશ્રી લખે છે, 'આ પ્રવૃત્તિ કરતાં કવિતા લખવામાં જ મને સફળતા મળી છે.'

'જદિ તોર ડાક શુને કેઓ ના આશે, તબે એકલા ચલો રે.'

આ કવિતામાં તેમણે પોતાની તે વખતની વૃત્તિને અમર કરી છે. ટીકા ચાલતી ત્યાં સુધી તો કવિશ્રી મૂંગા જ રહ્યા. બંગભંગની હિલચાલ ઓસરી ગયા પછી 'ઘરે-બાહિરે' નામની એક ચળકાટ મારતા રત્ન સમી નવલકથા લખીને તેમણે પોતાની બહિષ્કારના અત્યાચાર સામેની ફિલસૂફી દુનિયા સામે રજૂ કરી છે. બંગભંગની હિલચાલ પછી રવીન્દ્રનાથ કોઈ પણ હિલચાલમાં પડયા જ નથી. દરેક પ્રવૃત્તિનો વિચાર કરવો, તેના ઊંડાણમાં ઊતરી તેનું રહસ્ય જાણી લેવું અને તે વિશેના પોતાના વિચારો જાહેર કરવા કે કવિતામાં ગૂંથવા એટલાથી જ તેઓ સંતોષ માનતા જણાય છે. તેમના પ્રાણપ્રિય અપત્ય શાંતિનિકેતન(બોલપુરનું બ્રહ્મવિદ્યાલય)ની પ્રવૃત્તિ અબાધિત ચાલતી આવી છે એટલું ખરું. આ સંસ્થામાં શુદ્ધ અધ્યયનનું અને કાવ્યનું વાતાવરણ અબાધિત રાખવાની તેમની ચિંતા સ્પષ્ટ

છે. તેઓ માને છે કે જ્યાં સુધી દેશાભિમાનની મદિરાને તેઓ વશ હતા ત્યાં સુધી તેમની સંસ્થા હમેશાં કષ્ટ જ વેઠતી હતી. હવે નિરાગ્રહી વૃત્તિ અખત્યાર કર્યાથી અને સઘળું ઈશ્વરને જ અર્પણ કરવાથી એ નિશાળ પોતાની મેળે જ ઉન્નતિ કરી રહી છે. બોલપુરની આ શિક્ષણવિષયક પ્રવૃત્તિને લક્ષમાં લેવા છતાં પાદરી મિ. હોમ્સે રોમેન રોલેન્ડ વિશે જે કહ્યું છે તે જ રવિબાબુને પણ અક્ષરે-અક્ષર લાગુ પડે છે :

"તેઓ કવિ છે, જ્ઞાનદીપ છે, પણ લોકનાયક નથી સામાન્ય જનતાને ક્રાંતિ કરવા તેઓ દોરે એ કલ્પનામાં પણ ન આવી શકે એવી વાત છે. તેઓ હંમેશાં યુદ્ધની અંદર નહીં પણ યુદ્ધથી પર રહે છે. તેઓ આ વ્યવહારી દુનિયાના વાસી રહ્યા નથી. તેઓ આદર્શની દુનિયામાંથી ઊતરતા જ નથી."

આમ દુનિયાથી દૂર રહેવામાં લાભ પણ છે અને હાનિ પણ છે. દુન્યવી હિલચાલોથી અળગા રહેવાથી કોઈ પણ હિલચાલના રાગદ્વેષનો રંગ માણસના મન પર ચડતો નથી. રમતની બહાર રહીને જેમ રમતનું સંપૂર્ણ સ્વરૂપ જોઈ શકાય છે, તેમ માણસ તટસ્થ હોય તો તે કોઈ પણ હિલચાલનું સાચું સ્વરૂપ તરત સમજી શકે છે એ ખરું, પણ તેમાં હાનિ પણ તેટલી જ છે. માણસ આદર્શ દુનિયામાં ભલે વિહરતો હોય છતાં એ આદર્શ દુનિયા આખરે દુન્યવી અનુભવરૂપી શેષના માથા ઉપર જ ટકી રહી છે. દુનિયાનો અનુભવ તાજો ન હોય તો દુન્યવી હિલચાલો ઉપર ટીકા કરતાં કે નિર્ણય બાંધતાં કવિ પણ ગોથાં ખાય એ બનવાજોગ છે. દરેક ધર્મનું શુદ્ધ સ્વરૂપ જુદું હોય છે, અને અજ્ઞાન લોકો પોતાની ખામીઓને લીધે તેને આપે છે તે સ્વરૂપ જુદું હોય છે. ઘણી વાર ધાર્મિક ઝઘડાઓમાં દરેક ધર્મનો માણસ પોતાના ધર્મનો બચાવ કરતી વેળા તેનું આદર્શ સ્વરૂપ દૃષ્ટિ સામે રાખે છે, પણ સામા પક્ષ ઉપરની ટીકા તો તેનું વિકૃતિ પામેલું સ્વરૂપ જ કેમ જાણે યથાર્થ સ્વરૂપ હોય એમ માનીને કરે છે. જો મૂળ આદર્શ સ્વરૂપ લુપ્ત જ થઈ ગયું હોય તો આમ કરવું વખતે વાજબી ગણાય. પણ જ્યાં સુધી અગ્નિ જાજ્વલ્યમાન છે, ત્યાં સુધી વચમાં વચમાં તેમાંથી નીકળતા ધુમાડા ઉપરથી અગ્નિનું લક્ષણ બાંધવું કે તેની વ્યાખ્યા કરવી એ ઠીક ન ગણાય. આજે રવીન્દ્રનાથ હિંદુસ્તાનમાં હોત અને અસહકારની આપણી નવી હિલચાલ રાષ્ટ્રમાં — રાષ્ટ્રના દરેક વર્ગમાં કેટલી ભારે અંતઃશુદ્ધિ કરી રહી છે તે જોઈ શક્યા હોત તો અસહકારનું સાચું સ્વરૂપ તેમના ધ્યાન બહાર ન જ રહ્યું હોત. અસહકાર જે ધર્મ સૂચવે છે તે સનાતન છે. માતૃભૂમિ પ્રત્યેની પોતાની ફરજ કંઈ સરકારના અન્યાય પછી જ અગર તેને લીધે જ ઉત્પન્ન નથી થતી. તમે અમને ન્યાય નહીં આપો, સ્વરાજ નહીં આપો તો અમે માતૃભૂમિની સેવા કરશું એમ કહેવું કેટલું હાસ્યાસ્પદ છે એ સૌ કોઈ જાણે છે. પણ જેઓ માતૃભૂમિની સેવા કરતા નથી અથવા અત્યાર સુધી કરતા ન હતા, જેઓ પારકાને હાથે જ દેશનો ઉદ્ધાર થવાનો છે એમ માનતા હતા, મોક્ષની પણ ભીખ માગતા હતા, એવાઓને રસ્તે ચડાવવાનું કામ

જ્યારે તેઓ અત્યંત નિરાશ થયેલા હોય છે, કડવા અનુભવે તેમની આંખોને ઉઘાડી દીધી હોય છે તેવી જ ક્ષણે કરી શકાય છે, એ સનાતન સત્ય સમર્થ નવલકથાકાર રવીન્દ્રનાથના ધ્યાન બહાર ન રહેવું ઘટે. સેંકડો વરસ જુલમ તળે ચગદાઈને નમાલી થયેલી પ્રજાને પણ અસહ્ય થઈ જાય એવો જુલમ જ્યારે ગુજરવામાં આવે ત્યારે રવીન્દ્રનાથ તેમને શી સલાહ આપે છે? રવીન્દ્રનાથ કહે છે, 'ભાઈઓ, જુલમ સહન કરો, પણ જુલમને વશ ન થાઓ. સહન કરીને મોટા થાઓ. એટલા બધા મોટા થાઓ કે, તમારા સુધી જુલમ પહોંચી પણ ન શકે. તમે તમારું કર્તવ્ય કર્યા જ કરો. આ બાહ્ય માયા એની મેળે જ ખરી પડશે.'

ગાંધીજી પણ બીજું શું કહે છે? તેઓ કહે છે, આપણે ધારીએ તો આજે જ મોટા છીએ. આપણે જ આ માયા નિર્માણ કરી છે. આપણને ઢસડનારી દોરીનો છેડો તો આપણે પોતાને હાથે જ પકડી રાખ્યો છે. તે છોડી દો, એટલે આપણે મુક્ત જ છીએ. માત્ર તેઓ ચેતવે છે કે જો તુરત જ ચેતી જઈને આપણે જુલમગારનો ઝાલેલો હાથ છોડી નહીં દઈએ તો આપણી શી વલે થશે તે કહી શકાતું નથી. આ ઉપદેશમાં અગર તેના અમલમાં કવિશ્રીને પરદેશોની પ્રજા આગળ પોતાના દેશને સારુ શરમાવા જેવું શું છે? બંનેનો ઉપદેશ સરખો જ છે. ફરક એટલો જ છે કે એક ઉપદેશ કર્મવીરનો છે અને બીજો ફિલસૂફનો છે.

બહિષ્કારની હિલચાલમાં જેમ અંગ્રેજ લોકોનો દ્વેષ હતો તેમ અસહકારની હિલચાલમાં અંગ્રેજી સંસ્કૃતિનો દ્વેષ હશે એવી શંકા રવિબાબુને આવી છે. રવિબાબુ પોતે અંગ્રેજ સરકાર અને અંગ્રેજ પ્રજા વચ્ચે ભેદ કરે છે, અથવા એમના જ શબ્દોમાં કહીએ તો અંગ્રેજ લોકો જુદા છે, સાદા છે, ભલા છે, અને અંગ્રેજ 'નેશન' જુદી છે, રાક્ષસી છે. આ તેમનો ભેદ હિંદુસ્તાનને ગળે ઊતર્યો છે, અને તેથી જ આજનો અસહકાર અંગ્રેજ પ્રજા કે અંગ્રેજ પ્રજાની સંસ્કૃતિની સામે નથી, પણ અંગ્રેજી સલ્તનત અને જે સાધનો વડે આ સલ્તનત આટલી માતી છે તે સાધનોની સામે છે. સરકારે આપણને તરછોડી કાઢ્યાથી આપણે નિરાશ થઈને અસહકાર અખત્યાર કર્યો છે એમ કહેવું યોગ્ય નથી. એ વાત સાચી છે કે ગાંધીજીનો અંગ્રેજી સલ્તનત ઉપરનો વિશ્વાસ બહુ જ મોડો ઊઠ્યો; અંગ્રેજી સલ્તનતનું યથાર્થ સ્વરૂપ બીજા કેટલાક દેશભક્તો ગાંધીજી કરતાં વહેલા સમજી શકેલા; પણ તેથી અસહકારની હિલચાલને શરમાવા જેવું કશું છે જ નહીં. જાગ્યા ત્યાંથી સવાર માનીને જેઓ તત્ક્ષણ કાર્ય કરવા મંડી જાય છે તેઓને 'હું વહેલો જાગ્યો હતો' એટલું જ જેઓ કહી શકે છે તેઓનાથી શરમાવા જેવું કશું નથી.

'કેળવણીમાં અસહકાર કરવામાં આત્મઘાત છે, મનુષ્યજાતિ વિશે અશ્રદ્ધા છે, ઈશ્વરના મંગલ હેતુ વિશે નાસ્તિકતા છે' એમ બીજા કેટલાક આગેવાનોની પેઠે રવિબાબુનું પણ માનવું છે. રવિબાબુ મહાન શિક્ષણશાસ્ત્રી છે, કેળવણીના પ્રયોગની બાબતમાં એમને નિર્મળ દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે, અને તેથી એમની ટીકા હમેશાં

જ ગંભીર વિચારને લાયક હોય છે. તેઓ કહે છે કે અંગ્રેજી સાહિત્ય અને અંગ્રેજી વિચારરાશિ એ પણ ઈશ્વરી ઇચ્છાને અનુસાર જ ખીલ્યાં છે, 'તેમાં કાંઈ માલ નથી, ચિરંતન સત્ય નથી, માનવી કલ્યાણના અંશો નથી' એમ માનવું એ નાસ્તિકતા છે. યુરોપ પાસેથી લેવા લાયક આપણે માટે કશું છે જ નહીં એમ માનવું એ ઈશ્વર પ્રત્યે અને માનવજાતિના આત્મા પ્રત્યે બેવફાઈ છે એમ તેઓ ચેતવે છે. આમાં અમારો મતભેદ છે જ નહીં. રવિબાબુ કહે છે, જ્યારે હું દુનિયામાં પોકારી રહ્યો છું કે દુનિયાની મહાન પ્રજાઓએ આપસમાં સહકાર કરવો જોઈએ, તે જ વખતે હિંદુસ્તાને આ અસહકારની અભદ્ર હિલચાલ ક્યાંથી શરૂ કરી? અમે અમારા કવિશ્રીને નમ્રતાપૂર્વક કહેવા માગીએ છીએ કે અમે પણ દુનિયાની એકેએક મહાન પ્રજા સાથે સંસ્કૃતિની આપલે કરવાને ઇચ્છીએ છીએ. પણ આ આપલે કરવાને માટે જે પ્રાણ જોઈએ છે તે આજે આપણામાં ક્યાં છે? તે લાવવા માટે જ અમારો બ્રિટિશ સરકાર સામે અસહકાર છે. દુનિયાની એકેએક સંસ્કૃતિનો નાશ કરવા બેઠેલી નૅશનેલિઝમ અને ઇમ્પીરિયેલિઝમ — રાષ્ટ્રપ્રજાધર્મ અને સામ્રાજ્યમદ સામે અમારો અસહકાર છે. અંગ્રેજ લોકો અમને ભાઈ સમાન છે, અંગ્રેજી સાહિત્ય અમને બંગાળી સાહિત્ય જેટલું જ મીઠું લાગે છે; કાલિદાસ, ભાસ કે વ્યાસ અમને જેટલા પૂજ્ય છે તેટલા જ કાર્લાઈલ, રસ્કિન કે ટૉલ્સ્ટૉય અમને આદરણીય છે; રવિબાબુને અમે જે માન આપીએ છીએ તે જ માન પૉલ રિશારને પણ આપવાને તૈયાર છીએ.

એટલું જ નહીં, પણ અમે પણ માનીએ છીએ કે આજે ભારતીય સમાજ-શાસ્ત્રની પુનર્રચના અને ભારતીય સંસ્કૃતિનો જીર્ણોદ્ધાર કરવામાં અંગ્રેજી વિચારનું અધ્યયન ઉપયોગી છે. એકબીજાથી સાવ નોખી એવી કલ્પનાઓ જોડાજોડ આવવાથી તેમના પરસ્પર ઘર્ષણ દ્વારા નવીન સૃષ્ટિ, નવો વિચારરાશિ પેદા થાય છે એ અમારાથી અજાણ્યું નથી. હિંદી પ્રજાની પુનર્જાગૃતિમાં અંગ્રેજી સાહિત્યનો ફાળો બહોળો છે, એ અમે હમેશાં સ્વીકાર્યું છે. પણ એ ઉપરથી કોઈ કાળે એમ સિદ્ધ ન થઈ શકે કે હિંદી સંસ્કૃતિ આપણા માટે અપૂરી — અધૂરી છે. સરખામણીથી જ એનું સંપૂર્ણ સ્વરૂપ આપણે જાણી શકીએ છીએ. એટલા માટે પાશ્ચાત્ય સંસ્કૃતિને અથવા અંગ્રેજી સાહિત્યને આપણે કેળવણીનો પાયો બનાવવાની જરૂર નથી, એટલું જ નહીં પણ સાર્વત્રિક કેળવણીનું તે એક આવશ્યક અંગ છે એમ માનવાનું પણ કંઈ કારણ નથી. અંગ્રેજી કેળવણીથી જે સ્વાભાવિક લાભ માણસને થઈ શકે તે પણ આજે આપણને થઈ શકતો નથી. જેમ માંદાઓમાં મસાલાદાર પૌષ્ટિક ખોરાક હજમ કરવાની તાકાત નથી હોતી, તેમ પારતંત્ર્ય-જવરથી પીડાતી પ્રજાને માટે અંગ્રેજી કેળવણીનું દૂધ પણ ઝેર સમાન થઈ જાય છે. જ્યાં સુધી અંગ્રેજ સરકારની જોહુકમી તળે આપણે દબાયેલા છીએ ત્યાં સુધી અંગ્રેજ પ્રજા સાથે સહકાર કરવો પણ મુશ્કેલ છે અને અંગ્રેજી સાહિત્યમાંથી પૌષ્ટિક તત્ત્વો લેવાને પણ આપણે અશક્ત બનીએ છીએ, મિ. ઍન્ડ્રૂઝ જેવો સાધુપુરુષ પણ

રાજ્યકર્તાની ન્યાતનો છે એ વસ્તુસ્થિતિ ભૂલી જતાં કેટલો પ્રયાસ પડે છે એનો પ્રસ્તુત લેખકને ખૂબ ખ્યાલ છે. પણ એ ઉપરથી રવિબાબુએ એમ ન માનવું કે અમે ગોરી ચામડી માત્ર દુષ્ટવૃત્તિથી જ ભરેલી છે, અને અંગ્રેજી સાહિત્યમાં શેતાનિયત સિવાય બીજું કશું જ નથી એવું માનનારની કોટિના છીએ. અંગ્રેજ સરકાર અને અંગ્રેજી પ્રજા એ બે વચ્ચે ભેદ કરવાની શક્તિ રવિબાબુને પણ સરકાર જોડે ઓછીવત્તો અસહકાર કરવાથી જ પ્રાપ્ત થઈ છે. આજે એ જ માર્ગ પ્રજા ગ્રહણ કરી રહી છે. એનું વિગતવાર વર્ણન રવિબાબુને યુરોપમાં મળ્યું નથી તેથી જ તેઓ ગેરસમજ કરી બેઠા છે.

પણ આ ગેરસમજ કેવળ વિગતોના અજ્ઞાનને લીધે જ છે એમ પણ નથી. એમાં તાત્ત્વિક માન્યતાનો પણ કંઈક ફાળો અવશ્ય છે. રવિબાબુ ત્યાગવૃત્તિને, સંયમ અને તપસ્યાને, બહુ ચાહતા નથી; વૈરાગ્યસાધનાથી મળતી મુક્તિ તેમને નથી જોઈતી; જીવન સત્ય છે, તે જીવીને જ મોક્ષ મેળવો; જીવનના આનંદ દ્વારા જ 'ભૂમા'નો આનંદ મળી શકે છે, આવી તેમની ફિલસૂફી છે. આમાં અમે તો માયાવાદની સંપૂર્ણતા જ જોઈએ છીએ. માયાવાદ જગતને મિથ્યા ગણે છે, પણ જગતને માયા ગણીને કાઢી નાખવાથી જેમ તે દૂર નથી જતું તેમ પાપ પણ તેને મિથ્યા કહેવાથી આપણને છોડી નથી જતું. ભગવાન બુદ્ધની પેઠે આ 'માર' સાથે લડયે જ છૂટકો. રવિબાબુની ફિલસૂફી સંપૂર્ણ છે, પણ તે કાર્યપ્રવણ નથી એમ અમને હમેશાં લાગ્યું છે. રવિબાબુનું જ એક દૃષ્ટાંત લઈએ તો તેમના તત્ત્વજ્ઞાનની સંપૂર્ણતા કોક વાર ઉકાળેલા ઈંડાની સંપૂર્ણતા જેવી થઈ જાય છે: સુંદર, સર્વાંગસંપૂર્ણ, અને છતાંયે પ્રાણ કે પ્રાણી પેદા કરવાની શક્તિ વગરની. રવિબાબુને પણ એનું કંઈક ભાન હશે જ. તેથી જ તેઓ હમેશાં કહ્યા કરે છે કે હું વીર નથી, કવિ છું. અસહકાર નેતિવાદી છે એ એમની ટીકા તેમની ફિલસૂફીને જ વધારે બંધબેસતી છે. તમે જે નૅશનેલિઝમ તરફ જાઓ છો તે રસ્તો વિનાશનો છે એ યુરોપને સિદ્ધ કરી આપ્યા પછી તેઓ કહે છે, ત્યારે સાચો રસ્તો કયો એમ તમે પૂછશો તો હું એટલું જ કહી શકીશ કે તમે તમારી વૃત્તિમાં ફેર કરશો તો જ 'બિગરી સુધારી' શકશો.

પણ એવો વૃત્તિમાં ફેર કેમ થાય? ગામડિયા લોકો જેમ કાંકરાથી જ હિસાબ ગણી શકે છે તેમ પ્રાકૃત લોકો પણ કર્મ દ્વારા જ નવો વિચાર ગ્રહણ કરી શકે છે.

જ્યારે અમે કહીએ છીએ કે હિંદુસ્તાનમાં પ્રાણ આવે ત્યારે જ હિંદુસ્તાન દુનિયાની સેવા કરી શકે. ત્યારે પ્રાણનો અર્થ સૈન્ય કે સંપત્તિ એવો રવિબાબુ શા સારુ કરે છે? હિંદુસ્તાનમાં આત્મશ્રદ્ધાનો પ્રાણ જોઈએ છે. હિંદુસ્તાનમાં સ્વદેશી સંસ્કૃતિ ઉપરની શ્રદ્ધા ફરી ઉત્પન્ન થવી જોઈએ છે. બાહ્ય સાધનો કરતાં સ્વમાન, આબરૂ અને માનસિક સ્વાતંત્ર્યમાં રાષ્ટ્રનો પ્રાણ રહેલો હોય છે એવું ભાન થવું જોઈએ. અસહકાર એ સંન્યાસ છે, એમાં આત્મનાશનાં બીજ છે, એમ માનવાનું કારણ નથી. રવિબાબુ કહે છે, જીવન ઉપર વિશ્વાસ રાખો. પ્રેમ

ઉપર વિશ્વાસ રાખો. અમે પણ એ જ કહીએ છીએ. જીવન અને પ્રેમ પોતાની મેળે પોતાનું કામ કરી શકે છે. રોગનાં બીજનો નાશ કરો એટલે આરોગ્ય અને તંદુરસ્તી એની મેળે આવશે; પછી તેમનું ખાસ આવાહન કરવાની કંઈ જરૂર નથી. જીવન અને ચૈતન્યને તેડી લાવવા જવું પડતું નથી; તેના માર્ગમાં નડતરો છે એટલાં કાઢી નાખીએ એટલે જ બસ છે. રવિબાબુ કહે છે તેમ અંતિમ સત્ય તો 'સનાતન હા' અથવા ૐ એ જ છે, પણ તેનું સંગીત સાંભળવા માટે ઘોંઘાટને દૂર કરવો પડે છે. આ દુનિયા છે જ નહીં, માણસ બદ્ધ હતો જ નહીં, માણસ શુદ્ધબુદ્ધ નિત્યમુક્ત છે જ, એમ જ માનવું હોય તો તો સાધનાની જરૂર રહેતી નથી જ. રવિબાબુની ફિલસૂફી આવી વંધ્યા નથી, તેથી જ અમને આશા છે કે અસહકારનો માર્ગ આત્મશુદ્ધિનો છે, બ્રહ્મસાધનાનો છે, સ્વકર્તવ્યપાલનનો છે, તંબૂરાનો વિસંવાદ કાઢી નાખવાનો છે, એ તેઓ સહેજે સમજી શકશે.

આજે નવજુવાનોની રાષ્ટ્રીય કેળવણી સુધ્ધાં મુલતવી રાખવાની જે સૂચના થઈ છે તે ઊછરતી પેઢીને જ્ઞાનથી વંચિત રાખવા માટે નથી, પણ આજના પ્રસંગે અત્યંત જરૂરની અસાધારણ કેળવણી આપવા ખાતર સામાન્ય કેળવણી થોડા સમય માટે મુલતવી રાખવાની એ સૂચના છે. હર્બર્ટ સ્પેન્સરે કેળવણીની ચર્ચા કરતી વખતે કહ્યું છે કે, આત્મરક્ષણની કેળવણી એ સૌથી શ્રેષ્ઠ કેળવણી છે; તે આપ્યા પછી જ સાહિત્ય, સંગીત અને કલાની કેળવણી અપાય. અસહકારમાં જોડાઈ રાષ્ટ્રસેવા કરવામાં વિદ્યાર્થીઓને અત્યંત વ્યાપક અર્થમાં આત્મરક્ષણની ભારેમાં ભારે કેળવણી મળી રહી છે, તેની કદર કરતાં આપણે કાં ન શીખીએ? બ્રહ્મચર્યાશ્રમમાં એક પણ છોકરો ટાઇફૉઈડથી પીડાતો હોય તો ચાલતી શાળામાં રજા પાળી બધા શિક્ષકો અને વિદ્યાર્થીઓ એક બીમાર ભાઈની સેવામાં રોકાઈ રહે એ જો મુનાસબ હોય તો આખું રાષ્ટ્ર જ્યારે અપમાન અને ભૂખમરાથી કષ્ટાતું હોય તેવે વખતે સામાન્ય કેળવણી છોડી આખો વિદ્યાર્થીવર્ગ રાષ્ટ્રસેવામાં જોડાઈ જાય એમાં કયે ઠેકાણે આત્મનાશ છે? ઊલટું રાષ્ટ્ર ભારેમાં ભારે સંકટમાં હોય તેવે વખતે જાણે કશું થયું જ ન હોય એમ માની નિયમસર દેશભક્તિનાં ગીતો ગાવાં અને વર્ગમાં બેસી તેમણે ઈતિહાસ, અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર ઉપર લાંબાં લાંબાં વિવેચનો સાંભળવાં એમાં જ અધોગામી કેળવણી નથી?

સામાન્ય કેળવણી મુલતવી રાખવાના આ દિવસોમાં જો આપણે આપણા વિદ્યાર્થીઓને દેશસેવા સાથે ઝૂંપડાંમાં વસતા સ્વદેશનું સંગીન જ્ઞાન આપીએ, આપણા ઈસ્લામી ભાઈઓના ધર્મ, ઈતિહાસ અને સંસ્કૃતિનું જ્ઞાન આપીએ, તો તેમાં શું ખોટું છે? આજનો અસહકાર એ સ્વદેશી ધર્મનું પાલન કરી દહાડે દહાડે વધતા જતા અને આખરે વિશ્વવ્યાપી બનતા સહકારનું પ્રથમ પગથિયું છે.

('નવજીવન,' ૯-૬-'૨૧)

# ૧૪. યુગમૂર્તિનું અવસાન

ગુરુદેવ શ્રી રવીન્દ્રનાથ ઠાકુર વિશે કાંઈ લખવું મારે માટે સહેલું નથી. એમની સાથેનો મારો પરિચય સાવ સાહિત્ય પૂરતો ન હતો. હું એમની સંસ્થામાં – એમના પ્રિય શાંતિનિકેતનમાં લગભગ છ મહિના રહ્યો અને મેં એમની દેખરેખ તળે કામ પણ કર્યું હતું. તે પછી પણ અનેક વાર એમને મળવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું છે. અને કોક કોક વાર એમની સાથે વિચારવિનિમય પણ કરી શકયો છું.

સન ૧૯૩૭ના માર્ચમાં કલકત્તામાં, સર્વ-ધર્મ-પરિષદને અવસરે વાર્ધકયથી કાંઈક કરમાયેલી, ગેરુઆ રંગની ચાદરમાં શોભતી એમની ભવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં હતાં! આજ પણ એ મૂર્તિ મારી નજર સામે એવી ને એવી જ, વિરાજમાન છે.

રવીન્દ્રનાથ ઠાકુર ભારતીય સંસ્કૃતિની યુગમૂર્તિ હતા. એમના સહજ-સંભાષણનો લાભ પણ તીર્થસ્નાન જેવો આહ્‌લાદક અને પાવન હતો. પોતાની સ્વાભાવિક મહાનતાથી એમણે અસંખ્ય સ્વદેશી તેમ જ વિદેશી હૃદયોને મોહી લીધાં હતાં. એમની વસુધૈવ કુટુમ્બકમ્‌ની વૃત્તિને લીધે અને અખિલ માનવજાતિના કલ્યાણની નિરંતર ચિંતાને કારણે સંસારના કેટલાયે મહાપુરુષોને તેઓ પોતાના સ્વકીય સજજન જેવા જ લાગતા હતા. અને તેથી જ એમના નિધનથી અખિલ જગતના સંસ્કારી લોકો જો શોકવિહ્‌વળ થઈ ગયા હોય તો જરાયે આશ્ચર્ય જેવું નથી. પણ રવીન્દ્રનાથે દુ:ખ અને મરણનું ચિરચિંતન કરીને જે તત્ત્વજ્ઞાન આપણને શીખવ્યું છે તે જ આપણને આ શોકનું સંવરણ કરવાનું સૂચવે છે.

અઢી હજાર વરસ પર આપણા જ દેશમાં, જયારે બુદ્ધ ભગવાનનો અંતકાળ સમીપ આવ્યો અને એમના શિષ્યો રોવા લાગ્યા ત્યારે ભગવાને એમને ઠપકો દીધો કે, “અરે ભાઈ, હું રોજ તમને કહેતો આવ્યો છું કે સંયુક્ત વસ્તુઓનો વિયોગ અવશ્ય થવાનો જ છે. એ અટલ છે. પછી આ શરીર પડે તેમાં તમે દુ:ખ શાને કરો છો?” સુદૂર યુનાનમાં બુદ્ધ ભગવાનના સમકાલીન સુકરાતે (સોક્રેટિસે) પણ પોતાના શિષ્યોને કહ્યું હતું કે, “આત્મા અમર છે એ સિદ્ધાંત મારી પાસેથી શીખ્યા પછી શરીરને બચાવવા માટે બંદીગૃહથી નાસી જવાની સલાહ તમે મને શી રીતે આપી શકો? દેહદંડનો સ્વીકાર કરવામાં મને જરાયે દુ:ખ થતું નથી. તમને પણ ન થવું જોઈએ.”

શ્રી રવીન્દ્રનાથ ઠાકુર એક ડગલું આગળ વધી વૈદિક આર્યોની પેઠે કહેતા કે “મૃત્યુ નથી ભીષણ અને નથી વિકરાળ. એ તો મનુષ્યના પરમ સખા છે. પરમ મંગલ પરમાત્માના દૂત છે. એના આગમનથી આપણે ભયભીત ન થવું ઘટે. એનો તો પ્રેમપૂર્વક સત્કાર કરી અતિથિને આદરસહિત અર્ઘ્ય અર્પણ કરીએ

છીએ, તે જ પ્રમાણે આપણું જીવનસર્વસ્વ એને અર્પણ કરી કૃતાર્થ થઈ જઈએ. મૃત્યુને એક પરમ મહોત્સવ માનવો જોઈએ."

પોતાના આયુષ્યનાં એંસી વરસ ઉદાત્ત રીતે વિતાવી અખંડ સેવા દ્વારા પોતાની બધી શક્તિ માનવતાને ચરણે અર્પણ કરી પોતાની સાથે માત્ર હૃદયની ધન્યતા અને સંસારની કૃતજ્ઞતા લઈ જનારા રવીન્દ્રનાથ ઠાકુરના જીવનયજ્ઞના અવભૃથ સ્નાનને શું આપણે આપણા શોક અને વિલાપથી દૂષિત કરીશું ? કે આ પવિત્ર સુઅવસર પર એમનાં ચરણોમાં કૃતજ્ઞતાપૂર્વક શ્રાદ્ધાંજલિ અર્પણ કરી અંતે એમની રસિકભવ્ય વિભૂતિને પોતપોતાના હૃદયમાં સ્થાપીશું ?

મેં એમને ઠીક ઠીક નજીકથી જોયા હતા. એમને નોબેલ પુરસ્કાર મળ્યો તે પહેલાં જ હું એમની સંસ્થા તરફ આકર્ષાયો હતો અને એમની પાસેથી પ્રેરણા મેળવી પોતાના હૃદયને પુનિત કરવાનો સંકલ્પ પણ કર્યો હતો. મારા હૃદયમાં જેમ મહાત્મા ગાંધીને સ્થાન છે તેમ જ રવીન્દ્રનાથ ઠાકુરને પણ છે. બંનેની આર્યતા, બંનેનો માનવપ્રેમ, બંનેની પ્રેમભક્તિ અને બંનેની ધર્મનિષ્ઠા, મારી નજરે લોકોત્તર છે. ગુરુદેવના કાવ્યમય અને સંગીતમય શાંતિનિકેતનમાં જ મને મહાત્મા ગાંધીનાં પ્રથમ દર્શન થયાં. એટલે મારે માટે તો શાંતિનિકેતન પુણ્યભૂમિ જ છે.

ત્યાં જ મેં કવિવરના સાહિત્યનું થોડું અધ્યયન કર્યું.

ઈશ્વરકૃપાથી ભારતની જુદી જુદી ભાષાઓના સાહિત્યનો થોડો થોડો રસાસ્વાદ મેં લીધો છે. એટલેથી હું નિ:સંદેહ કહી શકું કે ભાષાની જે કરામત રવીન્દ્રનાથે દેખાડી તેથી વધારે તો ભાગ્યે જ કોઈએ દેખાડી હશે. એમનાં પુસ્તકોના એમણે પોતે કરેલા અંગ્રેજી અનુવાદ પણ ભાષા-સૌષ્ઠવ અને શ્રાવણ-માધુરીની દૃષ્ટિએ અંગ્રેજી ભાષાના અનોખા નમૂના મનાયા છે. પણ હું અનુભવથી કહી શકું છું કે એમના ગીતમાધુર્યનો સાચો સ્વાદ એમનાં મૂળ કાવ્ય સાંભળ્યા વગર ન જ મળી શકે. મેં તો કેટલાંક કાવ્યો એમના રજત-કોકિલકંઠે જ સાંભળ્યાં છે. એ સાંભળતાં સૂધબૂધ ભૂલીને એમ લાગતું હતું કે જાણે સાક્ષાત્ સરસ્વતીની વાણી સાંભળું છું. રવિબાબુએ ત્રણ હજાર ગીતો લખ્યાં એ કાંઈ ખાસ અગત્યની વાત નથી, પણ એમની વિશેષતા તો એ છે કે એ ગીતોમાં ભારતીય હૃદયની અક્ષયતૃતીયાની ભરતી હેલે ચડી છે. કાલિદાસ, ભવભૂતિ, જયદેવ અને જગન્નાથ આદિ કવિ સંતુષ્ટ થઈને કહી શકે કે, "આણે અમારી પરંપરા આગળ વધારી અમને જ અલ્પ કરી મૂકયા છે અને એથી જ અમારું જીવન કૃતાર્થ થઈ શકયું છે."

એવું એક પણ સાહિત્યનું ક્ષેત્ર નથી કે જેને રવીન્દ્રનાથે સ્પર્શ્યું ન હોય અને જેને પોતાના સ્પર્શથી દિવ્ય ન બનાવ્યું હોય. અસ્પૃશ્યતા એમને સ્પર્શી જ ન હતી. દરેક ક્ષેત્રમાં એમણે આપણને કાંઈક તો નવીન આપ્યું જ છે. ઉપન્યાસ, નાટક, ટૂંકી વાર્તા, ભાવગીત, ખંડકાવ્ય આદિ તો એમના પોતાના જ ક્ષેત્રની વસ્તુઓ. પરંતુ નિબંધ, સાહિત્ય-વિવેચન, છંદશાસ્ત્ર, વ્યાકરણ, શબ્દતત્ત્વ, વિજ્ઞાન વગેરે એક પણ વિષય એમણે છોડયો નથી.

રચનાત્મક કાર્યક્રમ પર ગાંધીજી આટલો ભાર શા માટે મૂકે છે એ સમજવા માટે દરેક જણે રવીન્દ્રનાથના ‘સ્વદેશી’, ‘સમાજ’ અને ‘સમૂહ’ એ ત્રણ નિબંધો વાંચવા જ જોઈએ. માનવી હૃદયની વ્યાકુળતા જોવી હોય તો રવિબાબુની ‘ચોખેર બાલિ’ વાંચો. રામાયણને પહોંચે એવી નિષ્ઠાની શોધમાં હો તો ‘નૌકાડૂબી’ વાંચો. સામાજિક સુધારની અંદર રહેલા ધર્મતત્ત્વને ઓળખવું હોય તો ‘ગોરા’નું અધ્યયન કરો. ભિન્ન ભિન્ન પ્રસંગે એમણે આપેલાં પ્રવચનો તો પ્રત્યક્ષ ઉપનિષદ જેવાં જ છે.

રવીન્દ્રનાથની દેશભક્તિ વિશે ઘણું કહેવાયું છે. તેઓ દેશભક્ત હતા એમાં તો જરાયે શંકા નથી. પણ એમની દેશભક્તિને આપણે આપણા માપદંડથી માપવી ન જોઈએ. એક રીતે એમની રાજનીતિ ઉગ્ર રૂપની જ હતી. એમણે રાજનીતિમાં પ્રત્યક્ષ ભાગ પણ લીધો હતો. બંગભંગના આંદોલનમાં એમણે પૂરા હૃદયથી પ્રમુખ ભાગ ભજવ્યો હતો. ઘણાને ખબર નહીં હોય કે એમની પ્રાણપ્રિય સંસ્થા શાંતિનિકેતનની સ્થાપનામાં આતંકયુગના પ્રવર્તક શ્રી બ્રહ્મબાંધવ ઉપાધ્યાય એમના સહકારી હતા. આજે એ સંન્યાસીની સ્મૃતિ લગભગ ભુલાઈ ગઈ છે. પણ એ કોઈ સાધારણ વ્યક્તિ ન હતા.

આગળ જતાં રવીન્દ્રનાથે જ્યારે જોયું કે દેશભક્તિમાં ચારિત્ર્યનો ઝાઝો આગ્રહ રખાતો નથી. દેશપ્રેમને નામે કોણ જાણે કેટલોય અનાચાર ચાલે છે, ત્યારે એ તરત એમાંથી નીકળી ગયા. તે વખતે દેશભક્ત કહેવડાવનારાઓએ એમને કેવી કડવી-તીખી તમતમતી સંભળાવી એ બરાબર જાણવા માટે બંગાળમાં જ જવું જોઈએ. આ આર્યપુરુષે એક શબ્દથી પણ એમનો પ્રતિવાદ ન કર્યો. બધું જ શાંતિથી સહન કરી લીધું અને કહ્યું, “જનમેદની જોઈને જ મારો જીવ ગભરાય છે. મને એકલાને જ મારી મતિ અનુસાર કામ કરવા દેજો.” તે વખતની એમની મનઃસ્થિતિ અંશતઃ એમના ‘ઘરે-બાહિરે’માં વ્યક્ત થઈ છે.

દેશભક્તિ રવીન્દ્રનાથ ઠાકુરનું વ્યસન નહીં પણ સ્વભાવ હતો. એમનો જન્મ થયો તે સમયે દેશમાં બે પ્રકારના લોકો હતા. કોઈ માનતા કે “આપણે પડેલા છીએ, તેથી આપણું જે છે તે બધું રદ્દી – નકામું છે. આપણી સંસ્કૃતિ કચરો જ છે. એને સાફ કરી આપણે આપણા રાજ્યકર્તાઓનું અનુકરણ કરવું જોઈએ.” આ લોકોની સંકીર્ણ બુદ્ધિને એ ન સૂઝયું કે અનુકરણ એ મરણ જ છે. અંધ અનુકરણ કરનારનું જીવન કૃત્રિમ બને છે, અપમાનકારક અને હાસ્યાસ્પદ બને છે એટલું એમણે સમજવું જોઈતું હતું.

આથી ઊલટું બીજો પક્ષ સમાજમાંથી આવી આત્મગ્લાનિના ભાવને દબાવવા માટે બીજે છેડે પહોંચી ગયો હતો. એને ખાતરી હતી કે, “અંગ્રેજો ખરાબ છે, એમની સંસ્કૃતિ ખરાબ છે. એમનો દ્વેષ જ કરવો જોઈએ. દિવસરાત્ર એમને વખોડવા જોઈએ. આપણું બધું જ ઉત્તમ છે. આપણે તો સંસ્કૃતિના પરમ ઉચ્ચ શિખરે વિરાજમાન છીએ, આપણે બીજા પાસેથી શું શીખવાનું હોય? આપણે

માટે શીખવા લાયક હોઈ જ શું શકે ? આપણી સંસ્કૃતિનો જયજયકાર કરી લોકોના સ્વાભિમાનને જગાડવું જોઈએ."

આ લોકોના ધ્યાનમાં ન આવ્યું કે આ વૃત્તિ પણ પેલા જેટલી જ કૃત્રિમ, હાસ્યાસ્પદ અને પોકળ છે.

રવીન્દ્રનાથે આ બંને ભૂમિકાઓનો ત્યાગ કરી કેવળ સ્વાભાવિક આર્યતાને પસંદ કરી — "તમે પોતાને ઓળખો, પોતાનું જીવન શુદ્ધ અને સમૃદ્ધ બનાવો. તમારાં તપથી તમારી શક્તિ પોતાની મેળે વધવા લાગશે અને પછી કોઈની છાતી નથી કે તમારું અપમાન કરે."

આ જ પૂનામાં — જ્યાં બેસીને હું આ લખી રહ્યો છું — આવા જ એક ટાણે લોકમાન્ય ટિળકે ચિડાઈને કહ્યું હતું, "It is the mule that has to boast of its parentage; not the horse" (ખચ્ચરને અવશ્ય પિતાની બાજુની પોતાની કુલપરંપરાનાં બણગાં ફૂંકવાં પડે. ઘોડાને એવી જરૂર નથી હોતી.) આપણે જો આપણા પૂર્વજોની પ્રતિષ્ઠાને અનુરૂપ ઉદાર રીતે જીવન જીવીએ તો પૂર્વજોની કીર્તિ પર નભવાનો વારો જ નહીં આવે. લોકો આપણને જોઈને જ આપણા પૂર્વજો વિશે ખરી કલ્પના કરી શકે એ જ ઉત્તમ છે. રવીન્દ્રનાથનું સાહિત્ય વાંચી દુનિયા એનો ઊગમ ખોળવા ભાસ અને કાલિદાસ, વ્યાસ, વાલ્મીકિ, ભારવિ અને ભવભૂતિ, કબીર, તુલસીદાસ, ચૈતન્ય અને પુરંદર વિઠ્ઠલ આદિની તપાસ કરતા આવે એ જ આપણે માટે શોભાદાયક છે,

દુનિયા કહે છે રવીન્દ્રનાથ ઠાકુર સાહિત્યસમ્રાટ હતા. મારું માનવું છે કે એમણે માત્ર સાહિત્યવિલાસ માટે સાહિત્યની ઉપાસના કરી ન હતી. મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર જેવા ધર્મપરાયણ પિતા પાસેથી એમને જે આધ્યાત્મિક વારસો મળ્યો હતો એનો જ સાહિત્યમાં વિનિયોગ કરી મનુષ્યજાતિની સેવા કરવાની ધૂન અહર્નિશ એમના પર સવાર હતી. હૃદયનો વિકાસ કર્યા વગર — એમાં માર્દવ અને આર્દ્રતા આણ્યા વગર માણસમાં માણસાઈ આવવાની નથી એ ઓળખીને જ એમણે સાહિત્ય, સંગીત, ચિત્રકળા, નૃત્યકળા આદિ બધી લલિત કલાઓની ઉપાસના શરૂ કરી. અર્થશાસ્ત્ર, ઉપયોગિતાવાદ, વૈજ્ઞાનિક શોધ, રાષ્ટ્ર સંગઠન આદિ બધી પ્રવૃત્તિ પોતપોતાને સ્થાને ઉચિત છે. પણ આ વસ્તુઓ જો માણસના હૃદયનો કબજો જ કરી લે તો એ માનવને દાનવ બનાવ્યા વિના નહીં રહે. આધુનિક ઇતિહાસ તરફ નિર્દેશ કરીને આ ચેતવણી તેઓ વારંવાર આપતા હતા.

શિક્ષણ દ્વારા જ માણસનું હૃદય કેળવાય છે. શિક્ષણપદ્ધતિ જ બગડી જાય તો મનુષ્ય-જાતિનો સર્વનાશ થઈ જાય, એ સમજી લઈને રવીન્દ્રનાથે પોતાના પિતા પાસેથી એમની ધ્યાનભૂમિ માગી લીધી અને એના ઉપર જ શાંતિનિકેતનની સ્થાપના કરી. આજે એ જ બીજ અંકુરિત થઈ એમાંથી વિશ્વભારતીનું સુંદર અને વિસ્તીર્ણ વૃક્ષ નિર્માણ થયું છે. રવીન્દ્રનાથનું યથાર્થ સ્મારક ઊભું કરવું હોય તો આપણે બધાએ મળીને આ વૃક્ષનું સારી રીતે સિંચન કરવું જોઈએ. જે

રવીન્દ્રનાથે પોતાના સમૃદ્ધ જીવનનું દાન છૂટે હાથે દુનિયાને આપ્યું એમની સંસ્થાને એમની પાછળ કોઈ જાતની અડચણ ન પડે એ જોવાનું આપણું કર્તવ્ય છે.

કવિ તરીકેની રવિ ઠાકુરની કીર્તિનો આરંભ તેરમા વર્ષથી જ થયો હતો. આ એમની પ્રતિભા એમના એંશીમા વરસ સુધી વધતી જ ચાલી. નિસર્ગ વર્ણન, પ્રણય-પ્રસંગ, પૌરાણિક એવમ્ ઐતિહાસિક કથા-પ્રસંગવર્ણન અને અધ્યાત્મ આદિ બધા જ વિષયોમાં એમણે પોતાની પ્રતિભાનો ઉત્કર્ષ બતાવ્યો છે.

ગીતાંજલિ જ્યારે અંગ્રેજીમાં પ્રકાશિત થઈ ત્યારે આપણા કેટલાક વિદ્વાન કહેવા લાગ્યા, "આમાં તે શું પડયું છે? આવા વિચારો તો અમારા તુકારામ, સુર અને તુલસીમાં છલોછલ ભરેલા છે. તુલસી, સુર અને તુકારામનો અંગ્રેજી અનુવાદ કર્યો હોય તો એમને પણ નોબેલ-પુરસ્કાર મળ્યો હોત." તુકારામનો અંગ્રેજી અનુવાદ નથી થયો એવું તો છે જ નહીં. પણ નોબેલ-પુરસ્કાર તો દૂર પણ એને માટે વાચકો પણ પૂરા ન મળ્યા. કબીરના એક સો ઉત્કૃષ્ટ દોહાઓનો અંગ્રેજી અનુવાદ રવિબાબુએ પોતે કર્યો છે. એની પ્રશંસા સર્વત્ર થાય છે. પણ તેથી કાંઈ ગીતાંજલિની મૌલિકતા અને એની સાર્વભૌમ હૃદયસ્પર્શિતા જરાયે ઓછી થતી નથી. ગૉઇટેએ પોતાનું જે વિશ્વવિખ્યાત નાટક લખ્યું એની કથાવસ્તુ એક જૂની દંતકથા જ હતી. શેક્સપિયરના દરેક નાટકનું મૂળ કોઈ જૂની વાર્તામાં મળે છે. ટેનિસનનું આર્થર-ગીત મેલરીનું જ નવું સંસ્કરણ કહી શકાય. કાલિદાસનો રઘુવંશ પણ વાલ્મીકિનું જ ઉચ્છિષ્ટ છે અને શકુંતલા તો એક પૌરાણિક કથા જ છે. ગીતાંજલિ સંત-પરંપરાની જ એક રચના છે. એટલે એમાં વૈષ્ણવ કવિઓના ભક્તિભાવનું પૂરું પ્રતિબિંબ મળે છે. પણ કોહીનૂર હીરામાં જેમ પાસા પાડયા પછી જ એની શોભા પૂરી ખીલી છે — ઉજ્જવળ થઈ — તેમ જ રવિબાબુની કાવ્યપ્રતિભાની ચમક મેળવ્યા પછી જ આ વૈષ્ણવ-ગીતો વિશ્વસાહિત્યમાં સ્થાન પામ્યાં.

કેટલાક લેખકોએ અને કવિઓએ ધ્યેયવાદ અને આધ્યાત્મિક અનુભૂતિને ગૂઢવાદ કહી એની મશ્કરી આરંભી છે. નવપ્રાપ્ત ધનરાશિથી છકેલા શ્રીમંતોની જેમ અઢારમી સદીના યુરોપીય વિજ્ઞાનવાદીઓ પણ અધ્યાત્મની ઠેકડી કરતા હતા. પોતાની ઇન્દ્રિયોની સાક્ષીને જ પ્રમાણભૂત માનનારા ઘુવડવૃત્તિના લોકો જો અધ્યાત્મ-સૂર્યનો નિષેધ કરે તો એનો વિરોધ કોઈ ન કરે. પણ પછી એવા લોકોએ ઉજ્જવળ સંતપરંપરાથી વિભૂષિત ભારતીય ભાષાના પ્રતિનિધિ હોવાનો દાવો પણ ન કરવો જોઈએ. મારા ગળામાંથી મધ્યમ સ્વરથી ઊંચા સ્વર નીકળી શકતા નથી તે કારણે તાર સ્વરનું સંગીત જ અસંભવ છે એમ કહેવું જેટલું ઉચિત લાગે તેટલી જ આ રહસ્યવાદની શૂન્યવાદ કહીને ઠેકડી કરવી ઉચિત છે. પીનારાના ઉન્માદનું અનુકરણ કરી અનધિકારી તરુણ જો આત્મિક અનુભૂતિની વાતો કરે તો એનો ઉપહાસ ખુશીથી કરી શકો છો, પણ તેથી મૂળ વસ્તુને જ ઉખેડી ફેંકી દેવાનો મિથ્યા પ્રયાસ ન કરો.

કેટલાક લોકો કહે છે કે રવીન્દ્રનાથ માનતા કે ધર્મ વ્યક્તિ સુધી, સંસ્કૃતિ સમાજ સુધી, રાજનીતિ રાષ્ટ્રીયતા સુધી અને આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ વૈજ્ઞાનિક આવિષ્કારો સુધી સીમિત છે. આવી વાતો સાંભળી હું આશ્ચર્યચકિત થઈ જાઉં છું. આ વાત સાવ આધાર વગરની છે. રવીન્દ્રનાથ એક ચુસ્ત દેશભક્ત હતા એમાં શંકા તો છે જ નહીં. પણ એમને પાશ્ચાત્ય પદ્ધતિના રાષ્ટ્રવાદ અથવા રાષ્ટ્રપૂજા સામે કેટલી ઘૃણા હતી એ જોવું હોય તો એમની અપ્રતિમ શૈલી અને સાત્ત્વિક પુણ્યપ્રકોપનો પરિચય કરાવતી 'નૅશનલિઝમ' નામની ચોપડી વાંચવી જોઈએ.

સંસ્કૃતિ વિશે એમની દૃષ્ટિ સર્વસમન્વયકારી હતી. હિંદુ, બૌદ્ધ, જૈન આદિ ઘરની સંસ્કૃતિઓનો એમણે ઊંડો અભ્યાસ કર્યો હતો અને પોતાના જીવનમાં એમને ઓળખવાનો પ્રયત્ન પણ કર્યો હતો. તે સિવાય ઈસ્લામી, જરથુષ્ટ્રી અને ખ્રિસ્તી સંસ્કૃતિને પણ તેઓ તેટલી જ આત્મીયતાની દૃષ્ટિએ જોતા. પારસી લોકોના ધર્મગુરુના જીવનકાર્ય વિશે રવિબાબુએ પોતાના 'રિલિજન ઑફ મૅન' નામના પરિપક્વ પુસ્તકમાં જે વચન કહ્યાં છે તેના કરતાં અધિક ઉદાર અથવા આત્મીયતા-ભર્યાં વચનો પારસી ધર્મ માટે અન્યત્ર ભાગ્યે જ મળે. રૂઢિવાદી લોકો જેને 'મારો' અને 'તારો' ધર્મ કહે છે તે ધર્મની રવીન્દ્રનાથને ઝાઝી પડી ન હતી. પણ એમની બધી જ પ્રવૃત્તિનું અધિષ્ઠાન જીવન-દેવતાઓનો ધર્મ જ છે. એમની સમાજસેવા, એમનું કાવ્ય, એમનું રાજકારણ અને એમની માનવહિત કાજેની ચિંતા — બધાનો આધાર ધર્મ જ છે. જેમણે એમની 'સાધના', 'પર્સનૅલિટી' અને 'રિલિજન ઑફ મૅન' આ ત્રણ ચોપડીઓ ઉપર ઉપરથી પણ વાંચી છે તે કદી ન કહી શકે કે રવીન્દ્રનાથની જાગતિક દૃષ્ટિ ભૌતિક સુધારાઓ સુધી જ સીમિત છે.

એટલું ખરું કે ભૌતિક સુધારાઓ વિશેની એમની દૃષ્ટિ ગાંધીજીની દૃષ્ટિ જેટલી કડક ન હતી. આમ તો ભૌતિક સુધારા બંને ઇચ્છે છે. પણ આજે ભૌતિક સુધારાની જ દુનિયામાં આણ વર્તે છે. મનુષ્યજાતિના આત્માને એ ગળી જવા બેઠો છે તેથી આજે એને હરાવવો જ જોઈએ અને એને આધ્યાત્મિક સંસ્કૃતિનો સહાયક બનાવવો જોઈએ એવો રવીન્દ્રનાથનો સ્પષ્ટ અભિપ્રાય હતો. તેઓ ભારતને જ નહીં પણ આખી દુનિયાને આગ્રહપૂર્વક કહે છે કે, "ભાઈઓ, હૃદયધર્મનો, માનવતાના ધર્મનો દ્રોહ ન કરો. ચારિત્ર્યને નષ્ટભ્રષ્ટ કરીને ભારતમાતાની સેવા કરવાનો પ્રયત્ન તો ભારત માતાનું અપમાન કરવા જેવું જ છે. પરાયાનો દ્વેષ કરીને આપણે સ્વજનોની સેવા કદી નહીં કરી શકીએ. ભારતનો ઇતિહાસ અને એનું ભવિષ્ય બંને કહે છે કે અહીં જે કોઈ આવ્યા તે પાછા જવા માટે નહોતા આવ્યા. જે કોઈ એંટ બતાવશે એનો અહંકાર ખરી જશે અને હિંદુ-મુસલમાન, પારસી, ઈસાઈ, યહૂદી નાસ્તિક તથા આસ્તિક બધા જ આ મહામાનવ સાગર-તીરે એકઠા થઈ જગન્માતાની સેવા અને અર્ચના કરશે. હે બ્રાહ્મણ, તું પોતાનો અહંકાર ત્યાગી તારું હૃદય પવિત્ર કર, હરિજનને ભાઈ કહીને ભેટ. બધા એકત્ર થાઓ અને ભારતમાતાની સેવામાં મગ્ન થઈ જાઓ," —આ જ એમણે

પોતાના એક સુવિખ્યાત ગીતમાં પોકારી પોકારીને કહ્યું છે.

ભારત તો વિશ્વબંધુત્વની પ્રયોગશાળા છે. ઈતિહાસવિધાતા અહીં જ માનવ્યનું નવનિર્માણ કરવા ઈચ્છે છે. તેથી દરેક ભારતીય જને હૃદયની સંકીર્ણતા, પામરતા અને નાસ્તિકતાને તિલાંજલિ આપી વ્યાપકતાની સાધના કરવી જોઈએ. આ જ એમનો સંદેશો છે.

વિશાળ બનો, ઊંચા બનો, દૂર સુધી જુઓ; ઉદારતા કેળવો, ક્ષુદ્રતામાં લગીરે સુખ નથી; વિશાળતામાં જ જીવનની કૃતાર્થતા છે. नाल्पे सुखमस्ति; यो वै भूमा तत्सुखम् ।

અને તેથી જ એ આપણા ઋષિઓનો આદેશ – ‘महामना: स्यात्’ ફરી કહેતા ગયા.

એમની સંસ્થા વિશ્વભારતીને દૃઢ પાયા પર મૂકવી એ જ એમનું સૌથી મોટું સ્મારક છે એમ મેં કહ્યું જ છે. પણ તરુણ અને તરુણવૃત્તિના વૃદ્ધ ભારત-વાસીઓને મારી વિનંતી છે કે અંગ્રેજીના મોહમાંથી બહાર નીકળી બાંગલા શીખો. એ ભાષા સાવ સહેલી છે. એનું વ્યાકરણ બીજી ભાષાઓના વ્યાકરણ જેટલું અઘરું નથી. બાંગલામાં એંસી-નેવું ટકા શબ્દ સંસ્કૃતના જ છે. આ ભાષા શીખીને રવીન્દ્રનાથના સાહિત્યનો આસ્વાદ એના મૂળ રૂપમાં લો. રવીન્દ્રનાથના વિશાળ અને વિવિધ સાહિત્યમાં તમને અનાર્ય વૃત્તિ, અનુદારતા, વ્યક્તિગત ટીકા અથવા હીનતા ક્યાંય નહીં જડે. અને આમાં જ એમની મહત્તા છે.

રવીન્દ્રનાથે રાષ્ટ્રગીત તરીકે ‘ वन्दे मातरम् ’નો સ્વીકાર કર્યો હતો અને જુવાનીમાં પોતાની દિવ્ય સંગીતમય વાણીથી એનો પ્રચાર પણ કર્યો હતો. પરંતુ એમણે આપેલું ‘જન-ગણ-મન-અધિનાયક જય હે’ વાળું રાષ્ટ્રગીત ભારતીય ભાવનાને અને વિશ્વ-સમન્વયને સર્વથા અનુકૂળ છે. એમનું આ ગીત અને જેનો ઉપર ઉલ્લેખ કર્યો છે તે ‘હે મોર ચિત્ત પુણ્ય તીર્થે જાગો રે ધીરે એઈ ભારતેર મહા માનવેર સાગરતીરે’ – એ ગીત રાષ્ટ્રમાં સર્વત્ર ગવાવાં જોઈએ. એ આપણાં દીક્ષા ગીતો બની જવાં જોઈએ. ભારતને ભારત-ભાસ્કરની આ સર્વશ્રેષ્ઠ ભેટ છે. ભારતનું આખું આકાશ-મંડળ આ બે ગીતોથી ગુંજી ઊઠવું જોઈએ.

ઑગસ્ટ, ૧૯૪૧

## ૧૫. આપણા યુગના બે શ્રેષ્ઠ પ્રતિનિધિઓ

આજની દુનિયા ભારતના આત્માને બે વિભૂતિઓ દ્વારા ઓળખે છે, અને તે છે મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ.

એમ તો આપણા જમાનામાં ભારતીય ચિંતન અને પુરુષાર્થના પ્રતિનિધિઓ કેટલાયે થયા છે અને એમની અસર દુનિયા પર થઈ પણ છે. કેટલીક વાર, આપણે

ધારીએ છીએ, એટલી એમની અસર હોતી નથી. એથી ઊલટું પણ હોય. પણ આ બે વિભૂતિઓની વ્યાપક અસર આપણે જેટલી જોઈએ છીએ તેટલી બીજાઓની નથી. સ્વામી વિવેકાનંદે ભારત પ્રત્યે આદરની નજરે જોવાની જરૂર દુનિયા આગળ ઊભી કરી, અને વેદાંતને જીવતી પ્રેરણા બનાવી. થિયૉસૉફીએ એ જ કામ બીજી રીતે કર્યું, આનંદકુમાર સ્વામીએ કળાના અને સંસ્કૃતિના ક્ષેત્રમાં આધ્યાત્મિક દૃષ્ટિનું મહત્ત્વ બતાવ્યું. જ્યારે શ્રી અરવિંદ ઘોષે યોગવિદ્યા અને અધ્યાત્મનું સર્વોપરીપણું અને શુદ્ધ શાક્તદર્શનનું મહત્ત્વ દુનિયા આગળ રજૂ કર્યું. કર્મના ક્ષેત્રમાં પંડિત જવાહરલાલજીએ અને હમણાં હમણાં કાંઈક શ્રી વિનોબાએં દુનિયાનું ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું છે. અને લોકો એમનો સંદેશો સમજવાનો પ્રયત્ન કરે છે. એ બધી વસ્તુ ધ્યાનમાં લઈને પણ ફરી કહેવું પડે છે કે આજની દુનિયા પર વિશેષ પ્રભાવ તો રવીન્દ્રનાથ અને ગાંધીજી — બેનો છે.

આપણે એમ નથી કહી શકતા કે દુનિયા એ બે જણને માર્ગે જવા તૈયાર થઈ છે. પણ અધ્યાત્મ, વેદાંત, યોગ, કર્મયોગ, આત્મયોગ અને સત્યાગ્રહ એ બધી વસ્તુઓ આ બે જણના જીવન દ્વારા અને લેખન દ્વારા સજીવપણે રજૂ થઈ છે.

સ્વરાજ્યની આપણી હિલચાલ દૂર દેશમાં ચાલતી હતી તે વખતે પણ મેં લખ્યું હતું કે રવીન્દ્રનાથ સાથે મતભેદ ગમે તેટલો હોય, આચાર્ય કૃપાલાની, કાકા કાલેલકર, નાનાભાઈ ભટ્ટ અને એવા અમે બધા રવીન્દ્રનાથના જ અનુયાયી છીએ અને ગાંધીજીની ઉદારતા એવી કે એવા અમને બધાને અપનાવી પોતાના વિચારો અમારી મારફતે જેટલા અમલમાં આણી શકાય તે ધીરજપૂર્વક આણવા એમ એમણે નક્કી કર્યું. તે વખતે મેં પણ લખ્યું હતું કે ખરું જોતાં અને વ્યાપક અર્થમાં ગાંધીજી શક્તિના ઉપાસક છે. સૃષ્ટિમાં રહેલી આધ્યાત્મિક શક્તિ જાગ્રત કરી વિમુક્તિને કાજે તે કેન્દ્રિત અને સંગઠિત કરવી એ એમનો પ્રયત્ન છે.

એ જમાનામાં ફ્રાન્સના રોમે રોલાંએ ટાગોર અને ગાંધી બન્ને વિશે લખતાં કહ્યું હતું કે બન્ને પ્રત્યે અમારા મનમાં આદર છે, બન્ને પૂજ્ય વિભૂતિ છે પણ રવીન્દ્રનાથ અમને વધારે નજીકના લાગે છે.

આજે આટલે વરસે જવાહરલાલજી પણ કહે છે કે મહાત્માજી અને કવિવર બન્નેની અસર તળે ઊછરેલા અમે બધા છીએ અને જવાહરલાલે ઉમેર્યું કે પોતે કંઈ ઢળતા હોય તો રવીન્દ્રનાથ તરફ ઢળે છે.

આવા વાતાવરણમાં દરેક માણસને અંતર્મુખ થઈને ચિંતન કરવું પડે છે કે ખરેખર આ બે વિભૂતિઓની જીવનપ્રેરણા કઈ કઈ હતી? અને પોતાને આત્મિક સમાધાન વધારે શામાંથી મળે છે?

હું પોતે જ્યારે પોતાના હૃદયને પૂંછું છું અને પોતાનો જીવનવિકાસ તપાસું છું ત્યારે સ્પષ્ટ જોઉં છું કે કર્મકાંડી બ્રાહ્મણ સંસ્કારોમાં ઊછરેલો હું મહારાષ્ટ્રના સંતોના ભક્તિમાર્ગથી એટલે કે અભેદ ભક્તિથી પ્રારંભ કરી ધીમે ધીમે પ્રાર્થના-

સમાજ — બ્રહ્મસમાજ તરફ ઢળ્યો. એની અસર ઊંડી ઊતરે તે પહેલાં જ વિજ્ઞાનવાદી હડહડતા બુદ્ધિઉપાસકોનો હું ચેલો બન્યો. એણે મારું અભિમાન પોષ્યું, પણ આંતરિક નમ્રતાએ ખાતરી કરી આપી કે ખરું સમાધાન એ વાટે મળે એમ નથી. એમાંથી સ્વામી વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ અને સ્વામીજીએ ચલાવેલા નવવેદાંતે મારો કબજો લીધો, જેની અસર હજીયે કાયમ છે. એમાંથી ભગિની નિવેદિતાએ સમાજશાસ્ત્રની દૃષ્ટિ જાગ્રત કરી અને તેથી હિંદુ જાતિના પુરુષાર્થ પ્રત્યે મારું ધ્યાન આદરપૂર્વક પહોંચ્યું. આનંદકુમાર સ્વામી, લાલા હરદયાળ, બાબુ ભગવાનદાસ વગેરે વગેરે અનેક લોકોએ ભારતીય સંસ્કૃતિનાં અનેક પાસાંઓ જીવતાં કરી બતાવ્યાં.

મારી રાજનૈતિક ક્રાંતિની પ્રેરણા જેટલી મને ભગવદ્ગીતામાંથી અને લોકમાન્ય ટિળક પાસેથી મળી હતી, તેટલી જ તે બિપિનપાલ, લાજપતરાય અને અરવિંદ ઘોષ પાસેથી પણ મળી હતી.

આ જાતના જીવનરસાયણમાં તૈયાર થયેલો હું એકીસાથે રવીન્દ્રનાથ અને ગાંધીજી બન્નેની અસર સ્વીકારી શકયો અને એ બે વિભૂતિઓ વચ્ચેની જમીન-આસમાન જેવી ભિન્નતા જાણ્યા છતાં તેમની વચ્ચે રહેલું સાધર્મ્ય અને જીવનના આદર્શનું ઐક્ય હું પારખી શકયો. અને એ જ મારી ત્યાર પછીની સ્થાયી પ્રેરણા થઈને રહેલી છે.

લેખનના પ્રવાહમાં હું ઉપર કહી ગયો કે બે જણ વચ્ચે જમીન-આસમાનનું અંતર છે; પણ એમાં જમીન કઈ અને આસમાન કયું તે હું કહી ન શકું. જમીન એટલે જડ પાર્થિવ અને આસમાન એટલે દૈવી આધ્યાત્મિક એવો ભેદ જો સ્વીકારવા જઈએ તો એ ભેદ અહીં લાગુ ન કરી શકું. હું જાણું છું કે ત્યાગ અને વૈરાગ્ય એ અધ્યાત્મની નિશાની ગણાય છે. એ બાબતમાં ગાંધીજીની સાધના અત્યંત ઉત્કટ નીવડી, જ્યારે રવીન્દ્રને ત્યાગ અને વૈરાગ્ય સાધના તરીકે બહુ આકર્ષી શકયા ન હતા. એ બધું જાણતા છતાં મારું મન બન્નેને આધ્યાત્મિક વિભૂતિઓ તરીકે સ્વીકારે છે.

અને ગાંધીજીનું જીવનદર્શન એકાંગી હતું એમ જો કોઈ કહેવા માગે તો તે ભૂલ થશે એમ હું નિઃશંકપણે કહી શકું છું. ગાંધીજીએ ધ્યાન, ચિંતન, મંત્ર-સાધના અને યોગ-સાધના પાછળ વખત ભલે ન ગાળ્યો હોય, જો કોઈ એમ સમજે કે ગાંધીજીની આરાધના એટલા માટે ઊતરતી હતી તો તે પણ ભૂલ થશે.

પોતાની હિલચાલના ઉત્કટ દિવસોમાં પણ ગાંધીજીનું જીવનદર્શન કોઈ કાળે ઝાંખું પડયું ન હતું, કે એકાંગી થયું ન હતું, અને ગૌહાટી કૉંગ્રેસ વખતે જ્યારે કૉંગ્રેસના પ્રમુખે દેશની પ્રગતિનું સરવૈયું કાઢયું ત્યારે રવીન્દ્રનાથની સેવા પ્રમુખ સાહેબ ભૂલી ગયા છે એ વસ્તુ તરફ સૌથી પ્રથમ અને ભારપૂર્વક ધ્યાન ખેંચ્યું હતું ગાંધીજીએ જ.

સત્યાગ્રહના સૈનિકો તૈયાર કરવાનું અને અહિંસક પ્રતિકારની તૈયારી કરવાનું

કામ ગાંધીજીએ ઉતાવળે કરવું પડયું એટલે એમની તૈયારી તત્ક્ષણ ઉપયોગી હોય એ સ્વાભાવિક હતું. છતાં દેશમાં જેટલાં સાંસ્કૃતિક કાર્યો ચાલતાં હતાં, આધ્યાત્મિક બળો કામ કરતાં હતાં તે બધાંની યોગ્ય કદર ગાંધીજીએ કરેલી છે.

હમેશાં થાય છે એ પ્રમાણે ગાંધીજી અને રવીન્દ્રનાથ બંનેના અનુયાયીઓએ બે વચ્ચે કઈ કઈ બાબતમાં ભેદ છે એની ચર્ચા ચલાવ્યા છતાં ગાંધીજી અને રવીન્દ્રનાથ બંનેએ એકબીજાનાં કાર્યોનો પુરસ્કાર જ કર્યો છે. અસહકાર વખતે ગાંધીજીની ભૂમિકા રવીન્દ્રનાથ સમજી ન શકયા એ ખરું, પણ જો એમણે જોયું હોત કે અસહકારના ઉગ્ર અને ઉત્કટ નેતા હોવા છતાં એમણે સ્વરાજ્ય મળતાં-વેંત કૉમનવેલ્થમાં રહેવાનું બ્રિટનનું આમંત્રણ સ્વીકારવાની સલાહ દેશને આપી એટલું જ નહીં પણ સ્વરાજ્યના હર્ષોત્સવ સમયે જ્યારે એશિયાનાં રાષ્ટ્રો ભેગાં થયાં અને ભારતનો જયજયકાર થયો અને અભિનંદન થયું ત્યારે પણ એમણે કહ્યું કે કેવળ એશિયાનું સંગઠન નહીં કરતા; આપણે અખિલ માનવતાનું સંગઠન કરવાના છીએ. પશ્ચિમનો મુકાબલો કરવો નથી, વિરોધ કરવો નથી, એની સાથે પણ સહકાર જ કરવો છે. એ ભૂમિકા જાણવાને જો રવીન્દ્રનાથ જીવતા હોત તો એમના મનની બધી શંકા દૂર થઈ હોત. ગાંધીજીની આધ્યાત્મિક ભૂમિકા અને રવીન્દ્રની આધ્યાત્મિક ભૂમિકા તત્ત્વત: બંને એક જ હતી. રાજનીતિમાં આત્મગૌરવ સાચવીને માનવતાના જોરે જ આગળ વધવું છે એ બંનેને માન્ય હતું. છતાં બંનેની મનોવૃત્તિ નોખી, કાર્યશક્તિ ભિન્ન ભિન્ન અને જીવન-દર્શનની વિશેષતા એકરૂપ નહીં અને તેથી બંનેનાં જીવનકાર્ય એકબીજાથી જુદાં અને છતાં પરસ્પર પોષક થયાં. એક હતા સત્ય અને અહિંસાપરાયણ કર્મવીર અને બીજા હતા ચિંતનપરાયણ સાહિત્યવીર; બંનેની રચનાત્મક દૃષ્ટિ સરખી પણ કાર્યક્રમ અલગ અલગ. જાણે ઈશ્વરે જ ગોઠવી રાખ્યું હતું કે ભારતીય માણસ રવીન્દ્રના માર્ગે જાય કે ગાંધીમાર્ગે જાય, ભારતીય ઉત્થાનમાં મદદ જ કરવાનો, અને સ્વરાજ્ય મળ્યા પછી બંનેની પ્રવૃત્તિઓનો સમન્વય જ થવાનો.

ભારતમાં વહેતા બધા પ્રવાહોને ગાંધીજીએ કશી વિશેષ ચર્ચા કર્યા વગર એકત્ર આણ્યા. બધા લોકોને પરસ્પર પોષક બનાવ્યા, અને જોતજોતામાં એક ભવ્ય આદર્શ રાષ્ટ્રહૃદયમાં વાવી એના સુવર્ણ અંકુરનું આપણને દર્શન કરાવ્યું.

એક જ યુગના, એક જ દેશના અને એક જ મિશનના આ બે પ્રતિનિધિઓના યુગકાર્યનું આકલન અને અધ્યયન આપણે સમુચ્ચયથી કરવું રહ્યું. અને એ સમુચ્ચય જ્ઞાન-કર્મ સમુચ્ચય જેટલો જ આપણને અદ્વૈત કે અભેદ તરફ લઈ જનારો નીવડનારો છે.

આટલી પ્રસ્તાવના કર્યા પછી રવીન્દ્રનાથના જીવન-દર્શનની વાત કરવી ઘણી સહેલી થશે.

૨

'જનગણમન'વાળું રાષ્ટ્રગીત લઈએ અથવા 'હે મોર ચિત્ત પુણ્યતીર્થે જાગો રે ધીરે'વાળું ભારતનું ઈતિહાસ-રહસ્ય તપાસીએ — આપણને પ્રેરણા એક જ મળે છે અને તે છે – સર્વોચ્ચ આસ્તિકતાની. કોઈ મને પૂછે કે આસ્તિકતા એટલે શું? તો હું વગર સંકોચે કહીશ કે રવીન્દ્રનાથના સમસ્ત સાહિત્યમાંથી જે એકધારી નિષ્ઠા નીતરે છે તેને હું આસ્તિકતા ગણું છું.

રવીન્દ્રનાથ પણ અદ્વૈતના જ ઉપાસક હતા. પણ દાર્શનિક ઢબના નહીં. બ્રહ્મસમાજની અસર તળે હોવાથી તેમને બ્રહ્મોપાસક કહેવા હોય તો ભલે કહીએ, પણ એ હતા જીવનોપાસક. જીવન સર્વત્ર એક અખંડ છે, સમૃદ્ધ છે, કલ્યાણમય છે અને સરવાળે (અંતતોગત્વા) એ સફળ જ નીવડવાનું છે, કલ્યાણકારી સાબિત થવાનું છે એ જાતની શ્રદ્ધા-નિષ્ઠા રવીન્દ્રનાથે કોઈ કાળે ખોઈ નથી. આખા વિશ્વની એ કલ્યાણમયતાનો સાક્ષાત્કાર એ રવીન્દ્રનાથમાં મોટામાં મોટી સુંદરતા હતી. સુંદરતા એટલે વિશ્રીપણાનો તેમ જ આત્યંતિક સંઘર્ષનો અભાવ, સામંજસ્ય અને સમન્વય. એવા સમન્વયમાં તાત્કાલિક સંઘર્ષ અને માનસિક વૈમનસ્ય પણ અંતિમ એકતાને પોષક જ નીવડવાનાં.

રવીન્દ્રનાથ રંગ, રૂપ, લાવણ્ય આદિ આકૃતિના રસિક ઉપાસક હતા. અને છતાં એમની રૂપ રસ ગંધની અનુભૂતિ છીછરી ન હતી. સત્યમ્ શિવમ્ સુંદરમ્ આ ત્રણ વચ્ચેનો ભેદ જાણતા છતાં એની વચ્ચે વિસંવાદ કે વિરોધ એમણે માન્યો ન હતો. આજના યુગમાં કોઈ પણ માણસ હિંદુ ધર્મનું રહસ્ય સમજવા માગે તો એણે રવીન્દ્રનાથની ગોરા એ નવલકથા ધ્યાનપૂર્વક વાંચવી જોઈએ. સનાતન ધર્મ, બ્રહ્મસમાજ અને ઈસાઈ ધર્મનો પ્રચાર – ત્રણેની અસર બંગાળની જનતા ઉપર પડેલી હતી; એમાંથી સાર કાઢીને એમણે નવલકથા ઉપજાવી અને પરેશબાબુ અને આનંદમયી એ બે પાત્રો દ્વારા આપણને ભારતીય જનતા માટેનું જીવનદર્શન કરાવ્યું.

રવીન્દ્રનાથે હજારો ગીતો લખ્યાં છે. અસંખ્ય કાવ્યો આપણને આપ્યાં છે. ગીતાંજલિ, મૂળ બંગાળી તેમ જ અંગ્રેજી આપણા હૃદયનો ઉત્તમ ખોરાક છે. છતાં મને આશ્ચર્ય એ થાય છે કે અંગ્રેજી ભાષા મારફતે દુનિયા આગળ મૂકવા માટે એમણે એ સો ગીતો શી રીતે પસંદ કર્યાં? આજે દુનિયાનો એકેએક સંસ્કારી પુરુષ માને છે અને કહે છે કે એના હૃદયની આકાંક્ષાનું ઉત્તમ પ્રતિબિંબ પોતે ગીતાંજલિમાં જોઈ શકે છે. દુનિયામાં આવા બહુ ઓછા ગ્રંથો હશે જેને વિશે કહી શકાય કે એની અનુભૂતિ પૂરેપૂરી વિશ્વજનીન છે.

રવીન્દ્રનાથની સમાજસેવાની તમામ પ્રવૃત્તિના મૂળમાં એમનું જે જીવનદર્શન છે તે આપણને એમના 'સ્વદેશી', 'સમાજ' વગેરે નિબંધોમાં મળે છે. એ નિબંધોમાં સમાજનો અને સમાજસેવાનો જે ઉચ્ચ આદર્શ રજૂ થયો છે, તે કેવળ રજૂઆત પણ આપણા હૃદયને ઉન્નત કરે છે.

રવીન્દ્રનાથે ભારતના ઈતિહાસમાંથી નિચોડ કાઢી આપ્યો છે, કાવ્યોમાં, ભાષણોમાં અને પોતાના કાગળોમાં — તે જોતાં પણ આપણને થાય છે કે આ ભવ્ય કવિએ કોઈ પણ ઊતરતી વસ્તુને આવકાર આપ્યો નથી.

ખરેખર રવીન્દ્રનાથને અનુભવ અને ચિંતન દ્વારા અને ઈશ્વરના કૃપા-પ્રસાદ દ્વારા માનવતાનું ઉચ્ચ ઉન્નત દર્શન થયું હતું. અને તે દર્શન એમણે પોતાની કવિતા દ્વારા તેમ જ તમામ પ્રવૃત્તિઓ દ્વારા ભારતને અને દુનિયાને કરાવ્યું હતું. ગાંધી અને રવીન્દ્ર મળીને જે રસાયણ સિદ્ધ થાય છે તેમાં જ ભારતીય આત્મા વ્યક્ત થયો છે અને તે દ્વારા જ ભારતની હવે પછીની સાધનાનો પરિસ્ફોટ થાય છે.

ગાંધીજીની તમામ પ્રવૃત્તિ એટલી બધી રાજદ્વારી અને અહિંસક પ્રતિકારરૂપી નવી ઢબની લડાયક હતી કે એમનું અધ્યાત્મ ઘણા લોકો સમજી શકતા નથી. આપણા લોકોની કંઈક એવી માન્યતા છે કે જે લોકો સમાજથી અલિપ્ત રહે છે, ઉચ્ચાસને બેસી ઉપદેશ કરે છે, લોકો સાથેનો સંબંધ રાખતા હોય તો તે કેવળ ચરણસ્પર્શ પૂરતો અને દક્ષિણા લેવા પૂરતો જ રાખે છે તે લોકો જ આધ્યાત્મિક. જ્યારે સાચી અને પાકી આધ્યાત્મિકતા તો ગાંધીજી જેવાના જીવનમાં જ જડવી જોઈએ. કેમ કે તેઓ સામાન્યમાં સામાન્ય અભણ અને ગરીબ લોકોના હૃદયમાં રહેલી આત્મશક્તિ ઉપર વિશ્વાસ રાખી એને પ્રકટ કરી શકતા હતા અને એ આત્મશક્તિ દ્વારા મહાન રાષ્ટ્ર-કાર્ય કરતા હતા. તેઓ માનતા હતા અને કહેતા જે અધ્યાત્મ સામાન્ય લોકોના જીવનમાં ઊતરી ન શકે, દુન્યવી માણસને પણ મદદ ન કરી શકે તે અધ્યાત્મ જ નથી.

જેઓ અકિંચન છે, અભણ છે, રોજની રોટી મેળવવા પાછળ જેમને પોતાની તમામ શક્તિ વાપરવી પડે છે અને જેઓ જીવનકલહની વિષમતાને કારણે સત્ય, અહિંસા, ક્ષમા, પ્રેમ, ઉદારતામૂલક સહયોગ આદિ આધ્યાત્મિક તત્ત્વો પર શ્રદ્ધા રાખી શકતા નથી એવા લોકોની અંદર ગાંધીજીએ કામ કર્યું. અને એ કામ કરતાં કરતાં લોકોમાં શ્રદ્ધા, આત્મવિશ્વાસ (એટલે કે, આત્મશક્તિ પરનો વિશ્વાસ) અને આર્યતા (nobility) તેઓ જાગ્રત કરી શક્યા.

ગાંધીજીમાં ઉત્કટ આધ્યાત્મિકતા હતી એ સિદ્ધ કરવા બીજા પુરાવાની જરૂર નથી. દુ:ખી અસહાય અને તજાયેલા હજારો-લાખો અને અંતે કરોડો લોકોમાં આત્મતેજ - આધ્યાત્મિક તેજ જે જાગ્રત કરી શક્યા અને તેમને લોકોત્તર ત્યાગ અને બલિદાન માટે તૈયાર કરી શક્યા તે આત્મવીર મહાત્મા ગાંધીમાં આધ્યાત્મકતા કેટલી હતી એનું માપ કાઢવા બૅરોમિટર લઈને ઊભા રહેલા લોકો પોતાને હાસ્યાસ્પદ બનાવે છે એ તેઓ કેમ નથી સમજી શકતા?

નામદાર ગોખલે કહેતા હતા કે રાજદ્વારી ક્ષેત્રમાં સત્યને વળગી રહેવું, પોતાનાં તમામ પગલાંઓ સત્યને વફાદાર રાખવાં એ સહેલું નથી, ઘણું આકરું છે અને છતાં એમણે એ રસ્તે જવાનો પ્રયત્ન કર્યો. નામદાર ગોખલેનું રાજકારણ વિનીતોનું સહેલું રાજકારણ હતું. જ્યારે એમના અનુયાયી અથવા શિષ્યોત્તમ ગાંધીજીનું

રાજકારણ તેજસ્વી સાત્ત્વિક સંઘર્ષનું હતું. એમાંયે કેવળ દસ-વીસ સાથીઓને સાથે લઈને ચાલવાની વાત ન હતી. પણ અસંખ્ય બળોની વચમાં સપડાયેલી પચરંગી પ્રજાને સાથે રાખી એને નામે અને એની મારફતે સ્વરાજ્યની હિલચાલ ચલાવવાની હતી. અને એ સ્વરાજ્ય અંતે આધ્યાત્મિક સ્વરાજ્યને બાધક ન થાય — ઓછુંવત્તું પોષક જ થાય એ જાતની તકેદારી રાખી હતી.

આટલી ઊંડી સાધના અને આકરી કસોટી સ્વીકારી ગાંધીજીએ સત્ય અને અહિંસાને આંચ ન આવે એ રીતે રાષ્ટ્રવ્યાપી પ્રવૃત્તિ ચલાવી આખી દુનિયાનું ધ્યાન આકર્ષિત કર્યું. અને અનેક ખંડોમાં પ્રકટ થતાં વિશ્વનાં બળોને આધ્યાત્મિક પ્રવૃત્તિની ઝાંખી કરાવી એથી વધારે આધ્યાત્મિક સિદ્ધિ કયા મહાત્માએ, સંત પુરુષે, ધર્માચાર્યે અથવા પેગંબર નબીએ બતાવી છે ?

જેમણે ગાંધીજીને નજીકથી જોયા છે તેઓ જાણે છે કે કટોકટીને પ્રસંગે ગંભીર નિર્ણય કરવાનો વારો આવતો ત્યારે ગાંધીજી સાથીઓની બેઠકમાંથી ઊઠી એકાંતમાં જતા અને ત્યાં અંતર્મુખ થઈ સર્વોચ્ચ આધ્યાત્મિક ભૂમિકા પર આરૂઢ થઈ ઉત્કટ ચિંતન ચલાવતા. પછી એમને નિર્ણય પર આવતાં વાર લાગતી ન હતી એટલું જ નહીં પણ એ નિર્ણય આધ્યાત્મિક દૃષ્ટિએ શુદ્ધ હોવાથી એને 'ઝોડની પેઠે' વળગી રહેતાં એમને મુશ્કેલી નડતી નહીં. ('ઝોડની પેઠે' એ ગાંધીજીના જ શબ્દો છે.)

આધ્યાત્મિક સાધના માટે ગાંધીજી કલાકો સુધી ધ્યાનમાં બેસતા નહીં એ વાત સાચી છે; પણ એનું કારણ તેઓ આખો દિવસ, આખો વખત સતત આત્મ-ચિંતનમાં જ રહેતા. ઈશ્વરી કર્મ એ જ જેની અધ્યાત્મ સાધના છે તેને માટે ધ્યાનના વિલાસને અર્થે પ્રાપ્ત અથવા સ્વીકૃત કર્મમાંથી સમય અલગ કાઢવો એક રીતે ચોરી જેવું જ લાગતું. ગાંધીજી નાહવા બેઠા હોય, શૌચ બેઠા હોય અથવા રાત્રે એક કે બે વાગ્યે ઊંઘ પૂરી થઈ હોય ત્યારે ઉત્કટ મનન, ચિંતન અને ધ્યાન ચલાવતા, એ ક્ષણોનો તેઓ ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કરતા. ઉત્તરરાત્રિના એકાંતમાં અથવા સવારે બ્રાહ્મમુહૂર્તે તેઓ માળા પણ લઈને બેસતા. જ્યારે જ્યારે એમની અંગત સેવા કરવાનું સદ્ભાગ્ય મને સાંપડ્યું છે ત્યારે ત્યારે એમની માળા એમના ઓશીકા પાસે રાખવાનો એમનો કાર્યક્રમ પણ મેં જાળવ્યો છે અને અનેક વાર સવારની પ્રાર્થના પહેલાં અથવા એના પછી ગાંધીજીએ પોતાના ધ્યાનચિંતનમાં જડેલી વસ્તુની વાત વિસ્તારથી કરેલી છે.

અધ્યાત્મપરાયણ જીવન જીવવાથી અને એ આદર્શને ચરણે પોતાનું જીવન અર્પણ કરવાથી એમને જે જીવનદર્શન થતું હતું, અનુભવો મળતા હતા અને જીવનરહસ્યનો સાક્ષાત્કાર થતો હતો તેની વાતો એમણે નજીકના લોકો આગળ અનેક વાર કરી છે. પણ તેઓ ભાષા બોલતા હતા સામાન્ય લોકો સમજી શકે એવી જ. પોતાનું મહત્ત્વ ઠસાવવા માટે એમણે ભાષાનું ગૌરવ કોઈ કાળે વધાર્યું નથી.

ગાંધીજીના જીવનમાં આપણે જોયું છે કે દબાયેલા અને પછાત લોકોનાં સુખ-દુ:ખ સાથે તેઓ તદાકાર થઈ જતા હતા. અને છતાં પોતાની સાધના ભૂલી જવા જેટલા એમાં તેઓ તણાઈ જતા નહીં.

કોઈ અસહાય સ્ત્રીની મૂંઝવણ દૂર કરતા હોય, હરિજનોનો આત્મા જાગ્રત કરવા મથતા હોય, ગોરાઓને તેના કર્તવ્યનું ભાન કરાવવા મથતા હોય અથવા કરોડોની લોકસંખ્યાવાળા રાષ્ટ્રને તેઓ દોરતા હોય, ગાંધીજીની પ્રેમસાધના, અદ્વૈત સાધના અને સત્યનિષ્ઠા જરાય ઝાંખી પડી નથી. પ્રજાએ એમના જીવનનું પ્રેરક તત્ત્વ ઓળખી એમને મહાત્માનું નામ આપ્યું. દક્ષિણ આફ્રિકાના લોકો એમને કર્મવીર કહેતા. બન્નેની દૃષ્ટિ બરાબર હતી. ગાંધીજી હતા જ એકાગ્ર સાધનાનિષ્ઠ આત્મવીર મહાત્મા.

જેમણે ગાંધીજીનું જીવન નજીકથી નિહાળ્યું છે તેઓ જોઈ શકતા કે ગાંધીજી પોતાની સાધનામાં ઝપાટાભેર પ્રગતિ કર્યે જતા હતા. ૧૯૨૦માં ગાંધીજી ૧૯૧૬ના રહ્યા ન હતા. ’૪૨ની સાલમાં તેઓ જુદા જ મહાત્મા બની ગયા હતા. ગાંધીજી-ની અંતિમ સાધના એમણે રવિબાબુના પૂર્વ બંગાળમાં નોઆખાલીમાં કરી. અને બધી રીતે મુક્ત થયા પછી જ એમણે પોતાના શરીરની અંતિમ આહુતિ આપી.

રવીન્દ્રનાથ અને ગાંધીજી બન્ને ભારતની આ યુગની અધ્યાત્મ સાધનાના બે અલગ અલગ પ્રતિનિધિ છે. આજના યુગ ઉપર એમની અસર કાયમ રહેવાની છે. હિંદુસ્તાન બહારના લોકોને માટે એમ પણ નિર્માયું હશે કે રવીન્દ્રનાથને સમજ્યા પછી જ તેઓ ગાંધીજીને સમજશે અથવા એથી ઊલટું પણ હોય. ગાંધીજીની અહિંસક પ્રતિકારની યુગ-સાધનાનો અનુભવ મેળવ્યા પછી જ ભારતીય સંસ્કૃતિની આત્મપરાયણ તેજસ્વિતા દુનિયા સમજવાની હોય.

ગાંધીજીનાં લખાણો વાંચતી વખતે એટલું ધ્યાનમાં રાખવું ઘટે છે કે જેટલી વસ્તુનો સાક્ષાત્કાર થયો હોય તેટલી જ વસ્તુ તેઓ લોકોની વાણીમાં રજૂ કરતા હતા. અનુભવ્યા વિના લખવું નહીં એ આધ્યાત્મિક મર્યાદાનો એમણે સ્વીકાર કર્યો હતો.

શાંતિનિકેતનના તેમ જ વિશ્વભારતીના ગુરુદેવ અને સત્યાગ્રહ આશ્રમના તેમ જ સર્વોદય સમાજના મહાત્મા એ બે વિભૂતિઓ દ્વારા સાધના-રત ભારત-માતા દુનિયા આગળ આજે ઊભી છે.

## પરિશિષ્ટ

# રવીન્દ્રવાણીનો ચિરંતન સંદેશ

આજની પેઢી કવિવર રવીન્દ્રનાથની જન્મ-શતાબ્દી ઉત્સવના આનંદથી અને કૃતજ્ઞતાબુદ્ધિથી ઊજવી શકે છે પણ જેમણે કવીન્દ્રને પ્રત્યક્ષ જોયા હતા, એમની પ્રાણપ્યારી સંસ્થામાં રહી એમનું દૈવી સંગીત સાંભળ્યું હતું, જેમણે તેમને પોતાનાં નાટકો લખ્યાં કે તરત સાથીઓ અને વિદ્યાર્થીઓને પૂરા ઉત્સાહથી વાંચી સંભળા-વતા જોયા છે અને દેશના અનેકાનેક અગત્યના સવાલોની એમની સાથે ચર્ચા

કરવાનું સદ્ભાગ્ય જેમને સાંપડયું છે તેમના મનમાં આજના ઉત્સવમાં ભાગ લેતાં વિષાદની એક છટા દાખલ થવાની જ.

યુરોપનું મહાયુદ્ધ શરૂ થયું હતું એ અરસામાં મેં શાંતિનિકેતનમાં જે પાંચ-છ મહિના ગાળ્યા હતા અને શાંતિનિકેતનના ગુરુદેવનો સહવાસ સેવ્યો હતો તેનાં મીઠાં સંસ્મરણો આજે તાજાં થાય છે. ત્યાર પછી અવારનવાર અનેક વાર હું તેમને મળ્યો છું. એમને છેલ્લે મળ્યો હતો સન ૧૯૩૭માં કલકત્તામાં. તે વખતે ત્યાં દુનિયાના બધા ધર્મોની એક આંતરરાષ્ટ્રીય પરિષદ ભરાઈ હતી તેમાં એક દિવસ હું અધ્યક્ષ હતો અને બીજે દિવસે ગુરુદેવ અધ્યક્ષ હતા. એમના એ દર્શનથી પણ મને કંઈક દુઃખ થયું હતું કેમ કે મેં જોયું કે એમની કદાવર કાયા કંઈક નીચે વળી હતી અને એમની આંખોનું વિશ્વમોહક તેજ કંઈક ઝાંખું પડયું હતું.

અષ્ટપહેલુ પ્રતિભાના એ વિશ્વકવિના જીવનનાં પાસાંઓ ઘણાં હતાં, પણ એમની વિભૂતિ મુખ્યપણે અને સાર્વભૌમપણે કવિની જ. કેળવણીકાર, દેશભક્ત, મૌલિક ચિંતક, સમાજસેવક અને માનવતાના ઉપાસક તરીકે એમણે ગમે તેટલી ખ્યાતિ મેળવી હોય તોપણ એમની કાવ્યપ્રતિભા આગળ બાકીનું બધું ગૌણ બને છે.

મહાકવિ તરીકે પણ એમની ભાત નોખી જ પડે છે. કેટલાક કવિઓની કવિતા-સમૃદ્ધિથી, કલ્પનાના ઉડ્ડયનથી અને વિચાર-ગૌરવથી આપણે અંજાઈ જઈએ છીએ; પણ એવા કવિ કોક વાર આપણને જાણે કહેતા હોય કે અમારી કવિતાની ભવ્યતા જોઈ અમારા જીવનમાં એવી ભવ્યતાની અપેક્ષા નહીં કરતા. આપણને પણ આશ્ચર્ય થાય છે કે, આવી લોકોત્તર પ્રતિભાનું નિવાસસ્થાન — કવિનું જીવન આટલું સાદું અને પામર કેમ ? જે લોકોનું જીવન એમની કવિતાની તોલે આવે છે એવા કવિઓ મેં જોયા છે, પણ તેઓ ગણ્યાગાંઠયા છે. આ રીતે રવીન્દ્રનાથનો વિચાર કરતાં શ્રીઅરવિંદ ઘોષનું સ્મરણ સ્વાભાવિક રીતે થાય છે. પણ અરવિંદ ઘોષની મહત્તા કવિ તરીકે છે એના કરતાં તત્ત્વચિંતક અને મહાયોગી તરીકે છે. રવીન્દ્રનાથ તો નખશિખાંત મન, વાણી અને કર્મથી કવિ જ છે – ક્રાન્તદર્શી કવિ જ છે. તેમની ઉજ્જવળ દેશભક્તિ પણ એમની કાવ્યપ્રતિભામાંથી જ પેદા થયેલી આપણે જોઈએ છીએ. તેમનું તત્ત્વચિંતન પણ કવિ તરીકે એમને જીવનમાં જે સામંજસ્ય અને સમન્વય જડયાં એમાંથી જ ખીલ્યું હતું. એમણે શિક્ષણક્ષેત્રમાં જે નવા વિચારો આપ્યા અને સરસમાં સરસ પ્રયોગ કરી બતાવ્યા, તે પણ કવિ તરીકેના એમના આકલનમાંથી સ્ફુર્યા હતા. બાલમાનસનું આકલન અને સામાજિક જીવનમાં સંસ્કારોનુ મહત્ત્વ સમજ્યા હોવાથી જ એમણે કેળવણીના નવા નવા પ્રયોગો ચલાવ્યા.

સાચા કવિઓની પ્રતિભાની ખૂબી જ એ હોય છે કે તેઓ સમસ્ત જીવનનું સંપૂર્ણ આકલન કરી શકે છે અને તે પણ જીવનના અનુભવમાંથી સીધેસીધું તારવેલું હોય છે. રવિબાબુની આ કવિ પ્રતિભાને કારણે જ તેઓ ઉપનિષદોના મહાન ઋષિઓનાં વચનોનો ગર્ભિતાર્થ આપણને આટલી આબાદ રીતે સમજાવી શકયા. અને ભગવાન બુદ્ધ કે પારસીઓના ધર્મગુરુ ભગવાન જરથુષ્ટ્રની વાણીનો મર્મ

દુનિયા આગળ મૂકી શક્યા.

આપણા એક દેશબાંધવે આયર્લૅન્ડના વિખ્યાત કવિ યીટ્સ આગળ રવીન્દ્રનાથ વિશે વાતો કરતાં, એમની ખાસિયત એક જ વાક્યમાં પ્રગટ કરેલી, "અમારા દેશનાં સંતોમાં રવીન્દ્રનાથ જ એક એવા છે કે જેમણે જીવન પ્રત્યે ઉદાસીનતા બતાવી ન હતી, જેમનું જીવનદર્શન જીવનવિમુખ ન હતું." પ્રેમ અને આનંદમય જીવનના આ કવિ દુનિયાથી ઉદ્વિગ્ન થઈ એકાંતસેવી તપસ્વીનું જીવન કેમ પસંદ કરી શકે? એમનું જીવન એટલું બધું અનુભવસમૃદ્ધ અને કલ્પના-ગહન હતું કે વૈરાગ્ય એમાં પ્રવેશ ન જ કરી શકત. એમણે તો ચોખ્ખા શબ્દોમાં પરખાવી દીધું છે—

वैराग्यसाधने मुक्ति से आमार नय।

મહાકવિ વ્યાસનું વચન રવિબાબુએ પોતાના બિરુદ તરીકે સ્વીકાર્યું હોત— धर्मार्थकामाः समं अेव सेव्याः ।— સામાજિક જીવનની સુસ્થિતિ માટે ધર્મ, જીવનસમૃદ્ધિ માટે અર્થ, અને બાહ્ય તેમ જ આંતરિક પ્રકૃતિની સુંદરતા અનુભવવા માટે કામ, ત્રણે પુરુષાર્થ વચ્ચે સપ્રમાણ સુમેળ હોવો જોઈએ.

य अेकसेवी स नरो जघन्यः આ ત્રણે પુરુષાર્થમાંથી એકની જ પાછળ જે પડે છે અને બીજા બેની ઉપેક્ષા કરે છે તે ખરેખર પામર છે.

આપણા જૂના તત્ત્વજ્ઞાનીઓ અને યોગીશ્વરો કહેતા કે આ દુનિયા નિ:સાર માયા છે. એમાંથી નીકળી જવું, એનો ત્યાગ કરવો, એ જ તત્ત્વપ્રાપ્તિ માટેની ખરી સાધના છે. શાંતિનો રસ્તો એ જ છે. પણ પાછળના તત્ત્વચિંતકોએ એ એકાંતિક ભૂમિકા છોડી દીધી. તેઓ એ નિર્ણય ઉપર આવ્યા કે યોગ્ય, સંયમિત સાધના દ્વારા જીવનના બધા પુરુષાર્થોની અંદર સમતુલા સાચવી હોય તો ભોગ અને ત્યાગનો સમન્વય સાધી શકાય અને પૂર્ણ સાક્ષાત્કાર તો એ વાટે જ થઈ શકે— भुक्तिं मुक्तिं च विन्दति।

આપણે જોઈએ છીએ કે રવીન્દ્રનાથ ભારતીય તત્ત્વજ્ઞાનની સર્વ-સમન્વયકારી છતાં અલિપ્ત સાધનામાં માનનારી આર્ય જીવનદૃષ્ટિના શ્રેષ્ઠ પ્રતિનિધિ હતા.

જીવનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રો અને પાસાંઓમાં સમન્વય સાધવાની અને સમતુલા આણવાની પોતાની શક્તિને કારણે જ રવીન્દ્રનાથ સમગ્ર જીવનના સર્વાંગ-સુંદર કવિ બન્યા હતા. રવીન્દ્રનાથ બહિષ્કારના નહીં પણ સર્વ સ્વીકારના કવિ અને તત્ત્વજ્ઞ હતા. એમણે જો કોઈ વસ્તુનો ઈન્કાર કે બહિષ્કાર કર્યો હોય તો તે બહિષ્કારનો જ. જીવનમાં જે કંઈ વિશ્રી હોય, બસૂરું હોય અને પ્રમાણ બહારનું અદકેરું હોય એનો જ ફક્ત એમણે બહિષ્કાર કર્યો છે.

પૂરેપૂરી શ્રદ્ધા અને આસ્તિકતાથી સમગ્ર જીવનનો સ્વીકાર કરવો એ જ, હું માનું છું કે, ભારતના સાહિત્ય-રાશિ માટે રવીન્દ્રનાથનો કાયમી ફાળો છે અને ભારતીય સાહિત્યને એમણે આ જે ફાળો આપ્યો તે જ ભારત દ્વારા આખા વિશ્વ સુધી પહોંચવાનો છે.

ભારતની સંસ્કૃતિની આ સુંદરતા અને ભવ્યતા છે કે પ્રાચીન કાળથી આપણા ઋષિમુનિઓએ, સમાજહિતચિંતકોએ તથા તત્ત્વદર્શીઓએ આ સમન્વયવૃત્તિ કેળવી અને પરમાત્માને એની સૃષ્ટિના કણેકણમાં, રજેરજમાં તેઓ જોતા થયા. આપણી ઈશ્વરવિષયક કલ્પના પણ કેટલી ભવ્ય છે! યહૂદી કે ખ્રિસ્તી સમાજ સાથે ખાસ કોલકરાર કરી 'અમુક જમાતનો ભગવાન' બનનાર આપણો ભગવાન નથી. પોતાનું સાર્વભૌમત્વ અને અદ્વિતીયત્વ જેઓ ન સ્વીકારે એવા લોકોની અદેખાઈ કરી એમને નરકમાં ધકેલનાર અને પોતાની આણ આગળ માથું ન ઝુકાવનાર માણસને દારુણ સજા કરનાર ભગવાન પણ આપણો નથી. આપણો ભગવાન સર્વેશ્વર છે. કોઈને એ છોડતો નથી. 'कर्तुम् अकर्तुम्, अन्यथा कर्तुम्' સર્વશક્તિમાન હોવા છતાં આપણા ભગવાન પાસે ધીરજપૂર્વક બધું સહન કરવાની ઉદારતા છે. એ સર્વસહ છે. પ્રમાદી માણસ ગમે તેટલા ગુના કરે તોપણ એ અંતે સુધરવાનો જ છે એવો વિશ્વાસ રાખી બધા જ પ્રત્યે પ્રેમ રાખનાર સર્વપ્રેમી ઈશ્વર તે જ આપણો ઈશ્વર છે. તેથી જ આપણા ઋષિમુનિઓ, તત્ત્વદર્શીઓ અને કવિઓ સૃષ્ટિનું રહસ્ય ઓળખી શક્યા અને પોતાનું જીવન શાંતિ-સમૃદ્ધ કરી શક્યા. ગમે તેટલાં સંકટો આવે અને મતિ મૂંઝાય તોયે આપણા સંસ્કૃતિધુરીણો અકળાઈ અસ્વસ્થ થતા નથી. અથવા મંગળ પ્રત્યેની દૃષ્ટિ ખોઈ બેસતા નથી. રવીન્દ્રનાથે જે આ સર્વસમન્વયકારી સાર્વભૌમ તત્ત્વનો સાક્ષાત્કાર કર્યો તે જ ભારતીય સાહિત્ય માટેનો એમનો ઉત્તમ ફાળો છે.

આપણી સંસ્કૃતિનું બીજું એક તત્ત્વ છે, જેના પર જેટલો ભાર મૂકીએ તેટલો ઓછો. આપણે કોઈ કાળે એવો દાવો નથી કર્યો કે સાચો નબી કે પેગમ્બર તો એક જ થયો જે અમારો નબી છે; અમારા ધર્મના સિદ્ધાંતો અને તત્ત્વો બીજા કોઈ ધર્મમાં નથી. આ રીતે લોકોત્તરતાનો દાવો કરવો શિષ્ટાચારનો ભંગ છે એટલું જ નહીં પણ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ એમાં ભારે નબળાઈ પણ રહેલી છે. જે કોઈની પાસે નથી અને ફક્ત મારી પાસે જ છે તેમાં ડહાપણ છે, સાચો ધર્મ છે અને એ જ ખરું તત્ત્વ છે એની ખાતરી શી? ગાંડો માણસ પણ કહી શકે : 'મારા જેવી અનુભૂતિ બીજા કોઈની પાસે નથી.' બધા જ ધર્મોનો આધાર એમને થયેલા સાક્ષાત્કાર પર હોય છે. હવે જે જે સાક્ષાત્કાર સાચા છે, ઈશ્વર તરફથી બક્ષેલા છે તેમાં અસત્ય કે એકાંગિતા હોઈ જ ન શકે. ઈશ્વરી પ્રેરણા પરમ સત્ય અને કલ્યાણકારી જ હોય. ભેદ પેદા થાય છે તે સાક્ષાત્કારનો સ્વીકાર કરનાર માનવીની કમજોરીને કારણે. લેનારની ખામી લેનાર, યાદ રાખનાર અને બીજા આગળ પ્રગટ કરનાર ત્રણેના દોષો એ સાક્ષાત્કારમાં ભળવાના જ. આકાશમાંથી ઊતરતું પાણી સ્વચ્છ હોય છે. જમીન સુધી પહોંચતાંવેંત તે તે ભૂમિની માટીના રંગ, સ્વાદ લઈ લે છે. એવી જ રીતે બધા ધર્મોમાં ઈશ્વરની જ પ્રેરણા હોય છે અને તે એકસરખી હોય છે. પછી એ પ્રેરણાનો સ્વીકાર કરનારા લોકો પોતાની સમજણ, પોતાના રાગદ્વેષ અને પોતાની પરિસ્થિતિ પ્રમાણે એમાં પોતા

તરફથી મેળવણ ઉમેરે છે. એવો દોષ તો બધા જ ધર્મમાં હોય છે, માટે એક જ ધર્મ સાચો અને બાકીના બધા ભૂલભરેલા એમ કહેવાય નહીં. છોડ પર બેઠેલી કળી ધીરે ધીરે ફૂલે છે, વિકસિત થાય છે પણ શરૂઆતમાં, વચમાં કે પૂર્ણ વિકસિત રૂપમાં એનો વિકાસ એકાંગી નથી થતો. એક પાંખડી પહેલાં ખીલી, બીજી પાછળથી, એમ નથી બનતું. કળી પણ પોતાને ઠેકાણે સંપૂર્ણ છે. અર્ધખીલી દશામાં પણ ફૂલ તો સંપૂર્ણ ફૂલ જ હોય છે અને પૂરું ખીલે છે ત્યારે પણ એની તાજગી, એનું લાવણ્ય, એનો આકાર, એના સ્પર્શ અને સુગંધ બધું જ પ્રમાણસર ખીલે છે. ફૂલનો વિકાસ અપૂર્ણમાંથી પૂર્ણતા, એકાંગિતામાંથી સર્વાંગિતા એવી રીતે નથી થતો, પણ પૂર્ણતામાંથી જ પૂર્ણતા ખીલે છે. બધા ધર્મોમાં રહેલી ઈશ્વરી પ્રેરણાનું પણ એમ જ છે.

આપણા શ્રેષ્ઠ પુરુષો, મનીષીઓ અને ચિંતનવીરો જ્યારે જ્યારે સૃષ્ટિના રહસ્યનું ચિંતન કરવા બેઠા, જીવનનું રહસ્ય ઉકેલવા બેઠા ત્યારે ત્યારે તેમણે જોયું કે રોજ નવી નવી રીતે ખીલતી અનંત વિવિધતામાં અખંડ એકતા રહેલી જ છે. દરેક ક્ષણે એ પ્રસન્ન એકતા સ્ફુરણ પામતી નજરે પડે છે. એટલે એક મંત્ર દ્વારા એ અનુભૂતિ એમણે વ્યક્ત કરી:

एकम् सत्; विप्रा बहुधा वदन्ति ।

અંતે સત્ તત્ત્વ તો એક જ છે. ડાહ્યા લોકો પોતપોતાના અનુભવ પ્રમાણે ભલે એનું જુદી જુદી રીતે વર્ણન કરે. ગભરાયેલી દુનિયાને એમણે કહ્યું કે અનુભવની વાણીમાં પણ વિવિધતા જોઈને મૂંઝાઈ જવાનું કારણ નથી. સર્વેશ્વરની, પરબ્રહ્મની માયા, એની અદ્ભુત શક્તિ જ આ રીતે પ્રગટ થાય છે. આ વિવિધતા આપણને ભુલાવામાં નાખવા માટે નથી, આપણને મૂંઝવવા માટે નથી, પણ સર્વસમન્વયકારી સમૃદ્ધ એકતા તરફ લઈ જવા માટે છે, અનુભૂતિમાં સમૃદ્ધિ લાવવા માટે છે. આ એકતાની સમજણ પડ્યા પછી આપણે સંઘર્ષને ઘણો ઓછો કરી શકીશું અને સર્વસમન્વયકારી દૃષ્ટિનો સ્વીકાર કરીશું. આપણા પ્રાચીન કવિઓએ કુદરત પાસેથી જ ઉપમા લઈને કહ્યું છે કે જેમ નદીઓ જુદા જુદા પહાડોમાંથી ઊગમ પામે છે અને અનેક પ્રદેશોમાંથી વાંકવળાંક લેતાં લેતાં માણસને અને પશુપક્ષીઓને પોતાની સમૃદ્ધિમાંથી પોષણ આપે છે, પોતાની પીઠ પર દુનિયાનો કાચો માલ અને કારીગરીથી લદાયેલાં વહાણો લઈ જાય છે અને અંતે એ બધી નદીઓ એક વિશાળ મહાસાગરમાં વિલીન થાય છે અને એ રીતે પોતાના જીવનપ્રવાહને કૃતાર્થ કરે છે, એ જ રીતે ભિન્ન ભિન્ન ધર્મના સાક્ષાત્કાર આપણને વિશ્વાત્માનો સાક્ષાત્કાર કરાવે છે.

બધા ધર્મો અને વાદોમાંથી આ એકતાનું સાર્વભૌમ તત્ત્વ મળવાથી જ ભારતીય સંસ્કૃતિ આટલી વિવિધરૂપી અને સર્વસમન્વયકારી બની છે. ભારતમાં હવે પછી જે સંસ્કૃતિ ખીલશે તે વિશ્વતોમુખી અને સર્વસમન્વયકારી જ હશે. ભારત આ આગામી સંસ્કૃતિનો સાક્ષાત્કાર કરી શકવાથી જ રવીન્દ્રનાથે એવાં તો ગ

ગાયાં છે કે એમનો સંદેશો બધા જ દેશના, બધા જ ધર્મના અને સર્વ સંસ્કૃતિઓના ઉપાસકોને અપનાવવા જેવો લાગ્યો છે.

સત્યની સનાતન ખોજ આપણને અનેક દિશાએ લઈ જાય છે. પશ્ચિમના છેલ્લાં સો-બસો વર્ષના વિજ્ઞાનવાદીઓ કુદરતનું પ્રસન્નપણે નિરીક્ષણ અને ચિંતન કરીને સંતોષ પામ્યા નહીં. એમણે કુદરતને ભઠ્ઠી, છરી અને તેજાબના પ્રયોગથી પજવવાનું શરૂ કર્યું અને એ રીતે કુદરતને હેરાન કરી એની પાસેથી એના રહસ્યનો કબૂલી જવાબ મેળવવા પ્રયત્ન કર્યો. તેઓ અમુક હદ સુધી ફાવ્યા પણ ખરા. પણ પજવણીનો શાપ એમને માથે રહ્યો. તેથી તેઓ કુદરતના પરમ રહસ્ય સુધી પહોંચવા પામ્યા નહીં. જ્યારે તેમણે પોતાનાં સાધનો શુદ્ધ કર્યાં અને સૂક્ષ્મ સાધના દ્વારા પોતાની બુદ્ધિ શુદ્ધ અને તેજ કરી ત્યારે જ એમની આકલનશક્તિ વધી, કલ્પનાશક્તિ ખીલી અને ત્યાર પછી જ તેઓ સૃષ્ટિના પરમ રહસ્યની ઝાંખી કરી શક્યા. વિજ્ઞાનનો પ્રારંભ એક રીતે અણઘડ હતો એમ જ કહેવાય.

વિજ્ઞાનશાસ્ત્રીની પદ્ધતિ નોખી અને પોતાના બાળકના હૃદયમાં શું રમી રહ્યું છે એ જાણી લેવા મથનાર માતાની પદ્ધતિ જુદી. માતા પોતાના બાળકને સવાલો પૂછી પૂછીને હેરાન નથી કરતી. કોરટની પેઠે તપાસણી અને ફેર-તપાસણી નથી ચલાવતી. માતા બાળકને પ્રેમથી એવું તો નવડાવે છે કે બાળકથી પોતાના અંતરની વાતો મા આગળ પ્રકટ કર્યા વગર રહેવાતું જ નથી. માતા અને બાળક બેના હૃદયના તાર એક થઈ જાય છે. એકના હૃદયમાં જે સ્ફુરણા થાય તેનો પડઘો બીજે એની મેળે ઝણઝણી ઊઠે છે. વિજ્ઞાનવેત્તાની સ્થૂળ પદ્ધતિને આપણે નામ આપ્યું છે પ્રયોગપ્રક્રિયા. પ્રેમાળ માતાની આત્મીયતાની પદ્ધતિને કહી શકાય યોગપ્રક્રિયા. યોગનો અર્થ જ છે જોડ, એકતા અને સમરસતા. આવો પ્રેમયોગ સાચા કવિને માટે સહજ હોય છે. પ્રેમની સહાનુભૂતિથી, ઉત્કટ ધ્યાનની આત્મીયતાથી કવિનું હૃદય એટલું તો સૂક્ષ્મવેદી થાય છે કે એને સત્ય શોધવા માટે જવું નથી પડતું. સત્ય એની મેળે પુરજોશથી એના તરફ દોડતું આવે છે. રેલની પેઠે ધસે છે.

ઉપનિષદ કાળના એક ઋષિએ અનુભૂતિનું રહસ્ય રજૂ કરતાં કહ્યું છે કે તત્ત્વદર્શન તો હૃદયથી જ થાય છે: हृदयेन हि सत्यम् जानाति.

ઉપનિષદસાહિત્યના પણ પાછળના બીજા એક ઋષિએ કહ્યું કે ધર્મશાસ્ત્ર તો ઋષિઓના અંતઃકરણમાંના અનુભવના નિચોડ તરીકે ભેગું થાય છે. "धर्मशास्त्रम् साहित्य महर्षीणाम् अंत:करण-संभृतम् ।"

દુનિયામાં પ્રચલિત એકેએક ધર્મનો પ્રયત્ન વ્યક્તિના તેમ જ સમાજના જીવનમાં એક સાર્વભૌમ વ્યવસ્થા લાવવાનો હોય છે. આવી રીતે જે અનેક સાર્વભૌમ સમન્વિત વ્યવસ્થાઓ દેશમાં પ્રચલિત હતી તે બધીને એકત્ર આણી એ વિવિધ સમન્વયોમાંથી સાર્વભૌમ મહદ્ સમન્વય શોધી કાઢવાનું કામ હિંદુસ્તાનના કવિઓ અને મનીષીઓને ભાગે આવ્યું. રવીન્દ્રનાથે ઉપનિષદકાળથી ચાલતા આવેલા

મહદ્ સમન્વયની પ્રેરણા મેળવી જે હૃદય કેળવ્યું તેમાં એમણે દુનિયાની સમસ્ત સંસ્કૃતિઓનું રહસ્ય શોધી કાઢ્યું અને એ વસ્તુ પછી કવિને જ સૂઝે એવી વાણીમાં અને રાગોમાં દુનિયા આગળ ગાઈ બતાવ્યું છે. રવીન્દ્રનાથની આ જીવન-દૃષ્ટિની અસર આજની દુનિયા ઉપર અને એના ઊંડા ચિંતન ઉપર સ્પષ્ટ દેખાય છે.

રવિબાબુએ પોતાની પાયાની કેળવણી કુદરતના વિવિધ નિરીક્ષણ અને ચિંતન-માંથી મેળવી ખરી, પણ એ ઉપરાંતની એમની બીજી કેળવણી એમને એમના ચિંતનપરાયણ મહર્ષિ પિતાશ્રીના સહવાસમાં મળી. મહર્ષિએ ધ્યાન દ્વારા જે જોયું અને મેળવ્યું તેનો જ વિસ્તાર અને પ્રચાર એમના પ્રતિભાશાળી દીકરાએ કર્યો. ભારતવર્ષના આજના ચિંતન ઉપર આ પણ રવીન્દ્રનાથની એક કાયમી અસર છે.

આપણા દેશનું આ ભારત નામ પણ આપણી ઊભરાતી આધ્યાત્મિક અનુ-ભૂતિની સમૃદ્ધિ સૂચવે છે. भरणात् भरत:; भरणात भारत: ।

આ દેશમાં સમય સમય પર એક પછી એક અનેક વિજેતાઓ આવ્યા. પ્રજાને એમને હાથે ઘણું સોસવું પડ્યું. આપણા દેશનો આવો એ ઈતિહાસ કોણે નથી વાંચ્યો ? આપણા કરતાં પરદેશના લોકો જ એ ઈતિહાસ વધારે જાણે છે. ઈતિહાસની બીનાઓ તારવી કાઢતાં અને એનો અન્વયાર્થ સમજાવતાં પરદેશી લોકોને સરસ આવડે છે. પણ આ આખા ઈતિહાસનું અંતિમ રહસ્ય અને ઈશ્વરી પ્રયોજન સમજી લઈ મંગલમયી વાણીમાં રજૂ કરવાનું કામ તો આપણા રવીન્દ્ર-નાથે જ કર્યું. એમણે જાહેર કર્યું કે ભારત એક પુણ્યતીર્થ છે જ્યાં મહામાનવના સાગરને કિનારે બધા વંશના લોકો ભેગા થશે, પોતપોતાનો કરભાર લઈ આવશે અને અંતે સર્વોદયનો મંગળ અભિષેક જીવનદેવતાને સર્વસમન્વયકારી જળથી કરવાના છે. આ દેશમાં લૂંટારા તરીકે અને વિજેતા તરીકે કોણ કોણ આવ્યા અને અંતે અહીંના જ થઈને રહ્યા અને એમણે એક વિરાટ સંસ્કૃતિમાં પોતાનો ફાળો અર્પણ કર્યો એની વાત કર્યા પછી આ અભિષેકના મહોત્સવમાં તેઓ બધાને આમંત્રણ આપે છે. એ આમંત્રણ બધાને માટે વગર શરતનું છે. આ ફક્ત સમન્વયમાં સૌથી પહેલો પોતાનો ઘડો લઈ આવનાર બ્રાહ્મણને આમંત્રણ આપતાં કવિ એક તીખી તમતમતી સૂચના કરે છે.

এসো হে ব্রাহ্মণ শুচি করি মন

જ્ઞાનના અભિમાનથી ફુલાયેલા હે બ્રાહ્મણ! પોતાનું મન શુદ્ધ કરીને પછી આવજે. પોતાનો મેલ કાઢી નાખીને આવજે. અને એ મેલ શો હતો ? પોતાનું જીવન નિર્મલ, શુચિ અને પવિત્ર બનાવવાની અબળખામાં એણે બહિષ્કારનું તત્ત્વ અપનાવ્યું. બધાથી પોતાને નોખા પાડ્યા અને સર્વસ્વીકારની વિશ્વવ્યવસ્થાનો દ્રોહ કર્યો. આ દ્રોહને કારણે એને ભારે પ્રાયશ્ચિત્ત કરવું પડ્યું છે. દુનિયામાં ગેરસમજ, અપમાન અને પરાજય એને જમાનાઓ સુધી સહન કરવાં પડ્યાં છે એ અનુ-ભવમાંથી બોધ લઈ જ્યારે બ્રાહ્મણ નમ્ર થશે ત્યારે જ એને માનવતાના મહોત્સવમાં આમંત્રણ મળશે.

# ૧. રવીન્દ્ર-મનન

૧

"આમિ ચેયે આછિ તોમાદેર સબા પાને"

કીર્તનકારો અને કથાકારો કહે છે કે પરમાત્માને સકામ ભક્તિ કરનાર ભક્તો સરળ અને સુવિધાપૂર્ણ લાગે છે; કારણ કે તેમને સહેલાઈથી રીઝવી શકાય છે. જ્યાં સુધી માણસને ઐહિક ધનદોલત, સુખસાધન, માનપ્રતિષ્ઠા અને ઐશ્વર્યની લાલસા છે, ત્યાં સુધી તે ઈશ્વરની નજદીક પહોંચી શકતો જ નથી. આ પ્રકારનો માણસ સમાજનો ત્યાગ કરે, અને નિર્જન વનમાં જઈ ધ્યાન-ભજન કે કોઈ ઉગ્ર સાધના કરતો રહે તો ઈશ્વરની સમીપ જવું તેને માટે એથી પણ દુષ્કર બનશે. કારણ કે જે માણસ જીવન-વિમુખ થયો તે ઈશ્વર તરફ અભિમુખ થશે જ એ શંકાસ્પદ છે. અને તેને સન્મુખતા મળશે જ એમ પણ ન કહી શકાય. ઊલટું વનવાસ દ્વારા સાંસારિક દુઃખોમાંથી કંઈક અંશે મુક્તિ મળવાને કારણે તેનો પશ્ચાત્તાપ શિથિલ થવાનો ડર છે.

તેથી સાચી સાધના કરવી હોય તો તે લોકોની વચ્ચે રહીને જ કરવી જોઈએ. લોકોની વચ્ચે, તેઓ રહે તે રીતે રહીને, તેમની સેવા કરતાં કરતાં આપણે બિલકુલ નિઃસંગ અને અલિપ્ત રહી શકીએ, લોકોની વચ્ચે રહેવા છતાં કોઈ રીતનો પ્રપંચ પેદા ન થાય એવી કળા અને દૃઢતા આપણે સિદ્ધ કરીએ ત્યારે જ ઈશ્વર આપણી પાસે આવશે અને આપણે તેની કૃપાના અધિકારી બનીશું

આ પ્રકારની સાધનાની સિદ્ધિ માટે જે રીતે ઈશ્વરકૃપા જોઈએ તે રીતે સમાજની અનુકૂળતા પણ ખૂબ આવશ્યક છે.

દરેક સાધકે એટલું તો જાણવું જ જોઈએ કે જનતાના અવિરોધથી કૃપા—આશીર્વાદથી જ તેની સાધના પૂર્ણ થવાની છે.

એટલા માટે ઈશ્વરને પ્રાર્થના કરવાને બદલે કવિએ જનતાને પ્રાર્થના કરી છે કે, 'કૃપા કરીને મને એવી રીતે ખુલ્લો અને નગ્ન બનાવી દો કે જેથી મારા માર્ગમાં કોઈ જાતનો અવરોધ પેદા ન થાય.' મોટા મોટા સિદ્ધ પુરુષો કહેતા આવ્યા છે કે, સમસ્ત પ્રાણીમાત્રમાં ઈશ્વરને જોવાની કળા હસ્તગત કરવી જોઈએ. એ ત્યારે જ બની શકે જ્યારે કોઈના પ્રત્યે આપણને આસક્તિ ન રહી હોય. જનતામાં વસતા જનાર્દનને ઓળખવો હોય, જનતાના સાચા સ્વરૂપને ઓળખવું હોય તો જનતા સાથે સંપર્ક રાખવા છતાં કોઈ એક વ્યક્તિ કે અમુક માણસો સાથે કોઈ ખાસ સંબંધ ન હોવો જોઈએ. જનતામાં પોતાને માટે પણ કોઈ વિશિષ્ટ સ્થાન ન હોવું જોઈએ. સાધનાની દૃષ્ટિએ આ ખૂબ જ જરૂરી છે. એ જ પ્રાર્થના કવિએ અહીં જનતાને કરી છે.

આમિ ચેયે આછિ તોમાદેર સબા પાને.
સ્થાન દાઓ મોરે સકલેર માઝખાને.
નીચે, સબ નીચે, એ ધૂલિર ધરણીતે
જેથા આસનેર મૂલ્ય ના હય દિતે,
જેથા રેખા દિયે ભાગ કરા નેઈ કિછુ,
જેથા ભેદ નાઈ માને આર અપમાને,
સ્થાન દાઓ સેથા સકલેર માઝખાને.
જેથા બાહિરેર આવરણ નાહિ રય,
જેથા આપનાર અુલઙ્ગ પરિચય.
આમાર બલિયા કિછુ નાઅ એકેબારે,
એ સત્ય જેથા નાહિ ઢાકે આપનારે,
સે થાય દાંડાયે નિલાજ દૈન્ય મમ
ભરિયા લઈબો તાંહાર પરમ દાને
સ્થાન દાઓ મોરે સકલેર માઝખાને.

હું આપ બધા લોકોની સામે (આશાથી) જોઈ રહ્યો છું. કૃપા કરીને બધા લોકોની વચ્ચે મને એક એવું સ્થાન આપો કે જ્યાં નીચે માટીથી ભરેલી જમીન ઉપર હું બેસી શકું. જ્યાં બેસવા માટે કંઈ મૂલ્ય આપવું પડતું નથી, જ્યાં જમીન ઉપર સીમાચિહ્ન દોરીને આ મારી જમીન અને આ બીજાની એવો ભેદ કરવો ન પડે એવી જગાએ બધા લોકોની વચ્ચે મને સ્થાન આપો.

જ્યાં કોઈ પ્રકારનું બાહ્ય આવરણ ન હોય એવી જગાએ મને સ્થાન આપો. ત્યાં તમારા બધાનો મને સ્વચ્છ અને ખુલ્લો પરિચય થાઓ. ‘આ મારું છે’ એમ કહેવા જેવું કંઈ નથી. આ સત્ય જ્યાં પોતે પોતાને છુપાવીને રહી ન શકે એવી જગાએ મને સ્થાન આપો.

ત્યાં ઊભો રહીને, જેને કોઈ પણ પ્રકારની લાજ-શરમ રહી નથી એવી મારી દીનતાને હું એ પરમ પિતાના પરમ દાનથી ભરી દઈશ અને પછી ખરેખર ધન્ય ધન્ય થઈશ. જ્યારે અહીંનું કંઈ પણ બાકી નહીં રહે ત્યારે ત્યાંનું દાન પ્રાપ્ત કરવાનો હું અધિકારી થઈશ. એટલા માટે કૃપા કરીને મને એવું સ્થાન આપો કે જ્યાં બધા લોકોની વચમાં, તેમની નીચે, તદ્દન ખુલ્લી જગામાં અકિંચન થઈને હું રહી શકું.

## ૨

## રત્ન–આભૂષણનું બંધન

સુરક્ષિત રહેવાને માટે, આપણે ચાર દીવાલોનું ઘર બનાવીએ છીએ. ગરમી, હવા અને વરસાદથી બચવાને માટે આપણે ઉપર છાપરું બનાવીએ છીએ, અને ચોરોથી બચવાને સારુ દરવાજા બંધ કરીને અંદર સૂઈએ છીએ. આ રીતે આખા વિશ્વનો બહિષ્કાર કરીને આપણે એક પ્રકારની સલામતી પામીએ છીએ ખરા,

પરંતુ સલામતીની સાથોસાથ વિફળતા પણ આપણા નસીબમાં લખાઈ જાય છે. આટલું વિશાળ વિશ્વ, અને એમાં પેલા દિવ્ય સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર અને તારા, આકાશનાં વાદળાં અને પંખી, વૃક્ષ-વનસ્પતિ, ફળફૂલ, એ બધું આપણે માટે પારકું બની જાય છે, અને આપણે જાણે કે આપણને એક સાંકડી ખાઈમાં બંધ કરી દઈએ છીએ.

સમાજમાં ઊંચનીચ-ભાવ ઉત્પન્ન કરીને, આપણને ઉચ્ચ વર્ણીય ઠરાવીને, અથવા કોઈ રાજા પાસેથી સરદારી પ્રાપ્ત કરીને આપણે આપણને સમાજથી અલગ પાડી દઈએ છીએ, લોકજીવનથી આપણને બહિષ્કૃત બનાવી દઈએ છીએ; અને અંતમાં રત્ન-આભૂષણોની અને એશઆરામની વૃદ્ધિ કરીને આપણને જીવનદરિદ્રી બનાવી દઈએ છીએ. આપણે કદી એ વિચારીએ છીએ ખરા કે આ બધો વ્યાપાર નફાનો છે કે નુકસાનનો ?

રત્નહારનો ત્યાગ કરીને વનમાળા ધારણ કરનારા, અને રાજપુત્રોને છોડીને ગોવાળિયાને અપનાવનારા શ્રીકૃષ્ણ જીવનનું મૂલ્ય બરાબર સમજતા હતા. સ્યમંતક-મણિ યુદ્ધમાં પ્રાપ્ત થયો ત્યારે તે મણિને તેમણે પોતાના રાજાને આપી દીધો; અને પોતાના મુગટમાં રત્નોને બદલે મોરપીંછ જ શોભતાં હતાં; તેથી જ તે લોકોના હૃદય-મણિ થઈ શક્યા. અતિરથી, મહારથી બનીને લડવામાં જે આનંદ છે, તેથી કેટલીય અધિક જીવનસમૃદ્ધિ ભક્તોના સારથિ બનીને ઘોડા હાંકવામાં છે — એ વાત સમજવાની જીવન-પરાયણતા કૃષ્ણમાં હતી, તેથી તો તે નૃપતિ બનવાને બદલે લોકવલ્લભ બન્યા.

જો આપણે જરા વિચારીએ તો આપણે જોઈ શકીશું કે જે સંગૃહીત સંપત્તિના આપણે આપણને માલિક માનીએ છીએ, તે છેવટે આપણી જ માલિક બની જાય છે. Our possessions possess us.

જો આપણે આત્મ-સમૃદ્ધિ વધારવા ઇચ્છતા હોઈએ, તો આપણે બાહ્ય-સમૃદ્ધિનો બોજો ઓછો કરવો જ પડશે. જેટલે અંશે આપણી બાહ્ય-સમૃદ્ધિ વધે છે, તેટલે અંશે આપણી વ્યક્તિ-સમૃદ્ધિ ઘટતી જાય છે; અને પરિગ્રહ ઓછો કર્યો એટલે આત્માનુભૂતિ સઘન થતી જાય છે. The less I have, the more I am.

તો પછી, પોતાના બાળકને આભૂષણોથી લાદીને, એને મજાનો પોઠિયો બનાવીને માએ એવું શું પ્રાપ્ત કર્યું ? જમીન પર આળોટવું, માટીમાં ખેલવું; ગરમી, હવા અને વરસાદના સહવાસમાં રહીને શરીરને હૃષ્ટપુષ્ટ કરવું અને સમાન વયનાં બાળકો સાથે નાચીકૂદીને મોટા થવું એ જ બાલ્યવયની ખરી સફળતા છે. આ સર્વથી પોતાના બાળકને વંચિત રાખીને માતા જો એને પોતાના વૈભવ-ભારનું વાહનમાત્ર બનાવી મૂકે તો બાળકનો જીવન-રસ સુકાઈ જશે, અને એના આનંદને જાણે પાંડુ-રોગ લાગી જશે.

આ ચિંતાથી પ્રેરિત થઈને માતાને કવિ કહે છે :

રાજાર મતો બેસે તુમિ સાજાઓ જે શિશુરે
પરાઓ જારે મણિ રતન–હાર —
ખેલા-ધુલા આનન્દ તાર સકલિ જાય ધુરે,
બસન-ભૂષણ હય જે વિષમ ભાર ।
છેંડે પાછે આઘાત લાગિ
પાછે ધુલાય હય સે દાગી,
આપનાકે તાઈ સરિયે રાખે સબાર હતે દૂરે,
ચલતે ગેલે ભાવના ધરે તા'ર, —
રાજાર મતો બેશે તુમિ સાજાઓ જે શિશુરે,
પરાઓ જારે મણિરતન-હાર ।
કી હબે મા અમનતરો રાજાર મતો સાજે,
કી હબે ઐ મણિ-રતન હારે ।
દ્વાર ખૂલે દાઓ જદિ તો છુટિ પથેર માઝે
રૌદ્ર વાયુ ધુલા કાદાર પાડે ।
જે થાય બિશ્વજનેર મેલા
સમસ્ત દિન નાનાન ખેલા,
ચારિદિકે બિરાટ ગાથા બાજે હાજાર સુરે,
સેથાય સે જે પાય ના અધિકાર,
રાજાર મતો બેશે તુમિ સાજાઓ જે શિશુરે,
પરાઓ જારે મણિરતન-હાર ॥

ઓ મા ! તું તારા બાળકને રાજકુમારોના જેવો પોશાક શા માટે પહેરાવે છે ? તું શા માટે આ ભારે વસ્રો અને મણિરત્નોનો બોજો એના પર લાદીને એના ખેલવા-કૂદવાના આનંદનો નાશ કરે છે ?

તું શા માટે એને ચિંતામાં નાખે છે કે 'અરે, કંઈ લાગી જશે, મારાં કપડાં ફાટી જશે, ધૂળ ઊડશે, મારાં કપડાંને ડાઘ લાગશે !' તું જોતી નથી કે, આ ચિંતાથી તે પોતાને બીજાં બાળકોથી દૂર દૂર રાખે છે ? ઓ મા ! તું શા માટે તારા બાળકને રાજકુમારના જેવો સાજ સજાવે છે ?

શો ફાયદો છે મા ! આ રાજપુત્રોના જેવા પોશાકથી ? શો ફાયદો છે મા ! આ મણિરત્ન-હારોથી ? ખોલી દે મા, ખોલી દે દરવાજા ! જવા દે, જવા દે અમને તાપમાં તપવા, હવામાં ગેલ કરવા, માટીમાં આળોટવા, કાદવમાં ખેલવા !

મા, મા, જવા દે, જવા દે અમને ત્યાં, જ્યાં વિશ્વ-જનોનો મેળો ભરાયેલો છે. જ્યાં જાત જાતના ઉત્સવો અખંડ થઈ રહ્યા છે. જ્યાં ચારે બાજુ વિરાટ સંગીત હજારો સૂરોથી ગુંજી રહ્યું છે ! ઓ મા, તારા બાળકનો આ જીવનોત્સવમાં ભાગ લેવાનો અધિકાર તું છીનવી ન લે ! ! ઓ મા ! બાદશાહી પોશાક અને રત્નજડિત અલંકારોનો ભાર તારા બાળક પર તું ન લાદ !

૩

"નકામી દોડધામ શા માટે કરે છે? બધું અહીં છોડીને જ જવું પડશે; સાથે કાંઈ આવવાનું નથી. કુટુંબકબીલો અહીં રહી જશે. ધન-સંપત્તિ છોડતી વખતે તું માથું કૂટીને રોઈશ, તોપણ તે સાથે લઈ જઈ શકીશ નહીં. માટે છોડી દે આ બધી માયા! દરેક વસ્તુની આસક્તિ છોડી દે, અને પરલોકની તૈયારી કર!"– આજ સુધી આપણે આ જ ઉપદેશ સાંભળતા આવ્યા છીએ. આ ઉપદેશ મનમાં ઠસે એ દરમ્યાન કોઈ કોઈ વખત એ પણ વિચાર આવે છે કે આપણે આ દુનિયામાં આવ્યા એ જ એક મોટી ભૂલ કરી! અરે, આવ્યા તો આવ્યા, પણ તેમાં ફસાઈ પણ ગયા! હવે સાચો અને બુદ્ધિનો સવાલ કેવળ એ જ છે કે, 'આ માયામાંથી છૂટવું કેવી રીતે?' હરેક પ્રકારે ઉદાસીન રહીએ, અલિપ્ત રહીએ અને છૂટી જઈએ! મનને વારંવાર એમ લાગવા માંડયું કે આ જ સાચી સાધના છે.

પણ કોણ જાણે કેમ એ ભાવના મનમાં દૃઢ થતી નથી. આજ લગી તો આપણે એમ માનતા આવ્યા કે એનું કારણ મોહમાયાની અદમ્ય શક્તિ છે. પરંતુ જે વૈરાગ્યભાવનાને આપણે આજ સુધી સાધના માનતા આવ્યા છીએ તેના મૂળમાં તો કંઈ દોષ નથી? સંસાર વ્યર્થ છે, એ સિદ્ધાંત ભલે સાચો હોય, પરંતુ વૈરાગ્ય યા જીવનની શૂન્યતા તો જીવનનું સાચું રહસ્ય અવશ્ય ન જ હોઈ શકે. આપણે વિશ્વાસપૂર્વક એમ કેવી રીતે કહી શકીએ કે વૈરાગ્યનો સિદ્ધાંત જ વ્યર્થ નથી? સંસાર પોકળ હશે, પણ વૈરાગ્ય પોકળ નથી એની સાબિતી શી? વૈરાગ્ય મનમાં વારંવાર ઠસાવ્યા છતાં દૃઢરૂપે ટકતો નથી એનું કારણ એની પોકળતા હોય એ સંભવિત છે.

આપણે આ જગતમાં આવ્યા છીએ. જીવનભર કંઈ ને કંઈ પ્રાપ્ત કરતા રહીએ છીએ. આપણે શા માટે વિચાર કરીએ કે આ બધું ભૂલભરેલું છે? એના કરતાં 'આ બધાનો સદુપયોગ કરવા છતાં હજુ સુધી અમે કંઈ શીખ્યા નથી.' એ રીતે વિચાર કરવો એ વધારે સારું નથી? આપણે જૂનો રસ્તો છોડી નવીન વિચારધારા પ્રમાણે જીવન અને મરણ પર વિચાર કેમ ન કરીએ?

મરણ પછી બધું પાછળ મૂકીને જ જવું પડશે – શું આ માન્યતા જીવનને શુદ્ધ અને સમૃદ્ધ કરવાને સમર્થ બની છે? એનાથી જીવન કૃતાર્થ થાય છે? જો એમ ન થાય અને એનાથી જીવનમાં કેવળ નિષ્ફળતા જ મળતી હોય તો પછી આપણે આપણી શોધનો માર્ગ બદલવો જ જોઈએ.

જન્મથી મરણ સુધી આપણે જે કાંઈ એકઠું કરીએ છીએ તે બધું આપણા ઉપર જ લદાવાનું છે. તેનું એક તણખલું પણ આપણાથી જુદું પડવાનું નથી – આ નિશ્ચય માણસના મનમાં જાગ્રત થાય તો તે સંગ્રહ કરતી વખતે ખૂબ સારી રીતે વિચાર કરશે. પ્રવાસી પોતાની પગપાળા યાત્રામાં જેમ હલકો રહેવાની જ ઈચ્છા રાખે છે, નકામી વસ્તુ પાસે રાખતો નથી; એ જ રીતે જીવનયાત્રામાં પણ કચરા-સંગ્રહનો કચરો ભેગો કરવો એ ડહાપણનું કામ નથી. આપણે તે જ સાથે

રાખવું જોઈએ, જે સારભૂત હોય, રહસ્યમય હોય, અને જેનાથાં આત્મવૈભવ વધી શકે તેમ હોય – વિશ્વસ્વામીના આ વિશાળ ભંડારમાં આવીને રખે આપણે કંગાળના કંગાળ ન રહી જઈએ, જતી વખતે ભરેલે હાથે જઈએ ! અહીંથી તો જે લેશે તે મળશે. જેવી આપણી પરખ હશે તેવાં જ રત્ન આપણે પસંદ કરી શકીશું. આ વિશ્વભંડારમાંથી આપણે કાચ પણ એકઠા કરી શકીશું અને હીરા પણ એકઠા કરી શકીશું. અહીં તો ઝાડ ઉપરથી પડેલાં પાંદડાંના ઢગ પણ છે, અને ફૂલોનો બાગ પણ છે. જે પસંદ પડે તે લઈ લો. અગર ભૂલથી ખોટી વસ્તુ લઈ લીધી તો બુદ્ધિપૂર્વક અહીંની ચીજ અહીં જ છોડતા જાઓ. આ વિશ્વભંડારમાંથી – Universal storesમાંથી - જે કંઈ આપણે લઈશું તે આપણા પોતાના પર લાદીને જ આપણે અંતિમ લક્ષ્યસ્થાને જવું પડશે. તેથી પસંદ કરેલો અને ઉમદા માલ જ સાથે લેવાની ખાસ તકેદારી રાખવી જોઈએ. ત્યારે જ આ દુનિયામાં આવ્યું સફળ અને સાર્થક થયું મનાશે. સાથે સાથે અમે જે કંઈ ભેગું કર્યું તે બધું ભેગું કરવાને લાયક હતું એ સમાધાનને પણ સાથે લેતા જાઓ. જીવનયાત્રા સફળ કરવી હોય તો આ નવી સાધના કબૂલ કરવી જ પડશે.

કે બલે સબ ફેલે જાબિ
 મરણે હાતે ધરબે જબે ।
જીબને તુઈ જા નિયેછિસ
 મરણે સબ નિતે હબે ।
એઈ ભરા ભાણ્ડારે એસે
 શૂન્ય કિ તુઈ જાખિ શેષે ।
નેબાર મતો જા આછે તોર
 ભાલો કરે ને તુઈ તબે ।
આબર્જનાર અનેક બોઝા
 જમિયેછિસ જે નિરબધિ,
બેંચે જાબિ બાજાર બેલા
 ક્ષય કરે સબ જાસ રે જદિ
એસેછિ એઈ પૃથિબીતે.
 હે થાય હબે સેજે નિતે–
રાજાર બેશે ચલ રે હેસે
 મૃત્યુપારેર સે ઉત્સબે ।

(ગીતાંજલિ-૧૧૨)

તને કોણે કહ્યું કે જ્યારે મરણ તને પકડીને લઈ જશે ત્યારે તારે સર્વસ્વ છોડીને જવું પડશે ? જીવનભર તું જે કંઈ જમા કરતો રહ્યો છે, તે તારે સાથે લઈ જવું પડશે.

અરે, આ ભરેલા ભંડારમાં આવીને શું તું ખાલી હાથે, શૂન્ય બનીને જઈશ ?

જે કંઈ સાથે લેવા યોગ્ય હોય તેને બરાબર સાથે બાંધી લઈને જ યાત્રા માટે તૈયાર થઈ જા.

જો બચવું હોય તો આજીવન હજારો પ્રયત્નોથી એકઠા કરેલા કચરાની એક પ્રચંડ હોળી બનાવી તેને બાળી મૂક. નહીં તો તું તેના ભાર તળે કચડાઈ મરીશ. આ વિશાળ પૃથ્વી પર તું આવ્યો છે તો ભિખારીની જેમ જે કંઈ જુએ તે ઝડપી ન લે. અહીંથી તો એક સમ્રાટની માફક ઉત્તમોત્તમ સામગ્રી પ્રાપ્ત કરીને ખૂબ ઠાઠમાઠથી જવાનું છે. આ રીતે તું સજ્જ થા અને મૃત્યુની પેલી પાર જે મહોત્સવ તારી પ્રતીક્ષા કરી રહ્યો છે તેમાં હાસ્યવદને દાખલ થા! પાગલ બનીશ નહીં. તું એ ન માનતો કે તારે અહીંથી નાગાબાવા જેવા બનીને જવાનું છે.

૪

એક પ્રાચીન બ્રાહ્મણે પોતાનો જીવનસિદ્ધાંત અડધા શ્લોકમાં વ્યક્ત કર્યો છે:

અસમ્માનાત્ તપો-વૃદ્ધિ:
સમ્માનાચ્ચ તપ: કપય: ।।

આપણામાં કોઈ પ્રકારનો દોષ ન હોય, સદાચારમાં પણ જરાયે ખામી ન હોય, તેમ છતાં જગત આપણું અપમાન કરે તો આપણું તપ વધારે બળવાન બને છે અને આપણું ચારિત્ર્ય વધારે ઉજ્જવળ થાય છે. એને બદલે આપણું સત્કૃત્ય જોઈને લોકો આપણો જયજયકાર કરવા લાગે તો આપણું તપ ક્ષીણ થઈ જાય છે અને આપણું પતન થવાનો ભય વધી જાય છે.

વ્યવહારિક જીવનમાં દરેક માણસ મારાં કામ દુનિયાને કેવાં લાગશે તેનો ડગલે ને પગલે વિચાર કરતો રહે છે. હર કોઈ પોતાને કોઈ હીન કે કાયર ન માને એની ચિંતામાં રહે છે. આને ઈજ્જત-આબરૂની પરવા કહે છે. ઘણી વખત માણસ કેવળ આ ઈજ્જત-આબરૂની પરવાથી જ ભલાઈ કરે છે. પણ છૂપી રીતે દુનિયાની નજર તેના ઉપર ન હોય, ત્યારે હલકું કામ પણ તે કરી બેસે છે, અને કોઈ તેની અધમતા જાણતું નથી; એટલે તે માની લે છે કે, મારી આબરૂ જેવી ને તેવી નિષ્કલંક રહી છે!

સાચી વાત તો એ છે કે, જે ઘડીએ માણસ પોતાની નીતિ છોડે છે, તે જ ઘડીએ તે પોતાની પહેલાંની ઈજ્જત-આબરૂ પણ ખોઈ બેસે છે. લોકો શું કહેશે, લોકોને કેવું લાગશે તેના કરતાં અધિક મહત્ત્વનો વિચાર એ છે કે, 'હું મારા અંતરાત્માને શું કહીશ, અથવા મારા મનને એ કેવું લાગશે.' એ વાત સાચી છે કે, દુનિયામાં ઈજ્જત-આબરૂથી રહેવું જોઈએ. પરંતુ પોતાની પાસે પોતાની આબરૂ ટકી રહે તેનો આગ્રહ વધુ રાખવો જોઈએ.

અંગ્રેજીમાં તેને self-respect કહે છે. તેનો સાચો અર્થ એ જ છે કે, આપણી પાસે આપણી આબરૂ ટકી રહે. પણ સામાન્ય રીતે લોકો જ્યારે self-respectની વાત કરે છે તો તેનો સાચો અર્થ social-respect – સામાજિક પ્રતિષ્ઠા કરે છે.

ખરા સત્પુરુષો સામાજિક પ્રતિષ્ઠાને જરાયે મહત્ત્વ આપતા નથી. તેમને તો આત્મપ્રતિષ્ઠાની જ પડી હોય છે.

આપણા પૂર્વજ ઋષિઓ આપણને શીખવતા ગયા છે કે, જેનાથી આપણો અંતરાત્મા લજ્જા પામે તેનાથી દૂર રહીએ. વ્યવહાર ઊંડાણમાં ઊતરતો નથી. તે તો કહે છે કે, જે વસ્તુ લોકોને ખટકે અને જેનાથી તમારી બદનામી થાય એવું ન કરો. તેથી જ ચિડાઈને તુકારામ કહે છે:

'લોક જૈસા ઓક (ઊલટી) ધરિતાં ધરવેના'

(લોક તો ઊલટી સમાન છે. રોકયા રોકાતા નથી) તુકારામ કહે છે કે, 'મારી યોગ્યતા સાચી ઠરી તો શું તમારા આ 'લોકો' મને સ્વર્ગે જતો રોકી શકશે? અને જો હું અંદરથી દંભી રહીશ તો તેમના જયજયકાર મારે માટે સ્વર્ગનું વિમાન થોડું જ લાવવાના હતા? મને લોકમતની શી પડી છે?'

'સત્ય અસત્યાશીં મન કેલે ગ્વાહી,
માનિયલે નાહીં બહુમતા ।।'

(મેં તો સત્ય-અસત્યની બાબતમાં મારા મનને જ સાક્ષી રાખ્યું છે. મેં કદાપિ બહુમતને માન્યો નથી.)

'બરેં દેવા કુનબી કેલોં
નાતરી દંભે અસતોં મેલોં'

(સારું કર્યું ભગવાન, કે મને શૂદ્ર બનાવ્યો! નહીં તો દંભથી જ હું મરી ગયો હોત.)

દીનતા, વિપત્તિ, દુઃખ અને અપમાનથી તેજસ્વી પુરુષની બધી શક્તિઓ જાગ્રત થાય છે. એક મહાત્માની જ્યારે વિનાકારણ નિંદા થવા લાગી, ત્યારે તેમણે પોતાના એક વ્યવહારી સલાહકારને કહ્યું, 'લોકોની પાસે હું કંઈ સન્માન માગવા ગયો નહોતો. અને મારાથી ખિજાઈને મારી કીર્તિ મને છોડી ચાલી ગઈ તો હું તેને રોકનાર નથી. માન-સન્માનથી મારી દોલત કંઈ વધી નથી અને તેમના જવાથી મારું કંઈ નુકસાન પણ થવાનું નથી. લોકોની ઇજ્જત મારે માટે ભારરૂપ થઈ પડી હતી. લોકો સાથેની મમતા છૂટી તો હલકો થઈને વધારે સરળતાથી ભગવાન તરફ આગળ વધી શકીશ. મારા અંતરાત્માને લજાવે એવું કોઈ કામ મારાથી ન થઈ જાય એટલું બસ છે.

નિન્દા દુઃખે અપમાને
જત આઘાત ખાઈ
તબુ જાનિ, કિછુઇ સેથા
હારબાર તો નાઈ ।
થાકિ જખન ધુલાર પરે
ભાબતે ના હય આસનતરે,
દૈન્યમાઝે અસંકોચે

પ્રસાદ તબ ચાઈ ।
લોકે જખન ભાલો બોલે,
જખન સુખે થાકિ,
જાનિ મને, તાહાર માઝે
અનેક આછે ફૌઁકિ ।
સેઈ ફૌકિરે સાજિયે લયે
ધુરે બેડાઈ માથાય બયે,
તોમાર કાછે જાબો એમન
સમય નાહિ પાઈ ।
(ગીતાંજલિ–૧૨૯)

જેમ જેમ હું નિંદા, દુઃખ અને અપમાનના ધક્કા સહન કરતો જાઉં છું, તેમ તેમ મને સમજ પડે છે કે, એનાથી મારું કંઈ નુકસાન થતું નથી. જમીન પર બેસવાનું થયું તો પૂરતી જગા મળશે કે નહીં તેની ચિંતાની ગુંજાશ રહેતી નથી, પણ આસન ઉપર બેસવાનું થયું, તો તે લાંબું-પહોળું છે કે નહીં તેનો વિચાર કરવો પડે છે. દીનતામાં કોઈનો પણ સંકોચ રહેતો ન હોવાથી ઈશ્વર-પ્રસાદીની તમન્ના વધતી જ જાય છે.

જ્યારે જ્યારે દુનિયા મને સારો કહે છે, મારી સ્તુતિ કરે છે; જ્યારે જ્યારે હું સુખચેનમાં હોઉં છું, ત્યારે ત્યારે મારો અંતરાત્મા મને કહે છે, 'અહીં ફસાવાનો ભય છે–સાવધાન!' કારણ કે તેની પાછળ દંભ લાગેલો જ છે. એ ગલપટ્ટાને અલંકાર માનીને માથા ઉપર ચડાવી ફરવા લાગીશ તો પ્રભો, તારી પાસે આવવાની મને ફુરસદ ક્યાંથી મળશે?

૫

એક અન્યોક્તિમાં ભર્તૃહરિએ કહ્યું છે: "હે મેઘ, કોણ નથી જાણતું કે ચાતકનો એકમાત્ર આધાર તું જ છે? તો પછી ચાતકના મુખે યાચનાની રાહ તું શા માટે જુએ છે?" તે કંઈ માગે એ પહેલાં જ તું તેના મુખ સુધી અમૃત પહોંચાડી દે; તેમાં જ તારું ગૌરવ છે.

કુલીન માણસને મુસીબતની ઘડીએ કોઈની સામે હાથ લંબાવવો પડે તો મરવા જેવું લાગે છે. જે સજ્જન છે તે આ વાત સમજતો હોવાથી જાતે જ–તે ન માગે તોયે, અને કોઈ કોઈ વાર તેને ખબર ન પડે એ રીતે તેને મદદ પહોંચાડે છે. આવી મદદને ગુપ્તદાન કહેવામાં આવે છે.

બાળક થાકી જાય તો મા-બાપ એવી રાહ નથી જોતાં કે તે મોઢેથી કહે કે, "હવે મારાથી વધારે કામ થશે નહીં." તેઓ તો પહેલાંથી જ કહે છે, 'હવે તું જરા બેસી જા. થોડો આરામ લે. કંઈ ખાઈ લે, પી લે, અને પાછો તાજેમાજો થઈ જા. કામ તો પછી કરવાનું જ છે ને! ઉતાવળ શી છે? થોડો વખત દમ તો ખા.'

રોજ સાંજે પ્રકૃતિમાતા પણ પ્રાણીમાત્રને કહે છે, "દિવસભર ખૂબ શ્રમ કર્યો. હવે શ્રમથી કંટાળી જાઓ એ પહેલાં મેં મોકલેલી નિદ્રાને આધીન થઈ જાઓ જેથી તમારો બધો થાક ઊતરી જાય અને નવી તાકાત તેમ જ નવો ઉત્સાહ લઈને નવા દિવસ માટે તૈયાર થઈ શકો." દર વરસે વૃક્ષોમાં પ્રકૃતિમાતા નગ્ન ડાળીઓને તેમ જ જર્જરિત વૃક્ષોને સુવાડી દે છે; અને પછી તેને વસંતઋતુ ફરીને નૂતનદાન કરે છે. સાપ પણ ઘરડી થઈ ગયેલી સૂકી કાંચળી ઉતારીને ફરીથી તારુણ્યની નવી તાજી કાંચળી ધારણ કરે છે.

ભગવાનના ઘરનું મૃત્યુ પણ આવા પ્રયોજનથી પોતાનું કામ કર્યે જાય છે. એટલે જ પુરાણકારોએ મૃત્યુને 'મહાનિદ્રા'ની ઉપમા આપી છે. આપણે જો વસંતઋતુના આગમનને અને સૃષ્ટિ નવપલ્લવિત થાય છે તેને એક મહોત્સવ માનતા હોઈએ, તો પછી આપણને મૃત્યુ પછીના પુનર્જન્મનો ઉલ્લાસ શા માટે ન થાય? વળી જો આપણને પુનર્જન્મમાં વિશ્વાસ હોય અને તે ઈષ્ટ લાગતું હોય, તો પછી મૃત્યુથી ભડકવાનું શું કારણ છે? આપણે શું પ્રાર્થના નથી કરતા કે, "ભગવાન, હું થાકી ગયો છું, હવે મને નિદ્રા આપ!"? એ જ રીતે આપણે કરુણાઘન પાસે યાચના શા માટે ન કરીએ કે, "જિંદગીમાં હવે કંઈ સાર રહ્યો નથી: તું મને નિઃસત્ત્વ જીવન વિતાવવા કરતાં તેમાંથી છુટકારો આપ. મારી ફજેતી ન થવા દે. મારી લાજ જશે તો તારી પણ લાજ જશે. માટે મને જલદી મૃત્યુ આપ; જેથી હું જરા થાક ખાઈને તાજો-માજો થઈ નવી જીવનયાત્રા ફરીને શરૂ કરી શકું"? મનુષ્ય-જીવન અને પ્રાકૃતિક જીવનના આ અભેદને સમજીને તેમ જ સ્વીકારીને જ કવિ આ પ્રાર્થના કરે છે:

દિવસ જદિ સાંગ હલ, ના જદિ ગાહે પાખિ,
કલાન્ત બાયુ ના જદિ આર ચલે,
એબાર તબે ગભીર કરે ફેલો ગો મોરે ઢાકિ
અતિ નિબિડ ઘન તિમિર તલે–
સ્વપન દિયે ગોપને ધીરે ધીરે
જેમન કરે ઢેકેછ ધરણી રે,
જેમન કરે ઢેકેછ તુમિ મુદિયા પડા આઁખિ,
ઢેકેછ તુમિ રાતેર શતદલે।
પાથેય જાર ફુરાયે આસે પથેર માઝખાને,
ક્ષતિર રેખા ઉઠેછે જાર ફુટે,
બસનભૂષા મલિન હલ ધુલાય અપમાને,
શકતિ જાર પડિતે ચાય ટુટે–
ઢાકિયા દિક તાહાર ક્ષતવ્યથા
કરુણાઘન ગંભીર ગોપનતા,
ઘુચાયે લાજ ફુટાઓ તારે નવીન ઉષા-પાને
જુડાયે તારે આઁધાર સુધા જલે।

જ્યારે દિવસ પૂરો થશે, પંખીઓનો કલરવ શાંત પડશે, થાકેલો વાયુ પણ વાતો બંધ થશે, ત્યારે હે ભગવાન, તારા હાથ લંબાવીને તું મને ઢાંકી દેજે. મને તારામાં સમાવી લેજે, ઘોર અંધકારરૂપી તારી ગોદમાં મને છુપાવી દેજે.

જે પ્રમાણે આ પૃથ્વીને તું નિદ્રાના અંધકારમાં સહજ રીતે ઢાંકી દે છે, થાકેલાં નયનો પર તું નિદ્રાનું આવરણ નાખી દે છે; અને શતદલ કમલોની આંખ મિંચાતાં જ તેના ઉપર પણ રજનીનો અંચળો ઓઢાડી દે છે, એ જ રીતે મને પણ તારી ગોદમાં સમાવી લેજે.

જ્યારે યાત્રા પૂરી થતાં પહેલાં જ પથિકનું ભાથું ખૂટી ગયું હોય, તેના ચહેરા ઉપર અતિશ્રમની રેખા અંકાવા લાગી હોય, તેનાં કપડાં મેલાં અને જર્જરિત બનીને તેને લજાવી રહ્યાં હોય, અને તેના હાથપગમાં શક્તિ જરાયે રહી ન હોય, તે વખતે તેની આ દુનિયામાં ફજેતી થવા ન દેતો ! તેને નિરાધાર ન છોડી મૂકતો ! હે કરુણામય, તારી દયાર્દ્ર અને ગંભીર ગોપનતા ફેલાવી દે અને તેની લાજ રાખ ! તેને નિદ્રાનો, વિસ્મૃતિનો આશ્રય આપ અને રાત્રિરૂપી સુધાજળથી તૃપ્ત કર અને પ્રભાતનું ઉષ:પાન કરાવીને તેને ફરીને તાજગીવાળો બનાવી દે.

૬

જીવાત્મા જ્યારે નૂતન બાળકના રૂપમાં આ સંસારમાં આવે છે ત્યારની તેની વૃત્તિ ખરેખર, આશ્ચર્યમુગ્ધ કરી દેનારી હોય છે. ખાસ કરીને જીવનના તત્ત્વજ્ઞાનના વિષયમાં વિચારનારા મનુષ્યને તો નૂતન બાળકનું એ આગમન પાગલ જ બનાવી દેશે. કઈ સાધનાની પૂર્તિ માટે આ પ્રાણીએ જન્મ લીધો છે, કયા પ્રેમયોગની એને દીક્ષા મળી છે, કઈ બાબતની વારી આવવાથી એણે અહીં આવવાનું પસંદ કર્યું છે ?

સામાન્યત: જીવમાત્ર સુખના લાલચુ હોય છે, દુ:ખ ટાળવા ઈચ્છે છે. આરામ કરું, સુખમાં રહું અને કશીયે તકલીફ ઉઠાવવી ન પડે એટલી જ એની ઈચ્છા હોય છે. પરંતુ કેટલાક જીવ સાવ ન્યારા જ હોય છે. એ દુ:ખની પરવા નથી કરતા. એમના આનંદનો સ્રોત જુદો જ હોય છે. એ આનંદના ઉન્માદમાં એવા જીવ સંસારનાં સુખદુ:ખની પરવા નથી કરતા. મરણ તો એમની ગણતરીમાં જ નથી હોતું, સુખ પોતે દોડી આવીને વળગી પડયું તોપણ તેને ઠોકર મારીને એ આગળ વધે છે. દુનિયામાં કોઈની મદદ ન મળી તોપણ હિંમત નહીં ગુમાવતાં પોતાના માર્ગ પર જ આગળ ધપે છે. જાણે કોઈ અદૃશ્ય સાથી એમને ધીરજ આપે છે, અને એમની દરેક પ્રકારની દેખરેખ કરી રહ્યા ન હોય. જ્યારે નિરાશાનું ઘોર અંધારું છવાઈ જાય છે ત્યારે એવા જીવોને કોણ જાણે ક્યાંથી પ્રકાશનું એક કિરણ દેખાય છે અને તે તરફ, કિરણની ધૂંધળી દિશા તરફ, આગળ વધતાં અંધારું કેટલું ગહન છે – તેની એને પરવા નથી હોતી. બાળકને જે રીતે માનું દર્શન થતું રહે છે, ત્યાં સુધી આસપાસ વધતાં સંકટો નથી દેખાતાં, અથવા

દેખાય તોપણ તેમની તે પરવા નથી કરતો, તે રીતે એ જીવોને આ દુનિયાના તે પારનું અને ઈન્દ્રિયોને અગોચર કોઈ આશ્વાસન મળતું રહેવાને કારણે કોઈ પણ આફતમાં કૂદી પડતાં તેઓ જરાયે પાછી પાની કરતાં નથી. જેને અમરપદ મળ્યું તે ચિરંજીવ થઈ ગયો; એ જેમ મોતથી ડરતો નથી, અને કોઈ પણ આફત વહોરી લે છે — બરાબર એવી જ સ્થિતિ એ જીવાત્માઓની હોય છે.

આપણા મનમાં જિજ્ઞાસા ઉદ્ભવવી સ્વાભાવિક જ છે કે એમણે પોતાનો જીવનદીપ કઈ જ્યોતથી પ્રગટાવ્યો હશે? કઈ માતાના સ્મિતવદનને એ જોઈ રહ્યા હશે? કયા ધ્યેયે એમની દૃષ્ટિને પાગલ બનાવી છે અને કયો સાથી એમને નિર્ભય કરીને, હાથ પકડીને લઈ જઈ રહ્યો છે? કયા આનંદસાગરમાં તરતા રહેવાનું સૌભાગ્ય એમને પ્રાપ્ત થયું છે?

**કોન આલોતે પ્રાણેર પ્રદીપ**

કોન આલોતે પ્રાણેર પ્રદીપ
જ્વાલિયે તુમિ ધરાય આસ–
સાધક ઓગો, પ્રેમિક ઓગો,
પાગલ ઓગો, ધરાય આસ.
એઈ અકૂલ સંસારે
દુઃખ-આઘાત તોમાર
પ્રાણે વીણા ઝંકારે.
ઘોર વિપદ માઝે
કોન જનનીર મુખેર
હાસિ દેખિયા હાસ.
તુમિ, કાહાર સધાને
સકલ સુખે આગુન
જ્વેલે બેડાઓ કે જાને.
એ મન વ્યાકુલ કરે
કે તો મારે કાંદાય
જારે ભાલો બાસ.
તમાર ભાવના કિછુ નાઈ
કે જે તોમાર સાથેર સાથિ ભાબિ મને તાઈ.
તુમિ મરણ ભૂલે.
કોન અનંત પ્રાણસાગરે આનંદે ભાસ.

હે નવજાત શિશુ, હે જીવાત્મા, કઈ જ્યોતિથી તારી આશાની મશાલ બાળીને તેં આ પૃથ્વી પર અવતાર લીધો છે? હે સાધક, હે પ્રેમયોગી, હે પાગલ પથિક, કયા ઉદ્દેશથી આ પૃથ્વી પર આવ્યો છે? આ વિશાળ સંસારમાં જે કંઈ દુઃખના આઘાત થાય છે તેને કારણે વ્યાકુલ થવાને બદલે તારી પ્રાણવીણા ઝંકૃત થઈ

ઊઠે છે, અને હરેક દુ:ખાઘાતમાંથી નવા નવા રાગ કાઢે છે.

આટલી ઘોર વિપત્તિથી ઘેરાયેલો હોવા છતાં કઈ જનનીના મુખારવિંદનું હાસ્ય જોઈને તું આશ્વાસિત મનથી સ્મિત કરી રહ્યો છે?

કોણ કહી શકશે કે કોનું ધ્યાન ધરવાને કારણે તું સર્વ સુખોને આગ લગાડીને આ રીતે ભટકી શકે છે? અને જેના પર તારો આટલો પ્રેમ છે એ તને આ રીતે વ્યાકુલ બનાવીને રડાવે છે પણ શી રીતે?

' અને ચિંતા તો તારા મનને કદી સ્પર્શતી પણ નથી. એટલા માટે મને લાગે છે કે તને કોઈ સહયોગી મળ્યો હશે, જેને કારણે તું આટલો નિશ્ચિત બન્યો છે. મરણને ભૂલીને તું કયા આનંદને કારણે અનંત પ્રાણસાગરમાં આ રીતે વહેતો ચાલ્યો જાય છે?

હે સાધક, હે પ્રેમિક, હે પાગલ ઉત્મત્ત, તારા આનંદનું નિધાન શું છે? તને ક્યાંથી આશ્વાસન મળે છે? તારા ધ્યાનનું ધ્યેય કયું છે? તારા જીવનદીપને પ્રજ્વલિત કરનારી જ્યોત કઈ છે? તારી સારસંભાળ લેનારી માતા કોણ છે?— આ બધું જાણવા મળશે ત્યારે તારી અને તારા જીવનહેતુની કંઈક ભાળ મળશે.

૭

પ્રાચીન આર્યોએ બાહ્યજગતનું નિરીક્ષણ કરીને બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો અને હૃદયમાં ઊતરીને આત્મ-તત્ત્વને ઓળખ્યું. બાહ્યજગતનું નિરીક્ષણ અને અંતરાત્માનું ધ્યાન કરીને જ્યારે તેઓ સમજી ગયા કે, બંનેનું પરમ તત્ત્વ એક જ છે, ત્યારે તેઓના આનંદને કોઈ સીમા ન રહી. આત્મા અને બ્રહ્મ એક જ છે; બાહ્ય-જગત અને આંતરજગતમાં કોઈ પ્રકારનો દ્વૈતભાવ નથી; બધે એકનું એક જ ભરેલું છે, આ વાત જ્યારે તેઓ સમજી ગયા, ત્યારે તેમની બધી હૃદય-ગ્રંથિઓ તૂટી ગઈ અને તેઓ નિર્ભય બની ગયા.

આર્ય જાતિને આ જે પરમ સાક્ષાત્કાર થયો તે દરેક વ્યક્તિએ પોતપોતાની ભિન્ન ભિન્ન સાધનાઓ દ્વારા પોતાના જીવનમાં ઉતારવો જોઈએ. જેને સાચો આનંદ પ્રાપ્ત થયો તેણે એને કોઈ ને કોઈ રૂપમાં વ્યક્ત કર્યો જ છે. જે સંગીત આ જગતમાં ભરેલું છે તે જ મારા હૃદયમાં ગુંજી રહ્યું છે. વિશ્વ-સંગીત અને હૃદય-સંગીત વસ્તુત: એક જ છે. આ વાત જે દિવસે હૃદયમાં ઊતરે છે, તે દિવસથી આ જગતમાં ક્યાંય પણ પરાયાપણું રહેતું નથી.

પૃથ્વી પર રહેનારા માનવીને તરલ જળ, ચંચળ પવન, પ્રજ્વલિત તેજ અને વિશ્વવ્યાપી આકાશ વ્યાપકતાની દીક્ષા આપે છે. જ્યારે 'સર્વ મહાભૂતોમાં પોતાની જ વિભૂતિ વ્યક્ત થાય છે', ત્યારે અંદરથી જે સહજ અદ્વૈતાનંદ સ્ફુરવા લાગે છે તે પંચપ્રાણોને ઉલ્લસિત કરે છે. અને આખા વિશ્વ સાથે પોતાનો સંબંધ મીઠો કરી મૂકે છે. ઈશ્વર સર્વત્ર છે, તેની સહજ જાગૃતિ સ્થિર થાય છે. અને પોતાનાં બધાં કર્મોમાં એક ઈશ્વરનો જ જયજયકાર થતો રહે છે.

આ અનુભૂતિની ભૂખ-તરસ નીચેના ગીતમાં વ્યક્ત થઈ છે:

જગત જુડે ઉદાર સૂરે આનંદ-ગાન બાજે–
સે ગાન કબે ગભીર રબે બાજિબે હિયા માઝે!
બાતાસ, જલ, આકાશ, આલો,
સબારે કબે બાસિસ ભાલો;
હૃદય-સભા જુડિયા તારા,
બસિબે નાના સાજે!
નયન દુટિ મેલિલે કબે પરાણ હબે ખુસિ,
જે પથ દિયા ચલિયા જાબો સબારે જાબો તુષિ;
રયે છો તુમિ, એ કથા કબે
જીવન માઝે સહજ હબે,
આપનિ કબે તોમારી નામ
ધ્વનિબે સબ કાજે!

જે આનન્દગાન ઉદાર સ્વરથી આ જગતને ભરીને ગુંજે છે, તે ગાન ગંભીર સ્વરોમાં મારા હૃદયમાં ક્યારે ગુંજવા લાગશે? પવન, પાણી, આકાશ, પ્રકાશ એ સૌની તરફ મને ક્યારે પ્રેમ થશે? અને એ બધાં ભિન્ન ભિન્ન રૂપોમાં સુસજ્જિત થઈને મારી હૃદય-સભામાં ક્યારે વિરાજશે? બંને આંખોએ આ બધી શોભા જોઈને મારો પ્રાણ ક્યારે પ્રસન્ન થશે?

આ પ્રકારનો સાક્ષાત્કાર જ્યારે થશે ત્યારે હું જે રસ્તે પ્રસંગવશાત્ જઈશ તે રસ્તા પર મળનારાં સૌને સંતુષ્ટ કરતો જ જઈશ.

સર્વત્ર, સર્વદા, અખંડ તું છે, એ વસ્તુ મારા જીવનમાં બિલકુલ સ્વાભાવિક ક્યારે થશે? અને મારાં બધાં કામોમાં તારું નામ પોતાની મેળે જ ક્યારે ગુંજવા લાગશે?

હે પ્રભુ, આ પ્રકારનો આંતર-બાહ્ય સાક્ષાત્કાર ક્યારે થશે?

૮

ફૂલ જ્યારે ખીલે છે ત્યારે આપણને ખુશી કેમ થાય છે? ફૂલ ખાવાના કામમાં આવતાં નથી; પીવાના કામમાંયે આવતાં નથી. ફૂલ કોઈ પ્રકારનું રૂ પણ નથી કે જેને કાંતી-વણીને કપડાં બનાવી શકીએ. ફૂલ માત્ર ખીલે છે; હસે છે અને સુગંધ આપે છે. એ સિવાય ફૂલ કશું કરી શકતાં નથી. એમનો બીજો કશોય ઉપયોગ નથી. તોપણ પ્રત્યેક માણસ ઈચ્છે છે કે પોતાની પાસે થોડાં ફૂલ રહે તો સારું. ફૂલોના અભાવથી આસપાસનું બધું સૂનું-સૂનું લાગવા માંડે છે. અને જ્યારે એ નકામાં ફૂલો આસપાસ હોય છે ત્યારે સમસ્ત વાતાવરણ જાણે ભર્યું-ભર્યું અને સંપૂર્ણ લાગે છે.

ઘરમાં કામની ચીજો ઘણી હોય છે. તે મૂલ્યવાન પણ હોય છે; સુંદર પણ હોય છે; તેની જરૂરિયાત આપણને પગલે પગલે અનુભવાય છે. તે ચીજો હોવાથી

આપણું જીવન સુખી બને છે. આમ છતાં એ ચીજો ફૂલોની બરાબરી નથી કરી શકતી. એ બધી ચીજો હોવા છતાં પણ 'ફૂલોની નકામી ગરજ' એ ચીજો સારતી નથી.' ઓરડામાં બધું સાહિત્ય સજાવ્યા પછી ત્યાં જ્યારે ફૂલ આવીને વિરાજે છે ત્યારે બધી ગૃહરચના કૃતાર્થ થાય છે. અને પ્રસન્ન સમાધાનથી ખીલી ઊઠે છે.

તે જ પ્રમાણે, ઈશ્વરના દરબારમાં અસંખ્ય કર્મવીર, ધ્યાનવીર અને દાનવીરો હોવા છતાં ત્યાં ગાનવીરની આવશ્યકતા હોય છે. કવિને લાગે છે કે હું કામનો નથી. બાકીના બધાં તો કંઈ ને કંઈ ઉપયોગી છે. મારા ન હોવાથી કશીયે હાનિ નહીં થાય.

પરંતુ આ ત્રિલોકનો નાથ પ્રભુ પોતે જ ગાન-રસિક હોવાને કારણે એમણે મને પોતાની પાસે આશ્રય આપ્યો છે. મારું કામ તો કેવળ ગીત ગાવાનું જ છે. સમયે-કસમયે સૂર છેડવા અને વાતાવરણ હર્ષવિષાદ અથવા શૃંગાર-કારુણ્યથી ભરી દેવું અને કેવળ સૂરોનું માધુર્ય પેદા કરવું એટલું જ મારું કામ છે.

પુરુષાર્થનો સમય પૂરો થયો. બધાં લોકો ઘરે પાછાં ફર્યાં. દિન ડૂબ્યો અને વિશ્રામની રાત છવાઈ ગઈ કે મારી વારી આવી. થાકયાં — માંદાં લોકો જ્યારે ઈશ્વરની આરાધના કરવા લાગે છે ત્યારે તે આરાધનાને સુગંધિત અને મુખરિત કરવાનું કામ મારું. બધાં કર્મવીરને ગાનના પ્રવાહમાં મીઠી નીંદમાં પોઢાડવાં એટલું જ કામ હું કરું છું. પોતાનું સ્થાન કેટલું ગૌણ છે, કેટલું નમ્ર છે એનું ભાન હોવાને કારણે કવિ માત્ર એટલું જ માગે છે કે રાત જ્યારે પૂરી થશે અને કર્મયુગનો ફરી આરંભ થશે ત્યારે મને પાછળ ન છોડશો — દૂર ધકેલશો નહીં. સ્વામી પોતાની આસપાસ જ ક્યાંક મને રાખે. જો એટલું થયું તો મારી પૂરી કદર થઈ. મને બધું સન્માન મળી ગયું. હું કૃતાર્થ થયો. ધન્ય ધન્ય થયો. મને બીજું કશું ન જોઈએ. ખરેખર, કશું જ ન જોઈએ.

આમી હેથાય થાકિ શુધુ
ગાઈ તે તોમાર ગાન,
દિયો તોમાર જગત્ સભાય
એઈ ટુકુ મોર સ્થાન.
આમી તોમાર ભુવન માઝે
લાગિન નાથ, કોનો કાજે,
શુધુ કેવલ સૂરે વાજે
અકાનેર એઈ પ્રાણી.
નિશાય નીરલ દેવાલયે
તોમાર આરાધન,
તખન મોરે આદેશ કરો
ગાઈ તે હે રાજન.

ભારે જખન આકાશ જુડે
બાજવે વીણા સોનાર સૂરે
આમિ જેન ના રઈ દૂરે
એઈ દિયો મોર માન.

'હું અહીં કેવળ તમારું ગાન ગાવા માટે છું. જગતસભામાં બસ મને એટલું જ સ્થાન આપો.

"હે પ્રભો! તમારા ભુવનમાં બીજા કોઈ પણ કામમાં મારો ઉપયોગ થઈ શકશે નહીં. કેવળ મારો આ પ્રાણ એ અર્થ વગરનાં નકામાં ગાન જ ગાયા કરે છે.

'હે રાજન્! સાંજે અથવા રાત્રિના સમયે શાંત મંદિરમાં તમારી આરાધના ચાલતી હોય, ત્યારે એ દરબારમાં ગીત ગાવાનો મને આદેશ આપો – ગીત ગાવાની મને ફરમાશ કરો.

'અને સવારે જ્યારે આકાશ ખૂલી જશે અને વિશ્વવીણા સુવર્ણનાદથી ઝંકૃત થઈ ઊઠશે અને બધાં કામનો આરંભ થશે ત્યારે તમારો આ દાસ તમારા ચરણોથી દૂર ન રહે – એટલું જ સન્માન એને આપો.'

## ૨. ભારતીય સંસ્કૃતિના ઉદ્‌ગાતા*

ગુજરાત યુનિવર્સિટી તરફથી વ્યાખ્યાન આપવા માટે અને આ જ્ઞાનસત્રનો પ્રારંભ કરવા માટે મારા જૂના મિત્ર અને પ્રાયાની કેળવણીનો પાયો નાખવાના પ્રાથમિક પ્રયત્નોના અમારા સાથી શ્રી લાલભાઈ દેસાઈને હું ધન્યવાદ આપું છું. મુંબઈ સરકારે જ્યારે પ્રદેશ વિદ્યાપીઠની સ્થાપના કરવાનો વિચાર કર્યો અને માવળંકર સમિતિ નીમી ત્યારથી ગુજરાત યુનિવર્સિટી સાથે મારો સંબંધ શરૂ થયો છે. મારા મિત્ર શ્રી મગનભાઈ દેસાઈએ મને અહીંના વિદ્યાર્થીઓના પદવીદાન સમારંભ વખતે મંગલ પ્રવચન આપવા આમંત્રણ આપ્યું હતું. ત્યાર પછી જ્ઞાન-સત્રનો પ્રારંભ કરવા માટેનું આ બીજું આમંત્રણ છે. શ્રી લાલભાઈએ મારે માટે જે વિષય પસંદ કર્યો તે મને મનગમતો છે.

રવીન્દ્રનાથના શાંતિનિકેતનમાં હું ગાંધીજીને મળ્યો. બન્ને વિશે મારી ભક્તિ મેં એકીસાથે કેળવી. બંને વચ્ચેનો સ્વભાવભેદ અને દૃષ્ટિભેદ પૂરેપૂરો જાણવા છતાં બન્નેની આર્યતા અને તેજસ્વિતા નિહાળીને બન્નેનો એકીસાથે હું ભક્ત બન્યો. અને ભેદમાં અભેદ જોવાની આપણી સંસ્કૃતિની દૃષ્ટિ કંઈક મળેલી હોવાથી બન્નેનાં જીવન, કવન અને ઘડતરથી મારી જીવનદૃષ્ટિ સમૃદ્ધ થવા પામી. આજનું

* ગુજરાત યુનિવર્સિટીએ યોજેલા ટાગોર જન્મશતાબ્દી જ્ઞાનસત્રના મંગળ પ્રારંભે પ્રેમાભાઈ હૉલમાં અપાયેલા વ્યાખ્યાનનો પાઠ.

મારું વ્યાખ્યાન એ બન્નેના અને એમના જેવા બીજા ઋષિઓના ઋણના સ્વીકાર-રૂપે જ છે એટલે એને ઋષિ-તર્પણ પણ ગણું.

ભારતીય સંસ્કૃતિ એટલે શું એનું સ્પષ્ટ ચિત્ર આજે કોઈની પાસે નથી. હું માનું છું કે સંસ્કૃતિ એ વસ્તુ જ હવા જેવી પાતળી, પણ અસાધારણ પ્રભાવી હોય છે. એની વ્યાખ્યા તો નથી જ થતી, પણ સ્પષ્ટ ચિત્ર પણ રજૂ કરવું સહેલું નથી હોતું.

સામાન્ય સંસ્કૃતિ વિશે જો આવી મુશ્કેલી છે તો ભારતની સંમિશ્ર સંસ્કૃતિ વિશે એથીયે વધારે છે.

પ્રાચીન કાળની બધી જ સંસ્કૃતિઓ ધર્મમૂલક હતી. આજે પણ ભલભલા રાજદ્વારી પુરુષો પણ ક્રિશ્ચિયન સિવિલિઝેશનની વાતો કરે છે. The Cross and the Crescentનાં યુદ્ધોની વાતો આજે કોઈ કરતું નથી પણ એ ઉપરથી એમ નથી સિદ્ધ થતું કે એ વસ્તુ ભુલાઈ છે. આજે આફ્રિકામાં ઈસ્લામ અને વિશ્વાસી ધર્મ વચ્ચે છૂપો ગજગ્રાહ ચાલે છે એ કોણ નથી જાણતું?

આપણે ત્યાં હિન્દુ નામનો એક ધર્મ નથી પણ અનેક સંપ્રદાયોનું એક વિશાળ ધર્મ-કુટુંબ છે. કુટુંબીઓ વચ્ચે દાર્શનિક કે બીજા ઝઘડા ભલે ચાલ્યા હોય પણ બધાની સંસ્કૃતિ એક જ હતી. અને તે કારણે આપણો વિકાસ મોટે ભાગે શાંતિયુક્ત અને સમન્વયકારી થયો.

આપણી સંસ્કૃતિમાં અનેક ફેરફારો થતા આવ્યા છે. આપણા સંતોએ અસ્પૃશ્યતાને મહત્ત્વ ન આપ્યું; પણ વિરાટ સમાજે જીવનશુદ્ધિને કાજે અસ્પૃશ્યતા ચલાવી છે અને તેથી આપણી સંસ્કૃતિમાં એને સ્થાન છે એમ કેટલાયે સંતો માનતા હતા. પોતે લોકવહેવારથી પર છે માટે પોતે અસ્પૃશ્યતાને મહત્ત્વ ન આપે એટલી જ એમની ભૂમિકા હતી.

આપણી સનાતની સંસ્કૃતિમાં ચાર વર્ણ અને 'અઢાર પગડ' જાતિઓ સ્વીકારાઈ હતી. ધર્મસુધારકોએ અનેક વાર એની સામે જેહાદ ચલાવી પણ તેઓ ફાવ્યા નહીં. વર્ણ અને જાતિ હિન્દુ સંસ્કૃતિની ખાસિયત છે એમ હમણાં હમણાં સુધી મનાતું હતું; હવે આપણે જાતિભેદનું કાસળ કાઢી નાખવા મથીએ છીએ, પણ એ જોશ આજે તો ફક્ત રાજદ્વારી આગેવાનોમાં જ દેખાઈ આવે છે.

એટલે હિન્દુ સંસ્કૃતિનું સર્વમાન્ય સ્વરૂપ નક્કી ન જ થઈ શકે.

અને આપણે તો હવે વ્યાપક ભારતીય સંસ્કૃતિની વાત કરીએ છીએ, જેમાં હિન્દુ ઉપરાંત પઠાણ, મોગલ, પોર્ચુગીઝ, ફ્રેન્ચ એવી એવી અનેક જાતિઓના સંસ્કારો અને સામાજિક જીવનપદ્ધતિઓ દાખલ થયેલી છે, અને એના પર પશ્ચિમની પ્રૉટેસ્ટંટ કે બુદ્ધિવાદી અને વિજ્ઞાન-ઉપાસક કેળવણીએ જે અસર કરી છે તે તો લગભગ સાર્વભૌમ થયેલી દેખાય છે.

આવી આ સંમિશ્ર સંસ્કૃતિવાળા દેશમાં જ્યારે આપણે રવીન્દ્રનાથ જેવાને ભારતીય સંસ્કૃતિના ઉદ્‌ગાતા કહીએ છીએ ત્યારે આપણે એ સંસ્કૃતિનાં 'કયાં

તત્ત્વો માન્ય રાખીએ છીએ અને કયાં તત્ત્વો માન્ય રાખતા નથી કે ગૌણ ગણીએ છીએ' એનો ગંભીરપણે વિચાર કરવો જોઈએ.

રવીન્દ્રનાથે જે સાંસ્કૃતિક કાર્ય કર્યું તે કાંઈ તેમણે આપણા તરફથી નીમેલા પ્રતિનિધિ તરીકે નથી કર્યું. એમને ભારતીય સંસ્કૃતિમાંથી જે તત્ત્વો શુદ્ધ, સ્થાયી અને મહત્ત્વનાં જણાયાં તેનો જ તેમણે પુરસ્કાર કર્યો. અને તે એટલી ખૂબીથી, કુનેહથી અને એથીયે વિશેષ, સુંદરતાથી કર્યો કે ભારતનો સમાજ વિચારવા નથી બેસતો કે રવીન્દ્રનાથે જેનું ઉદ્‌ગાન કર્યું તે તંતોતંત એની સંસ્કૃતિનું જ કર્યું છે. રવીન્દ્રનાથ પોતાની શક્તિ, પોતાની પ્રતિભા અને પોતાના ચારિત્ર્યના જોરે સ્વયંભૂપણે ભારતનું પ્રતિનિધિત્વ, વગર ચર્ચાએ, સ્વીકારે છે. માટે રવીન્દ્રને ભારતીય સંસ્કૃતિના પ્રતિનિધિ કે ઉદ્‌ગાતા તરીકે વર્ણવતી વખતે એમને આપણી સંસ્કૃતિમાંથી શું શું માન્ય હતું, શું શું ન હતું, એમણે શાનો પુરસ્કાર કર્યો, શાનો સૌમ્યપણે પણ દૃઢતાથી વિરોધ કર્યો અને કયાં તત્ત્વો વિશે તેઓ ઉદાસીન રહ્યા એનું સ્પષ્ટ વિહંગાવલોકન આપણે જ કર્યે જ છૂટકો. રવીન્દ્રનાથનાં ગુણગાન તો આપણે ઘણાં કર્યાં અને આગળ પણ કરવાના. પણ સાથે સાથે એમના વિચારોની, એમના કાર્યની અને એમના મિશનની સ્પષ્ટતા તો આપણી પાસે હોવી જ જોઈએ.

એવો વિચાર રાખી, આજનું વ્યાખ્યાન અથવા આજના વ્યાખ્યાનનો વિષય હું એ ઢબે ખીલવવા માગું છું. સાથે સાથે રવિબાબુના અને દેશના જીવનવિકાસનો વિચાર કરવો જ રહ્યો.

અને જે પાંચ-સાત મહાપુરુષોએ ભારતીય સંસ્કૃતિનું સ્પષ્ટ દર્શન દુનિયાને કરાવ્યું અને જેમને રવીન્દ્રનાથના સમકાલીન ગણાય તેમની પ્રવૃત્તિનો પણ સાથે સાથે વિચાર થવો જોઈએ. આ દૃષ્ટિબિંદુ સાથે મારું વ્યાખ્યાન સાંભળવાથી એનું ઔચિત્ય સમજાશે.

૨

'ભારતીય સંસ્કૃતિના ઉદ્‌ગાતા' તરીકે કવિવર રવીન્દ્રનાથ વિશે આજે મારે બોલવાનું છે. આજના જમાના પર અસાધારણ અને વ્યાપક અસર પાડનાર વ્યક્તિઓમાં મુખ્ય બે છે – મહાત્મા ગાંધી અને રવીન્દ્રનાથ ઠાકુર. એ બંનેની ગુજરાત ઉપર તો અસાધારણ છાપ પડી છે.

આવી રીતે અસર પાડનારા ભારતના સુપુત્રો બીજા પણ છે. આજના વ્યાખ્યાનમાં એમનો પણ નિર્દેશ થશે, પણ એ બધા એક યા બીજી રીતે આ બેમાં સમાઈ જાય છે. આ બંનેનાં મૂળિયાં છે તો ભારતમાં, એમનું સેવાક્ષેત્ર પણ પ્રધાનપણે ભારત જ. છતાં બંનેની અસર માનવતાવ્યાપી નીવડી છે. બંને વિચારવીર ખરા. વિચારની વિશેષતા વિના લોકનેતૃત્વ સંભવતું જ નથી, પણ એકનું ક્ષેત્ર પ્રધાનપણે સાહિત્ય અને બીજાનું ક્ષેત્ર કર્મ, સંઘર્ષ અને લોકનેતૃત્વ.

એ બેમાંથી આજે મારે પ્રધાનપણે કવિસમ્રાટ રવીન્દ્ર વિશે બોલવાનું છે. પણ રવીન્દ્ર વિશે બોલતાં ગાંધીજીનો ઉલ્લેખ આવવાનો. હું પ્રથમથી બંનેનો

ભક્ત રહ્યો એટલે બંને વિશે બોલીને જ રવીન્દ્રને હું સમજાવી શકીશ. તેમ કરતાં મને વિશેષ સંતોષ એનો છે કે ગુજરાતમાં આપણી ભક્તિ ગાંધીજી પ્રત્યે હોવા છતાં, રવીન્દ્રની જિગરથી કદર કરતાં આપણે કંજૂસી કરી નથી અને કરવાના નથી.

ગુજરાતે રવીન્દ્ર પાસેથી ઘણું મેળવ્યું. દક્ષિણ આફ્રિકા કાયમને માટે છોડી ગાંધીજી હિંદુસ્તાન રહેવા આવ્યા તે પહેલાં જ એમના આશ્રમવાસીઓ શાંતિનિકેતનમાં મહેમાન તરીકે રહ્યા હતા. (હું પણ રવીન્દ્રનાથને અને ગાંધીજીને પહેલવહેલો મળ્યો હતો તે શાંતિનિકેતનમાં જ.) ત્યારથી ગુજરાતી વિદ્યાર્થીઓ – યુવકો તેમ જ બાળાઓ – શાંતિનિકેતનમાં રહી ત્યાંના વાતાવરણનો લાભ લેતાં આવ્યાં છે. બીજી રીતે પણ ગુજરાતે રવીન્દ્ર પાસેથી અને તેમના સાહિત્યમાંથી ઘણું મેળવ્યું છે, એમની સેવાની કદર પણ કરી છે. ગુજરાતે રવીન્દ્રની સેવાનો જેમ સ્વીકાર કર્યો છે, તેમ એમની સેવા પણ કરી છે. કેળવણીકાર તરીકે તો આપણે એમને સ્વીકાર્યા છે જ. પણ રવીન્દ્રને આપણે મુખ્યત: કવિ તરીકે જ ઓળખીએ છીએ. એમાં 'કવિ' શબ્દનો આપણે વ્યાપક અર્થ કર્યો છે. જીવનનું રહસ્ય સમજી-સમજાવી જે કોઈ જીવનની સુંદરતા પ્રત્યક્ષ કરાવે છે તેને આપણે કવિ કહીએ છીએ.

રવીન્દ્રનાથે સાહિત્યનું એકેય ક્ષેત્ર છોડયું નથી. અને જે ક્ષેત્ર હાથમાં લીધું એમાં પોતાની પ્રતિભાના બળે આપણને કંઈ ને કંઈ એવું નવું આપ્યું જ છે, જેને પરિણામે આપણી જીવનદૃષ્ટિ ઊંડી, વ્યાપક અને સમૃદ્ધ થઈ છે. કવિતા, નાટક, ગીતો, લઘુકથા, નવલકથા આદિમાં એમનું સાહિત્ય સમૃદ્ધ છે જ, પણ ધર્મ, તત્ત્વજ્ઞાન, પદાર્થવિજ્ઞાન, ભાષા, શબ્દ-વ્યુત્પત્તિ, અનુવાદ વગેરે જાતજાતના વિષયો પર તેમ જ ભારત આગળના મહત્ત્વના સવાલો ઉપર સારા સારા વિચારપ્રેરક નિબંધો પણ એમણે આપ્યા છે.

સાહિત્ય સાથે સંગીત, નૃત્ય, અભિનય અને છેલ્લે છેલ્લે ચિત્રકળા પણ એમણે કેળવી. અને દરેકમાં પોતાની મૌલિકતા ખીલવી બતાવી. આ બધી વસ્તુઓના વિકાસને અંગે એમણે શાંતિનિકેતન, શ્રીનિકેતન અને વિશ્વભારતી જેવી સુંદર સંસ્થાઓ ચલાવી અને એમાં પોતાનો પ્રાણ રેડયો.

'ગીતાંજલિ'ના અંગ્રેજી અનુવાદને નોબેલ પારિતોષિક મળ્યા પછી અને એમની કીર્તિ અને એમની અસર પરદેશમાં ફેલાયા પછી એમણે પૂર્વના અને પશ્ચિમના અનેક દેશોનું આમંત્રણ સ્વીકાર્યું. ભારતીય સંસ્કૃતિના એલચી તરીકે એમણે કામ કર્યું, અને આપણી ઈતિહાસસિદ્ધ જીવનદૃષ્ટિ દુનિયાને સમજાવવા ઉપરાંત સમસ્ત દુનિયાના – માનવજીવનના – જટિલ સવાલો સ્થાયીરૂપે કેમ ઉકેલાય એની દરેક ઠેકાણે ઉચ્ચ ભૂમિકા પર રહીને, છતાં આત્મીય ભાવે, એમણે ચર્ચા કરી.

રવીન્દ્રનાથ સામાન્યપણે વાદવિવાદમાં કે ચર્ચામાં ઊતરતા નહીં. પણ મહત્ત્વની વસ્તુઓ સાફ સાફ કહેતાં ગેરસમજ થશે કે અપ્રિય થવાશે એવો ડર પણ રાખતા નહીં. એક તરફ યુરોપ-અમેરિકા અને બીજી તરફ ચીન અને જાપાન. એવા

એવા દેશોનો ઈતિહાસ નોખો, એ લોકોની જીવનદૃષ્ટિ અલગ, એમનો આત્મ-વિશ્વાસ અસાધારણ અને પોતાના અભિપ્રાયથી જેઓ જુદા પડે એમને વિશે ગેરસમજ કરી લેવાની શક્તિ અને વૃત્તિ પણ એ લોકોની અદ્‌ભુત. પણ રવીન્દ્રનાથમાં કોઈ પક્ષપાત કે અભિનિવેશ નહીં, સહાનુભૂતિથી એમનું હૃદય છલોછલ ભરેલું. એટલે એમને વિશ્વાસ હતો કે અંતે સદ્‌વિચાર પોતાનું શુભકાર્ય કરશે જ.

આ રીતે રવીન્દ્રનાથ ભારતીય સંસ્કૃતિના પ્રતિનિધિ પણ બન્યા, અને એ જ કારણે વિશ્વમાનવ પણ બન્યા. ભારતીય સંસ્કૃતિ એમને માટે વિશ્વના સંગ્રહાલયમાં સાચવવાની કોઈ નિર્જીવ કળાનો નમૂનો કે ઐતિહાસિક દસ્તાવેજ ન હતી; પણ વિશ્વના દરબારમાં પોતાનું યોગ્ય ગૌરવભર્યું સ્થાન લેનાર ચૈતન્યની એક વિશિષ્ટ અને જીવતી અભિવ્યક્તિ હતી, ભારતીય સંસ્કૃતિમાંથી સ્થાયી અને પ્રાણ-દાયી તત્ત્વો જ એમણે આગળ કર્યાં. જે તત્ત્વો કાલગ્રસ્ત હતાં એમને અંધ અભિમાનથી સજીવન કરવાનો પ્રયત્ન ન કર્યો. માણસજાત બધે એક જ છે તેથી દરેક દેશ, રાષ્ટ્ર કે સંસ્કૃતિ પ્રત્યે આપણા મનમાં સહાનુભૂતિ અને આદર હોવાં જોઈએ. આપણે હીન ભાવ સેવી કોઈના ચરણ તળે બેસવાની જરૂર નથી એ જેમ તેઓ ભારતવાસીઓને સમજાવતા હતા, તેમ જ વિશ્વના પુરુષાર્થ વિશે અજ્ઞાન રહીને ‘અમે દુનિયાના ગુરુ છીએ’ એવી પોલી ગર્વોક્તિ છોડી દેવાનું પણ તેઓ ભારતવાસીઓને સમજાવતા હતા.

વિશ્વના દરબારમાં બધી જ જાતિઓને, રાષ્ટ્રોને અને મહાવંશોને પોતપોતાનું મિશન વળગ્યું છે. બધા મારફતે ઈતિહાસવિધાતા ભગવાન પોતાની યોજના પ્રમાણે જાતજાતની સાધના કરાવે છે, અને સફળતા અને નિષ્ફળતા બન્ને દ્વારા માણસજાતને કેળવે છે. એમાં આપણે ભાગે જે સાધના આવી હોય તેની વિગતો – આપણો સંતોષ અને આપણી ચિંતા, આપણા જય અને પરાજય, બધા – નમ્ર-ભાવે અને બંધુભાવે દુનિયા આગળ ધરીએ. બીજાના પુરુષાર્થથી લાભ ઉઠાવીએ અને શુદ્ધ રૂપે સહયોગ કરના આગળ વધીએ એ એમની જીવનદૃષ્ટિ હતી. ગાંધીજીના સહયોગનું સ્વરૂપ પ્રથમ એમના ધ્યાનમાં નહીં આવ્યું તેથી તેઓ ઊકળી ઊઠયા. પરંતુ સરકાર પ્રત્યેના ગાંધીજીના અસહકાર પાછળ રહેલી શુદ્ધ સહકારની વૃત્તિ સમજી લીધા પછી તેઓ શાંત થયા.

એમણે પ્રથમથી એવી અભિલાષા સેવી હતી કે એમનું વિશ્વવિદ્યાલય, જેને તેમણે ‘વિશ્વભારતી’નું નામ આપ્યું, એક એવું કેન્દ્ર બને કે જ્યાં આખી દુનિયાના વિદ્વાન લોકો આવીને રહે અને સાંસ્કૃતિક આદાન-પ્રદાન ચલાવે. તેઓ માનતા હતા કે ભારત પાસે આપવા જેવું ઘણું છે અને પરદેશો પાસેથી લેવાલાયક પણ ઘણું છે. અભિમાન કે ગર્વને પોષણ આપ્યા વગર સ્વમાન સાચવીને દુનિયાના સાંસ્કૃતિક નેતાઓ સાથે વિશ્વકલ્યાણની ચિંતામાં ભાગ લેવો એ હવે ભારતનું સ્વાભાવિક કર્તવ્ય છે.

એક માણસથી થઈ શકે તેટલું કાર્ય પોતે કર્યા પછી, અને અનેકોને અનેક ક્ષેત્રમાં પ્રેરણા આપ્યા પછી જ રવિબાબુએ યોગ્ય સમયે પોતાની વિશ્વભારતીની સ્થાપના કરી. આજે એ સંસ્થાને સ્વરાજ્ય સરકાર પાસેથી પોષણ મળે છે એટલું જ નહીં, પણ વિશ્વકલ્યાણ અને વિશ્વશાંતિની અહર્નિશ ચિંતા કરનાર પંડિત જવાહરલાલ નેહરુ એ વિદ્યાપીઠના આચાર્ય એટલે કે કુલગુરુ છે એ પણ યથાયોગ્ય છે.

તેથી જ આપણે રવીન્દ્રનાથને પૂરા અર્થમાં ભારતીય સંસ્કૃતિના ઉદ્‌ગાતા કહીએ છીએ. હવે આપણે રવીન્દ્રની જીવનદૃષ્ટિનું ઘડતર જરા તપાસીએ.

અંગ્રેજી રાજ્ય સામેનો પોતાનો અણગમો ભારતની પ્રજાએ જાહેર કર્યો સને ૧૮૫૭માં, એટલે કે આજથી લગભગ સો વરસ પહેલાં. તે ઘટના પહેલાં સો વરસ પૂર્વે અંગ્રેજોનો અધિકાર બંગાળમાં જામ્યો. અને એમણે સ્થાપેલું કલકત્તા શહેર અંગ્રેજી રાજ્યની અને કંઈક અંશે અંગ્રેજી સંસ્કૃતિની રાજધાની બન્યું. એ રાજ્ય અને એ સંસ્કૃતિનું મહત્ત્વ ઓળખી, એનો આંધળો વિરોધ ન કરતાં એની પાસેથી લેવાનું લેવું જોઈએ અને આપણી સંસ્કૃતિનાં ઉજ્જવળ તત્ત્વો શોધી કાઢી એમના આધાર પર સમાજની નવરચના કરવી જોઈએ એ જાતની પ્રેરણા બંગાળને રાજા રામમોહન રાયે આપી. આપણે ભૂલવું ન જોઈએ કે રાજા રામમોહન રાય જેમ હિન્દુ સંસ્કૃતિના મૂળ સ્રોતોથી વાકેફ હતા, તેમ જ અરબસ્તાનથી આવેલા મુસલમાની ધર્મ 'ઈસ્લામ' અને એને પોષણ આપનાર ઈરાની સંસ્કૃતિ બંનેના સ્વરૂપથી પણ વાકેફ હતા. હિંદુ ધર્મ અને સંસ્કૃતિ ઉપર ઈસ્લામી સંસ્કૃતિની જે અસર થઈ તેનું પણ મૂલ્યાંકન એમની પાસે હતું. સનાતન હિન્દુ ધર્મના અને એ સમાજના સડાનું અભદ્ર સ્વરૂપ બંગાળના જીવનમાં એમણે જોયું હતું જ. એટલે જ એમણે ધર્મસુધારક અને સમાજસુધારકની બેવડી ભૂમિકા સ્વીકારી બ્રહ્મસમાજની સ્થાપના કરી. આમ હિન્દુ ધર્મ અને સમાજથી નોખા પડીને એમણે સનાતની વૃત્તિના લોકોનો રોષ અને વિરોધ વહોરી લીધા. એ નવસમાજમાં પણ તડ પડી. એની બે-ત્રણ શાખાઓ થઈ. બ્રહ્મસમાજે સનાતની હિન્દુ સમાજની વૃત્તિને 'હિન્દુઆની' કહી એની ઠેકડી શરૂ કરી. રામમોહન રાયે અને મહર્ષિ દેવેન્દ્રનાથ અને કેશવચંદ્ર સેન જેવા એના સાથીઓએ ઈસ્લામ અને ખ્રિસ્તી ધર્મની અસરનો સ્વીકાર કર્યા છતાં પોતાનાં મૂળિયાં ઉપનિષદ્ ધર્મમાં છે એ અનેક રીતે પુરવાર કર્યું અને પૂર્વપરંપરામાંથી પોતે વિખૂટા પડયા નથી એ લોકોને સમજાવ્યું.

એ જ અરસામાં પશ્ચિમ હિન્દુસ્તાનમાં પરમહંસ મંડળી સ્થપાઈ. એનો સુધાર અને વિકાસ થતાં પ્રાર્થનાસમાજ સ્થપાયો. આમાં મહામતિ રાનડે અને ત્રિખંડપંડિત ભાંડારકર મુખ્ય હતા. મહાદેવ ગોવિંદ રાનડેએ લોકોને સમજાવવાની કોશિશ કરી કે પ્રાર્થનાસમાજ એ આપણા ભાગવત ધર્મનું જ નવું અને વિશુદ્ધ રૂપ છે. ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકરે પોતાની ઢબે લોકોને સમજાવ્યું કે તુકારામ જેવા ભક્ત અને સંતોએ પોતાના જમાનામાં જે ધર્મકાર્ય કર્યું તે જ પ્રાર્થનાસમાજ આગળ ચલાવે છે.

ગુજરાતમાં ભોળાનાથ દિવેટિયા વગેરે લોકોએ અભંગમાળા રચી, અને એ જ કામ આ તરફ આદર્યું. બંગાળમાં બ્રહ્મસમાજ અને પશ્ચિમ ભારતમાં પ્રાર્થના-સમાજ – બંને સંસ્થાઓએ પોતાના કાળમાં ઘણું સારું કામ કર્યું. પણ તે અંગ્રેજી ભણેલા લોકો સુધી સીમિત રહ્યું. ગાંધીજીએ આ આખી પ્રવૃત્તિને 'સુશિક્ષિતોનો ધર્મ' કહીને નવાજી છે. અમદાવાદના પ્રાર્થનાસમાજના એક મોટા ઉત્સવ પ્રસંગે મેં એ જ વસ્તુ બીજી રીતે કહી હતી. મેં કહ્યું કે પ્રાર્થનાસમાજનું કાર્ય કે પ્રવૃત્તિ માણસજાતની ધર્મપ્રવૃત્તિઓનો તંબૂરો છે. તંબૂરાના અવાજને કોઈ ગાયન કહેતું નથી, પણ તંબૂરા વગર ગાયન બરાબર ચાલતું પણ નથી. સંગીતના આરોહઅવરોહ જ્યારે તંબૂરાના વ્યાકરણને વફાદાર રહે છે ત્યારે જ સંગીત સંગીત બને છે અને રસિકોને આનંદ આપે છે. માણસ બરાડા પાડે કે ભેંકડો તાણીને રુએ તો એને કોઈ સંગીત કહેતું નથી. સંયમ, સંવાદિતા અને પરસ્પર સામંજસ્ય વગર જેમ સંગીત સંભવતું નથી તેમ જ બુદ્ધિ, નિષ્ઠા, સર્વકલ્યાણકારિતા, માંગલ્ય પ્રત્યેની શ્રદ્ધા અને ઊંડો અધ્યાત્માનુભવ મેળવવાની પ્રયોગપરાયણતા વગર કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ સંભવતી નથી.

આપણી સંસ્કૃતિ એ એક ધર્મપરાયણ, વિરાટ સામાજિક પ્રયોગોની પરંપરા છે. કોઈ એક ધર્મપ્રચારક, એને પ્રધાનપદ આપતો ધર્મગ્રંથ અને એણે ચલાવેલી ધર્મપ્રણાલી સાથે હિન્દુ ધર્મ પોતાને બાંધતો નથી. ગંગા, બ્રહ્મપુત્રા, સિંધુ, નર્મદા અને સાબરમતીની પેઠે અનેક સ્રોતોના સંગમમાંથી ઉત્પન્ન થયેલો એ વિરાટ જીવનસ્રોત છે. એ અખંડ વહે છે. નવાં નવાં પાણી લે છે. પોતાનાં પાણી દૂર દૂર સુધી ફેલાવે છે અને હંમેશાં પોતાની પ્રગતિ અને તાજગી જાળવી યુગકાર્યને અનુકૂળ બની આશીર્વાદરૂપ નીવડે છે.

હિન્દુ સંસ્કૃતિનું – અને હવે તો ભારતીય વિશ્વસેવી સંસ્કૃતિનું – આ મિશન બરાબર ઓળખી એનું ઉદ્ગાન રવિબાબુએ કર્યું એમના પ્રખ્યાત સ્તોત્રમાં – हे मोर चित्त! पुण्य तीर्थे, जागो रे धीरे एइ भारतेर महा मानवेर सागरतीरे। રવિબાબુની દેશભક્તિ એમના જે નિતાંત સુંદર ગીતમાં વ્યક્ત થઈ છે, તે છે 'अयि भुवनमनोमोहिनी'. એમાં રાષ્ટ્રીયતા છે, રાષ્ટ્રભક્તિ છે, માનવકલ્યાણની શુભાશંસા છે. એ ગીતે પોતાના જમાનાની દેશભક્તિને ઉજ્જ્વળ રૂપ આપ્યું.

એની જ સુધારીને વધારેલી આવૃત્તિ છે 'जनगणमन'. એમાં ભારતીય એકતા છે, પૂર્વ-પશ્ચિમનું મિલન છે, અંધકાર યુગ પૂરો થઈને પ્રભાત થયાનો સાક્ષાત્કાર છે.

પણ ભારતીય સંસ્કૃતિના ઉદ્ગાતા પોતાની સોળે કળાએ પ્રગટ થયા છે 'हे मोर चित्त ! पुण्य तीर्थे'વાળા સ્તોત્રમાં.

ભારતીય સંસ્કૃતિનું જે સ્વરૂપ રવીન્દ્રનાથે જોયું તેનું મહત્ત્વ અને તેની વિશેષતા ત્યારે જ સમજાશે જ્યારે આપણે એ સંસ્કૃતિનો વિકાસ વિહંગમ દૃષ્ટિએ અથવા 'આકાશયાન-દૃષ્ટિએ' સમગ્રપણે નિહાળીશું.

મેં હંમેશાં આપણા ધર્મસુધારકોના અને સામાજિક સુધારકોના બે વર્ગ

પાડયા છે. જૂના લોકો આપણાં દર્શનોના 'આસ્તિક' અને 'નાસ્તિક' એવા ભેદ કરતા હતા. ચાર્વાક, જૈન અને બૌદ્ધ એ દર્શનો વેદમાં માનતાં ન હતાં. એટલા જ ખાતર એમને નાસ્તિક કહ્યાં છે. नास्तिको वेदनिन्दकः । તમે ઈશ્વરમાં માનો કે ન માનો એ વસ્તુ ગૌણ હતી. વેદને પ્રમાણ માનનારાં કેટલાંક સાંખ્યો ઈશ્વરમાં માનતાં ન હતાં. તેમને નિરીશ્વર સાંખ્ય કહેવાનો રિવાજ છે. પણ તેમને કોઈ નાસ્તિક કહેતું નથી. ઈશ્વરને માન્યા વગર જેઓ પોતાનું દર્શન સિદ્ધ કરી શકતા, તેઓ નિરીશ્વર. પણ તેઓ વેદવચનો ટાંકવાના જ. પણ એ તો દાર્શનિક ઝઘડા પૂરતો જ ભેદ હતો. પણ એથી વધારે મહત્ત્વનો ભેદ સામાજિક વ્યવસ્થાને અંગે છે. જેઓ એક યા બીજી ઢબે ચાર વર્ણમાં માને છે તે સનાતની, ને ચાર વર્ણમાં માનતા નથી તે સુધારક, એવો ભેદ કરવો જોઈએ. બૌદ્ધો વર્ણવ્યવસ્થા વિશે ઉદાસીન હતા. વૈરાગ્યપરાયણ અને નિર્વાણમાં માનનારા હોઈ ઇહ-લોકની સમાજ-વ્યવસ્થા વિશે તેઓ ઉદાસીન હતા. જૈનોનું પણ એમ જ. શ્રાવકોમાંથી જ સાધુઓ પેદા થઈ શકે છે એટલે શ્રાવકોને માન્યા વગર ચાલે એમ હતું નહીં. પણ એ ધર્મ અથવા એ સાધના કેવળ મોક્ષમાર્ગી માટે જ હતી, અને છે.

'भुक्तिं मुक्तिं च विंदति' એવો બેવડો આદર્શ બૌદ્ધ કે જૈન આદર્શમાં બેસી ન શકે.

શીખ લોકો પણ સુધારકોમાં જ ગણાય. જાત-પાંત વિશે એમના મનમાં જરાય આદર નહીં. (છતાં તેઓ અસ્પૃશ્યતા તોડી ન શકયા, એ વાત નોખી.) એમના કરતાં દક્ષિણના લિંગાયત જાત-પાંતના કટ્ટર વિરોધી જ નીવડયા પણ અંતે તેઓ પોતે જ એક નાત જેવા થઈ ગયા. હિન્દુસ્તાનના સ્વભાવમાં જ જ્ઞાતિવૃત્તિ દૃઢમૂળ થયેલી હોવાથી જેઓ સનાતની વૃત્તિમાં સમાઈ ન શકયા તેઓ પોતે જ એક અલગ જ્ઞાતિ થઈને બેઠા, તે એટલે સુધી કે ભારતમાં પાછળથી ફેલાયેલા ઈસ્લામ અને વિશ્વાસી ધર્મમાં પણ નાતનાં લક્ષણો દેખાવા લાગ્યાં.

હિન્દુ સમાજમાંથી જેઓ મુસલમાન કે ઈસાઈ થયા તેઓ પોતાની સાથે સ્પષ્ટ કે અસ્પષ્ટ રીતે અંદર અંદર જ્ઞાતિભેદ ચલાવે છે એની વાત હું અહીં નથી કરતો. પણ આખો મુસલમાન-સમાજ અને આખો ઈસાઈ સમાજ જાણે આખી એક એક નાત હોય એવી જ્ઞાતિવૃત્તિથી વર્તે છે. અને તેથી અખિલ ભારતીય એકરાષ્ટ્રીયતાની કલ્પના પરિપુષ્ટ કરવાને બદલે પોતપોતાના સંપ્રદાયને મહત્ત્વ આપી ખસૂસનૂ અળગાપણું સેવે છે, અને કેળવે છે.

આર્યસમાજીઓએ પણ જ્ઞાતિનો વિરોધ કર્યો પણ તેમ કરતાં તત્ત્વતઃ વર્ણને માન્યતા આપી. તેથી વર્ણના રૂપમાં એમને ત્યાં નાતજાતને માન્યતા મળી. સાથે સાથે મુસલમાન, શીખ, ઈસાઈ કે જૈનોની પેઠે પોતે પણ એક અલગ જમાત થઈ ગયા એટલું જ નહીં, પણ એ વૃત્તિને એમણે વધાવી લીધી. વેદને પ્રમાણ માનવાને કારણે તેઓ હિન્દુથી સાવ નોખા ન પડી શકયા. મુસલમાનો કે શીખ લોકો સાથે જયારે મતભેદ જાગે ત્યારે તેઓ હિંદુ સમાજની ઘણી વાર આગેવાની કરે છે.

ગુજરાતમાં ભોળાનાથ દિવેટિયા વગેરે લોકોએ અભંગમાળા રચી, અને એ જ કામ આ તરફ આદર્યું. બંગાળમાં બ્રહ્મસમાજ અને પશ્ચિમ ભારતમાં પ્રાર્થના-સમાજ – બંને સંસ્થાઓએ પોતાના કાળમાં ઘણું સારું કામ કર્યું. પણ તે અંગ્રેજી ભણેલા લોકો સુધી સીમિત રહ્યું. ગાંધીજીએ આ આખી પ્રવૃત્તિને 'સુશિક્ષિતોનો ધર્મ' કહીને નવાજી છે. અમદાવાદના પ્રાર્થનાસમાજના એક મોટા ઉત્સવ પ્રસંગે મેં એ જ વસ્તુ બીજી રીતે કહી હતી. મેં કહ્યું કે પ્રાર્થનાસમાજનું કાર્ય કે પ્રવૃત્તિ માણસજાતની ધર્મપ્રવૃત્તિઓનો તંબૂરો છે. તંબૂરાના અવાજને કોઈ ગાયન કહેતું નથી, પણ તંબૂરા વગર ગાયન બરાબર ચાલતું પણ નથી. સંગીતના આરોહઅવરોહ જ્યારે તંબૂરાના વ્યાકરણને વફાદાર રહે છે ત્યારે જ સંગીત સંગીત બને છે અને રસિકોને આનંદ આપે છે. માણસ બરાડા પાડે કે ભેંકડો તાણીને રુએ તો એને કોઈ સંગીત કહેતું નથી. સંયમ, સંવાદિતા અને પરસ્પર સામંજસ્ય વગર જેમ સંગીત સંભવનું નથી તેમ જ બુદ્ધિ, નિષ્ઠા, સર્વકલ્યાણકારિતા, માંગલ્ય પ્રત્યેની શ્રદ્ધા અને ઊંડો અધ્યાત્માનુભવ મેળવવાની પ્રયોગપરાયણતા વગર કોઈ પણ ધાર્મિક પ્રવૃત્તિ સંભવતી નથી.

આપણી સંસ્કૃતિ એ એક ધર્મપરાયણ, વિરાટ સામાજિક પ્રયોગોની પરંપરા છે. કોઈ એક ધર્મપ્રચારક, એને પ્રધાનપદ આપતો ધર્મગ્રંથ અને એણે ચલાવેલી ધર્મપ્રણાલી સાથે હિન્દુ ધર્મ પોતાને બાંધતો નથી. ગંગા, બ્રહ્મપુત્રા, સિંધુ, નર્મદા અને સાબરમતીની પેઠે અનેક સ્રોતોના સંગમમાંથી ઉત્પન્ન થયેલો એ વિરાટ જીવનસ્રોત છે. એ અખંડ વહે છે. નવાં નવાં પાણી લે છે. પોતાનાં પાણી દૂર દૂર સુધી ફેલાવે છે અને હંમેશાં પોતાની પ્રગતિ અને તાજગી જાળવી યુગકાર્યને અનુકૂળ બની આશીર્વાદરૂપ નીવડે છે.

હિન્દુ સંસ્કૃતિનું – અને હવે તો ભારતીય વિશ્વસેવી સંસ્કૃતિનું – આ મિશન બરાબર ઓળખી એનું ઉદ્‌ગાન રવિબાબુએ કર્યું એમના પ્રખ્યાત સ્તોત્રમાં – हे मोर चित्त! पुण्य तीर्थे, जागो रे धीरे अेइ भारतेर महा मानवेर सागरतीरे। રવિબાબુની દેશભક્તિ એમના જે નિતાંત સુંદર ગીતમાં વ્યક્ત થઈ છે, તે છે 'अयि भूवनमनोमोहिनी'. એમાં રાષ્ટ્રીયતા છે, રાષ્ટ્રભક્તિ છે, માનવકલ્યાણની શુભાશંસા છે. એ ગીતે પોતાના જમાનાની દેશભક્તિને ઉજ્જવળ રૂપ આપ્યું.

એની જ સુધારીને વધારેલી આવૃત્તિ છે 'जनगणमन'. એમાં ભારતીય એકતા છે, પૂર્વ-પશ્ચિમનું મિલન છે, અંધકાર યુગ પૂરો થઈને પ્રભાત થયાનો સાક્ષાત્કાર છે.

પણ ભારતીય સંસ્કૃતિના ઉદ્‌ગાતા પોતાની સોળે કળાએ પ્રગટ થયા છે 'हे मोर चित्त! पुण्य तीर्थे'વાળા સ્તોત્રમાં.

ભારતીય સંસ્કૃતિનું જે સ્વરૂપ રવીન્દ્રનાથે જોયું તેનું મહત્ત્વ અને તેની વિશેષતા ત્યારે જ સમજાશે જ્યારે આપણે એ સંસ્કૃતિનો વિકાસ વિહંગમ દૃષ્ટિએ અથવા 'આકાશયાન-દૃષ્ટિએ' સમગ્રપણે નિહાળીશું.

મેં હંમેશાં આપણા ધર્મસુધારકોના અને સામાજિક સુધારકોના બે વર્ગ

એ આત્મા પરમાત્માની જ એક ચિનગારી છે—એનો સ્ફુલિંગ છે એ પણ, ઓછેવત્તે અંશે, એક યા બીજી રીતે, સ્વીકારાયું છે.

આપણો એ પણ વિશ્વાસ છે કે કેવળ બધા માનવીઓમાં જ નહીં પણ બધાં પ્રાણીઓમાં એક જ જીવ, એક જ પ્રાણ, એક જ મન અને એક જ આત્મા કામ કરે છે. દાર્શનિક ચર્ચામાં એ એકતા શોધતાં જડે નહીં પણ સ્વભાવના વિશેષ તરીકે આ વૃત્તિ બધે દેખાય છે. ભારતીય મન આ વૃત્તિ જોઈ સામે થતું નથી. અને તેથી જ ભેદનાં તમામ તત્ત્વો ગૌણ કરીને વિશ્વાત્મૈક્યનો અનુભવ કરવો એ આપણો અંતિમ આદર્શ દેખાય છે. આજે જ્યારે વાતવાતમાં મતભેદો પ્રકટ થાય છે, ફિરકાઓ બંધાય છે અને જ્યાં ન હતા ત્યાં નવા નવા ભેદો પેદા કરાય છે ત્યાં ઉપલું વિધાન આજે સાચું નહીં લાગે એ ખરું, તોપણ બધા જ લોકો વિશ્વાત્મૈક્યના આદર્શને સ્વીકારે છે અને તત્ત્વતઃ એની સાધના સ્વીકારતા પણ હોય છે.

જે લોકોએ જીવનશુદ્ધિ દ્વારા વિશ્વાત્મૈક્યનો આદર્શ સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો તેમનું એકજાત (uniform) કહેવું છે કે વિશુદ્ધ પ્રેમ દ્વારા જ આ વિશ્વાત્મૈક્યનો અનુભવ થઈ શકે.

આવી સાધના સાધતાં સાધકોએ જોયું કે જ્યાં ઇન્દ્રિયોની દરમિયાનગીરી આવી અને વાસના પ્રધાન અને પ્રબળ થઈ, ત્યાં પ્રેમની વિશુદ્ધિ ઘટે છે, મલિન થાય છે અને અંતે પ્રેમના સ્થાન પર મલિન વાસના કબજો કરી લે છે.

આ વિશુદ્ધ પ્રેમ જ્યારે જાગ્રત અને કાર્યકારી થાય છે ત્યારે એ નિષ્કામ સેવાના રૂપમાં પ્રકટ થાય છે. આ સાધનાનો વિકાસ જે લોકોએ કર્યો તેઓ પણ અનુભવે કહેતા આવ્યા છે કે વિશ્વાત્મૈક્યની સિદ્ધિ માટે વિશુદ્ધ પ્રેમ અને નિષ્કામ સેવા એ જ ઉત્તમમાં ઉત્તમ સાધનો છે.

જ્યારે આવા પ્રેમ અને આવી સેવાનો પ્રવાહ ઈશ્વરાભિમુખ અથવા ઈશ્વર-પરાયણ બને છે ત્યારે પ્રેમ જોતજોતામાં ભક્તિનું રૂપ ધારણ કરે છે અને સેવા પણ પૂજામાં પરિણમે છે.

સેવા ગમે તેવી નિષ્કામ હોય, એમાં બીજાનું ભલું કરવાનો, ઉપકાર કરવાનો, બીજાની મુશ્કેલી વખતે મદદ કરવાનો અને ઊણપો ભરી કાઢવાનો ભાવ હોય જ છે, એટલે સેવા કરનાર પોતે દાતા હોઈ એનો હાથ ઉપર છે એમ જ મનાય છે.

આથી ઊલટું પૂજા લેનાર આપણા કરતાં શ્રેષ્ઠ છે, પૂજા લેનાર આપણી સેવાનો સ્વીકાર કરી આપણું જીવન કૃતાર્થ કરે છે, એ એનો આપણા ઉપર અનુગ્રહ છે—એ ભાવના અખંડ જાગ્રત રહે છે.

આત્મવિલોપન, સેવા અને સ્વાર્પણબુદ્ધિ કેળવવા માટે ઇન્દ્રિયોનું આકર્ષણ ઘટાડવું જોઈએ, સંયમશક્તિ કેળવવી જોઈએ. તેમ થાય તો જ આત્માનો સાક્ષાત્કાર થશે, આત્મશક્તિ વધશે અને વિશ્વકલ્યાણ અને વિશ્વમાંગલ્યનું વાતાવરણ જાગ્રત થશે એ માન્યતા બધી બાજુએ સ્વીકારાઈ છે. રવીન્દ્રનાથની દૃષ્ટિએ એ સંયમ

વર્ણો માન્ય કરવાની કે સ્થાપન કરવાની તરખડમાં તેઓ પડયા નહીં. તેમણે નમ્રતાપૂર્વક કહ્યું કે અત્યારે આજના કળિકાળમાં બધાએ સેવાધર્મી શૂદ્ર થવું ઘટે છે. જો શૂદ્રના સેવાધર્મમાં આપણે સફળ થયા તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ ત્રણ વર્ણો યથાકાળે આપણામાં પ્રકટ થશે. પરદેશના જે લોકો હિંદુ વર્ણવ્યવસ્થાને સમજ્યા હતા તેઓ ગાંધીજીને કહેતા હતા, "મહાત્માજી, તમારામાં તો ચારે વર્ણ સોળે કળાએ પ્રકટ થયેલા અમે જોઈએ છીએ." અને ગાંધીજી જવાબમાં કહેતા કે "તોયે હું પોતાને શૂદ્ર જ કહેવડાવવાનો છું, જેથી કર્તવ્યનું ભાન રહે અને અધિકાર જેવું કશું હોય નહીં."

રવીન્દ્રનાથ જન્મે બ્રાહ્મણ ખરા, બીજી બ્રાહ્મણ કોમોની અંદર ઊતરતા બ્રાહ્મણ ભલે ગણાતા હોય પણ એમણે પોતે વર્ણવ્યવસ્થાને પોતાના તત્ત્વજ્ઞાનમાં કે પોતે કલ્પેલી સમાજવ્યવસ્થામાં સ્થાન આપ્યું નથી. બુદ્ધ ભગવાને ધમ્મપદમાં બ્રાહ્મણની જે વ્યાખ્યા કરી છે તે કોઈ પણ દેશના અને કોઈ પણ જમાનાના લોકોને માન્ય થાય એવી છે.

ઘણા લોકો વર્ણાશ્રમવ્યવસ્થાની વાત જ્યારે કરે છે ત્યારે એમના મનમાં વર્ણવ્યવસ્થા જ હોય છે. ગાંધીજી પણ ઘણાં વરસ સુધી એ જ ભૂલ કરતા. પાછળથી એમને ઊગ્યું કે આશ્રમવ્યવસ્થા એ નોખી વસ્તુ છે. વર્ણવ્યવસ્થા સમાજના વિભાગ પાડે છે, જ્યારે આશ્રમ વ્યક્તિના જીવનના વિભાગ કલ્પે છે.

રવીન્દ્રનાથને આશ્રમવ્યવસ્થા માન્ય હતી એમ માની શકાય. શાંતિનિકેતનનું નામ જ એમણે પ્રારંભમાં બ્રહ્મચર્યાશ્રમ પાડયું હતું. શાંતિનિકેતનની સ્થાપના વખતે તેઓ આશ્રમવ્યવસ્થામાં માનતા હતા એટલું જ નહીં, પણ એને અંગેના સંસ્કારોનો પણ પુરસ્કાર કરી એમણે એ સંસ્કારોને દીક્ષાનું રૂપ આપ્યું હતું. પોતે દીક્ષા લઈ એમણે બીજાઓને દીક્ષા આપી હતી. ગાંધીજીને પણ આશ્રમવ્યવસ્થા માન્ય હતી. પોતાની સંસ્થાનું નામ એમણે સત્યાગ્રહાશ્રમ પાડયું. પણ એ આશ્રમ ચાર આશ્રમમાંનો એક આશ્રમ કહી ન શકાય. બ્રહ્મચર્યનો આદર્શ કેવળ પ્રથમ આશ્રમ માટે જ નહીં પણ ચારે આશ્રમ માટે સ્વીકારીને જ સત્યાગ્રહાશ્રમની સ્થાપના થઈ હતી. બ્રહ્મચર્યનો નિયમ ગૃહસ્થાશ્રમીઓ પણ પાળે એવી અપેક્ષા તો હતી જ. પણ આશ્રમમાં દાખલ થવાથી એ નિયમ સ્વીકારવો જ જોઈએ એવી કડકાઈ ન હતી. એમનો સત્યાગ્રહાશ્રમ છેલ્લા સંન્યાસ-આશ્રમ પ્રત્યે આદર રાખ્યા છતાં એનો સ્વીકાર કરતો ન હતો. ગાંધીજીનું કહેવું હતું કે ગીતાની સંન્યસ્તવૃત્તિ બધા જ પાળે એ ઇષ્ટ છે, પણ જેમણે સેવાધર્મ સ્વીકાર્યો તેઓ ગેરુઆં ધારણ કરી સંન્યાસ-આશ્રમમાં પ્રવેશ કરે તો એમના સેવાધર્મમાં ઊણપ આવે. લોકો સંન્યાસીની જરૂરી અને બિનજરૂરી સેવા કરવા દોડે છે અને એમની પાસેથી સેવા લેતાં સંકોચ કરે છે; એમાં પાપ છે, એમ માને છે. તેથી સંન્યસ્તવૃત્તિ સ્વીકાર્યા છતાં ગેરુઆધારી સંન્યાસ-આશ્રમ ન સ્વીકારવો એ હતી ગાંધીજીની શિખામણ. ગાંધીજીને મન આશ્રમ એટલે અખંડ સેવા માટે સ્વીકારેલું ત્યાગ, સંયમ અને સેવાનું જીવન.

મેં ગાંધીજીને કહ્યું કે ગીતામાં ફક્ત ચાર વર્ણનો પુરસ્કાર છે — શુશ્રૂષા કરનાર વિદ્યાર્થીનો, બ્રહ્મચર્ય આશ્રમનો, પિતરોનું શ્રાદ્ધ કરનાર ગૃહસ્થાશ્રમનો અને અગ્નિની ઉપાસના છોડી દેનાર સંન્યાસ-આશ્રમનો આડકતરો ઉલ્લેખ ગીતામાં છે એમ જરૂર મનાય, પણ જેમ વર્ણવ્યવસ્થાનો સ્પષ્ટ ઉલ્લેખ, સ્વીકાર અને વિસ્તાર ગીતામાં છે તેમ ચાર આશ્રમોનો નથી. શ્રીકૃષ્ણ પોતે સુદામા જેવા ગોઠિયાઓ સાથે સાંદીપનિના આશ્રમમાં બ્રહ્મચર્યનું પાલન કરી રહ્યા હતા એ ખરું, પણ એમણે કોઈ ઠેકાણે એ પ્રથમ આશ્રમનો પુરસ્કાર કરેલો દેખાતો નથી. અને ગૃહસ્થાશ્રમના ત્રણ અગ્નિનો ત્યાગ કરનાર સંન્યાસ-આશ્રમી જીવન વિશે તો ગીતાને વિશેષ આદર પણ નથી. મારી વાત ગાંધીજીએ ધ્યાનપૂર્વક સાંભળી અને વિચારમાં પડચા. મારું એ નિરીક્ષણ એમને ગમ્યું પણ એમણે પોતાનો કશો અભિપ્રાય આપ્યો નહીં.

પ્રથમ પ્રથમ ગાંધીજી જાતિ-વ્યવસ્થાનું સમર્થન કરતા હતા. એમાં એમને સ્વદેશીની નમ્રતા અને સંયમધર્મનાં બીજ દેખાતાં હતાં. આગળ જતાં તેઓ જાતિ-વ્યવસ્થાના વિરોધી બન્યા, અને ભિન્ન ભિન્ન જાતિ વચ્ચે અને વર્ણો વચ્ચે વિવાહનો પુરસ્કાર પણ કરવા લાગ્યા. અસ્પૃશ્યતાનિવારણનો એ ઉત્તમ ઉપાય છે એમ તેઓ માનતા. પણ તેમણે આવા વિવાહોનો જાહેર પ્રચાર કર્યો નથી. એમને આવા આંતરવર્ણીય વિવાહ ઇષ્ટ લાગતા હતા એટલું જ નહિ, પણ ભિન્ન-ધર્મી વિવાહ માટે પણ એમનું મન તૈયાર થયું હતું.

ભારતીય સંસ્કૃતિમાં જાતિ જાતિ વચ્ચેનો ઊંચનીચ ભાવ અને એની સાથે ભેદનો સ્વીકાર કરનાર અધિકારવાદ પણ આવતા હતા. પણ આજના જમાનાને એ અનુકૂળ નથી એટલું જ નહીં, પણ અધિકારભેદ અને જાતિ જાતિ વચ્ચેના ઊંચનીચ ભાવ પાછળ અભિમાન અને પાપ બંને છે એમ આપણે કહીએ છીએ. અને એને ભારતીય સંસ્કૃતિનું આવશ્યક અંગ ન ગણતાં એ એક વિકૃતિ છે અને એને કાઢી નાખવી જોઈએ એવો પ્રચાર આપણે કરીએ છીએ. એટલે આપણે કહી શકીએ છીએ કે રવીન્દ્રનાથ ક્યારનાય એ રીતે સુધરેલા હતા, અને એ શુદ્ધ દૃષ્ટિનો પ્રચાર કરતા હતા.

હવે બીજી વાત હિન્દુ ધર્મ અને ભારતીય સંસ્કૃતિના મૂળમાં એકેશ્વરવાદ છે પણ માણસના ઉપાસનાભેદને કારણે અનેક દેવદેવીઓ આપણી સંસ્કૃતિમાં પહેલેથી છે એટલું જ નહીં, પણ કેટલાક દેવો કાળે કરીને ઝાંખા પડે છે અને ભક્તોની ભક્તિમાંથી બાતલ થાય છે, ત્યારે કેટલાક અવનવા દેવો અને દેવીઓ ગમે ત્યાંથી આવીને દાખલ થાય છે. અસંખ્ય દેવદેવીઓના શંભુમેળામાં કાંઈક વ્યવસ્થા આણવા માટે પાછળથી પંચાયતન પૂજાનો પ્રકાર દાખલ થયો. ત્યાર પછી ઇસ્લામ અને ઈસાઈ ધર્મને કારણે આપણા અસલી એકેશ્વરવાદને વિશેષ પ્રોત્સાહન મળ્યું. રવીન્દ્રનાથ નાનપણમાં જ એકેશ્વરવાદમાં ઊછરેલા. ઈસાઈઓના યુનિટે-રિયન ચર્ચની અસર પણ બ્રહ્મસમાજ પર ભારે હતી. એટલે જેમ એમાંણે

ચાતુર્વર્ણ્ય, શાસ્ત્રપ્રામાણ્ય અને દેવદેવીઓનો વિસ્તાર એ બધાનો ત્યાગ કર્યો, તે જ પ્રમાણે શૈવ, વૈષ્ણવ, શાક્ત, બૌદ્ધ ઈત્યાદિ પંથભેદ પણ છોડી દીધા હતા. સોળ સંસ્કારમાં આવતા જનોઈ અને શ્રાદ્ધનો એમણે ત્યાગ કર્યો જ હતો. છતાં શ્રાદ્ધને નવું રૂપ આપવા તેઓ તૈયાર હતા. વડવાઓનું અને ઋષિમુનિઓનું માનસિક શ્રાદ્ધ દરેક વ્યક્તિએ કરવું જ જોઈએ એ જાતની કૃતજ્ઞતાવૃત્તિ ભારતીય માનસમાં દૃઢમૂળ છે અને એ આપણને નડે એમ નથી.

બંગાળના શાક્તપંથના પ્રચારમાં જે અનાચાર ફેલાયો હતો તેને લીધે એ પંથ પ્રત્યે રવીન્દ્રનાથના મનમાં જરાય આદર ન હતો. તેમના અચલાયતન નાટકમાં દેવદેવીઓની પૂજા અને એમના મંત્રશાસ્ત્રની ઠીક ઠીક ઠેકડી કરેલી છે.

ધ્યાન, ચિંતન અને મનન માટે શાસ્ત્રવચનો વાપરવાં એ નોખી વસ્તુ છે, અને અમુક નિર્દોષ કે મેલી શક્તિઓ મેળવવા માટે અજ્ઞાનપણે અમુક મંત્રો રટવા એ વસ્તુ નોખી છે.

રવીન્દ્રનાથનો શાક્તપંથ પ્રત્યેનો અણગમો એટલે સુધી ગયો હતો કે પરમાત્માને માતા તરીકે ઓળખીને એની એ રીતે ઉપાસના કરવી પણ એમને ગમતી ન હતી. વંદે માતરમ્‌ના રાષ્ટ્રીય ઉદ્‌ઘોષ પ્રત્યે પણ એ જ કારણે એમનો ઉત્સાહ ન હતો.

જેમ શાક્તપંથ પ્રત્યે એમના મનમાં વિરોધ હતો તે જ પ્રમાણે ગુરુભક્તિ અને ગુરુ-શરણ-સ્વીકાર પણ એમને માન્ય ન હતાં.

ભવિતવ્યતાની બલિહારી કેવી કે કોઈનો ગુરુ થવાની કે કોઈને ગુરુ કરવાની રવીન્દ્રની ધસીનો ના હોવા છતાં તેઓ એમના શાંતિનિકેતનમાં અને વ્યાપક પરિવારમાં ગુરુદેવ તરીકે જ ઓળખાય છે! ગાંધીજી પણ ગુરુદેવના ભક્તો સાથે વાતો કરતી વખતે રવીન્દ્રનાથનો ઉલ્લેખ ગુરુદેવ તરીકે જ કરતા.

આનું પરિણામ એ આવ્યું કે કેટલાક લોકોએ એક ભ્રમણા ફેલાવી કે ગાંધીજી રવીન્દ્રનાથને પોતાના ગુરુ ગણતા હતા. બંનેની જીવનસાધના એટલી બધી નોખી હતી કે એમની વચ્ચે એવો કોઈ સંબંધ લોકો કેમ માને એ જ સમજાતું નથી. પણ ભક્તો આંધળા ન હોય તો દુનિયામાં આંધળાપણાને આશ્રય ક્યાં? ખરી વાત એ છે કે આપણે ત્યાં ઉપનિષદોનું એક વચન છે – यस्य देवे पराभक्ति: यथा देवे तथा गुरौ ઈત્યાદિ. જેટલી પરાભક્તિ ભગવાન પ્રત્યે તેટલી જ ગુરુ વિશે જે રાખે તે જ વેદાંતવિદ્યાનું રહસ્ય સમજી શકે, તેનો જ ઉદ્ધાર થઈ શકે. એ વચનને આધારે શિષ્યો, પુરુષો તેમ જ સ્ત્રીઓ પોતાનું સર્વસ્વ ગુરુને અર્પણ કરે અને એની આજ્ઞા વગર વિચારે શિરોધાર્ય કરે એ જ સાધના છે એમ માનનારો એક પંથ જાગ્યો. રવીન્દ્રનાથે એની સામે કહ્યું કે અધ્યાત્મક્ષેત્રમાં કોઈ કોઈનો ગુરુ થઈ જ ન શકે. પોતે જ પોતાનો રસ્તો શોધવો રહ્યો. ગાંધીજીએ ઉપરનાં જેવાં શાસ્ત્રવચનોની મર્યાદા રાખી કહ્યું કે ગુરુ જડ્યા પછી એને સર્વસ્વ અર્પણ કર્યે જ છૂટકો પણ કોઈ માનવી એવો ગુરુ હોઈ ન શકે. ભગવાન પોતે જ ગુરુ છે. એ ગુરુને શોધવો એ જ જીવનસાધના છે. ગુરુ જડ્યા પછી એની

સાથે આપણે એકરૂપ થવાના જ.

આમ રવીન્દ્ર અને ગાંધી બંનેની જીવનસાધના ભિન્ન હોવા છતાં પૂરેપૂરી ઊર્ધ્વગામી હતી, અને બંનેનો લાભ ભારતીય સંસ્કૃતિને મળ્યો છે એ સંતોષની વાત છે.

ગાંધીજીના સર્વધર્મસમભાવ પાછળ જે આત્મીયતા અને ઉદારતા હતી તે આપણે રવીન્દ્રનાથમાં પણ જોઈએ છીએ. પણ ગાંધીજી સમન્વયવાદી હોઈ ભિન્ન ભિન્ન સંપ્રદાયને એકત્ર આણવા માગતા-મથતા-હતા, જ્યારે રવીન્દ્રનાથ બધી સાધનાઓ પ્રત્યે સામાન્ય સદ્‌ભાવ રાખી દરેકમાં જે સારું મળે તે લેતાં સંકોચ કરતા ન હતા. Eclectic – સારસંગ્રહવૃત્તિ નોખી અને સમન્વયવૃત્તિ નોખી. પણ બંનેમાં આત્મસ્વાતંત્ર્ય અબાધિત રહે છે.

માણસજાતે ઉપજાવેલી તમામ સાધનાઓનો હિન્દુ સંસ્કૃતિમાં સ્વીકાર છે. માણસ માત્ર ચડવાના પ્રયત્ન કરે છે ખરા પરંતુ દરેકની ભૂમિકા એક જ નથી હોતી.

માનવતાને જ હણે એવી સાધનાઓ ભારતની સંસ્કૃતિએ માની નથી, ટકવા દીધી નથી. દાખલા તરીકે કાપાલિકોનો અઘોરીપંથ દેશમાં કોક ઠેકાણે ચાલ્યો, પણ સજ્જનોએ એને ટકવા ન દીધો. શાક્ત સંપ્રદાયમાં ભ્રષ્ટાચાર અને દુરાચાર ખૂબ પેસી ગયા હતા. હજી પણ કાંઈક હશે. પણ સંતોએ એની ઝાટકણી કાઢી અને એની પ્રતિષ્ઠા ઓછી કરી. પરિણામે શાક્ત સાધનાનો એ વિસ્તાર ફજેત થયો. ત્યાર પછી ગુપ્ત રીતે જીવવાનો પ્રયત્ન એ સાધનાએ આદર્યો એ ઉપરથી કહેવત પડી છે — अंतः शाक्ताः बहिः शैवाः सभामध्ये च वैष्णवाः । આમ તે વખતે સંસ્કૃતિસુધારનું કામ સંતોએ કર્યું. આજે ધર્મસુધારકોએ અને સંસ્કૃતિ-ધુરીણોએ જોવાનું રહ્યું કે આપણે ત્યાંનું એ જૂનું ઉપાસનાબાહુલ્ય હવે જરૂરી છે? એમ જોતાં આપણે ત્યાં શાક્ત, શૈવ, લિંગાયત, ગાણપત્ય, વૈષ્ણવ, શીખ, જૈન, બૌદ્ધ એવા ઉપાસનાભેદ ખરું જોતાં કાલગ્રસ્ત થયા છે. તે તે ઉપાસ્ય દૈવત અને ધર્મ, સંસ્થાપક પ્રત્યેના અભિમાનને કારણે જ ચાલે છે, અને ચાલે છે એટલે દાર્શનિક ભેદોની ચર્ચા ચલાવી બિનજરૂરી ભેદોને પણ મજબૂત કરે છે. એક જ માણસ પણ ભિન્ન ભિન્ન વખતે ભિન્ન ભિન્ન સાધના અજમાવવા-નો. સાધના દીઠ નોખા સમાજ પાડી વંશપરંપરાગત ફિરકાપરસ્તી ચલાવવી એ હવે નથી ધર્મના હિતમાં અને નથી સંસ્કૃતિને પોષક.

હિન્દુ સંસ્કૃતિમાંથી જ જેમના ફણગા ફૂટયા છે તેઓ જો દર્શનભેદ, ઉપા-સનાભેદ અને અભિરુચિભેદ જાળવતાં છતાં એના વંશપરંપરાગત અલગ સમાજો ન બાંધે તો દેશમાં સાંસ્કૃતિક આરોગ્ય ફેલાશે. અને પછી એની અસર પારસી, યહૂદી, ઈસાઈ અને મુસલમાન આદિ ધર્મસમાજોમાં થવાની જ. આજે બુદ્ધિમાન લોકોની અંદર નાસ્તિક, ચાર્વાક, જડવાદી, સ્યાદ્‌વાદી, બુદ્ધિવાદી, ગૂઢવાદી, દ્વૈત-વાદી, અદ્વૈતવાદી વગેરે અનેક વિચારભેદ છે. પણ એટલા પરથી લોકોએ એની અલગ અલગ નાતો બનાવી નથી. સનાતની સમાજમાં પણ બાપ દ્વૈતવાદી અને

દીકરો અદ્વૈતવાદી એવાં ઉદાહરણો છે. ગુરુ પોતે દત્તાત્રેયભક્ત અને એમનો શિષ્ય કૃષ્ણભક્ત એવા દાખલાઓ પણ છે. શીખોમાં શીખ અને સનાતની વચ્ચે વિવાહ થાય છે. ગુજરાતમાં જૈન અને વૈષ્ણવ વચ્ચે વિવાહ થાય છે. ગોવામાં એક જ કુટુંબના કેટલાક ખ્રિસ્તીઓ અને બીજા હિંદુ, કુળદેવની પૂજા માટે ભેગા થાય છે. સિંધમાં હિન્દુ અને મુસલમાન વચ્ચે એક વખતે ઘણો સંપ હતો, કૌટુંબિક ભાવના હતી. રાજદ્વારી લોભ – ઈર્ષા વધ્યાં, સંપ ખોયો, સંપત્તિ પાછળ પડયા વગર છૂટકો નથી એવું વાતાવરણ જાગ્યું. પરિણામે ભારતીય સંસ્કૃતિના કકડા થયા. કકડા વચ્ચે વેરઝેર વધ્યાં અને કોઈ કાળે ન હતી એવી દુર્દશા આજે આપણા દેશમાં જોઈએ છીએ. અને તેથી જ આ વિચિત્ર રોગચાળા સામે સમાજને બચાવવા માટે આપણે ગાંધીજી અને રવીન્દ્રનાથ જેવા એટલે કે ગાંડપણથી ન ઘેરાયેલા – લોકોનું સ્મરણ કરીએ છીએ. એટલે જ હવે આપણી સંસ્કૃતિનું – અખિલ ભારતીય સર્વધર્મીસંસ્કૃતિનું – શુદ્ધ રૂપ કેવું છે એ તપાસવાની જરૂર ઊભી થઈ. દાર્શનિક ચર્ચામાં ઊતરીએ તો કોઈ કાળે આપણો સંઘ કાશીએ પહોંચવાનો નથી. જીવન વિશેની સાચી સમજણ અને હૃદયની પ્રેમપ્રેરિત ઉદારતા આપણી પાસે હોય તો જ આપણે ટકી શકવાના છીએ.

રવીન્દ્રનાથ કવિ હતા. કેવળ છંદશાસ્ત્ર ઉપર કાબૂ મેળવી શબ્દો અને ભાષા વાપરવાની ચાતુરી કેળવી કવિતા બનાવનારા અથવા ગાનારા એ ન હતા. એમણે કવિતા દ્વારા સત્યની ઉપાસના કરી, સમાજહિતનું ચિંતન કર્યું, નિસર્ગ, માનવીહૃદય અને સામાજિક જીવન એ બધાનો સામટો વિચાર કરી એની મારફતે ઈશ્વરી તત્ત્વનો સ્પષ્ટ ખ્યાલ મેળવ્યો અને એ બધાંના સમન્વયથી જે જીવનદેવતાનો આવિષ્કાર થાય છે તેની ઉપાસના ચલાવી. એટલે જ હું કહું છું કે રવીન્દ્રનાથ કવિ હતા તે મૂળ વૈદિક અર્થમાં.

એમની કેળવણીની કલ્પના પણ સ્વતંત્રતા, સ્વયંસ્ફૂર્તિ, સ્વદેશ, સ્વધર્મ, સ્વભાવ અને સ્વ-સંસ્કૃતિના પાયા ઉપર માનવતાની ઉપાસના કરતાં કેમ શીખવું એના જ પ્રયોગો કરતી. જ્ઞાનોપાસના અને ઔદ્યોગિક કૌશલ્ય બન્નેને કેળવણીમાં સરખું જ સ્થાન હોવું જોઈએ એમ તેઓ માનતા અને ઉપયોગિતામૂલક ઔદ્યોગિક કૌશલ્ય સાથે સુંદરતા પણ અનુસ્યૂત હોવી જોઈએ એ એમનો આગ્રહ હતો. જો જીવનમાં કાવ્ય, સંગીત, નૃત્ય, નાટ્ય, ચિત્રકળા, ઉત્સવ આદિને સ્થાન હોય તો કેળવણીમાં તેમ જ ઔદ્યોગિક વિકાસમાં પણ એ બધી વસ્તુને સ્થાન હોવું જોઈએ એ એમનો આગ્રહ હતો. ગૃહનિર્માણ અને વાસ્તુ-વિદ્યા વિશે એમણે શું લખ્યું છે અને કેવા પ્રયોગો કર્યા છે તે હું વિગતે જાણતો નથી. પણ એમની જીવનદૃષ્ટિ જાણ્યા પછી અને એમની જીવનઉપાસનાનો સાક્ષાત્કાર કર્યા પછી ભારતીય સંસ્કૃતિને ક્ષેત્રે ક્ષેત્રે કેવું સ્વરૂપ આપવું એ દરેક માણસ પોતાની મેળે નક્કી કરી શકે છે. અને એમાં જાતજાતના અનેક પ્રયોગો થાય તો તેથી કશું બગડવાનું તો નથી જ. પણ આજના યુગનું સંસ્કૃતિ-દારિદ્રય મટી, દરેક વસ્તુમાં પશ્ચિમ પાસેથી ઉછીનું

માગવાની 'ભીખણ' વૃત્તિ પણ મટી, આપણે સંસ્કૃતિની બાબતમાં ગર્ભશ્રીમંત જેવા થઈશું.

સ્વામી વિવેકાનંદ, રવીન્દ્રનાથ, અરવિંદ ઘોષ, ગાંધી અને રાધાકૃષ્ણનૂ એ પાંચ આપણી ભારતીય સંસ્કૃતિના પ્રધાન ઉદ્‌ગાતા કહેવાય. આ લોકોની સ્વદેશ ઉપરની અસર નોખી અને પરદેશ ઉપરની નોખી. રાધાકૃષ્ણન્‌ની સ્વદેશ ઉપર અસર છે એના કરતાં પરદેશ ઉપર વધારે છે. એમણે સ્વદેશમાં અધ્યાપકનું કામ કર્યું, લોકનેતૃત્વનું ન કર્યું. ભારતીય સંસ્કૃતિ પરદેશી લોકો સમજી શકે એવી ભાષા અને શૈલીમાં રજૂ કરવાની એમની કળા ખરેખર આબાદ છે. સ્વામી વિવેકાનંદે દુનિયા આગળ આપણો વેદાંત ધર્યો. જ્ઞાનયોગ, ભક્તિયોગ અને રાજયોગથી લોકોને વાકેફ કર્યા. ખ્રિસ્તી ધર્મ કે કોઈ પણ ધર્મ પ્રત્યે અનાદર ન સેવતાં હિંદુ ધર્મનું સનાતનત્વ તેમ જ વૈશિષ્ટ્ય એમણે સ્વદેશીઓને સમજાવ્યાં, અને પરદેશી લોકોને પ્રભાવિત કર્યા. ખ્રિસ્તી ધર્મ જ સૌથી શ્રેષ્ઠ છે એમ પાશ્ચાત્ય લોકોની જે માન્યતા હતી તે એમણે મોળી પાડી. રાધાકૃષ્ણને પણ પોતાના 'Hindu View of Life'-થી એ જ કામ કર્યું. એ ચોપડી વાંચ્યા પછી એક અમેરિકન વિદ્વાને મને કહ્યું, 'If this is Hinduism, I am a Hindu.' મેં એમને કહ્યું કે હિંદુ ધર્મની સુંદરતા સમજી તમે પ્રભાવિત થયા છો એ આનંદની વાત છે, પણ એની પાછળ જે ઉદારતા છે, જે સર્વસંગ્રહ-આત્મીયતા છે, અને વિકાસવાદનો સ્વીકાર છે તે જ્યારે અપનાવશો ત્યારે જ પૂરા અર્થમાં કહી શકશો કે 'હું પણ હિંદુ છું.'

રાધાકૃષ્ણને ભારતીય તત્ત્વજ્ઞાનનો આખો ઈતિહાસ પશ્ચિમના લોકો સમજી શકે એવી ભાષામાં અને પ્રૌઢ રોચક શૈલીમાં રજૂ કરી, ભારતીય દર્શનશાસ્ત્રનો પ્રવાહ આખી દુનિયામાં વહેવડાવ્યો છે. 'The Religion We Need' અને 'Kalki' જેવી એમની નાનકડી ચોપડીઓ પણ દુનિયા પર સરસ અસર કરી શકી છે.

અરવિંદ ઘોષે સાર્વભૌમ વેદાંતવિદ્યાનું સર્વોચ્ચ શાક્તસ્વરૂપ લઈ દુનિયા આગળ ધ્યાનયોગ, રાજયોગ અને પૂર્ણયોગ વિશદ કર્યા અને સ્વદેશી તેમ જ પરદેશી ભક્તોને એકત્ર આણી વિશ્વસંસ્કૃતિનો મજબૂત પાયો નાખ્યો.

ગાંધીજીએ પોતાની આસપાસના સનાતની વાયુમંડળમાંથી શુભ સંસ્કારો ગ્રહણ કર્યા, અનેક ગ્રંથોના પ્રત્યક્ષ અને ઊંડા અધ્યયન દ્વારા નહીં પણ દેશના વાતાવરણમાંથી અને સજ્જનોના સંપર્કથી જૈન, ઈસ્લામ અને ઈસાઈ પરંપરાનો પરિચય સાધ્યો. એમાંથી એમને જે ગ્રાહ્ય જણાયું તેનો આદરયુક્ત સ્વીકાર કર્યો અને કર્મયોગ દ્વારા આત્મશક્તિ કેળવતાં કેળવતાં એ બધી પરંપરાનો જીવનસમન્વય સાધ્યો.

ગાંધીજીની વિશેષતા એ હતી કે એમની જીવનસાધના જેટલી વ્યક્તિગત હતી તેથીયે વધારે એ સામાજિક અને રાષ્ટ્રીય હતી. અને એનો વિનિયોગ એમણે વિશ્વની તમામ જાતિઓ, મહાજાતિઓ અને સંસ્કૃતિઓની સેવામાં કર્યો. બાકીના બધામાં આપણને તે તે વ્યક્તિના અધ્યાત્મનું દર્શન થાય છે, ગાંધીજીની પ્રવૃત્તિમાં દર્શન કરતાં અધ્યાત્મની સાધનાની વિશેષતા ઉત્કટપણે દેખાઈ આવે છે.

રવીન્દ્રનાથમાં અન્યાન્ય ભારતીય પરંપરાનું જીવન, ચિંતન અને કવનનું રસાયણ મળે છે. રવીન્દ્રનાથની સિદ્ધિ એમાં રહેલી છે કે એમની કૃતિઓમાં ભારતનું વિશાળ ચિત્ત અને ઉદાર હૃદય વ્યક્ત થાય છે અને તેથી જ પરદેશના લોકોને પણ લાગે છે કે આ કવિ પોતાના વિચારોને, પોતાની જીવનદૃષ્ટિને અને ખાસ કરીને હૃદયને અનુકૂળ એવો પૌષ્ટિક ખોરાક આપી રહ્યા છે.

ઠાકુરની ઉપાસના જીવન-દેવતાની હતી, જીવનના માંગલ્યની હતી, વિશ્વ-માનવની હતી, यत्र भवति विश्व अेकनीडम् એ ઔપનિષદિક આદર્શની હતી.

કેટલું આશ્ચર્ય છે કે રામ અને કૃષ્ણને, યોગવાસિષ્ઠ અને ભગવદ્‌ગીતાને, વિશેષપણે આગળ કર્યા વગર, એમણે આપણી સંસ્કૃતિનો નિચોડ દુનિયા આગળ મૂકયો !

મને લાગે છે કે આપણો અવતારવાદ અને વર્ણવ્યવસ્થા એમને માન્ય ન હોવાથી રામ અને કૃષ્ણને એમણે છેડયા નહીં – અથવા બીજી ભાષામાં કહીએ તો ખેડયા નહીં.

દ્વૈત, અદ્વૈત અને વિશિષ્ટ અદ્વૈત ત્રણેના ઝઘડામાં ઊતર્યા વગર, ત્રણે વચ્ચે સુંદર સમન્વય સાધ્યો હોય તો તે રવીન્દ્રનાથે જ. મધુરા ભક્તિનું વિશુદ્ધ સ્વરૂપ રજૂ કર્યું હોય તો તે પણ એમણે જ. વેદાંત અને સૂફી તત્ત્વજ્ઞાન ઉપર કવિતાનો મોહક પોશાક ચડાવી અથવા દિલફરેબ જામો પહેરાવી એમણે એને એટલું સુંદર રૂપ આપ્યું કે એ રૂપદર્શન જ એક જાતની દીક્ષા અને સાધના બન્યું.

ભારતનાં પૌરાણિક આખ્યાનો તેમ જ લોકકથાઓ, બૌદ્ધોની જાતકકથાઓ અને મધ્યકાલીન ઐતિહાસિક પ્રસંગો એ બધામાંથી જે ભાગ એમને 'मनुष्याय हिततम' જણાયો તે જ એમણે લીધો. તેમાં મહારાષ્ટ્રનો પુરુષાર્થ, શીખ ગુરુઓનું બલિદાન, મોગલોની સંસ્કૃતિ અને પ્રજાની જીવનનિષ્ઠા – બધાંનો જ એમણે ઉપયોગ કર્યો છે.

રવીન્દ્રનાથે આમ સમૃદ્ધપણે ભારતનો આત્મા વ્યક્ત કર્યો પણ એ આત્મા વિશ્વાત્માથી કયાં કયાં જુદો પડે છે એ બતાવવાનો પ્રયત્ન કરવા કરતાં વિશ્વાત્મા સાથે એનું હાર્દિક અને સાંસ્કૃતિક ઐકય સ્થાપન કરવામાં જ એમણે પોતાનું અધ્યાત્મ વાપર્યું.

પશ્ચિમના લોકોએ – ઇંગ્લંડ, અમેરિકા, જર્મની અને રશિયા આદિ દેશોના લોકોએ – પ્રથમ એમની પ્રતિભાથી ચકિત થઈ એમનો ખૂબ 'ઉદો ઉદો' કર્યો, જાણે એમનાં ચરણો સેવ્યાં. ત્યાર પછી 'પૂર્વનો એક માણસ પશ્ચિમના હૃદય ઉપર આટલો પ્રભાવ જમાવે છે' એ જોઈ કેટલાકનું અભિમાન ઘવાયું. પોતાની આવી ભક્તિ વિશે તેઓ શંકાકુલ થયા – રવીન્દ્રના સંદેશનું અને પોતાની ભક્તિનું કઠોર પૃથક્કરણ શરૂ કર્યું. અને હવે ત્યાંના કેટલાક લોકો 'આપણે નાહક તણાયા' એ જાતની ભાવના સેવે છે. એ પશ્ચાત્તાપ અભિમાનમૂલક છે એ જાણતા હોવાથી એ લાંબો વખત ટકવાનો નથી એવું પણ તેઓ જાણી અસ્વસ્થ થાય છે. પણ

આપણે જાણીએ છીએ કે ટાગોરની કૃતિઓની પશ્ચિમ ઉપર જે અસર થઈ તે ભૂંસાઈ જવાની નથી. વાસ્તવવાદી લોકો એ દૃષ્ટિનો વિરોધ જરૂર કરશે પણ જે દૃષ્ટિ મળી તે ન મળી એમ થવાનું નથી.

આ થઈ રવીન્દ્રનાથની પશ્ચિમના લોકો પરની અસર.

આપણે ત્યાંનું વાતાવરણ ઇતિહાસક્રમે તપાસીએ તો જણાશે કે ટાગોરપરિવારની પ્રતિષ્ઠા કલકત્તાના જાહેરજીવનમાં પ્રથમથી જ ઘણી હતી. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના દિવસોથી એ પરિવારની લાગવગ વિશેષ. આ પરિવારે પશ્ચિમનો સંપર્ક વધાવી લીધો પણ ચાપલૂસી કરી નહીં, સ્વમાન સાચવીને અને દેશના રિવાજોની સુંદરતા આગળ કરીને ધાર્મિક તેમ જ સામાજિક જીવનમાં સુધારાને આગળ ધપાવ્યો.

સનાતની બ્રાહ્મણ સમાજ એ બધું ન સમજી શકયો. એમણે આંધળો વિરોધ શરૂ કર્યો. ઠાકુરો ઊતરતા બ્રાહ્મણ ગણાયા. એની સામે બ્રહ્મસમાજીઓ પણ સનાતની લોકોની — 'હિન્દુઓ'ની — ઠેકડી કરવા લાગ્યા. આપણે જોઈ શકીએ છીએ કે આ પરસ્પર બહિષ્કારને લીધે રવીન્દ્રનાથને લાભ જ થયો. પિતા પાસેથી એમને ધાર્મિક ખોરાક મબલક મળતો ગયો અને છતાં તેઓ ધર્મ-પરતંત્ર રહ્યા નથી.

વૈષ્ણવોનું-ભક્તિસાહિત્ય, બાઉલ સંપ્રદાયનું પ્રાકૃતિક વેદાંત અને એ લોકોની નમ્રતાયુક્ત ફક્કડ વૃત્તિ એ બધાંનું મિશ્રણ રવીન્દ્રનાથમાં જડે છે.

બંગભંગ પછીની અસાધારણ જાગૃતિ, સ્વદેશી-બહિષ્કારનું ઉગ્ર આંદોલન અને એમાંથી ફાટી નીકળેલો અરાજકવાદ એ પણ રવીન્દ્ર-જીવનનો કિંચિત્-કાલિક પણ મહત્ત્વનો અધ્યાય છે. ચારિત્ર્યને ભોગે દેશભક્તિ એ વસ્તુ જ એમને અળખામણી દેખાઈ. તેઓ ઓળખી શકયા કે એ દેશભક્તિ ભક્તિ નથી પણ ઉન્માદ છે. એનું વિશ્રી દર્શન થતાંવેંત એમાંથી તેઓ ખસી ગયા. ગેરસમજ થવા દીધી અને શાંતિનિકેતનમાં ઠરીઠામ બેસી જઈ એમણે પોતાની પ્રવૃત્તિને રચનાત્મક રૂપ આપ્યું.

ચારિત્ર્યને ભોગે નહીં, પણ ચારિત્ર્યની ઉજજવળતાને જોરે દેશભક્તિ કેમ કરાય એનો આદર્શ જ્યારે એમણે ગાંધીજીમાં જોયો ત્યારે એમણે ગાંધીજીને મહાત્માનું બિરુદ આપી ગાંધીજી સાથે પ્રીતિ બાંધી. ગેરસમજ ફેલાવનારાના પાશમાં તેઓ સપડાયા નહીં. પોતાનો મતભેદ એમણે જરાય સંકોચ ન રાખતાં જાહેર કર્યો અને પોતાની પ્રવૃત્તિમાં મશગૂલ રહી જેટલો શકય હતો તેટલો સહકાર ગાંધી સાથે કરવાની તક નહીં છોડી.

ભારતીય સંસ્કૃતિનો સર્વોચ્ચ આદર્શ, એની સુવાસ અને સુંદરતા એમણે અખંડ ગાયાં. એનો સંદેશો એમણે એશિયાઈ દેશો સુધી પહોંચાડયો. ભારતીય સંસ્કૃતિનું ઉજજવળ સ્વરૂપ યુરોપ આગળ વિશદ કર્યું અને છેલ્લે છેલ્લે બધાથી પર જઈ વિશ્વમાનવની ભૂમિકા પર આરૂઢ થઈ વિશ્વસહકારનો પોકાર ચલાવ્યો. પશ્ચિમના સામ્રાજ્યવાદી જવર કે સન્નિપાતને અંતે વિનાશ જ રહેલો છે એની પણ એમણે આર્ષદૃષ્ટિએ અને દુ:ખિત હૃદયે આગાહી કરી.

સ્વચ્છ માણસ ઉત્કટતાથી પણ સહજભાવે જીવે તો તેની દૃષ્ટિ કેમ વિશુદ્ધ, વિશાળ અને કલ્યાણમયી હોય છે તેનો એક નમૂનો રવીન્દ્રનાથે દુનિયા આગળ રજૂ કર્યો છે.

રવીન્દ્રનાથે જીવનની જે દૃષ્ટિ અને જે ઉપાસના ખીલવી બતાવી તેનું મહત્ત્વ પશ્ચાત્તાપ-પુનિત દુનિયા જ્યારે સમજશે ત્યારે રવીન્દ્રનાથની ખરી કદર થશે. ઈશ્વરની આ યુગ માટેની યોજના જ એવી લાગે છે કે ગાંધીજી અને રવીન્દ્રનાથ એ ઉત્તુંગ શિખર જેવા સમકાલીનો એકબીજાનાં કાર્યો પર સુંદર પ્રકાશ પાડશે અને પરસ્પર પૂરક નીવડશે.

રવીન્દ્રનાથની અસર ધોધ જેવી નહીં પણ સર્વત્ર ફેલાનાર અને ચૂપચાપ પોતાનું કાર્ય કરનાર વાયુમંડળ કે વાતાવરણ જેવી હતી. સને ૧૯૨૬ અને ૧૯૨૭-માં જ ગાંધીજીએ જાહેર રીતે કહ્યું હતું કે રવીન્દ્રનાથ આપણી સંસ્કૃતિના સૌથી સરસ એલચી છે, સાંસ્કૃતિક પરિચય વધારવાનું અને સમન્વય સાધવાનું આપણું કામ એમના હાથમાં સુરક્ષિત છે.

એ જ વસ્તુ આપણે આજે વૈદિક પરિભાષામાં કૃતજ્ઞતાપૂર્વક કહીએ છીએ કે રવીન્દ્રનાથ આપણી પરંપરા-સમૃદ્ધ ભારતીય સંસ્કૃતિના મહાન ઉદ્‌ગાતા છે. વિશ્વના પરિવારમાં આપણે માટે પ્રેમનું અને આદરનું સ્થાન છે એ એમણે સિદ્ધ કર્યું છે. અને સંતોષની વાત એ છે કે ગાંધીજી અને રવીન્દ્રનાથ બંનેનાં કાર્યનો સમન્વય સાધી દુનિયાની સેવા કરવા માટે, એ બન્નેને જવાહરલાલજી જેવા ઉત્તરાધિકારી મળ્યા છે.

## ૩. આપણા કવીન્દ્રનું જીવનદર્શન*

આ આખું વર્ષ આપણા દેશમાં બધે, અને બીજા દેશમાં પણ, રવીન્દ્રનાથની જન્મશતાબ્દી ઊજવાઈ, એમનું પુણ્યસ્મરણ કરવાના પ્રસંગો યોજાયા છે તેમાં ભારત સરકારે પણ સારો ઉત્સાહ બતાવ્યો છે. એટલે મોટાં મોટાં શહેરોમાં દસ દસ ઠેકાણે પણ સભાઓ થાય છે. મારા જેવા જૂના સેવકને અનેક ઠેકાણે અને અનેક વાર બોલવું પડે છે. હમણાં જ, કલકત્તા જતાં, ગોંદિયામાં બોલ્યો. અને ત્યાંથી શાન્તિનિકેતનના સમારંભમાં ભાગ લીધો. વિશ્વભારતી પણ સ્થપાઈ ન હતી એવે વખતે મેં શાન્તિનિકેતનમાં પાંચ-છ મહિના ગાળ્યા હતા. અને ત્યાં રવીન્દ્રનાથ તેમ જ ગાંધીજી, બન્નેનો પહેલવહેલો પરિચય સાધેલો. ત્યાં તો મારે જવાનું હતું જ. શાન્તિનિકેતનનું મુખ્ય આકર્ષણ એ કે ગુરુદેવના સાન્નિધ્યમાં, અને એમના વાતાવરણમાં રવીન્દ્રસાહિત્યનો મૂળ બંગાળીમાં મેં આસ્વાદ ચાખ્યો હતો. અંગ્રેજીમાં

* તા. ૨-૭-૧૯૬૧ને રોજ ગુજરાતી સાહિત્ય પરિષદને આશ્રયે આપેલ જાહેર વ્યાખ્યાન.

જે રવીન્દ્રસાહિત્ય મળે છે તે આકર્ષક હતું ખરું, પણ ભારતીય આત્માને રવીન્દ્રસૌરભનો આનંદ મૂળ બંગાળીમાં જ તૃપ્તિ આપે ને?

મારો અનુભવ છે કે હૃદયને ગમતી વસ્તુ એક વાર ઉમળકાથી કહ્યા પછી ફરી એ જ વસ્તુ બીજી વાર રજૂ કરતાં એની નવાઈ રહેતી નથી. બોલવાનો રસ ઓસરે છે. વક્તાની આ સ્થિતિ, તો શ્રોતાઓનું શું થતું હશે?

આ વર્ષે રવીન્દ્ર-ઉત્સવો એટલા બધા, જ્યાં ત્યાં ઊજવાયા છે કે કવિવરના અસીમ ભક્તોને પણ કંઈક અપચો થાય તો આશ્ચર્ય નહીં.

રવીન્દ્રની અનેકમુખી પ્રતિભાનાં અલગ અલગ પાસાં પસંદ કરીને મેં નીરસતા ટાળવાનો પ્રયત્ન કર્યો. આજે તમે મને એ બધાં પાસાંને આવરી લેતો વિષય આપ્યો છે. એ જેટલો અઘરો છે તેટલો જ રસિક છે.

કવિના જીવનનાં પાસાં ગમે તેટલાં હોય પણ એમનું પ્રધાન પાસું તો કવિનું જ છે. પ્રતિભાવાન કવિના રસોમાં વિવિધતા તો હોય જ. કવિ એટલે કલ્પના-પ્રવીણ પ્રાણી. પ્રેરણા આપવી એ જ એનું મુખ્ય કામ. કવિ નિયમન માને તે ફક્ત કવિતાના છંદનું અને ઔચિત્યનું. એ સાચવીને કવિઓ દર વખતે જુદી જુદી ભૂમિકા ધારણ કરી શકે છે. નવલકથા અથવા નાટક લખતી વખતે, જાત જાતનાં પાત્રોની ભૂમિકા સાથે કવિને તન્મય થવું પડે છે, અરે! ભાષા અને શૈલી પણ ફેરવવી પડે છે. સીધા, ભોળા અને ઊર્મિવશ માણસની ભાષા જુદી અને વહેમી, ચતુર કે કિન્નાખોર રાજદ્વારી મુત્સદ્દીની ભાષા જુદી. કવિએ Poly-psychologist થયે જ છૂટકો. (દરેક માણસના હૃદયમાં પહોંચી, એના માનસ સાથે તન્મય થવાની શક્તિ જેની હોય તેને 'પૉલિ-સાઈકૉલૉજિસ્ટ' કહે છે. આ શબ્દ પ્રખ્યાત સાહિત્યસ્વામી રોમાં-રોલાંએ ગાંધીજી વિશે વાપર્યો છે.)

આવી સ્થિતિમાં કવિએ જેટલું લખ્યું છે એ બધું એનું જ જીવનદર્શન છે એમ ન મનાય. આપણે ઘણી વાર કહીએ છીએ કે મહાભારતમાં વ્યાસે 'આમ કહ્યું છે' કે 'તેમ કહ્યું છે.' પણ ખરું જોતાં એ વ્યાસની પોતાની દૃષ્ટિ ન પણ હોય. ધર્મ એક ઢબે બોલે, તો ભીમ અને દ્રૌપદી બીજી ઢબે બળતરા કાઢે. શકુની-નાં વચનો અને વિદુરનાં વચનો પાછળ એક જ જીવનદર્શન હોઈ ન શકે. અને ખૂબી એ કે કોક વખતે દુર્યોધનને મોઢે ઉચ્ચ વિચારો નીકળે, જ્યારે ભીષ્મને વાસ્તવવાદી થવું પડે. રવીન્દ્રનાથે નાટકો, નવલકથાઓ, સ્વલ્પગલ્પો અને મહા-કાવ્યો લખ્યાં છે. એમાં રવીન્દ્રનું જીવનનું આકલન કેટલું ઊંડું છે, વિવિધ છે એ આપણે જાણી શકીએ છીએ. એમાંથી એમનું જીવનદર્શન અમુક જ હતું, એમ તારવી ન કઢાય.

એમનાં ગીતોમાં પણ નિસર્ગપ્રેમી, માનવપ્રેમી અને જીવનોપાસક ભક્ત — ત્રણે દેખા દે છે. અને એમાં વૃત્તિની વિવિધતા એટલી બધી ખીલેલી છે કે એની પાછળ એક જ રસિક અને ઉત્કટ આત્માનું દર્શન હોવા છતાં, અમુક જ વૃત્તિ પ્રધાન છે એમ કહી ન શકાય. કવિ વૉલ્ટ વિટમને એક વાર કહ્યું હતું: Do

I contradict myself? Well then I contradict myself. I contain multitudes. મારા આ એક કલેવરમાં કેટલી વિવિધ વ્યક્તિઓ વસે છે એ તમે શું જાણો ? હું પોતે પણ જાણતો નથી.

હું નથી માનતો કે રવીન્દ્રનાથને આમ કહેવાનો વારો આવે. એમનામાં જો જીવન-સમન્વય ન હોત તો આજનો વિષય હું ન જ લઈ શકત. એમની આત્મ-કથામાં, એમના કાગળોમાં અને એમના નિબંધોમાં રવીન્દ્રનાથ શું કહેવા માગે છે અને જીવનને કઈ રીતે સમજે છે તે નિ:સંદિગ્ધપણે પ્રગટ થાય છે. અને એમની એ જીવનદૃષ્ટિ કેટલી સચોટ અને ઉત્કટ છે એનો સાક્ષાત્કાર એમનાં ભાવ-ગીતોમાં થાય છે.

પણ એમાં પણ આપણને વિવેક કરતાં આવડવું જોઈએ. મેં ઉપર કહ્યું તેમ આ વર્ષે રવિબાબુ વિશે અનેક લોકોને અનેક રીતે સાંભળતાં અપચો થવાનો છે. એનો એક પ્રકાર જણાવું. કેટલાક લોકો રામાયણમાંથી કે મહાભારતમાંથી, ગાંધીજીમાંથી કે રવિબાબુમાંથી જીવનની મુખ્ય પ્રેરણા મેળવ્યા પછી એને જ વળગી રહે છે અને એને પોતાની જીવનસાધના દ્વારા દૃઢ કરતા જાય છે. જ્યારે કેટલાક લોકોની અભિરુચિ આથી તદ્દન ઊલટી હોય છે. 'આપણે રવિબાબુ વિશે સારું સારું ઘણું કહ્યું. આમ જ બોલીશું તો એમના પ્રશંસક અને ભક્ત ગણાઈશું' એવી બીક સેવી, ઘણું સારું કહ્યું એટલા ખાતર જ બીજી બાજુ ઢળે છે. અને પછી સંતો પણ અભિમાની હોઈ શકે છે, એમનામાં માનવસહજ ઈર્ષા, અસૂયા પણ હોય છે – એવી એવી વસ્તુઓ આગળ કરી રવીન્દ્રનાથમાં એ ક્યાં ક્યાં દેખાયું એ શોધી પોતાની તટસ્થતા અને અલિપ્તતા સિદ્ધ કરવા મથે છે; રવિ-બાબુ કલાકો સુધી અરીસા સામે ઊભા રહી પોતાના વાળ અને કપડાં કેમ ગોઠવતા, કુશળ નટની પેઠે હાવભાવનો અભ્યાસ કેમ કરતા, એની પણ ચર્ચા કરે છે. માણસ જીવતો હોય, આપણી વચ્ચે વિચરતો-વિહરતો હોય ત્યારે એના સમોવડિયા કોક વખતે મજાકમાં ટીખળ અને અતિશયોક્તિ કરે એ સમજાય એવું છે. પણ જન્મશતાબ્દી વખતે આવો રસ સેવવો એ તો એ પુણ્યપર્વનો પ્રસાદ ખોયા બરાબર છે.

હમણાં એક ઠેકાણે જે નિબંધો વંચાયા તેમાં 'આપણે ધારી હતી એટલી રવિબાબુની અસર દુનિયા પર નથી' એવો સૂર જ પ્રધાનપણે દેખાયો. એમાં ઊણપ રવિબાબુની દેખાય કે દુનિયાની એનો એ લોકોએ વિચાર ન કર્યો. કેટલાક લોકો પોતાની અનુભૂતિ પ્રમાણે મૂલ્યાંકન કરે છે, જ્યારે કેટલાક શૅરબજારી વૃત્તિ ધારણ કરી, તે તે દિવસના બજારભાવ પ્રમાણે ચાલે છે. ગાંધીજી વિશે પણ આવી જ રીતે વિચારતા લોકો આપણે ક્યાં નથી જોયા?

રવીન્દ્રનું જીવનદર્શન વિવિધલક્ષી હોઈ એ સમજવામાં જેટલું સહેલું અને તૃપ્તિદાયક છે તેટલું જ તે ચોક્કસ શબ્દોમાં મૂકવું સહેલું નથી. આ બાબતમાં રવીન્દ્ર પોતે કાંઈ કહે તોયે તે બસ નથી. દાખલા તરીકે ડૉ. રાધાકૃષ્ણને રવીન્દ્ર

વિશે એક ચોપડી લખી. રવીન્દ્રે સ્પષ્ટ લખ્યું કે આમાં મારી ભૂમિકા યથાર્થ રીતે રજૂ થઈ છે, છતાં એક અંગ્રેજ લેખકે કહ્યું કે, 'અમને નથી લાગતું કે એ ચોપડીમાં રવીન્દ્ર બરાબર રજૂ થયા છે; પણ અમે શું કરીએ! જ્યાં રવીન્દ્ર પોતે જ એ બરાબર હોવાની મહોર મારી દે છે ત્યારે અમે લાચાર છીએ.' પણ વાચકો, ચાહકો, પ્રશંસકો અને ભક્તો જો દાવો કરે કે પોતે રવીન્દ્ર કરતાં પણ એમને વધારે સારી રીતે સમજે છે તો તેમ કરવાનો એમને અધિકાર છે અને એ અધિકાર હવે પછી આવનાર દરેક જમાનો જુદી જુદી રીતે અખત્યાર કરશે પણ ખરો.

એટલું તો સ્પષ્ટ છે કે રવીન્દ્રનાથનું જીવનદર્શન આપણા કવિઓ, ફિલસૂફો, દાર્શનિકો અને ધર્મકારોની પરંપરાનું જીવનદર્શન હોવા છતાં એની પોતાની વિશિષ્ટતા પણ એમાં છે. આપણા કવિઓ અને ધર્મકારો જીવનરસિયા ઓછા નથી. એમણે જીવનના ત્રણેત્રણ સપ્તકનો અનુભવ કર્યો છે. છતાં આપણી સંસ્કૃતિનો છેલ્લો નિચોડ તો વૈરાગ્ય તરફ જ ઢળે છે. જીવનનાં કર્તવ્યો અને રસોની ધાર્મિક વ્યવસ્થા કરનાર માનવપિતા મનુ પોતે પ્રારંભમાં જ કહે છે: कामात्मता न प्रशस्ता। અને પછી જાણે માફી માગતા હોય તેમ ઉમેરે છે: न च एव इह अस्ति अकामता, અને તેથી ચાર વર્ણ અને ચાર આશ્રમોની વિગતવાર વ્યવસ્થા ગોઠવી આપે છે. આપણા કવિઓ, સંતો, રાજકારણી પુરુષો અને સમ્રાટો પણ જીવનની સંધ્યા સમયે દુન્યવી જીવનની નિઃસારતા ઓળખી નિવૃત્ત થવામાં જ માને છે. 'આ સંસાર ચાર દિવસનું ચાંદરણું છે, ગાંધર્વનગરીની શોભા છે, ઇન્દ્રજાળ છે. આપણું સાચું ઘર અહીં નથી.' એ જાતના વિચારો જ આપણી પ્રજાને સંતોષ આપે છે. ભર્તૃહરિ પણ અન્તે હિમાલયના અરણ્યમાં, ગંગાને કિનારે, વનચર અને વનેચર વચ્ચે રહી પરબ્રહ્મના ધ્યાનમાં વિલીન થવા માગે છે. રાજપ્રપંચના આચાર્ય ચાણક્ય પોતે બધું છોડી પ્રાયશ્ચિત્તરૂપે મહાન તપસ્યા આદરે છે, અને ब्रह्म सत्यम् जगन् માયાનો આશ્રય લે છે.

આપણા રવીન્દ્ર એ વૈરાગ્યની ઉપાસનામાં માનતા નથી. તેઓ તો ભાર દઈને કહે છે, જાણે રણે ચડીને કહે છે: वैराग्य साधने मुक्ति से आमार नय. તેઓ જીવનદેવતાના જ ઉપાસક છે. ધર્મ, અર્થ, કામ – એકે પુરુષાર્થને ગૌણ કરવા તેઓ તૈયાર નથી. આપણે જો મોક્ષની વાત કરીએ તો તેઓ કહેશે એ મોક્ષ પણ ધર્મ, અર્થ, કામ સાથે બંધબેસતો હોવો જોઈએ. धर्मार्थकामा सममेव सेव्याः એ વ્યાસવચન જો એમના હાથમાં આવ્યું હોત તો એમણે એને જ પોતાનો જીવનમંત્ર બનાવ્યો હોત.

સામાજિક કર્તવ્યો પાર પાડવા માટે પોતાનું જીવન કેળવવું, એને આપણા લોકો ધર્મ કહે છે. એમાં તમામ – સદાચાર, પરોપકાર અને મનુષ્યપ્રેમ – આવી જાય છે.

એવું સર્વકલ્યાણકારી જીવન શુદ્ધ, સમૃદ્ધ અને સમર્થ થાય એટલા માટે જે સાધનસંપત્તિ મેળવવાની હોય છે તે સમસ્ત પુરુષાર્થનો આપણા પૂર્વજોએ અર્થમાં સમાવેશ કર્યો છે.

અને ધર્મ દ્વારા પોતાની જાતને કેળવી, અર્થ દ્વારા સાધનસંપન્ન થયા પછી જીવનનો અનુભવ, જીવનનો આનંદ અને જીવનની સમૃદ્ધિ માણવા માટે જે ઢબે જીવન જીવવાનું હોય છે એને આપણા પૂર્વજોએ લાક્ષણિક નામ આપ્યું છે કામ.

આ ત્રણે પુરુષાર્થનો પ્રમાણસર સ્વીકાર કરે તો જ જીવન સફળ ગણાય. ત્રણમાંથી એકને જ વળગીને જે ચાલે છે તેણે જીવન જીવવું જાણ્યું નથી એમ જ કહેવું પડે -- य एकसेवी स नरो जघन्यः ।

જુવાનીમાં જીવવાનો આસ્વાદ લીધા પછી જીવન મોટે ભાગે નિઃસાર છે, ક્ષણજીવી છે, એમ સમજી વૈરાગ્ય તરફ ઢળવું અને જીવન પ્રત્યે ઉદાસીન થઈ, વૈરાગ્ય કેળવી, ઈશ્વરાભિમુખ થવું એ જાતની મનોવૃત્તિ આપણે ત્યાં જ નહીં, પણ પશ્ચિમના મધ્યકાલીન ઈસાઈ સંતોમાં પણ હતી. આજના જમાનાને એ આદર્શ સૂતકી જેવો લાગે છે. ઈસાઈ ધર્મ પ્રત્યેનો એમનો અણગમો એ જ કારણે છે. અને તેથી જ ધાર્મિકતા, સદાચાર અને ઈશ્વરભક્તિમાં માનતા છતાં રવીન્દ્રનાથ જીવનોપાસક છે એ જોઈ પશ્ચિમના લોકોને રવીન્દ્રના જીવનદર્શનથી વિશેષ સંતોષ થયો. धर्म, अर्थ, काम — ત્રણેથી નાસી જવું એ મોક્ષ નથી. પણ ત્રણેનો યોગ્ય પ્રમાણમાં સ્વીકાર કરવાથી એકાંગિતામાંથી બચી જઈ જે સંતોષ અને સ્વાધીનતા પ્રાપ્ત થાય છે તે જ મોક્ષ છે — એ જાતની નવી ભૂમિકા આજના જમાનાએ સેવવા જેવી છે. આમાં રવીન્દ્રનું જીવનદર્શન બધી રીતે મદદગાર થશે. ઇહલોક અને પરલોક વચ્ચે વૈમનસ્ય ન જ હોઈ શકે. જીવન અને મોક્ષ પરસ્પર વિરોધી ન જ હોય. એ જાતની શ્રદ્ધા, સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપે, રવીન્દ્ર-જીવન-દર્શનની છે. હમણાં હમણાં મારા એક વિદ્વાન અને અનુભવી મિત્રે પોતાના કાગળમાં મને લખ્યું કે 'सत्यम् शिवम् सुन्दरम् એ કાંઈ આપણી ભારતીય ત્રયી નથી. આપણી સંસ્કૃતિ ઉપર આ પરદેશી ત્રયીનું રવિબાબુ કલપ ચડાવવા માગતા હોય એવું લાગે છે.'

મેં એમને કહ્યું કે सत्यम् शिवम् सुन्दरम् એ ગ્રીક લોકોની એટલે કે યાવની ત્રયી છે. The true, The good and The Beautiful. એમાંનાં બે તો આપણે ત્યાં પણ છે જ. આપણે કહીએ છીએ—सत्यम् ज्ञानम् अनन्तम् ब्रह्म. ગ્રીક ત્રયી સાથે મેળ ખાય એવું તો પરમાત્મા માટેનું આપણું પ્રખ્યાત ગામ છે—सच्चिदानंद અથવા सच्चित् सुख. સૌન્દર્યમાંથી આપણને જે રસ મળે છે તે પણ પરમાત્માની જ વિભૂતિ છે. रसो वै सः । મને પોતાને હમેશાં જે ત્રયી સ્ફુરે છે તે છે: शान्तम् शिवम् अद्वैतम् । આપણી સંસ્કૃતિએ, અનાદિકાળથી આજ સુધી, ત્રિવિધ શાંતિની ઉપાસના કરી છે. ગાંધીજીને પ્રતાપે આ શાંતિની ઉપાસનાએ નવું રૂપ ધારણ કર્યું છે. શાંતિની કેવળ ઇચ્છા કરીએ, એનાં સ્તોત્ર ગાઈએ, એટલું જ બસ નથી. શાંતિ જેવી મોંઘી વસ્તુ આપણી પાસેથી વિરાટ પુરુપાર્થની અપેક્ષા રાખે છે. શાંતિની સ્થાપના તો શાંતિ સાથે બંધબેસતી આવે એવી યુદ્ધનીતિથી જ થઈ શકે.

રવીન્દ્રનાથ આ વસ્તુ જોઈ શકયા હતા. એમણે — રવીન્દ્રનાથે — પોતાના જીવનમાં સ્વાભિમાન, સ્વાશ્રય, આત્મગૌરવ અને તેજસ્વિતા જાળવવાનો હમેશાં પ્રયત્ન કરેલો. પશ્ચિમ સાથે તેઓ સહકાર કરવા તૈયાર હતા, તલસતા હતા, પણ તે આત્મપ્રતિષ્ઠા ખોયા વગર. પોતાની પ્રતિષ્ઠા અને રાષ્ટ્રની પ્રતિષ્ઠા વચ્ચે તેમણે ભેદ કર્યો ન હતો. તેથી જ તેમણે પંજાબમાં આપણા લોકોનું અપમાન થયેલું જોઈ, 'સર'નો ઇલકાબ છોડી દીધો, અને અપમાન સહન કરવા સ્વજનોની પડખે તેઓ ઊભા રહ્યા. કૅનેડામાં ભારતના લોકોને પ્રવેશ ન મળે એ હેતુથી કરેલા અપમાનાસ્પદ નિયમો જોઈ, એમણે કૅનેડાથી મળેલું આદરયુક્ત આમંત્રણ પાછું ઠેલ્યું. તેમને માટે આ જાતની તેજસ્વિતા સ્વાભાવિક હતી. પણ પોતે કવિ અને કેળવણીકાર હોઈ એમણે દેશ આગળ અન્યાય સામે લડવાનો કાર્યક્રમ ન મૂકયો. ગાંધીજીની પેઠે તેઓ પણ માનતા હતા કે સ્વાશ્રય અને સહયોગના પાયા ઉપર રાષ્ટ્રસંગઠન કરીશું, રચનાત્મક કાર્યક્રમ પાર પાડીશું, તો સ્વતંત્રતા દૂર નથી. પણ જીવનની સંપૂર્ણતા માટે જે તેજસ્વિતા આવશ્યક છે તેનું લડાયક સંગઠન કર્યું ન હોય તો પ્રજા ચડતી નથી એ વસ્તુનો સાક્ષાત્કાર ગાંધીજીને જ થયો હતો.

છેલ્લાં સો વર્ષમાં યુરોપમાં જે રાષ્ટ્રપૂજા વધી છે તે અંતે સન્નિપાતનું રૂપ ધારણ કરશે, એમ જોઈ રવીન્દ્રનાથે પશ્ચિમને સવેળા જાગ્રત કરવાનો પ્રયત્ન કર્યો. એ રસ્તે જવામાં જોખમ છે એવી ચેતવણી જાપાનને પણ આપી, અને જ્યારે એમની જીવનજ્યોતિ અસ્ત પામતી હતી ત્યારે, પશ્ચિમની સભ્યતા વિનાશ તરફ કેમ દોડતી જાય છે એનું પણ ચિંતાજનક ચિત્ર દોરી પોતાના મનની વેદના વ્યક્ત કરી, અને ભારતનો શાન્તિનો સંદેશો દુનિયાના ચિત્ત પર ઠસાવવાનો એમણે પ્રયત્ન કર્યો.

शान्तम् शिवम् अद्वैतम्—વાળી આપણી ત્રયીમાં અદ્વૈતનું તત્ત્વ સૌન્દર્ય કરતાં અનેકગણું ચડી જાય છે. જેને સર્વસમન્વયકારી અદ્વૈતનો સાક્ષાત્કાર થયો તેની આગળ કશું અસુંદર રહેતું જ નથી. અદ્વૈત એ પ્રેમતત્ત્વ છે. એ બધાં તરફ માતાની નજરે જુએ છે અને તેથી એને મન બધું જ યથાર્થ, સપ્રયોજન અને એટલે જ સુંદર હોય છે. લોકો કહે છે કે વાંદરાં અને કાગડા અસુંદર છે. કુદરતના ઉપાસકને એવું નથી લાગતું. કયાં મોરની વિવિધરંગી ચળકતી કળા અને કયાં એનો ભૂંડો ટહુકો! છતાં રવીન્દ્રનાથે પોતે જ એક નિબન્ધમાં બતાવ્યું છે કે — 'વર્ષાકાળની પ્રકૃતિના દર્શનમાં એ ટહુકો પણ યથાયોગ્ય છે. એના વગર વર્ષાશ્રી અલૂણી જ થઈ જાત.'

ભારત સ્વતંત્ર થયા પછી હું અનેક ખંડોમાં ફર્યો ત્યારે જોયું કે દરેક ખંડની પ્રજામાં અમુક અમુક સુન્દરતા છે. જ્યારે તે તે ઠેકાણેના લોકો સાથે પરિચય થયો, એમનાં બાળકો સાથે રમ્યો, ત્યારે મારી દૃષ્ટિ બદલાઈ. આજે મને ઈજિપ્તની નીલ (Nile) નદી આપણી ગંગા જેટલી જ પવિત્ર લાગે છે અને પૂર્વ આફ્રિકાનો કિલિમાંજારો, હિમાલય જેટલો જ દેવતાત્મા જણાય છે. દરેક પ્રજાની સંસ્કૃતિની ખૂબીઓ પણ વધારે સારી રીતે સમજતો થયો છું. આ આપણું અદ્વૈત.

અદ્વૈત એટલે પ્રેમની પરાકાષ્ઠા. અદ્વૈત એ જ અમૃત પણ છે. સ્વામી રામકૃષ્ણ પરમહંસે એક વાર વિવેકાનંદને પૂછ્યું કે 'તું અદ્વૈતમાં અમૃતસાગરનું આકંઠ પાન કેવી રીતે કરીશ?' વિવેકાનંદે કહ્યું, 'કિનારા પર બેસીને જ તો!' રામકૃષ્ણે કહ્યું, 'તને ડૂબકી મારવાની બીક લાગે છે? અરે, એ તો અમૃતનો સાગર છે. એમાં તે મરવાપણું હોય?'

આજે દુનિયામાં કેટલાયે અત્યાચારો ચાલે છે. ક્રૂરતા દેખાય છે. આંગોલામાં ત્યાંની પ્રજાનો કચ્ચરઘાણ કાઢવામાં આવે છે. આવા અનાચાર અને ક્રૂરતા સામે યોદ્ધા થઈને ઝૂઝવાનો આપણો ધર્મ છે. અને છતાં જ્યારે તટસ્થપણે લાખો વરસનો માનવી-ઈતિહાસ આપણે તપાસીએ ત્યારે આપણને લાગે છે કે માણસજાત ખોટો રસ્તો લઈને જાતજાતનાં ફાંફાં મારે છે, છતાં એ મોંઘા અનુભવને અંતે એને વિરાટ અદ્વૈત જ મેળવવાનું છે — કેળવવાનું છે. જાલિમ, ગુલામ અને શહીદ એક જ માનવતાનાં ભિન્ન ભિન્ન પાસાં છે. એ જાતનું અદ્વૈત જેને ઊગ્યું તે જ અહિંસક રહી શકે અને માનવજાતના ભવિષ્યનો રસ્તો નક્કી કરી શકે. કેવળ સૌન્દર્યની ઉપાસના સંસ્કૃતિને સારો ઘાટ આપી શકે ખરી, પણ વિશ્વમાંગલ્યની સ્થાપના તો અદ્વૈતના નક્કર પાયા ઉપર જ થઈ શકે. અદ્વૈતથી ઊતરતું તત્ત્વ એ ભાર ઝીલી ન શકે.

આપણી સંસ્કૃતિના કેન્દ્રમાં મુખ્ય વસ્તુ છે જીવમાત્ર પ્રત્યેનું આત્મૈક્ય. મનુષ્ય, પશુપક્ષી, સરીસૃપ અને કીટક, બધાં એક જ પ્રાણતત્ત્વના જુદા જુદા આવિષ્કાર છે. સ્વર્ગના દેવો, યક્ષ, ગંધર્વ, કિન્નર આદિ યોનિઓ અને પિતર, ભૂત, પ્રેત, આદિ યમલોકમાં વસનારાઓ જે માનીએ તે બધા વસ્તુતઃ એક જ જીવનના, ભિન્ન ભિન્ન ભૂમિકાએ થયેલા અવતાર છે. એ કેન્દ્રીય જીવનદર્શન ઉપર આપણી સંસ્કૃતિ રચાયેલી છે. આપણી સંસ્કૃતિ એક બાજુ શરીર અને એની વાસનાઓનું સ્વરૂપ ઓળખી વૈરાગ્ય કેળવવાનું શીખવે છે, ત્યારે બીજી બાજુ બધા જીવો પ્રત્યે અને ચરાચર વિશ્વ સાથે આત્મીયતા અને અભેદ અનુભવવાની સાધના ખીલવે છે. અને તેથી પ્રથમથી જ એ સંસ્કૃતિ ઈશ્વરપરાયણ થઈ છે.

આપણે એ ઈશ્વરને કયા રૂપમાં ઓળખીએ છીએ એનો ક્રમવિકાસ જોતાં પણ રવીન્દ્રના જીવનદર્શનની વિશેષતા આપણે સમજી શકીશું.

આપણા દાર્શનિક પૂર્વજોએ આર્યસંસ્કૃતિના ઉષઃકાલમાં જ ઓળખી લીધું હતું કે જે અંતરાત્મા છે, અંતરતર છે, તે જ ત્રિલોકાત્મા, વિશ્વાત્મા, પરમાત્મા છે. છતાં જીવનાનુભૂતિની અપૂર્ણતાને કારણે અને રુચિના વૈચિત્ર્યને કારણે આપણે પરમાત્માની અનેક વિભૂતિઓ કલ્પી અને એ બધી પ્રત્યે સમભાવપૂર્વક ભક્તિ કેળવી.

દુનિયાના કેટલાક ધર્મો જાણે ઈશ્વરને પોતે જ શોધી કાઢ્યો હોય એવી રીતે એનો ઠેકો કે ઈજારો કે પેટન્ટ રાઈટ લેવા માગે છે, અને 'ઈશ્વર પાસે જવું હોય તો અમારો પાસપોર્ટ લઈને જ જવાય' એવો પણ દાવો કરે છે. આપણે ત્યાં એવું

નથી. ભગવાન જાણે ખુલ્લા મેદાનમાં અથવા મેદાનમાં આવેલા પહાડના શિખર પર બિરાજમાન છે, એની પાસે જવાના જેટલા રસ્તા ઉપજાવી કાઢો તે બધા સાચા જ રસ્તા છે. તમે ભૂલ કરી શકો પણ ભગવાન તો પોતે ભક્તોને ઓળખનારા ઊભા જ છે. જેમ લોહચુંબક, લોઢાના કણને જ્યાં હોય ત્યાંથી ખેંચી લે છે, તેવી જ રીતે ભગવાન દરેકને એની સાધના સૂચવે છે, અને પોતાનું ખરું જ્ઞાન આપે છે, એ આપણી શ્રદ્ધા આપણા કવિમાં ઉત્તમ રીતે પ્રતિબિંબિત થઈ છે.

આપણો ધર્મ જૂનામાં જૂનો હોઈ, એમાં સાધનાનાં જાળાં-ગૂંચળાં એટલાં બધાં બાઝયાં છે કે બ્રાહ્મસમાજ અને પ્રાર્થનાસમાજને ઘણી સાફસૂફી કરવાનું મન થયું. રવીન્દ્રના પિતા બ્રાહ્મસમાજના મહર્ષિ હતા. રવીન્દ્રને પિતા પાસેથી એમની સાધના વારસામાં મળી એ ખરેખર મોટું સદ્‌ભાગ્ય હતું.

વેદકાળના ઇન્દ્ર, અગ્નિ, વરુણ, નાસત્યો વગેરે દેવો આજે રહ્યા નથી. વેદ-કાળનાં એનાં ચિત્રો અને પૌરાણિક ચિત્રોમાં ઘણો ફેર પડ્યો છે. ત્યાર પછી શિવ, વિષ્ણુ, ગણપતિ, સૂર્યનારાયણ અને દેવી — એ પંચાયતની પૂજા એમનાં અનેકાનેક રૂપોમાં ચાલી. દત્તાત્રેય અને હરિહર જેવા સમન્વિત દેવો પણ પૂજાયા. એ ઉપાસના આપણા દેશમાં હજી ભૂંસાઈ નથી. છતાં ઈશ્વરવિષયક આપણી કલ્પના ઘણી બદલાઈ છે. જૂના ધર્મગ્રંથો અને દર્શનો એ જ લોકોના અવયવો છે, એવા પરમાત્માની ઉપાસના કેટલાક અધ્યાત્મ ગ્રંથોના પ્રારંભમાં આપણે વાંચીએ છીએ, એ રૂપકો આપણને ગમે છે. અને છતાં આપણે એની સાથે તદાકાર થઈ શકતા નથી.

રવિબાબુનો ફિલસૂફ હોવાનો દાવો નથી. ધર્મપ્રચારકનું કામ એમણે કર્યું નથી. સમાજશાસ્ત્રો ઉપર એમણે ગ્રંથો લખ્યા નથી. આ ક્ષેત્રના તદ્વિદો એમને પોતાની હારમાં બેસવા દે પણ નહીં. અને છતાં એમણે આ બધા વિષયોનો અને અનેક જાતની સાધનાનો નિચોડ પોતાની કૃતિઓમાં આપેલો છે.

બધા પાસેથી બધું લીધા છતાં કવિ એ બધાથી પર અને સ્વતંત્ર કેમ રહી શકે છે એ સ્પષ્ટ કરવા ખાતર જાણે એમણે છેલ્લે છેલ્લે પોતાની પ્રતિભા ચિત્રકળાના ક્ષેત્રમાં વહેવડાવી એમાં તો કેવળ કલ્પનાવિલાસ છે. નથી એમાં કોઈ બોધ કે બંધન. છતાં આપણે એમાં સામંજસ્ય, સપ્રમાણતા અને ઔચિત્યનો ઉત્કર્ષ જોઈ શકીએ છીએ. રવિબાબુની ચિત્રકળાની ખૂબી એ છે કે તેઓ આપણને કોઈ રીતે બાંધતા નથી. અમુક જ ચીલામાં લઈ જવાનો એમનો આગ્રહ નથી. એમનાં ચિત્રોમાંથી તમારે જે લેવું હોય તે લઈ શકો છો. દર વખતે તમને નવું નવું મળે તો એ પણ આનંદનો વિષય છે. કવિની નિરાગ્રહી વૃત્તિ એમાં પૂરેપૂરી ખીલેલી છે. તેઓ કહી શકે છે કે 'મારી ચિત્રકળા એક રીતે કહું તો અપૌરુષેય છે. મેં ચિત્રો દોર્યાં નથી, એ ચિત્રો પાછળ હું જ દોરાઈ ગયો છું.'

આજનો જમાનો અને હવે પછીની દુનિયા આવું નિરાગ્રહી નેતૃત્વ જ પસંદ કરવાની. પોતાનું વ્યક્તિત્વ જરા સરખું ખોયા વગર સાર્વભૌમત્વ ખીલવવામાં રવીન્દ્રનાથે જે સિદ્ધિ મેળવી છે તે જ એમનું જીવનદર્શન છે.

આપણી સંસ્કૃતિમાં શક્તિ-ઉપાસનાનો જે ભાગ છે તેણે બંગાળમાં કે અન્યત્ર જે વિકૃત રૂપ ધારણ કર્યું તેને વિશે બ્રાહ્મોપરંપરાના રવીન્દ્રનાથમાં એટલી બધી ચીડ હતી કે તેમણે પરમેશ્વરને માતા ગણીને 'વંદે માતરમ્'નો જયઘોષ કરવાની પણ ના પાડી.

એ શક્તિ-ઉપાસનાનું જૂનું પણ ઉજ્જ્વળ રૂપ આપણે રામકૃષ્ણ પરમહંસમાં જોઈએ છીએ. મહારાષ્ટ્રના સંતોએ શાક્ત અનાચારોનો સખતમાં સખત વિરોધ કર્યો. પણ દક્ષિણાચારી શક્તિ-ઉપાસના રહેવા દીધી. સમર્થ રામદાસે શક્તિને હનુમાનનું રૂપ આપી, ગામેગામ હનુમાનનાં મંદિરો અને એની સાથે પહેલવાનના અખાડાઓ સ્થાપ્યા. સ્વામી વિવેકાનંદને ભારતભ્રમણ દરમિયાન આ શક્તિ–ઉપાસના જ્યારે જોવાને મળી ત્યારે તેઓ પ્રસન્ન અને પ્રભાવિત થયા, શક્તિ-ઉપાસનાનું આજના જમાના માટે ઉત્તમમાં ઉત્તમ નિરૂપણ શ્રી અરવિંદ ઘોષનાં લખાણમાં મળે છે. અને પરમાત્માની અથવા આત્મારામની દૈવી શક્તિની ઉપાસના કેમ કરાય અને એ કેવળ વ્યક્તિને જ નહીં પણ આખા સમાજને, બલ્કે આખા જમાનાને ક્યાં સુધી લઈ જઈ શકે એ ગાંધીજીએ બતાવ્યું. શક્તિની દૈવી ઉપાસના વિના જીવન સંપૂર્ણ થઈ શકતું નથી. શુદ્ધિ, સમૃદ્ધિ અને સામર્થ્ય – એ ત્રણ પાસાં યથાપ્રમાણ કેળવાય ત્યારે જ જીવનદર્શન પૂર્ણ થયું ગણાય. ઈશ્વર-નિષ્ઠા, માનવપ્રેમ અને અન્યાય – અત્યાચારનો સાત્ત્વિક, સમર્થ પ્રતિકાર એ ત્રણે ક્ષેત્રમાં સમાજને જે દોરે તે જ યુગપુરુષ થઈ શકે.

ઈશ્વરની આ યુગ માટેની યોજના જ એવી છે કે એણે ભિન્ન ભિન્ન પાસાં ખીલવી બતાવનાર અનેક યુગપુરુષો આપણને આપ્યા. આપણે અભેદ-બુદ્ધિથી એ બધાંની પ્રેરણા ઝીલીએ અને વિશ્વમાનવનું આવાહન કરીએ. તેમ કરતાં આપણે રવીન્દ્ર જેવા જીવન ઋષિઓનું, કૃતજ્ઞતાપૂર્વક તર્પણ કરવું ઘટે છે; એ પણ આપણી યુગસાધનાનું એક પરમ મંગલ અંગ છે.

## ૪. ભારતીય આત્માની અભિવ્યક્તિ

આજની દુનિયા ભારતના આત્માને બે વિભૂતિઓ દ્વારા ઓળખે છે. તે છે મહાત્મા ગાંધી અને કવિવર રવીન્દ્રનાથ.

આમ તો અમારા જમાનામાં ભારતીય ચિંતન અને પુરુષાર્થના પ્રણેતાઓ કેટલાયે થઈ ગયા છે અને તેમની અસરનો પ્રભાવ દુનિયા ઉપર પડયો પણ છે. સ્વામી વિવેકાનંદે ભારતને આદરની ભાવનાથી જોવાની આવશ્યકતા દુનિયા સમક્ષ મૂકી અને વેદાંતને જીવંત પ્રેરણારૂપ બનાવી દીધું. થિયોસોફીએ (ઈશ્વરવાદે) એ કામ બીજી રીતે કર્યું. આનંદકુમાર સ્વામીએ કલા અને સંસ્કૃતિના ક્ષેત્રમાં આધ્યાત્મિક દૃષ્ટિનું મહત્ત્વ બતાવ્યું, જયારે શ્રી અરવિંદ ઘોષે યોગવિદ્યા અને અધ્યાત્મની સર્વોપરીતા અને શુદ્ધ શાસ્ત્રદર્શનનું મહત્ત્વ દુનિયા સમક્ષ રજૂ કર્યું. કર્મના ક્ષેત્રમાં પંડિત જવાહરલાલજીએ દુનિયાનું ઠીક ઠીક ધ્યાન આકર્ષિત કર્યું છે. આ સઘળું હોવા છતાં પણ ફરીથી કહેવું પડે છે કે આજની દુનિયા પર વિશેષ પ્રભાવ તો રવીન્દ્રનાથ ને ગાંધીજીનો જ પડયો છે.

હું મારા પોતાના જીવનવિકાસની તપાસ કરું છું ત્યારે સ્પષ્ટ અનુભવું છું કે કર્મકાંડી બ્રાહ્મણોમાં ઊછરેલો હું મહારાષ્ટ્રના સંતોના ભક્તિમાર્ગમાંથી એટલે કે અભેદ ભક્તિથી પ્રારંભ કરીને ધીરે ધીરે પ્રાર્થનાસમાજ — બ્રહ્મસમાજની તરફ વળ્યો. એની ઊંડી અસર મારા ઉપર થાય તે પહેલાં જ વિજ્ઞાનવાદી શુદ્ધ બુદ્ધિ ઉપાસકોનો હું ચેલો બની ગયો. આંતરિક નમ્રતાએ વિશ્વાસ કેળવ્યો કે સાચું સમાધાન આ રીતે નહીં મળે. એમાંથી રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદે, તથા સ્વામીજીએ ચલાવેલા નવવેદાંતે મારા પર કબજો જમાવ્યો. એમાં ભગિની નિવેદિતાએ સમાજશાસ્ત્ર પ્રતિની દૃષ્ટિ જાગ્રત કરી અને તેથી હિન્દુ જાતિના પુરુષાર્થ પ્રતિ મારું સાદર ધ્યાન ગયું. આનંદ કુમારસ્વામી, લાલા હરદયાલ, બાબુ ભગવાનદાસ વગેરે અનેક જણે ભારતીય સંસ્કૃતિનાં અનેક પાસાંઓને જીવિત કરી દેખાડયાં. રાજનૈતિક ક્રાંતિની પ્રેરણા જેટલી મને ભગવદ્‌ગીતામાંથી અને લોકમાન્ય ટિળક પાસેથી મળી, એટલી જ બિપિનચંદ્ર પાલ, લજપતરાય અને અરવિંદ ઘોષ પાસેથી પણ મળી હતી.

આ પ્રકારનાં જીવન-રસાયણોમાં તૈયાર થયેલો હું એકીસાથે રવીન્દ્રનાથ અને

ગાંધીજી બંનેની અસર સ્વીકારી શકયો છું અને એ બંને વિભૂતિઓની વચ્ચેનો આકાશ-પાતાળ વચ્ચેનો ફરક જાણવા છતાં પણ એ બે વચ્ચે રહેલું સામ્ય અને જીવનના આદર્શનું ઐકય પારખી શકયો છું અને એ જ તે પછીની સ્થાયી પ્રેરણા બની રહી છે.

બંનેની મનોવૃત્તિ અલગ અલગ, કાર્યશક્તિ ભિન્ન ભિન્ન, એમનાં જીવનદર્શનની વિશેષતા એકરૂપ નહોતી. તેથી જ તેમનાં જીવનકાર્ય એકબીજાથી અલગ હોવા છતાં પણ એકબીજાનાં પોષક હતાં. એક હતા સત્ય-અહિંસાપરાયણ કર્મવીર; બીજા હતા ચિંતનપરાયણ સાહિત્યવીર.

એક જ યુગના, એક જ દેશના અને એક જ કાર્ય(મિશન)ના આ બે પ્રતિનિધિઓના યુગકાર્યનું ગ્રહણ અને અધ્યયન આપણે એકસાથે કરવું જોઈએ.

'જન-ગણ-મન'વાળું રાષ્ટ્રગીત લઈએ અથવા 'હે મોર ચિત્ત પુણ્ય તીર્થે જાગો રે'વાળું ભારતીય ઈતિહાસનું રહસ્ય તપાસીએ, આપણને તો એક જ પ્રેરણા મળી રહે છે: સર્વોચ્ચ આસ્તિકતાની.

રવીન્દ્રનાથ અદ્વૈતવાદના જ ઉપાસક હતા. બ્રહ્મસમાજની અસરમાં હોવાથી ભલે એમને બ્રહ્મોપાસક કહીએ, પણ તેઓ હતા જીવનોપાસક. જીવન સર્વત્ર એક ને અખંડ છે, સમૃદ્ધ અને કલ્યાણમય છે અને અંતે જઈને પણ તે સફળ જ થનાર છે, કલ્યાણકારી થનાર છે, એવી શ્રદ્ધાનિષ્ઠા રવીન્દ્રનાથે કદી ગુમાવી નહોતી. સારાય વિશ્વની કલ્યાણમયતાનો સાક્ષાત્કાર એમની સૌથી મોટી સુંદરતા હતી.

રવીન્દ્રનાથ રંગ, રૂપ, લાવણ્ય આદિ આકૃતિઓના રસિક ઉપાસક હતા, છતાં રૂપ, રસ, ગંધની એમની અનુભૂતિ છીછરી નહોતી. સત્યમ્, શિવમ્, સુંદરમ્— આ ત્રણેયનો ભેદ જાણવા છતાં તે બે વચ્ચેનો વિસંવાદ યા વિરોધ તેમણે માન્યો નહોતો. આજના યુગમાં જે કોઈ પણ મનુષ્ય હિંદુ ધર્મનું રહસ્ય સમજવા ચાહે તેણે રવીન્દ્રનાથની 'ગોરા' નવલકથા ધ્યાનપૂર્વક વાંચવી જોઈએ. સનાતનધર્મ, બ્રહ્મોસમાજ, ખ્રિસ્તી ધર્મનો પ્રચાર – ત્રણેની અસર બંગાળની જનતા ઉપર પડી હતી. એમાંથી સાર ઉપજાવીને એમણે આ નવલકથાનો દેહ ઘડયો અને પરેશ બાબુ તેમ જ આનંદમયી આ બે પાત્રો દ્વારા આપણને ભારતીય જનતાનું જીવનદર્શન કરાવ્યું.

રવીન્દ્રનાથે હજારો ગીતો લખ્યાં છે, અસંખ્ય કાવ્યો આપણને આપ્યાં છે. 'ગીતાંજલિ', મૂળ બંગાળી તેમ અંગ્રેજી પણ, આપણા હૃદયનો ઉત્તમ ખોરાક છે. છતાં પણ મને આશ્ચર્ય એ વાતનું થાય છે કે અંગ્રેજી ભાષા દ્વારા દુનિયા સમક્ષ રજૂ કરવા માટે તેમણે આ ગીતો કઈ રીતે પસંદ કર્યાં? આજ દુનિયાનો દરેક સંસ્કારી માનવી માને છે અને કહે છે કે એની પોતાની આકાંક્ષાનું ઉત્તમ પ્રતિબિંબ એ 'ગીતાંજલિ'માં મેળવે છે, દેખે છે. દુનિયામાં એવા ગ્રંથો ઘણા ઓછા છે, જેને વિશે કહી શકીએ કે એની અનુભૂતિ વિશ્વવિખ્યાત છે.

રવીન્દ્રનાથની સમાજસેવાની તમામ પ્રવૃત્તિના મૂળમાં એમનું જીવનદર્શન છે જે આપણને તેમના 'સ્વદેશી', 'સમાજ' વગેરે નિબંધોમાં મળે છે. એ નિબંધોમાં

સમાજસેવાનો ઉચ્ચ આદર્શ રજૂ થયો છે. તેની રજૂઆતનો પ્રકાર પણ આપણા હૃદયને ઉન્નત કરે છે.

ભારતીય ઈતિહાસનું જે સારતત્ત્વ એમણે પોતાનાં કાવ્યોમાં, ગીતોમાં અને પત્રોમાં આપ્યું, એ જોતાં પણ આપણને લાગે છે કે આ ભવ્ય કવિએ કોઈ પણ ઊતરતી કક્ષાને આવકાર આપ્યો નથી.

ગાંધી અને રવીન્દ્રનાથના મિલાપથી જે રસાયણ સિદ્ધ થાય છે એમાં જ ભારતીય આત્મા વ્યક્ત થાય છે અને તે દ્વારા જ ભારતની હવે પછીની સાધના સ્પષ્ટ થાય છે.

## ૫. બાપુ અને ગુરુદેવ

ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોર અને રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી એ બંને આપણા યુગના સર્વશ્રેષ્ઠ પુરુષ. એ બંનેની સાથે હું થોડાઘણા સંપર્કમાં આવ્યો. એને હું મારા જીવન-નું સદ્ભાગ્ય સમજું છું. એ બંનેની મારા જીવન પર ઘણી ઊંડી અસર પડી. દરેક દૃષ્ટિએ જોતાં બંનેમાં ઘણું અંતર હોવા છતાં, મારા મનમાં બંને પ્રત્યે અસીમ શ્રદ્ધા હતી અને એ બંનેની મહત્તા સમજ્યા પછી એ બંનેમાં મેં એક અદ્ભુત સામ્ય પણ જોયું. એ બે વિશે મેં ખૂબ લખ્યું છે, હજી પણ લખી શકું એમ છું, પણ એ બંનેની વચ્ચે તુલના કરવી એ મારા માટે સહેલું કામ નથી. દરેકના વ્યક્તિત્વની બાબત જુદા જુદા રૂપથી કહેવી એ અઘરું કામ નથી, પરંતુ બંનેની વચ્ચે તુલના કરવી એ મારે માટે એટલા માટે અઘરું છે કે એ તુલના કરતી વખતે મારે મારું વ્યક્તિત્વ વચમાં લાવવું પડે, અને મારા મનમાં મારા વિશે બહુ ઊંચો ખ્યાલ ન હોવાને લીધે મને ડર રહે છે કે તુલના કરતી વખતે હું બંને પ્રત્યે કંઈ અન્યાય તો નહીં કરી બેસું ને?

મારા લેખના પ્રારંભમાં આ વાત વ્યક્ત કરી દેવાથી મને સંતોષ થાય છે કે હવે હું કંઈ પણ લખું તો વાચક સમજી લેશે કે એક સામાન્ય વ્યક્તિની દૃષ્ટિથી આ તુલના થઈ છે. અને તેથી એને કેટલું મહત્ત્વ આપવું એ વાચક જાતે જ નક્કી કરી શકશે.

મારી હિમાલયયાત્રા પૂરી કરી હું શાંતિનિકેતન એટલા માટે ગયો કે ભારતીય સંસ્કૃતિના એક અનન્ય ઉદ્ગાતાના એક અનોખા શિક્ષણ-પ્રયોગનું નિરીક્ષણ કરી શકું અને સાથે સાથે એમના જીવનનો પણ થોડો પરિચય પામી શકું.

મેં શરૂઆતથી જ નિશ્ચય કર્યો હતો કે 'આ જીવન સ્વરાજ્યપ્રાપ્તિ માટે અર્પણ છે' અને સ્વરાજ્યનો અર્થ છે પ્રજારાજ્ય અને ભારતીય સંસ્કૃતિના વિકાસ-ને માટે અનુકૂળ રાજ્ય. કૉલેજના છેલ્લા દિવસોમાં મને વિશ્વાસ આવી ગયો હતો કે હિંસક ક્રાંતિ વિના અંગ્રેજી રાજ્યને આપણે હટાવી નહીં શકીએ! કેટલાંક

નાનાં-મોટાં ક્રાંતિકારી દળો સાથે મારો સંપર્ક હતો. વૈધાનિક આંદોલન પર મને જરા પણ વિશ્વાસ ન હતો એટલે એ સમયની કોંગ્રેસ પ્રત્યે પણ મારી જરા પણ નિષ્ઠા ન હતી. મેં માની લીધું કે રાષ્ટ્રને જો ક્રાંતિને માટે તૈયાર કરવું હોય તો રાષ્ટ્રીય શિક્ષણ દ્વારા જ આપણે ભારતના આત્માને જાગ્રત કરી શકીએ. આપણી સનાતન સંસ્કૃતિના ગુણદોષને હું જાણતો હતો. સંતસંસ્કૃતિનો તો મારા ઉપર બાળપણથી જ પ્રભાવ હતો અને સનાતની જીવન-સાધનાનો સાચો-ખોટો પરિચય તો હતો જ. એમાંથી આગળ જતાં હું બુદ્ધિવાદ તરફ ઝૂકી ગયો. પરતુ હું જાણતો હતો કે બુદ્ધિવાદ દ્વારા લોકોને આપણે રાજનૈતિક ક્રાંતિ તરફ ખેંચી શકશું નહીં. ભારતના લોકો ધર્મ-પ્રાણ છે. આપણે ત્યાં ધર્મ અને સંસ્કૃતિ જુદાં નથી અને આ માટે ધર્મ, સંસ્કૃતિ અને રાજનીતિ એ ત્રણેયનો સમન્વય કર્યા વગર રાષ્ટ્રવ્યાપી ક્રાંતિ આપણે લાવી શકીશું નહીં.

અહિંસા પ્રત્યે જે સામાન્ય સદ્ભાવ ભારતીય હૃદયમાં હોય છે એવો તો મારામાં હતો જ. પરંતુ ક્રાંતિને માટે સશસ્ત્ર તૈયારી આવશ્યક છે એમ હું માનતો હતો.

ક્રાંતિકારી દળોની સાથે કામ કરતાં એના નેતાઓની સાથે ઉત્કટતાથી ચર્ચા કરતાં હું એ નિર્ણય પર આવી રહ્યો હતો કે અંગ્રેજોની કુશળતા અને લડાયક તૈયારીની સરખામણીમાં આપણાં ક્રાંતિકારી દળોની તૈયારી નહીંવત્ છે. સામાન્ય લોકોના મનમાં ક્રાંતિકારીઓ પ્રત્યે આદર છે. સરકારી જોખમ ઉઠાવીને પણ લોકો ક્રાંતિકારીઓને ચોરીછૂપીથી આર્થિક સહાયતા દેવાને તૈયાર છે. પરંતુ રાષ્ટ્રીય સ્તર પર ક્રાંતિ જગાડવાને માટે બલિદાનની જે તૈયારી જોઈએ એ લોકોમાં નથી. જીવનગત બહાદુરી તો લોકો બતાવી શકે છે પરંતુ યુદ્ધને માટે જરૂરી લડાયક બહાદુરી કેવળ ક્ષત્રિયોનો જ સ્વધર્મ હતો અને ભારતના અમારા સમયના ક્ષત્રિયો તો ઘણા જ પાછળ હતા. ક્ષત્રિય વર્ગ વર્તમાન રાજનીતિથી પૂરો પરિચિત પણ નહોતો. એથી લોકો માનતા હતા કે લશ્કરી ઉઠાવ કરવો હોય તો એ રાજાઓનું જ કામ છે. સને ૧૮૫૭ પછી અંગ્રેજોએ રાજાઓના મન પર અને એમના રાજ્યતંત્ર પર એવો કંઈ પ્રભાવ પાડયો હતો કે એમના દ્વારા સ્વરાજ્યનો ઉદ્ધાર થવાની આશા અમારા યુવકોના મનમાં રહી ન હતી. કેટલાક વૃદ્ધ ક્રાંતિકારી નેતાઓ નેપાળ, વડોદરા અને નિઝામનાં નામ લેતા હતા, પરંતુ અમને એમના પર વિશ્વાસ બેસતો ન હતો. થોડા દેશી રાજાઓ એમના વિલાસી જીવનને સુરક્ષિત કરવા માટે અંગ્રેજોને દરેક પ્રકારની સહાય દેવા તૈયાર હતા. આ વાત જાણીને અમે તો દેશી રાજાઓ પ્રત્યે નાસ્તિક જ બની ગયા હતા.

જનજાગૃતિની, સાંસ્કૃતિક પુનરુત્થાનની અને મનુષ્યમાત્ર માટે સ્વાભાવિક સ્વાતંત્ર્ય-પ્રેમની એમની દેશભક્તિ તો ઘણી જ ઉજ્જવળ હતી. ક્રાંતિને માટે દરેક પ્રકારનો ત્યાગ અને બલિદાન આપવાને તેઓ તૈયાર હતા. પરંતુ લોકજાગૃતિને માટે શું કરવું જોઈએ અને ક્રાંતિને માટે કેટલી તૈયારી જરૂરી છે એનો પૂરો અંદાજ એમને નહોતો. લોકોમાં અસંતોષ અને બ્રિટિશ રાજ્ય પ્રતિ વિદ્રોહ

પેદા કરવાનો પ્રયાસ તો તેઓ કરતા જ હતા, પરંતુ આવું સામાન્ય કેટલું કામયાબ છે એનો પણ એમને પૂરો ખ્યાલ નહોતો. વિદેશી સરકારોની થોડી સહાનુભૂતિ પ્રાપ્ત કરી, થોડાંક શસ્ત્રો આમતેમથી એકઠાં કર્યાં અને બલિદાનને માટે તૈયાર એવા તેજસ્વી મુઠ્ઠીભર લોકોનું સંગઠન કર્યું એટલી જ તૈયારી હતી. અને પછી નેતાઓ, જાગતિક પરિસ્થિતિની અનુકૂળતા મેળવવાની આશા રાખી બેઠા હતા. કેટલાક લોકો તો જ્યોતિષ પર વિશ્વાસ રાખવાવાળા હતા. કેટલાક આધ્યાત્મિક પુરુષોની ભવિષ્યવાણી પર અંધવિશ્વાસ રાખી ઉત્સાહમાં આવતા હતા.

જેમના હાથ નીચે મેં સીધું કામ કર્યું હતું એવા લોકો પાસે હું મારી અસ્વસ્થતા વ્યક્ત કરતો હતો. નેતાઓના મનમાં અને સાથીઓના મનમાં મારી ક્રાંતિ નિષ્ઠાની બાબતમાં પૂરો વિશ્વાસ હતો એટલા માટે એ લોકો મારી વાતો આદરથી સાંભળતા, પરંતુ એથી મને સંતોષકારક પ્રેરણા મળતી નહોતી.

રાજનૈતિક ક્રાંતિને માટે યુદ્ધ આવશ્યક છે. ખુલ્લમખુલ્લા રણભૂમિનું યુદ્ધ નહીં પરંતુ જેને ગેરિલા યુદ્ધ કહે છે, એની તૈયારી તો જોઈએ જ. એની નૈતિક યોગ્યતાની બાબતમાં મારા મનમાં કદી પણ શંકા ન હતી; શંકા હતી ફક્ત અમારી તૈયારીની; અને 'તૈયારીના હિસાબ'ની બાબતમાં અહીં એક વાત સ્પષ્ટ કરી દઉં.

બે-ચાર, પાંચ-દસ કે વીસ-પચ્ચીસ અંગ્રેજોનાં ખૂન કરવાથી અંગ્રેજ લોકો અહીંથી ચાલ્યા જશે એવો વિશ્વાસ મારા મનમાં કદી પણ ન હતો. સાથીઓની સાથે ચર્ચા કરતાં હું હંમેશાં કહેતો હતો કે અંગ્રેજ લોકો કાયરોની પ્રજા નથી. ગુપ્ત રીતે પાંચ-દસ અંગ્રેજોને મારવાથી સામાન્ય જનતા પર ઉગ્ર અને નિર્દય આતંક ફેલાવવાનો એમને મોકો મળશે. એ લોકો જનતાને દબાવી દેશે અને પછી આપણને લોકો પાસેથી નાણાંની મદદ પણ મળશે નહીં. જો જરૂરી ધનને માટે આપણે ભારતના ધનિક લોકોને લૂંટવાનો કાર્યક્રમ ચલાવીશું તો આપણી લોકપ્રિયતાનો પણ અંત આવશે. આપણા ધનવાનોની અને અંગ્રેજોની મિત્રતા થશે, અને આપણા દેશમાં આપણે સિંહ અને વરુ જેવા ત્રસ્ત પ્રાણી બનીશું. આપણે તો છૂપા યુદ્ધની તૈયારી જ કરવી જોઈએ. એના માટે ગુપ્તતા અત્યંત આવશ્યક છે – જે આપણા રાષ્ટ્રીય સ્વભાવમાં નથી. મુખ્ય વાત તો એ કે આપણી પાસે હિસાબ જ નથી કે કેટલી તૈયારી જરૂરી છે અને એ શી રીતે સંગઠિત કરવી જોઈએ ?

આવી મૂંઝવણમાં હું હિમાલય ચાલી ગયો. ત્યાંની કુદરતી ભવ્યતાનાં દર્શન કરતાં હું આધ્યાત્મિક સાધના તરફ વળ્યો. સાથે સાથે સ્વરાજ્યપ્રાપ્તિનું ચિંતન તો હતું જ. એને ગૌણ બનાવવું અશક્ય હતું. મારો પ્રવાસશોખીન સ્વભાવ મને ગંગોત્રી, જમનોત્રી, કેદારી, બદરી, ક્ષીરભવાની, અમરનાથ અને પશુપતિનાથ આદિની જાત્રા તરફ લઈ ગયો. વેદાંતસાધના, શક્તિ-ઉપાસના અને ભગવતધર્મના, અનુશીલન તરફ જે રુચિ હતી તેમાં રવીન્દ્રનાથ ટાગોરની ગીતાંજલિએ પ્રવેશ કર્યો અને હું ટાગોર-સાહિત્યનો ઉત્કટ પ્રેમી બન્યો. રાજનૈતિક સ્વરાજ્ય અને

સાંસ્કૃતિક સ્વરાજ્યનો સમન્વય એવો અજ્ઞાત રીતે થયો કે આધ્યાત્મિકતાની આખી ભૂમિકા જ બદલાઈ ગઈ. તોપણ મારે શું કરવું એનો નિર્ણય હું ન કરી શક્યો. મેં કવિવરને એક પત્ર લખ્યો તેમાં લખ્યું કે હું રાષ્ટ્રીય શિક્ષણનો એક પ્રેમી છું. આપના સાહિત્યથી પ્રભાવિત થયો છું. ચાર–છ માસ, શાંતિનિકેતનમાં રહીને આપના શિક્ષણનો આદર્શ અને પદ્ધતિનું અધ્યયન કરવા માગું છું. એમાં મેં બે વાત સ્પષ્ટ કરી. મેં એમને લખ્યું કે હું એવો વિપન્ન નથી કે મારે આપની પાસે પગાર માગવો પડે અને એવો ધનવાન પણ નથી કે મારા ખાવા-પીવાનો ખર્ચ દઈ શકું. જ્યાં સુધી હું આપની સંસ્થામાં રહીશ ત્યાં સુધી આપ કંઈ પણ સેવા સોંપશો તે કરીશ. ખાવા અને રહેવાની જગ્યા મળે તો બસ છે.

મેં બીજી પણ સ્પષ્ટતા કરી કે રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા ચલાવવાનો મને પૂરતો અનુભવ છે. સંસ્થામાં સેવા આપનાર સ્વયંસેવક કોઈ કોઈ વાર કેટલા બેજવાબદાર હોય છે એનો મને અનુભવ છે. એ માટે હું આપને વચન આપું છું કે જ્યાં સુધી આપની સંસ્થામાં રહીશ ત્યાં સુધી અક્ષરશઃ અને ભાવશઃ નિયમોનું પાલન કરીશ.

એમનો તરત જવાબ આવ્યો અને હું શાંતિનિકેતનમાં અવૈતનિક અધ્યાપક બની ગયો.

ત્યાં મેં જાણ્યું કે દીનબંધુ ઍન્ડ્રૂઝની સિફારસથી ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની ફિનિક્સ સેટલમેન્ટના કેટલાક સાથીઓ શાંતિનિકેતનમાં મહેમાન તરીકે રહે છે. મેં કર્મવીર ગાંધીજી વિશે ખૂબ વાંચ્યું હતું, લખ્યું હતું. એમની દેશભક્તિ પ્રત્યે મારા મનમાં ઘણો જ આદર હતો. ક્રાંતિકારી સમયનો મારો એક સાથી દક્ષિણ આફ્રિકામાં જઈ ગાંધીજી સાથે રહી આવ્યો હતો. એ અને રંગૂનવાળા બૅરિસ્ટર ઝવેરી ડૉક્ટર પ્રાણજીવનદાસ મહેતા પાસેથી પણ ગાંધીજી વિશે સાંભળ્યું હતું. ગાંધીજીના સાથીઓની સાથે શાંતિનિકેતનમાં ચાર-છ માસ રહેવાની તક મળી, આ વધારાનો લાભ થયો. છેવટે ખુદ ગાંધીજી સન ૧૯૧૫માં બે વખત શાંતિનિકેતનમાં આવ્યા. એમના સાથીઓએ ગાંધીજીની સાથે મારો પરિચય તો કરાવ્યો જ હતો. મેં મારી ભૂમિકા વિશે એમની સાથે ચર્ચા કરી અને મારા રાજનૈતિક અને આધ્યાત્મિક આદર્શોની જે વિસંગતિ છે એનો પણ ઈશારો કર્યો. ગાંધીજીએ કહ્યું કે 'હું કાયમને માટે ભારત પાછો ફર્યો છું. મારો પોતાનો એક આશ્રમ ખોલવા માગું છું. એમાં તમે આવી શકો છો.' મેં કહ્યું, 'ક્રાંતિકારીની હેસિયતથી અંગ્રેજોને છેતરી શકું એમ છું, પરંતુ આપ તો મારા દેશના નેતા છો, આપને મારી ભૂમિકા સ્પષ્ટ કરવી જ જોઈએ. આધ્યાત્મિક દૃષ્ટિથી અને મોક્ષની દૃષ્ટિથી અહિંસાનું મહત્ત્વ હું પૂરું સમજી ગયો છું, પરંતુ અહિંસાના રસ્તે ચાલી બહુ બહુ તો દક્ષિણ આફ્રિકામાં આપ ભારતીય લોકોના માથા પરનો ત્રણ પાઉન્ડનો વેરો હટાવી શકો, પરંતુ જેને અંગ્રેજ લોકો બ્રિટનના તાજનો કોહિનૂર હીરો માને છે એ ભારતના રાજ્યમાંથી અંગ્રેજોને અહિંસાના બળથી હટાવવા એ તો હું

અસંભવ માનું છું. સ્વરાજપ્રાપ્તિને માટે હિંસા કરીને દસ વખત નરકમાં જવાને હું તૈયાર છું. સંતોની અહિંસા પ્રતિ મને આદર છે, પરંતુ સ્વરાજ્યનો આગ્રહ એનાથી પણ વધારે છે. એવાને આપ આપના આશ્રમમાં લેશો ?'

ગાંધીજીનો જવાબ આમ તો સાદો હતો, પરંતુ હું એ સાંભળી ચકિત થઈ ગયો.

એમણે કહ્યું, 'દુનિયામાં ઘણાખરા તમારા જ સિદ્ધાંતના છે. હું લઘુમતીમાં છું. અહિંસાના સામર્થ્યને સિદ્ધ કરવાનો ભાર મારા માથા પર છે. તમારા જેવાને આશ્રમમાં નહીં લઉં તો મને બીજા લોકો ક્યાંથી મળે ? આશ્રમમાં આવો, રહો, મારી કાર્યપદ્ધતિ જુઓ. મારી વાત ગમે, વિશ્વાસ બેસે તો રહો. વિશ્વાસ ન પડે તો ઊઠીને ચાલ્યા જવાની છૂટ છે. હું તમારી પાંખો કાપવાનો નથી.'

ગાંધીજી ગયા, એમના આશ્રમવાસીઓ ચાલી ગયા. ત્યારે હું ગુરુદેવની પાસે ગયો. મેં કહ્યું, 'આપના શાંતિનિકેતનમાં હું ચાર-છ માસ રહેવા આવ્યો હતો. આપે મને થોડા વખત પહેલાં શાંતિનિકેતનમાં કાયમને માટે રહેવાનું આમંત્રણ આપ્યું હતું. મેં એક રીતે આપના આમંત્રણનો સ્વીકાર પણ કર્યો. મારી મુશ્કેલીઓ દૂર કરવાને આપે મને કહ્યું હતું કે શાંતિનિકેતનમાં ન રહેવું હોય તો વિધુશેખર શાસ્ત્રીની મદદથી હું વિશ્વભારતી સ્થાપવાનો છું, એમાં તમે જોડાઈ શકો છો. મેં આપને મારું હૃદય અર્પણ કર્યું છે. આપનું તત્ત્વજ્ઞાન અને આપનું સાહિત્ય વાંચીને હું પ્રભાવિત થયો છું. આપના વાતાવરણમાં રહીને મને સેવા કરવાની તક મળે એમાં હું એક અસાધારણ ગૌરવ સમજું છું, પણ આ દિવસોમાં ગાંધીજીની સાથે મારે વાતચીત થઈ એના પરથી મને લાગે છે કે . . . . મારે દિલ ખોલીને વાત કર્યા વગર છૂટકો નથી માટે મને માફ કરશો . . . જે સ્વરાજ્યપ્રાપ્તિને માટે હું જીવી રહ્યો છું, તે ગાંધીજીના પ્રયત્નથી જલદીથી મળશે. હું આશા રાખું છું કે જો, હું એમની પાસે જાઉં તો આપના આશીર્વાદ મને મળશે જ.'

કદાચ ગાંધીજીએ પણ મારા માટે ગુરુદેવને કંઈ વાતચીત કરી હશે. હું ગુરુદેવના આશીર્વાદ મેળવી શક્યો.

૨

મારા જીવનના અત્યંત મહત્ત્વના દિવસોમાં આ બે યુગપુરુષોનો કેવી રીતે પરિચય મેળવ્યો એનું વર્ણન વિનાસંકોચે પરંતુ વિસ્તારથી મેં આપ્યું છે કારણ કે મારી તુલનાની ભૂમિકા સ્પષ્ટ થઈ જાય.

રવીન્દ્રનાથ ટાગોરની ધાર્મિક ભૂમિકા બ્રહ્મસમાજની હતી. એમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર બ્રહ્મસમાજના પ્રભાવશાળી સાધક અને નેતા હતા. સ્વયં ગુરુદેવ લોકોત્તર કવિ હોવાને લીધે એમની જીવનદૃષ્ટિ સાર્વભૌમ કલાધરની હતી. જીવનશુદ્ધિની સાથે જીવન-સમૃદ્ધિમાં માનનાર આ કવિ વૈરાગ્યસાધનામાં માનતા ન હતા. મૂર્તિપૂજા, શાક્ત-ઉપાસના, અવતારવાદ, ગુરુમહાત્મ્ય વગેરે વગેરે અનેક

વાતોમાં સનાતન ધર્મનો એમને વિરોધ હતો. ગાંધીજીની ભૂમિકા ઉપર ઉપરથી જોઈએ તો જુદી હતી. મૂર્તિપૂજાને માટે ન એમનામાં ઉત્સાહ હતો કે એનો જરા પણ વિરોધ હતો. વર્ણાશ્રમ-વ્યવસ્થા, અવતારવાદ, ગુરુપૂજા, ત્યાગ અને વૈરાગ્યની સાધના વગેરે અસંખ્ય વાતોમાં પોતાની રીતે સનાતની હતા. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહયુક્ત સંસ્કૃતિના તે જબરદસ્ત પુરસ્કર્તા હતા. બલકે સત્યના અનન્ય ઉપાસક અને પ્રયોગી હોવાને કારણે દરેક ક્ષેત્રમાં એમની પોતાની શુદ્ધ દૃષ્ટિ હતી એમને વિશ્વાસ હતો કે પોતાની શુદ્ધ દૃષ્ટિનો સ્વીકાર સનાતન સમાજ દ્વારા તેઓ કરાવી શકશે. વ્યાપક અને સાર્વભૌમ સનાતન દૃષ્ટિએ અલગ થવું એ એમને માટે શકય ન હતું ને ઈષ્ટ પણ ન હતું. એમનું સત્ય, જીવનનું ચૈતન્યમય સત્ય હતું. એ શાબ્દિક કે યાંત્રિક ન હતું. તર્કના બીબામાં સત્યને ઢાળવાનું એમને આવશ્યક લાગતું નહોતું. એમની સનાતની શ્રદ્ધા સત્ય અને અનુભવની વિરુદ્ધ કદી પણ ન જઈ શકે.

બ્રહ્મચર્ય, ત્યાગ અને વૈરાગ્યમાં માનનાર તથા વર્ણ અને આશ્રમનું પોતાની રીતે સમર્થન કરનાર ગાંધીજી અને બ્રહ્મધર્મી રવીન્દ્રનાથ ટાગોરની વચ્ચે જે ઊંડી ખાઈ દેખાતી હતી તેનાથી હું કદી પણ અસ્વસ્થ બન્યો ન હતો. ગુરુદેવની કલાત્મક દૃષ્ટિ જીવનદેવતાની ઉપાસક હતી, પરંતુ તેઓ જીવનદ્રોહી વિલાસિતાને અને વિકૃતિને વિશ્રી કહીને એનો વિરોધ કરતા હતા. મહાત્માજી અને ગુરુદેવ બંને જીવનની સ્વચ્છતા અને સંયમને માનતા હતા એટલે તત્ત્વતઃ બંનેમાં વિરોધ ન હતો.

ગુરુદેવ બુદ્ધ ભગવાનના જીવનથી અને તેમની વાણીથી પ્રભાવિત હતા. બ્રાહ્મદર્શન સાથે બૌદ્ધદર્શનનો સમન્વય કરવામાં એમને જરા પણ મુશ્કેલી નહોતી. બુદ્ધ ભગવાને હિંદુ ધર્મમાં જે સુધારો કર્યો તે ગાંધીજીને પણ રુચ્યું હતું. બુદ્ધ ભગવાનના ધર્મપ્રચારનો સમસ્ત એશિયા પર કેટલો પ્રભાવ પડયો છે અને આજ-કાલની પશ્ચિમની સંસ્કૃતિ પર પણ બુદ્ધ ભગવાનના કાર્યની જે અસર થઈ રહી છે તે ગાંધીજી જાણતા હતા. એમનું તો કહેવું હતું કે બુદ્ધ ભગવાને જે સુધારણા અથવા યુગકાર્ય કર્યું એ હિંદુ ધર્મ અને સંસ્કૃતિમાં ઘણે અંશે આત્મસાત્ થઈ ગયું છે. તેઓ કહેતા હતા: હિંદુ ધર્મે બૌદ્ધ ધર્મનો ભારતમાં બહિષ્કાર કે નાશ નથી કર્યો, પરંતુ પચાવીને આત્મસાત જ કર્યો છે. (એવું ન હોત તો સનાતન હિંદુ ધર્મ બુદ્ધ ભગવાનને ઈશ્વરનો નવમો એટલે કે ચાલુ અવતાર ઘોષિત ન કરત.)

ગુરુદેવની સ્વરાજ્ય-નિષ્ઠા, બંગભંગ પહેલાં અને પછી એમના તેજસ્વી જીવનથી સ્પષ્ટ દેખાય છે. એમણે બંગભંગના આંદોલનના દિવસોમાં સ્વદેશીનો ઘણો જ ઉત્સાહથી પુરસ્કાર કર્યો. વિદેશી માલનો બહિષ્કાર કરવાથી એમને સંતોષ ન હતો. તેઓ વિદેશી સંસ્કૃતિનું આંધળું અનુકરણ જોઈ ચિડાઈ જતા હતા, પરંતુ જયારે એમણે જોયું કે બહિષ્કારનું આંદોલન સદાચારનું બંધન પણ કબૂલ કરતું નથી, અને રાષ્ટ્રભક્તિ એક નશો બનીને દુરાચારનું પણ સમર્થન કરી શકે છે ત્યારે

એકાએક આખા આંદોલનમાંથી એમણે પોતાની જાતને ખેંચી લીધી. લોકપ્રિયતા નષ્ટ થશે એવા ડરનો સ્પર્શ થવા ન દીધો અને પોતાની રાષ્ટ્રીયતાને અંધરાષ્ટ્રપૂજા બનતી બચાવી. શુદ્ધ દૃષ્ટિથી વિચારવાને જે તૈયાર છે એને માટે ટાગોરની રાષ્ટ્રીયતા અને ગાંધીજીની રાષ્ટ્રીયતામાં કોઈ ભેદ નથી, બંને આંતરરાષ્ટ્રીયતાના પુરસ્કર્તા હતા અને માનવતાના પૂરેપૂરા અને ઉત્સાહી ઉપાસક હતા.

પોતાના વિશ્વભારતી દ્વારા જ્યારે ગુરુદેવ આખી દુનિયાની સાથે સહકાર વધારવા માગતા હતા, એ જ દિવસોમાં જ્યારે ગાંધીજીએ મજબૂત બનેલ બ્રિટિશ સામ્રાજ્યને અને એમના રાજતંત્રને શેતાની જાહેર કર્યું અને એમની સાથે અસહકાર કરવાની રાષ્ટ્રને સલાહ આપી ત્યારે ગુરુદેવ ખૂબ દુ:ખી થયા અને એમણે પોતાનો મતભેદ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કર્યો. ગાંધીજીએ ઘણા પ્રેમથી, આદરથી (અને નમ્રતાથી) પોતાનું સમર્થન કર્યું બેયની વચ્ચે અણબનાવ તો શું પણ માનસિક વિરોધ પણ દૃઢ થઈ શક્યો નહીં! ગુરુદેવનો આંતરરાષ્ટ્રીય સહકાર અને આદાન-પ્રદાન સાંસ્કૃતિક હતાં. જ્યારે ગાંધીજીનો અસહકાર બ્રિટિશ રાજસત્તા અને રાજ-તંત્રની સાથે હતો. બ્રિટિશ સામ્રાજ્ય-નીતિની શેતાનિયતનો ઘોર વિરોધ કરનાર ગાંધીજી સ્પષ્ટ શબ્દોમાં કહેતા કે મને અંગ્રેજી પ્રજા, એમની સંસ્કૃતિ અને એમની માનવસેવા પ્રતિ જરાક પણ દ્વેષ યા અનાદર નથી બ્રિટિશ સલ્તનત સાથે જે અસહકાર છે તે પણ બ્રિટિશનીતિને શુદ્ધ કરવાના હેતુથી જ છે. સામ્રાજ્યવાદી, સ્વાર્થી અને અભિમાની બ્રિટિશનીતિએ દરેક પ્રકારનો સહકાર અશક્ય કરી નાખ્યો એનું દુ:ખ અને એની વેદના જાહેર કરવા માટે જ ભારતે અસહકારની નીતિ અપનાવી છે. એનો હેતુ તો શુદ્ધ સહકાર સ્થાપિત કરવાનો જ છે.

ગુરુદેવે શાંતિનિકેતનની સ્થાપના કરી, શ્રીનિકેતન ચલાવ્યું, વિશ્વભારતીનો પાયો નાખ્યો. આ સંસ્થાઓની સ્થાપના પહેલાં પૂર્વ બંગાળમાં પોતાના જ ગામમાં પરસ્પર સહકારનો પ્રયોગ કર્યો. આ સર્વ એમનો રચનાત્મક કાર્યક્રમ હતો. ગાંધીજીએ પણ બાળપણથી પોતાના ઘરમાં અને બહાર 'નવજીવનના પ્રયોગો કર્યા. વ્યાપક સહકારનું વાતાવરણ અજમાવ્યું. આફ્રિકાનું ટૉલ્સ્ટૉય ફાર્મ, ફિનિક્સ સેટલમેન્ટ, ભારતમાં આવ્યા બાદ સત્યાગ્રહાશ્રમનો પ્રયોગ, ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના અને ભારતવ્યાપી ખાદીકાર્ય, હરિજનસેવા, મદ્યપાનનિષેધ, ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમનો વિસ્તાર અગણિત હતો ગુરુદેવ અને ગાંધીજી સાચી દેશ-ભક્તિની પ્રેરણા પામ્યા હતા. લોકોની સેવા કર્યા વગર એમનાથી રહી શકાય એમ ન હતું. સામાજિક જીવન, ધાર્મિક જીવન અને સાંસ્કૃતિક જીવન શુદ્ધ, સમર્થ અને સમૃદ્ધ કર્યા વગર એમને સંતોષ શી રીતે મળે? બંને દેશભક્ત સ્વદેશી, સ્વાશ્રય અને સ્વાભિમાનની એકસરખી 'ચૈતન્યમય-મૂર્તિ' હતા.

ગુરુદેવ અને ગાંધીજી બંનેએ સંસ્થાઓ દ્વારા જેટલું રચનાત્મક કામ કર્યું એનાથી વિશેષ કામ અનેક પરિવારોનાં જીવનમાં પ્રવેશ કરીને કર્યું. ગુરુદેવે જે નવલકથા અને લઘુકથાઓ લખી તે પણ વાચકો માટેના જીવનપ્રવેશના પ્રયોગ

જેવી જ હું સમજું છું.

મેં ગુરુદેવના બ્રહ્મસમાજી સંસ્કારોનો ઉલ્લેખ તો કર્યો, પરંતુ મારે કહેવું જોઈએ કે એમનો કાવ્યાત્મા કટ્ટર બ્રાહ્મસમાજી નહોતો. તેઓ કવિ હતા. સમાજ-વિજ્ઞાનના અનુભવી હતા. ભારતીય સંસ્કૃતિ પ્રતિ એમને અસાધારણ આત્મીયતા અને આદર હતાં — શિક્ષણ દ્વારા નવયુવકોની અને સમસ્ત સમાજની સેવા કરનાર આચાર્યની સહાનુભૂતિ અને દીર્ઘદૃષ્ટિ એમનામાં હતી. વિશ્વસંસ્કૃતિનો એમને પરિચય હતો, એ માટે એમનું જીવનદર્શન વિશુદ્ધિની સાર્વભૌમ સહાનુભૂતિથી ભરેલું હતું. સામાન્ય જનતાના જીવનની સાથે પ્રત્યક્ષ સેવા દ્વારા ગાંધીજી જેટલા ઓતપ્રોત અને એકરૂપ થયા હતા એટલો અનુભવ કદાચ ગુરુદેવને નહોતો. પરંતુ કલ્પના દ્વારા જીવનના બધા જ સ્તરોની સાથે એકરૂપ થવાની કળા એમનામાં હતી. ગુરુદેવે આંતરરાષ્ટ્રીય સૌમનસ્યનું જે કાર્ય કર્યું, એની કદર ગાંધીજીએ ગૌહતી કોંગ્રેસ પછી જે લેખ લખ્યો હતો, એમાં એમણે રાષ્ટ્રીય દૃષ્ટિથી એક વાક્યથી કરી હતી.

મારા જેવા ભારતવાસીને ગાંધીજી અને ગુરુદેવમાં આદર્શોનું, કાર્યપદ્ધતિનું અને સહાનુભૂતિનું સામ્ય દેખાય તો એમાં આશ્ચર્ય નથી. મિસ્ટર ઍન્ડ્રૂઝ જેવા અને પિયરસન જેવા વિદેશી લોકોને પણ એ બંને વિભૂતિઓમાં અસાધારણ સામ્ય દેખાયું હતું.

બંનેના સ્વભાવમાં, કાર્યપદ્ધતિમાં અને કાર્યક્ષેત્રમાં આટલું બધું અંતર હોવા છતાં પણ બંનેના ચારિત્ર્યમાં, જીવનના આદર્શોમાં, અને એમના યુગકાર્યમાં અસાધારણ સામ્ય જોવા મળે છે અને બંનેનાં કાર્ય કેટલેક અંશે પરસ્પર પોષક હતાં અને આજે પણ છે. મારા જેવા આસ્તિક નિ:શંકપણે કહેશે કે પરમાત્માએ પોતાના જ કાર્યને બે વિભાગમાં ઈરાદાપૂર્વક, એ બંને વિભૂતિઓને સોંપીને એમના દ્વારા જ પોતાનું એક જ વિરાટ કાર્ય સિદ્ધ કર્યું!

## ૬. કેમ ગમ્યાં, કેમ ચોંટયાં?

કવિ રવીન્દ્રનાથ અમારા બધાનો પ્રિય કવિ. એનાં ગીતો અમે સાથે વાંચતાં અને પોતાનો આનંદ એકબીજા આગળ વ્યક્ત કરતાં અમે થાકીએ નહીં.

પછી જોયું કે ગમે તે પ્રદેશમાં જાઓ અમારી જ પેઠે રવીન્દ્રનાથ ઉપર ખુશ એવા કેટલાયે રસિકો જડી આવવાના જ. કોઈને મોઢે સ્વયંસ્ફૂર્તિથી નીકળેલી રવીન્દ્રનાથની એકાદ લીટી સાંભળતાંવેંત ન રહેવાય એટલે અમે પૂછી બેસવાના, "હેં, તમને પણ રવિબાબુ પ્યારો છે! હમણાં તમે બોલ્યા એ રવિબાબુની લીટી અમે પણ પોતે કેટલીય વાર ટાંકી છે. અને એકાંતમાં એ ગણગણ્યા છીએ. હવે એ લીટી અમારા હૃદયનો ખોરાક નથી રહ્યો પણ હૃદયનું અંગ બની ગયું છે."

અને તરત જ રવિ-ભક્તિને કારણે અમે દિલોજાન દોસ્ત બની જવાના. કેટલી બધી આ શક્તિ રવિબાબુનાં અત્યંત સાદાં અને નાનકડાં દેખાતાં સંસ્કાર-સંપન્ન વચનોમાં છે.

ગૂજરાત વિદ્યાપીઠ ચલાવવાનો ભાર જ્યારે પૂ. બાપુજીએ મને સોંપ્યો, ત્યારે વિદ્યાર્થીઓના જ છાત્રાલયમાં રહી એમને-માટે સવારે હું પ્રાર્થના ચલાવતો. એ પૂરી થયા પછી પાંચ-દસ યુવાનો મારી ઓરડીમાં ભેગા થતા. અને અમે સાથે બેસીને રવીન્દ્ર-વચનોનો સ્વાદ માણતા. તે વખતનો આનંદ, અને એ આનંદ 'સાથે માણવાને કારણે' ઉત્પન્ન થયેલી આત્મીયતા આજે પણ અમારા જીવનની મૂડી થઈ છે.

જાણે એ દિવસો યાદ કરી હમણાં હમણાં કવિ ઉમાશંકરે 'સંસ્કૃતિ' માટે મારી પાસેથી થોડુંક માગ્યું અને કહ્યું, "ટાગોરનાં ગીતો ઉપર તમે ઘણું લખ્યું છે. તેવું તો અમને તમારી ચોપડીઓમાંથી સહેજે મળી શકે છે. પણ આજે તમારી પાસેથી મારે એક ખાસ વસ્તુ જોઈએ છે.

"ટાગોરનાં ગીતોમાંથી જે કોઈ ખાસ ગીતની તમારા જીવન ઉપર અથવા ભાવમય જગત ઉપર અસર થઈ હોય તેવું ગીત તમે પસંદ કરીને અમને આપો. અને એના ઉપર તમારી અંગત ભાવનાની દૃષ્ટિએ વિવેચન લખી આપો."

સ્થિતિ એવી છે કે જુદી જુદી મનઃસ્થિતિમાં જુદાં જુદાં કાવ્યો મનને ઘેરી લે છે. અત્યારે વિચાર કરવા બેઠો ત્યારે બે ગીતો ધ્યાનમાં આવ્યાં છે. એ શોધવા જતાં 'રવીન્દ્ર મનન' એ મારી મરાઠી ચોપડીમાં, પ્રારંભમાં જ આવી જાય છે. એક છે: 'आमि बहु वासनाय प्राणपणे चाई' અને બીજું છે 'विपदे मोरे रक्षा करो ए नहे मोर प्रार्थना.'

દુનિયાના બધા જ ભક્તોની પેઠે આપણે પણ ભગવાનની રોજ પ્રાર્થના કરીએ છીએ. આમ જ્યારે એનો રિવાજ થઈ જાય છે ત્યારે ભક્તિનું વાતાવરણ કાયમ રહ્યા છતાં, પ્રાર્થનાનો ભાવ તો યાંત્રિક જ થઈ જાય છે. એવી સર્વસામાન્ય પ્રાર્થનાઓ દરેક ધર્મના સંતોના કાવ્યમાં જડી આવે છે. એમનું મહત્ત્વ ઘણું છે. સમસ્ત માનવજાતની ભક્તિભાવના એમાં જડી આવે છે. તેથી જ એ વસ્તુ મહત્ત્વની છે.

પણ કેટલીક વાર જીવન-સાધનામાં આપણે મૂંઝાયા હોઈએ, અકળાયા હોઈએ ત્યારે જ હૃદયમાંથી પ્રાર્થના ફૂટી નીકળે છે ત્યારે એ પ્રાર્થના બધી રીતે વ્યક્તિગત હોય છે. ઊંડાણમાંથી નીકળેલી હોવાથી એની ઉત્કટતા અસામાન્ય હોય છે. એવી પ્રાર્થનામાંથી જ પોતાની સ્થિતિને અનુકૂળ અને અનુરૂપ જે ગીત દેખાય તે જ 'સંસ્કૃતિ'માં અપાય એ વિચારે, ગીતોનો નહીં પણ પોતાની સાધના દરમિયાન થતી પોતાની સ્થિતિનો વિચાર કરતો હતો અને એમાંથી અનુભવ જાગ્યો કે 'ભગવાન આપણે માગ્યું એટલે આપ્યું' એવી વૃત્તિવાળા ઉદાર અને છીછરા દાની નથી. ભગવાન જાણે છે કે ભક્તો તો બાળક જેવા હોય છે. અકળાયા એટલે ગમે તે

માગી છૂટે છે. પછી એ એમને લાભદાયી હોય કે નુકસાનકર્તા હોય એનો વિચાર કરવાનું ઊંડાણ એમનામાં હોતું નથી પણ હું તો ભક્ત-પ્રેમી, સર્વજ્ઞ હિતકર્તા રહ્યો. મારાથી 'માગ્યું' કેમ અપાય? ભગવાન જેટલા કૃપાળુ તેટલા જ કઠોર થવાના. અને માગ્યું ન આપતાં સાધનામાં ઊંડાણમાં ઊતરવાની શક્તિ જ આપે છે.

જ્યારે ભગવાન પાસેથી માગ્યું મળતું નથી ત્યારે છીછરા ભક્તો ભગવાનની દયા વિશે સાશંક થાય છે. બાળકની પેઠે ભગવાન પર ચિડાય છે. અને કોક કોક વાર ભક્તિ જ છોડી દે છે. અથવા એથીયે આગળ જઈ ભગવાન પરનો પોતાનો વિશ્વાસ મોળો કરી નાખે છે. એવા ભક્તોની વાત આપણે જવા દઈએ. પણ જેઓ સાચા ભક્ત છે, જેમની ઈશ્વરનિષ્ઠા દૃઢ છે તેઓ ભગવાનની કઠોરતામાં પણ એની કૃપા જ જુએ છે. અને આત્મચિંતન વધારી દે છે. પરિણામે એમની ભક્તિ વધે છે. અને તેઓ વગર વિચારે કરેલી આંધળી પ્રાર્થનાઓ માટે પસ્તાય છે અને કહે છે 'ભગવાન, હવે મારું માગ્યું ન થાઓ. મને એ ન મળો. તને જે યોગ્ય લાગે તે જ મને આપ. અને તું જે આપીશ તે જ સ્વીકારવાને અને એનો લાભ માણવાને યોગ્ય મને કર. અધકચરી ઇચ્છારૂપી સંકટમાંથી તું મને બચાવે છે. એ જ ઉત્તમ છે.'

આવી ભાવના કવિસહજ ઉત્કટતાથી પહેલા ગીતમાં વ્યક્ત થઈ છે.

કેવળ હિમાલયની મારી સાધનાના દિવસો દરમિયાન જ નહીં પણ આખા જન્મારામાં આ જાતનો અનુભવ મને અસંખ્ય વાર થયો છે. અને તેમાંથી જ મારી ઈશભક્તિ તો શું પણ દેશભક્તિ પણ વિશુદ્ધ અને ઊંડી થઈ છે. અને તેથી જ આ ગીતનો ભાવ મેં તે તે વખતે સેવ્યો છે. અને એ ભાવ કવિએ અત્યંત અનુરૂપ શબ્દોમાં વ્યક્ત કર્યો છે. એ કારણે કવિ પ્રત્યે મારી કૃતજ્ઞતા પણ વધી છે.

સંકટ સમયે દ્રવ્યસહાય કરનાર દાની પ્રત્યે આપણે કેટલા બધા કૃતજ્ઞ થઈએ છીએ. આપણી અસહાય સ્થિતિમાં જ્યારે કોઈ જરૂરી સહાય લઈને આપણી મદદમાં દોડે છે ત્યારે પણ આપણે એવાને કલ્યાણકર્તા તરીકે નવાજીએ છીએ પણ જ્યારે શું ચાહવું જોઈએ, શું માગવું જોઈએ એની કોઈ કેળવણી આપે છે ત્યારે તો એના પ્રત્યેની કૃતજ્ઞતા અસાધારણ હોય છે.

૨

આપણે પોતાની મેળે સાધના ચલાવતા હારીએ છીએ, ત્યારે એ નિર્ણય ઉપર આવીએ છીએ કે આપણે ભગવાન પાસે ફલાણું આપ કે ઢીકણું આપ એવી યાચના શા માટે કરીએ? બધું ભગવાન ઉપર છોડી દઈએ. સંતો કહે છે કે 'ભગવાન જેમ સિદ્ધિદાતા છે તેમ સહ-સાધક પણ હોય છે.' ત્યારે આપણું કામ સ્વપ્રયત્ન છોડીને ઈશ્વરને શરણે જવાનું. બાકીનું બધું એ જાણે.'

હવે સાધકો જાણે છે કે 'માણસ બધું છોડી દે' એ ઠીક છે. પણ જો સાધક સાધનાનો પુરુષાર્થ પણ છોડી દે તો એ ભક્તિની પરાકાષ્ઠા નથી પણ નિર્માલ્ય

થવાની તૈયારી છે. ખરું જોતાં આપણે ભગવાન પાસે 'આપણને નિર્માલ્ય બનાવવાની દયા' ન માગીએ પણ સાચો પુરુષાર્થ કરવાની બહાદુર મનોવૃત્તિ માગીએ. આવી ઉન્નતિપોષક ભક્તિની ભાવના, ઉપર પસંદ કરેલા બીજા ગીતમાં છે. અને તેથી એ ગીતમાંથી મેં ઘણું ઘણું સમર્થન મેળવ્યું છે.

મારી સાધના ચલાવતાં બુદ્ધિવાદ, સંશયવાદ આદિ અનેક પગથિયાં ચડયા પછી જ્યારે અધ્યાત્મની ભૂમિકા ઉપર હું પહોંચ્યો ત્યારે મોક્ષ એ જ સાચી અને અંતિમ સાધના હોઈ શકે એ નિર્ણયનો સ્વીકાર કરી એ સાધનામાંથી પસાર થવા માટે મેં ચિત્તવૃત્તિનું બધું ઊંડાણ વાપર્યું. એમાંથી ઠીક ઠીક સંતોષ મળ્યા પછી, એકાએક અસંતોષ જાગ્યો. અને અંદરથી ઊગ્યું કે મોક્ષ ભલે સર્વોત્તમ વસ્તુ હોય છતાં એ એક સાધન જ છે. અંતિમ સાધન તો મોક્ષની મદદથી સધાતી જીવનોન્નતિ છે. જીવન પ્રત્યે ઉદાસીન થઈને નહીં, પણ જીવનનું સાચું સ્વરૂપ અને અંતિમ ધ્યેય ઓળખી વિશ્વાત્મૈકય અને વિશ્વસમન્વયની સાધના સાધવાની હોય છે.

કવિવર ટાગોર પ્રત્યેનું મારું આકર્ષણ એમની સુંદરમાં સુંદર કાવ્યકલ્પનાને કારણે જ ન હતું. તેઓ એક આદર્શ જીવન-સાધક છે. એમની સાધના ભલે એમની જ હોય. પણ એમની તમામ કાવ્યભાવના સાધકની સાધનામાંથી જ ખીલેલી છે એટલું તો હું જોઈ શકયો છું.

ઠાકુર ખાનદાન(અથવા ટાગોર ખાનદાન કહીએ.)ની સંસ્કારિતા હું જાણતો હતો. પણ જ્યારે રવીન્દ્રનાથનું જીવનચરિત્ર મેં વાંચ્યું ત્યારે મેં જોયું કે એમના પિતા મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર તો ઉત્તમ સાધક હતા જ. એમણે પોતાના નાના દીકરા રવિને વિશ્વાસપૂર્વક પોતાની સાધનાના સાક્ષી બનાવ્યા. દીકરાને લઈને હિમાલયની યાત્રા કરે. જીવનના ઊંડામાં ઊંડા સુખદુ:ખના પ્રસંગે પોતાની ભાવનાઓ દીકરા આગળ વ્યક્ત કરે. તે વખતની પોતાની સાધના પણ દીકરાને સમજાવે.

આ રીતે પિતાપુત્ર વચ્ચે 'કેવળ ભાવનાત્મક નહીં પણ આત્મિક સહાનુભૂતિ' જાગી. પિતા ફિલસૂફ અને દીકરા કવિ. પિતાએ દીકરામાં જે રેડયું તે દીકરાએ કાવ્યમય બનાવ્યું.

આ સંબંધનો વિચાર કરતાં મારા મોઢામાંથી તે વખતે એક વચન નીકળ્યું. 'સાધનાને અર્થે તપશ્ચર્યા કરી પિતાએ અને એના ઊંડાણનો બધો લાભ મળ્યો દીકરાને.' રવીન્દ્રના જીવનમાં કયાંય તપશ્ચર્યા દેખાતી નથી. (એમણે સુખદુ:ખ ઓછું વેઠયું નથી. પણ એ તો જે ભાગે આવ્યું તે વેઠયું. તપશ્ચર્યા માટે એમણે દુ:ખ ઓઢયું હોય એવું કયાંય દેખાતું નથી. અને છતાં તપશ્ચર્યા દ્વારા બીજા લોકો જીવનના અને મનોવ્યાપારનાં જેટલાં ઊંડાણમાં પહોંચી શકે છે તે બધી સિદ્ધિ એમને મળી ગઈ.) જીવનની નિર્મળતા અને જીવનની સમૃદ્ધિ બંને રવિબાબુના કવનમાં આપણે જોઈ શકીએ છીએ. અને તેથી જ રવિબાબુની કાવ્યનિર્મિતિ આજ-કાલના જમાનાના ચિંતકોને તેમ જ જીવનવીરોને આટલી બધી આકર્ષક થાય છે.

એમાંથી જે બે ગીતો મને ઘણાં પ્રોત્સાહક નીવડયાં તેનો ઉલ્લેખ અહીં કર્યો છે. એ બે ગીતોનો અર્થ અહીં આપવાનું કામ મારું નથી. 'સંસ્કૃતિ'ના સંપાદક પોતાના વાચકોને માટે એ અર્થો આપવા જરૂરના માને તો એ આપવા માટે પોતે મારા કરતાં અનેકગણા સમર્થ છે. એ ગીતો મારી સાધના પર કેમ સવાર થયાં હતાં એટલું જ મારે અહીં બતાવવાનું હતું.

## ૭. સાર્વભૌમ હૃદયવાણી*

અસમ પ્રાન્તમાં મોટરબસમાં મુસાફરી કરતો હતો. શિલોંગથી ગૌહટ્ટી જતો હઈશ. બસમાં ઠીક ઠીક ભીડ હતી. સાથેના મુસાફરો ખાસ સંસ્કારી હોય એમ લાગતું ન હતું. એમનો સહવાસ સહન જ કરવાનો હતો એટલે મનમાંથી એ બધાને ભૂંસી કાઢી બહારની કુદરતની ભવ્યતા નિહાળતો નિહાળતો તદાકાર થવાનો પ્રયત્ન કરતો હતો. કુદરત સાથે ઐકચ જામતાં ઉપનિષદ્‌કારોનું સૂત્ર 'તજજલાનૂ' યાદ આવ્યું. 'તત્' એટલે પરબ્રહ્મ – એની સાથે 'જ,' 'લ' અને 'અન્' જોડી દેવાથી એ સૂત્ર તૈયાર થતું. ભગવત્ તત્ત્વમાંથી આ બધું જન્મેલું છે. આપણે એની સાથે લય પામી એમાં લીન થઈએ અને એની પ્રાણશક્તિથી પ્રાણિત થઈને (અન્) આપણે તન્મય અથવા તદ્રૂપ થઈ જઈએ, એવો એ સૂત્રનો મેં અર્થ ઘટાવ્યો.

એ સૂત્ર પ્રમાણે કુદરતરૂપી આદ્ય અવતારની હું શાંતપણે ઉપાસના કરતો હતો, એટલામાં મારી પડખે બેસીને ઝોલા ખાતા એક મજૂર જેવા દેખાતા યુવાનના હાથમાંથી રવિ ઠાકુરની અંગ્રેજી ગીતાંજલિ નીચે પડી! ગીતાંજલિ જોઈ અને તરત મારા મનમાં અનેક ભાવો પેદા થયા. હું જે ચોપડીમાંથી છેલ્લાં પચીસ-ત્રીસ વર્ષથી અસાધારણ આનંદ મેળવું છું, એ જ ચોપડીનો રસ આ ગરીબ વિદ્યાર્થી પણ મેળવે છે! જે ગીતોએ મારા હૃદયમાં ઘૂસીને મને અનેક વાર અસ્વસ્થ કર્યો હતો, એ જ ગીતો આ અજ્ઞાત યુવકના હૃદયમાં એ જ જાતનું મનોમંથન ચલાવતાં હશે! ગીતાંજલિ મેં પ્રથમ હરદ્વાર કે દહેરાદૂનમાં વાંચેલી, ત્યાર પછી વિદ્યાપીઠના સ્વરાજ્યપ્રેમી વિદ્યાર્થીઓને ભણાવેલી, એ જ ગીતાંજલિ અહીં, હિંદુસ્તાનના ઈશાન્ય ખૂણામાં, એક જુવાન – જેની પાસે પૂરતાં કપડાં પણ નથી, અને જેના મોઢા ઉપર ભણતરની છાપ પણ પડી નથી તે રસતરબોળ થઈને વાંચે છે! મોટરબસમાં જોયેલું એ દૃશ્ય મને સ્મરણમાં તરત ગીતાંજલિના પ્રસ્તાવનાલેખક કવિ યીટસ્‌ના વચન તરફ લઈ ગયું – "I have carried the manuscript of these translations about with me for days, reading it in railway trains, or on the top of omnibuses, and in restaurants,

* 'ગીતાંજલિ'નો ગુજરાતી અનુવાદ. (શ્રી નગીનદાસ પારેખ)

and I have often had to close it lest some stranger would see how much it moved me." સુદૂર આયર્લૅન્ડનો કવિ યીટ્સ, મુંબઈ તરફનો હું અને કામરૂપ દેશનો એ વિદ્યાર્થી બંગ કવિનાં આ ગીતોને લીધે એકહૃદય થયા હતા! હવે મારા મનનું દ્વૈત નીકળી ગયું. બસની અંદર નરી અરસિકતા મુસાફરી કરતી હતી અને બહાર ભગવાન રસેશ્વર પોતાના દર્શનનાં અનેક પાસાંઓ રજૂ કરતો હતો એવી જે સંકુચિત કલ્પના મનમાં જામી હતી તે હવે ઓગળી ગઈ અને અંતરબાહ્ય એકરૂપ થઈ 'તજ્જલાન્'ની શાંત ઉપાસના હું નિર્વિઘ્ને પૂર્ણ કરી શક્યો, અને તેથી મારો જૂનો અભિપ્રાય ફરી એક વાર દૃઢ થયો કે ગીતાંજલિ જીવનદેવતાની ઉપાસના કરવાની દીક્ષા આપતું ધર્મકાવ્ય જ છે.

*

'ગીતાંજલિ' અંગ્રેજીમાં પ્રગટ થયે ત્રીસ વરસ થયાં. આ અરસામાં આ જાતના ગીતસંગ્રહનો જે પ્રચાર થયો તે ખરેખર આજના જમાનામાં પણ આશ્ચર્ય પમાડે એવી વાત છે.

ગીતાંજલિ ભારતીય સંતસાહિત્યની પરંપરાની હોઈ દરેક ભારતીય હૃદયને સ્વાભાવિકપણે લાગે છે કે અમારા હૃદયનું જ આ આબેહૂબ અને ઉત્કૃષ્ટ પ્રતિબિંબ છે. કોકને એમ પણ થશે કે રવીન્દ્રનાથે આમાં નવું તે શું કહ્યું છે; આપણા બધા સંતો આજ સુધી જે કહેતા આવ્યા છે તે જ એમણે નવી ઢબે, કસાયેલી અને પરિમાર્જિત ભાષામાં લખ્યું છે એટલું જ. ખરી વાત જો એટલી જ હોત તો ગીતાંજલિ મૂળે અંગ્રેજીમાં જ આટલી લોકપ્રિય ન થાત, અને દુનિયાની તમામ ભાષાઓમાં એના જે અનુવાદો થયા છે તે તો કદી થાત જ નહીં. ભારતીય હૃદયવાણીમાં જે કાંઈ સારરૂપ અને વિશ્વજનીન છે, તે જ રવીન્દ્રનાથે પારખ્યું, અપનાવ્યું અને આધુનિક બુદ્ધિ અને હૃદયને સંતોષે એવા રૂપમાં રજૂ કર્યું. આમાં કશું ઉછીનું નથી. જે છે તે હૃદયની અનુભૂતિમાંથી પ્રગટ થયું છે. આમાંની એકેએક વસ્તુ ચિરપરિચિત હોવા છતાં બિલકુલ નવી, તાજી, શુદ્ધ અને સમૃદ્ધ છે. ગીતાંજલિ વાંચીને ચીની માણસ કહેશે, "મને આમ લખતાં ન આવડ્યું તેથી શું, પણ મને આમાં મારું જ હૃદય પ્રતિબિંબિત દેખાય છે." દક્ષિણ અમેરિકામાં જઈ વસેલો કોઈ સ્પૅનિયાર્ડ કહેશે કે મને પણ આવું જ કંઈક કહેવાનું મન થતું હતું પણ કેમ કહેવું એ સૂઝતું ન હતું. આફ્રિકાનો કોઈ ભણેલો કાફરો પણ કહેશે, "બરાબર આ જ વિચારો વ્યક્ત કરવા માટે અમારી અસંખ્ય પેઢીઓ મથતી હતી અને હૃદયની વાત વ્યક્ત થતી નથી એવી ગૂંગળામણની વેદના અનુભવતી હતી. ગીતાંજલિ અમારા હાથમાં આવી અને અમને અમારું હૃદય જડ્યું." અને પ્રાચીન પેગમ્બરોની પરંપરામાં ઊછરેલો કોઈ યહૂદી કહેશે કે "અમારા જ કોઈ નબીએ પોતાની સાધના પૂરી કરવા માટે ભારતમાતાને પેટે જન્મ લીધો છે."

જેમ દુનિયાના તમામ ધર્મો કુટુંબભાવના કેળવવા માટે ગાંધીજીમાં આવીને વસ્યા છે, તેમ જ દુનિયાભરના બુદ્ધિશાળી ભક્ત કવિઓ ટાગોરના હૃદયમાં

મજલિસ જમાવી બેઠા છે.

ચિરપરિચિતતાનું સમાધાન અને અનનુભૂત નવીનતાની ચમત્કૃતિ બંને એક સાથે આપણને આ ગીતાંજલિમાં મળે છે. જ્ઞાનેશ્વરની ભાષામાં કહું તો ગીતાંજલિનાં ગીતો એ કવિતાના છોડના છોલી કાઢેલા સ્વાદિષ્ટ લીલવા છે; ભક્તિરસનું નવનીત છે. સતારના તારો મેળવવાના પ્રયત્નમાં કર્ણકઠોર સૂર લાંબા વખત સુધી સાંભળ્યા પછી અંતે સ્વરમેળનો જેમ આનંદ મળે છે, તેમ જ હૃદયની ભાવનાઓ વ્યક્ત કરવાના અનેક દેશના અને અનેક કાળના અનેક ઉચ્ચાવચ પ્રયત્ન જોયા પછી હૃદય સંતોષથી કહે છે કે અત્યાર સુધી ધીરજપૂર્વક રાહ જોઈ તે અંતે ગીતાંજલિમાં સફળ થઈ ખરી.

સાદાઈ એ આ ગીતોનું સૌથી વધારે આકર્ષક ઘરેણું છે. નિખાલસતા એ આ ગીતોની સર્વોચ્ચ કળા છે. સાર્વભૌમતા એ આ કાવ્યોનું વૈશિષ્ટ્ય છે.

આગળપાછળ શું કહ્યું છે એનો વિચાર કર્યા વગર અને એકવાક્યતાની આવશ્યકતાનો સ્વીકાર કર્યા વગર કવિ જે વખતે જે મનમાં સ્ફુરે તે અહીં લલકારી દે છે. એમાં પરસ્પર વિરોધ છે કે કેમ, વિચારનો મેળ છે કે નથી એનો જરાસરખો વિચાર કરતો નથી. અમેરિકન કવિ વિટમનને કોકે કહ્યું કે તમારામાં પરસ્પર વિરોધી વચનો જડી આવે છે, તમે પોતાની વાત પોતે જ કાપી નાખો છો. ત્યારે એ આત્મવિશ્વાસી બેદરકાર કવિએ જવાબ વાળ્યો, "તમને કોણે કહ્યું કે હું એક માણસ છું? મારા હૈયામાં માનવીઓનો સાગર ઊછળે છે : જે વખતે જે કોઈ બોલ્યું તે બોલ્યું. મારે શું?" Do I contradict myself? Well then I contradict myself. I contain multitudes."

અને છતાં આ બધા વિવિધ ભાવોમાં રવીન્દ્રનાથનું વ્યક્તિત્વ અખંડપણે પરોવાયેલું દેખાય છે. જો આંતરિક એકતા હોય તો તે જાળવવાનો પ્રયત્ન કરવાની જરૂર ખરી? અને જો ન હોય તો કેવળ પ્રયત્નથી તે ઉપજાવી શકાય ખરી? માટે કવિને માટે કશું જાળવવાપણું ન હોય. જો બધી રીતે બેદરકાર રહેવાનો કોઈનો અધિકાર હોય તો તે કવિનો છે. એ થોડો જ કોઈ તત્ત્વજ્ઞ કે ફિલસૂફ છે કે તત્ત્વની લગામ મોઢામાં પકડી, દાર્શનિક યુક્તિને રસ્તે, ડાબલા પહેરીને એને દોડવું પડે? એ તો જીવનરૂપી બીડમાં સ્વૈરવિહાર કરવાને માટે સરજાયેલો હોય છે. જીવનનાં ઊંડાણમાંથી એ બોલે છે અને એને દૃઢ વિશ્વાસ છે કે જો જીવનમાં કોઈ એકરૂપતા હોય તો એની સ્વૈરકથામાં પણ એ એકતા એની મેળે જળવાવી જ જોઈએ.

*

શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની ભક્તિ કોઈ કડાકૂટવાળી સાધનાની ભક્તિ નથી, પણ સહજ જીવનવાળી સર્વસુલભ ભક્તિ છે, અને તેથી જ એક ગીતાંજલિમાં એમણે ભક્તિના અનેક પ્રકારો બતાવ્યા છે. મનુષ્યહૃદયમાં જેટલા ભાવો પેદા થઈ શકે છે તે બધાને મધુરપણે ઈશ્વર તરફ કઈ રીતે વાળવા એ એમણે આપણને બતાવ્યું

છે. જીવન જેવું છે તેવું જીવો, પણ એમાં હૃદયને ઈશ્વરાભિમુખ બનાવો, એટલે સૌ રૂડાં વાનાં થશે, એમ એમણે આપણને અનેક રીતે સમજાવ્યું છે એમની સાધના જીવનથી ડરતી નથી, જીવનને પરમાર્થવિરોધી ગણતી નથી, ઊલટું જીવનનો સંપૂર્ણપણે સ્વીકાર કરી એને કૃતાર્થ કરવા માગે છે, અને તેથી જ એમની સાધનાને જીવનયોગનું નામ આપવાનું મન થાય છે.

*

હમેશાં એવું માનવામાં આવે છે કે વૈષ્ણવ ધર્મ ખૂબ સહેલો છે. તપસ્યા, ઇંદ્રિયદમન, અને વૈરાગ્યની સાથે એને બનતું નથી. ગીતાંજલિમાંનાં કેટલાંક ગીતો ઉપરથી કેટલાકના મન ઉપર એવી જ છાપ પડી છે. 'વૈરાગ્યની સાધના દ્વારા મળતી મુક્તિ મારે નથી જોઈતી' (૯૫), અથવા 'હે પ્રભુ, તેં કહેલું કામ હું પાછળથી કરીશ, પણ ક્ષણભર મને તારી પાસે પહેલાં બેસવા દે' (૧૨), અથવા, 'મને ઊંઘ આવવા લાગી તો તેને દૂર કરીને હું ઈશ્વરની ઉપાસના કરવાનો નથી, પહેલાં આંખ ભરીને ઊંઘી લઈશ, અને તાજો થઈને પૂજાનો વિચાર કરીશ' (૭૨), આના જેવા ઉદ્ગારો ગમે તેટલા મીઠા અને મોહક હોય તોપણ તે સાધકના તો નથી જ નથી, એવું કેટલાકનું કહેવું છે. રવીન્દ્રનાથના તત્ત્વજ્ઞાનમાં તપસ્યા, ઇન્દ્રિયદમન, પુરુષાર્થ, પરાક્રમ જેવી બાબતોને ઝાઝું સ્થાન જ નથી, જ્યાં જુઓ ત્યાં વ્યાકુળતા અથવા સમાધાનની રેલંછેલ છે, એવું પણ કેટલાકને લાગે છે.

જે પ્રમાણે બીજમાંથી અંકુર, અંકુરમાંથી પત્ર, અને તેમાંથી ફૂલ ફળ એમ આપોઆપ નીકળે છે, તે પ્રમાણે સરળપણે રહીએ અને માંગલ્ય ઉપર નિષ્ઠા રાખીએ એટલે કોઈ પણ પ્રકારની દોડધામ કર્યા સિવાય બધું જ આયતું મળી રહેવાનું છે, એના જેવું કવિવરનું તત્ત્વજ્ઞાન છે, એવું સમજીને કેટલાક કહે છે કે આ બધું ગર્ભશ્રીમંતી તત્ત્વજ્ઞાન છે. મનુષ્યજીવન તો 'ધકાધકીનો મામલો' છે, જીવન કાંઈ કાવ્ય નથી, પણ રણસંગ્રામ છે, એમ કહીને કવિના કાવ્યમધુર તત્ત્વજ્ઞાનની કેટલાક લોકો અવજ્ઞા કરે છે, પણ ગીતાંજલિ ધ્યાનપૂર્વક વાંચનારને સર્વત્ર સાધના દેખાયા વિના રહેવાની નથી. સંસ્કારી પુરુષને, અને વિશેષ કરીને કવિ-હૃદયને કષ્ટ અને આયાસને સ્પષ્ટરૂપે પ્રાધાન્ય આપવાનું ગમતું નથી. જીવનને સુવાસમય, સૌંદર્યમય, અને આનંદમય બનાવવું એ જ તો કવિનું કામ હોય છે. 'हस्तं हस्तेन संपीडच दंतैर्दन्तान् विचूर्ण्य च । अंगान्यंगैः समाक्रम्य जयेदादौ स्वकं मनः ।।' એના જેવી સાધના ગીતાંજલિમાં ન મળે તો તેમાં કવિનો દોષ નથી.

'ગીતાંજલિ'માં સર્વત્ર ઈશ્વરનિષ્ઠા, ઈશ્વરભક્તિ અને માંગલ્યની જ ઉપાસના નજરે પડે છે. 'આમાર સકલ અંગે તોમાર પરશ' (કાવ્ય ૩૪) એ શુભ સંકલ્પ કરતાં અધિક ઉચ્ચતર સાધના કઈ હોઈ શકે? 'સર્વ કર્મે તવ શક્તિ એઈ જેને સાર, કરિબ સકલ કર્મે તોમારે પ્રચાર' (કાવ્ય ૩૪) એના કરતાં મોટી તપસ્યા ક્યાંથી મળવાની હતી?

ગીતાંજલિમાં સર્વત્ર આર્યભાવના જ દેખાય છે. ગીતાંજલિ એ એક તર્કબદ્ધ ફિલસૂફી અથવા વિશિષ્ટ કવિવૃત્તિ નથી પણ એક સમગ્ર સંસ્કૃતિ સૂચક જ છે.

*

'ગીતાંજલિ' ભાગ્યશાળી ચોપડી છે. બંગાળીમાં એ લખાઈ કે તરત લોકોને મોઢે ચડી. અંગ્રેજીમાં એનો અનુવાદ થયો અને એને દુનિયાનું સૌથી મોટું ઇનામ–નોબેલ પ્રાઇઝ – મળ્યું. અને ત્યાર પછી હું માનું છું કે દુનિયાની એકેએક ભાષામાં એના અનુવાદો થયા છે. અને જે જે ભાષામાં ગીતાંજલિએ અવતાર લીધો છે તે તે ભાષાના લોકો એક જ એકરાર કરતા આવ્યા છે કે આ કાવ્યકૃતિ વાંચતાં હૃદયનો એકેએક તાર ઝણઝણી ઊઠે છે. મરાઠીમાં જ ગીતાંજલિના ત્રણ અનુવાદ થયા છે. એમાંનો સૌથી છેલ્લો સંતકવિ તુકારામે યોજેલા અને અમર કરેલા અભંગ વૃત્તમાં થયેલો છે. જો મહારાષ્ટ્રના સાક્ષરોમાં સંતસાહિત્ય વિશે અને આધ્યાત્મિક અનુભવ વિશે અનાસ્થા ન હોત અને અતીન્દ્રિય અનુભવને શૂન્યવાદ કે ગૂઢ ગુંજનનું નામ આપી બદનામ ન કર્યો હોત તો ગીતાંજલિ મરાઠીરૂપમાં ઘેર ઘેર પ્રાર્થનામાં ગવાઈ હોત.

ગુજરાતીમાં ગીતાંજલિનો અનુવાદ અત્યાર સુધી થયો નથી એમ માનતાં મુશ્કેલી આવે છે. અને છતાં હું તો શ્રી નગીનદાસ પારેખનો અનુવાદ જ ગુજરાતીમાં સૌથી પહેલવહેલો જોઉં છું.* શ્રી નરસિંહરાવભાઈએ જો ગીતાંજલિની કોઈ અભંગમાળા ન બનાવી હોય તો એ આશ્ચર્ય જ કહેવાય.

બંગાળ અને ગુજરાત હિંદુસ્તાનના બે છેડા છે. છતાં એ બે પ્રાંતની ભાષાઓ વચ્ચે ઘણું સામ્ય છે. અધ્યાપક શ્રી નગીનદાસ પારેખે ગુજરાત વિદ્યાપીઠમાં તેમ જ શાંતિનિકેતનમાં રહી એ બંને ભાષાનું અધ્યયન કર્યું છે. અને એ રીતે એ બે પ્રાંત વચ્ચેના 'સંસ્કારિતાના એલચી'નું સ્થાન પ્રાપ્ત કરવાની એમની યોગ્યતા છે. ગીતાંજલિની લોકપ્રિયતા અને સંસ્કારી સાદાઈ જોઈ કોઈ પણ ઉભયભાષાકોવિદ આનું જ ભાષાંતર પ્રથમ હાથ ધરવાને લલચાત, પણ શ્રી નગીનદાસે તેમ નથી કર્યું. એમણે રવિબાબુની તેમ જ શરદબાબુની અનેક કૃતિઓના અનુવાદ કરી કરીને પોતાની કલમ કસાયા પછી જ ગીતાંજલિ જેવા ભારતીય સંસ્કૃતિના પરિપકવ ફળનો રસ ગુજરાતીમાં ઉતારવાનો પ્રયત્ન કર્યો છે. રવિબાબુએ બીજા અર્થમાં જે કહ્યું હતું કે પોતાની જ પાસે આવવા માટે સહુથી દૂરનો રસ્તો લેવો પડે છે, અને એક સાદો રાગ પૂર્ણતાએ ગાવા માટે ઘણી અટપટી સ્વરસાધના મારફતે પસાર થવું પડે છે, એ અહીં ચરિતાર્થ થયું જણાય છે.

ગીતાંજલિની ભાવવાહિતા જેટલી અલૌકિક છે, તેટલું જ તેનું નાદમાધુર્ય પણ અપ્રતિમ છે. રવિબાબુ જેવા શબ્દસૃષ્ટિના વિધાતાના હાથમાં બંગાળી ભાષા જે નવી નવી શક્તિ ખીલવી બતાવે છે, તે જોઈ કોઈ પણ ભાષાભક્ત 'તુમિ કેમન કરે ગાન કરો જે ગુણી, અવાક્ હોયે સુનि કેબલ સુનિ' એમ જ કહેવાનો અને રવિબાબુનું ભાષાસૌષ્ઠવ અને એની શબ્દચમત્કૃતિ પોતાની ભાષામાં ઉતારવાનો પ્રયત્ન કરવાનો. શ્રી નગીનદાસે મૂળ બંગાળી પદોનું ભાષાસૌષ્ઠવ ગુજરાતીમાં

* અત્યાર સુધીમાં ગુજરાતીમાં 'ગીતાંજલિ'ના પાંચેક અનુવાદો થયેલ છે. મારો અનુવાદ છઠ્ઠો છે. —ન.

ચાવચ્છક્ય જાળવવાનો પ્રયત્ન કર્યો જ છે. બંગાળી છંદ પણ ગુજરાતીમાં આણવાનો તેઓ પ્રયત્ન કરત તો તે યોગ્ય જ ગણાત. એમના કરતાં ઓછી તૈયારીવાળા લોકોએ એ પ્રયત્ન સફળતાપૂર્વક કર્યો પણ છે. પણ નગીનભાઈને આ બાબતમાં ગુજરાતીના છંદો જ વાપરવાનું ઇષ્ટ જણાયું. ઘરના છંદોની શક્તિ જ્યાં અપૂરી જણાય ત્યાં જ નવા છંદો યોજવા એવો આદર્શ એમણે પોતાની આગળ રાખ્યો જણાય છે.

મેં પહેલવહેલા ગુજરાતીના છંદ સાંભળ્યા તે હરિગીત અને ઝૂલણા. એમાંનું હરિગીત નામ તો સરસ લાગ્યું. ઝૂલણા શબ્દ પરથી હાલરડાનો ખ્યાલ આવતો અને તેથી એ છંદની ભાવવાહિતા વિશે મનમાં સદ્‌ભાવ બંધાયો ન હતો. ઝૂલણા છંદની કેવી કવિતા તે વખતે મેં વાંચી હતી તેનું અત્યારે સ્મરણ નથી, પણ ઉદાત્ત રસ વ્યક્ત કરવાની શક્તિ એ છંદ ધરાવતો હશે એવી શંકા સરખી ત્યારે આવી ન હતી. તેવી કવિતા જ્યારે અહીં વાંચવાને મળી ત્યારે એ છંદ અતિશય ગમવા લાગ્યો પણ નામ પ્રત્યેનો અણગમો કાયમ રહ્યો છે! પ્રસ્તુત પુસ્તકમાં જે થોડાં ગીતો ઝૂલણા છંદમાં લખાયાં છે તે જોઈ ખાતરી થઈ કે ભાઈ નગીનદાસને છંદ પસંદ કરતાં સરસ આવડે છે.

અંગ્રેજી ગદ્યમાં ગીતાંજલિ વાંચ્યા પછી ગુજરાતીમાં પણ મધુરી તાલબદ્ધ ગદ્યશૈલી ખીલવવાનું કેને મન ન થાય? શ્રી નગીનદાસે અહીં એ દિશામાં પણ વચમાં વચમાં પ્રયત્ન કરી જોયો છે. સંસ્કૃત કવિઓએ અનુભવથી કહ્યું છે, "गद्यं कवीनां निकषं वदन्ति ।" પદ્યમાં તાલ વૃત્તની મદદથી ગમે તેવી ભાષા રૂપાળી કરી શકાય, ચાર શબ્દો વધારે પડ્યા તોયે પદ્યમાં ખપી જાય છે. ગદ્યમાં એવું નથી. શરીર પરની વધારે પડતી ચરબી કાઢી નાખવા માટે યુરોપ-અમેરિકાની રમણીઓ જેમ દુનિયાભરના ઉપાયો અજમાવે છે, તેમ ગદ્યસ્વામી પોતાનું લખાણ શિસ્તબદ્ધ, સુઘડ, અલ્પાક્ષર છતાં બહ્‌વર્થ બનાવવા માટે દરેક વાક્યને અનેક રીતે મઠારે છે અને ઘૂંટી ઘૂંટીને એમાં લાવણ્ય આણે છે. સંસ્કારી વાચક નગીનદાસનું ગદ્ય ભાષાંતર મૂળ પદ્યો સાથે પણ સરખાવવાનો અને અંગ્રેજી અનુવાદો સાથે પણ પડતાળવાનો — તાળો મેળવી જોવાનો. આપણી ભાષામાં સર્વાંગ-સુભગ અનુવાદો રજૂ કરવાના દિવસો હવે આવી ગયા છે. એટલે જ આ આદર્શ વિશે અહીં આટલો વિસ્તાર કર્યો છે. ઉત્તમ ગદ્ય જો યોગ્ય છટાથી વાંચવામાં આવે તો તેમાંથી એક જાતનો કેફ પેદા થાય જ છે અને ગદ્ય શબ્દયોજનામાં એવી તો નાજુકાઈ માગે છે કે દરેક શબ્દ અન્વર્થક અને ઔચિત્યપૂર્ણ હોવા ઉપરાંત તાલમાં કે વર્ણરચનામાં ક્યાંય કઠે એવો ન હોવો જોઈએ. એકાદ ફકરો એક વાર સાંભળ્યો કે કેવળ ભાવને કારણે નહીં, પણ ભાષાને કારણે પણ તે ફરી વાંચવા-સાંભળવાનું મન થવું જોઈએ, અને જોતજોતામાં માણસની જીભ ઉપર એ ચઢવો જોઈએ. છંદની મદદ વગર આટલું પ્રાગલ્ભ્ય પ્રાપ્ત કરવું એ ખરેખર કવિની કસોટી જ છે. છંદોવ્યાયામથી ભાષાસૌષ્ઠવ ભલે વધો પણ ગદ્યની ગરિમા

કેળવવાથી જ ભાષાનો દરેક અર્થઘન શબ્દ "स्वर्गे लोके कामधुक् भवति।"

શ્રી નગીનદાસનો અનુવાદ સાંભળતી વખતે આ આદર્શનું સ્મરણ થયું એ જ એમની કૃતિની યોગ્યતા સિદ્ધ કરવા માટે બસ છે.

## ૮. રૂપાન્તરનો અધિકાર

આપણા યુગના શ્રેષ્ઠ કવિ શ્રી રવીન્દ્રનાથ ઠાકુરની બે વાર્તાઓ અને બે નાટકો* પરથી ઉપજાવી કાઢેલા આ રેડિયો સંવાદો છે. એ સંવાદો આકાશવાણી પર ભજવાયા, લોકોને ગમ્યા, અને સંપાદક તેમ જ પ્રકાશકને એ પુસ્તકાકારે પ્રકાશિત કરવાનું મન થયું એ જ પુરાવો બસ છે કે આ રૂપાંતરો કરવામાં શ્રી ચંદ્રકાન્તભાઈને સારી સફળતા મળી છે.

જેમણે રવિબાબુની મૂળ કૃતિઓ વાંચી છે તેમને આ સંવાદો સાંભળતાં અથવા વાંચતાં મૂળ કૃતિનું સ્મરણ જાગ્રત થવાથી એક જાતનો આનંદ થવાનો છે. અને જેમણે મૂળ કૃતિઓ વાંચી નથી, સાંભળી યા જોઈ નથી, તેમને આ રૂપાંતરો સાંભળતાં કે વાંચતાં બીજી જ જાતનો આનંદ થવાનો છે. આ રૂપાંતરોની સફળતાની કસોટી આ બીજી કોટિના વાચકોના આનંદ ઉપરથી જ થવી જોઈએ, કેમ કે મૂળ અખંડ કૃતિનું સ્મરણ એમની મદદમાં ન આવી શકે. જો આ સંવાદોની અંદર વાચકોને આખા વ્યંગ્યાર્થ મેળવવા જેટલું પૂરતું સૂચન મળી રહે તો રૂપાંતર પૂર્ણપણે સફળ થયું. બીજી કસોટી એ છે કે વાચક વ્યંગ્યાર્થ શોધવા ન બેસે તોપણ એને આનાથી સીધો અને સ્વતંત્ર સંતોષ મળે છે કે નહીં. હું માનું છું કે આ રૂપાંતરોને બન્ને કસોટીમાંથી પસાર થતાં મુશ્કેલી નહીં જ પડે.

પણ રસિકો ઘણી વાર એક જુદો જ સવાલ ઉઠાવે છે — કોઈ સમર્થ કવિની નિતાન્ત સુંદર કલાકૃતિમાં કાટછાંટ કરી એને સમારવાનો અધિકાર માણસને છે ખરો? પ્રશ્ન પૂછનારનો અભિપ્રાય એના પ્રશ્નમાં જ સ્પષ્ટ થાય છે કે કલાકૃતિ ખંડિત ન જ કરાય. મહારાષ્ટ્રી કવિ નારાયણ વામન ટિળકની કવિતામાં કોઈ સંપાદકે ફક્ત સહેજસાજ ફેરફાર કર્યો હશે. કવિ એથી ઘવાયા. એમણે પોતાની વેદના વ્યક્ત કરતી એક આખી કવિતા રચી સંપાદકને મોકલી દીધી. એમાંની નીચેની લીટીઓ વિચારવા જેવી છે:

कोमल कौशल्यें नटला
  कर तुमचा जरी किती असला ।
तरी तयाने माझ्यां कवनें जरा स्पर्शणें
  सहन न होओ मुळि भजला ॥

---

*'રવીન્દ્રનાથ ઠાકુરનાં ચાર એકાંકી': રૂપાન્તરકાર ચન્દ્રકાન્ત મહેતા.

याहुनी प्राण भला गेला ।
ही निश्वसिते, कोण साडते, मम हृदयीं ते
विचारनी भिजुनी त्याला ।
पुढे करा मग कर अपुला ।।

કવિની લાગણી સાથે પૂરો સમભાવ રાખીને પણ કહેવું પડશે કે લાંબી કવિતાઓ ટૂંકાવવાનું કામ સંપાદકોએ હંમેશાં કર્યું છે. એક કૃતિમાંથી બીજી કૃતિઓ ઉપજાવતા કવિઓ પણ અટકયા નથી. કાવ્ય-પરંપરા જ એવી છે.

કોઈને એક સરસ વાર્તા સૂઝી. એણે એ બીજાને કહી. સાંભળનારે પોતાની અભિરુચિ પ્રમાણે એની નવી આવૃત્તિ કરી. આમ મુખાંતર ચાલ્યું. મૂળ કથા અનેક લોકોના અને જમાનાઓના સંસ્કારો પામીને દંતકથા અથવા લોકકથા બની. મૂળ કથાના રચયિતાનું નામનિશાને ન રહ્યું. દરેક સમાજમાં આવી દંતકથાઓ અને લોકકથાઓ હવામાં તરંગતી હોય છે.

આગળ જતાં વ્યાસ અથવા વાલ્મીકિ જેવા સંસ્કૃતિધુરીણો પોતાનાં મહા-કાવ્યોમાં એમનો ઉપયોગ કરે છે. લોકકથાઓ અને મહાકાવ્યોમાં સ્થાન મળવાથી એ કથાઓને પ્રતિષ્ઠા મળે છે. મોટાં સાંસ્કૃતિક કાર્યમાં ભાગ લીધાનું શ્રેય અને સમાધાન એમને મળે છે અને એમનો પ્રચાર સાર્વભૌમ બને છે.

આથી ઊલટું એમ પણ કહી શકાય કે દેશદેશાંતરની યાત્રાઓ કરી આવેલી અનેક દંતકથાઓનું ઉપજીવન કરવાથી મહાકાવ્યો પણ સર્વમાન્ય, રાષ્ટ્રમાન્ય બને છે અને આગવી પ્રતિષ્ઠા મેળવે છે.

લોકકથાઓને અને દંતકથાઓને આમ મહાકાવ્યોમાં સ્થાન મળ્યા પછી એમાં વિશેષ ફેરફાર થતો નથી. લોકો આદિ કવિઓના શબ્દોમાં જ એ કથાઓને કંઠ કરવાનું પસંદ કરે છે

પણ એટલાથી કોઈ કાવ્યકૃતિઓને ધ્રુવની પેઠે અચળ સ્થાન મળતું નથી. વ્યાસ વાલ્મીકિ પછી આવેલા ભાસથી માંડીને રવીન્દ્રનાથ સુધીના આપણા અસંખ્ય કવિઓએ આદિકાવ્યોમાંથી સારા સારા પ્રસંગો પસંદ કરી, એના ઉપર પોતાની પ્રતિભા અજમાવી છે, અને મૂળ કથા લોકવિશ્રુત હોવાને કારણે જાત જાતનાં સૂચનો ઉપજાવવાની તક સાધી છે. કાલિદાસનું 'વિક્રમોવર્શીય' નાટક લો. એમાં એણે એક જૂની વૈદિક કથાથી પ્રારંભ કર્યો છે. 'શાકુંતલ' શું, કે 'માલવિકાગ્નિમિત્ર' શું, જૂની વાર્તાઓને આધારે જ કલાકૃતિઓ સંભવી છે. કોઈ મહાકવિ પોતાની કૃતિ વિશે ભલે કહે चिया निबद्धेयम् अतिद्वयी कथा । તોપણ એની પાછળ કોઈ જૂની વાર્તા જડવાની જ.

આવી સ્થિતિમાં કલાકૃતિઓનું અનુકરણ, એનો વિસ્તાર અથવા સંક્ષેપ ચાલવાનાં જ. અને જ્યાં અનુવાદ કરતા હોઈએ ત્યાં તો કલાકૃતિઓનું અનુકરણ પૂરેપૂરું થવાનું જ નથી. એક જ દાખલો લઈએ. જો જંગલમાં દવ લાગે તો બંગાળીમાં કહેશે 'आगून लेगे छे बजे' હવે જ્યારે ફાગણ માસ બેઠો અને જંગલમાં જ્યાં-

ત્યાં કેસૂડાંનાં કે એવાં જ બીજાં જવાળારંગી ફૂલો ઊભરાય ત્યારે અંગ્રેજીમાં કહેશે 'The forest was aflame with these flowers.' આનો લાભ લઈ રવિબાબુએ આગૂન સાથે ફાગૂનનો મેળ બેસે છે એ જોઈ ગાયું :

फागून लेगे छे बने बने !

ગુજરાતીમાં જ્યાં સુધી દવને આગૂન કહેવાની સગવડ નથી ત્યાં સુધી રવિબાબુની પંક્તિનો પૂરો અનુવાદ ગુજરાતીમાં થાય જ નહીં, અને આગૂન સાથેની સરખામણી છોડી જ દેવી પડે. આવી મુશ્કેલી દરેક ભાષામાં હોય જ છે – એનો કશો ઈલાજ નથી.

જ્યાં સુધી નિશાળોમાં ઉત્સવ ઊજવાય છે, ત્યાં સુધી કલાકૃતિમાંથી અમુક પ્રસંગો વીણાઈને વપરાવાના જ. અને આજના જનતાયુગમાં સામાન્ય માણસને સુંદર કલાકૃતિઓનો આસ્વાદ એની શક્તિ જેટલો જ આપવો રહ્યો.

'કલાકૃતિઓ બોધગર્ભ હોય, પણ તે બોધ સ્પષ્ટ શબ્દોમાં બહાર કાઢી આપવાનું કામ કરવામાં ઔચિત્ય નથી' એ આપણે જાણીએ છીએ અને દરેક કલાકૃતિ સગર્ભા હોવી જ જોઈએ એવુંયે નથી. ચિત્તવૃત્તિમાં રસ જામે એટલે બસ : પછી એ ઉન્માદનો હોય, વિષાદનો હોય, કારુણ્યનો હોય કે વ્યર્થતાનો હોય.

'શાસ્તિ' અથવા 'સજા' એ વાર્તામાં આપણા સમાજમાં સ્ત્રીનું સ્થાન કેવું છે અને એ બધું સહન કરીને પણ સ્ત્રી કેટલે ઊંચે ચડી શકે છે એનો તાદૃશ ચિતાર આપેલો છે. અને બધી રીતે જાગરૂક રહેનાર કાનૂન ગમે તેટલો તર્કશુદ્ધ વિચાર કરે તોયે એ કેમ આંધળો જ રહેવાનો છે, એનું પણ સૂચન એ વાર્તામાં મળે છે.

'શેપેર રાત્રી' અથવા 'માસી'વાળી વાર્તામાં સત્ય-અસત્યનો જરાય વિચાર કર્યા વગર પોતાના ભાણેજને બચાવવા ખાતર માસી કેટલી ઉદાત્તતા ધારણ કરી શકે છે એનો સુંદર ચિતાર આપણને અવાક્ કરે છે.

'શ્યામા'ની કહાની બધે ગવાઈ છે; સ્ત્રી જ્યાં આફ્રીન થાય ત્યાં સર્વસ્વ અર્પણ કરે છે, અને પછી પોતા ઉપર આફ્રીન થયેલા નવયુવકને બલિદાનમાં ચડાવે છે અને પોતે ભયાનક તિરસ્કારને પાત્ર બને છે; એ વાતાવરણ ખરેખર રૂવાડાં ઊભાં કરે એવું છે.

'ફાલ્ગુની'નો બુઢ્ઢો તે ગુહામાં સંતાયેલો પુરાણપુરુષ આત્મારામ છે. એને લઈને કવિ આટલી હળવી નાટિકા લખી શકે છે અને શાસ્ત્રોક્ત કવિની ઠેકડી કરી શકે છે એ જ એનું કૌતુક છે.

અમારી ખાતરી છે કે આ ચાર એકાંકિકા વાંચી, પાઠક એવો તો ઉત્તેજિત થશે, કે મૂળ કૃતિનો ગુજરાતી અનુવાદ શોધી કાઢીને વાંચ્યા વગર રહેવાનો નથી. એથીયે આગળ મૂળ બંગાળી સુધી એ જશે કે કેમ એ તો કોણ કહી શકે? આપણે તો એટલું જ કહીશું: भाग्यायत्तम् अतः परम् ।

તોકયો જાપાન
૨૭-૫-'૬૨

# વિશ્વ-સમન્વયનો પ્રારંભ

(ભારત માતાનું મિશન)

દક્ષિણ આફ્રિકા જેવા અત્યંત પ્રતિકૂળ પ્રદેશમાં સેવાનો પ્રારંભ કરી ગાંધીજીએ જે અનુભવ મેળવ્યો, અને આદર્શ કેળવ્યો, એનો લાભ ભારત મારફતે માનવ-જાતિને આપવાના હેતુથી તેઓ સન ૧૯૧૫માં કાયમને માટે સ્વદેશ આવ્યા; અને એમણે ગુજરાત મારફતે પ્રારંભ કરવાનું નક્કી કર્યું. અમદાવાદ-સાબરમતીમાં સત્યાગ્રહાશ્રમ સ્થાપ્યો. અને જેવા સાથીઓ મળ્યા, તેવાને લઈને જીવન-સાધના દ્વારા સંસ્કૃતિસેવાનો પ્રારંભ કર્યો. એ આશ્રમમાં બે વખતની પ્રાર્થનામાં ચલાવવા માટે જે ભજનો પસંદ કર્યાં, તે 'આશ્રમભજનાવલિ' એ નાનકડી ચોપડીમાં સંગૃહીત છે.

બહુવંશી, બહુધર્મી અને બહુભાષી આ દેશની વિવિધ પ્રજાને સંગઠિત કરી માનવજાતિની સેવા કરવાનો જે આદર્શ એમણે સ્વીકાર્યો તે એમના એ આશ્રમના કાર્યક્રમમાં અને ત્યાંની બે વખતની પ્રાર્થનામાં પ્રતિબિંબિત થયેલો જડશે.

આ દેશને વિદેશી પ્રજાની ગુલામીમાંથી મુક્ત કર્યા વગર, રાષ્ટ્રીય સામર્થ્ય કેળવાય નહીં, અને ભારત માતાનું જાગતિક મિશન શરૂ ન કરી શકાય, એમ જોઈ એમણે પ્રજાજાગૃતિનો અને રાષ્ટ્રીય સંગઠનનો એક જબરદસ્ત કાર્યક્રમ અમલમાં આણ્યો. ત્રીસેક વર્ષની અંદર આપણે સ્વતંત્ર થઈ શકયા. પણ સાથે સાથે આપણે મહાત્માજીની સેવા પણ ખોઈ. ભારત માતાની ઉત્કૃષ્ટ સેવા એમણે પોતાના તેજસ્વી જીવન મારફતે, અને અંતે પોતાના બલિદાન મારફતે પણ કરી. એમની એ પ્રેરણાનું બીજ આપણને એમની આશ્રમપ્રવૃત્તિમાં મળે છે. અહીંની સંસ્કૃતિની અદ્ભુત તેજસ્વિતા એમણે સત્યાગ્રહ જેવી સાત્ત્વિક યુદ્ધનીતિ દ્વારા ખીલવી બતાવી. આખી માનવજાતિ માટે એમની આ અદ્વિતીય સેવા ગણાશે.

એવા એ મહાત્માજીના આશ્રમમાં ચાલતી પ્રાર્થનાઓમાં નિત્ય ગવાતાં ભજનોનો ભાવ, ગાંધીદૃષ્ટિથી સમજાવવાનો પ્રયત્ન તે વખતનાં આ બેતાળીસ પ્રવચનોમાં કરેલો છે.

સ્વતંત્ર થયા પછી ભારત માતાનું મુખ્ય મિશન આખી દુનિયામાં 'સત્ય અને અહિંસા, સંયમ અને સેવા-દ્વારા' વિશ્વ-સમન્વય સ્થાપવાનું છે. આ દેશ બહુવંશી, બહુભાષી અને સર્વધર્મી છે. તેથી જ આ દેશમાં સમસ્ત માનવજાતિની, અને તમામ વિશ્વની, સેવા કરવાની ઉત્તમ સંભાવના પણ છે.

એને માટે જરૂરી પ્રેરણા ગાંધીજીના જીવનકાર્ય દ્વારા અને ખાસ તો આશ્રમ-સેવા દ્વારા મળી શકે. અનેક ધર્મના અને અનેક ભાષાના સેવકો જેમ જેમ આશ્રમમાં ભેગા થતા ગયા તેમ તેમ જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિનો આપણો આદર્શ ઉદાર, તેજસ્વી અને સર્વકલ્યાણકારી થતો ગયો.

આ આખી પ્રવૃત્તિનો પ્રારંભ ગુજરાતમાં થયો. ગુજરાતે જ આ પ્રવૃત્તિ માટે મોટી સંખ્યામાં સેવકો પૂરા પાડયા. અહીં ગુજરાત બહારના જે લોકો આવ્યા, તેઓ પણ ગુજરાતીઓની પ્રેમળ ઉદારતાને પરિણામે ગુજરાતી થઈ ગયા. અનેક ભાષાનાં ભજનોનો ભાવ અને એમાંથી ગાંધીદૃષ્ટિથી લેવાનો બોધ અહીં ગુજરાતીમાં જ આપેલો છે.

લગભગ ચાળીસ પ્રવચનોને એકત્ર કરી આ ભજનાંજલિ તૈયાર કરવામાં આવી છે. પ્રવચનો ભલે મેં આપ્યાં હોય પણ આ પ્રવચનો પાછળનું ચિંતન મહાત્માજીનું અને આશ્રમના તમામ સાથીઓનું છે. એ પ્રવચનો એકત્ર કરવાનું કામ પણ આશ્રમના સાથીઓએ જ કર્યું છે. એમાં ચાળીસ વર્ષના મારા સાથી શ્રી અમૃતલાલ નાણાવટીનો ભાગ તો હોય જ. એમણે કઠણ શબ્દોના અર્થો પણ તે તે ઠેકાણે આપી આ સંગ્રહની ઉપયોગિતા વધારી છે.

હમણાં જ ખબર મળ્યા કે કેટલાક આશ્રમવાસીઓએ પૂ. બાપુજીનાં કેટલાંક ભજન-પ્રવચનો લખી રાખ્યાં છે. એમાં શ્રી પ્રભુદાસ ગાંધીએ વિશેષ મહેનત કરી છે. એ બધો મસાલો મેળવી એક સ્વતંત્ર ચોપડી પ્રકાશિત કરવી શકય થશે એમ લાગે છે.

ભારત માતાના હવે પછીના જાગતિક મિશનને પોષક એવાં મળે તેટલાં પ્રવચનો એકત્ર કરીને ભિન્ન ભિન્ન ભાષામાં જનતા સુધી પહોંચાડવાનો વિચાર છે. આઝાદ થયા પછીના આપણા રાષ્ટ્રીય પુરુષાર્થમાં જે દોષો અને મૂંઝવણો જોવામાં આવી છે તે દૂર કરવામાં પણ એમનો ઉપયોગ થાય.

ભારત માતાના આ યુગના મિશનનો સંદેશો શહેરની અને ગામડાંની જનતા સુધી પહોંચાડવો જ જોઈએ. અને એ રીતે ઘેર જીવનશુદ્ધિ અને જીવન-સમૃદ્ધિ સાધવા સાથે આપણે સમસ્ત વિશ્વસેવા માટે પણ યોગ્ય સેવકો તૈયાર કરવા જોઈએ. એમાં 'સર્વધર્મના ભગવાન'ની સહાયતા આપણને મળે એ આપણી સહુની હાર્દિક પ્રાર્થના હોવી જોઈએ.

મહાશિવરાત્રિ, કાકા કાલેલકર

૨૧–૨–૧૯૭૪

પૂ. કસ્તૂરબાની પુણ્યતિથિ

વર્ધા

# ૧. જતનસે ઓઢી ચદરિયા

[રાગ: ભૈરવી – તીન તાલ]

ઝિની ઝિની ઝિની ઝિની
બિની ચદરિયા.
કાહે કૈ તાના, કાહે કૈ ભરની
કૌન તારસે બિની ચદરિયા.
ઈંગલા પિંગલા તાના ભરની
સુષમન તારસે બિની ચદરિયા.
આઠ કંવલ દલ ચરખા ડોલૈ
પાંચ તત્ત, ગુન તિની ચદરિયા.
સાંઈ કો સીયત માસ દસ લગે
ઠોક ઠોકકે બિની ચદરિયા.
સો ચાદર સુર નર મુનિ ઓઢી
ઓઢીકે મૈલી કિની ચદરિયા.
દાસ કબીર જતનસે ઓઢી
જ્યોંકી ત્યોં ધરિ દિની ચદરિયા.

કબીરના આ પ્રખ્યાત ભજનનાં એકબે અનુકરણો પણ થયાં છે. જેઓ મહા-કવિ છે અથવા લોકકવિ છે તેઓ અટપટી ઉપમાઓ અને રૂપકો બનતાં સુધી વાપરતા નથી. વિશાળ લોકજીવનના સામાન્ય અનુભવમાંથી જ તેઓ પોતાની કવિતાનો મસાલો મેળવી લે છે. ધમ્મપદ, સુત્તનિપાત વગેરે ગ્રંથોમાં પણ એમ જ છે. રાજા ભર્તૃહરિનાં સુભાષિતોમાં પણ કરોડો લોકોના અનુભવોનો અને કલ્પનાઓનો મસાલો જ વપરાયો છે. કબીર ન્યાતે વણકર હતો. એટલે ચાદરની અને વણાટની ઉપમા એને સૂઝે એમાં આશ્ચર્ય શું ?

તાણાની તૈયારી કરી જેમ એમાં વાણો વણાય છે, તે જ પ્રમાણે પૂર્વજન્મના સંસ્કારો, માબાપો પાસેથી મળેલો વારસો, કુળધર્મની ટેક, પોતાના જમાનાની લોકસ્થિતિ અને જન્મજન્માંતર સાથે સંકળાયેલી સ્વધર્મ જેવી શ્રદ્ધા, એ બધો આપણા જીવનનો તાણો છે. એ તાણાનો જોગ સાધી એની અંદર દૈનંદિન

---

બિની–વણી. ભરની–વાણો. ઈંગલા–ઇડા અને પિંગલા એ કેડથી ઉપર માથા સુધી જતી જમણી અને ડાબી બાજુની નાડીઓ છે. અને સુષુમ્ણા એ બે વચ્ચેની નાડી છે. સુષમન–સુષુમ્ણા. કંવલ–કમળ. તત્ત–તત્ત્વો, ગુન–સત્ત્વ, રજ અને તમ ત્રણ ગુણો. સાંઈ કો–વિધાતાને. જતનસે–ખૂબીથી સાચવીને.

જીવન, એમાં મળતા અનુભવો, એની મારફતે ખીલવેલી કલ્પનાઓ અને મહત્ત્વાકાંક્ષાઓ, એમાંથી નીતરતાં સુખદુ:ખો અને લાભહાનિઓ એ બધો આપણા જીવનનો વાણો છે.

જેમનું જીવન ઉત્કટ છે તેમના જીવનનો આ વણાટ ઘટ્ટ હોય છે. જેમનું જીવન છીછરું છે, તેમનો વણાટ સ્વાભાવિક રીતે પાંખો-પાતળો અને કાચો હોય છે. શ્રદ્ધા અને અનુભવો, પૂર્વસંસ્કારો અને નવા પુરુષાર્થો જ્યારે ઓતપ્રોત થાય છે, ત્યારે એમાંથી અવનવી ભાત પડતી જાય છે; અને એ જ જીવનનો સાચો ઉપયોગ અને આનંદ છે.

આવી રીતે બનેલી 'ચાદર તે આપણું આ શરીર છે.

માણસને જેમ કુશળતાપૂર્વક વણતાં આવડવું જોઈએ, તેમ જ વણેલી ચાદર કુનેહપૂર્વક વાપરતાં પણ આવડવું જોઈએ. શરીર જો સ્વચ્છ હોય, અને આખા દિવસની પ્રવૃત્તિ પણ જો નિર્મળ હોય, તો સવારે ઓઢેલાં કપડાં સાંજ સુધી મેલાં શા માટે થવાં જોઈએ? રીતસર નાહ્યા પછી શરીર લૂછવા જે ટુવાલ વાપરીએ છીએ તે જો તેમ કરતાં મેલો થાય, તો એનો અર્થ એ જ કે આપણે બરોબર નાહ્યા નથી.

શરીરરૂપી ચાદર આપણે નથી વણતા પણ ભગવાન વણીને આપણને સોંપી દે છે. પછી આ શરીર આપણે ધારીએ તો મોક્ષનું સાધન પણ બનાવી શકીએ, અને ધારીએ તો વિલાસનુંયે ભાજન બનાવી શકીએ. જેઓ ઉત્તમ સાધક છે તેઓ આ શરીરને મોક્ષનું સાધન બનાવવાનો અખંડ પ્રયત્ન કરે છે. પણ વિકારથી મુક્ત રહી શકેલા એવા બહુ જ થોડા લોકો હશે.

પણ એમાં આશ્ચર્ય શું? આપણું શરીર વિકારમાંથી જ પેદા થાય છે. માબાપોએ વિકારને વશ થઈને જ આપણને જન્મ આપ્યો. વિકારમાંથી જ જેની પેદાશ છે તે શરીરમાં વિકારો પેદા થાય તો તેમાં આશ્ચર્ય નથી.

પણ એ શરીરમાં રહેનારો ભાડૂત, સ્વભાવે વિકારી નથી. નિર્વિકારિતા એ જ એની અસલની સ્થિતિ છે. એ જો ધારે તો એ શરીરમાં રહ્યા છતાં, અને શરીરોચિત વ્યાપાર ચલાવ્યા છતાં પોતે અલિપ્ત અને નિર્વિકારી રહી શકે છે.

રામકૃષ્ણ પરમહંસે એક સુંદર દાખલો આપ્યો છે. ફણસ ફોડો તો અંદરના ચીકથી હાથ ખરડાયા વિના રહે જ નહીં, એ અનુભવની વાત છે; પણ જો ફણસને અડતાં પહેલાં બંને હાથને, અને છરીને, કોપરાનું તેલ પૂરતું લગાડી દો તો ફણસ ફોડવાની એની એ જ ક્રિયા તમે અલિપ્તપણે કરી શકો છો. તમારા હાથ ખરડાશે નહીં એટલું જ નહીં પણ તમારું કામ વધારે સફાઈથી થશે.

સ્વર્ગના દેવો, પૃથ્વી પરના મનુષ્યો અને એ બંને કોટિથી પર એવા ઋષિમુનિઓ, બધાએ શરીરો વાપરી જોયાં છે, બધાએ પોતપોતાની ચાદર ઓઢી છે, અને દરેકની ચાદર ક્યાંક ને ક્યાંક મેલી થઈ જ છે. એક કબીર એવો પાકો નીકળ્યો કે જેણે આખો જન્મારો એ ચાદર એવી કુનેહથી વાપરી (જતનસે ઓઢી),

કે એની પાસેથી એક જન્મારાનું કામ કઢાવ્યા છતાં અંતે જેવી મળી હતી તેવી જ પાછી સોંપી દીધી (જ્યોંકી ત્યોં ધર દિની).

આખો જન્મારો નિર્વિકાર સ્થિતિમાં પસાર કરવાને કારણે પોતાનું શરીર ક્યાંય મેલું ન થયું એવો કબીરનો દાવો છે, આત્મવિશ્વાસ છે.

શરીર મેલું થયું ક્યારે ગણાય? નિદ્રા, આરામ, કસરત, આહાર અને વિહાર એ બધા શરીરના વ્યાપાર છે. આરામપ્રિયતા અને આલસ્ય વધે તો જ શરીર મેલું થયું ગણાય; ખાવામાં જો ખાઉધરાપણું કે સ્વાદલોલુપતા ક્યાંય દેખા દે તો જ શરીર મેલું થયું ગણાય. શાસ્ત્રીય પ્રયોગો કરતાં વૈજ્ઞાનિકો જ્યારે જીભથી કોઈ પદાર્થનો સ્વાદ ચાખે છે, ત્યારે સ્વાદ ચોક્કસ ઓળખવા માટે સ્વાદેન્દ્રિયની, જીભની, એ શક્તિ તેઓ પરાકાષ્ઠાએ પહોંચાડી દે છે. અનેક આસવો એકસામટા સામે આવે તોયે એમાં આંગળી બોળીને જીભને ટેરવે એ લગાડતાંવેંત એકેએક આસવ અલગ અલગ પારખવાની શક્તિ કેટલાક લોકોને હોય છે. સ્વાદશક્તિ આટલી બધી વધારતા છતાં, તે કારણે તેઓ સ્વાદલોલુપ હોય છે એમ નહીં, સ્વાદક્ષમતા એ અલગ વસ્તુ છે અને સ્વાદલોલુપતા એ બીજી વસ્તુ છે. કલાધરો અને કલારસિકો જે કલાનંદ અથવા કાવ્યાનંદ માણે છે તે, અને યોગભ્રષ્ટ થયેલા ઊતરતી કોટિના લોકો એ જ વસ્તુમાંથી જે વિષયાનંદ માણે છે તે બંને વસ્તુઓ જુદી. એકમાં નિર્વિકારી સ્થિતિ જળવાય છે અને એમાં કૌશલ્યની પરિસીમા સધાય છે; બીજામાં — વિષયાનંદમાં — આખું શરીર અને મન વિકારી થઈ જાય છે અને સ્વાદક્ષમતા અમુક હદ પછી, બુઠ્ઠી પણ થઈ જાય છે.

નિર્વિકારી માણસ જ્યારે ભોજન કરે છે ત્યારે કેવળ શરીરપોષણને સારુ જ કરે છે. ખાતી વખતે દરેક વસ્તુનો સ્વાદ એ બરાબર અને વિશેષ સૂક્ષ્મતાથી અનુભવી પણ શકે છે. સારો સ્વાદ કયો અને નરસો કયો એનો વિવેક પણ એની પાસે ઉત્તમ હોય છે, પણ એ સ્વાદ પાછળ એક ક્ષણ પણ એ તણાઈ જતો નથી. કેવળ સ્વાદ માટે એ કોઈ વસ્તુ પસંદ કરે નહીં, વધારે ખાય નહીં કે કેવળ સ્વાદ લંબાવવા ખાતર એને મોઢામાં મમળાવે રાખે નહીં.

કબીર પરણ્યો હતો. ગૃહસ્થાશ્રમી હતો. કમાલ કરીને એનો એક દીકરો હતો, એ બીના આપણે જાણીએ છીએ. જેમ સ્વાદલોલુપ થયા વિના શરીર-પોષણને અર્થે ભોજન કરી શકાય છે તેમ જ અપત્ય-પ્રાપ્તિને અર્થે સંગ કરી શકાય છે, અને છતાં માણસ ધારે તો વિકાર પરનો કાબૂ કેળવી અને ટકાવી શકે છે, એમ અત્યાર સુધીના સંતો માનતા આવ્યા છે.

સ્વાદિષ્ટ વસ્તુ જોઈને માણસનું મોઢું પલળે છે. વિષયસેવન વખતે આખું શરીર અને મન વિકારોથી ઉત્તેજિત થઈ જાય છે, એને નિર્વિકારી સ્થિતિ કેમ કહેવાય? ખાધેલા ખોરાકમાં મુખરસ ભળે નહીં તો એ ખોરાક પચે નહીં. વિષય-સેવનમાં શરીર ઉત્તેજિત થાય નહીં તો વિષયસેવન પણ થાય નહીં એવી કુદરતની રચના હોવા છતાં, આપણે કેમ કહી શકીએ કે આપણે નિર્વિકારી રહ્યા છીએ?

એટલું અવશ્ય કહી શકીએ કે જિહ્‌વાના સ્વાદને, અને શરીરની ઉત્તેજનાને, આપણે પ્રધાનપદ આપ્યું નથી, એને વશ થઈને વર્ત્યા નથી.

જેઓ વિકારોનો સર્વથા ત્યાગ ઈચ્છે છે તેમનો આદર્શ જુદો છે. તેઓ કહે છે કે ખાધાપીધા વગર આપણે જીવી જ શકેતા નથી. ખોરાક બંધ કરવાથી સ્વાદેન્દ્રિય કાબૂમાં આવવાને બદલે વીફરે છે; પણ વિષયસેવનનું એવું નથી. જો મનથી અને શરીરથી વિષયોને ભૂલી શકયા તો વિષયો વગર જીવી શકીએ છીએ, એટલું જ નહીં પણ વધારે સારી રીતે અને દીર્ઘકાલ સુધી જીવી શકીએ છીએ.

મને લાગે છે કે બ્રહ્મચર્યના આદર્શ વિશે વધારે શોધખોળની જરૂર છે. સંતોએ પૂર્ણ વિચાર, અથવા આદર્શ પ્રયોગો, કર્યા હોય એમ લાગતું નથી.

સ્ત્રીનું સ્મરણ કે દર્શન પણ ન કરાય એ આદર્શ પણ ખોટો છે. વિકારમાત્રથી મન બગડે છે એટલી વાત સાચી. વિકાર ટાળીને સામાન્ય વ્યવહાર કયાં સુધી ચલાવી શકાય તેનો નિર્ણય કરવો જોઈએ.

શરીરરચના વિશે હઠયોગમાં જે કલ્પના કરી છે તે પ્રમાણે માણસના શરીરમાં નીચેથી માથા સુધી આઠ ચક્રો છે, એને આધારે દસ ઈન્દ્રિયો, પંચમહાભૂતો સાથે કામ ચલાવે છે. એમાં સત્ત્વ, રજ, તમ આ ત્રણ ધાગાઓ (ત્રિકોણો) વણાય છે. અને એ રીતે માતાના પેટમાં નવ યા દસ મહિને શરીર તૈયાર થાય છે. એ જ આપણી આ ચદરિયા.

## ૨. વૃક્ષનસે મત લે*

[રાગ: બિહાગ – તાલ દીપચંદી]

વૃક્ષનસે મત લે, મન તૂ વૃક્ષનસે મત લે.
કાટે વાકો ક્રોધ ન કરહીં,
સિંચત ન કરહિ નેહ. મન તૂ૦
ધૂપ સહત અપને સિર ઉપર,
ઔર કો છાંહ કરેત,
જો વાહીકો પથર ચલાવે,
તાહીકો ફલ દેત. મન તૂ૦
ધન્ય ધન્ય યે પર-ઉપકારી,
વૃથા મનુજકી દેહ.
સુરદાસ પ્રભુ કહં લગિ બરનૌં,
હરિજનકી મત લે. મન તૂ૦

* ગાંધીજીનાં પ્યારાં ભજનોમાંનું એક.

ભગવાન સર્વજ્ઞ હોઈ 'સાધુ લોકોનું પરિત્રાણ કરે છે. અને જે દુર્જન છે, જેમનું આચરણ ખરાબ છે તેમનો નાશ કરે છે.' એટલા માટે જ તો ભગવાન અવતાર ધારણ કરે છે:

परित्राणाय साधूनाम्, विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ।।

ભગવાનના અવતારો આ જ કામ કરે છે.

સામાન્યપણે ન્યાયાધીશ પણ ગુનેગારને સજા ફરમાવે છે. રાજા લોકો પણ જ્યારે ન્યાયી હોય છે ત્યારે સજ્જનોની કદર કરે છે. દુર્જનોને અને ગુનેગારોને સજા કરે છે.

સંતોનું એવું નથી. સંતો સજ્જનતા અને દુર્જનતાનો ભેદ જાણે છે, સજ્જનતા પસંદ કરે છે. દુર્જનતા એમને નાપસંદ હોય છે. પણ તેઓ દુર્જનોને સજા કરવા નથી બેસતા. તેઓ કહે છે, આપણે નથી રાજ્યકર્તા અને નથી ન્યાયાધીશ. આપણે તો ઈશ્વરની દુનિયાના સેવક છીએ. તેથી 'પોતાના જીવનનો ઉદ્ધાર થાય એ જાતની ઉત્કટ સાધના કરવી' એટલું જ જાણીએ છીએ.

સંતોની આ શ્રેષ્ઠ વૃત્તિ બધા સ્વીકારે છે. પણ આપણે સામાન્યપણે શિક્ષક અને વિદ્યાર્થીના સંબંધનો જ વિચાર કરીએ. શિક્ષકો તોફાની વિદ્યાર્થીઓને સજા કરે છે એ આપણે જાણીએ છીએ. પણ તેઓ આદર્શ શિક્ષક નથી. શિક્ષક કહે છે, મારી પાસે આવેલા સારા-નરસા બધા વિદ્યાર્થીઓની સેવા કરવી એ એક જ મારો ધર્મ છે. જેઓ જાણતા નથી તેમને જ્ઞાન આપવાનું, જેમનામાં કૌશલ્ય નથી તેમને કેળવવાનું, જેઓ બગડેલા છે તેમને સુધારવાનું કામ મારું. બગડેલા વિદ્યાર્થીઓને સુધારવા જતાં મારે કડક થવું પડે તો કડક થાઉં. પણ સજા કરવાનું અને ન્યાયનો અમલ કરવાનું કામ મારું નથી. હું તો બગડેલા વિદ્યાર્થીઓને પણ અજ્ઞાની જ ગણું છું. જેઓ ચારિત્ર્યમાં કાચા છે તેઓ પણ મારી દૃષ્ટિએ અજ્ઞાની, નબળા જ છે. જે લોકો સારું શું છે એ જાણતાં છતાં ખરાબ રસ્તે જાય છે, તેમનામાં પોતાના મન ઉપર કાબૂ મેળવવાની શક્તિ નથી એ એમની નબળાઈ છે. એવી નબળાઈ દૂર કરવી એ શિક્ષકનું કામ. એને માટે શિક્ષકમાં પાર વગરની ધીરજ હોવી જોઈએ. અને એથીયે વધારે 'મારો આ વિદ્યાર્થી આજે ભલે ચારિત્ર્યનો નબળો હોય, દુર્જનની પેઠે ચાલતો હોય, તોપણ એનામાં ભલાઈનાં તત્ત્વો સુષુપ્તપણે છે જ એ વિશે મને શંકા નથી. એ સારાં તત્ત્વો અત્યારે સૂતેલાં છે, એને જગાડવાં એ મારું કામ છે. સજા કરવી એ સહેલું કામ છે. મારું જીવનકાર્ય એથી ઊંચું છે. દરેકમાં રહેલી ભલાઈ અને સજ્જનતા ઉપર વિશ્વાસ રાખવા જેટલી આસ્તિકતા મારામાં હોવી જોઈએ. અને એ ભલાઈ જગાડવા માટે હું મારા પ્રયત્નની પરાકાષ્ઠા કરું. શિક્ષક તરીકેની એ જ મારી જીવનસાધના છે. (શિક્ષક એટલે કેળવણીકાર; 'શિક્ષા એટલે સજા' કરનાર નહીં.)

આટલે સુધી જો આપણે આવી ગયા તો સુરદાસનું આ ભજન આપણે પૂરતું સમજી શકીશું. સુરદાસ પોતે સંત હોઈ સમાજના દરેક માણસને સંતવૃત્તિ

કેળવવાની શિખામણ આપે છે. અને તેથી કહે છે, "ભલા માણસ, જીવન કેમ જીવવું, દુનિયામાં કેમ રહેવું એ જો તારે જાણવું હોય તો દૂર જવાની જરૂર નથી. આસપાસ વનસ્પતિ ફેલાયેલી છે. કેટલાં બધાં ઝાડ આસપાસ ઊગેલાં છે! એમનો જીવનધર્મ જોઈ-સમજીને એમની પાસેથી તું મત્ત એટલે શિખામણ લે. (સંતો હમેશાં પોતાના મનને જ શિખામણ આપે છે.) સુરદાસ પોતાના મનને કહે છે – જુઓ આ વૃક્ષો. જે કોઈ એને કાપી નાખે છે એના ઉપર એ ક્રોધ નથી કરતાં. અને જે કોઈ એમને પાણી પાય છે, એમને પોતાના હિતકર્તા સમજી એમના પ્રત્યે ખાસ વહાલ બતાવતાં નથી. એ તો બધા પ્રત્યે સરખાં જ.

આ જુઓ, કેટલો સખત તડકો છે! એ તડકામાં એ વૃક્ષ સૂરજની ગરમી પોતાના માથા ઉપર ઝીલી લે છે, સહન કરે છે. અને પોતાની તળે આવેલાં બધાંને છાયા આપે છે.

ઝાડ ઉપર સરસ ફળ ઊગેલાં જોઈ લોભી માણસ એ ફળ તોડે છે. ઉપર ચડવાનું શકય ન હોય અથવા એટલી મહેનત પણ કરવી ન હોય, તો ફળ તરફ તાકીને લોભી માણસ પથ્થર ફેંકે છે. વૃક્ષ આવા માણસ ઉપર પણ ક્રોધ કર્યા વગર એને પોતાનું ફળ આપી છૂટે છે.

ખરેખર, આ વૃક્ષો જ પૂરાં પરોપકારી છે. એમને ધન્ય છે. હે મારા મન! તને માણસનો દેહ મળ્યો એ વ્યર્થ છે. વૃક્ષ જેટલી પણ ભલાઈ તું બતાવતો નથી. સુરદાસ કહે છે, આ વૃક્ષનાં વખાણ ક્યાં સુધી કરું? એ વૃક્ષો જ ખરેખરાં હરિજન છે, ભગવાનનાં પ્રાણી છે. એમની પાસેથી જ તારે બોધ લેવો જોઈએ.

આ ભજન 'આશ્રમભજનાવલિ'માં લેવાની ભલામણ પોતે ગાંધીજીએ જ કરી હતી. એનો પણ થોડો મજાનો ઇતિહાસ છે.

ગુજરાતના વિખ્યાત વનસ્પતિશાસ્ત્ર-વિશારદ જયકૃષ્ણ ઇંદ્રજીએ પોતાની ચોપડીના પ્રારંભમાં આ ભજન આપેલું છે. એ એમના શિષ્યને મોઢે અમારા અમૃતલાલ નાણાવટીએ શીખી લીધું અને તે સેવાગ્રામ આશ્રમમાં પ્રાર્થનામાં ગાતા હતા તે બાપુજીને ઘણું ગમી ગયું.

## ૩. સબસે ઊંચી પ્રેમસગાઈ

[રાગ : ભીમપલાસી – તીન તાલ]

સબસે ઊંચી પ્રેમસગાઈ.
દુર્યોધનકો મેવા ત્યાગો; સાગ વિદુર ઘર પાઈ. ધ્રુવ
જૂઠે ફલ શબરી કે ખાયે, બહુવિધિ પ્રેમ લગાઈ,
પ્રેમકે બસ નૃપ-સેવા કીન્હીં, આપ બને હરિ નાઈ. ૧

રાજસુયજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂઠ ઉઠાઈ,
પ્રેમકે બસ અર્જુન-રથ હાંકયો ભુલ ગયે ઠકુરાઈ. ૨
ઐસી પ્રીતિ બઢી વૃન્દાવન ગોપિન નાચ નચાઈ,
સૂર કૂર ઈસ લાયક નાહીં કહઁ લગિ કરૌં બડાઈ. ૩

સુરદાસ અને તુલસીદાસ હિંદીના વૈષ્ણવ કવિઓમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે. સુરદાસ તો અષ્ટછાપ કવિઓમાં પણ સર્વશ્રેષ્ઠ હતા. શ્રીમદ્ ભાગવત એમને મન સર્વશ્રેષ્ઠ ગ્રંથ હતો. અને પ્રેમભક્તિ જ એમણે સાધનાનું સર્વસ્વ માન્યું.

જે પ્રેમભક્તિનાં ગીતો આખો જન્મારો તેઓ ગાતા હતા, એ પ્રેમભક્તિ શ્રીકૃષ્ણ પ્રત્યે હતી. અને તેથી શ્રીકૃષ્ણ પોતે કેવા પ્રેમમૂર્તિ હતા એ જ એમણે આ ભજનમાં ગાયું છે. મોટા મોટા રાજા-મહારાજાઓ, ધર્માચાર્યો, મઠપતિઓ, વીરપુરુષો સમાજમાં પ્રતિષ્ઠિત હોય. એવા બધા સંબંધો ગૌણ ગણી શ્રીકૃષ્ણે પોતે પ્રેમની સગાઈ સૌથી ઊંચી માની.

આ એક જ વસ્તુ અનેક દાખલાઓ રજૂ કરી સુરદાસે આ ભજનમાં સિદ્ધ કરી છે.

શ્રીકૃષ્ણ જ્યારે કૌરવોને મળવા ગયા ત્યારે કૌરવેશ્વર દુર્યોધનનું આતિથ્ય ગૌણ ગણ્યું. પ્રતિષ્ઠા વગરના વિદુરના ઘરનું આતિથ્ય એમણે સ્વીકાર્યું. દુર્યોધને આપેલાં ફળફળાવન(મેવા)નો ત્યાગ કરી વિદુરને ઘેર શાક ખાવામાં એમણે આનંદ માન્યો. બિચારી શબરી જાતિની આદિવાસી હશે. એ શું જાણે કે પોતાનું જૂઠું કોઈને ખાવા અપાય નહીં. એણે વિચાર્યું કે ભગવાન રામચંદ્રને અર્પણ કરું એ ફળ સ્વાદિષ્ટ ન હોય તો? હું ચાખીને ખાતરી કરી લઉં કે ફળ ખાટાં છે કે તૂરાં! અધપક કે અતિપક તો નથી? ભગવાન રામચંદ્રે એની આવી ભોળી ભક્તિની કદર કરી અને શબરીએ આપેલાં એઠાં ફળ વખાણ કરી કરીને ખાધાં. ભક્ત સેનાનાઈ એક રાજાને ત્યાં નોકર હતો. એક વાર ભગવાને સેનાનાઈનું રૂપ લઈ રાજાની સેવા કરી. પાછળથી સેનાને ખબર પડી કે ભગવાને મારું કામ કર્યું. ધર્મરાજ યુધિષ્ઠિરે યુદ્ધમાં વિજય મળ્યા પછી મોટો રાજસૂય-યજ્ઞ ગોઠવ્યો. ઘરના તેમ જ બહારના અનેક રાજાઓને યજ્ઞની વ્યવસ્થામાં કામો સોંપ્યાં. એમાં શ્રીકૃષ્ણે પોતાને માટે કામ પસંદ કર્યું. કયું? ભોજન પછીનો એઠવાડ સાફ કરવાનું!

તે પહેલાં, યુદ્ધમાં પણ શ્રીકૃષ્ણ ભૂલી ગયા કે પોતે રાજવંશી છે. એમણે હાથમાં શસ્ત્ર ધારણ ન કરવાનું નક્કી કર્યું. પણ અર્જુનના સારથિ બન્યા. એવો હતો એમનો પ્રેમ.

આવો પ્રેમ એમણે મોટપણમાં કેળવ્યો એમ નહીં. નાના હતા ત્યારે પણ વૃંદાવનની ગોપીઓ એ બાલકૃષ્ણને જેમ નચાવે તેમ તે નાચવા તૈયાર!

ભગવાનના હૃદયમાં પ્રેમનો સંબંધ કેટલો ઊંચો છે એનું વર્ણન કરતાં કરતાં પોતાની કાવ્યશક્તિ કેટલી નબળી છે એનો અનુભવ કરી સુરદાસ માને છે કે

---

કહઁ લગિ – ક્યાં સુધી.

કેળવવાની શિખામણ આપે છે. અને તેથી કહે છે, "ભલા માણસ, જીવન કેમ જીવવું, દુનિયામાં કેમ રહેવું એ જો તારે જાણવું હોય તો દૂર જવાની જરૂર નથી. આસપાસ વનસ્પતિ ફેલાયેલી છે. કેટલાં બધાં ઝાડ આસપાસ ઊગેલાં છે! એમનો જીવનધર્મ જોઈ-સમજીને એમની પાસેથી તું મત એટલે શિખામણ લે. (સંતો હમેશાં પોતાના મનને જ શિખામણ આપે છે.) સુરદાસ પોતાના મનને કહે છે — જુઓ આ વૃક્ષો. જે કોઈ એને કાપી નાખે છે એના ઉપર એ ક્રોધ નથી કરતાં. અને જે કોઈ એમને પાણી પાય છે, એમને પોતાના હિતકર્તા સમજી એમના પ્રત્યે ખાસ વહાલ બતાવતાં નથી. એ તો બધા પ્રત્યે સરખાં જ.

આ જુઓ, કેટલો સખત તડકો છે! એ તડકામાં એ વૃક્ષ સૂરજની ગરમી પોતાના માથા ઉપર ઝીલી લે છે, સહન કરે છે. અને પોતાની તળે આવેલાં બધાંને છાયા આપે છે.

ઝાડ ઉપર સરસ ફળ ઊગેલાં જોઈ લોભી માણસ એ ફળ તોડે છે. ઉપર ચડવાનું શક્ય ન હોય અથવા એટલી મહેનત પણ કરવી ન હોય, તો ફળ તરફ તાકીને લોભી માણસ પથ્થર ફેંકે છે. વૃક્ષ આવા માણસ ઉપર પણ ક્રોધ કર્યા વગર એને પોતાનું ફળ આપી છૂટે છે.

ખરેખર, આ વૃક્ષો જ પૂરાં પરોપકારી છે. એમને ધન્ય છે. હે મારા મન! તને માણસનો દેહ મળ્યો એ વ્યર્થ છે. વૃક્ષ જેટલી પણ ભલાઈ તું બતાવતો નથી. સુરદાસ કહે છે, આ વૃક્ષનાં વખાણ ક્યાં સુધી કરું? એ વૃક્ષો જ ખરેખરાં હરિજન છે, ભગવાનનાં પ્રાણી છે. એમની પાસેથી જ તારે બોધ લેવો જોઈએ.

આ ભજન 'આશ્રમભજનાવલિ'માં લેવાની ભલામણ પોતે ગાંધીજીએ જ કરી હતી. એનો પણ થોડો મજાનો ઇતિહાસ છે.

ગુજરાતના વિખ્યાત વનસ્પતિશાસ્ત્ર-વિશારદ જયકૃષ્ણ ઇંદ્રજીએ પોતાની ચોપડીના પ્રારંભમાં આ ભજન આપેલું છે. એ એમના શિષ્યને મોઢે અમારા અમૃતલાલ નાણાવટીએ શીખી લીધું અને તે સેવાગ્રામ આશ્રમમાં પ્રાર્થનોમાં ગાતા હતા તે બાપુજીને ઘણું ગમી ગયું.

## ૩. સબસે ઊંચી પ્રેમસગાઈ

[રાગ : ભીમપલાસી – તીન તાલ]

સબસે ઊંચી પ્રેમસગાઈ.
દુર્યોધનકો મેવા ત્યાગો; સાગ વિદુર ઘર પાઈ. ધ્રુવ
જૂઠે ફલ શબરી કે ખાયે, બહુવિધિ પ્રેમ લગાઈ,
પ્રેમકે બસ નૃપ-સેવા કીન્હીં, આપ બને હરિ નાઈ. ૧

રાજસુયજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂઠ ઉઠાઈ,
પ્રેમકે બસ અર્જુન-રથ હાંકયો ભુલ ગયે ઠકુરાઈ. ૨
ઐસી પ્રીતિ બઢી વૃન્દાવન ગોપિન નાચ નચાઈ,
સૂર કૂર ઈસ લાયક નાહીં કહઁ લગિ કરૌં બડાઈ. ૩

સુરદાસ અને તુલસીદાસ હિંદીના વૈષ્ણવ કવિઓમાં સર્વશ્રેષ્ઠ ગણાય છે. સુરદાસ તો અષ્ટછાપ કવિઓમાં પણ સર્વશ્રેષ્ઠ હતા. શ્રીમદ્ ભાગવત એમને મન સર્વશ્રેષ્ઠ ગ્રંથ હતો. અને પ્રેમભક્તિ જ એમણે સાધનાનું સર્વસ્વ માન્યું.

જે પ્રેમભક્તિનાં ગીતો આખો જન્મારો તેઓ ગાતા હતા, એ પ્રેમભક્તિ શ્રીકૃષ્ણ પ્રત્યે હતી. અને તેથી શ્રીકૃષ્ણ પોતે કેવા પ્રેમમૂર્તિ હતા એ જ એમણે આ ભજનમાં ગાયું છે. મોટા મોટા રાજા-મહારાજાઓ, ધર્માચાર્યો, મઠપતિઓ, વીરપુરુષો સમાજમાં પ્રતિષ્ઠિત હોય. એવા બધા સંબંધો ગૌણ ગણી શ્રીકૃષ્ણે પોતે પ્રેમની સગાઈ સૌથી ઊંચી માની.

આ એક જ વસ્તુ અનેક દાખલાઓ રજૂ કરી સુરદાસે આ ભજનમાં સિદ્ધ કરી છે.

શ્રીકૃષ્ણ જયારે કૌરવોને મળવા ગયા ત્યારે કૌરવેશ્વર દુર્યોધનનું આતિથ્ય ગૌણ ગણ્યું. પ્રતિષ્ઠા વગરના વિદુરના ઘરનું આતિથ્ય એમણે સ્વીકાર્યું. દુર્યોધને આપેલાં ફળફળાવન(મેવા)નો ત્યાગ કરી વિદુરને ઘેર શાક ખાવામાં એમણે આનંદ માન્યો. બિચારી શબરી જાતિની આદિવાસી હશે. એ શું જાણે કે પોતાનું જૂઠું કોઈને ખાવા અપાય નહીં. એણે વિચાર્યું કે ભગવાન રામચંદ્રને અર્પણ કરું એ ફળ સ્વાદિષ્ટ ન હોય તો? હું ચાખીને ખાતરી કરી લઉં કે ફળ ખાટાં છે કે તૂરાં! અધપક કે અતિપક તો નથી? ભગવાન રામચંદ્રે એની આવી ભોળી ભક્તિની કદર કરી અને શબરીએ આપેલાં એઠાં ફળ વખાણ કરી કરીને ખાધાં. ભક્ત સેનાનાઈ એક રાજાને ત્યાં નોકર હતો. એક વાર ભગવાને સેનાનાઈનું રૂપ લઈ રાજાની સેવા કરી. પાછળથી સેનાને ખબર પડી કે ભગવાને મારું કામ કર્યું. ધર્મરાજ યુધિષ્ઠિરે યુદ્ધમાં વિજય મળ્યા પછી મોટો રાજસૂય-યજ્ઞ ગોઠવ્યો. ઘરના તેમ જ બહારના અનેક રાજાઓને યજ્ઞની વ્યવસ્થામાં કામો સોંપ્યાં. એમાં શ્રીકૃષ્ણે પોતાને માટે કામ પસંદ કર્યું. કયું? ભોજન પછીનો એઠવાડ સાફ કરવાનું!

તે પહેલાં, યુદ્ધમાં પણ શ્રીકૃષ્ણ ભૂલી ગયા કે પોતે રાજવંશી છે. એમણે હાથમાં શસ્ત્ર ધારણ ન કરવાનું નક્કી કર્યું. પણ અર્જુનના સારથિ બન્યા. એવો હતો એમનો પ્રેમ.

આવો પ્રેમ એમણે મોટપણમાં કેળવ્યો એમ નહીં. નાના હતા ત્યારે પણ વૃંદાવનની ગોપીઓ એ બાલકૃષ્ણને જેમ નચાવે તેમ તે નાચવા તૈયાર!

ભગવાનના હૃદયમાં પ્રેમનો સંબંધ કેટલો ઊંચો છે એનું વર્ણન કરતાં કરતાં પોતાની કાવ્યશક્તિ કેટલી નબળી છે એનો અનુભવ કરી સુરદાસ માને છે કે

---

કહઁ લગિ – કયાં સુધી.

કૃષ્ણના પ્રેમ આગળ પોતે નિષ્પ્રેમ છે (ક્રૂર છે). અને કહે છે "કૃષ્ણની મોટાઈનું વર્ણન કરવાની લાયકાત મારામાં છે જ નહીં."

## ૪. રામ કહો, રહમાન કહો

[રાગ : કેદાર – તીન તાલ]

રામ કહો, રહમાન કહો કોઊ, કાન્હ કહો, મહાદેવ રી
પારસનાથ કહો, કોઊ બ્રહ્મા, સકલ બ્રહ્મ સ્વયમેવ રી. ધ્રુવ
ભાજન-ભેદ કહાવત નાના, એક મૃત્તિકા રૂપ રી
તૈસે ખંડ કલ્પનારોપિત, આપ અખંડ સરૂપ રી. ૧
નિજપદ રમે રામ સો કહિયે, રહીમ કરે રહિમાન રી
કરશે કરમ કાન્હ સો કહિયે, મહાદેવ નિર્વાણ રી. ૨
પરસે રૂપ પારસ સો કહિયે, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મ રી
ઇહ વિધિ સાધો આપ આનન્દઘન, ચેતનમય નીકર્મ રી. ૩

ઋગ્વેદમાં એક ઋષિએ મોટી ઘોષણા કરીને કહ્યું કે एकं सत; विप्रा: बहुधा वदन्ति । સત્તત્ત્વ તો એક જ છે. ડાહ્યા લોકો (विप्राः) એને જુદી જુદી રીતે ઓળખે છે. 'એક અને અનેક વચ્ચેનો આ અભેદ સંબંધ' એ જ દુનિયાનું પરમ રહસ્ય છે.

ભરતખંડમાં તત્ત્વજ્ઞાનનાં અનેક દર્શનો ખીલ્યાં. અને એમની વચ્ચે ઝીણા ઝીણા તફાવતો કયા કયા છે એની છણાવટ પણ ઝીણવટથી થઈ છે. શાસ્ત્રીઓ આજે પણ એની અખંડ ચર્ચા ચલાવે છે. છતાં જનતાની 'જાડી બુદ્ધિ' કહો, અથવા 'તત્ત્વગ્રાહી બુદ્ધિ' કહો અભેદને જ વધારે ઓળખે છે.

આમાંથી જ સર્વધર્મસમભાવ પ્રસ્ફુટ થયો. 'साधनानां अनेकता' અને 'उपास्यानां अनियम:' એ ખૂબીઓ પણ વ્યક્ત થઈ. એ જ વૃત્તિથી આ ભજન લખાયેલું છે. સનાતની અને જૈન ઉપાસ્યો તો એક છે જ. પણ હિંદુ અને મુસલમાન એ ભિન્ન ધર્મોનો આદર્શ પણ અંતે એક જ છે. એ તત્ત્વ કવિ આનંદઘનને સમજાયું છે અને તેથી આનંદમાં આવી એ ઉત્સાહપૂર્વક ગાય છે: 'राम कहो रहमान कहो'. કવિ જૈન હોવા છતાં 'स्वयमेव सकल ब्रह्म'માં એ માને છે. આખું ભજન વેદાંતી વૃત્તિથી ભરેલું છે. અનેક ઘટમાં આધારની માટી એકરૂપે જ હોય છે એવી જ રીતે આત્મા અખંડ એકરૂપ છે. પણ એનો વાસો જેમાં છે એવા પુદ્ગલ ખંડિત અને કલ્પનારૂપી છે. કવિઓને નામોની નિરુક્તિ આપવાની હોંશ હોય છે. રમે તે રામ, કર્મનો નાશ કરે તે કાન્હ, પારસમણિની જેમ સ્પર્શ કરી પોતાના રૂપ જેવું બનાવી દે તે પાર્શ્વનાથ, બ્રહ્મ ચિન્હે તે બ્રહ્મ, રહેમ કરે તે રહેમાન.

છેલ્લે છેલ્લે 'જે ચેતનમય છે, તે નિષ્કર્મ છે,' એમ ઉમેરતાં કવિ ભૂલ્યા નથી.

---

કર્ષે – ખેંચી કાઢે, અંત આણે. ચિન્હે – ઓળખે

# ૫. ઘૂંઘટકા પટ ખોલ રે

[રાગ : દરબારી કાનડા – તીન તાલ]

ઘૂંઘટકા પટ ખોલ રે તોકો પીવ મિલેંગે,
ઘટ ઘટમેં વહ સાંઈ રમતા કટુક વચન મત બોલ રે.
ધન-જોબનકો ગરબ ન કીજે ઝૂઠા પચરંગ ચોલ રે,
સુન્ન મહલમેં દિયના બારિલે આસનસોં મત ડોલ રે.
જાગ જુગુતસોં રંગ-મહલમેં પિય પાયો અનમોલ રે,
કહે કબીર આનંદ ભયો હૈ, બાજત અનહદ ઢોલ રે.

પરમાત્મા, સાંઈ અથવા માલિક પણ છે અને પીવ એટલે કે પ્રિયકર પણ છે.

આપણે આંખ ઉપર ઘૂંઘટ અથવા બુરખો ઓઢ્યો છે અને જાણીજોઈને આંધળા બન્યા છીએ. બધે એકતા હોવા છતાં સંકુચિતતા ધારણ કરી દુનિયાથી નોખા પડીએ છીએ અને પોતાનું શરીર અને વ્યક્તિગત જીવન એ જ આપણું સર્વસ્વ છે, એમ માની બેઠા છીએ. એ બધું જ્યાં સુધી આપણે ફેરવ્યું નથી, ખોટો રસ્તો છોડી, સીધા રસ્તા પર આવ્યા નથી ત્યાં સુધી આપણી હેરાનગતિ છે.

'સરળ રસ્તે શું શું કરવું પડે, અને શું શું મળી શકે' એ બતાવતું આ ભજન ભક્તોમાં અને સાધકોમાં પ્રિય થાય એની નવાઈ નથી. જ્યાં અંધારું છે ત્યાં દીવો કરવો, ઊંઘ છોડી દઈ યુક્તિપૂર્વક જાગતા રહેવું, આંખે બાંધેલા પાટા ખસેડી દેવા, બધે જ ઈશ્વર છે એ ઓળખી કોઈની સાથે કડવાશ રાખવી નહીં અને ધન-યૌવન માયારૂપ છે એમ ઓળખી એનું અભિમાન છોડી દેવું અને પોતાના નિષ્ઠારૂપી આસનથી વિચલિત ન થવું.

આટલી સાધના સાધીએ એટલે જીવનમાં આનંદ જ આનંદ ભરેલો છે એનો અનુભવ થશે અને પછી અનહદ અથવા અનાહત નગારાનો વિજયડંકો અખંડ સાંભળવાને મળશે.

આ જ ભાવ શ્રી હરિદાસના ભજનમાં अब हौं कासों बैर करौं જુદી રીતે મળે છે. જ્યારે ભગવાન પોતે સ્વમુખે કહે છે કે હું હરેક ઘટમાં — એટલે કે દરેકના હૃદયમાં વિહરું છું ત્યારે હું કોની સાથે વેર કરી શકું? અને કોનાથી ડરીને ચાલું?

હઠયોગીઓ જ્યારે આંખ, કાન, નાક અને મોઢું બંધ કરીને ખેચરી મુદ્રામાં

પીવ – પિયા, પ્રેમી. ચોલ – શરીર. પચરંગ – પંચમહાભૂતાત્મક. સુન્ન મહલ – હૃદયાકાશ. દિયના – દીવો. બારિલે – બાળે. જાગ – જાગરણ; યજ્ઞ. જુગુત – યુક્તિ સુન્ન – નિશ્ચેષ્ટ, નિઃસ્તબ્ધ; શાંત.

ધ્યાન કરવા બેસે છે, ત્યારે એમને વગર વગાડેલો અવાજ માથામાં સંભળાય છે. યોગવિદ્યામાં એને અનાહત ધ્વનિ કહે છે. એ ધ્યાન આગળ વધે, એટલે અંધકાર વટાવ્યા (તમસ: પરસ્તાત્) પછી એક પ્રકાશ દેખાય છે અને સુગંધોના પણ અનુભવો થાય છે. આ સુગંધ, એ પ્રકાશ અને ધ્વનિ ગેબી હોવાથી યોગવિદ્યામાં એ આગળ વધ્યાની નિશાની ગણાય છે. એ યોગવિદ્યાની જ પરિભાષા વાપરવાની હોંશ આપણા ઘણા જૂના કવિઓને છે.

પચરંગ એટલે પંચમહાભૂતાત્મક અથવા વિવિધતાથી ભરેલું ચોલ અથવા ચોલા એટલે આપણું શરીર. પંચમહાભૂતાત્મક સૃષ્ટિને પણ પરમાત્માનું શરીર સમજીને અહીં ચોલા કહ્યું છે. ધ્યાનયોગ અને પ્રેમયોગમાં ભેદ નથી, એ આત્મા-પરમાત્માનો પ્રેમપ્રસંગ છે અને એમાંથી જ અદ્વૈતાનંદની અખંડ અનુભૂતિ પ્રાપ્ત થાય છે એમ કબીરનું કહેવું છે.

## ૬. તૂ દયાલુ, દીન હૌં

[રાગ : દેસ – તાલ દાદરા]

તૂ દયાલુ, દીન હૌં, તૂ દાનિ, હૌં ભિખારી,
હૌં પ્રસિદ્ધ પાતકી, તૂ પાપ-પુંજ-હારી. ૧
નાથ તૂ અનાથકો, અનાથ કૌન મોસો?
મો સમાન આરત નહીં, આરત-હર તોસો. ૨
બ્રહ્મ તૂ, હૌં જીવ, તૂ ઠાકુર, હૌં ચેરો,
તાત, માત, ગુરુ, સખા તૂ, સબ વિધિ હિતુ મેરો. ૩
તોહિં મોહિં નાતે અનેક, માનિયૈ જો ભાવૈ,
જ્યોં ત્યોં તુલસી કૃપાલુ ચરન-સરન પાવૈ. ૪

મૌલાના સાહેબ કહેતા હતા કે 'માણસમાં અને ભગવાનમાં એક મોટો ભેદ છે. માણસને પોતાની પાસે કોઈ કાંઈ માગે તો એ ગમતું નથી. ભગવાનને માણસ માગે એ ગમે છે.'

એ છે જ એવો બાદશાહ.

માણસે માણસ સાથેના વ્યવહારમાં સ્વાભિમાન સાચવવું જોઈએ, જ્યારે ભગવાન આગળ સ્વાભિમાનની વૃત્તિ ભારે અંતરાયરૂપ ગણાય છે. જેવા હોઈએ તેવા ત્યાં દેખાઈએ. ભગવાન આગળ પોતાની શક્તિનો વિચાર સરખો ન કરવો જોઈએ. જે મળે તે લેવું. જે જોઈતું હોય તે માગી લેવું. બધો ભાર એના ઉપર નાખવો અને એ જેમ રાખે તેમ રહેવું.

---

હૌં – હું. આરત – દુ:ખી. હિતુ – હિતકારી, કલ્યાણ કરનાર.

આપણામાં જે કાંઈ સારાપણું હોય, શક્તિ હોય તે બધું ભગવાનનું છે. માટે એને જોરે આપણાથી અભિમાન ન કરાય. ઊલટું જે કાંઈ અશક્તિ છે, હીનતા છે, દીનતા છે, તે બધી આપણી છે. તે વગર સંકોચે ઉઘાડી પાડી ભગવાનને ચરણે અર્પણ કરી દેવી.

ઈશ્વર સાથે આપણો એ જ સંબંધ સ્વાભાવિક છે. અને જીવનમાં જો કાંઈ મેળવવા જેવું હોય તો તે ફક્ત ભગવાનનાં ચરણ છે. તે મેળવવા માટે જે પગલું ભરવું પડે તે ભરવું. ઈશ્વરપ્રાપ્તિને અર્થે જે કાંઈ કરીએ તે ધર્મ્ય છે.

બીજા એક ભક્તે કહ્યું છે, "સુતર આવે ત્યમ તું રહે, જેમ તેમ કરીને હરિને લહે."

તુલસીદાસ કહે છે, "હે ભગવાન! તું દયાળુ છે, હું દીન છું. (મારા વગર તારું ચાલે નહીં. કૃપાલાયક કોઈ દીન હોય જ નહીં, તો ભગવાનનું દયાળુપણું એળે જાય.) તું દાની છે, હું યાચક છું. હું માગું નહીં, લઉં નહીં, તો તારું ઉદાર હૃદય અતૃપ્ત જ રહેશે. હું નામીચો પાપી છું અને તું છે તમામ પાપ બાળી નાખનાર અગ્નિ. તું અનાથોનો નાથ છે, તને મારા કરતાં વધારે અનાથ ક્યાંથી મળવાનો હતો? હું દુ:ખાર્ત છું અને તારા જેવો દુ:ખભંજન કોઈ નથી.

જુદા જુદા ભક્તો એક અથવા જુદા જુદા ભાવે તને ભજે છે. હું એવો લોભી છું કે એ બધા જ ભાવે મારે તને ભજવો છે. તું બ્રહ્મ છે અને હું તારો અંશરૂપ જીવ છું. તું મુર્શિદ છે, હું તારો મુરીદ—શિષ્ય છું. પિતા, માતા, ગુરુ, સખા બધું તું જ છે. અને બધી રીતે હિતકર્તા છે. એકે નાતો—સંબંધ હું છોડવા નથી માગતો. બધી રીતે તું મારો છે. હું બધી રીતે તારી પાસે આવવાનો છું. જે ભાવ તને ભાવતો હોય—ફાવતો હોય તે રીતે મારો સ્વીકાર કર. મતલબ કે કોઈ પણ રીતે મને તારે ચરણે સ્થાન મળે."

વગર માગ્યે પોતાનું હૃદય આપનાર ભક્તનું ઉપરનું ભજન સ્વીકારતાં ભગવાનને વાર કેટલી?

## ૭. જો દેખોં સો રામ સરીખા

[રાગ: પીલુ – તાલ દીપચંદી]

ગુરુ કૃપાંજન પાયો મેરે ભાઈ
    રામ બિના કછુ જાનત નાહીં. ધ્રુવ
અંતર રામ બાહિર રામ
    જહઁ દેખોં તહઁ રામ હી રામ. ૧
જાગત રામ સોવત રામ
    સપનેમેં દેખોં રાજા રામ. ૨

## ૯. મેરે તો ગિરધર ગોપાલ

[રાગ : ખમાજ, દાદરા તાલ]

મેરે તો ગિરધર ગોપાલ, દૂસરા ન કોઈ,
દૂસરા ન કોઈ, સાધો, સકલ લોક જોઈ. ધ્રુવ
ભાઈ છોડયા બંધુ છોડયા, છોડયા સગા સોઈ,
સાધુ સંગ બૈઠ બૈઠ લોક-લાજ ખોઈ. ૧
ભગત દેખ રાજી હુઈ, જગત દેખ રોઈ,
અઁસુવન જલ સીંચ સીંચ પ્રેમ-બેલી બોઈ. ૨
દધિ મથ ઘૃત કાઢિ લિયો, ડાર દઈ છોઈ,
રાણા વિષકો પ્યાલો ભેજ્યો, પીય મગન હોઈ. ૩
અબ તો બાત ફૈલ પડી, જાણે સબ કોઈ,
મીરાં એમ લગન લાગી, હોની હોય સો હોઈ. ૪

મીરાં હિંદુસ્તાનની મોટામાં મોટી શહીદ છે. સ્ત્રી-જાતિની સ્વાભાવિક નમ્રતા, ઉત્કટતા, દૃઢતા અને સત્યાગ્રહ એનામાં હતાં.

યુરોપમાં જેટલા શહીદ થયા છે તે બધા સિદ્ધાંતભેદની માન્યતાને કારણે થયા છે. આપણે ત્યાં માન્યતાભેદની સ્વતંત્રતા પહેલેથી છે. કોઈ માણસ દ્વૈતવાદી હોય અને એનો દીકરો કે પત્ની અદ્વૈતવાદી હોય તો એમાંથી ઝઘડો ઊભો નથી થતો. બૌદ્ધિક સ્વતંત્રતા આપણા દેશની આબોહવામાં જ છે.

પણ આચરણ વિશે એવી છૂટ રખાઈ નથી. માન્યતા માનસિક વ્યાપાર હોઈ એ વ્યક્તિનો સવાલ છે. તેમાં સમાજને કશું કહેવાપણું હોય નહીં. આચરણનું એવું નથી. આચરણ સાથે સામાજિક સહકાર આવી જાય છે. અને તેથી એના ઉપર અનાદિકાળથી સમાજ અંકુશ મૂકતો આવ્યો છે. સામાજિક અંકુશ છે એટલે જ સમાજ બંધાયો રહે છે અને વિકાસ પણ પામતો આવ્યો છે. સામાજિક અંકુશ એ માનવી-સંસ્કૃતિ અને પ્રગતિની મોટી મૂડી છે. વ્યક્તિની દુર્બળતા સામે જો કોઈ મજબૂત ઢાલ હોય તો તે સામાજિક અંકુશ જ છે. એવી કેટલીય વસ્તુઓ છે કે જે ખરાબ છે, હીન છે, નુકસાનકારક છે એમ જાણતાં છતાં તે તરફ માણસ આકર્ષાય છે. એવે વખતે સમાજમાં કેમ દેખાશે એના ખ્યાલથી જ માણસ પોતાને બચાવી શકે છે. કાયદાના દંડની બીક કરતાં સમાજના અભિપ્રાયની બીક વધારે અસરકારક હોય છે, વ્યક્તિને ચડાવનારી હોય છે. અને તેથી જ

---

છોઈ – કૂચો; નિઃસત્ત્વ વસ્તુ.

દુનિયાભરના સજ્જનોએ સમાજના અભિપ્રાયને ઈશ્વરનો અભિપ્રાય ગણી એની કદર કરી છે.

સ્વચ્છંદી લોકો સામાજિક અભિપ્રાયની સામે થવામાં બહાદુરી માને છે અને સામાજિક અભિપ્રાયની સંકુચિતતાની નિંદા કરે છે. પણ એવા લોકોના બંડ પાછળ કોઈ મહાન સુધારક તત્ત્વ નથી હોતું. કેવળ શરીરધર્મની જ હિમાયત હોય છે. એટલે જોતજોતામાં એવા બંડનું પામર સ્વરૂપ ઉઘાડું પડે છે. અને સામાજિક રક્ષણ હાથે કરીને છોડી દેવાથી એવા લોકો અપ્રતિષ્ઠિત થઈ જાય છે.

પણ જેઓ સ્વચ્છંદી નથી, સમાજના અભિપ્રાયને સામાન્ય રીતે વશ રહે છે, આર્યતાને ઓળખે છે અને પોતાના ઉપર અંકુશ રાખતાં શીખ્યા છે એવા લોકો કોક કોક વાર સામાજિક રૂઢિની સંકુચિતતા, નાસ્તિકતા અથવા કાલગ્રસ્તતા ઓળખે છે ત્યારે સુધારક તરીકે તેઓ એ રૂઢિ સામે છડેચોક અભિપ્રાય વ્યક્ત કરે છે અને પ્રસંગ આવ્યે એની સામે સત્યાગ્રહ કરી જેહાદ પોકારે છે.

એવા લોકોમાં પણ મીરાંનું સ્થાન અનેરું છે. હિંદુસ્તાનમાં પોતાની તેજસ્વિતાથી લોકમાન્ય થયેલી સ્ત્રીઓમાં દ્રૌપદી, વિદુલા, સાવિત્રી, લક્ષ્મીબાઈ, જીજાબાઈની પેઠે મીરાં પણ હંમેશ આદર્શ વ્યક્તિ થઈને રહેશે.

એને સ્ત્રીજાતિના પામર જીવન પ્રત્યે તિરસ્કાર છૂટયો. સ્ત્રીસ્વાતંત્ર્ય માટે જે સમાજનો દરવાજો ખુલ્લો નથી હોતો તે સમાજમાં સ્ત્રી-સ્વાતંત્ર્ય બે રીતે જ અખત્યાર કરી શકાય છે: એક તો વારાંગના થઈ ગણિકાની સ્થિતિ સ્વીકારવી અથવા ઈહલોક પ્રત્યે તિરસ્કાર કેળવી આધ્યાત્મિક જીવન ગાળવા વૈરાગ્યનો આશ્રય લેવો.

તેજસ્વી મીરાંએ આ બીજો રસ્તો લીધો. એણે ભગવાન સાથે જ વિવાહ કરી પામર માણસ પ્રત્યે અસહયોગ સાધ્યો.

હવે સવાલ એક જ ઊઠે છે કે સાધુઓ જોડે રહેવાની, એમની સાથે ભજન કરવાની, એણે જે પ્રથા પાડી એમાં એને સાચા સાધુઓ જ મળ્યા હતા કે સાધુ નામના આખા વર્ગ સાથે એણે પોતાનું જીવન જોડી દીધું હતું? મીરાં વિશેની જે દંતકથાઓ પ્રચલિત છે એ ઉપરથી લાગે છે કે એણે શ્રીકૃષ્ણની ભક્તિ, પૂજા, સેવા ચલાવી અને એમાં જે કોઈ સાધુ આવીને ભળી શકયા તે બધાને અપનાવ્યા. એમાંના ઘણાખરા તો સારા હશે જ. અને કેટલાક તદ્દન હીન લોકો પણ હશે. એક આખો સંઘ સ્વીકાર્યો એટલે એમાં સારા-નરસા આવવાના જ.

મીરાંને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં હતાં? એને અંતરાત્માનો સાક્ષાત્કાર થયો હતો? એને મોક્ષ મળ્યો હતો? શ્રીકૃષ્ણની મૂર્તિના હૃદયમાં એ ઘૂસી ગઈ અને શ્રીકૃષ્ણમાં સમાઈ ગઈ એવી વાર્તાનો અર્થ શબ્દશ: લેવાનો નથી. એ તો કાવ્ય છે.

સદ્‌ગુરુપ્રાપ્તિ એ જ કૃષ્ણદર્શન, એમ મનાય છે. મનની અખૂટ શાંતિ એ જ અંતરાત્માનો સાક્ષાત્કાર મનાય છે. કામક્રોધાદિ ષડ્‌રિપુ દૂર થયા એટલે એ જ મોક્ષ છે એ અર્થમાં મીરાંને બધું પ્રાપ્ત થયું હશે. ભક્તિની ઉત્કટતાને જોરે પ્રત્યક્ષ શ્રીકૃષ્ણનાં પણ દર્શન થયાં હશે.

મીરાંની શિખામણ શી હતી? સગાં-સંબંધીઓ દુન્યવી હિત સાચવનારાં છે. એમનો લોભ-મોહ નહીં રાખવો. દુન્યવી સુખ તુચ્છ છે. એના મોહમાં ન સપડાવું. હીર અને ચીર કશા કામનાં નથી. દુન્યવી સાધન-સંપત્તિ બોજારૂપ છે. એટલે એ બધાંનો ત્યાગ કરી ઈશ્વરને શરણ જવું — પોતાનું શરીર, પોતાનું મન અને પોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરવું એ જ એની એકમાત્ર શિખામણ હોય એમ લાગે છે. એકાગ્ર ભક્તિ અને સર્વાર્પણ એટલે મીરાં.

હવે આવા એકાગ્ર સમર્પિત જીવનમાં એણે આખો જન્મારો શું શું ભર્યું હશે? જ્ઞાન મેળવ્યું, ભક્તિ કેળવી, એકાગ્રતા સાધી, સંશય મટયો, દૃઢતા લાધી, બધું થયું. પણ પછી જીવનમાં શું ભરવાનું? દિવસો કેમ વ્યતીત કરવા? નિત્યકર્મ વિના જીવન પોલું જ રહેવાનું. ભજનો એ એક ઉત્તમ સાધના છે. એ પૂરી થયા પછી ભજનો જ ચલાવવાં એ તો કેવળ નશો નીવડે છે. સાધનાકાળે જે જરૂરનું હતું તે સિદ્ધિકાળે જડતામાં જ ખપી જવાનું અથવા નશારૂપ નીવડવાનું.

મીરાંએ બીજા લોકોને પોતાનો આનંદ ચખાડયો હશે, અને કોઈને ઉપદેશ આપ્યો હશે, ઘણી સ્ત્રીઓને સ્વતંત્ર કરી હશે. સમાજની આવી કંઈક સેવા તો કરી જ હશે.

દરેક સાધુનો વિશેષ ઉપદેશ તો હોય જ છે. એ ઉપદેશ મારફતે એ પોતાને સમાજમાં વાવે છે અને એ રીતે દીર્ઘજીવી થાય છે. મીરાંનો પણ ઉપદેશ ચોક્કસ છે. એ ઉપદેશની સમાજ ઉપર શી અસર થઈ છે? જીવનનો ત્યાગ કરી શૂન્ય થવું એવો વૈરાગ્ય કામનો નથી, એ આપણે હવે જોઈ શકીએ છીએ. રોગીને મારીને રોગ મટાડવો એના જેવું એ છે.

મીરાંના પ્રતાપે સ્ત્રી-જાતિ સ્વતંત્ર થઈ? સમાજમાં રહેતાં છતાં એને સ્વાતંત્ર્ય મળ્યું? આ સવાલોનો નિશ્ચિત જવાબ મળતો નથી. મીરાંનો દાખલો લઈને કુટુંબજીવનનો ત્યાગ કરનાર બહેનો પણ કેટલી નીવડી છે? મીરાંનું નામ ધારણ કરનારી બહેનો ઘણી વધી અને આપણી ભાષામાં ફારસી ભાષાના નામનો એક ઉમેરો થયો એ વિશે શંકા નથી.

આપણા સાધુસંતોનો ઉપદેશ વ્યક્તિગત જ રહ્યો. એમણે સમાજવ્યવસ્થામાં, એની રચનામાં કે આદર્શમાં વિશેષ ફેરફાર કર્યો જ નહીં.

આવા વાતાવરણની ભૂમિકા ધ્યાનમાં લઈ આજનું ભજન તપાસીએ.

મીરાંએ ઈશ્વર સાથે લગ્ન કર્યાં. હવે પછી જે વિષયસુખ એને મળ્યું એ ઇન્દ્રિયોનું નહીં પણ ચૈતન્યના સાક્ષાત્કારનું. એણે જીવનમાં એકાગ્રતા કેળવી. એ એકનિષ્ઠામાં ભાઈ, બંધુ, સગાંસોઈ બધાંને છોડી દીધાં. વૈરાગીઓ સાથે ભજન-મંડળીઓમાં બેસીને એણે સામાજિક પ્રતિષ્ઠાને તિલાંજલિ આપી. જગતનો રસ્તો અને ભક્તોનો રસ્તો પરસ્પર ભિન્ન છે એમ જોઈ ભક્તિમાર્ગ પસંદ કર્યો. વિરહ-ભક્તિથી આંસુ સારી સારીને એણે પ્રેમભક્તિ કેળવી. જીવનનું નવનીત મેળવ્યું. વિષમાંથી પણ અમૃત ખેંચી કાઢયું. અને ભગવાન સાથે એકાગ્રતા કેળવી. હવે

એને ચિંતા શી? હવે એને લાજ શી? હવે તો એ પ્રેમમય થઈ ગઈ છે. જ્યાં સુધી સાધનાની કચાશ હતી ત્યાં સુધી એને પોતાનું આ પરિવર્તન જાહેર કરવાની વખતે હિંમત ન હતી. આખા જીવને હવે એક નિશ્ચિત રૂપ ધારણ કર્યું છે અને આખી દુનિયા સમજી ગઈ કે મીરાં જૂની મીરાં રહી નથી. હવે દુનિયા એ જાણે એમાં જ સલામતી છે. આંતરબાહ્ય કૃષ્ણમય થયેલી મીરાંના અંતિમ દિવસો કેવા હતા એ આપણે જાણી શકત તો કેટલું સારું થાત!

## ૧૦. મેરે રાજાજી, મૈં ગોવિંદ-ગુણ ગાના

[રાગ : ઝિંઝોટી – ખમાજ – ધુમાલી તાલ]

મેરે રાજાજી, મેં ગોવિંદ-ગુણ ગાના ધ્રુવ
રાજા રૂઠે નગરી રખ્ખે અપની, મેં હર રૂઠયા કહાઁ જાના? ૧
રાણે ભેજયા ઝહર પિયાલા, મૈં અમૃત કર પી જાના. ૨
ડબિયામેં કાલા નાગ ભેજા, મૈં શાલગ્રામ કર જાના. ૩
મીરાંબાઈ પ્રેમ–દીવાની, મૈં સાઁવલિયા વર પાના ૪

મીરાંબાઈના જીવનનો મુખ્ય ભાગ આ ભજનમાં આવી જાય છે. મીરાંબાઈનો સાચો ઇતિહાસ હજી નિર્ણીત નથી. પ્રથમ મનાતું કે એનાં ભજનોમાં જે રાણાનો ઉલ્લેખ આવે છે તે એના પતિનો હશે. પાછળથી કહેવા લાગ્યા કે એમ નહીં. પતિના ગુજરી ગયા પછી સસરાએ એને હેરાન કરી. એ સસરા રાણાને ઉદ્દેશીને મીરાંબાઈએ આકરાં વેણ કાઢયાં છે. કેટલાક કહે છે કે એ રાણો મીરાંનો જેઠ-દિયર હતો. એણે લોકાપવાદ ટાળવા માટે મીરાંને પ્રથમ નજરકેદ રાખી અને પાછળથી એને ઝેર પાવાનો પ્રયત્ન કર્યો.

આપણા ઇતિહાસમાં અણગમતું સત્ય બદલી નાખવાની ટેવ આપણા લોકોને છે. હરિશ્ચંદ્ર, રાજા શિબિ વગેરે લોકોની સાચી કથા કંઈક જુદી જ હોવાનો સંભવ છે. ધર્મને કારણે જો કોઈ ખુવાર થઈ જાય તો મનુષ્યહૃદયનો એ પરમ ઉત્કર્ષ છે. પણ ધર્મનું પાલન કરતાં જો માણસનો નાશ જ થતો હોય તો ધર્મની મહત્તા શી રહી? ઈશ્વરનું સામર્થ્ય શું રહ્યું? એવા વિચારથી આવે પ્રસંગે અંતે ભગવાન પ્રગટયા, આકાશમાંથી વિમાન આવ્યું, વિષ્ણુ ભગવાને તલવારવાળો હાથ ઝાલી લીધો, એવું કાંઈક વર્ણન આવવાનું જ. અને લોકકથાને અંતે થાય છે તેમ સહુ રૂડાં વાનાં થવાનાં જ.

મીરાં મેડતા(રાજસ્થાન)થી ભાગી જઈ ગુજરાતમાં આવી. સાધુઓ જોડે રહેવા લાગી અને અંતે પજવનાર લોકોના હાથમાંથી બચી જવા દ્વારકા જઈ દ્વારિકાધીશની મૂર્તિની અંદર સમાઈ ગઈ. એવો 'ઇતિહાસ' આપણને મળે છે.

આ ભજન હિંદુસ્તાનમાં બધે જ ગવાય છે, સર્વત્ર લોકપ્રિય છે. ૧૯૨૧માં જ્યારે બાપુજીએ સત્યાગ્રહ પોકાર્યો ત્યારે કૉંગ્રેસવાળાઓના મોઢામાં નીચેની લીટી રમતી હતી –

"राजा रूठे नगरी रक्खे अपनी,
मैं हर रूठया कहाँ जाना"

અંતરાત્માની આજ્ઞા પાળવા ખાતર રાજાના કાયદાઓ તોડાય એ શિખામણના સમર્થનમાં બાપુજીએ આ લીટી વાપરી હતી.

બધા સંતો કહે છે કે ચિત્ત શુદ્ધ હશે તો શત્રુ પણ મિત્ર થવાના. કુદરત પોતાના નિયમો ફેરવશે. પણ અધ્યાત્મશાસ્ત્રને આંચ આવવાની નથી. એ શ્રદ્ધા–વિશ્વાસથી જ બધા ચમત્કારો સ્વીકારાય છે. જો શત્રુ મિત્ર થઈ શકે તો વાઘ ગાય જેવો કેમ ન થાય? કાળો મેશ નાગ ગળાનો હાર કેમ ન થાય? અથવા શાલિગ્રામ પણ કેમ ન થાય? પ્રહ્‌લાદ માટે અગ્નિ શીતલ થયો કે નહીં? પછી મીરાં માટે આપેલું ઝેર અમૃત થાય એમાં આશ્ચર્ય કયું?

ફક્ત એક બદલાયો નહીં મીરાંનો રાણો. એણે આખર સુધી મીરાંની કસોટી ચલાવ્યે રાખી હતી. હિરણ્યકશ્યપનો અવતાર હશે. બીજું શું?

આ વાતનો ઈનકાર ન કરી શકાય કે આત્મિક અને આધ્યાત્મિક શક્તિનો પ્રભાવ અદ્‌ભુત છે. ભૌતિક શક્તિઓ જો આટલી ઊંડી છે તો આધ્યાત્મિક શક્તિઓ એથીય ઊંડી હોવી જ જોઈએ. એ શક્તિઓનો અંતપાર હજી કોઈએ જોયો જ નથી. ઈશ્વરની આ અદ્‌ભુત સૃષ્ટિમાં અશક્ય જેવું કશું નથી. માનસિક અને આત્મિક શક્તિની અસર ભૌતિક ક્ષેત્રમાં પણ ભારેમાં ભારે હોય છે. પ્રેમશક્તિ આગળ મનુષ્ય તો શું પણ પશુ-પક્ષીઓ પણ પોતાનો સ્વભાવ ફેરવી વશ થઈ જાય છે. માણસ અને પશુ-પક્ષી વચ્ચે સંબંધનો ધાગો બહુ ઝીણો છે. આપણે એકબીજા સાથે બોલી શકતા નથી. એકબીજાની લાગણી સમજી શકતા નથી. પશુ-પક્ષીઓની ભૂમિકા પણ બહુ જુદી હોય છે. તેમાં પરિવર્તન કરવાનાં સાધનો આપણી પાસે નથી.

અને જડ વસ્તુઓ તો 'તમોનિદ્રા'માં પડેલી. એમના ઉપર આત્માની અસર સહેજે નહીં જ થાય. પણ ન જ થઈ શકે, એમ પણ કહેવું મુશ્કેલ છે. અસ્પૃશ્યતાના પાપને કારણે બિહારનો ભૂકંપ થયો હશે એમ જ્યારે ગાંધીજીએ કહ્યું ત્યારે લોકોને આશ્ચર્ય થયું અને રવીન્દ્રનાથ ઠાકુરે તો આવા ભોળપણ માટે જાહેર વિરોધ પણ કર્યો. પણ જ્યારે બાપુજીએ પૂછ્યું કે નૈતિક ઘટનાઓની અસર ભૌતિક જગત ઉપર પડી શકે એમ છે કે નહીં? ત્યારે કોઈનાથી એનો ઈનકાર ન થઈ શક્યો. બાપુજીએ કહ્યું કે "દુનિયામાં અકસ્માત જેવું કશું છે જ નહીં. ભૌતિક અને આત્મિક એવી બે અલગ અલગ દુનિયાઓ છે જ નહીં. ભૌતિક અને આત્મિક બન્ને શક્તિઓ એકબીજા ઉપર અસર કરે જ છે. કેમ કે તત્ત્વતઃ બન્ને એક છે. જો મારામાં પ્રેમશક્તિનો ઉત્કર્ષ થયો હોય તો મારા સહવાસમાં

તમામ સૃષ્ટિમાંનો વેરભાવ મોળો પડવો જ જોઈએ. યોગસૂત્રની પણ એ જ શ્રદ્ધા છે — "अहिंसाप्रतिष्ठायां तत् सन्निधौ वैरत्याग:।"

જો પ્રેમમૂર્તિ સાધુઓની આસપાસ વાઘ અને બકરી એકત્ર પાણી પી શકે તો પ્રેમમય ભગવાનની હસ્તી સર્વત્ર હોવા છતાં વાઘ બકરીને કેમ મારી ખાય છે એની શંકા મનમાં આવ્યા વગર રહેતી નથી. અને જો ભગવાનના હોવા છતાં ભક્ષ-ભક્ષકનો દુન્યવી વહેવાર ચાલી શકે છે તો દિલીપની હાજરીમાં પણ સિંહ નંદિનીને કેમ ન ખાઈ જાય? આપણે એટલું જ કહી શકીએ કે જો સાધુ પ્રેમ-શક્તિથી ઈચ્છે કે ફલાણો વાઘ ફલાણી ગાયને કે બકરીને ન ખાય તો એની અસર થવાનો સંભવ ઘણો.

આવી જ રીતે વિષને અમૃત સમજીએ તો તે અમૃત થાય. કાળા નાગને શાલિગ્રામ જાણીએ તો તે શાલિગ્રામ પણ થાય. અને પ્રેમથી કોઈને નવડાવીએ તો એના સ્વભાવમાં પણ જરૂર ફેરફાર થાય.

ફક્ત આપણે ધારીએ ત્યારે, અને તેટલી અસર થશે જ એવો આગ્રહ રાખવાનો માનવીને અધિકાર નથી. બધું ઈશ્વરાધીન રાખવું જોઈએ. દીવાસળી કે વીજળીની ટૉર્ચ વાપરતી વખતે આપણે એમ નથી કહેતા કે પ્રકાશ થશે કે નહીં તે ઈશ્વરાધીન છે. કેમ કે ભૌતિક ક્ષેત્રમાં એટલે દરજ્જે આપણે આગળ વધ્યા છીએ.

## ૧૧. સુની મૈં હરિ આવનકી આવાજ

[રાગ : માંડ – તાલ દીપચંદી]

સુની મૈં હરિ આવનકી આવાજ
મહલ ચઢી જોઉં મોરી સજની
કબ આવે મહારાજ...સુની૦
દાદુર મોર બપૈયા બોલે કોયલ મધુરે સાજ
ઉમગ્યો ચંદ્ર ચહુ દિશિ ચમકે દામિનિ છોડે લાજ...સુની૦
ધરતી રૂપ નવાં નવાં ધરિયાં ઈન્દ્ર મિલનકે કાજ
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર બેગ મિલો મહારાજ...સુની૦

આ ભજન સાથે અત્યંત મીઠાં સંસ્મરણો વણાયાં છે. અમૃતલાલ નાણાવટી વિદ્યાપીઠમાં ભણીને સ્નાતક થયા અને મારી ખાનગી પ્રાર્થનામાં સવારસાંજ નિયમિત આવતા હતા. મેં એમને પૂછ્યું કે તમે આગળ શું કરવાના છો? એમણે કંઈક જવાબ વાળ્યો, જે અત્યારે યાદ નથી. કહ્યું હશે કે હજુ વિચાર નથી કર્યો, અથવા એમ પણ કહ્યું હોય તમે જ કાંઈ સૂચવો: મેં પૂછ્યું, મારી સાથે જોડાઈને વિદ્યાપીઠનું કામ કરશો? એમણે કહ્યું, 'તમારી સાથે જોડાઈશ, પછી કયું કામ કરવું એ મારો સવાલ નથી. તમે કહેશો તે કામ તમારું ગણીને કરીશ. પણ એક જ

મુશ્કેલી છે. વિદ્યાપીઠે મારી પાસેથી ભણાવવાની ફી લીધી નથી એ મારા ઉપર ધર્મઋણ છે. એ ફેડયા પછી જ હું તમારો થઈ શકું.' મેં એમને ખાતરી આપી કે તમે જાહેર સેવામાં જ જોડાઈ જાઓ છો. પછી તમારે માથે ઋણ રહેતું જ નથી. વિદ્યાપીઠ પાસેથી પગાર લઈ વિદ્યાપીઠનું દેવું ચૂકવો એનો કાંઈ અર્થ નથી. હું વિદ્યાપીઠ વતી કહું છું કે તમે ઋણમુક્ત છો. ત્યારથી તેઓ મારી સાથે જોડાયા છે. બાર વર્ષ થયાં હશે.

જે દિવસે તેઓ મારી સાથે જોડાયા તે દિવસે તેમણે પ્રાર્થનામાં આ ભજન બુલંદ અવાજે ગાયું હતું.

આ ભજનમાં નારીહૃદયની પ્રતિનિધિ ભક્ત મીરાં કૃષ્ણના આગમનના સૂચનનું સાંભળી અસ્વસ્થ થઈ છે. અને પોતાની ઉત્કટતા ગાય છે. ટેનિસનની એલેન જેમ લાન્સલોટને જોવા ખાતર ટાવર ઉપર ચડીને જુએ છે તેમ મીરાં કૃષ્ણચંદ્રના આગમનના ઔત્સુક્યથી પોતાના મહેલ ઉપર ચડીને જુએ છે. ત્યાં તો 'આખી સૃષ્ટિ જ હરિ આવનાર છે' એ ભાનથી ઉત્કંઠિત થઈ દેખાઈ. વરસાદના દિવસો છે. દેડકાં આનંદથી બોલે છે. મોર ટહુકો કરી નાચે છે. કોયલ અને બપૈયા સામસામાં પ્રેમગીતો ગાય છે. ચંદ્ર — (પ્રેમીઓને પ્રેમની દીક્ષા આપનાર ચંદ્ર) ઊગ્યો છે, વીજળી કશા સંકોચ વગર નૃત્ય કરે છે અને મેઘરાજાને આવકાર આપે છે. આમ બધાં જ કૃષ્ણચંદ્રના આગમનની તૈયારીમાં મસ્ત થયાં છે. મીરાં પણ આખી સૃષ્ટિ સાથે સમરસ થઈને કૃષ્ણચંદ્રનાં દર્શનની રાહ જુએ છે.

માણસના ભાવનું કુદરત પર આરોપણ કરવું એ કવિઓ માટે સહજ છે. પણ ભક્તો તો કેવળ કલ્પના નથી કરતા પણ પોતાના હૃદયમાં તેમ જ વિશ્વના હૃદયમાં ચૈતન્યનો, ભગવાન શ્રીકૃષ્ણનો સીધો સાક્ષાત્કાર કરે છે. ચિત્તવૃત્તિના સર્વોચ્ચ મિનારા ઉપર ચડીને ત્યાં ભગવાનની રાહ જુએ છે.

માણસની શક્તિ નથી કે પોતાની સાધના વડે ભગવાનનાં ચરણ સુધી પહોંચી જાય. પૃથ્વીની વીજળી જેમ મિનારાની ટોચે ચડી બેસે છે, અને પોતાની ઉત્કટતાને જોરે આકાશની વીજળીને નીચે ખેંચે છે, તે જ પ્રમાણે ભક્તહૃદય પોતાની સર્વોચ્ચ ભૂમિકા ઉપર પહોંચી જાય છે. અને જ્યારે એ રીતે ભક્તિનો ચરમ ઉત્કર્ષ થાય છે ત્યારે ભગવાન પોતે અવશ થઈને એ હૃદયમાં અવતરે છે.

## ૧૨. અબ તો પ્રગટ ભઈ જગ જાની

[રાગ : ખમાજ વિલંબિત – તીન તાલ; પંજાબી ઠેકા]

અબ તો પ્રગટ ભઈ જગ જાની
વા મોહનસોં પ્રીતિ નિરન્તર
નાહિ રહેગી છાની ધ્રુવ

કહા કરૌં સુન્દર મૂરત ઇન
નયનન માઁઝ સમાની
નિકસત નાહિં બહુત પચિહારી
રોમ રોમ ઉરઝાની ૧
અબ કૈસે નિર્વાર જાત હૈ,
મિલે દૂધ જ્યોં પાની
સુરદાસ પ્રભુ અન્તર્યામી
ગ્વાલિન મનકી જાની ૩

ગુલામીના દિવસોમાં એક સરકારી નોકરના દીકરાના હૈયામાં સ્વરાજ્ય-ભાવનાનો ઉદય થયો. એને પોતાના પિતા પ્રત્યે સદ્ભાવ તો હતો. પિતા મૂંઝાય, પિતા મુશ્કેલીમાં આવી પડે, સરકાર-દરબારમાં અને નોકરોની ન્યાતમાં પિતાની પ્રતિષ્ઠા ઓછી થાય તો એને પારાવાર દુ:ખ થાય. એણે પોતાની સ્વરાજ્યભાવના દબાવી રાખી, સ્વદેશીની ભક્તિને ફણગા ફૂટવા ન દીધા, પણ હૃદય તો સ્વરાજ્યમય થઈ ગયું હતું. એણે પોતાનું જીવન સ્વદેશને ચરણે અર્પણ કર્યું હતું. હવે એ બધું એને શી રીતે સુખેથી સૂવા દે? અને એનું આ નિષ્ઠાન્તર કેટલે સુધી છાનું રહે? સરકારી નોકરોના દીકરાઓની ઠાવકાઈ એને અળખામણી થઈ. એ બધાને ટાળીને એકલો એકલો ફરવા લાગ્યો. પોતાને દીક્ષા આપનાર ગુરુને મળવાનું વધવા માંડયું. અને તે પણ હવે છડેચોક. એના નવા ગોઠિયાઓ એને ત્યાં આવવાનું ટાળતા તો હતા, કેમ કે એમને પણ આની કફોડી દશા કરવી ન હતી. પણ કામો તો કરવાં જ જોઈએ. મળ્યા વગર કેમ ચાલે? વાત બધે ફેલાઈ અને એની જે અસર થવાની હતી તે થઈ. આપણો આ યુવાન નાયક એટલામાં રીઢો પણ બની ગયો. મનની ગડમથલ ચાલી ચાલીને કેટલે ચાલે?

એક માંસાહારીની સ્ત્રીને ગળે જીવદયા જામી; એનો સ્વાદ બદલાયો. એ પોતે ખાય નહીં પણ ઘરના લોકોને માટે રાંધી ખવડાવે. એ પણ ક્યાં સુધી ચાલે? ચોવીસે કલાક એની આંખ સામે મરઘાનાં બચ્ચાંની અને ઘેટાનાં બચ્ચાંની કરુણ આંખો કરગરવા લાગી અને એ તિર્યક્યોનિનાં બચ્ચાંઓની માનું હેત પણ એને ધિક્કારવા લાગ્યું. સ્વભાવે કોમળ અને નરમ એ વહુ અંતે રીઢી બની અને સામે થઈ અને કહે કે મને ઘરમાંથી કાઢી મૂકો પણ મારાથી આ ક્રૂર કર્મ થાય નહીં.

બૌદ્ધગ્રંથોમાં કેટલાક દાખલાઓ છે કે જેમાં દોશ જેવી નરમ, કમળ જેવી કોમળ, અને નીર જેવી સૌમ્યમૂર્તિ કોઈ કન્યા બુદ્ધ ભગવાન પ્રત્યે ભક્તિ જામવાથી એની જ ઉપાસના શરૂ કરે છે. અને એને દૃઢતાથી વળગવા માટે જે કાંઈ આવી પડે તે ધર્મવીરની દૃઢતાથી સહી લે છે.

---

કહા કરૈં – શું કરું. પચિહારી – થાકયો; પછાડી. ઉરઝાની – વીંટળાઈ ગઈ. નિર્વાર – રોકવું.

મીરાંબાઈનો દાખલો આવા બધા દાખલાઓનો શિરોમણિ છે. એ જ વૃત્તિથી સુરદાસે આ ભજન ગાયું છે.

બંગાળની બહેનોએ શરદબાબુને ઈલકાબ આપ્યો "नारी हृदयेर ज्ञाता" શરદબાબુએ નારીહૃદય જાણ્યું. ખરું જોતાં સૂરસાગર એ નારીજાતિનો હૃદયસાગર છે. પ્રસ્તુત ભજન એ હૃદયસાગરનું જ એક મોતી છે.

એક ગોપી શ્રીકૃષ્ણના પ્રસંગમાં આવી. ગામડાની એ ગોવાલણ. એને ગામના જુવાનિયાની ચાટૂક્તિઓનો અનુભવ ન હતો એમ નહીં. એને પહોંચી વળવા જેટલી, અને જુવાનિયાઓને ભોંઠા પાડી દૂર રાખવા જેટલી તેજસ્વિતા એનામાં હતી. એ કાંઈ સાવ ભીરુ કે મુગ્ધા ન હતી. કોઈ જરા સરખો પણ અતિપ્રસંગ કરે તો એને પરખાવી જ દે. પણ શ્રીકૃષ્ણમાં એણે જુદું જ તત્ત્વ જોયું. શ્રીકૃષ્ણ પ્રેમમૂર્તિ હતો, કામમૂર્તિ નહીં. એના મનમાં પ્રેમ, કારુણ્ય, અને આદર ત્રણે સરખી રીતે વસેલાં. એ કાંઈ ગોવાલણની પાછળ પડેલો ન હતો. એ બધાની ઉદાત્ત ભૂખ જાણે. તે ભૂખ પોતે જ દૂર કરી શકે છે એવો એને આત્મવિશ્વાસ પણ હતો. બીજાઓ પ્રેમમાં પડે છે, કેમ કે પ્રેમમાં 'ચડવાની' એમની શક્તિ જ નહીં. પૂર્ણકામ પરમાત્મા, કૃષ્ણ જેવું મનુષ્યરૂપ ધારણ કર્યા છતાં, પોતાનું સ્વરૂપ ભૂલ્યા ન હતા. એમનો પ્રેમ એટલે વિશ્વપ્રેમ; વાસનાને બાળી નાખી એમાંથી જ શુદ્ધ પ્રેમની જ્યોતિ કેમ પ્રગટાવવી એની કળા જાણનારા. શ્રીકૃષ્ણનો સાક્ષાત્કાર થયો, અને ગોપીહૃદય પલટાયું. સાદું પાણી દૂધમાં જ્યારે ભળે છે ત્યારે દૂધ પણ બગડે છે અને પાણી પણ બગડે છે. પણ શ્રીકૃષ્ણના દુગ્ધામૃતમાં ગમે તેટલું પાણી આવીને ભળે તોયે એ થોડું જ પાતળું થવાનું હતું? જે પાણી આવ્યું તે દુગ્ધામૃત જ થયું. શ્રીકૃષ્ણની મૂર્તિ ગોપીની આંખોમાં ઊતરી અને તરત સોંસરી હૃદયમાં પહોંચી ગઈ અને ત્યાં પણ એ થોડી જ ઠરીઠામ બેસવાની હતી? એ અનેક ગોપીઓના રોમેરોમમાં પહોંચી ગઈ. અંતર્યામી પ્રભુ ગોપીઓની એ ભક્તિ સમજી ગયા અને ગોપીમય થઈ ગયા. ગોપીઓ પણ કૃષ્ણમય થઈ ગઈ. હવે કૃષ્ણ કયો અને ગોપી કઈ એનો જ જ્યાં પત્તો નથી ત્યાં આ કૃષ્ણભક્તિ છાની શી રીતે રખાય?

જે લોકો કૃષ્ણ-ગોપીના આ પ્રેમને વગોવવા માગે છે તેમણે દુન્યવી સ્ત્રી-પુરુષના સંબંધમાં આટલો અભેદ પહેલાં બતાવવો જોઈએ. કૃષ્ણનો દાખલો લઈ અપૂર્ણ માનવીઓના સદોષ સંબંધોનો બચાવ કરવા જતાં બચાવ તો થતો જ નથી, પણ કૃષ્ણભક્તિને ઓળખવાની એકમાત્ર તક માણસ ખોઈ બેસે છે.

## ૧૩. ઊધો, કર્મનકી ગતિ ન્યારી

[રાગ : કાફી યા માંડ – જોગી]

ઊધો, કર્મનકી ગતિ ન્યારી – ઊધો ૦
સબ નદિયાઁ જલ ભરિ-ભરિ રહિયાઁ
સાગર કેહિ બિધ ખારી – ઊધો ૦
ઉજ્જવલ પંખ દિયે બગુલાકો,
કોયલ કેહિ ગુન કારી;
સુન્દર નયન મૃગાકો દીન્હે,
બન-બન ફિરત ઉજારી – ઊધો ૦
મૂરખ મૂરખ રાજે કીન્હે,
પંડિત ફિરત ભિખારી;
સૂર શ્યામ-મિલનેકી આશા,
છિન-છિન બીતત ભારી – ઊધો ૦

અમારા આશ્રમના પંડિતજી (ખરે) પાસેથી આ ભજન હંમેશ કાફી રાગમાં જ સાંભળ્યું હતું. અને તેથી આનો અર્થ પણ મેં કાફી રાગના ભાવમાં જ લીધો. આજે અમૃતલાલે આને માંડ અને જોગીના મિશ્રણથી ગાયું એટલે રાગ સુંદર હોવા છતાં ભાવની દૃષ્ટિએ પ્રથમ અડવું અડવું લાગવા લાગ્યું. એટલે ભજનના ઊંડાણમાં ઊતર્યો અને છેલ્લી બે લીટીઓ સુધી પહોંચ્યો ત્યારે ખાતરી થઈ કે આનો ભાવ જોગી-માંડને જ વધારે બંધબેસતો છે.

ખરું જોતાં અત્યાર સુધી એ આખા ભજનનો સંબંધ છેલ્લી બે લીટીઓ સાથે મેં જોડયો જ ન હતો. અને તેથી અર્થાંતરન્યાસ પૂરો થયો ન હતો. મેં તો “उधो कर्मनकी गति न्यारी” એ લીટીને જ પ્રધાનતા આપી, અર્થાન્તરન્યાસ પૂરો કર્યો હતો. અને તેટલે દરજ્જે તે બરાબર પણ હતું. પણ એ આખું ભજન પોતાની નિરાશાને પહોંચવા માટે સુરશ્યામે રચ્યું છે એ તરફ મારું ધ્યાન જવું જોઈતું હતું.

આ ભજનમાં કવિને એમ કહેવું છે કે સાધન-સંપત્તિ બધું મોજૂદ હોવા છતાં જો માણસનું નસીબ અથવા કર્મ ઊંધું હોય તો ફળ મળવાનું નથી. અને તેથી સુરશ્યામને નિરાશા થાય છે કે શ્રીકૃષ્ણની કૃપા હશે તોપણ નસીબ આડે આવીને મિલન નહીં થવા દે. સુરદાસ કહે છે કે જેમ જેમ આ અવળા કર્મગતિના

---

ઉજારી – દોડચું; – દોડવું

દાખલાઓ એક પછી એક યાદ કરું છું તેમ તેમ મળવાની આશા ક્ષણે ક્ષણે ઘટતી જાય છે. એક એક ક્ષણ ભારી જાય છે એટલે કે ભારરૂપ જણાય છે, એવો સીધો અર્થ ખરો. પણ આશા તૂટતી જાય છે એ ભાવ મુખ્ય છે.

અથવા છેલ્લી લીટીનો એવો પણ અર્થ કરાય કે શ્યામને મળવાની આશાએ જેમ જેમ વિચાર કરું છું તેમ તેમ એક એક ક્ષણ ભારે બોજારૂપ થઈને ભારે પગે ચાલવા માંડે છે.

અમૃતજળ લઈને આટલી બધી નદીઓ સાગરને ભરતી જાય છે. છતાં સાગર શી રીતે ખારો જ રહ્યો છે? પેલા નાલાયક ઠગ બગલાને તો કુદરતે ધોળા ઉજજ્વળ પંખ આપ્યા છે અને વસંતને ગાનારી કોયલને શા માટે કાળી બનાવી? હરણાંને એવી તો સુંદર આંખો આપી છે કે આખા વિશ્વને એ વશ કરી શકે, છતાં બિચારાંઓને બચી જવા માટે જંગલ જંગલ ભટકવું પડે છે. મૂરખ લોકો રાજા બને છે, જ્યારે પંડિતો ભિખારી થઈને (અને કોક વાર એ જ રાજાઓને બારણે બારણે) ફરે છે. એટલે બધી સગવડો હશે તોયે જો કર્મ અવળું જ જાય તો આશા સફળ થશે એવી ખાતરી ન રખાય.

આવી આ નિરાશા જોગી માંડમાં જ ઉત્તમ રીતે વ્યક્ત થાય. સાંજથી સૂર્યોદયનું ધ્યાન ધરનારને આખી રાતના ઉજાગરા પછી રાત્રે સાડા ત્રણ વાગ્યે જે કાળી નિરાશા વ્યાપે છે તેનું જ પ્રતીક આ ભજન છે.

## ૧૪. હૈ બહારે બાગ દુનિયા ચંદ રોજ!

[રાગ : ગઝલ]

હૈ બહારે બાગ દુનિયા ચંદ રોજ
દેખ લો ઈસકા તમાશા ચંદ રોજ.
ઐ મુસાફિર! કૂચકા સામાન કર,
ઈસ જહાઁમેં હૈ બસેરા ચંદ રોજ.
પૂછા લુકમાઁસે, 'જિયા તૂ કિતને રોજ?'
દસ્તે હસરત મલકે બોલા 'ચંદ રોજ.'
બાદ મદફન કબ્રમેં બોલી કજા,
અબ યહાઁપે સોતે રહના ચંદ રોજ.
ફિર તુમ કહાઁ ઔ' મૈં કહાઁ, ઐ દોસ્તો,
સાથ હૈ મેરા તુમ્હારા ચંદ રોજ.
ક્યોં સતાતે હો દિલે બેજુર્મકો,
જાલિમો, હૈ યે જમાના ચંદ રોજ.

દસ્ત – હાથ. કજા – મોત. બેજુર્મ – નિરપરાધ.

યાદ કર તૂ એ નજીર કબરોંકે રોજ,
જિંદગીકા હૈ ભરોસા ચંદ રોજ.

આશ્રમમાં પંડિત નારાયણરાવ ખરે આવ્યા પછી 'આશ્રમભજનાવલિ' રચાઈ અને ધીમે ધીમે એ વધતી ગઈ. આ પહેલાં દક્ષિણ આફ્રિકામાં જ્યારે ફિનિક્સ આશ્રમ હતો ત્યારે સવારે પ્રાર્થના થતી નહીં. સાંજે પ્રાર્થના થતી અને ભજનો ગવાતાં. એ ભજનોનો સંગ્રહ 'નીતિનાં કાવ્યો' એ નામે ત્યાં છપાયો હતો. 'નીતિનાં કાવ્યો' એ 'આશ્રમભજનાવલિ'નો પૂર્વાવતાર ગણાય. એ 'નીતિનાં કાવ્યો'-માં કેટલાંક બહુ સારાં ભજનો હતાં જે 'આશ્રમભજનાવલિ'માં રહ્યાં નથી. 'મુને વ્હાલું વ્હાલું વ્હાલું બાબા રામજીનું નામ' કરીને એક ભજન હતું તે હવે અલોપ થઈ ગયું છે. 'સાંજ સબેરે ચિડિયા મિલ કર ચૂં ચૂં ચૂં ચૂં કરતી હૈં', એ ભજન છોકરાંઓને બહુ વહાલું હતું. પણ તે ગયાનું મને દુઃખ નથી.

પેલાં 'નીતિનાં કાવ્યો'માંથી બચી ગયેલું ભજન તે આ 'है बहारे बाग दुनिया चंद रोज' છે. આની ભાષા હિંદી અથવા હિંદુસ્તાની કહી શકાય. નજીરનાં કાવ્યોમાં આ સારું ગણાય.

આ ભજન અનેક વાર સાંભળ્યું છે અને દર વખતે જુદા જુદા વિચારો મનમાં આવ્યા છે.

આપણે માનીએ છીએ કે એક જીવન પૂરું થાય એટલે મરણનું દ્વાર વટાવીને આપણે બીજા ભવમાં — જન્મમાં પ્રવેશ કરીએ છીએ. અને આ રીતે પુનર્જન્મની આ ઘટમાળ ચાલ્યા જ કરે છે. અમાસ એ ભલે કૃષ્ણપક્ષમાં ચંદ્રનું મરણ હોય, પણ એમાંથી જ શુક્લ પક્ષનો બાલચંદ્ર જન્મે છે.

યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને મુસલમાનો માને છે કે મરણ પછી કયામતના દિવસ સુધી કબ્ર તળે અથવા બરઝખમાં સૂતા જ રહેવાનું હોય છે.

આ બંને કલ્પનાઓએ મનુષ્યસમાજ ઉપર, માણસના માનસ ઉપર, ભારે અસર કરી છે. દરેકની મરણ વિશેની કલ્પના જુદી, અને મરણોત્તર જીવન વિશેની કલ્પના પણ જુદી.

હું મરી જઈશ પછી કયા લોકમાં જઈશ, કયું રૂપ ધારણ કરીશ અને ત્યાં મને કેવો અનુભવ થશે, એ સવાલ જુદો, એ સવાલનો જવાબ વખતે કોઈ ખાતરીપૂર્વક આપી ન શકે. પણ બીજો એક સવાલ એથીયે ઊંડો અને વધારે ઉપયાગી છે જેનો જવાબ આપણને મળી શકે એમ છે. પણ એને વિશે આપણે બહુ ઓછો વિચાર કર્યો છે. તે સવાલ નીચે મુજબ પૂછી શકાય :

મારા મરણ પછી પણ શરીર વગરનું આ દુનિયાનું જ મારું જીવન ચાલુ રહે છે કે નહીં? મરણ પછીના, મારા આ દુન્યવી જીવનનું આગળ શું થાય છે? ધનુષ્યમાંથી બાણ છૂટી ગયા પછી ધનુષ્ય નિર્બાણ થઈને રહે છે એ ખરું, પણ તેથી કાંઈ બાણનો અથવા એના કાર્યનો નાશ નથી થતો. ઊલટું ધનુષ્ય છોડયા પછી જ બાણનું કાર્ય શરૂ થાય છે. બાણ પોતાની શક્તિ મેળવવા પૂરતું

ધનુષ્યમાં રહ્યું. તેટલી સાધના પૂરી થઈ એટલે એ ધનુષ્યને છોડીને પોતાના મિશન ઉપર ઊપડયું એવી જ રીતે મારું જીવન અમુક વર્ષો સુધી મારા શરીરમાં રહીને સાધના કરતું રહ્યું; અને એ સાધના પૂરી થતાંવેંત 'શરીરને પાછળ છોડીને, વિદેહ થઈને એ જ જીવન સામાજિક જીવનમાં પોતાની આગળની યાત્રાએ ઊપડયું' એમ કેમ ન હોય? આપણે એનો વિચાર કેમ ન કરીએ?

इस 'जिस्म' में मेरा बसेरा चंद रोज भले हो लेकिन हमारे व्यापक 'जहाँ'-में मेरा बसेरा शायद दीर्घकाल तक चलनेवाला है।

માણસનું આ શરીરમાં સો-પચાસ વર્ષ જ રહેવાનું હોય છે. પણ શરીર છોડયા પછી, એ પોતે પોતાના સમાજમાં, અને પોતાની દુનિયામાં, દીર્ઘકાળ સુધી 'વિશરીરી' છતાં અસર કરતો રહે જ છે. સગડી બળીને ઓલવાઈ ગઈ એટલે શું એણે આપેલી ઉષ્ણતાનો નાશ તરત થાય છે? ના, એ સગડીની ઉષ્ણતા આખી ઓરડીમાં ફેલાઈને લાંબા વખત સુધી હૂંફ આપતી જ રહે છે.

ઉષ્ણતાનું સગડી પરત્વેનું જીવન ભલે ટૂંકું હોય પણ શિયાળાની હૂંફાળી ઓરડી પરત્વેનું તેનું જીવન પ્રમાણમાં બહુ લાંબું અને ખાસ ઉપયોગી હોય છે. જીવતાં પણ માણસ ફક્ત પોતાના શરીરમાં નથી રહેતો પણ પોતાનાં સગાંવહાલાં, ઇષ્ટમિત્ર, પુત્રપૌત્ર, મુરબ્બીઓ અને શિષ્યો, ગુરુભાઈઓ અને વિરોધીઓ, બધાંમાં જ ઓછીવત્તો જીવે છે. પોતાના કાર્ય દ્વારા પણ ખરો જ. કેવળ શરીર પડયું એટલાથી એના એ વ્યાપક જીવનનો અંત આવતો નથી.

જેમ સગડીની હૂંફ ઓરડીમાં ફેલાય છે અને ઓરડીની હૂંફ અંતે હવામાં વિલીન થાય છે તેમ જ માણસના જીવનનું પણ હોવું જોઈએ.

હવે શરીરગત જીવન એટલું બધું ટૂંકું હોય છે અને એટલું સંકુચિત, કે એના સુખ અને મોહને વશ થઈને આપણા સમાજમાં રહેલું આપણું જીવન અને આપણા સમાજમાં ફેલાયેલું એ જ જીવન આપણે બરબાદ ન જ થવા દઈએ. શરીરગત જીવન ચંદ રોજ ટકે છે. આવડો મોટો હોશિયાર વૈદ્ય લુકમાન! એ પણ અંતે મરી ગયો. આ જિંદગીમાં જો કાંઈ ખાસ કરવાપણું હોય તો તે મરણ પછીની આપણી યાત્રા માટેનું ભાથું તૈયાર કરવું એ જ છે. આ શારીરિક જીવનની દોસ્તી ટૂંકી છે પણ સામાજિક જીવનની હસ્તી દીર્ઘકાલીન હોય છે.

મરી ગયા પછી માણસનો 'જીવ' પશુપક્ષીનું રૂપ ધારણ કરે તોયે શું અથવા કબર તળે સૂઈ જાય તોયે શું? એ જીવ કરતાં એના એ 'દુન્યવી' જીવનની હસ્તી આપણે માટે વધારે મહત્ત્વની છે. એ જીવન તો પ્રવાહની પેઠે ચાલુ જ છે. એ જીવનની દૃષ્ટિએ જ બધી સાધના કરવી રહી. શરીરગત જીવનમાં જે સંયમ પાળવો છે તે પણ શરીર પડયા પછીનું જીવન સમૃદ્ધ થાઓ એટલા માટે જ. ઝાડનાં પાંદડાં તોડીએ છીએ, ઝાડની વધારે પડતી ડાળો કાપી નાખીએ છીએ એટલા માટે કે ફળ સારાં, મોટાં અને ઘણાં મળી જાય. અને તે પણ દીર્ઘકાળ સુધી મળતાં રહે.

નજીરની આ ગઝલનો ભાવ જુદો છે. એને લોકોને કહેવું છે કે ભલા લોકો! આપણે થોડા દિવસ સાથે રહેવાના છીએ ત્યારે એટલા માટે ઝઘડો શાના કરો છો અને એકબીજાને શા માટે અકળાવો છો? રેલના મુસાફરો જેમ કહે છે કે ચાર કલાક સાથે રહેવું છે ત્યાં પ્રેમથી કેમ ન બેસીએ? મેં તો તમારો કશો ગુનો કર્યો નથી, મને કેમ હેરાન કરો છો? હું તમને ન ગમતો હોઉં તોયે શું? ન તમે અહીં લાંબા વખત સુધી રહેવાના છો અને હું પણ અહીં અમરપટો લઈને આવ્યો નથી. પછી ક્યાં તમે અને ક્યાં હું? આ જિંદગીનો જ્યાં ભરોસો નથી ત્યાં ઝઘડાનો અર્થ શો? મનુ મહારાજે પણ કહ્યું છે કે આવા ક્ષણભંગુર મરણશીલ શરીરમાં રહીને કોઈની સાથે વેર બાંધવું ન જોઈએ.

"न चैनं देहं आश्रित्य वैरं कुर्वीत केनचित्"

## ૧૫. પાયો જી મૈંને રામ-રતન ધન પાયો

[રાગ : તિલક કામોદ–તીન તાલ]

પાયો જી મૈંને રામ-રતન ધન પાયો. ટેક
વસ્તુ અમોલિક દી મેરે સતગુરુ,
કિરપા કર અપનાયો. ૧
જનમ જનમકી પૂઁજી પાઈ,
જગમેં સભી ખોવાયો. ૨
ખરચૈ ન ખૂટૈ, વાકો ચોર ન લૂટૈ,
દિન દિન બઢત સવાયો. ૩
સતકી નાવ, ખેવટિયા સતગુરુ,
ભવસાગર તર આયો. ૪
મીરાંકે પ્રભુ ગિરિધર નાગર
હરખ હરખ જસ ગાયો. ૫

જગતમાં બે જાતનાં ધન છે. વ્યવહારમાં ફસાયેલી અધિકાંશ દુનિયા જે ધન પાછળ પડે છે તે તો બધા જાણે જ છે. એ ધન કરતાં વધારે મહત્ત્વનું અને અનેક જન્મો સુધી કામ આવનારું એવું પણ એક ધન છે. પણ એ ધન કેવળ માગવાથી મળતું નથી. સદ્ગુરુની કૃપા થાય અને એને માટે દુનિયાની બીજી બધી વસ્તુઓ છોડી દેવાની તૈયારી થઈ જાય ત્યારે જ એ મળવાનું.

સંત મીરાં આ ભજનમાં પોતાનો એ આનંદ ગાય છે.

ભજન છે તો બહુ સહેલું: મારા સદ્ગુરુએ કૃપા કરી મને અપનાવી અને અમૂલ્ય વસ્તુ મને આપી. આ રીતે મેં રામ-રતનરૂપી ધન મેળવ્યું.

---

ખેવટિયા–ખારવો, હોડી ચલાવનાર.

એ ધન દ્વારા અનેક જન્મ પહોંચી વળે એટલી પૂંજી મને મળી, પણ એની સાથે દુનિયાની સામાન્ય બધી વસ્તુઓ મેં ખોઈ.

એ ધન ગમે તેટલું ખર્ચીએ તોયે ખૂટે નહીં, ઓછું થાય નહીં. ચોર એને લૂંટી ન શકે. ઊલટું, દિવસે દિવસે એ વધતું જ જાય. શેરના સવાશેર થવું એ એનો સ્વભાવ જ છે.

ધનની ઉપમા છોડી દઈ, ગુરુ પાસેથી મળેલા સત્યને મીરાં એક નાવડી (હોડી) કહે છે. અને સદ્ગુરુ એ નાવ ચલાવનાર મલ્લાહ છે. એની મદદથી મીરાં ભવસાગર તરી શકી, એટલે એ કહે છે 'પ્રભુ ગિરધર નાગરની દાસી મીરાં પોતાનો આનંદ વ્યક્ત કરી હવે એનો યશ હરખી હરખીને ગાય છે.'

## ૧૬. નરહરિ, ચંચલ હૈ મતિ મેરી

[રાગ : ભૈરવી – તીન તાલ]

નરહરિ, ચંચલ હૈ મતિ મેરી; કૈસે ભગતિ કરું મૈં તેરી ?
તૂ મોહિ દેખૈ, હૌં તોહિ દેખૂં, પ્રીતિ પરસ્પર હોઈ,
તૂ મોહિ દેખૈ, તોહિ ન દેખૂં, યહ મતિ સબ બુધિ ખોઈ.
સબ ઘટ અંતર રમસિ નિરંતર, મૈં દેખન નહીં જાના,
ગુન સબ તોર, મોર સબ ઔગુન, કૃત ઉપકાર ન માના.
મૈં તૈં તોરી મોરી અસમઝિ સોં કૈસે કરિ નિસ્તારા ?
કહ રૈદાસ કૃષ્ણ કરુણામય જૈ જૈ જગત-અ ધારા

રૈદાસનું આ ભજન એક મધ્યકાલીન સંતનું હોવા છતાં આધુનિક વૃત્તિથી ભરેલું છે. અને તેથી જ એ એટલું બધું આકર્ષક લાગે છે.

ભગવાનને નરહરિને નામે સંબોધનાર ભજનો બહુ ઓછાં છે. જો તુલસીદાસ આવું ભજન લખત તો આપણે માની શકત કે પોતાના ગુરુનું નામ આગળ કર્યું છે. રૈદાસના ગુરુ કોણ હતા, કોણ જાણે. આ ભજનમાં નરહરિ નામ કેવળ છંદની સગવડ માટે જ પસંદ કર્યું હોય તો નવાઈ નથી.

ઈશ્વર શું છે એ માણસ બરાબર જાણતો નથી. 'એ એક શક્તિ છે, અજ્ઞેય વ્યક્તિ છે', એટલું જ માણસ જાણે છે. પણ એટલાથી એને સંતોષ નથી વળતો. પરિણામે એ ઈશ્વરને આદર્શ માણસ જેવો આકાર, માણસ જેવા ગુણો અને સ્વભાવ આપી દે છે અને ઈશ્વર સાકાર અને સગુણ છે એમ કહેવા પણ લાગે છે. પછી તો જેટલી જાતના માણસો તેટલી જાતની દેવ-દેવીઓ માન્યે જ છૂટકો. દેવોમાં પણ નર અને નારી જાતિ હોય છે. કેટલાક દેવો પ્રભાવશાળી વ્યક્તિઓ

---

અસમઝિ – નાસમજ – અજ્ઞાન.

હોય છે, કેટલાકનાં ટોળાં જ હોય છે. આવે ત્યારે આખું ટોળું આવે, એ ટોળામાંની વ્યક્તિઓને નામ હોય અથવા તો ન પણ હોય. ટોળાના દેવો ન્યાતે વૈશ્ય ગણાય છે.

ઈશ્વરને મનુષ્યના આકાર અને ગુણ આપવા, એ એક પ્રકાર થયો, બીજી રીતે કોઈ પ્રભાવશાળી માણસને જ ઈશ્વર કલ્પી, એના જીવતાં એની પૂજા કરવી, અને મરી ગયા પછી એને idealize કરી — એની કલ્પના-સુંદર અને પરિપૂર્ણ આવૃત્તિ તૈયાર કરવી, અને પછી એને આદર્શ તરીકે પૂજવા માટે એની મૂર્તિ સ્થાપવી એ બીજો પ્રકાર થયો. બંને પ્રકાર મનુષ્ય-સ્વભાવમાં છે. ઈન્દ્ર, રુદ્ર, શિવ, વિષ્ણુ, કૃષ્ણ, રામ, દત્તાત્રેય વગેરે દેવો આવી રીતે જ તૈયાર થયા હશે.

હવે માણસને ભક્તિ કરવા માટે પ્રત્યક્ષ સગુણ સાકાર અવતારી પુરુષ મળી જાય તો બહુ જ સારું. નહીં તો એક મૂર્તિથી ચલાવી લેવાય. પણ ઈશ્વર નિરાકાર છે એવી ખાતરી થયા પછી માણસ મૂંઝાય છે. એ મૂંઝવણ બે જાતની હોય છે. વ્યક્તિના અભાવે પોતાની ભક્તિ ક્યાં ઠાલવવી? એ એક મૂંઝવણ, અને ભક્તિ માટે સગુણ સાકાર લક્ષ્ય ન હોય તો મન એકાગ્ર, નિશ્ચલ અને દૃઢ કઈ રીતે કરવું એ બીજી મૂંઝવણ.

માણસને આદર્શ પ્રત્યે આકર્ષણ હોય છે. આદર્શ પુરુષમાં શ્રેષ્ઠ સદ્‌ગુણો અને અસાધારણ શક્તિ ભલે હોય પણ આખરે એ માણસ તો હોવો જ જોઈએ. મનુષ્ય-સહજ ભૂખ, તરસ, ઊંઘ, થાક, હર્ષ-વિષાદ, ગમો-અણગમો એ બધું જેનામાં છે એ જ આપણને સમજી શકે, સમભાવપૂર્વક દોરી શકે, એ આપણા પ્રેમનો અધિકારી થઈ શકે છે, એમ માણસને લાગે છે, એમાં કશું આશ્ચર્ય નથી. પણ આદર્શ નિરાકાર ઈશ્વરની કલ્પના કર્યા પછી, એની આગળ પોતા જેવા શરીરધારી માણસમાં બધા જ અવગુણો દેખાય છે અને ઈશ્વર પાસે કેવળ સદ્‌ગુણો જ ભેગા થાય છે. એવી સ્થિતિમાં જે અંતર ઉત્પન્ન થાય છે તે પ્રેમ-ભક્તિને પોષક નથી થતું. કેવળ કૃતજ્ઞતા, શરણાગતિ અને આત્મ-વિલોપન, એ જ ત્યાં શક્ય હોય છે.

જેમ માણસ બીકનો માર્યો આત્મહત્યા કરે છે તેમ ઈશ્વર વચ્ચે એને પોતાની વચ્ચે અમર્યાદ અંતર છે અને તે કોઈ કાળે દૂર થવાનું નથી, એવો ખ્યાલ બંધાઈ જાય, ત્યારે માણસ દબાઈ જઈ આત્મ-વિલોપનનો આધાર શોધે છે. સારા અર્થમાં એ એક આધ્યાત્મિક આત્મહત્યા છે. દ્વૈતવાદીઓ ઈશ્વર આગળ પોતાને દાસ અથવા ગુલામ માની લે છે. દ્વૈતવાદી ખ્રિસ્તીઓ, મુસલમાનો અને વૈષ્ણવો આ વૃત્તિમાં રાચે છે. બ્રાહ્મસમાજીઓ પણ દ્વૈતવાદી જ કહેવાય. આર્યસમાજીઓ દ્વૈતવાદી ખરા, પણ તેઓ આત્મ-વિલોપન સુધી જતા નથી.

અદ્વૈતવાદીઓ (અને વિશિષ્ટાદ્વૈતવાદીઓ) ઈશ્વર અને મનુષ્ય વચ્ચે તાત્ત્વિક અંતર નથી જોતા માટે તેઓ ગભરાતા નથી, અને સુંદર રીતે અભેદ ભક્તિ કેળવી શકે છે.

રૈદાસને શ્રીકૃષ્ણનું નિરાકાર સ્વરૂપ ધ્યાનમાં આવી ગયું છે પણ અભેદ

ભક્તિમાં તે ફાવ્યો નથી એટલે જ પોતાના માટે તરી જવાનો રસ્તો એને જડતો નથી. પણ એને વિશ્વાસ છે કે શ્રીકૃષ્ણ કરુણામય છે, જગતનો આધાર છે, રસ્તો કાઢી દેશે અને અંતે પોતાનો ઉદ્ધાર થવાનો છે.

હે ભગવાન, જો આપણે એકબીજાને જોઈ શકતા હોત તો પરસ્પર પ્રીતિ થવી સહેલી હતી પણ અહીં તો તું મને જોઈ શકે છે અને હું તને જોઈ ન શકું એ અસમાનતા હોવાથી 'ભક્તિ કેમ કરી શકાય' એ મને સૂઝતું નથી અને તેથી મારી મતિ ચંચલની ચંચલ જ રહે છે. (ચંચલ એટલે અસ્થિર). તું બધે છે, બધાનાં હૃદયમાં તારો વાસો છે છતાં હું તને જોઈ નથી શકતો. તું ગુણરાશિ છે, હું અવગુણનો ભંડાર છું; એટલે ભગવાનનો ઉપકાર માનવાની પણ વૃત્તિ મનમાં ઊઠતી નથી, હું-તું, મારું-તારું એ જાતનું અજ્ઞાન હોય તો નિસ્તાર શી રીતે થાય? આશા એટલી જ છે કે ભગવાન કરુણામય છે અને જગતનો આધાર છે. એના હાથમાં આપણે સુરક્ષિત છીએ. એને સૂઝે તે એ કરશે જ.

## ૧૭. મો સમ કૌન કુટિલ ખલ કામી

[રાગ : કેદાર – તીન તાલ]

મો સમ કૌન કુટિલ ખલ કામી,
જિન તનુ દિયો તાહિ બિસરાયો ઐસો નિમકહરામી. ધ્રુવ
ભરિ ભરિ ઉદર વિષયકો ધાવૌં,
જૈસે સૂકર ગ્રામી.
હરિજન છાઁડ હરીબિમુખનકી
નિસિદિન કરત ગુલામી.
પાપી કૌન બડો હૈ મોતેં,
સબ પતિતનમેં નામી,
સુર પતિતકો ઠૌર કહા હૈ,
સુનિયે શ્રીપતિ સ્વામી.

આ ભજનની ચર્ચા ઘણી થઈ છે. 'હું કુટિલ છું, ખલ છું, કામી છું, નિમકહરામ છું, બધા પતિતોમાં હું પ્રખ્યાત (નામી) છું' એમ રોજ ઊઠીને ગાવાથી માણસ સુધરશે કે બગડશે? ગીતામાં નથી કહ્યું કે માણસની જેવી શ્રદ્ધા તેવો એ બની જાય છે? (यो यत् श्रद्धः स एव सः।) ચોર ચોર કહેવાથી માણસ ચોર બની જાય છે. એના કરતાં 'હું ભૂતસંઘ નથી, આત્મતત્ત્વ છું; મન-બુદ્ધિ-અહંકાર-ચિત્ત પણ હું નથી, ચિદાનંદરૂપી શિવ હું છું,' એમ કહેવું વધારે લાભદાયી પણ છે અને વધારે સત્ય પણ છે.

---

સૂકર – સૂવર.

પોતાનાં પાપોનું માણસ જેમ સ્મરણ કરતો જાય તેમ એનાં પાપ દૃઢ થતાં જાય છે, એવી પણ દલીલ કેટલાક કરે છે.

એની સામે થઈને કેટલાક કહે છે કે 'પાપી માણસને પોતાના પાપનું કંઈ નહીં તો ભાન રહે' એ બધી રીતે ઈષ્ટ છે. પાપી માણસ કહ્યા કરે કે હું પરબ્રહ્મ છું તો તેથી શું એનો ઉદ્ધાર થવાનો હતો? તેમ હોય તો ભૂખ્યો માણસ આજીવિકા મેળવવાનો પ્રયાસ છોડી દઈને, હું તૃપ્ત છું, મેં પેટ ભરીને ખાધું છે, હું શક્તિ છું, હું સામર્થ્ય છું એમ કેમ નથી કહેતો? અધ્યાત્મશાસ્ત્રને મેસ્મેરિઝમનું સ્વરૂપ આપવામાં જીવનની મશ્કરી જ થાય છે. આપણે જેવા છીએ તેવા પોતાને ઓળખીએ એ ઉન્નતિનું પ્રથમ પગથિયું નથી?

બુદ્ધ ભગવાનના ઉપદેશનો પ્રારંભ જ ત્યાંથી છે. તેઓ કહે છે, ધર્મનો ઉદય તેમાં જ રહેલો છે કે માણસ જાણે કે 'આ જગત દુ:ખોથી ભરેલું છે, અને તેનું કારણ આપણી તૃષ્ણા અને વાસના છે.' પોતે માંદો છે એ પણ જે જાણે નહીં અથવા સ્વીકારે નહીં તે ઈલાજ શો કરવાનો હતો?

આ ચર્ચા સનાતન છે. પ્રખ્યાત અમેરિકન માનસશાસ્ત્રી વિલિયમ જેમ્સે પોતાના 'ધર્માનુભવની વિવિધતા' એ ગ્રંથમાં આ વિષય ઉપર બે પ્રકરણો લખ્યાં છે. એક પ્રકરણનું નામ છે 'The Religion of Healthy Mindedness' અને બીજું પ્રકરણ તે 'The Sick Soul'. બંને વૃત્તિઓ સાચી છે, તેથી બંનેને જીવનમાં સ્થાન છે. બંને ઉન્નતિકર છે. (બંનેનો દુરુપયોગ થઈ શકે છે.) એકમાંથી દંભ અને ઉન્માદ પેદા થાય, બીજામાંથી નિરાશા અને અવસાદ પેદા થાય. આ બેમાંથી અમુક માર્ગ પસંદ કરવાપણું માણસને માટે નથી હોતું. એ તો દરેકના સ્વભાવ પ્રમાણે અને અવસ્થા પ્રમાણે માણસને વળગે જ છે.

અથવા એક વૃત્તિ વપરાઈ ચૂકયા પછી બીજીનો કેફ માણસને ચડે છે.

આ બે વૃત્તિમાંથી અમુક પ્રાથમિક છે, અને બીજી ત્યાર પછીની છે એમ પણ નથી. એટલે તાત્ત્વિક ચર્ચા કરી એકને અથવા બીજીને વખોડવા બેસવું એ વ્યર્થ છે.

૨

આ તો ઠીક; પણ સુરદાસ જેવો સંતપુરુષ પોતાને કુટિલ, ખલ, કામી તરીકે વર્ણવે એ ક્યાં સુધી ઠીક છે? અતિશયોક્તિને પણ કંઈ હદ હોય કે નહીં? સત્પુરુષો જ જો પોતાને કુટિલ, ખલ, કામી તરીક વર્ણવે તો સામાન્ય માણસો પોતાને વિશે શી આશા રાખી શકે?

'સત્પુરુષો પોતાની આગળ અસાધારણ આકરો આદર્શ મૂકી એના ગજ પ્રમાણે પોતાને કુટિલ ખલ કામી ગણે છે' એમ કહી શકાય. તેમ હોય તો આપણે તકરાર ન કરી શકીએ. ખાન અબદુલ ગફ્ફારખાન પણ, પોતે આઠ ફૂટ ઊંચા નથી એટલા માટે પોતાને બટુ વામનજી તરીકે વર્ણવે એ આપણને ગમે કે ન ગમે પણ આપણે એ સમજી શકીએ છીએ. પણ આ સત્પુરુષો જ્યારે કહેવા

બેસે કે બધા પાપીઓમાં હું શ્રેષ્ઠ છું, મારા કરતાં બડો પાપી બીજો કોણ છે – એમ જ્યારે તેઓ કહેવા બેસે છે ત્યારે 'એમની કવિતામાં નિખાલસતા છે કે કેવળ કાવ્ય છે?' એવી શંકા મનમાં ઊઠયા વિના રહેતી નથી. શું બીજાઓ વચ્ચે અને પોતા વચ્ચે સાચી કે યોગ્ય સરખામણી કરતાં પણ એમને આવડતું નથી?

અથવા આ સત્પુરુષોની મહત્ત્વાકાંક્ષા અમર્યાદ હોવાને કારણે 'પાપીઓની હારમાં પણ પોતે તો મોખરે જ હોવા જોઈએ,' એવો એમનો આગ્રહ હોતો હશે? 'પાપીઓમાં પણ વળી મારા કરતાં કોઈ આગળ વધે અને ચડિયાતો થાય!' પોતાને માટે 'નામી' શબ્દ વાપરવામાં પશ્ચાત્તાપની વૃત્તિ કરતાં કાવ્યમય ઉન્માદ જ વધારે દેખાઈ આવે છે.

'પતિત લોકોએ પશ્ચાત્તાપ કેમ કરવો? એનો નમૂનો બતાવવા ખાતર સંત કવિઓ આવાં કાવ્યો લખે છે એમ કેટલાક કહે છે. પણ અહીં તો સુરદાસે અથવા એમની જ ભાષામાં કહીએ તો સુર પતિતે પોતાની જ વાત છેડી છે. સંતોનાં વચનો ઘણે ભાગે સ્વલક્ષી જ હોય છે. 'કેવળ પરલક્ષી' કશું તેઓ લખતા નથી.

'સત્યના પ્રયોગો' વિશે લખતાં ગાંધીજીએ 'मो सम कौन कुटिल खल कामी' એ વચનનો ઉપયોગ કર્યો છે; અને ત્યાં તરત જ તેનો અર્થ પણ કર્યો છે કે 'પોતાના જીવનના અને દરેક શ્વાસના માલિક એવા પરમાત્માને ભૂલી જવું, એના કરતાં મોટું પાપ કયું?' ત્યારે શું પરમાત્માને ભૂલી જવાના દોષમાં એમના સમાન કોઈ જ નથી એમ તેઓ માને છે?

એમની આત્મકથા પરથી આપણે જાણીએ છીએ કે એમનામાં કામ-વિકારની માત્રા ઠીક ઠીક હતી. હજી પણ પોતે એ વિકારમાંથી નિ:શેષ મુક્ત થયા નથી એમ તેઓ કહે તો આપણે વાંધો ન ઉઠાવી શકીએ. પણ એમના વિવિધ અને સમૃદ્ધ જીવનમાં કુટિલતા અને ખલતા તો કયાંય દેખાતી નથી. તેમણે પોતે પણ કયાંય કહ્યું નથી કે પોતાની અંદર રહેલી કુટિલતા અને ખલતા સામે પોતાને લડવું પડયું છે.

ત્યારે પોતાના શબ્દો તોળી તોળીને વાપરનાર મહાત્માઓ સંતવચનો વાપરતાં ભાષાની શિથિલતા અને અતિશયોક્તિ કેમ થવા દેતા હશે?

વખતે તેઓ મનમાં કહેતા હશે 'જેને ઓછું આવડે છે, જેમની ધર્મબુદ્ધિ બુઠ્ઠી અથવા જાડી છે તેમની કસોટી સ્થૂળપણે જ થાય છે. જેમની ધર્મબુદ્ધિ સૂક્ષ્મવેદી હોય છે, જેમનું જ્ઞાન ઊંડું હોય છે તેમની કસોટી પણ બહુ આકરી હોય છે. દરેક માણસ માટે એના ધાર્મિક ભાન અને પ્રત્યક્ષ જીવનસિદ્ધિના પ્રમાણ પ્રમાણે તોળવાનું હોય છે.

$$\text{માણસનું વ્યક્તિત્વ} = \frac{\text{જીવનસિદ્ધિ}}{\text{જીવનનો આદર્શ.}}$$

આ હિસાબે સુરદાસ અને મોહનદાસ બંને કહી શકે છે કે પાપમાં બધાં કરતાં અમે ચડિયાતા છીએ. બીજા લોકોની જીવનસિદ્ધિ કરતાં અમારી જીવનસિદ્ધિ

હજારગણી મોટી હોય તોયે બીજા લોકોના પ્રાકૃત આદર્શ કરતાં અમારો જીવન-આદર્શ લાખગણો મોટો છે. એટલે વ્યવહારમાં એમના કરતાં અમારો અપૂર્ણાંક વધારે અકળાવનારો છે જ.

૩

પ્રાર્થના ચાલતી હતી અને ઉપર વર્ણવ્યા છે એવા વિચારો મનમાં ઘોળાતા હતા એટલામાં મનને એક ધક્કો મળ્યો કે, "શું આ તારી પ્રાર્થના ચાલે છે? બૌદ્ધિક પંડિતોવાળી ચિકિત્સામાં પડી જીવનનો સાર ખોઈ બેસે છે? જે વખતે હૃદય અર્પણ કરવાનું હોય છે, આત્મપરીક્ષણ કરવાનું હોય છે, અંતઃશુદ્ધિની શસ્ત્ર-ક્રિયા કરવાની હોય છે એવે વખતે ડહાપણ ચલાવીને આવી 'ઔચિત્ય-વિચાર-ચર્ચા' ચલાવવી, એમાં લાભ શો? શા માટે આટલો 'સ્વાર્થત્યાગ'? જો ભજનના 'મૂડ'માં એકરૂપ થવાતું હોય તો તેમ કરવાનો આ અવસર છે."

## ૧૮. ઐસો કો ઉદાર જગ માહીં?

(રાગ: આશાવરી યા તોડી – તીન તાલ)

ઐસો કો ઉદાર જગ માહીં,
બિનુ સેવા જો દ્રવૈ દીન પર, રામ સરિસ કોઉ નાહીં.
જો ગતિ યોગ વિરાગ જતન કરિ, નહિં પાવત મુનિ ગ્યાની,
સો ગતિ દેત ગીધ સબરી કહઁ, પ્રભુ ન બહુત જિય જાની.
જો સંપત્તિ દસ સીસ અરપિ કરી રાવન સિવ પહઁ લીન્હી,
સો સંપદા વિભીષન કહઁ અતિ સકુચ સહિત હરિ દીન્હી.
તુલસીદાસ સબ ભાંતિ સકલ સુખ જો ચાહસિ મન મેરો,
તૌ ભજુ રામ કામ સબ પૂરન કરહિ કૃપાનિધિ તેરો.

આ એક ભોળું ભજન છે. ઉદાર દિલના ભોળા, અથવા દયાશીલ દાની લોકોનો સ્વભાવ આપણને ગમે છે – આપણને ગમે કે ન ગમે પણ જેઓ દરિદ્રી છે, વિપત્તિમાં સપડાયા છે, અને આજીવિકા પાછળ ફાંફાં મારે છે એવા લોકોથી, (અને આખી દુનિયા લગભગ એવા લોકોથી જ ભરેલી છે) એવા એવાઓને તો દાની માણસ જ સહુથી વધારે શૂર જણાય છે. યાચકોની દીનતા જોઈને રાજા ભર્તૃહરિ એટલા તો અકળાયા હતા કે એમણે કહ્યું છે કે 'જીવવા માટે તરફડતા લોકોને આજીવિકા આપનાર લોકો, એવા લોકોની સ્વાર્થી ખુશામતથી કેમ રાજી થતા હશે એ જ મારી સમજમાં નથી આવતું.'

તુલસીદાસ કહે છે દુનિયાના સામાન્ય લોકો 'લે છે ત્યારે જ વળતર આપે છે.' કેવળ રામ જ એવો દાતા છે કે જે 'સેવા લીધા વગર પણ છૂટે હાથે આપી દે છે.' મોટા મોટા જ્ઞાનીઓ મૌન ધારણ કરી, વૈરાગ્ય કેળવી, યોગ સાધી, અનેક

પ્રયત્ન કરતાં છતાં જે ગતિ પ્રાપ્ત નથી કરી શકતા, તે ગતિ શ્રી રામચંદ્રે જટાયુ જેવા ગીધને અને શબરી જેવી અબોધ અબળાને સહેજે આપી દીધી. પોતાનાં દસ શિરકમલ મહાદેવને ચડાવી જે વૈભવસંપત્તિ રાવણે મેળવી હતી, તે બધી રાવણને જીત્યા પછી, વિભીષણને 'આવડા મારા પરમ ભક્તને આટલી તુચ્છ વસ્તુ કેમ આપું' એવા સંકોચ સાથે શ્રી રામચંદ્રે આપી દીધી.

આવા બધા દાખલા ઉપરથી તુલસીદાસ પોતાના મનને કહે છે કે જો તારે બધી રીતે સુખી થવું હોય, બધી સગવડો મેળવવી હોય તો હે મન, રામની જ ભક્તિ કર. એ કૃપાનિધિ તારી બધી કામનાઓ તૃપ્ત કરશે.

આ જૂના વખતના સંતો માણસને ભક્તિમાર્ગ તરફ ખેંચવા માટે ગમે તે જાતની લાલચ બતાવતા, ગમે તેવી દલીલ કરતા દેખાય છે. એમના પક્ષમાં એટલી વાત ખરી કે જેવું તેઓ કહેતા તેવો જ તેમનો વિશ્વાસ પણ રહેતો.

રામની ભક્તિ કરવા જતાં એની મેળે ખાવાને મળશે, રોગ એની મેળે મટી જશે, પાપો તો કોણ જાણે ક્યાં ભાગી જશે, દેવું હોય તો ચૂકવાશે, મુસાફરીમાં રસ્તો ખોવાઈ ગયો હોય તો રામ જાતે આવીને સાચે રસ્તે છોડી દેશે વગેરે વગેરે લાલચો તેઓ આપતા, અને પોતે પણ એના ઉપર વિશ્વાસ કરતા.

ખ્રિસ્તી લોકો પણ ઈશ્વરની આવી કૃપાના દાખલાઓ ટાંકે છે. પણ સાથે સાથે એમ પણ કહે છે કે 'ઈશ્વરનો આવો સ્વભાવ છે ખરો, પણ એની કસોટી કરવાનો આપણને હક નથી.' Thou shalt not tempt God. આપણા ભક્તો પણ કહે છે ભગવાન આપણને જેમ રાખે તેમ સંતોષથી રહેવું જોઈએ. વિપત્તિ આવે તો જાણી લેવું કે ભગવાન આપણા પ્રત્યે રાજી છે. કેમ કે વિપત્તિમાં જ આપણે ભગવાનને ભૂલતા નથી. ભગવાનની ઇચ્છાને આધીન રહેવાનું વ્રત ચલાવતાં છતાં તેઓ લોકોને સમજાવશે કે ભગવાન દયાળુ છે, ઉદાર છે, કશું વળતર લીધા વગર ભક્તોને કૃતાર્થ કરે છે.

હવે આ વસ્તુને જરા બીજી રીતે તપાસીએ.

વેદાંત કહે છે કે આપણે આત્મા છીએ, પરમાત્માથી ભિન્ન નથી, આત્મા મૂળે શુદ્ધ, બુદ્ધ, નિત્ય, મુક્ત છે. માયાના બળે એ પડયો, બદ્ધ થયો, શરીરના પાંજરામાં સપડાયો, પોતાનું સ્વરૂપ ભૂલી શરીર સાથે એકરૂપ થયો, હવે એણે પુરુષાર્થ કરી, સાધના કરી ફરી મુક્ત થવું જોઈએ.

આના પર એવી શંકા ઊઠે છે કે જે શુદ્ધ, બુદ્ધ, નિત્ય અને મુક્ત હતો તે આટલી સારી સ્થિતિમાં પણ જો પોતાની સ્થિતિ સાચવી ન શક્યો અને પડવા જેટલો પામર નીવડયો, તો પડયા પછી એ પતિતની શક્તિ કેટલી કે એ ફરી ચઢી શકે? એનો જવાબ એ છે કે ખરું જોતાં પડીને જીવાત્મા થયા પછી એ બદ્ધ દશામાં માણસ પોતાને જોરે સાધના ન કરી શકે, એને તો પોતાની મૂળ સ્થિતિનું ભાન મનમાં જાગ્રત રાખી એને માટે ઝંખના રહેવું એટલી જ વાત એના હાથમાં છે. પણ એની ઝંખના સાચી અને ઉત્કટ થઈ ગઈ તો ભગવાન

જે કોઈ કાળે પડ્યા નથી, પડવાના નથી તે પોતે જ માણસ વતી ચડવાની સાધના પણ એના હૃદયમાં બેસી કરે છે અને એને એ રીતે મદદ કરે છે. બિલાડીનાં બચ્ચાં આંખ મીંચીને મા ઉપર વિશ્વાસપૂર્વક આધાર રાખે છે, અને પછી એવાં બચ્ચાંને ઊંચકીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવાનું કામ બિલાડી-માતા પોતે જ કરે છે. તેવી જ રીતે ભગવાનને ભરોસે શરણાગતિ લીધા પછી આપણે કશું કરવાનું બાકી રહેતું નથી. બાકીનું બધું ભગવાન પોતે જ કરે છે.

એ જ વસ્તુને લૌકિક ભાષામાં તુલસીદાસ વર્ણવે છે કે ભક્ત તરફથી કશી સેવા મળ્યા વગર પણ શ્રીરામ ઉદાર થઈને માણસને બધું આપી દે છે. આટલી ઉદારતા એક રામને છોડી બીજા કોઈનામાં નથી.

## ૧૯. રે મન! મૂરખ જનમ ગઁવાયો

[રાગ : કાફી - તીન તાલ]

રે મન! મૂરખ જનમ ગઁવાયો,
કરિ અભિમાન વિષયરસ રાચ્યો, સ્યામ-સરન નહિ આયો.
યહ સંસાર ફૂલ સેમરકો સુન્દર દેખિ ભુલાયો,
ચાખન લાગ્યો રુઈ ગઈ ઉડિ, હાથ કછુ નહીં આયો.
કહા ભયો અબકે મન સોચે, પહિલે નાહિ કમાયો,
કહત સૂર ભગવંત ભજન બિનુ સિર ધુનિ ધુનિ પછિતાયો.

આ ભજનનું સથાળું રાખવું જોઈએ 'फूल सेमरको.'

આપણા સંતો કહેતાં થાકતા જ નથી કે આ દુનિયા જૂઠી છે, વિષયસુખ પોલું છે અને દુન્યવી સંબંધો સાચા નથી, ભ્રામક છે. તેમણે કોઈ કાળે એમ નથી કહ્યું કે આ જન્મ વ્યર્થ છે, નિ:સાર છે. જન્મ તો સાચો છે, મહત્ત્વનો છે, માણસની એ એક જ કીમતી મૂડી છે, એ વેડફી ન નખાય. જન્મ ટૂંકો છે અને બહુ મહત્ત્વનો છે; એનો જો દુરુપયોગ કર્યો, તો આગળ જતાં પસ્તાવાનું જ રહેશે.

કેદીઓને જેલમાં છ મહિને એક વાર સગાંવહાલાંઓ જોડે મુલાકાત મળતી હોય છે, તે પણ ફક્ત ૨૦ મિનિટની. હવે જો એ પેલા કેદી સગાંઓ સાથે ટાયલી વાતોમાં અથવા નકામા વિવેકમાં વેડફી નાખે, તો એને કોઈ ડાહ્યા કે રસિયા ન કહે. એ વીસ મિનિટ ગુમાવ્યા પછી મોઢામાં પણ મીઠો સ્વાદ ક્યાંથી રહે?

કીમતી જીવનનો આવી રીતે તુચ્છ ઉપયોગ કરનાર વિષયવીરોને જો સંતો ચેતવે તો એમને આપણે શી રીતે આનંદશત્રુ, સૂતકી અથવા દિવેલિયા કહીએ? તેઓ કહે છે કે "આરોગ્ય સચવાય, આબરૂ વધે અને હૃદય તૃપ્ત અને પરિપુષ્ટ

સેમર – શીમળો

થાય એવો આનંદ તમારી પાસે હોવા છતાં, તમે કેવળ ભ્રામક સુખ પાછળ શા માટે દોડો છો? વિષયસુખમાં જો સ્થાયી આનંદ હોત, પોલી વ્યર્થતાનો વિષાદ ન હોત, તો અમે એનો વિરોધ ન કર્યો હોત. આનંદ માટેની તમારી ખોજ બરાબર છે પણ ઈલાજ ભૂંડો છે, અવળો છે, એ રસ્તે આનંદ મળવાને બદલે બળતરા, ક્ષીણતા અને અસમાધાન જ તમને મળવાનું છે. અનેક વાર અનુભવ લેશો તોયે પરિણામ એ જ આવવાનું છે. માટે સાચે રસ્તે ચાલો, તમને અખૂટ આનંદ મેળવી આપીશું.” એ જ સંતોનો પોકાર છે.

લોહી બગડ્યું હોય અને પરિણામે ખૂજલી થઈ હોય ત્યારે માણસને ખજવાળવામાં ખૂબ આનંદ મળે છે. એ આનંદ નાનોસૂનો નથી હોતો. પણ તેમ કરતાં નખ વાટે એ ખૂજલી ફેલાય છે, આનંદ પછી વધુ બળતરા સહન કરવી પડે છે, લોહી બગડે છે અને શરીર ગંધાય છે. એટલે જ એ કાંડવાનંદ હીન લેખાયો છે.

હવે જે માણસ નીરોગી છે, તંદુરસ્ત છે, જેના શરીરમાં શુદ્ધ લોહી વધતું હોય છે એ સવારના ઊઠીને કસરત કરીને ગરમ થાય અને ત્યાર પછી ઠંડા પાણીમાં તરવાનો આનંદ લઈને ગાજર જેવો લાલચોળ થઈ જાય તો એને આરોગ્યાનંદ મળે છે. શરીરની આખી ચામડીમાંથી આનંદ ફૂટી નીકળતો હોય છે. આ આનંદ સારો કે પેલી ખૂજલીનો આનંદ?

સંતો આ સિવાય બીજું કશું કહેતા નથી. પ્રેમ, સેવા, સ્વાર્થત્યાગ, આત્મૌપમ્ય, આત્મૈક્ય, અભેદ, એ આનંદનાં સાચાં સ્થાનો છે. જ્ઞાનાનંદ, સેવાનંદ, ત્યાગાનંદ એ સાચા આનંદ છે. એમનાથી વિરોધી એવું કેવળ શરીર-સુખ મળતું હોય તો તે ત્યાજ્ય સમજવું જોઈએ. શ્રેષ્ઠ આનંદ છોડીને વિષયરસમાં રાચવું એ તો આમ્રફળ અથવા અમૃતફળ છોડી સેમરનું ફૂલ ચાખવા બરાબર છે. સેમરના ફૂલથી આકર્ષિત થઈ એને બટકું ભર્યું એટલે અંદરનું રૂ ઊડી જાય છે અને હાથમાં કશું આવતું નથી. એવી રીતે જો જીવન વેડફી નાખીએ તો અંતે 'સિર ધુનિ ધુનિ' પસ્તાવાનું જ રહેશે. વિશ્વાત્મા સાથે એકરૂપ થવું એ જ સાચો આનંદ છે. એ છોડીને વ્યક્તિગત, દેહગત ક્ષણિક સુખ પાછળ પડવું એ તો ખોટનો વેપાર છે.

શરીરને – શરીરસુખને – કેન્દ્રમાં રાખીને કરેલી પ્રેમની ઉપાસના શબ્દોમાં ગમે તેટલી રૂપાળી હોય તોયે, અંતે એમાંથી વિષાદ જ વધવાનો છે. દુન્યવી સાધનો અને શરીરસુખ જેમ વધારીએ તેમ અસ્વસ્થતા વધે જ છે અને શરાબની પેઠે વધારે ને વધારે ડોઝ માગ્યા કરે છે.

સંતો જેને ભજનનો લાભ કહે છે તે મંજીરા લઈને ભગવાનના નામની ધૂન ચલાવવાથી સિદ્ધ નથી થતું. શંકરાચાર્યે કહ્યું છે –

मोक्ष–कारण–सामग्र्यां भक्तिरेव गरीयसी ।
स्वस्वरूपानुसंधानं भक्तिरित्यभिधीयते ।।

મોક્ષ મેળવવા માટેનાં સાધનોમાં ભક્તિ એ જ સર્વશ્રેષ્ઠ છે. આત્માના સ્વરૂપનું અનુસંધાન જાળવવું, ધ્યાન ધરવું એને જ ભક્તિ કહે છે.

## ૨૦. યહ બિનતી રઘુવીર ગુસાંઈ

[રાગ: પરજ - તીન તાલ]

યહ વિનતી રઘુવીર ગુસાંઈ,
ઔર આસ બિસ્વાસ ભરોસો, હરુ જિયકી જડતાઈ.
ચહૌં ન સુગતિ સુમતિ, સંપતિ કછુ, રિધિ સિધિ વિપુલ બડાઈ,
હેતુ-રહિત અનુરાગ રામપદ બઢૈ અનુદિન અધિકાઈ.
કુટિલ કરમ લૈ જાઈ મોહિ જહં જહં અપની બરિઆઈ,
તહઁ તહઁ જનિ છિન છોહ છાંડિયે કમઠ-અણ્ડકી નાઈ.
યા જગમેં જહઁ લગિ યા તનુકી, પ્રીતિ પ્રતીતિ સગાઈ,
તે સબ તુલસીદાસ પ્રભુ હી સોં હોહિં સિમિટિ ઈક ઠાંઈ.

આજે સવારે શ્રી ધર્મદેવ નારાયણે આ ભજન ગાયું. ધર્મદેવ નારાયણને સંગીતનો પાસ લાગ્યો નથી, છતાં એના ગાયનમાં માધુર્ય છે. એ સમજીને ગાય છે, ભાવપૂર્ણ ગાય છે. તેથી એનું ગાયન ક્યાંય કઠતું નથી. ભાવને પોષક નીવડે છે.

આ ભજન મેં અનેક વાર સાંભળ્યું છે, પણ હંમેશ ધ્યાન તો એના રાગ તરફ જ ગયું હતું. આજે ભજનના ભાવ તરફ આખું ચિત્ત વહેવડાવી શક્યો; અને જોયું કે આપણી ભાષામાં જે સારામાં સારાં ભજનો છે તેમાં પણ મોખરે મૂકવા જેવું આ ભજન છે. આમાં તુલસીદાસે પોતાનું હૃદય, પોતાની ભક્તિ, પોતાની આર્તતા બધું રેડયું છે. અને કાવ્યશૈલી તો એટલી મજાની છે કે સાહિત્યકારોનો દ્રાક્ષાપાક સંપૂર્ણતાએ ચાખવાને મળે છે.

તુલસીદાસ પોતાના માલિક પ્રભુ રામચંદ્રને પ્રાર્થના કરે છે કે તારાં ચરણ છોડીને બીજા કશાનો વિશ્વાસ મારા હૃદયમાં ઘર ન કરે. કશાની હું આશા ન કરું, અને કેવળ જડતાને પણ હું શરણ ન જાઉં.

નાનીમોટી વસ્તુઓની શા માટે હું આશા કરું! પુણ્ય કરીને સુગતિ મેળવું, શાસ્ત્રો વાંચીને સુમતિ કેળવું, ધન પાછળ પડી તેના ઢગલા કમાઉં, મંત્રતંત્રની સાધના કરી હઠયોગથી રિદ્ધિ-સિદ્ધિનો સ્વામી થાઉં, અને લોકો ઉપર અધિકાર જમાવી પોતાની મોટાઈ સિદ્ધ કરું, આમાંથી મારે કશું જોઈતું નથી. મારે સકામ

---

હરુ – હરો, દૂર કરો. કમઠ-અણ્ડકી નાઈ – કાચબાનાં બચ્ચાંની જેમ. છોહ – મહેરબાની, કૃપા. હેતુ-રહિત – નિષ્કામ. સિમિટિ – સમેટીને, એકત્ર કરીને. અનુદિન – દિનપ્રતિદિન. જનિ – નહીં. બરિઆઈ – જબરદસ્તી. ઠાંઈ – સ્થાને.

# ૨૨. શૂર સંગ્રામકો દેખ ભાગે નહીં

[રાગ : માલકંસ – જપતાલ]

શૂર સંગ્રામકો દેખ ભાગૈ નહીં,
દેખ ભાગૈ સોઈ શૂર નાહીં.
કામ ઔ' ક્રોધ, મદ, લોભસે જૂઝના,
મઁડા ઘમસાન તહઁ ખેત માહીં.
શીલ ઔ' શૌચ, સંતોષ સાહી ભયે,
નામ સમસેર તહઁ ખૂબ બાજે.
કહે કબીર કોઈ જૂઝી હૈ શૂરમા,
કાયરાઁ ભીડ તહઁ તુરત ભાજૈ.

કબીરનું આ ભજન આપણી સત્યાગ્રહની લડત દરમિયાન બહુ લોકપ્રિય થયું હતું. શાંતિવાદી સાધુઓ પણ લડતની ભાષા અને પરિભાષા રસપૂર્વક વાપરે છે. Salvation armyવાળાઓએ આ દિશામાં કમાલ કરી છે. 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'માં પણ લડતની ભાષા આબાદ રીતે વાપરી છે. બુદ્ધ ભગવાને ૪૯ દિવસ સુધી માર સાથે યુદ્ધ ચલાવ્યાનું વર્ણન કરતાં કવિઓ થાકતા જ નથી.

આ ભજનની ભાષા સીધી સોંસરી છે. 'शूर संग्रामको देख भागै नहीं,' આટલું કહ્યા પછી એ જ વાત શબ્દો ઊલટાવીને 'देख भागै सोई शूर नाहीं.' એમ ન કહ્યું હોત તો ચાલત. પુનરુક્તિથી ભાવ પરિપુષ્ટ થતો નથી.

છતાં આખા ભજનની શૈલી જોરદાર છે. માણસને ચડાવનારી છે અને જુસ્સો તો એના દરેક શબ્દમાં ભરેલો છે. કામ, ક્રોધ, મદ અને લોભ – એ ચાર શત્રુઓ એકઠા થઈને પોતપોતાની ફોજ સાથે સામે ઊભા છે. એમની સાથે મરણિયા થઈને ઝૂઝવું છે. રણક્ષેત્રમાં ઘનઘોર યુદ્ધ જામ્યું. શીલ, સદાચાર, પવિત્રતા અને નિર્લોભ સંતોષ – બધા મદદમાં આવ્યા છે અને ભગવાનના નામરૂપી તલવાર વીજળીની પેઠે એવી તો ચાલે છે કે શત્રુની સેના કપાઈ જતાં વાર નથી લાગતી. જે શૂર હશે તે આવા યુદ્ધને મહોત્સવ સમજી, ઉજાણી ગણી, એમાં તરત કૂદી પડશે. જે કાયર હશે તે તો એક ક્ષણને માટે ત્યાં ટકે નહીં, તરત ભાગી જ જવાનો.

કોઈ પણ દેશ ઉપર જ્યારે શત્રુનું આક્રમણ થાય છે ત્યારે દેશના તેજસ્વી લોકો શત્રુનો સામનો કરવા તૈયાર થાય છે અને કાયર, દેશદ્રોહી તો બહાદુરી તજી દઈને શત્રુ સાથે માંડવાળ કરી, પોતાના જાન અને મિલકત સુરક્ષિત કરવાની

---

ખેત – રણક્ષેત્ર. સાહી – સાથી, સહાયક. શૂરમા – શૂરવીર. ભાજૈ – ભાગે.

સલાહ આપે છે. દેશભક્તો આગળ આવા લોકો દેશદ્રોહી ગણાય છે. સમાજમાં તેઓ અંતે ફજેત થવાના જ.

પણ જો યુદ્ધમાં દેશભક્તો હાર્યા, શત્રુનો ઘેરો લાંબો ચાલ્યો, શહેરના લોકોને જીવવું ભારે થઈ પડ્યું તો આવા કાયરો તરત આગળ આવીને લોકો આગળ પોતાની સલાહ ફરી પાથરે છે અને કહે છે કે અમે કહેતા જ હતા, કે આજની અવસ્થામાં લડવામાં માલ નથી. એ તો ખુવાર થવાનો રસ્તો હતો. જો વખતસર માંડવાળ કરી હોત તો આપણો લાભ જ હતો. અત્યાર સુધી આપણે કેટલીયે ઉન્નતિ કરી હોત. આવે વખતે, થાકેલી પ્રજાને પણ થાય છે કે વાત સાચી છે.

વિજયી શત્રુ જ્યારે શહેરમાં પ્રવેશ કરે છે ત્યારે હારેલા લોકો આ બધા કાયરોને 'ડાહ્યા, દૂરંદેશી અને ઉદાર સમાજનાયકો'નો ઈલકાબ આપી અપનાવે છે. અને એમને જ પોતાના સમાજની આગેવાની કરવાનું સૂચવે છે. થાકેલા, હારેલા લોકો પણ એમની સગવડિયા શિખામણ પસંદ કરે છે. અને શત્રુનું રાજ્ય મજબૂત કરવામાં મદદ કરે છે. પછી તો આક્રમણકારી શત્રુઓ, પોતે જ દેશના ઉદ્ધારકર્તા હોવાનો દાવો કરવા માંડે છે.

પ્રજા જ્યારે સ્થિર — સ્થાવર થઈ જાય છે ત્યારે એને આવી અધોગતિની ફરી સૂગ ચડે છે. પછી એ પોતાના સાચા આગેવાનોને ઓળખે છે, અને સ્વતંત્ર થવાનો ફરી પ્રયત્ન કરે છે.

મધ્યયુગના સંતોએ આત્માને પાડનાર શત્રુઓ સાથે યુદ્ધ ચલાવ્યું હતું, તે વખતે એમણે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર આદિ કાયર વૃત્તિઓની સલાહ ન માનવા વિશે પ્રજાને ચેતવણી આપી હતી પણ પ્રજા આવી ચેતવણીથી કંટાળી. આધ્યાત્મિક જીવનની કઠણાઈ પ્રજાને રુચિ નહીં, તેઓ હાર્યા એટલે જડવાદી લોકોએ કામવૃત્તિ કેટલી સ્વાભાવિક છે અને આત્મવિકાસ( self expression )માં મદદગાર છે, ક્રોધ વિના તેજસ્વિતા સંભવે જ નહીં, લોભ એ જ સંસ્કૃતિનો પાયો છે, મદ એ સામ્રાજ્યનું ભૂષણ છે, મત્સર વિના રાષ્ટ્રીયતા બંધાય નહીં, અસૂયા વગર વર્ગસંગઠન થાય નહીં; વગેરે વાતો સમજાવી દીધી છે અને હવે તો મનુષ્યનું હૃદય અને મનુષ્યનો સમાજ કામ-ક્રોધાદિ ટોળીના હાથમાં ગયો છે. સાધના, સંયમ, ત્યાગ, તપસ્યા — એ બધા સદ્‌ગુણો સમાજમાં અપ્રતિષ્ઠિત થયા છે, અપમાનિત થયા છે, જીવનવિકાસ માટે ઇંદ્રિયતૃપ્તિ આવશ્યક છે એમ મનાવા લાગ્યું છે. વિજયી રાષ્ટ્રોની આ દૃષ્ટિ જિતાયેલા કાયર લોકો પણ સ્વીકારતા થયા છે.

આવા વાતાવરણ સામે લડીને આત્માનું રાજ્ય, પરમાત્માનું સામ્રાજ્ય ફરી સ્થાપવાનું છે. શીલ, શૌચ, સંયમ અને સંતોષ — આ બધા શીતલ સદ્‌ગુણોની તેજસ્વિતા સેવા દ્વારા સિદ્ધ કરવાના દિવસો પાછા આવ્યા છે.

ગજવેલ ઠંડી હોય ત્યારે જ આબાદ ઘા કરે છે. ગરમ થઈ કે નરમ પડી જ છે.

# ૨૩. વૈષ્ણવ જન તો તેને કહીએ

[રાગ : ખમાજ – તાલ ધુમાળી]

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુ:ખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. ધ્રુવ
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. ૧
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. ૨
મોહ માયા વ્યાપે નહીં જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. ૩
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે. ૪

આ ભજનનું નામ સાંભળતાંવેંત ભક્ત નરસૈંયા કરતાં ગાંધીજી જ પહેલ-વહેલા ધ્યાનમાં આવે છે. આટલું સુંદર ભજન લખ્યાનું શ્રેય તો નરસૈંયાને જ છે. પણ આ ભજનને જાણે પોતાનો જીવનમંત્ર બનાવી ગાંધીજીએ આને લોક-પ્રિય બનાવ્યું. અને તેથી એ ખાસ 'ગાંધીભજન' બની ગયું છે. તેથી આની ખૂબી શી છે, યુગપુરુષ મહાત્માને એ આટલું બધું કેમ ગમ્યું છે એનું ચિંતન કરવા આપણે પ્રેરાઈએ તો તેમાં આશ્ચર્ય નથી.

હવે, આપણી સંસ્કૃતિમાં ભક્તિના અનેક પ્રકારો છે. મારા જેવા 'શુદ્ધ અદ્વૈતવેદાન્તી'ઓ જીવાત્મા અને પરમાત્મા વચ્ચેના પૂર્ણ અભેદને માને છે. એ ભક્તિ શી રીતે કરે એમ કેટલાક લોકો પૂછે છે. એના જવાબમાં અમે અમારાં બે પ્રિય વચનો ટાંકીએ છીએ —

मोक्ष-कारण-सामग्र्यां भक्तिरेव गरीयसी ।

અદ્વૈતવેદાન્તી પણ માને છે કે મોક્ષ મેળવવાની સાધનામાં ભક્તિ જ સર્વશ્રેષ્ઠ સાધન છે. માત્ર અમારી ભક્તિની વ્યાખ્યા જરા જાણી લેવાની હોય છે —

स्व स्वरूपानुसंधानं भक्तिर् इति अभिधीयते ।

પોતાના આત્મસ્વરૂપનું અનુસંધાન એટલે ચિંતન જાગ્રત રાખવું એ જ ખરેખર ભક્તિ છે. આવી ભક્તિ મંદિરમાં જઈ, અથવા મૂર્તિ આગળ બેસી નથી થતી; એનું ચિંતન અખંડ ચાલુ રાખવાનું હોય છે. આત્મા પોતાનું સાચું સ્વરૂપ ઓળખી-ને પોતાને ઈશ્વરતત્ત્વ સાથે જોડી દે અને એ જોડાણ અખંડ કાયમ રાખે, એ જ ઉત્તમ ભક્તિ છે. (સંસ્કૃતમાં भज् અને युज् બે ધાતુ છે. બંને છે તો અલગ

અલગ. પણ 'જોડાણ સાધવું' એ અર્થ બંનેમાં સરખો જ છે. તેથી ભક્તિ અને યોગ એક જ બની જાય છે. ખરેખર ભક્તિ એ જ યોગ હોઈ ભક્તિયોગ એવો અલગ શબ્દ ચલાવવાની જરૂર ન હોવી જોઈએ.)

પણ લોકવ્યવહારમાં અને સાધકોની સામાન્ય ભાષામાં ભક્તિ તો દ્વૈતમૂલક જ હોય છે. 'ભગવાન પરમાત્મા પોતાને ઠેકાણે વિરાજમાન છે. એની સાથે પોતાનું ઐકય છે એમ કહેવું એ ધૃષ્ટતાની પરમાવધિ છે. ખરેખર એ સ્વામી છે. આપણે એના દાસ છીએ. એને ચરણે બેસી એની પૂજા કરીએ, અર્ચના કરીએ અને આ ભક્તિભાવ ઉત્કટ થઈ જાય ત્યારે પોતાનું સર્વસ્વ એને ચરણે અર્પણ કરીએ એ જ ખરેખર ભક્તિ છે.' આ થઈ દ્વૈતસંપ્રદાયની ભક્તિ. સમાજમાં રહેનારા સંતો પોતે અદ્વૈતવાદી હોય કે દ્વૈતવાદી હોય, પોતાની આસપાસ અને પોતાનાં ભજનોમાં દ્વૈતનું વાતાવરણ જ રાખવા માગે છે. તેઓ કહે છે, અદ્વૈતવાદ ભલે સાચો હોય પણ એની જ્ઞાની-ભક્તિ તો એક નશો બને છે. એ નશાની દીક્ષા સમાજને અપાય નહીં. એ રીતે સમાજનો અધઃપાત થવાનો સંભવ રહે છે. એટલા માટે અમે અમારાં ભજનોમાં સ્વામી અને સેવકનો ભેદ કાયમ રાખી પૂજા-અર્ચાનો વિસ્તાર કરીએ છીએ.

જે લોકો વિશિષ્ટ અદ્વૈતમાં માને છે તેમનો રસ્તો સહેલો છે. તેમને માયાવાદનો આશ્રય લેવો નથી પડતો. તેઓ કહે છે કે અમે 'દ્વૈતને વસ્તુસ્થિતિ તરીકે સ્વીકારીએ છીએ.' અને 'અદ્વૈત એ અમારો અંતિમ આદર્શ છે.' દ્વૈતભક્તિ સાધના છે. અદ્વૈતભક્તિ સિદ્ધિ છે. બંનેમાં અમે રાચી શકીએ છીએ અને રાચીએ છીએ પણ ખરા.

હવે ભક્તિ એટલે પૂજા, અર્ચના, સ્તુતિ, નામસ્મરણ અને ગુણગાન, — એ જ મુખ્ય ભાવ જેમના મનમાં હોય છે તેઓ આસપાસની દુનિયાની ઉપેક્ષા કરી શકે છે.

જગતથી આપણે ઘેરાયા છીએ. જગતનો રસ્તો નોખો. જગતને ભગવાનની પડી નથી હોતી, ત્યારે અમને જગતની શા માટે પડી હોવી જોઈએ? જગત જાય પોતાને રસ્તે. અમે અમારી ભક્તિમાં તલ્લીન થઈ રહીએ. અમારે માટે અમારું મંદિર, એની અંદરની મૂર્તિ, એ મૂર્તિની પૂજા અને અમારા જેવા ભગવદ્‌ભક્તોનો સહવાસ એ જ અમારી સંપૂર્ણ દુનિયા. બહુ બહુ તો ભક્તિભાવનાના વિશેષ સંતોષને અર્થે વિખ્યાત તીર્થસ્થાનોની યાત્રા કરીએ. પંઢરપુર, દ્વારકા, મથુરા, બદરિનારાયણ, જગન્નાથપુરી કેટલાં બધાં વિખ્યાત સ્થાનો ભક્તોએ મશહૂર કરેલાં છે! એની યાત્રા માટે જઈએ. રસ્તામાં જેટલાં મંદિરો જડે તે બધામાં પૂજા કરીએ, રાત ગાળીએ અને બીજા ભક્તોના સહવાસનો આનંદ મેળવીએ. એ જ અમારી ભક્તિનો પરમ આનંદ છે.

આવી ત્રણ પ્રકારની ભક્તિથી સાવ જુદી ભક્તિ કેટલાક સંતોએ પોતાને માટે પસંદ કરી છે અને દુનિયા આગળ મૂકી છે.

## ૨૩. વૈષ્ણવ જન તો તેને કહીએ

[રાગ: ખમાજ – તાલ ધુમાળી]

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુ:ખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. ધ્રુવ
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. ૧
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. ૨
મોહ માયા વ્યાપે નહીં જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. ૩
વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે. ૪

આ ભજનનું નામ સાંભળતાંવેંત ભક્ત નરસૈંયા કરતાં ગાંધીજી જ પહેલ-વહેલા ધ્યાનમાં આવે છે. આટલું સુંદર ભજન લખ્યાનું શ્રેય તો નરસૈંયાને જ છે. પણ આ ભજનને જાણે પોતાનો જીવનમંત્ર બનાવી ગાંધીજીએ આને લોક-પ્રિય બનાવ્યું. અને તેથી એ ખાસ 'ગાંધીભજન' બની ગયું છે. તેથી આની ખૂબી શી છે, યુગપુરુષ મહાત્માને એ આટલું બધું કેમ ગમ્યું છે એનું ચિંતન કરવા આપણે પ્રેરાઈએ તો તેમાં આશ્ચર્ય નથી.

હવે, આપણી સંસ્કૃતિમાં ભક્તિના અનેક પ્રકારો છે. મારા જેવા 'શુદ્ધ અદ્વૈતવેદાન્તી'ઓ જીવાત્મા અને પરમાત્મા વચ્ચેના પૂર્ણ અભેદને માને છે. એ ભક્તિ શી રીતે કરે એમ કેટલાક લોકો પૂછે છે. એના જવાબમાં અમે અમારાં બે પ્રિય વચનો ટાંકીએ છીએ –

मोक्ष-कारण-सामग्र्यां भक्तिरेव गरीयसी ।

અદ્વૈતવેદાન્તી પણ માને છે કે મોક્ષ મેળવવાની સાધનામાં ભક્તિ જ સર્વશ્રેષ્ઠ સાધન છે. માત્ર અમારી ભક્તિની વ્યાખ્યા જરા જાણી લેવાની હોય છે –

स्व स्वरूपानुसंधानं भक्तिर् इति अभिधीयते ।

પોતાના આત્મસ્વરૂપનું અનુસંધાન એટલે ચિંતન જાગ્રત રાખવું એ જ ખરેખર ભક્તિ છે. આવી ભક્તિ મંદિરમાં જઈ, અથવા મૂર્તિ આગળ બેસી નથી થતી; એનું ચિંતન અખંડ ચાલુ રાખવાનું હોય છે. આત્મા પોતાનું સાચું સ્વરૂપ ઓળખી-ને પોતાને ઈશ્વરતત્ત્વ સાથે જોડી દે અને એ જોડાણ અખંડ કાયમ રાખે, એ જ ઉત્તમ ભક્તિ છે. (સંસ્કૃતમાં भज् અને युज् બે ધાતુ છે. બંને છે તો અલગ

અલગ. પણ 'જોડાણ સાધવું' એ અર્થ બંનેમાં સરખો જ છે. તેથી ભક્તિ અને યોગ એક જ બની જાય છે. ખરેખર ભક્તિ એ જ યોગ હોઈ ભક્તિયોગ એવો અલગ શબ્દ ચલાવવાની જરૂર ન હોવી જોઈએ.)

પણ લોકવ્યવહારમાં અને સાધકોની સામાન્ય ભાષામાં ભક્તિ તો દ્વૈતમૂલક જ હોય છે. 'ભગવાન પરમાત્મા પોતાને ઠેકાણે વિરાજમાન છે. એની સાથે પોતાનું ઐકય છે એમ કહેવું એ ધૃષ્ટતાની પરમાવધિ છે. ખરેખર એ સ્વામી છે. આપણે એના દાસ છીએ. એને ચરણે બેસી એની પૂજા કરીએ, અર્ચના કરીએ અને આ ભક્તિભાવ ઉત્કટ થઈ જાય ત્યારે પોતાનું સર્વસ્વ એને ચરણે અર્પણ કરીએ એ જ ખરેખર ભક્તિ છે.' આ થઈ દ્વૈતસંપ્રદાયની ભક્તિ. સમાજ-માં રહેનારા સંતો પોતે અદ્વૈતવાદી હોય કે દ્વૈતવાદી હોય, પોતાની આસપાસ અને પોતાનાં ભજનોમાં દ્વૈતનું વાતાવરણ જ રાખવા માગે છે. તેઓ કહે છે, અદ્વૈતવાદ ભલે સાચો હોય પણ એની જ્ઞાની-ભક્તિ તો એક નશો બને છે. એ નશાની દીક્ષા સમાજને અપાય નહીં. એ રીતે સમાજનો અધઃપાત થવાનો સંભવ રહે છે. એટલા માટે અમે અમારાં ભજનોમાં સ્વામી અને સેવકનો ભેદ કાયમ રાખી પૂજા-અર્ચાનો વિસ્તાર કરીએ છીએ.

જે લોકો વિશિષ્ટ અદ્વૈતમાં માને છે તેમનો રસ્તો સહેલો છે. તેમને માયાવાદનો આશ્રય લેવો નથી પડતો. તેઓ કહે છે કે અમે 'દ્વૈતને વસ્તુસ્થિતિ તરીકે સ્વીકારીએ છીએ.' અને 'અદ્વૈત એ અમારો અંતિમ આદર્શ છે.' દ્વૈતભક્તિ સાધના છે. અદ્વૈતભક્તિ સિદ્ધિ છે. બંનેમાં અમે રાચી શકીએ છીએ અને રાચીએ છીએ પણ ખરા.

હવે ભક્તિ એટલે પૂજા, અર્ચના, સ્તુતિ, નામસ્મરણ અને ગુણગાન, — એ જ મુખ્ય ભાવ જેમના મનમાં હોય છે તેઓ આસપાસની દુનિયાની ઉપેક્ષા કરી શકે છે.

જગતથી આપણે ઘેરાયા છીએ. જગતનો રસ્તો નોખો. જગતને ભગવાનની પડી નથી હોતી, ત્યારે અમને જગતની શા માટે પડી હોવી જોઈએ? જગત જાય પોતાને રસ્તે. અમે અમારી ભક્તિમાં તલ્લીન થઈ રહીએ. અમારે માટે અમારું મંદિર, એની અંદરની મૂર્તિ, એ મૂર્તિની પૂજા અને અમારા જેવા ભગ-વદ્ભક્તોનો સહવાસ એ જ અમારી સંપૂર્ણ દુનિયા. બહુ બહુ તો ભક્તિભાવનાના વિશેષ સંતોષને અર્થે વિખ્યાત તીર્થસ્થાનોની યાત્રા કરીએ. પંઢરપુર, દ્વારકા, મથુરા, બદરિનારાયણ, જગન્નાથપુરી કેટલાં બધાં વિખ્યાત સ્થાનો ભક્તોએ મશહૂર કરેલાં છે! એની યાત્રા માટે જઈએ. રસ્તામાં જેટલાં મંદિરો જડે તે બધામાં પૂજા કરીએ, રાત ગાળીએ અને બીજા ભક્તોના સહવાસનો આનંદ મેળવીએ. એ જ અમારી ભક્તિનો પરમ આનંદ છે.

આવી ત્રણ પ્રકારની ભક્તિથી સાવ જુદી ભક્તિ કેટલાક સંતોએ પોતાને માટે પસંદ કરી છે અને દુનિયા આગળ મૂકી છે.

તેઓ કહે છે દ્વૈતવાદ, વિશિષ્ટ અદ્વૈતવાદ અને અદ્વૈતવાદ ત્રણે અમને સરખા જ માન્ય છે. 'અમે જગદીશની ભક્તિ કરવા માટે જગતની ઉપેક્ષા કરવામાં માનતા નથી. આપણી આસપાસ આ જે દુનિયા ફેલાયેલી છે એ પણ ભગવાનનો જ અવતાર છે. બાકીના અવતાર એની પાછળથી પ્રગટ થયા હશે. "જગત એ જ ભગવાનનો આદ્ય અવતાર છે." આ જગતની યથાશક્તિ, યથામતિ નિ:સ્વાર્થ-ભાવે શુદ્ધ સેવા કરીએ, એ જ અમારી ભક્તિ છે.

આપણી આસપાસ કેવળ મનુષ્યો નહીં પણ પશુપક્ષી આદિ પ્રાણીઓ પણ છે. એ બધાં ઈશ્વરની સૃષ્ટિના અંશ હોઈ અમારે મન ઈશ્વર જ છે. એમનું દુ:ખ દૂર કરીએ. એમની ઉન્નતિ માટે સેવા કરી એમને સંતોષ આપીએ એ જ અમારી ભગવદ્-ભક્તિ.

સમાજસેવા, રાષ્ટ્રની સેવા, દુકાળ આદિ સંકટો દૂર કરવાં, સ્વરાજ્ય મેળવવા માટે અને ચલાવવા માટે મથવું, પ્રાણીમાત્ર પ્રત્યે લોકોના મનમાં પ્રેમ જગાડવો, સંકટગ્રસ્તોને બચાવવા આ જ મુખ્ય ભક્તિ છે.

જે સર્વવ્યાપી છે, બધે પહોંચેલો છે, બધાના હૃદયમાં ઘૂસીને રહ્યો છે તેને જ આપણે વિષ્ણુ કહીએ છીએ. (विश् એટલે પ્રવેશ કરવો, અંદર ઘૂસી જવું. એ ધાતુ ઉપરથી જ વિષ્ણુ શબ્દ બનેલો છે.) એવા સર્વવ્યાપી વિષ્ણુની ખરી ભક્તિ તો 'પક્ષપાતરહિત સર્વ-સેવા દ્વારા જ થઈ શકે છે.'

હવે ગાંધીજી જેવા રાષ્ટ્રસેવક પરદેશમાં જાય અને ત્યાં સ્વજનોની સેવા કરવાનું કર્તવ્ય અનુભવે, ત્યારે એ સેવા છોડીને ભગવાનની ભક્તિ કરવા બેસે તો એ બને જ શી રીતે? એવાને માટે સ્વજનોની નિ:સ્વાર્થ શુદ્ધ સેવા એ જ વૈષ્ણવી ભક્તિ. એવી સેવા કરતાં કરતાં સ્વજન અને પરજન એવો ભેદ ઓગળી જાય છે. સ્વાર્થ, અભિમાન, જાતજાતના વિકારો એ બધા દોષો ટાળ્યા વગર સેવા-મય જીવન કૃતાર્થ થતું નથી. સેવાનો આદર્શ સ્વીકાર્યા પછી એ સેવાને લાયક પોતાનું જીવન ઘડવા જતાં જીવન-શુદ્ધિનો સંયમ-પ્રધાન આદર્શ એની મેળે ખીલે છે.

સેવાનો આદર્શ સ્વીકાર્યા પછી માણસ કહી ન શકે કે હું સજ્જનોની જ સેવા કરીશ, દુર્જનોની સેવા નહીં કરું. એ તો કહેશે કે દુર્જનો પણ ભગવાનની જ કૃતિ છે. એમની દુર્જનતા એ એમની નબળાઈ છે, એમનું અજ્ઞાન છે. એ દૂર કરવાની પ્રેરણા એ જ ખરેખરો ભક્તિભાવ છે.

આવી રીતે નિષ્કામસેવા, નિરપવાદ સર્વ-સેવા કરતાં કરતાં આત્મશુદ્ધિ એની મેળે ખીલે છે. સદાચારી થયા વગર સેવક થવાતું જ નથી. ચારિત્ર્ય ઊંચું ન હોય તો સેવા કરવા જતાં અસેવા જ થઈ જાય છે.

આ જાતનું જીવનચિંતન ચાલતું હોય અને એ પ્રમાણે જીવન સેવાપરાયણ થયું હોય ત્યારે જે ભક્તિ મનમાં ઊગે છે તે જ ભાક્ત આ ભજનમાં પૂરેપૂરી વ્યક્ત થયેલી છે. અને એ જ ભક્તિ ગાંધીજીએ પોતાની જીવન-સાધના તરીકે સ્વીકારી છે.

બીજા લોકો ભક્તિ ઉપર પ્રબંધ લખે, ભક્તિસૂત્રો ઉપર ભાષ્યો લખે; ગાંધીજીએ નરસૈંયાનું આ ભજન સ્વીકારી પોતાનું સેવામય જીવન જ આ ભજન ઉપરનું ભાષ્ય બનાવી દીધું.

અને તેથી સમાજમાંથી મળે તેટલા સાથીઓને લઈ સમાજસેવાનો મોટો કાર્યક્રમ જ્યારે જ્યારે તેઓ શરૂ કરતા હતા ત્યારે ત્યારે બધાને સાથે લઈ અત્યંત નમ્ર થઈ લોકોત્તર ઉત્સાહથી આ જ ભજન તેઓ ગાતા હતા અને બધાંને ગાવા માટે પ્રોત્સાહન આપતા હતા.

આ ભજન જો ખરેખર સંપૂર્ણ અર્થમાં સમજવું હોય તો આવું વિવેચન વાંચવાને બદલે ગાંધીજીનું જીવનચરિત્ર જ વાંચવું જોઈએ. એમાંથી જે પ્રેરણા મળે તે આ ભજનનો સાચો અને પૂરેપૂરો અર્થ છે.

છતાં કેટલાક લોકો ગુજરાતી ભાષા ન જાણે, સંતસાહિત્ય સાથે એમનો પરિચય ન હોય એવા લોકો માટે આ ભજનનો અર્થ સમજાવવાનો થોડો પ્રયાસ કરીએ. (ભજનના અર્થનું વિવરણ કરવું એ પણ ભક્તિનો જ એક પ્રકાર છે. એ આનંદ લેવો અને લેવડાવવો એ જ અહીં ઉદ્દેશ છે.) અમારી ખાતરી છે કે નરસૈંયો ભક્ત અમારા આ પ્રયાસને પોતાના હાર્દિક આશીર્વાદ આપશે.

(૨)

વિષ્ણુભક્ત એને જ કહેવાય જેનું હૃદય એટલું કોમળ અને દયાળુ હોય કે બીજાનું, ખાસ કરીને અનાથ, દીન, પછાત, દબાયેલા લોકોનું દુઃખ પોતે જાણે અને અનુભવે. (કેટલાક લોકોમાં એવી દયાબુદ્ધિ હોય છે, પ્રેમ હોય છે પણ કોઈની સેવા કરવા જાય કે તરત 'હું કેટલો મોટો પરોપકારી છું', એવું અભિમાન એના હૈયામાં જાગ્યા વગર રહેતું નથી.) તેથી ભક્ત નરસૈંયો કહે છે, પરદુઃખ જોઈ એ દૂર કરે તોયે પોતે મોટો ઉપકાર કર્યો છે એવું અભિમાન મનમાં ન આણે.

સમાજમાં સારાનરસા બંને પ્રકારના લોકો હોય છે. એમને ઓળખવા એ અઘરું કામ નથી. છતાં સજ્જનોની હું સ્તુતિ કરું, દુર્જનોની નિંદા કરું એવો ભેદ મનમાં ન આણતાં 'ખરો ભાગવત દરેકના હૃદયમાં વસતા પરમાત્માને ઓળખી એ બધાને જ નમસ્કાર કરે છે.' ફક્ત પોતાના ચારિત્ર્યમાં હીનતા કે દુર્બળતા આવવા ન દે. વાણી શુદ્ધ રાખે. સ્રીપુરુષની બાબતમાં મનને વિકારી થવા ન દે. એટલી દૃઢતા જેનામાં દેખાઈ આવે તેની જનની — માતા ખરેખર ધન્ય છે.

બધા પ્રત્યે સમાન દૃષ્ટિ રાખે. ધનની તૃષ્ણા, પ્રતિષ્ઠાની તૃષ્ણા, અધિકારની તૃષ્ણા ત્રણેનો એ ત્યાગ કરે. અને પરસ્રી પ્રત્યે મન વિકારી ન થાય એટલા માટે એને માતા સમાન ગણે. વ્યવહારમાં અસત્ય ન બોલે. પરાયું ધન પોતાનું કરવા માટે હાથમાં લે નહીં. ટૂંકામાં જે માણસનું ચારિત્ર્ય મોહ અથવા લોભથી ઘેરાય નહીં, જેના મનમાં વૈરાગ્ય દૃઢ છે, જે માણસની તમામ ભાવનાઓમાં ઈશ્વરભક્તિ હંમેશાં જાગ્રત છે, અને રામનામની જેના હૈયામાં તાળી લાગી ગઈ

છે એવા માણસને તીર્થયાત્રાએ જવું નથી પડતું. બધાં પુણ્યતીર્થો એના શરીરમાં જ વસેલાં હોય છે.

ભક્ત નરસૈંયો ટૂંકામાં કહે છે, જે માણસ લોભ વિનાનો છે, જેનામાં કપટનો લવલેશ નથી અને જેણે પોતાના હૈયામાંથી કામ અને ક્રોધ દૂર કર્યા છે એવા ભક્તનું દર્શન થાય તોપણ આપણા એકોતેર કુળનો ઉદ્ધાર થઈ જાય.

(જૂના કવિઓ પોતાના સમાજમાં અને ભાષામાં જે રિવાજ ચાલતો હોય તે વાપરીને જ પોતાની વાત સમજાવવાના.)

જે માણસનું મન વિકારી છે, કામવાસના ઉપર જેને સંયમ નથી એવા માણસ વિશે બોલતાં લોકો કહે છે કે એનો કાછડો ઢીલો છે કાછ એટલે કાછડી અથવા કાછડો. ધોતિયાનો એ ભાગ, જે બે પગ વચ્ચે થઈને પાછળ કમર પાસે ખોસી દેવામાં આવે છે.

કોઈ પણ માણસ ચારિત્ર્યનો મજબૂત નીવડયો તો લોકો કહેવાના 'એનાં માતાપિતાને ધન્ય છે. એનાં એકોતેર કુળનો ઉદ્ધાર થઈ ગયો.'

## ૨૪. અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ

[રાગ : આસા માંડ – જપતાલ]

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. ૧
પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,
શિવ થકી જીવ થયો એ જ આશે. ૨
વેદ તો એમ વદે શ્રુતિસ્મૃતિ સાખ દે –
કનક કુંડલ વિશે ભેદ નહોયે;
ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે. ૩
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો એ મન તણી શોધના
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. ૪

---

જૂજવે – અલગ અલગ. કનક, હેમ – સોનું. ભૂધર – પહાડ.

આ ભજનમાં ઉપનિષદની સુવાસ છે. 'सर्वं खलु इदं ब्रह्म' એ ઉપનિષદની ભાવના છે. એને જ દુન્યવી વાતાવરણમાં પલાળી આ કાવ્ય બનાવવામાં આવ્યું છે. इशावास्यं इदम् सर्वम् એ વૈદિક આદર્શ આ ભજનમાં ચરિતાર્થ થયો છે. શૂન્યમાંથી શબ્દ થાય છે એમ 'પંચીકરણ' કહે છે. પણ કવિ એમાં સહેજ ઉમેરો કરી કેટલું સરસ કાવ્ય પેદા કરે છે! 'શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે'.

ઈશ્વરતત્ત્વ એક છે, અને દુનિયામાં તે અનેક રૂપે પ્રગટ થાય છે. પામર લોકો એ અનેકના ભુલાવામાં પડીને એકને ભૂલી જાય છે. અને તેથી જન્મ-મરણના ફેરામાં સપડાય છે. 'ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં, અંતે તો હેમનું હેમ હોયે.' બધા સાધુ, સંતો અને તત્ત્વજ્ઞો આમ જ કહે છે. પણ સવાલ એ ઊઠે છે કે મહત્ત્વ હેમનું વધારે છે કે હેમનાં ઘરેણાંનું? સોનાનો કેવળ કકડો જ હોય તો એનો ઉપયોગ ફક્ત ખરીદવા-વેચવા પૂરતો જ. ઘાટ ઘડયા પછી એ જ સોનાની કિંમત બમણી કે ત્રણગણી હોઈ શકે છે. જેવો ઘાટ.

જો અનેકમાં કંઈ અર્થ જ ન હોત તો એક બ્રહ્મ હાથે કરીને અનેક શા માટે થાત? કવિ પોતે જ કહે છે 'વિવિધ રચના કરી અનેક રસ લેવાને, શિવ થકી જીવ થયો એ જ આશે.'

એટલે કે એકતામાં સંતોષ ન મળે, પરિપૂર્ણની તૃપ્તિમાં રસ ન ઉદ્‌ભવે એટલા માટે — પૂર્ણતાની આ અપૂર્ણતા મટાડવા માટે એકને અનેક થવાનું મન થયું. અનંત રીતે અનેક થયા છતાં એકતા મટતી નથી એનો પ્રત્યક્ષ અનુભવ કરવામાં જ સર્વોચ્ચ આનંદ રહેલો છે. તેથી એક અને અનેક બન્નેને સરખું જ મહત્ત્વ આપવું જોઈએ. 'અનેક તરફ ધ્યાન સહેજે જાય છે, અને તેથી એકની હસ્તી જ વિસરાઈ જાય છે. એ દોષ ટાળવા માટે એક મનસા બુદ્ધ્યા આગળ કરીએ એ જરૂરનું છે. પણ અનેકનો ઈનકાર કરવો, તેનો તિરસ્કાર કરવો એ યોગ્ય નથી. એક ભૂલ ટાળવા માટે સામી ભૂલમાં જઈ પડવું એ કંઈ તત્ત્વનિષ્ઠાનો માર્ગ નથી. કુંડલ કનકનું છે એ ભૂલી ન જઈએ પણ કુંડલના આકાર તોડી નાખવાની ભૂલ તો ન જ કરીએ. કુંડલ રૂપે જ કનકનો ઉપયોગ છે.

જેમ કુદરતમાં વૃક્ષમાંથી બીજ અને બીજમાંથી ફરી વૃક્ષ એવી લીલા ચાલે છે, તેવી જ રીતે એકમાંથી અનેક અને અનેકમાંથી ફરી એક એવાં પરિવર્તન અને વિપરિણામ ચાલવાં જ જોઈએ; અને બંને તત્ત્વોને સરખી રીતે ઓળખવાં અને ચાહવાં જોઈએ. બીજમાંથી વૃક્ષ પેદા થાય છે એની પાછળ જે તત્ત્વ રહેલું છે, એ જ તત્ત્વને કારણે એ વૃક્ષ ઉપર અનેક બીજો બેસે છે. આ તત્ત્વને પ્રેમતત્ત્વ કહે છે.

એક અને અનેક વચ્ચેનો જે સનાતન સંબંધ છે તેનું જ નામ પ્રેમ. એ પ્રેમને લીધે જ એકના અનેક થાય છે, અને એ પ્રેમની સાધનાથી જ અનેકમાં પરોવાયેલું એકનું તત્ત્વ પ્રતીત થાય છે. 'પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે.' પ્રીતની પ્રતીતિ એ જ સાધનાનું સાચું ફળ છે.

## ૨૫. નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે

[રાગ : ખમાજ – તાલ ધુમાલી]

નારાયણનું નામ જ લેતાં વારે તેને તજીએ રે;
મનસા વાચા કર્મણા કરીને લક્ષ્મીવરને ભજીએ રે. ધ્રુવ
કુળને તજીએ, કુટુંબને તજીએ, તજીએ મા ને બાપ રે;
ભગિની સુત દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપ રે. ૧
પ્રથમ પિતા પ્રહ્‌લાદે તજિયો, નવ તજિયું હરિનું નામ રે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજિયા શ્રીરામ રે; ૨
ઋષિ-પત્નીએ શ્રીહરિ કાજે, તજિયા નિજ ભરથાર રે;
તેમાં તેનું કંઈયે ન ગયું, પામી પદારથ ચાર રે; ૩
વ્રજ-વનિતા વિઠ્ઠલને કાજે, સર્વ તજીને ચાલી રે;
ભણે નરસૈંયો વૃન્દાવનમાં, મોહન સાથે મહાલી રે. ૪

કહેવાય છે કે મીરાંએ તુલસીદાસને પૂછ્યું કે, 'સગાંવહાલાં ઈશ્વરભક્તિ કરતાં આડે આવે છે; શું કરવું ?' તુલસીદાસે એક સરસ ભજન લખીને જવાબ વાળ્યો —"जाके प्रिय न राम बैदेही, सो छांडिये कोटि बैरी सम, यद्यपि परम-सनेही" — એ જ ભાવ નરસિંહ મહેતાએ આ ભજનમાં વ્યક્ત કર્યો છે. જાણે કે એક ભજન બીજા ભજનની અનુકૃતિ અથવા રૂપાંતર (paraphrase) છે.

ત્યાગ-વૈરાગ્યની વાત કોરે મૂકીએ તોયે કુટુંબધર્મ અને સમાજધર્મનો વિચાર કરતાં એક મોટો પ્રશ્ન ઉકેલને માટે માણસને પજવે છે.

લોહીના સંબંધને ઓળખવો કે આત્મિક સંબંધને ? એક તરફ ભાઈ છે, બીજી તરફ મિત્ર છે. એવે પ્રસંગે મિત્ર પ્રત્યેનો સંબંધ આધ્યાત્મિક હોય જ છે એમ ન કહેવાય અને લાગણી અને આકર્ષણ જ્યારે એક તરફ ખેંચે છે ત્યારે લોહીનો સંબંધ અને કર્તવ્યસંબંધ ઘણી વાર મોળો પડે છે. પણ જ્યારે માણસને એનું મિશન જડે છે ત્યારે 'રાષ્ટ્રસેવા પ્રધાન ગણાય કે કૌટુંબિક ફરજ પ્રધાન ગણાય' એ સવાલ માણસને ખૂબ મૂંઝવે છે. જે પ્રાકૃત મનુષ્ય છે, જેની આગળ વ્યાપક ધર્મનો સવાલ નથી તે સ્વાભાવિક લાગણીથી કુટુંબધર્મના પક્ષમાં તણાઈ જવાનો. પણ ઈશ્વરે જેને હૃદયની વિશાળતા બક્ષી છે, બુદ્ધિની વ્યાપકતા જેને મળી છે, અને જેને પોતાના જીવન સમસ્તના કર્તવ્યનું ભાન થયું છે, એટલે કે જેને વ્યાપક મિશન જડયું છે એ કુટુંબધર્મને અમુક હદ સુધી જ માની શકે છે અને સાચવી શકે છે. વ્યક્તિગત સ્વાર્થને વશ થઈને જો એ માણસ મોટા કુટુંબધર્મને તજે તો એ પતિત ગણાય. પણ જો સમાજ ખાતર, ધર્મ ખાતર, કોઈ સર્વોચ્ચ આદર્શ

એ કુટુંબધર્મને ગૌણ કરે તો તે યોગ્ય જ છે. પણ ત્યાં પણ એ સ્વૈરઆચાર ન કરી શકે. નવી ભૂમિકા લીધી એટલે એની સાથે નવો ધર્મ પણ આવ્યો જ. નવા ધર્મનું નવું વ્યાપક કુટુંબ હોય છે. એ કુટુંબ પ્રત્યે એનું કર્તવ્ય ઊભું થવાનું. એને એ છોડી ન શકે.

જેમ છોકરી પરણીને પિયર સાથેના સંબંધથી મુક્ત થાય છે પણ એની સાથે પતિ, સાસુ, સસરા, દિયર, નણંદ ઇત્યાદિ લોકો સાથે એનો સંબંધ બંધાય છે, એ જ પ્રમાણે કુટુંબધર્મ જેણે શિથિલ કર્યો એના ઉપર પોતાના આદર્શ પરત્વે અમુક આધ્યાત્મિક જવાબદારી આવે જ છે. અને નવા લોકો પ્રત્યે નવા શ્રેષ્ઠ ધર્મની લાગણીઓ પણ પેદા થાય છે. એનો વ્યાપક કુટુંબધર્મ બંધાય. આમ કર્તવ્યક્ષેત્ર વ્યાપક, ઊંડું અને આધ્યાત્મિક થાય છે.

ભગવાન વિષ્ણુને મનસા, વાચા, કર્મણા જેણે આત્માર્પણ કર્યું છે તેને કુળ, કુટુંબ, માબાપ, ભગિની, સુત, દારા, બધું છોડવાનો હક છે. જેને અંદરથી નવી ચામડી મળી તેણે જૂની કાંચળી છોડવી જ પડે છે. એ સર્પન્યાય અહીં લાગુ પડે છે.

આ બધા સંતો પુરાણોમાંથી દાખલાઓ ટાંકે છે. પ્રહ્‌લાદ, ભરત, શત્રુઘ્ન, ઋષિપત્ની એવા દાખલાઓ તો છે જ. તુલસીદાસે પ્રહ્‌લાદ, વિભીષણ, ભરત, બળિ ઇત્યાદિ દાખલાઓ ટાંક્યા છે. પણ બંનેએ ટાંકેલો ગોપીઓનો દાખલો સૌથી મોટો ગવાય છે. આત્મસમર્પણ જો ગોપીઓ જેવું હોય તો જ તે આદર્શ મનાય છે. ભક્તિ-સૂત્રમાં પણ પરપુરુષ સાથે તદાકાર થયાનો દાખલો જ આદર્શ મનાયો છે. સામાન્ય સ્થિતિમાં માણસ દુનિયા સાથે પરણેલો હોય છે, એ સંબંધનો ઇન્કાર કરી આદર્શ સાથે, પરાત્પર પુરુષ – પરબ્રહ્મ સાથે સંબંધ બાંધવો એ જ જીવનનું સાર્થક્ય ગણાય છે.

જર્મન કવિ ગટેએ એક ઠેકાણે કહ્યું છે કે, વિભૂતિમાન પુરુષો કોઈના મિત્ર થઈ શકતા નથી. એમની સાથે જેમનો સંબંધ આવ્યો હોય એ લોકો વિભૂતિમાન પુરુષ પ્રત્યે વફાદારી અવશ્ય કેળવે, પણ એ લોકો જો એ વફાદારીના બદલામાં સામેથી સ્નેહ કે વફાદારી માગે તો તેઓ ભૂલ કરે છે.

ગટેએ સામાન્ય વસ્તુસ્થિતિ જ બતાવી છે. એને ધર્મ ન કહેવાય.

પૂજ્ય બાપુજી કહે છે કે સાચો મોક્ષાર્થી માણસ કોઈનો જ મિત્ર ન થઈ શકે; અથવા આખા જગત સાથે જ એની મૈત્રી હોય છે.

મદ્રાસમાં જેક ટેગાર્ટનો એક શિષ્ય મળ્યો હતો. એ કહેતો There are no friends but only accomplices.

માણસ સંબંધ બાંધે નહીં, પણ એની મેળે જ બંધાય તેને વફાદાર રહેવું એ માનવી ધર્મ છે.

## ૨૬. હરિનો મારગ છે શૂરાનો

[રાગ : છાયા ખમાજ – તીન તાલ]

હરિનો મારગ છે શૂરાનો, નહીં કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને. ધ્રુવ
સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા માંહી પડયા મરજીવા જોને. ૧
મરણ આગમે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને. ૨
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને. ૩
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. ૪
રામ-અમલમાં રાતા માતા પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા તે રજનીદંન નરખે જોને. ૫

ગુજરાતી સંતકવિઓમાં વેદાંતી ભક્ત તરીકે પ્રીતમનું સ્થાન છે.

કવિ પ્રીતમ કહે છે કે હરિભક્ત થવું, સંત થવું, એ કાંઈ સહેલું કામ નથી. કવિતા લખતાં આવડી અને ભજનો ગાતાં આવડયાં એટલા પરથી કોઈ સંત-મંડળમાં દાખલ ન થઈ શકે. અધ્યાત્મમાર્ગમાં પ્રવેશ કર્યા પછી જે કોઈ સર્વસ્વ ખોઈ દેવા તૈયાર છે તે જ સંત થઈ શકે.

તેથી જ કવિએ આ ભજનમાં 'મરજીવા' શબ્દ બે વેળા આણ્યો છે. 'ડગલે ને પગલે' મરણનું જોખમ ખેડવા જે તૈયાર છે, જોખમ જેને માટે રોજની રમત છે એવા લોકોનો જ આ માર્ગ છે એમ તે કહે છે. સમુદ્રમાં ડૂબકી મારી, દરેક જાતનું જોખમ ખેડી, જે માણસ મોતી લઈ આવે છે તેને જ સામાન્યપણે મરજીવો કહે છે. મરણનું જોખમ અખંડ ખેડતાં જેને જીવનમાં રસ મળે છે તે 'મરજીવો' એમ કહી શકાય.

ભજનનો અર્થ સરળ છે. ભગવાનની ભક્તિ કરવાનો માર્ગ અથવા જીવનક્રમ શૂરા માટે જ હોઈ શકે. કાયર એમાં ટકે નહીં, કેમ કે અહીં પહેલાં પોતાનું મસ્તક અર્પણ કરવાનું હોય છે. ત્યાર પછી જ ભગવાનનું નામ લેવાનો અધિકાર મળે છે. પોતાના દીકરાઓ, સંપત્તિ, પત્ની, અરે! પોતાનું માથું પણ જે સમર્પણ કરે તે જ શૂરો, હરિસેવાનો રસ પામી શકે છે. જાણે સમુદ્રમાંથી મોતી મેળવવા માટે મરજીવા જ કૂદી પડયા છે. એના દિલમાં હા, ના, એવી શંકા રહેતી જ

નથી. જોખમ ખેડી સમુદ્રમાં કૂદી પડે તેને જ મોતી મળે છે. કિનારે ઊભા રહી જે ફક્ત તમાશો જુએ છે એને મોતી તો શું, એક કોડી પણ મળવાની નથી.

પ્રેમપંથ (ભક્તિનો માર્ગ) એ ખરેખર અગ્નિની જ્વાળા છે. કાયર હોય તે એને જોતાંવેંત પાછો ભાગી જાય છે. એ જ્વાળામાં જે ઊતરી પડ્યો છે તે તો એમાં મહાસુખ મેળવે છે. બાજુએ ઊભા રહી જોનારને જ એ જ્વાળા દઝાડે છે.

અત્યંત કીમતી વસ્તુ જીવને જોખમે જ (માથા સાટે જ) મળી શકે છે. એ સહેજે મળવી શક્ય નથી. મનની બધી નબળાઈ અને બધી હીનતા જેણે દૂર કરી અને જે ગમે તે ક્ષણે મરણનું જોખમ ખેડવા તૈયાર છે તેને જ મહાપદ મળવાનું છે. ભક્ત પ્રીતમ કહે છે કે જે સાધક રામનામના નશામાં અલમસ્ત થયો છે એને જ ખરેખર પૂરો પ્રેમી તરીકે ઓળખવો. એ માણસ રાત અને દિવસ ભગવાનની લીલા જોયા જ કરે છે. સામાન્ય માણસ એ હિંમત ન કરી શકે.

## ૨૭. એક જ એ અભિલાષ

[રાગ : ભૈરવી યા આશાવરી – તાલ દીપચંદ]

એક જ એ અભિલાષ
મમ હૃદયે તવ વાસ. એક જ૦
ના ચાહું જગ કીર્તિ મેવા, ના વૈકુંઠે વાસ
સિદ્ધિ મળો, જીવન બલિ હો વા, એ અંતરની આશ.
એક જ૦
સફલ વિફલની ના મુજ પરવા, પરવા હરિ-જન-સેવા,
મહા આંધીમાં રહો નિરંતર તુજ ચરણે વિશ્વાસ.
એક જ૦

આ નાનકડા મૌલિક ભજનમાં કવિવર રવીન્દ્રનાથનું વાતાવરણ સ્પષ્ટ દેખાય છે. જૂના સંતોની શૈલીનું અનુકરણ છે. પણ કવિ આધુનિક છે એટલી તો 'હરિ-જન-સેવા' એ શબ્દ ઉપરથી કલ્પના કરી શકાય.

ભજન રચેલું છે આપણા અમૃતલાલ નાણાવટીએ.

કવિમાં શ્રદ્ધા છે. સેવામાં સિદ્ધિ ન જ મળે એની બીક એને નથી. સિદ્ધિ મળો તો વાહ વાહ! નહીં તો જીવનનું બલિદાન આપવાની તૈયારી છે જ. બંને વિશે શ્રદ્ધા સરખી જ છે. કવિ 'સ્વર્ગવાસ' તો ન જ ચાહે. વૈષ્ણવોને મળતા 'વૈકુંઠવાસ'ની પણ એને ચાહના નથી. દુનિયામાં કીર્તિ થાય એ તો બાળકોને માટે મીઠાઈ જેવી વસ્તુ છે. એવા મેવાની ચાહના કવિને જરાયે નથી. હાથે હરિ-જન-સેવા થાય એટલી જ પરવા એને છે. અને જો ભાગ્યમાં વિફળતા આવવાની હોય તો મોટામાં મોટી આંધીમાં પણ ભગવાનને ચરણે વિશ્વાસ કાયમ રહે, એમાં ખંડ ન પડે.

એટલી એક જ અભિલાષ એ વ્યક્ત કરે છે.

ભગવાન પાસે એ કશું માગતો નથી. ફક્ત પોતાનો અભિલાષ એને કાને નાખે છે. અને એ પણ અભિલાષ શાનો? 'મમ હૃદયે તવ (ભગવાનનો) વાસ' રહે અને મહાસંકટ સમયે પણ 'તુજ ચરણે વિશ્વાસ' કાયમ રહે.

આખા ભજનમાં વેદાન્તી આસ્તિકતા છે અને નિષ્કામ ભાવનાની સાધના છે. ભજનનો રાગ હર સમયે ગાવા લાયક છે.

## ૨૮. એક જ દે ચિનગારી

[રાગ : ભૈરવી – દીપચંદી]

એક જ દે ચિનગારી મહાનલ!
એક જ દે ચિનગારી. ધ્રુવ
ચકમક લોઢું ઘસતાં ઘસતાં
ખરચી જિંદગી સારી,
જામગરીમાં તણખો ન પડયો,
ન ફળી મહેનત મારી. ૧
ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
સળગી આભ-અટારી;
ના સળગી એક સગડી મારી
વાત વિપતની ભારી. ૨
ઠંડીમાં મુજ કાયા થથરે,
ખૂટી ધીરજ મારી;
વિશ્વાનલ હું અધિક ન માગું,
માગું એક ચિનગારી. ૩

સત્યાગ્રહ આશ્રમવાળા હરિહરભાઈ ભટ્ટની આ કૃતિ છે. આ એક જ કૃતિથી તેઓ ગુજરાતમાં કવિ તરીકે એકાએક પ્રસિદ્ધિ પામ્યા. અંગ્રેજીમાં The Hound of Heaven કવિતાનો ઈતિહાસ પણ કંઈક આવો જ છે.

મને કાંઈક ખ્યાલ રહી ગયો છે કે પોતાની આ કવિતા લખ્યા પછી લગભગ આવા જ ભાવની એક અંગ્રેજી કવિતા હરિહરભાઈના જોવામાં આવી અને એમને એ કવિતા જડતાંવેંત એક જ વિચાર ભિન્ન દેશના અને ભિન્ન કાલના કવિ-ઓને સ્વતંત્રપણે સૂઝી શકે છે એના દાખલા તરીકે કોઈ ગુજરાતી માસિકમાં એ પ્રગટ કરી હતી.

આ કવિતા વિશે મેં આના પહેલાં કયાંક લખ્યું પણ છે. આ કવિતા ઉત્તમ છે, સુંદર છે.

જીવવું એટલે ગરમી કાયમ ટકાવવી એ મહાન ભૌતિક સત્ય છે. ખોરાક ખાઈએ છીએ, કપડાં પહેરીએ છીએ — ગુફાની અંદર કે મહેલની અંદર રહીએ છીએ, શારીરિક મહેનત કરીએ છીએ, એ બધી પ્રવૃત્તિ શારીરિક ઉષ્ણતા ટકાવવા ખાતર જ છે. સૂરજનો તડકો ઓછો મળે તો તેલ, ઘી જેવી ચરબી ખાઈને માણસ પોતાની ઉષ્ણતા ટકાવે છે. કપડાંને અભાવે ટાઢ સહન ન થતી હોય તો વૈરાગીઓ શરીરે ભસ્મ ચોળે છે અને વિલાયતના ભિખારીઓ આખી રાત ચાલીને શરીરની ઉષ્ણતા ટકાવે છે. ભૌતિક ક્ષેત્રમાં હૂંફ વગર માણસનું ચાલતું નથી. એ હૂંફના આદિ-દાતા અધિષ્ઠાતા શ્રી સૂર્યનારાયણ છે. એટલે જ વૈદિક ઋષિએ કહ્યું — "सूर्य आत्मा जगत: तस्थुशश्च" ચરાચર સૃષ્ટિનો આત્મા સૂર્ય છે.

બીજા એક કવિએ સૂર્યોદય જોતાં જ ઉદ્‌ગાર કાઢયો: "प्राण: प्रजानाम् उदयति एष सूर्य: ।"

પ્રેમના ક્ષેત્રમાં પણ હૂંફની એટલી જ જરૂર હોય છે. જુદાઈ એ ટાઢ છે, મરણની વાટ છે. એ ટાળવા માટે પ્રેમ દ્વારા માણસો એકબીજામાં ઓતપ્રોત થાય છે. જેમ ભૌતિક ક્ષેત્રમાં શારીરિક શ્રમથી ઉષ્ણતા ટકાવાય છે તેમ અહીં ત્યાગ, સેવા, આત્માર્પણ અને બલિદાનથી પ્રેમની હૂંફ વધારાય છે. આ પ્રેમની વિશ્વ-મૂર્તિ પ્રત્યક્ષ ભગવાન છે. એ પ્રેમસૂર્યને કવિએ મહાનલને નામે સંબોધ્યા છે. કેમ કે સૂર્ય પણ એની એક વિભૂતિ જ છે. એ પ્રેમનો એક તણખો પણ જો મનુષ્યજીવનની જામગરીમાં પડે તો જીવનરૂપી બંદૂક લોકોત્તર કાર્યો કરવા સમર્થ થઈ જાય. એ ચિનગારી મળી જાય તો મનુષ્યજીવન કૃતાર્થ થઈ ગયું. પ્રાર્થના કરવી હોય તો ધન, દોલત, પુત્ર, પૌત્ર, સામર્થ્ય, પ્રતિષ્ઠા, કીર્તિ કે રાજપાટ એવી કોઈ પણ દુન્યવી સગવડો માટે અથવા ન્યામતો માટે શા માટે કરીએ? એ એક ચિનગારી મળી, જીવનમાં પ્રેમનો પ્રાદુર્ભાવ થયો એટલે જીવન કૃતાર્થ થયું જ.

## ૨૯. હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે

હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે;
જેની સુરતા શામળિયા સાથ, વદે વેદવાણી રે. ટેક
વહાલે ઉગાર્યો પ્રહ્‌લાદ, હરણાકંસ માર્યો રે;
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણ સંહાર્યો રે. ૧
વહાલે નરસિંહ મહેતાને હાર હાથોહાથ આપ્યો રે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યો રે. ૨

---

સુરતા – લગની, ધ્યાન. હરણાકંસ – હિરણ્યકશ્યપ યા હિરણ્યકશિપુ.

વહાલે મીરાં તે બાઈનાં ઝેર હળાહળ પીધાં રે;
પાંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે. ૩
આવો હરિ ભજવાનો લહાવો, ભજન કોઈ કરશે રે;
કર જોડી કહે પ્રેમળદાસ, ભક્તોનાં દુઃખ હરશે રે. ૪

કાલે સાંજે આ ભજન ગવાયું ત્યારથી એની અસર તળે જ છું. ભાષા અને ભાવ બન્ને દૃષ્ટિએ આ મારાં પ્રિય ભજનોમાંનું એક છે. આનો ભાવ સીધેસીધો બાળબોધ છે. આની શ્રદ્ધા પણ બાળબોધ ભોળી જ છે. પુરાણોના કિસ્સાઓ તારવીને આમાં સિદ્ધ કર્યું છે કે વેદકાળથી તે મીરાં અને નરસિંહના સમય સુધી ભગવાને જાતે આવીને ભક્તોની ભીડ ભાંગી છે. ભગવાન ભક્તોનાં દુઃખ હરે છે, એમનાં કામ જાતે કરે છે અને હર વખતે એમને ઉગારે છે, એવી શ્રદ્ધાથી આ ભજન લખાયું છે. છતાં સીધો અર્થ લઈને ન ચાલીએ.

હરિને ભજતાં કોઈની લાજ હજી નથી ગઈ આનો જો કોઈ સાચો અર્થ હોય તો તે એટલો જ કે જે માણસ દૃઢતાથી ઈશ્વર ઉપર નિષ્ઠા રાખે છે, તે માણસ ગમે તેવાં કઠણ સંકટો આવે તોય ચારિત્ર્યભ્રષ્ટ થતો નથી. દુઃખમાંથી બચાવવા છેલ્લી ઘડીએ ભગવાન દોડી આવે જ છે, એ કેવળ કવિની ભાવના છે. લોકોને ભક્તિના માર્ગ તરફ ખેંચવા માટે લોકો આગળ મૂકેલું પ્રલોભન रोचनार्था फलश्रुतिः છે. એની પાછળ નિરપવાદ સત્ય છે જ, અનુભવ છે એમ માનવાનું કારણ નથી.

મીરાંએ ઝેર પીધું પણ તેની અસર ન થઈ માટે મીરાં ભક્ત, અને સૉક્રેટિસે ઝેર પીધું અને એ મરી ગયા એટલા માટે એ ઓછા ધર્મનિષ્ઠ અથવા એ ભક્ત જ નથી, એમ કોઈ કહી શકે? હિરણ્યકશ્યપે મારવાના અનેક પ્રયત્ન કર્યા છતાંયે પ્રહ્લાદ મર્યો નહીં એ ભક્તિનો મહિમા, અને ઈશુ ખ્રિસ્ત ક્રૂસ ઉપર મરી ગયા એ શું ભક્તિની વિફળતા?

સાચા ભક્તવીરો માટે કાવ્યમય આશ્વાસનની જરૂર નથી રહેતી. તેઓ ભગવાન સાથે સાટું કરતા જ નથી. મહાભારતમાં ધર્મરાજાએ કહ્યું છે કે સદાચાર અને ઈશ્વરનિષ્ઠાના બદલામાં મને સુખ મળે – રાજ મળે – એવું કશું હું માગતો નથી; એવી અપેક્ષા પણ નથી. મારો સ્વભાવ છે, મારા હૈયાને સંતોષ છે, એટલા માટે જ હું ભગવાનની ભક્તિ કરું છું. અને સદાચારને વળગી રહું છું.

આવાં ભજનોથી ભોળા લોકોને થાય છે કે ભગવાનની ભક્તિ કરીશું તો સૌ સંકટ દૂર થશે, પણ અનુભવ તો હંમેશ એવો થતો નથી. પછી તો કેવળ ટેવને લીધે શ્રદ્ધા ટકે છે અથવા તો મટી જાય છે.

માણસને થવું જોઈએ કે ભક્તિમાં આનંદ છે, હૃદયનું સમાધાન છે. ચારિત્ર્યની મજબૂતી છે અને વાતાવરણ પવિત્ર થાય છે. ભક્તિને જોરે માણસ ઈન્દ્રિયો ઉપર વિજય મેળવી શકે છે અને એથી ચારિત્ર્યની દૃઢતા કેળવાય છે. ભક્તિનું ફળ સત્ત્વરક્ષા અને આત્મનિષ્ઠા એ જ છે. બીજાં ફળો મળે કે ન મળે એ કેવળ અકસ્માત છે.

## ૩૦. જીવન જવ સુકાઈ જાય

જીવન જવ સુકાઈ જાય
કરુણા વર્ષન્તા આવો !
માધુરી માત્ર છુપાઈ જાય
ગીત-સુધા ઝરન્તા આવો !
    કર્મનાં જયારે કાળાં વાદળ
    ગરજી ગગડી ઢાંકે સહુ સ્થળ
    હૃદય-આંગણે, હે નીરવનાથ !
    પ્રશાંત પગલે આવો !
મોટું મન જયારે નાનું થઈ
ખૂણે ભરાયે તાળું દઈ,
તાળું તોડી, હે ઉદાર નાથ !
વાજંતા ગાજંતા આવો !
    કામ ક્રોધનાં આકરાં તૂફાન
    આંધળા કરી ભુલાવે ભાન
    હે સદા જાગંત ! પાપ ધુવંત !
    વીજળી ચમકંતા આવો !

કવિવર રવીન્દ્રનાથનું આ ભજન મૂળ બંગાળીમાં તેમ જ એના ગુજરાતી ભાષાંતરમાં બંને રીતે આવ્યું છે. જે ભજનો ફક્ત ગુરુ ઉપર કે ભગવાન ઉપર બધું છોડી દઈ અકર્મણ્યતાને પોષે છે તે આપણને ગમતાં નથી. કેમ કે વિશુદ્ધ ભક્તિભાવને એ પોષક નથી. એની પાછળની શ્રદ્ધા કે નિષ્ઠા આળસમાંથી પણ ઉદ્ભવેલી હોય, પણ રવિબાબુના આ ભજનમાં એવું નથી.

આપણે જીવન શુદ્ધ, સમૃદ્ધ અને સમર્થ બનાવવાનો અખંડ પ્રયત્ન કરીએ છીએ. પણ ઘણી વાર એમાં હારી જઈએ છીએ. એવે વખતે આવી ભક્તિ-ભગવાનના ચરણે નમ્ર થઈ પ્રાર્થના જરૂર કરે, કે હે ભગવાન ! જયારે મારું જીવન સુકાઈ જશે અને આશાનિરાશાને અવકાશ પણ રહે નહીં એવે વખતે ભગવાન ! તારી દયા, તારી કરુણાના વર્ષાવ કરતી મારા હૃદયમાં પહોંચી જાય. હૃદયમાં જયારે કોરો દુકાળ ફેલાય ત્યારે ભક્તનું હૃદય પ્રેમ-વર્ષાની જ યાચના કરે ને ? એ રીતે આ યાચના છે.

આપણા જીવનમાં ભલાઈ-બૂરાઈ બંને હોય છે. આવું બધું મળીને જીવન

---

જવ – જ્યારે.

બને છે. એ તો ચાલવાનું જ. પણ કોક વખતે જીવનની મીઠાશ જ ગાયબ થઈ જાય છે. એવે વખતે એ કોરાપણું દૂર કરવાનું કોઈ પણ સાધન આપણી પાસે રહેતું નથી. એવે વખતે 'ભગવાન! ભાવના અને સંગીતથી તરબોળ એવો ગીત-સુધારસ બનીને આવો.'

આખું ભજન આ જ ભાવનાનો પરિપોષ કરે છે.

જીવન એટલે કેવળ ચિંતન કે કલ્પના નહીં. જીવન એટલે કૃતિ. જીવન એટલે કર્મ. એ કર્મ જ્યારે પ્રચંડ બનીને હૃદયનો આખો પ્રાંત ઢાંકી દે છે, એવે વખતે એ કર્મને પણ પરાસ્ત કરવા માટે હે જીવનનાથ! તમારાં શાંત પગલાં ચલાવીને મારા હૃદયનો કબજો લઈ લેજો.

મન જ્યારે કૃપણ થઈને એક ખૂણામાં પડ્યું રહે છે ત્યારે હે ઉદારનાથ! મારા હૃદયનો દરવાજો ખોલીને (અથવા તોડીને) રાજા જેમ પોતાના રાજ્યનો કબજો લઈને વિરાજે, તેમ હે ભગવાન! 'રાજસમારોહ'થી તમારે પ્રવેશ કરવો.

અને તોફાની વાસનાઓ ધૂળ ઉડાડે અને એ ધૂળથી મનને આંધળું કરી દે, ત્યારે હે અખંડ જાગરૂક પવિત્ર ભગવાન! ભાન ભૂલેલા મારા મનમાં વીજળીના રુદ્ર પ્રકાશ ફેલાવતા આવી જાઓ.

ટૂંકામાં હે ભગવાન! હું જ્યારે મારી સાધનામાં હારી જાઉં, મારા હૈયામાં કોરાપણું અને દારિદ્ય ફેલાઈ જાય અને દુન્યવી કર્મો જ મારો કબજો લે ત્યારે મારા હૃદયનું રાજ્ય તમારું જ છે એ જાણી એનો કબજો લેવા તમારી પૂરી શક્તિ સાથે આવી જાઓ.

## ૩૧*. પ્રેમળ જ્યોતિ તારો દાખવી

[રાગ: માંડ – તાલ દાદરા]

પ્રેમળ જ્યોતિ તારો દાખવી
મુજ જીવન-પંથ ઉજાળ. ધ્રુવ
દૂર પડયો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ,
મારો જીવન-પંથ ઉજાળ. ૧
ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ; દૂર નજર છો ન જાય,
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય,
મારે એક ડગલું બસ થાય. ૨

---

*Lead Kindly Lightનો ભાવાનુવાદ.

આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર,
આપ-બળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી મૂઢ બાળ,
હવે માગું તુજ આધાર. ૩
ભભકભર્યા તેજથી હું લોભાયો, ને ભય છતાં ધર્યો ગર્વ,
વીત્યાં વર્ષોને લોપ સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ,
મારે આજ થકી નવું પર્વ. ૪
તારા પ્રભાવે નિભાવ્યો મને પ્રભુ આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પહોંચાડશે ઘેર,
દાખવી પ્રેમળ જ્યોતિની સેર. ૫
કર્દમભૂમિ કળણભરેલી, ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ,
મને પહોંચાડશે નિજ દ્વાર. ૬
રજની જશે ને પ્રભાત ઊજળશે, ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્યગણોનાં વદન મનોહર મારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મેં ખોયાં હતાં ક્ષણ વાર. ૭

'પ્રેમળ જ્યોતિ તારો દાખવી' આ ભજન વિશે આશ્રમ-ભજનાવલિમાં મેં લખ્યું જ છે કે ખ્રિસ્તી અંગ્રેજી ભજન Lead Kindly Lightનો આ અનુવાદ શ્રી નરસિંહરાવ દ્વિવેટિયાએ કરેલો છે.

ગાંધીજીએ જ્યારે દક્ષિણ આફ્રિકામાં સામુદાયિક જીવન જીવવાનો પ્રારંભ કર્યો ત્યારે ત્યાં રોજ સાંજે પ્રાર્થના થતી હતી. એમાં એમને ગમેલાં અંગ્રેજી ભજનો પણ ગવાતાં. એમાંથી એમને જે ભજન અત્યંત પ્રિય હતું તેના ગુજરાતી અનુવાદો ભારત કાયમ માટે રહેવા આવ્યા ત્યારે ગાંધીજીએ અનેક કવિઓ પાસેથી મગાવ્યા. એમાં આ અનુવાદ એમને સૌથી વધારે ગમ્યો.

અને ખરેખર ભાવ, ભાષા અને રાગ બધી દૃષ્ટિએ આ ભજન એટલું સુંદર થયું છે કે અનુવાદ જેવું તો લાગતું જ નથી. અને ગાંધીજીએ માગેલો અને પસંદ કરેલો આ એક ફક્ત અનુવાદ જ છે એ જાણ્યા પછી પણ આ ગુજરાતી ભજનની મૌલિકતા આપણા મનમાં જરાયે ઓછી નથી થતી. એમ જ લાગે છે કે કવિ નરસિંહરાવ પોતાના જ હૈયાના ઉત્કટ ભાવો આમાં ઠાલવી રહ્યા છે. કેવળ અનુવાદક ગાઈ જ ન શકત કે 'મુજ જીવન-પંથ ઉજાળ' અને 'મારે, આજ થકી નવું પર્વ.' સાધકના સંતોષનાં આ વધારાનાં સ્વતંત્ર વચનો કેવળ અનુવાદકની કલમમાંથી ન જ ઊતર્યાં હોત.

ગાંધીજીને કારણે હું ગુજરાતમાં રહેવા આવ્યો, ત્યારે આશ્રમ અને વિદ્યાપીઠના કામમાં મારો એટલો બધો વખત જતો હતો કે શ્રી નરસિંહરાવભાઈને મળવાનું ઝાઝું બન્યું નહીં. છતાં એમનું સાહિત્ય મેં વાંચ્યું હતું. એમની વિદ્વત્તા, સાહિત્ય-ભક્તિ અને ચારિત્ર્ય વિશે મારા મનમાં આદર હતો જ. પણ Lead kindly

Lightનું આ ભાષાંતર વાંચ્યું અને સાંભળ્યું ત્યારે ભક્ત નરસિંહરાવને હું પહેલી જ વાર ઓળખી શકયો. અને પ્રથમ પ્રત્યક્ષ પરિચય વખતે જ્યારે મેં એમને કહ્યું કે 'આપણે હૃદયથી ઘણા નજીક આવ્યા છીએ.' ત્યારે એનું એક ખાસ કારણ આ ભજન જ હતું.

મહારાષ્ટ્રની સંતપરંપરાના સાહિત્યથી ત્યાંની આખી પ્રજા લાભ ઉઠાવે જ છે. એમાં ન્યાયમૂર્તિ રાનડે અને પંડિતવર ભાંડારકર જેવા થોડા લોકો પ્રાર્થનાસમાજી. એમની ધાર્મિક ભાવના વિશે આજના સંતસંપ્રદાયમાં વિશેષ આદર નહીં. વિલાયતના સનાતની ઈસાઈઓમાંથી જુદા પડેલા, યુનિટેરિયન ચર્ચના લોકો જેવા જ આ સુધારક ભક્તો. એમને અમારા સંતોની વાણી વાપરવાનો હક શો ? એમ કહેનારા લોકો પણ નાનપણમાં મેં જોયા હતા.

બંગાળમાં બ્રાહ્મોસમાજ અને પશ્ચિમ ભારતમાં પ્રાર્થનાસમાજ, એ આપણે ત્યાંની સંતમંડળીમાં નવા સુધારકો. આપણા સનાતનીઓના મનમાં એમને વિશે આદર નહીં. પણ મારા મનમાં નાનપણથી જ આ લોકો પ્રત્યે આદર સાથે ભક્તિભાવ પણ પેદા થયો હતો. પરિણામે જ્યારે જ્યારે મુંબઈ જાઉં ત્યારે ત્યારે, ત્યાંના પ્રાર્થનાસમાજમાં સાપ્તાહિક પ્રવચન સાંભળવાનું બનતાં સુધી ટાળું નહીં. નરસિંહરાવભાઈ 'ગુજરાતના પ્રાર્થનાસમાજી અને બ્રાહ્મસમાજી' ખરા. એટલે એમને વિશે મારા મનમાં આત્મીયતા જાગતાં વાર ન લાગી. અમે જ્યારે જ્યારે મળીએ ત્યારે ત્યારે આ આત્મીયતાનું વાતાવરણ તરત જાગી ઊઠતું. પૂ. બાપુજીને આ ભજન પસંદ પડયું એની પણ મેં ધન્યતા અનુભવી. અને આ ભજનમાં મને અમારા તુકારામનું હૃદય જડયું એ તો વળી વિશેષ.

દરેક સાધક પોતાના જીવનના ઉત્કર્ષ માટે દિવસરાત્ર જાગરૂકપણે મથતો રહેવાનો જ. જીવનનો અનુભવ જેમ જેમ ઊંડો થતો જાય તેમ તેમ આદર્શ પણ ઊંચો થતો જાય છે. અને એના પ્રમાણમાં પોતાની સાધના અધૂરી છે એનો અનુભવ થવાથી માણસ નમ્ર થતો જાય છે. પ્રારંભના દિવસોનો 'આત્મવિશ્વાસ' એ કેવળ ગર્વ જ હતો એમ લાગવાથી સાધક પસ્તાય છે અને શરણ જવામાં જ સાર છે એ વૃત્તિ એનામાં ઉત્કટ થતી જાય છે.

આજ લગી રહ્યો ગર્વમાં હું, ને માગી મદદ ન લગાર,
આપ-બળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી મૂઢ બાળ,
હવે માગું તુજ આધાર.

આ જ ભાવ મૂળ ભજનમાં મુખ્ય છે. અને તે સુંદર રીતે ગુજરાતીમાં ઊતરી આવ્યો છે. 'ભય છતાં ધર્યો ગર્વ' માટે, અને સર્વ સ્ખલનો માટે, સાધક પસ્તાય છે. એ જ એને માટે નવું પર્વ છે. હવે બધો આધાર ભગવાનની પ્રેમળ જ્યોતિ ઉપર છે. 'એ જ્યોતિના પ્રભાવે જ આજ સુધી મને નભાવ્યો.' બચી ગયો એમાં મારી બહાદુરી ન હતી. હવે પૂરેપૂરી શરણાગતિ જાગી છે. અહંકાર નષ્ટ થયો છે અને ઈશ્વરની કૃપા વિશેનો વિશ્વાસ દૃઢ થયો છે. હવે ભગવાન 'સ્થિર

પગલેથી ઘેર પહોંચાડશે' એનો નિશ્ચય થયો છે. એ જ આ પ્રાર્થના-ભજનનો આસ્તિક સૂર છે. પ્રેમળ જ્યોતિ પ્રત્યક્ષ 'મા' જ છે. નિજ શિશુને સંભાળશે એ જ વિશ્વાસ આખા ભજનમાં ભરેલો છે. આવા વિશ્વાસ સાથે ચાલેલી સાધનામાં સામેનું એક ડગલું જોવાને મળે તોપણ બસ છે.

મૂળ ભજનમાં (અને અનુવાદમાં પણ) કવિ ભલે કહે 'આજ લગી રહ્યો ગર્વમાં હું' અને લગારે મદદ માગી નહીં એમાં બાળપણની મૂઢતા જ હતી, પણ ખરી વાત એ જ છે કે આવા ઉત્કટ સ્વપ્રયત્નનું છીછરાપણું અનુભવ્યા પછી જ આત્મસમર્પણ ઉત્કટ થાય છે. ભગવાન તો તે વખતે પણ રસ્તો દેખાડવાની કૃપા કરતા જ હતા. અને આજે પણ એ માર્ગદર્શનનું કામ કરતો જ હશે. તે વખતનો ભક્તિભાવ છીછરો હતો. હવે એમાં સર્વાર્પણનું ઊંડાણ આવી શકયું છે એટલું જ.

હવે દૃઢ વિશ્વાસ છે કે તારો પ્રેમળ જ્યોતિ બધી મુશ્કેલીઓમાંથી મને પાર ઉતારશે, અને મને સુખરૂપ પોતાને બારણે પહોંચાડશે. હવે ખાતરી છે કે રાતનો અંત આવશે, પ્રભાત ઊજળશે, અને ભગવાન સસ્મિત વદને પોતાનું દર્શન દેશે. ત્યાં ભક્તોના દિવ્યગણ પણ પ્રસન્નપણે ઊભા હશે. જે તારું દર્શન એક ક્ષણ માટે મેં ખોયું હતું તે મારા હૃદયમાં કાયમનું વિરાજમાન થશે.

## ૩૨. મંગલ મંદિર ખોલો

[રાગ : ભૈરવી – તીન તાલ]

મંગલ મંદિર ખોલો
દયામય ! મંગલ મંદિર ખોલો. ધ્રુવ
જીવન-વન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો,
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લો લો. ૧
નામ મધુર તમ રટયો નિરંતર,
શિશુ સહ પ્રેમે બોલો,
દિવ્યતૃષાતુર આવ્યો બાળક,
પ્રેમ-અમીરસ ઢોળો. ૨

જીવન અને મરણ ભગવાનનાં જ બે રૂપો છે, પરમાત્માની બે વિભૂતિઓ છે. એમાં જીવન એ માણસની આકરી સાધના અને કઠોર કસોટી છે, મરણ એ ક્ષમાવાન અને પરમ કારુણિક દયા છે. મૃત્યુ સમયે માણસને જે વેદના થાય છે, તે મૃત્યુને લીધે નહીં. મૃત્યુમાં તો ઊંઘ જેટલી મીઠાશ જ છે. જે વેદના થાય

છે તે જીવનને લીધે થાય છે. જીવન પોતાનો કબજો છોડવા માગતું નથી, અને એ લોભની તાણાતાણીમાં વેદના પેદા થાય છે. મૃત્યુ પાસે ધીરજ છે. તેથી એ જીવનને પોતાનાથી બનતું કરવા દે છે. જ્યારે જીવન હારે છે અને પોતાનો આગ્રહ છોડે છે ત્યારે જ મરણ પોતાની પાંખો ફેલાવીને પોતાની છત્રછાયા તળે પ્રાણીને લે છે.

લોકો જીવનને સુખસ્વરૂપ માને છે, અને મરણને મહાસંકટરૂપે જુએ છે. પણ દિવસ પછી જેમ રાત્રિને સ્થાન છે, એની ઉપયોગિતા અને સૌંદર્ય છે, એટલું જ નહીં પણ વૈભવ પણ છે, એ જ રીતે મરણમાં પણ ઉપયોગિતા, સૌંદર્ય અને વૈભવ છે. વખતે એની ઉપયોગિતા આપણે તરત ન સમજી શકતા હોઈએ. પણ મરણની ભવ્યતા અને એની તૃપ્તિકારક સુંદરતા તો જરૂર ધ્યાનમાં આવવી જોઈએ. આકળો માણસ એ કળી શકતો નથી, એ કંઈ મરણનો દોષ નથી.

થાકેલો મજૂર વિશ્રામ માગે, નાચીકૂદીને લોથપોથ થયેલું બાળક ઊંઘની સોડમાં ભરાઈ જાય, પાકેલું ફળ જમીનમાં વવાઈને નવી યાત્રા શરૂ કરવા માટે વૃક્ષમાતાનો સંબંધ છોડી દે, એ પ્રમાણે જ માણસે જીવન પૂરું કરી આસક્ત-ભાવે એનો ત્યાગ કરતાં શીખવું જોઈએ, અને નવી તક મેળવવાના પરવાનારૂપે મરણને વધાવી લેવું જોઈએ.

જો માણસ પાસે ધીરજ અને પ્રસન્નતા હોય તો એને આ રીતે જીવતાં આવડે, શાંતિ અને શોભા સાથે જીવન પૂરું કરતાં આવડે, અને બહાદુરીને અંતે માણસને જેમ બહુમાનનો ઈલકાબ કે ચંદ્રક મળે છે એવી જ રીતે મરણની કૃતાર્થતા મેળવવા માટે એ તૈયાર રહે.

આ ભજન પાછળ એનો ઈતિહાસ છે. કવિ નરસિંહરાવ દિવેટિયાએ પોતાનો દીકરો ગુજરી ગયાના સમાચાર સાંભળ્યા ત્યારે પિતાનું હૃદય ઘવાયું હશે જ. પણ જીવન-મરણનું રહસ્ય જાણનાર ભક્ત-હૃદય દુ:ખમાં ડૂબી જવાને બદલે ગંભીર બને છે. જીવન અને મરણના દયામય સ્વામી ભગવાનનું ચિંતન કરતાં કરતાં એનું દર્શન મેળવે છે. અને પછી અંધકારને ઠેકાણે પ્રકાશ અને વેદનાને ઠેકાણે ગંભીર-પ્રસન્ન સંગીત સાંભળવા લાગે છે. અને જીવનમરણના સ્વામી પાસેથી ભક્તિનું અમૃત માગી લે છે.

જીવન સુખમય હોય કે સંકટમય હોય, મરણ તો વિસામો આપતું દયામય દર્શન જ હોય છે. આવી ગંભીર ભક્તિના વાતાવરણમાં ભક્તકવિને આ ભજન ઊતરી આવ્યું છે. એમાં દુ:ખ, નિરાશા, વેદનાનો લવલેશ નથી. પણ મરણના દર્શન પછી ભગવાનનાં દર્શનની અને ચિરશાંતિની પ્રસન્નતા છે. મધ્યરાત્રિના અંધારા પછી ઉષાએ પ્રગટ કરેલો પ્રકાશ છે.

એવા પ્રસન્ન ગંભીર વાતાવરણમાં ભક્ત ભગવાનના હૃદયમાં પ્રવેશ કરવા માગે છે.

# ૩૩. હેંચી દાન દેગા દેવા

હેંચી દાન દેગા દેવા, તુઝા વિસર ન વ્હાવા;
ગુણ ગાઈન આવડી, હેચિ માઝી સર્વ જોડી.
નલખે મુક્તિ ધન સંપદા, સંતસંગ દેઈ સદા;
તુકા મ્હણે ગર્ભવાસી, સુખેં ઘાલાવેં આમ્હાંસી.

મહારાષ્ટ્રની આ 'ધાર્મિક રાષ્ટ્રીય પ્રાર્થના' છે. જેમ આખા હિંદુસ્તાનમાં બ્રાહ્મણ-સંસ્કૃતિમાં પૂજાને અંતે 'મંત્ર-પુષ્પ' બોલાય છે, આજની સભાઓને અંતે 'વંદે માતરમ્' બોલાય છે તેવી જ રીતે મહારાષ્ટ્રમાં કથા કીર્તનને અંતે હરિદાસ અને પુરાણિક સાષ્ટાંગ નમસ્કાર કરતાં 'हेंची दान देगा देवा' એ અભંગ બોલવાનો જ. આ અભંગ ન આવડે એવો મહારાષ્ટ્રી ભાગ્યે જ જડે. (ભાગ્યે જ જો જડે તો એ એનું દુર્ભાગ્ય.) અભંગની રચના જરાયે અટપટી નથી. અભંગમાં આવેલા બધા જ અક્ષરો દીર્ઘ ગણવાના, અને બે બે અક્ષરોની જોડીને અંતે યતિ છે એમ માની લેવાનું. જે ગણમાં ત્રણ અક્ષરો હોય એમાંનો એકાદ હ્રસ્વ અક્ષર હલન્ત બનાવી ત્યાર પછીના અક્ષરની સાથે એનો જોડાક્ષર બનાવી દીધો એટલે બેનો નિયમ સચવાયો!

સુશિક્ષિત મહારાષ્ટ્રીઓ અભિમાનપૂર્વક કહે છે કે મહારાષ્ટ્ર પ્રદેશ સ્વભાવે જ રાજદ્વારી મનોવૃત્તિનો છે, પણ ખરી વાત તો મહારાષ્ટ્રની સામાન્ય જનતા પ્રામાણિક ભોળા ભક્તોની બનેલી છે.

જીવનમાં ઇચ્છવા જેવી વસ્તુઓ કઈ? રજોગુણી લોકો 'ભોગ અને ઐશ્વર્ય' માટે ઝંખે છે, અને એને પરિણામે કેવળ બળતરા જ વહોરી લે છે. ધન-સંપત્તિ, એશ-આરામ, આજ્ઞા (પ્રભુત્વ), કીર્તિ, સગાંવહાલાંઓનું પાલનપોષણ એ બધી વસ્તુઓ માણસને આકર્ષે છે; પણ તેમાં ખરું જીવનસાફલ્ય નથી. વેદાન્તી-વૈરાગીની વાત સાંભળી કેટલાક લોકો મુક્તિને માટે મથે છે. મુક્તિનું સ્વરૂપ નહીં જાણવાથી આ લોકો જીવનને શૂન્યમય કરી મૂકે છે, અને એવા પોલાણને જ જીવનસાફલ્ય માને છે. ભક્ત કહે છે મારે એ મુક્તિયે જોઈતી નથી, અને ધન સંપત્તિયે જોઈતી નથી. હું તો ભગવાનનું અખંડ સ્મરણ કરું, એનાં ગુણ ગાઈને વાણી અને હૈયું પવિત્ર કરું, અને (એ બધું નિર્વિઘ્ને ચાલે એટલા માટે) સત્સંગ મળે એટલે બસ.

પુરાણકારો અને વેદાન્તીઓ જ્યારે ત્યારે ગર્ભવાસની પીડાની બીક બતાવે

---

આવડી – હોંશથી. નલગે – નથી જોઈતી. જોડી – લાભ.

કા. ગ્રં. ૧૦–૨૪

છે, 'જન્મમરણની ઘટમાળમાંથી મુક્ત થયા એટલે જીત્યા' એમ જ એ બધા કહે છે, પણ ભક્તોને ગર્ભવાસની બીક નથી. જ્યાં ભગવાનનું સ્મરણ છે, ત્યાં બધી રીતે સુખ જ છે. ઈશ્વરસ્મરણપૂર્વક ભગવાનની દુનિયાની સેવા કરવી, એથી વધારે આનંદ કયો હોઈ શકે?

બૌદ્ધોએ નિર્વાણનું મહત્ત્વ લોકોના મન પર ઠસાવ્યું, પણ એ બૌદ્ધોની અંદર જ મહાયાનપંથ જાગ્યો અને એમણે નિર્વાણ કરતાંયે સત્ત્વ-સેવાનો આદર્શ શ્રેષ્ઠ ઠરાવ્યો. 'મારી મદદથી સત્ત્વો મુક્ત થતાં હોય, ત્યારે એમની પ્રમુદિતામાંથી જે આનંદની સેરો છૂટતી હોય છે, તેનો અનુભવ છોડીને તમારો અરસિક મોક્ષ લઈને હું શું કરું?

मुच्यमानेषु सत्त्वेषु, ये ते प्रामोद्य-सागराः ।
तैर् एव ननु पर्याप्तम् मोक्षेण अरसिकेन किम्?

એમ શાન્તિદેવાચાર્યે ઘોષણા કરીને પૂછ્યું છે. એ જ વૃત્તિથી વૈષ્ણવ ભક્તોએ કહ્યું છે, ભગવાનની ભક્તિ કરવાની તક મળે, સત્પુરુષોનો સત્સંગ મળે તો બીજું શું જોઈએ છે? અનંત જન્મો સુધી એ પ્રિય વ્યવસાય કરતા રહીએ, અનેક લોકોનો ઉદ્ધાર કરવાની તક જતી કરી, મોક્ષને નામે કેવળ મટી જવામાં સ્વાદ શો? આમ કહી ભક્તોએ ધર્મને આડે રસ્તે જતાં બચાવ્યો!

## ૩૪. પાપાચી વાસના નકો દાવૂં ડોળાં

[રાગ : કેદાર – તાલ કેરવા અગર ધુમાળી]

પાપાચી વાસના નકો દાવૂં ડોળાં,
ત્યાહુની અંધળા બરાચ મી.
નિંદેચેં શ્રવણ નકો માઝે કાનીં,
બધિર કરોનિ ઠેવીં દેવા.
અપવિત્ર વાણી નકો માઝ્યા મુખા,
ત્યાજહુનિ મૂકા બરાચ મી.
નકો મજ કધીં પરસ્ત્રીસંગતિ,
જનાંતૂનિ માતી ઉઠતાં ભલી.
તુકા મ્હણે મજ અવઘ્યાચા કંટાળા,
તૂં એક ગોપાળા આવડસી.

એક માણસે પોતાનો અનુભવ કહ્યો હતો કે જ્યારે જ્યારે એના મનમાં કોઈ પણ જાતની પાપબુદ્ધિ આવતી ત્યારે ત્યારે એના એક મુરબ્બી મિત્ર અચૂક

---

દાવૂં – દેખાડો. માતી – શરીર. બરાચ – ભલો, સારો. અવઘ્યાચા – સર્વનો. ત્યાજહુનિ – તેના કરતાં. આવડસી – ગમે છે.

એને મળવા આવતા. આવો બનાવ કેમ બનતો હશે એનું એના મનમાં હમેશાં આશ્ચર્ય થતું! બીજા એક જણનું કહેવું છે કે એને ક્યાંય પડવાનો પ્રસંગ આવે એટલે રાત્રે સ્વપ્નામાં એની મા એને જરૂર દેખાવાની. માનું સ્વપ્નું આવ્યું કે તરત ઊઠીને એ આત્મનિરીક્ષણ કરવા માંડતો. માએ કેમ દર્શન દીધાં હશે એની શોધ કરતાં કરતાં પોતાની નબળાઈ જડે કે એને શાંતિ મળતી, અને શક્તિ તો મળતી જ, કે જે શક્તિ વડે એ અધ:પાતનો પ્રસંગ ટાળી શકતો. બંનેનું કહેવું છે કે ઈશ્વરની એ કૃપા છે કે એને આવી રીતે એ બચાવી લે છે.

કેટલાંક ભજનો પણ આવી જ રીતે મિત્રની ગરજ સારે છે. તુકારામનાં, તુલસીદાસનાં, સોહિરોબાનાં અને કબીરનાં કેટલાંયે ભજનો છે જે માણસ માટે અંધારામાં દીવો કરે છે અને પડતાં, હાથ ઝાલીને બચાવે છે.

મારા એક મિત્ર છે, જેમને આ ભજન એવી જ રીતે અનેક વાર મદદગાર નીવડયું છે.

ઈશ્વરે માણસને સ્વતંત્રતા આપી છે. એ મોઢેથી સત્ય પણ બોલી શકે છે અને અસત્ય પણ બોલી શકે છે. અને તેથી જ એના સાચાપણાની કિંમત છે. ગાય સત્ય પણ બોલી ન શકે અને અસત્ય પણ ન બોલી શકે; એની પાસે વાચા જ નથી. તેથી ગાય જૂઠું બોલતી નથી એનાં કોઈએ વખાણ નથી કર્યાં. માણસ આગળ બન્ને રસ્તાઓ છે. બંને બાજુએ જવાની એને છૂટ છે. એ પોતાનો અધ:પાત પણ કરી શકે છે અને ઉદ્ધાર પણ સાધી શકે છ. તેથી જ તેનું કર્મ-સ્વાતંત્ર્ય. માણસની એ વિશેષતા ગણાય છે. પશુઓની પેઠે એ પણ ઇંદ્રિયોને વશ થઈ શકે છે પણ ઇંદ્રિયોનું ખેંચાણ ગમે તેટલું જબરદસ્ત હોય તોયે એ ખેંચાણને નહીં ગણકારતાં ધારે તો એ સંયમને રસ્તે ચડી શકે છે એ એની વિશેષતા છે. ભૂખ ન હોય ત્યારે જાનવરો ખાઈ શકતાં નથી, માણસનું એવું નથી. એને અપચો થયો હોય તોયે કેવળ જિહ્વાલૌલ્યને વશ થઈ જાતજાતની વાનીઓ એ ઉડાવે છે. જાનવરો વખતે કહી શકે કે માણસ કરતાં આમાં અમે શ્રેષ્ઠ છીએ.

માણસે પોતાની યુક્તિ વાપરી એવાં ચક્રો શોધી કાઢયાં છે, જે એક બાજુ સહેજે ખેંચી શકાય છે, ફેરવી શકાય છે, ઊલટી બાજુ ફરતાંવેંત એક રોકાણ એમને રોકે છે. એ ચક્રો ચડવાને સ્વતંત્ર અને પડવાને અસમર્થ એવાં બનાવેલાં હોય છે. એ જ યુક્તિ પોતાના મનને પણ એ લગાડે તો એનો સહેજે ઉદ્ધાર થાય. જેમ એના હૃદયમાં એવા તો 'વાલ્વઝ' (valves) છે કે જે પંપ કરીને લોહીને શરીરમાં ફરતું કરે છે પણ એ લોહીને પાછા એ જ રસ્તે હૃદયમાં આવવા દેતા નથી. એવી જ રીતે સાચું બોલતાં જીભ ચાલે અને જૂઠું બોલવાનું મન થતાં તરત જ એ રહી જાય, ખોટકી પડે એવી સગવડ જો એને મળી જાય તો કેટલું સારું! એ યુક્તિ ઈશ્વરે માણસને આપી છે, પણ તે વાપરવી કે ન વાપરવી એની મુનસફી પણ ભગવાને એને આપી રાખી છે. આપણી વૃત્તિઓ જો આપણે

ઓરડીમાં પૂરી રાખીએ અને એ ઓરડી ખોલવાની કૂંચી પણ આપણા જ હાથમાં હોય તો વૃત્તિઓ આપણા તાબામાં છે એમ કહેવાય કે નહીં? આપણે જો હાથે કરીને તાળું ઉઘાડી બારણાં ખુલ્લાં મૂકી દઈએ અને વૃત્તિઓ જોરાવર હોવાની તકરાર કરી રોવા બેસીએ તો આપણી દયા કોણ ખાય?

તુકારામ પોતાના વહાલા ભગવાન પાસે એટલું માગી લે છે કે ખરાબ પ્રસંગો ઉત્પન્ન ન જ થવા દે. કસોટીમાં પસાર થયાનો, ઉત્તીર્ણ થયાનો વિજય ભલે ને મને મળે પણ તારી કૃપાથી હું સહીસલામત રહું એ જ ભાગ્ય મારે જોઈએ છે.

એનો નિશ્ચય તો થયો છે કે ઇંદ્રિયસુખ એને નથી જોઈતું. એ બધી વસ્તુઓનો એને કંટાળો (એટલે કે અણગમો) ઊપજ્યો છે. કેવળ ગોપાળ જ એને ગમે છે. ત્યારે એની આગળ અણગમતા પ્રસંગો આવે જ શા માટે? નકામો વિક્ષેપ ઉત્પન્ન કરે જ શા માટે? તુકારામ કહે છે: "હે ઇંદ્રિયરક્ષક ભગવાન (ગો = ઇંદ્રિય, પાલ = પાલક) પાપની વાસના મારી નજર આગળ આવવા દઈશ મા. એના કરતાં હું આંધળો થઈ જાઉં એ બહેતર છે. મારે કાને નિંદાનું શ્રવણ ન થજો. એના કરતાં ભગવાન મને બહેરો કરી મૂકજે. મારે મોઢે અપવિત્ર વાણી નીકળે નહીં એમ કરજે. નહીં તો એના કરતાં હું મૂંગો થઈ જાઉં એ જ સારું. મને કોઈ કાળે પરસ્રીસંગનો પ્રસંગ જ ન આવજો. એવા સંકટમાં પડવા કરતાં આ દુનિયામાંથી હું ઊઠી જાઉં, નષ્ટ થઈ જાઉં એ જ સારું. તુકારામ કહે છે, આ બધા અધ:પાતના પ્રસંગોનો મને તદ્દન અણગમો ઊપજ્યો છે. હે ભગવાન, ગોપાળ, તું જ એકલો મને વહાલો છે.

કૉંગ્રેસના પ્રારંભના દિવસોમાં શ્રી ગોખલેએ પોતાના ગુરુ ન્યાયમૂર્તિ રાનડેને પૂછ્યું હતું કે સરકાર તો આપણા ઠરાવો સાંભળતી પણ નથી. શા માટે આપણે સરકારને ઉદ્દેશીને દર વરસે આવા એના એ જ ઠરાવો પસાર કરીએ છીએ? રાનડેએ કહ્યું, આપણા ઠરાવો ભલે ઘડેલા હોય સરકારને ઉદ્દેશીને, પણ તે છે તો પ્રજાના કાનને માટે જ. આ ઠરાવો દ્વારા લોકમત કેળવાય છે અને એ રીતે પ્રજાની શક્તિ સંગઠિત થતી જાય છે. સાચો લાભ એ જ છે. પ્રજાની શક્તિ યોગ્ય પ્રમાણમાં વધી એટલે સરકારને મને-કમને એ ઠરાવોના અમલ કર્યે જ છૂટકો.

ભગવાનને ઉદ્દેશીને કરેલી આપણી પ્રાર્થનાઓનું પણ શું એમ જ નથી? ફરક એટલો જ કે ભગવાન આપણો ઉદ્ધાર કરવા માટે ઇંતેજાર ઊભો જ છે. આપણે મોઢેથી પ્રાર્થના કરીએ છીએ, પણ દિલથી ઊલટું જ ચાહીએ છીએ. તેથી જ આપણા સ્વાતંત્ર્ય પ્રત્યે આદર રાખનાર ભગવાન આપણો ઉદ્ધાર કરવા માટે અસમર્થ બને છે. હાથ ફેલાવીને તે ઊભો જ છે. આપણી પ્રાર્થના હૃદયથી નીકળી, એકાગ્ર થઈ ગઈ, સાચી નીવડી કે તરત આપણને એ ઊંચકી જ લે છે.

શ્રી તુકારામે સાચી પ્રાર્થના કરી, એનો ઉદ્ધાર થઈ ગયો. આપણે એના શબ્દો વાપરીએ છીએ. તુકારામનું હૈયું ધારણ કરીએ એટલી જ વાર.

# ૩૫. હરિભજનાવીણ કાળ ઘાલવૂં નકો રે

[રાગ : ઝિંઝોટી – તાલ દાદરા]

હરિભજનાવીણ કાળ ઘાલવૂં નકો રે.
દોરિચ્યા સાપા ભિઉની ભવા, ભેટિ નાહિં જિવા શિવા
અંતરીંચા જ્ઞાનદિવા, માલવૂં નકો રે.
વિવેકાચી કરેલ ઓલ, ઐસે બોલાવે કાં બોલ,
આપુલેં મતેં ઉગિચ ચિખલ, કાલવૂં નકો રે.
સંતસંગતીને ઉમજ, આણુનિ મનીં પુરતેં સમજ,
અનુભવાવીણ માન હાલવૂં નકો રે.
સોહિરા મ્હણે જ્ઞાનજ્યોતિ, તેથેં કૈચિ દિવસ રાતી,
તયાવિણેં નેત્રપાતી, હાલવૂં નકો રે.

સોહિરોબા કવિનું આ ભજન મહારાષ્ટ્રમાં મશહૂર છે. આ કવિ સાવંતવાડી રાજ્યમાં તલાટીનું કામ કરતા હતા. નાથ સંપ્રદાયના ગહિનીનાથ પાસેથી દીક્ષા લઈ, નિવૃત્ત થયા (પોતાની કલમ રાજાને ચરણે મૂકી પાછા આવ્યા). આ કવિ જ્ઞાનમાર્ગી અને યોગમાર્ગી હતા. યાત્રાએ ગયા ત્યારે સિંધિયાના દરબારમાં પહોંચ્યા હતા. એમ કહેવાય છે કે સિંધિયાએ પોતે કવિતા કરી હશે તેને વિશે સોહિરોબા-નો અભિપ્રાય એણે પૂછ્યો. સોહિરોબાએ જવાબ વાળ્યો કે 'જેમાં ભગવદ્ભક્તિ નથી તે કવિતા જ નથી, માટે તમારી આ કવિતામાં મને રસ નથી.' મહાદજી શિંદે ખફા થયા એટલે સોહિરોબાએ એક પદ્યમાં પોતાની નિઃસ્પૃહતા જાહેર કરી અને દરબારમાંથી ચાલ્યા આવ્યા. સોહિરોબાએ 'સિદ્ધાંતસંહિતા' કરીને એક ગ્રંથ લખ્યો છે. પોતે ભારે સંગીતજ્ઞ અને અપ્રતિમ ગાયક હતા. એમની પરચૂરણ કવિતાના અનેક ગ્રંથો થયા છે, અને એથીયે વધારે કવિતા નષ્ટ થઈ છે.

કવિ પોતે કવિતા કરતા જાય અને એમનાં બહેન પાંદડા ઉપર લખતાં જાય. અને ઘરનાં ડોસીમા ચૂલો સળગાવવા કોક વાર એ પાંદડાંનો ઉપયોગ કરતાં !! આસપાસના પ્રદેશની ગાનારી વેશ્યાઓ ચીવટપૂર્વક સોહિરોબાની કવિતા મેળવી લઈ જતી હતી અને મોઢે કરી ગાતી હતી. એ રીતે સોહિરોબાની ઘણી કવિતા બચવા પામી.

લોકગીતોના ઢાળ અને મતલબ લઈ લઈને એમણે આધ્યાત્મિક રૂપકો ઘણાં લખ્યાં છે. જ્ઞાનમાર્ગી અને યોગમાર્ગી સંતનાં વચનો ઘણે ભાગે નીરસ ગણાય છે.

---

માલવૂંનકો – બુઝાવીશ મા. ચિખલ – કાદવ. ઓલ – ભીનાશ. પાતી – પાંપણ. ઉગિચ – નાહક. કાલવૂં નકો – ચોળીશ મા. ઉમજ – જાણી લે.

છતાં એ યોગાનુભવને પણ સરસ કવિતાનો વિષય બનાવનાર કવિ સોહિરોબા જ હતા. એમની કવિતામાં કોંકણી શબ્દો આવે છે એમાં આશ્ચર્ય નથી. ઊલટું આશ્ચર્ય એ છે કે કોંકણમાં રહેનાર એ કવિ આટલી સારી મરાઠી લખી શક્યા!

કબીર, નાનક વગેરે સાધુઓ જ્ઞાનમાર્ગી હતા – ધ્યાનમાર્ગી હતા. એમાંના કેટલાક હઠયોગ અને રાજયોગમાં માનનારા હોવાથી એમની કવિતામાં યોગની ક્રિયાઓનો ઉલ્લેખ અનેક વાર આવે છે.

જીવનશુદ્ધિ અને જીવનસમૃદ્ધિ એ જ સાધુતાનું અંતિમ લક્ષણ હોવું જોઈએ. એને ઠેકાણે કેટલાક કવિઓ ધ્યાન અને યોગ દ્વારા આત્માને ઓળખી પરમાત્મામાં લીન થવું અને આ દુન્યવી જીવન વિશે તદ્દન ઉદાસીન થવું એમ જ શીખવે છે. જે અસત્ય છે તેવા જીવનની વળી અલગ સમૃદ્ધિ શી? માણસે આત્માર્થી થવું, ઈશ્વરચિંતનમાં જિંદગી વિતાડવી અને આ જિંદગી પ્રત્યે કારાવાસની દૃષ્ટિ રાખી એમાંથી વહેલી તકે છૂટી જવું એટલો જ આપણો આ જિંદગી પ્રત્યેનો સંબંધ હોય. પરોપકાર, કરુણા, ઉપદેશ વગેરે સત્‌પ્રવૃત્તિથી જિંદગી ભરી દેવાય પણ ચિંતન તો ફક્ત પરમાત્માનું જ હોય. ઈશ્વરનું એક ક્ષણ પણ વિસ્મરણ થાય તો તે મરણ કરતાંયે મોટું નુકસાન છે.

આત્મા અને પરમાત્મા – જીવ અને શિવ અંતે એક જ છે. પણ આ દુનિયાનો પડદો એ બે વચ્ચે આવે છે તેથી જીવ અને શિવનું પ્રેમૈક્ય મિલન થઈ શકતું નથી. દુનિયાનો આ અંતરાય જ માયારૂપ છે. એને ઓળખી લઈએ કે એનો નાશ થયો જ. આનાથી શું બીવાનું હોય?

જ્ઞાનદીપ પોતાના હૃદયમાં બળતો રાખવો જોઈએ એટલે કશી ચિંતા નથી.

જિંદગીનું કલ્યાણ શામાં રહેલું છે એને વિશે અનેક લોકો અનેક રીતે બોલે છે. એવો કાદવ ચૂંથવા બેસવામાં કશો લાભ નથી. આત્માનાત્મવિવેક – આત્મા જુદો અને અનાત્મા જુદો – જે અનાત્મા છે તેને અનાત્મા તરીકે ઓળખવો અને આત્માથી એને નોખો પાડવો – એ જ મુખ્ય વસ્તુ છે. એને માન્ય થાય એવી જ વાતો કરવી જોઈએ. મનમાં તરંગ આવ્યો કે કાદવ ચોળવા બેસી ગયા, એમ ન કરવું જોઈએ. સાધુસંતો જે સમજાવે, તે બરાબર સમજી લેવું. મનમાં એનો વિચાર કરવો અને તે પ્રમાણે અનુભવ થાય ત્યારે જ હા ભણવી. વગર અનુભવે માથું ધુણાવવું નહીં. કવિ સોહિરા કહે છે કે જ્ઞાનજ્યોતિ પ્રગટ થઈ એટલે પ્રકાશ અને અંધારું એવો ભેદ રહે જ નહીં. અજ્ઞાન ફરી દેખા દે નહીં. એ જ્ઞાન-જ્યોતિનું જ ધ્યાન ધરવું જોઈએ. એના વગર આંખની પાંપણ સરખી હલાવવી નહીં. હરિભજન વિના એક ક્ષણ પણ બગાડવી નહીં.

सोहिरा म्हणे ज्ञान-ज्योति, तेथें कैंचि दिवस राती ।
तयाविणें नेत्रपाती, हालवूं नको रे ।।
हरिभजनावीण काळ घालवूं नको रे

# ૩૬. સંત-પદાચી જોડ, દે રે હરિ!

[રાગ : ધનાશ્રી – તીન તાલ]

સંત પદાચી જોડ, દે રે હરિ! સંત-પદાચી૦
સંત-સમાગમેં આત્મ-સુખાચા સુન્દર ઉગવે મોડ.
સુફલિત કરુની પૂર્ણ મનોરથ, પુરવિસિ જીવિચે કોડ.
અમૃત મ્હણે રે હરિ-ભક્તાંચા શેવટ કરિસી ગોડ.

અનુભવી ભક્તોનું એક સૂત્ર છે — 'ભક્તિ કરવી ભગવાનની. પણ વિશ્વાસ અને આધાર રાખવો સંત પુરુષોનો.' જો આપણા ભાગ્યમાં ભગવાનનાં દર્શન થવાનાં હોય તો તે સંત મારફતે જ થઈ શકે છે. આપણે માટે સંત એ જ પરમેશ્વર.

એટલો વિશ્વાસ દૃઢ ન થતો હોય તોયે આપણે માટે પરમાત્માના જીવતા પ્રતિનિધિ તો સંત જ છે એ વિશે કાંઈ શંકા હોઈ શકે?

મહારાષ્ટ્રમાં સંતપરંપરાનું જે સાહિત્ય છે તેમાં અત્યંત સાદી ભાષા અને રાગદારીમાં ગાઈ શકાય એવાં ભજનો અમૃતરાયનાં છે. આ કવિ ઈ. સ. ૧૮૦૦ની આસપાસના છે. એ પોતાને મધ્વમુનીશ્વરના શિષ્ય ગણાવે છે.

અમૃતરાયનાં ભજનોમાં અહીં પસંદ કરેલું આ ભજન સૌથી વધારે લોકપ્રિય છે: संत-पदाची जोड, दे रे हरि!

જોડ શબ્દ ખાસ સમજવા જેવો છે. જોડ એટલે સાથ અને જોડ એટલે લાભ. આ ભજનમાં જોડ બંને અર્થમાં વપરાયો છે. કવિ ભગવાન પાસે મુક્તિ નથી માગતો, ભગવાનનાં દર્શન મળે એની પણ વાત નથી કરતો. એ જાણે છે કે જો સંત-સમાગમ મળ્યો તો બાકી બધું મળવાનું જ છે.

સંતોનો સહવાસ થયો તો માણસનો અહંકાર ઓગળી જઈ એને પોતાની 'આત્મસ્થિતિ'નો પરિચય થાય છે. એ સુખનો અંકુર ઊગ્યો એટલે ભક્તના બધા મનોરથો પૂર્ણ થવા લાગે છે. મનમાં જે જે હોંશ (કોડ) ઊગે તે તે તૃપ્ત થવાની જ.

તેથી કવિ અમૃતરાય કહે છે કે હે ભગવાન! હે હરિ! મને સંતોનો સાથ આપજે. સંતો જ સાચા હરિભક્તો હોય છે, અને તેઓ જ મને પણ હરિભક્ત બનાવશે. પછી હે હરિ! ભક્તોનું જીવન કૃતાર્થ કર્યા વગર તારાથી રહેવાય જ કેમ? એટલે મારે બીજું કશું માગવું નથી. સંતોનો સહવાસ આપજે, એમાં બધું મળી રહેશે.

## ૩૭. ન કળતાં કાય કરાવા ઉપાય

[રાગ : ભૈરવી – તાલ કવાલી]

ન કળતાં કાય કરાવા ઉપાય
જેણેં રાહે ભાવ તુઝચા પાયીં ?
યેઉનિયાં વાસ કરિસી હૃદયીં
ઐસેં ઘડે કઈં કાસયાનેં ?
સાચ ભાવેં તુઝેં ચિંતન માનસીં
રાહે હેં કરિસી કૈં ગા દેવા ?
લટિકેં હેં માઝેં કરૂનિયાં દૂરી
સાચ તૂં અંતરીં યેઉની રાહેં,
તુકા મ્હણે મજ રાખાવેં પતિતા
આપુલિયા સત્તા પાંડુરંગા.

કોઈ પણ સમાજની સંતપરંપરા અનાદિ અને અનંત જ હોઈ શકે. જ્યાં આત્મા છે ત્યાં જીવનસાધના રહેવાની જ. અને જ્યાં ઉત્કટતા આવી, ત્યાં સંતપરંપરા શરૂ થવાની જ, પછી એ ભાષામાં વ્યક્ત થાય કે ન થાય. કાવ્યવૃત્તિ જ્યારે અધ્યાત્મસેવામાં ઊતરે છે, ત્યારે જ એ પોતાને કૃતાર્થ માને છે, પછી એ જ કૃતાર્થતા ભજનનું રૂપ લેવાની.

સર્વાનુમતે મહારાષ્ટ્રની સંતપરંપરા જ્ઞાનોબા(જ્ઞાનેશ્વર)થી શરૂ થાય છે. અને એનો પૂર્ણ વિકાસ તુકોબા(તુકારામ)માં થાય છે. બધા જ મહારાષ્ટ્રીઓ એકમતે સ્વીકારે છે – 'तुका झालासे कळस' – સંતપરંપરા જો મંદિર હોય તો એનો પાયો છે જ્ઞાનદેવ અને એ મંદિરને માથે જે કળશ હોય છે, તે છે આપણા તુકારામ.

તુકારામે સંત સાહિત્ય ઠીક ઠીક વાંચ્યું હતું. સમકાલીન સંતો સાથે દોસ્તી પણ કેળવી હતી. જીવનના ઊંડાણમાં ઊતરવાની એમની શક્તિ અસાધારણ છે. અને છતાં એના અભંગોમાં એક જાતની મુગ્ધતા પણ છે. પરિણામે સામાન્ય જનોનું હૃદય, તુકારામને જ પોતાના પ્રતિનિધિ ગણે છે. તુકારામની જીવનસાધના જેટલી ઉત્કટ, તેટલું જ જીવનચિંતન વિવિધ. દરેક સાધક તુકારામની વાણીમાં પોતાનું હૃદય જોઈ શકે છે; અને આશ્વાસન મેળવી શકે છે. તુકારામની ભક્તિ પંઢરપુરના વિઠ્ઠલ પાંડુરંગ પ્રત્યે જ છે. સ્નેહી પાસે જેમ આપણે આપણું હૃદય ઠાળીએ છીએ, તે જ જાતની તુકારામની સ્નેહભક્તિ એના અભંગોમાં જણાઈ

કઈ કાસયાનેં – કેવી રીતે. લટિકેં – આળપંપાળ. કૈં – ક્યારે. રાખાવેં – રક્ષણ કરજે; બચાવી લેજે. સત્તા – સત્તાથી.

આવે છે. આજના આ ભજનમાં, 'અનેક જાતની સાધનાઓ અજમાવી, એણે અનુભવ કર્યો કે હવે તો આપણું કશું નહીં ચાલે. ભગવાન જ કૃપા કરે તો ઉદ્ધાર છે. એટલે તુકારામ પાંડુરંગને કહે છે: "પાંડુરંગા, સમજાતું નથી કે શો ઉપાય કરું કે જેથી તારાં ચરણોમાં મારો ભક્તિભાવ સ્થિર થઈ જાય. શું કરું તો તું મારા હૃદયમાં આવીને કાયમનો વાસ કરી શકે?

હું ચિંતન તો રોજ કરું છું. પણ એ છીછરું જણાય છે અને તે પણ ટકતું નથી. પાંડુરંગા! એવું ક્યારે કરીશ કે ખરેખર પૂરી ભક્તિથી તારું ચિંતન મારા મનમાં સ્થિર થઈ જાય?

મારા મનમાં જે ભરેલું છે તે સાચું છે એમ મને લાગતું નથી. મારું આ (લટિકે) જૂઠાણું દૂર કરીને ખરેખર તું જ મારા હૃદયમાં આવીને કાયમનો રહે.

તુકા કહે છે કે ખરેખર, હું તો પતિત છું. હવે તું જ પોતાની સત્તા વાપરીને મને બચાવી લેજે. મને ખબર નથી પડતી કે શું કરવું તેથી તું જ દયા કરી મને કેળવજે અને મારો ઉદ્ધાર કરજે."

## ૩૮. જે કાં રંજલે ગાંજલે

[રાગ : જોગીમાંડ – તાલ કવાલી]

જે કા રંજલે ગાંજલે, ત્યાંસિ મ્હણે જો આપુલે,
તોચિ સાધુ ઓળખાવા, દેવ તથેંચિ જાણાવા.
મૃદુ સંબાહ્ય નવનીત તૈસેં સજ્જનાચેં ચિત્ત,
જ્યાસિ આપંગિતા નાહીં ત્યાસિ ધરી જો હૃદયીં.
દયા કરણેં જે પુત્રાસી, તેચિ દાસા આણિ દાસી,
તુકા મ્હણે સાંગોં કિતી, 'તોચિ ભગવંતાચી મૂર્તિ.'

સંત-શિરોમણિ તુરારામનું આ પ્રખ્યાત ભજન ગાતાં અમે મહારાષ્ટ્રીઓ કોઈ કાળે થાક્યા નથી.

સાચો સંત-સાધુ કોને કહેવાય, એનાં લક્ષણો કેવાં, એ અત્યંત સાદી ભાષામાં સ્પષ્ટ કરી, જરાયે સંકોચ રાખ્યા વગર તુકારામે પોતાનો આદર્શ અહીં મૂકેલો છે. ભાષા એટલી સીધીસાદી અને સ્પષ્ટ છે કે માણસ શહેરી હોય કે ગામડિયો હોય, એના મોઢામાં આ અભંગ રમતો જ રહેવાનો.

જે લોકો અકળાયા છે, જેમને સામાજિક અન્યાય સહન કરવો પડે છે અને તેથી, જેઓ નિરાશ થવાની અણી ઉપર આવ્યા છે એવા લોકોને જે અપનાવે એ જ સાચો સાધુ છે, એમ જાણી લેવું. અને વિશ્વાસ રાખવો કે એવાઓના હૃદયમાં જ ભગવાન વસે છે. માખણ જેમ બધી રીતે નરમ અને મોઢામાં નાખતાં-

---

ગાંજલે – રિબાયેલા. આપંગિતા – પોતીકું કહેનાર. સાંગોં – કહું.

વેંત હૃદય સુધી પહોંચી જાય છે તેમ સજ્જન સાધુઓનું ચિત્ત આંતરબાહ્ય કોમળ હોય છે. જે ગરીબને બીજા કોઈ અપનાવે નહીં તેવા માણસને દયા, પ્રેમથી પોતાના હૈયા સાથે ચાંપીને અપનાવે તે જ ખરો સાધુ.

આમ સ્પષ્ટ કર્યા પછી એક છેલ્લી કસોટી તુકારામ મૂકી દે છે. "સામાન્ય માણસ પોતાના દીકરા પ્રત્યે જે પ્રેમ, આત્મીયતા, ઉદારતા અને ક્ષમા બતાવે છે, તે જ 'કેવળ મજૂર ગણાતા દાસ અને દાસીઓ પ્રત્યે' પણ બતાવે તે જ ખરો સાધુ અથવા સ્પષ્ટ કહું તો એ જ માણસ ભગવાનની મૂર્તિ છે."

અમને નથી લાગતું કે સંત-સાધુની આટલી સ્પષ્ટ શંકારહિત વ્યાખ્યા બીજા કોઈએ આપી હોય. તુકારામ પોતે એવા હતા. તેથી જ આજે પણ તુકારામ કરોડોના હૃદયમાં બિરાજે છે.

## ૩૯. શેવટીંચી વિનવણી

[રાગ : ભૈરવી – તાલ કવાલી]

શેવટીંચી વિનવણી સંતજનીં પરિસાવી.
વિસર તો ન પડાવા માઝા, દેવા! તુમ્હાંસી.
આતાં ફાર બોલોં કાંઈ અવઘેં પાયાં વિદીત.
તુકા મ્હણે પડિલોં પાયીં, કરા છાયા કૃપેચી.

સંત તુકારામે પોતાનાં ભાવ-ભક્તિ અનેક રીતે ગાઈ ગાઈને થાકયા પછી, સરવાળા રૂપે કાઢેલાં આ વચન છે. જ્યાં બોલવાની પણ ઇચ્છા બાકી રહી નથી ત્યાં જેમતેમ આ વચનો ઉમેરીને પતાવ્યું છે.

તુકારામે આત્મનિવેદન કર્યું. વિઠોબા આગળ હૃદય ઠાલવ્યું. જે વખતે જે વૃત્તિ જાગી તે પાંડુરંગને અર્પણ કરી. ઘડીકમાં ભગવાન આગળ બાળક બન્યા, ઘડીકમાં પિતા બન્યા, વિરહિણીરૂપે પણ ભગવાનને બોલાવ્યા, અને ચિડાઈને ગાળો પણ ભાંડી. ઘડીકમાં અદ્વૈતની મસ્તીમાં આવ્યા; અને ઘડીકમાં અદ્વૈતમાં મને સમાધાન નથી એમ કહી દાસભાવે ભક્તિ કરવાનું જ પસંદ કર્યું.

ભગવાનને એનો ધર્મ સમજાવવાની પણ મણા ન રાખી અને કરગરીને પોતાની હાલત પણ રજૂ કરી.

આમ અનેક રીતે, અનેક ઢબે ભગવાનનું ધ્યાન દૃઢ કરી, ભગવાન સાથે ઓતપ્રોત થવાનો લહાવો લીધો.

દુન્યવી સંબંધો તોડી તુકારામે નવા આધ્યાત્મિક સંબંધો જોડયા અને સંત લોકોને પોતીકા ગણી તેમની પાસેથી મદદ માગી.

શેવટીંચી – છેલ્લી. કાંઈ – શું. પરિસાવી – સાંભળવી. અવઘેં – બધું. આતાં – હવે. પાયાં – ચરણોને. પાયીં – ચરણોમાં.

પોતે અને ભગવાન એક જ છે એ એક જાતનું અદ્વૈત; આ સૃષ્ટિ અને એનો સર્જનહાર એક જ છે એ બીજી જાતનું અદ્વૈત; પાપી અને પુણ્યવાન, પોતીકા અને પરાયા, બધા એક જ છે એ ત્રીજી જાતનું અદ્વૈત – આ બધી જાતનાં અદ્વૈતનો અનુભવ આવશ્યક છે જ; પણ સાધક લોકો માટે હજી એક નવા અદ્વૈતનો પ્રકાર છે જેની ઉપયોગિતા અને સુંદરતા અસાધારણ છે. તેઓ કહે છે કે જો આસપાસના ભક્તો અને એમનો ભગવાન એમની વચ્ચે અભેદ જોઈ શકયા તો જ 'પ્રગટ મુરારિ' મળવાના.

આવા અભેદને કેળવીને જ તુકારામે આ ભજન ગાયું છે. સંત લોકો પાંડુરંગના પ્રતિનિધિ. એમને કરેલી વિનંતી ભગવાનને પહોંચવાની જ, એવા વિશ્વાસથી તુકારામ કહે છે – આ મારી છેલ્લી આજીજી સંત લોકોએ સાંભળવી જ જોઈએ. ભગવાન જેવા સંતો, તમે મને ભૂલી નહીં જતા. ઝાઝું બોલવાની જરૂર શી? તમે બધું જાણો છો. તમારાં ચરણોને બધી ખબર છે. એ ચરણોનો મેં આશ્રય લીધો છે. હવે મારા ઉપર કૃપાની છાયા ફેલાવો અને તાપમાંથી મને બચાવો. મને પોતીકા ગણો અને હૃદયસરસા ચાંપો, એટલે હું કૃતાર્થ થયો. એમાં બધું આવી ગયું. તમે બધું જાણો છો; તમને કંઈ પણ કહેવું એ તદ્દન અનાવશ્યક છે.

રવીન્દ્રનાથ ઠાકુરના એક ભજનમાં આવો જ ભાવ છે –

एकटि नमस्कारे प्रभु, एकटि नमस्कारे ।
सकल देह लुटिये पडुक तोमार एसंसारे ।

## ૪૦. અંતર મમ વિકસિત કરો અંતરતર હે!

[રાગ : આસાવરી – દ્રુત એક તાલ]

અંતર મમ વિકસિત કરો અન્તરતર હે,
નિર્મલ કરો, ઉજ્જવલ કરો, સુંદર કરો હે – અંતર૦
જાગ્રત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો હે,
મંગલ કરો, નિરલસ નિ:સંશય કરો હે – અંતર૦
યુક્ત કરો હે સબાર સંગે, મુક્ત કરો હે બંધ,
સંચાર કરો સકલ કર્મે શાન્ત તોમાર છંદ – અંતર૦
ચરણપદ્મે મમ ચિત નિસ્પંદિત કરો હે,
નંદિત કરો નંદિત કરો, નંદિત કરો હે – અંતર૦

જ્યારે કોઈ મજાનું મરાઠી ભજન સાંભળું છું અથવા વાંચું છું ત્યારે નાનપણના દિવસો અને મહારાષ્ટ્રમાં કરેલી બળદગાડીની તીર્થ-યાત્રાઓ યાદ આવે છે. રોજ સાંજે જલદી જલદી જમી લઈ ધર્મશાળામાં સૂવાની તૈયારી કરીએ, એટલામાં કોઈ ગામડિયો ભક્ત તુકારામનો કે નામદેવનો અભંગ શરૂ કરે, ત્યારે હૃદયમાં

વેંત હૃદય સુધી પહોંચી જાય છે તેમ સજ્જન સાધુઓનું ચિત્ત આંતરબાહ્ય કોમળ હોય છે. જે ગરીબને બીજા કોઈ અપનાવે નહીં તેવા માણસને દયા, પ્રેમથી પોતાના હૈયા સાથે ચાંપીને અપનાવે તે જ ખરો સાધુ.

આમ સ્પષ્ટ કર્યા પછી એક છેલ્લી કસોટી તુકારામ મૂકી દે છે. "સામાન્ય માણસ પોતાના દીકરા પ્રત્યે જે પ્રેમ, આત્મીયતા, ઉદારતા અને ક્ષમા બતાવે છે, તે જ 'કેવળ મજૂર ગણાતા દાસ અને દાસીઓ પ્રત્યે' પણ બતાવે તે જ ખરો સાધુ અથવા સ્પષ્ટ કહું તો એ જ માણસ ભગવાનની મૂર્તિ છે."

અમને નથી લાગતું કે સંત-સાધુની આટલી સ્પષ્ટ શંકારહિત વ્યાખ્યા બીજા કોઈએ આપી હોય. તુકારામ પોતે એવા હતા. તેથી જ આજે પણ તુકારામ કરોડોના હૃદયમાં બિરાજે છે.

## ૩૯. શેવટીંચી વિનવણી

[રાગ : ભૈરવી – તાલ કવાલી]

શેવટીંચી વિનવણી સંતજનીં પરિસાવી.
વિસર તો ન પડાવા માઝા, દેવા ! તુમ્હાંસી.
આતાં ફાર બોલોં કાઈ અવઘેં પાયાં વિદીત.
તુકા મ્હણે પડિલોં પાયીં, કરા છાયા કૃપેચી.

સંત તુકારામે પોતાનાં ભાવ-ભક્તિ અનેક રીતે ગાઈ ગાઈને થાકયા પછી, સરવાળા રૂપે કાઢેલાં આ વચન છે. જ્યાં બોલવાની પણ ઇચ્છા બાકી રહી નથી ત્યાં જેમતેમ આ વચનો ઉમેરીને પતાવ્યું છે.

તુકારામે આત્મનિવેદન કર્યું. વિઠોબા આગળ હૃદય ઠાલવ્યું. જે વખતે જે વૃત્તિ જાગી તે પાંડુરંગને અર્પણ કરી. ઘડીકમાં ભગવાન આગળ બાળક બન્યા, ઘડીકમાં પિતા બન્યા, વિરહિણીરૂપે પણ ભગવાનને બોલાવ્યા, અને ચિડાઈને ગાળો પણ ભાંડી. ઘડીકમાં અદ્વૈતની મસ્તીમાં આવ્યા; અને ઘડીકમાં અદ્વૈતમાં મને સમાધાન નથી એમ કહી દાસભાવે ભક્તિ કરવાનું જ પસંદ કર્યું.

ભગવાનને એનો ધર્મ સમજાવવાની પણ મણા ન રાખી અને કરગરીને પોતાની હાલત પણ રજૂ કરી.

આમ અનેક રીતે, અનેક ઢબે ભગવાનનું ધ્યાન દૃઢ કરી, ભગવાન સાથે ઓતપ્રોત થવાનો લહાવો લીધો.

દુન્યવી સંબંધો તોડી તુકારામે નવા આધ્યાત્મિક સંબંધો જોડયા અને સંત લોકોને પોતીકા ગણી તેમની પાસેથી મદદ માગી.

---

શેવટીંચી – છેલ્લી. કાઈ – શું. પરિસાવી – સાંભળવી. અવઘેં – બધું. આતાં – હવે. પાયાં – ચરણોને. પાયીં – ચરણોમાં.

પોતે અને ભગવાન એક જ છે એ એક જાતનું અદ્વૈત; આ સૃષ્ટિ અને એનો સર્જનહાર એક જ છે એ બીજી જાતનું અદ્વૈત; પાપી અને પુણ્યવાન, પોતીકા અને પરાયા, બધા એક જ છે એ ત્રીજી જાતનું અદ્વૈત – આ બધી જાતનાં અદ્વૈતનો અનુભવ આવશ્યક છે જ; પણ સાધક લોકો માટે હજી એક નવા અદ્વૈતનો પ્રકાર છે જેની ઉપયોગિતા અને સુંદરતા અસાધારણ છે. તેઓ કહે છે કે જો આસપાસના ભક્તો અને એમનો ભગવાન એમની વચ્ચે અભેદ જોઈ શકયા તો જ 'પ્રગટ મુરારિ' મળવાના.

આવા અભેદને કેળવીને જ તુકારામે આ ભજન ગાયું છે. સંત લોકો પાંડુરંગના પ્રતિનિધિ. એમને કરેલી વિનંતી ભગવાનને પહોંચવાની જ, એવા વિશ્વાસથી તુકારામ કહે છે – આ મારી છેલ્લી આજીજી સંત લોકોએ સાંભળવી જ જોઈએ. ભગવાન જેવા સંતો, તમે મને ભૂલી નહીં જતા. ઝાઝું બોલવાની જરૂર શી? તમે બધું જાણો છો. તમારાં ચરણોને બધી ખબર છે. એ ચરણોનો મેં આશ્રય લીધો છે. હવે મારા ઉપર કૃપાની છાયા ફેલાવો અને તાપમાંથી મને બચાવો. મને પોતીકા ગણો અને હૃદયસરસા ચાંપો, એટલે હું કૃતાર્થ થયો. એમાં બધું આવી ગયું. તમે બધું જાણો છો; તમને કંઈ પણ કહેવું એ તદ્દન અનાવશ્યક છે.

રવીન્દ્રનાથ ઠાકુરના એક ભજનમાં આવો જ ભાવ છે –

एकटि नमस्कारे प्रभु, एकटि नमस्कारे ।
सकल देह लुटिये पडुक तोमार एसंसारे ।

## ૪૦. અંતર મમ વિકસિત કરો અંતરતર હે!

[રાગ : આસાવરી – દ્રુત એક તાલ]

અંતર મમ વિકસિત કરો અન્તરતર હે,
નિર્મલ કરો, ઉજ્જવલ કરો, સુંદર કરો હે – અંતર૦
જાગ્રત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો હે,
મંગલ કરો, નિરલસ નિઃસંશય કરો હે – અંતર૦
યુક્ત કરો હે સબાર સંગે, મુક્ત કરો હે બંધ,
સંચાર કરો સકલ કર્મે શાન્ત તોમાર છંદ – અંતર૦
ચરણપદ્મે મમ ચિત નિસ્પંદિત કરો હે,
નંદિત કરો નંદિત કરો, નંદિત કરો હે – અંતર૦

જ્યારે કોઈ મજાનું મરાઠી ભજન સાંભળું છું અથવા વાંચું છું ત્યારે નાનપણના દિવસો અને મહારાષ્ટ્રમાં કરેલી બળદગાડીની તીર્થ-યાત્રાઓ યાદ આવે છે. રોજ સાંજે જલદી જલદી જમી લઈ ધર્મશાળામાં સૂવાની તૈયારી કરીએ, એટલામાં કોઈ ગામડિયો ભક્ત તુકારામનો કે નામદેવનો અભંગ શરૂ કરે, ત્યારે હૃદયમાં

જે ઉલ્લાસ જાગતો હતો અથવા ભક્તિભાવમાં ભાવનાઓ દ્રવી જતી હતી તે બધું યાદ આવે છે

ગુજરાતી ભજન સાંભળું છું ત્યારે વડોદરાના દિવસો, અથવા સત્યાગ્રહાશ્રમમાં ગાળેલા જીવનના સર્વોત્તમ દિવસો યાદ આવે છે. અને એકાદ ભજન સાંભળતાં એ જ ભજન વિશે બાપુજી કોક વખતે બોલ્યા હતા તે યાદ કરીને તલ્લીન થઈ જવાય છે.

એ જ રીતે જ્યારે કોઈ બંગાળી ભજન સાંભળું છું ત્યારે રામકૃષ્ણ મિશનના કોઈ બંગાળી સાધુએ હિમાલયમાં અમારી સાથે મુસાફરી કરી હોય અને સાંજે કે સવારે મળીને પ્રાર્થના કરી હોય, એ પવિત્ર દિવસો યાદ આવે છે.

પણ એવા પ્રસંગો ઓછા. બંગાળી ભજન સાંભળું એટલે ભારતના અમારા કવીન્દ્ર રવીન્દ્રનાથ અને એમની હસ્તી દિવસરાત જ્યાં અમે અનુભવતા હતા તે શાંતિનિકેતનના દિવસો એકદમ જીવતા થાય છે.

હું શાંતિનિકેતનમાં ગયો અને ત્યાંના વિદ્યાર્થીઓ સાથે જોતજોતામાં ઉત્તમ રીતે ભળી ગયો. બંગાળી વાંચતાં મને સરસ આવડે. પણ સાંભળેલું બંગાળી પકડતાં વાર લાગે. પણ હું વિદ્યાર્થી-પ્રેમી. એમની સાથે એમના કામમાં પૂરેપૂરો ભળી જાઉં. એટલે મારો ભાવ એ બરાબર સમજે, એમનો ભાવ હું પૂરેપૂરો સમજું. પછી ભાષા સમજવામાં ગોટાળો થાય તોયે મુશ્કેલી નહીં!

પછી તો વિદ્યાર્થીઓ મારી અસાધારણ રવીન્દ્રભક્તિ ઓળખી ગયા. અને તેથી જ અમે એકહૃદય થવા લાગ્યા.

અધ્યાપકો સાથે હું ભળતો ખરો. પણ બે-ત્રણ જણા જોડે જ હૃદય ખોલીને વાતો થતી.

એક વાર ગુરુદેવે મને કહ્યું કે, "મારે મહારાષ્ટ્રમાંથી કોઈ સારો સંગીતશિક્ષક જોઈએ છે. મેં જોયું છે કે ત્યાંના સંગીતના ઉપાસકો ચારિત્ર્યના નિર્મળ હોય છે. એટલે મારા વિદ્યાર્થીઓ સાથે તેઓ ભળે તો કશી મુશ્કેલી નહીં. ઊલટો હું રાજી થાઉં." અમે એક સંસ્કૃતના ઉત્તમ વિદ્વાન, હિંદુસ્તાની સંગીતના પૂરેપૂરા પાવરધા અને વિદ્યાર્થીપ્રેમી શિક્ષકને લઈ આવ્યા. એમણે બંગાળી સંગીત પણ શીખી લીધું. પછી તો બંગાળી સંગીત અને હિંદુસ્તાની સંગીત એવાં તો ખીલ્યાં કે ગુરુદેવે અનેક વાર પોતાનો સંતોષ મુક્તકંઠે વ્યક્ત કર્યો.

ગુરુદેવ પોતે અનેક વાર પોતાનાં ગીતો ગાઈ સંભળાવે, એમની ચર્ચા પણ કરે. એટલે એકાદ બંગાળી ભજન સાંભળું એટલે જાણે શાન્તિનિકેતનમાં હું પહોંચી ગયો છું અને ગુરુદેવના દિવસો સજીવન થયા છે એમ જ લાગવા માંડે છે.

આશ્રમભજનાવલિનાં ભજનો વિશે થોડુંક લખવાનું શરૂ કર્યું છે. એમાં બંગાળી ભજનો હાથમાં આવતાંવેંત જે ભાવના જાગી તે આમ નોંધી રાખ્યા વગર ચાલે જ કેમ?

ભારતના કોઈ પણ પ્રાંતનો, કોઈ પણ સામાન્ય માણસ સાંભળે તો એને

ભાષાની કે ભાવની કશી મુશ્કેલી નડે નહીં, એવું એક સુંદર સંગીતવાળું ભજન લઈને પ્રારંભ કરું છું.

આ ભજન નથી, પણ જાણે કવીન્દ્રની સવારે કરેલી એક પ્રાર્થના જ છે. અને પ્રાર્થના પણ કેવી, 'ભગવાન મને ફલાણું આપો, ઢીંકણું આપો, દીકરાઓ આપો, નોકરીમાં બઢતી આપો અથવા મારાં બધાં પાપો ધોઈ કાઢો' એવું કશું અહીં માગ્યું નથી. "ભગવાનની પ્રાર્થના કરવા માટે હૃદય જાગે, ભગવાનની આ મંગલ સૃષ્ટિ સાથે હૃદય એકરૂપ થઈ જાય અને સમસ્ત જીવન પ્રાર્થનામય બને" એ જ આ પ્રાર્થના છે.

અને અહીં ભગવાનને માટે વાપરેલું એકમાત્ર નામ પણ કેવું છે! 'મારા અંતરના ઊંડાણમાં વસનાર મારા સ્વામી, મારા ગુરુ અને મારા સર્વસ્વ' એમ કહીને પ્રાર્થના શરૂ થાય. આમાં ભગવાન માટે એક જ નામ છે, 'અંતરતર'. અંતર એટલે હૈયું. એના ઊંડાણમાં જે અખંડ વસે છે, અને એનો માલિક થઈ એને ઘડતો જાય છે એવો એ ભગવાન. કવિ કહે છે, "મારા અંતરમાં જાગ્રત થયા છો, તો મારું હૃદય-પુષ્પ એકદમ ખીલી ઊઠે એવું કરો. મારા અંતરને વિકસિત કરો. નિર્મળ કરો, ઉજ્જવળ કરો અને એને સુંદર કરો." બસ એ જ છે કવિની પ્રાર્થના. એમાં નથી કોઈ પૌરાણિક પ્રસંગોના ઉલ્લેખો, નથી કોઈ આધ્યાત્મિક કે વેદાન્તની છણાવટ.

કવિ કહે છે મારા હૃદયને જગાડો. નિર્ભય કરી પુરુષાર્થ માટે તૈયાર કરો. એ પુરુષાર્થ કરતાં ન મનમાં કોઈ શંકા ઊઠે, ન ઉત્સાહ મંદ પડે. હૃદયની બધી મંગલ ભાવનાઓ જાગ્રત થઈ જાય.

અને કરવું પણ શું છે? દુનિયા પ્રત્યે અસંતોષ કે અવિશ્વાસ સેવી અલગ થવાની વાત જરાયે નથી. જીવન જીવીએ છીએ તો એ દ્વારા બધા સાથે આત્મીયતા વધતી જાય. આપ-પર-ભાવનું બંધન ઉત્પન્ન જ થાય નહીં. જાણે ભગવાનના જ કાર્યમાં આપણે ભળી ગયા છીએ. જીવન એ જ એક મોટું સંગીત છે. એ સંગીત મારફતે ભગવાનનાં શાંત, પવિત્ર અને ઉત્સાહપૂર્ણ કામો કરતાં આ સંગીતમૂર્તિ વિશ્વકવિનો પ્રેમ-ભક્તિ-રાગ જ જીવનમાં પ્રગટ થતો જાય.

અને ભગવાન, મારું ચિત્ત તારા ચરણકમળમાં સ્થિર થઈને ભક્તિનો આનંદ માણતું જાય એટલું જ માગું છું.

આ ભજન ભૈરવી રાગમાં ગાઓ કે આસાવરીમાં. આખો દિવસ પવિત્ર અને ઉલ્લાસયુક્ત કરવાની તાકાત આમાં છે. ભાષા એટલી સહેલી છે કે સંસ્કારી બાળક પણ સમજે. અને વિચાર એટલા સરળ અને ઉન્નત, કે ગમે તે ધર્મના વાતાવરણમાં આ ભજન સુખેથી ગવાય. ભજન સાંભળતાંવેંત સમગ્ર ચિત્ત તરતોતરત નંદિત થઈ જાય છે.

## ૪૧. જનગણમન-અધિનાયક જય હે

[રાગ : કૉરસ – તાલ ધુમાળી]

જનગણમન-અધિનાયક જય હે ભારત-ભાગ્યવિધાતા !
પંજાબ, સિંધુ, ગુજરાત, મરાઠા, દ્રાવિડ, ઉત્કલ, બંગ,
વિન્ધ્ય, હિમાચલ, યમુના, ગંગા, ઉચ્છલ-જલધિતરંગ,
તવ શુભ નામે જાગે, તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જયગાથા.
જનગણ-મંગલદાયક જય હે ભારત-ભાગ્યવિધાતા !
જય હે ! જય હે ! જય હે ! જય જય જય જય હે !
અહરહ તવ આહ્વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર વાણી,
હિન્દુ-બૌદ્ધ-શીખ-જૈન-પારસિક-મુસલમાન-ખ્રિસ્તાની,
પૂરવ પશ્ચિમ આસે, તવ સિંહાસન પાસે,
પ્રેમહાર હોય ગાંથા.
જનગણ-ઐકયવિધાયક જય હે, ભારત-ભાગ્યવિધાતા !
જય હે ! જય હે ! જય હે ! જય જય જય જય હે !
પતન-અભ્યુદય-બંધુર પંથા યુગ-યુગ-ધાવિત યાત્રી;
હે ચિરસારથિ ! તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રિ !
દારુણ વિપ્લવ માઝે, તવ શંખધ્વનિ બાજે,
સંકટદુ:ખત્રાતા.
જનગણ-પથપરિચાયક જય હે ભારત-ભાગ્યવિધાતા,
જય હે ! જય હે ! જય હે ! જય જય જય જય હે !
ઘોર તિમિરઘન નિબિડ નિશીથે પીડિત મૂર્છિત દેશે,
જાગ્રત છિલ તવ અવિચલ મંગલ નતનયને અનિમેષે,
દુ:સ્વપ્ને આતંકે, રક્ષા કરિલે અંકે,
સ્નેહમયી તુમિ માતા.
જનગણ-દુ:ખત્રાયક જય હે ભારત-ભાગ્યવિધાતા !
જય હે ! જય હે ! જય હે ! જય જય જય જય હે !
રાત્રિ પ્રભાતિલ ઉદિલ રવિચ્છવિ પૂર્વઉદયગિરિ-ભાલે,
ગાહે વિહંગમ, પુણ્ય સમીરણ નવજીવન રસ ઢાલે,
તવ કરુણારુણ રાગે, નિદ્રિત ભારત જાગે,
તવ ચરણે નત માથા.
જય જય જય હે જય રાજેશ્વર ! ભારત-ભાગ્યવિધાતા !
જય હે ! જય હે ! જય હે ! જય જય જય જય હે '

ભારતની જનતાની ભારતભક્તિ પ્રાચીન છે. ('दुर्लभं भारते जन्म' એ વચન દરેક ભારતીયના હૃદયમાં જાણે અંકિત છે.) એ ભક્તિ સાંસ્કૃતિક હોય છે, જેને ધાર્મિક પણ કહી શકાય. આ ભૂમિમાં પવિત્ર તીર્થસ્થાનો છે. નદીઓ પવિત્ર, પહાડો પવિત્ર, સરોવરો અને અરણ્યો પવિત્ર. જૂના કવિઓએ ગાયું — "दुर्लभं भारते जन्म", નવા કવિઓ ગાશે – "सारे जहांसे अच्छा हिन्दोस्तां हमारा".

આવા ભારતની પવિત્રતામાં ઘણો ઉમેરો કર્યો સંતોએ અને વીરપુરુષોએ. આવી પવિત્ર ભૂમિમાં અમને જન્મ મળ્યો છે એ અમારા જીવનની ધન્યતા, એ ભાવ જૂનાં ગીતોમાં જરૂર મળશે.

પણ આજે જેને દેશભક્તિ – patriotism કહે છે એવી રજોગુણી દેશ-ભક્તિ – અંગ્રેજોના સહવાસને કારણે આપણે સમજી શક્યા. એમના રાષ્ટ્રગીતમાં દેશના પ્રતિનિધિસ્વરૂપ રાજાની પણ ભક્તિ હોય છે. એના દીર્ઘાયુ માટે અને વિજય માટે ભગવાનની પ્રાર્થના હોય છે. એમનું એવું રાષ્ટ્રગીત અમે અમારા નાનપણમાં શીખ્યા હતા.

અમારા નાનપણમાં ભારત ઉપર ઇંગ્લંડનું રાજ હતું. અને ઈંગ્લંડની ગાદી પર એક સ્ત્રી વિરાજમાન હતી, કિવન વિકટોરિયા. એટલે એ લોકોને God save the Queen કહેવું પડતું. એ રાષ્ટ્રગીતને એ લોકો national anthem કહે છે. નાનપણમાં અમે એ ગીત એક મજા તરીકે મોઢે કર્યું હતું.

પછી જ્યારે સ્વદેશભક્તિ અને સ્વરાજ્યની ઝંખના દેશમાં જાગ્રત થઈ ત્યારે આપણું પોતાનું એક ભારતીય રાષ્ટ્રગીત હોવું જોઈએ એવી ઇચ્છા જાગી.

આ રીતે 'વંદે માતરમ્' એ ગીત ભારતના રાષ્ટ્રગીત તરીકે આખા દેશમાં સ્વીકારાયું. હવે એનો વિરોધ કોણ કરે ? અને શા માટે કરે ?

ત્યાર પછી બંકિમ પછી જે જમાનો આવ્યો તેમાં બંગાળે આપણને એક ભારે વિશ્વકવિ આપ્યો, રવીન્દ્રનાથ ઠાકુર. એણે ભારતીય સંસ્કૃતિનો ઉત્તમોત્તમ આદર્શ જેમાં વ્યક્ત થઈ શકે એવું એક ઈશગીત તૈયાર કરી આપ્યું. એ બધી રીતે રાષ્ટ્રગીત થવા લાયક બન્યું. રવીન્દ્રનાથે પોતે 'વંદે માતરમ્' ગીતનો વિરોધ ન કર્યો ફક્ત પોતાનું 'જનગણમન-અધિનાયક' એ ગીત પોતાની સંસ્થામાં ચલાવ્યું.

એ ગીતનો રાગ પણ 'મોટો સમાજ, મોટે અવાજે સાથે ગાઈ શકે એવો ગંભીર, પરાક્રમી અને ઉત્સાહપ્રેરક' હતો. એ ગીત રાષ્ટ્રગીત તરીકે બધી રીતે અનુકૂળ હોવાથી ધીરે ધીરે બધે ચાલવા માંડયું.

જૂનાનો વિરોધ નહીં કરવો, પણ વધારે સારી વસ્તુનો ઉત્સાહપૂર્વક બધે પ્રચાર કરવો એ સાત્ત્વિક નીતિ આખા દેશે સ્વીકારી. હવે ઘણે ઠેકાણે સભા થાય છે ત્યારે પ્રારંભમાં અથવા અંતમાં રાષ્ટ્રગીત તરીકે 'જનગણમન' ગવાય છે.

ભગવાનનાં નામો અસંખ્ય છે પણ આપણે માટે 'સમસ્ત પ્રજાના મન ઉપર જેનો અધિકાર છે' અને 'ભારતનું ભાગ્ય જે ઘડતો આવ્યો છે' એ અર્થનાં નામોનો જ જયજયકાર આપણે પસંદ કરી બોલવાના. તેથી કવિએ પ્રારંભ કર્યો

છે. 'જનગણમન-અધિનાયક'થી અને 'ભારતભાગ્ય-વિધાતા તારી જય હો'થી.

ભારત એટલે જુદી જુદી ભાષા બોલનારા, જુદા જુદા વંશના લોકો. એ બધાનાં નામો ગણવાં એ પણ પુણ્યકર્મ છે. એટલે કવિએ પંજાબથી માંડીને બંગ સુધી અનેક નામો એકત્ર આણ્યાં છે. એ જ રીતે વિન્ધ્ય અને હિમાચલ એ બે નામો તમામ પહાડનાં પ્રતિનિધિ છે. યમુના, ગંગા, નાનીમોટી તમામ નદીઓની પ્રતિનિધિ છે. અને 'ઉચ્છલ જલધિતરંગ'વાળો સાગર તો ભારતની ત્રણ બાજુએ ફેલાયેલો છે જ. આ બધા પ્રદેશો, બધા પહાડો, નદીઓ અને સમુદ્રો અને એમને આધારે જીવનારા માણસો તારી જયગાથા ગાય છે. બધી મંગળ વસ્તુઓ અમારા આ જનગણને તું જ આપે છે. અમારા હૃદયમાં, તેમ જ તમામ દેશોમાં, અને આખી દુનિયામાં, હે ભગવાન! તારી જય હો!

એક વાર ભગવાનને 'જનગણમન-અધિનાયક' કહ્યું એ જ 'મંગલદાયક' પણ છે. એ જ 'ઐક્યવિધાયક' છે. રસ્તો બતાવનાર 'પથપરિચાયક' પણ છે. અને 'દુઃખત્રાયક' તો છે જ.

હે ભગવાન! હિંદુ, બૌદ્ધ આદિ બધા ધર્મના લોકો તારા આકર્ષણથી એકત્ર આવ્યા. એમની મારફતે તારો ઉદાર સંદેશ સાંભળીએ છીએ. પૂર્વ અને પશ્ચિમ, યુરોપ-અમેરિકા અને એશિયા પ્રેમનો હાર તૈયાર કરી તારા સિંહાસન પાસે આવ્યા છીએ. એવા ઐક્યવિધાયક ભગવાન, તારી જય હો.

અમારો ચિત્રવિચિત્ર ઇતિહાસ કેવો વિવિધ છે! કોક વાર પતન થાય, કોક વાર અભ્યુદય થાય. આવા ખરબચડે (બંધુર) રસ્તે અમે યાત્રા કરતા આવ્યા છીએ. અમારા હે ચિરસારથિ! તારા જ રથચક્રનો અવાજ દિવસરાત સંભળાય છે. ગમે તેટલું સંકટ હોય, તારા વિજયનો શંખનાદ સંભળાય છે. બધાં સંકટમાંથી અને દુઃખમાંથી તેં જ અમને બચાવ્યા છે. વિજયનો રસ્તો કેટલો અટપટો હોય છે એનો તેં અમને હમેશાં પરિચય કરાવ્યો છે.

ઘોર અંધકારથી ભરેલી રાત્રિને સમયે જ્યારે આખો દેશ હેરાન હતો, મૂર્છામાં પડ્યો હતો ત્યારે પણ તારી મંગલ આંખો અનિમેષ, અવિચલ જાગતી હતી. તમામ સંકટોમાંથી અમને ખોળામાં લઈને તેં અમારી રક્ષા કરી છે. ખરેખર તું સ્નેહમયી માતા છે. બધી રીતે તારો વિજય થાઓ.

હવે રાત મટી, પ્રભાત થયું છે. પૂર્વના ઉદય પર્વતને શિખરે રવિબિંબનો ઉદય થયો છે. પક્ષીઓ ગાવા લાગ્યાં છે. પુણ્યદાયી પવન નવજીવન રસ ફેલાવે છે. તારી કરુણા, એ જ અમારી સવાર. એ સવારની અરુણપ્રભા જોઈને ભારત હવે જાગ્યું છે અને એણે નમ્ર થઈ પોતાનું માથું તારે ચરણે મૂક્યું છે. હે રાજેશ્વર! અમારા પુરુષાર્થ દ્વારા તારી જય હો! જય હો!

# ૪૨. વન્દે માતરમ્

[રાષ્ટ્રગીત – રાગ : કાફી, દીપચંદી]

સુજલાં સુફલાં મલયજશીતલાં શસ્યશ્યામલાં માતરમ્
શુભ્રજ્યોત્સ્નાપુલકિતયામિનીં ફુલ્લકુસુમિતદ્રુમદલશોભિનીમ્
સુહાસિનીં સુમધુરભાષિણીં સુખદાં વરદાં માતરમ્ – વન્દે૦
ત્રિંશત્કોટિ-કંઠ-કલકલ-નિનાદ-કરાલે
દ્વિત્રિંશત્કોટિભુજૈર્ધૃત-ખર-કરવાલે
કે બોલે મા તુમિ અબલે ?
બહુબલધારિણીં નમામિ તારિણીં રિપુદલવારિણીં માતરમ્ – વન્દે૦
તુમિ વિદ્યા, તુમિ ધર્મ, તુમિ હૃદિ, તુમિ મર્મ
ત્વં હિ પ્રાણા: શરીરે
બાહુતે તુમિ મા શક્તિ, હૃદયે તુમિ મા શક્તિ
તોમારઇ પ્રતિમા ગડી મન્દિરે મન્દિરે
ત્વં હિ દુર્ગા દશપ્રહરણધારિણી, કમલા કમલદલવિહારિણી,
વાણીં વિદ્યાદાયિની, નમામિ ત્વામ્
નમામિ કમલાં અમલાં અતુલાં સુજલાં સુફલાં માતરમ્-વન્દે૦
શ્યામલાં સરલાં સુસ્મિતાં ભૂષિતાં ધરણીં ભરણીં માતરમ્ –
વન્દે માતરમ્

-રાષ્ટ્રગીત વિશે જનગણમનમાં લખેલું છે જ.

આપણી ભારતભક્તિ પ્રાચીનકાળથી ઉત્કટ અને ઉજ્જવળ છે. પણ અંગ્રેજોના સહવાસ પછી જ અને national anthem ગાવાનો એમનો રિવાજ જોયા પછી જ આપણને પોતાનું રાષ્ટ્રગીત હોવું જોઈએ, અને મહત્ત્વને પ્રસંગે બધાએ મળીને ગાવું જોઈએ એ જાતનો આગ્રહ સર્વત્ર ચાલ્યો. એમાંયે પહેલ બંગાળે કરી હશે. એ વસ્તુ મહારાષ્ટ્રે ઉપાડી લીધી, અને જોતજોતામાં આખા દેશમાં ફેલાઈ.

તે વખતે બંગાળી સાહિત્ય-સ્વામી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય કરીને એક પ્રખ્યાત લેખક હતા. એમણે 'આનંદમઠ' કરીને મુસ્લિમકાળની એક નવલકથા લખી હતી. એ નવલકથામાં કેટલાક દેશભક્ત સાધુઓ કાલિમાતાના મંદિરમાં ભેગા થઈ એક ગીત ગાતા હતા. એ માતાનું સ્તોત્ર પણ ખરું અને તે વખતનું ભારતમાતાનું રાષ્ટ્રગાન પણ ગણી શકાય.

અમારા જમાનાના બંગાળના લોકોએ એ જ ગીત રાષ્ટ્રગીત તરીકે ચલાવ્યું. ૧૯૦૮-૯ના એ દિવસો હશે. એ ગીતમાં 'વંદે માતરમ્' એ શબ્દો ફરી ફરી આવે છે અને લલકારવાના હોય છે. (ખરું જોતાં એ મૂળ ગીત દેવીઉપાસનાના ધાર્મિક ગીત તરીકે પણ ચાલે, અને ભારતમાતાનું ગીત પણ ગણાય એવી રીતે લખેલું હતું. મુસલમાનો, ઈસાઈઓ વગેરે ભિન્નધર્મી લોકો એને રાષ્ટ્રગીત તરીકે શી રીતે સ્વીકારી શકે?

અંતે રાષ્ટ્રહૃદયે નક્કી કર્યું કે એ ગીતની પહેલી કડી જ રાષ્ટ્રગીત ગણવી. 'त्वं हि दुर्गा दश-प्रहरण-धारिणी' વગેરે ભાગ તો છોડી જ દીધો.)

આખા હિંદુસ્તાનમાં જ્યારે એનો સ્વીકાર થયો ત્યારે સપ્તકોટિકંઠને બદલે 'ત્રિશત્‌કોટિકંઠ' અને 'દ્વિસપ્તકોટિભુજૈર્' વગેરે શબ્દો મુકાયા.

આખા રાષ્ટ્રનું એ ગીત થવાથી એમાંના છેલ્લા ભાગમાં દુર્ગા અને કમલા વગેરેનો ઉલ્લેખ આવ્યો હતો એ ભાગ પણ કાઢી નાખવો પડયો.

રાષ્ટ્રગીત તરીકે 'વંદે માતરમ્' ગવાતું હતું એને ઠેકાણે 'જનગણમન' એ ગીત જેમ જેમ વધારે લોકપ્રિય થવા લાગ્યું તેમ તેમ આ રાષ્ટ્રગીતનું મહત્ત્વ ઓછું થયું. અને આપણી ભજનાવલિમાં આપણે પહેલી ત્રણ લીટીની જ એક કડી રાખી હતી.

હવે આપણે ભારતમાતાને વિશ્વશાંતિની અને સમસ્ત માનવજાતિની સેવા અને ઉન્નતિના પ્રતિનિધિ ગણવા લાગ્યા છીએ. એટલે હવે 'સશસ્ત્ર'નો ઉલ્લેખ અને 'રિપુદલ સાથે લડવાનો ભાગ' કાઢી જ નાખીએ. પણ બાકીનો ભાગ જેટલો રાખી શકાય તે રાખવો જોઈએ.

'વંદે માતરમ્' એ ગીત આપણે સ્વીકાર્યું હતું, ચલાવ્યું હતું અને આજે પણ આને રાષ્ટ્રગીત તરીકે કોઈ ગાય તો તે માન્ય રાખીએ. તેથી 'વંદે માતરમ્' એ ગીતની બંને કડી આપણે લઈએ.

એટલે કે तुमि विद्या तुमि धर्मथी માંડીને मन्दिरे मन्दिरे સુધી ત્રણે લીટી લઈએ.

અને સૌથી છેલ્લી લીટી श्यामलां सरलां सुस्मितां એ પણ આખી લીટી આખરે જરૂર આવે.

હવે વચલી કડીમાં છેવટની લીટીનો વિચાર કરવો પડશે.

"तोमारइ प्रतिमा गडी मन्दिरे मन्दिरे" એટલે દરેક મંદિરમાં તમારી મૂર્તિ બનાવીશું, સ્થાપીશું એવો અર્થ લઈએ તો 'મૂર્તિપૂજાના વિરોધી લોકો' વાંધો ઉઠાવશે. પણ જો એને બદલે આપણે રાખીશું કે "तोमारइ प्रतिमा गडी हृदय-मन्दिरे" તો પછી મૂર્તિપૂજાનો ભાવ એમાં આવતો નથી, ભારતમાતાની માનસિક મૂર્તિ દરેક હૃદયમંદિરમાં સ્થપાય એ પવિત્ર ભાવના બધાને જ માન્ય થઈ શકે છે.

# ૧. પરિષદ પ્રમુખનું વ્યાખ્યાન

[ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૦મું સંમેલન, અમદાવાદ. તા. ૨૩-૧૦-૧૯૫૯]

આપ સહુએ પ્રેમપૂર્વક આ સ્થાન મને આપ્યું તે માટે હૃદયથી ધન્યવાદ આપું છું. ગુજરાતી સાહિત્ય પરિષદ ચલાવનારા આપ સૌ સમર્થ છો, અનુભવી અને ઉત્સાહી છો, એટલે મારે માટે આ અધ્યક્ષપદ બોજારૂપ જરાયે નથી. અને છતાં એને માટે સ્વીકૃતિ આપી હું કંઈક પસ્તાયો છું. આના પહેલાં બે વાર મારું નામ વિચારાયું હતું, ત્યારે મેં વખતસર અને ઘસીને ના પાડી હતી. આ વખતે પણ મારે ના જ પાડવી જોઈતી હતી. કેમ કે ખરેખર, આ મારું કામ ન હતું. જ્યારે સન ૧૯૧૦માં હું પહેલવહેલો, સેવા કરવાની દૃષ્ટિએ, ગુજરાતમાં આવ્યો, ત્યારે જ મારા મન સાથે મેં વિચાર્યું હતું કે આખર સુધી નમ્ર સેવકની ભૂમિકા જ સ્વીકારવી, જેમાં અધિકાર ચલાવવાનો હોય અથવા પ્રતિષ્ઠા માણવાની હોય એવા સ્થાનથી દૂર જ રહેવું. એ મૂળ વિચારને વળગી રહ્યો હોત તો સેવા વધુ સારી અને વધુ શુદ્ધ રીતે થઈ હોત.

પસ્તાવાનું બીજું પણ એક કારણ હતું. 'હું ચૂંટાઈશ તો આ સ્થાનનો સ્વીકાર કરીશ, ના નહીં પાડું' — એ જાતનું લખત કરી આપવાનો આપના નવા બંધારણનો ભૂંડો નવો નિયમ મારે પાળવો પડયો. આવો નિયમ લખત કરી આપનાર વ્યક્તિને કે એ માગનાર સંસ્થાને શોભારૂપ તો નથી જ. ખાસ કરીને શિષ્ટાચાર માટે પંકાયેલી સાહિત્યિક સંસ્થા માટે તો આવા નિયમની જરૂર ન જ હોવી જોઈએ. આગળ જતાં અગવડ ઉત્પન્ન ન થાય એટલા માટે નામ સૂચવનાર વ્યક્તિએ કે સમૂહે ખાનગી રીતે જાણી લેવું કે જેનું નામ સૂચવીએ છીએ એને અગવડ કે અરુચિ તો નથી? પણ બંધારણીય નિયમ પ્રમાણે લખત માગી લેવું એમાં મને તો ઔચિત્ય નથી લાગતું.

આવો જ એક નિયમ મરાઠી સાહિત્ય પરિષદવાળાઓએ પણ કરી રાખ્યો છે. કદાચ તેનું જ અનુકરણ નવું બંધારણ કરતી વખતે આપે કર્યું હોય. ત્યાં પણ એ નિયમનો ભોગ મારે થવું પડયું હતું. પણ તેમાંથી હું જેમ બચી શકયો તેમ બચવાનો ઈલાજ પણ અહીં ન રહ્યો.

આ અમદાવાદમાં જ મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ ભરાઈ હતી અને શ્રી માવળંકર આદિ લોકોએ મારું નામ સૂચવ્યું. 'એની પાછળ દાદાસાહેબની ઈચ્છા છે એટલે ના કેમ પડાય' — એ મારી મૂંઝવણ હતી. એટલે મેં લખી આપ્યું કે —

'મારો દૃઢ અભિપ્રાય છે કે જેઓ સાહિત્યસેવાને જ વરેલા છે, અને જેમણે સાહિત્યસેવા અખંડ ચલાવી છે, એવા લોકોમાંથી જ અધ્યક્ષપદ માટે ચૂંટણી

થવી જોઈએ. હું એવો નથી. એટલે મતદાતાઓને મારી સિફારશ છે કે તેમણે મને મત ન આપવો.

'અને તેમ છતાં જો મતદાતાઓ મને ચૂંટી કાઢશે જ, તો જેણે સેવામય જીવન પસંદ કર્યું છે તે કોઈ પણ સેવા માટેના આમંત્રણને ના ન જ પાડી શકે એટલે મારાથી ના નહીં પડાય.'

મેં સાંભળ્યું છે કે આવા લખતનો અર્થ શો કરવો, એ સ્વીકાર તરીકે ગણાય કે નહીં એનો નિર્ણય કરવા માટે પછી એક સમિતિ પણ બેઠી હતી! સદ્ભાગ્યે મરાઠી મતદાતાઓએ મારી સિફારશ સ્વીકારી અને મને બચાવી લીધો.

પણ અહીં તો ઊંધું જ થયું. અધ્યક્ષપદને શોભાવે એવી અને મારા કરતાં અનેક રીતે વધારે યોગ્ય એવી ચારેચાર વ્યક્તિઓએ પોતપોતાનું નામ ખેંચી લીધું અને મને એકલાને અસહાય કરી મૂક્યો. ચૂંટણી માટે અવકાશ જ ન રહ્યો. અને સૂચવાયેલાં નામોમાંથી કેવળ મારું જ નામ ટક્યું. એટલેથી જ અધ્યક્ષપદ મારે ભાગે આવ્યું. જે ચાર વ્યક્તિઓએ મારા પ્રત્યે સદ્ભાવ રાખી, પોતપોતાનું નામ પાછું ખેંચી લીધું તેમની એ લાગણી માટે હું કૃતજ્ઞ છું, પણ તેમણે મને મુશ્કેલીમાં નાખ્યો અને લાચાર કર્યો એની નોંધ તો હું લેવાનો જ.

જ્યારે મને ખબર પડી કે મારું નામ સૂચવાયું છે અને બાકીનાં નામો પાછાં ખેંચાયાં છે, ત્યારે મારા મનમાં એક જ વિચાર પ્રમુખપણે આવ્યો અને તે એ કે સાહિત્યરસિક ગુજરાતે અને વિદ્યાર્થી મિત્રોએ મારા લખાણની છેલ્લાં ત્રણ તપ સુધી જે એકધારી કદર કરી છે તેનો ઋણસ્વીકાર કરવાની અને એ બધાનો આભાર માનવાની તક મળી છે તો તે લઈ લઉં.

જ્યારે જ્યારે હજી કોઈ લખે છે કે 'મહારાષ્ટ્રીય હોવા છતાં ગુજરાતીઓને શરમાવે એવું ગુજરાતી કાકાસાહેબ લખે છે,' ત્યારે ત્યારે હું જ શરમાઉં છું. આપણી દેશી ભાષાઓ એટલી બધી એકબીજાની નજીક છે — ખાસ કરીને કૃષ્ણા-ગોદાવરીની ઉત્તર તરફની — કે આપણા લોકોને એકબીજાની ભાષા નથી આવડતી એ જ શરમાવા જેવું છે. મહારાષ્ટ્રનો એક 'દખણી' આપણી સાથે એકરૂપ થઈ આપણી ભાષામાં લખે છે એ ગુજરાતીઓને હરખાવા જેવું છે એમ મારે વિશે લોકોએ લખ્યું હોત તો મને જરૂર જરા આનંદ થાત.

વિદ્યાપીઠની સ્થાપના વખતે ગાંધીજીએ મને સવાઈ ગુજરાતી કહ્યો એનું તો કાંઈ નહીં, પણ યરવડા જેલમાંથી જ્યારે એમણે ગુજરાતી ભાષા માટે જોડણીકોશ તૈયાર કરવાનો ભાર ખાસ મારે માથે નાખ્યો ત્યારે મારી ગુજરાતી-ભાષાભક્તિની અસાધારણ કદર થઈ એમ મેં માન્યું. એ ફક્ત ભક્તિની જ કદર હતી. એને હું સેવાની કદર ન ગણું કેમ કે જેટલી થવી જોઈએ એટલી સેવા મારે હાથે થઈ જ નથી. ગુજરાતીમાં લખવાનો મેં આગ્રહ રાખ્યો એટલી જ મારી વિશેષતા. જોડણીકોશને કારણે મારે એ વિષયનું થોડું અધ્યયન કરવું પડયું અને જ્યાં મતભેદો હતા ત્યાં સર્વસમન્વયકારી નિર્ણયો લેવામાં મારો હાથ હતો

એટલું જ. બાકી એ બધું કામ સ્વર્ગસ્થ શ્રી નરહરિભાઈ, શ્રી વિશ્વનાથભાઈ અને સ્વર્ગસ્થ શ્રી ચંદ્રશંકર શુકલ જેવા ગુજરાતીઓએ જ કર્યું છે. અને એ કોશનો સાચો વિસ્તાર તો શ્રી મગનભાઈ દેસાઈએ અને એમના સાથીઓએ જ કર્યો છે.

વડોદરાના દિવસો બાદ કરતાં મારો ગુજરાત સાથેનો સંબંધ પ્રથમ આશ્રમ-વાસીઓ દ્વારા થયો. ત્યાર પછી કેળવણીકારો અને વિદ્યાર્થી આલમ સાથે, 'નવજીવન' સાપ્તાહિક દ્વારા સાહિત્યરસિકો અને લોકસેવકો સાથે, અને સ્વાતંત્ર્યની લડતને કારણે રાજદ્વારી ગુજરાત સાથે હું સંબંધમાં આવ્યો.

એમાં આશ્રમવાસીઓ તો સ્વજનો જ કહેવાય. રાજદ્વારી ગુજરાતમાં કોઈ પણ જાતની સ્પર્ધામાં ન ઊતરવાનું નક્કી કરી મેં એ જગતને પ્રથમથી જ અભયદાન આપ્યું. મારો સંબંધ કેળવણીકારો, વિદ્યાર્થીઓ અને સાહિત્યરસિકો સાથે વિશેષ હતો. એટલે જીવનના સન્ધ્યાકાળે આ સ્થાનેથી એ બધાનો હૃદયથી ઉપકાર માનું છું. એમ તો મેં સાહિત્યચર્ચા કરતાં જીવનનાં અનેક અંગ-ઉપાંગોની જ ચર્ચા વધારે કરી છે. અને વિદ્યાર્થીઓ તો મારા આરાધ્ય દૈવતો. એમની સેવા એ સેવા નથી પણ ભક્તિ-પુષ્પાંજલિ છે.

હું ગાંધીજીને મળ્યો તે પહેલાં જ વડોદરા જઈ, ત્યાંના વિશિષ્ટ વાતાવરણમાં, ગુજરાતને મેં અપનાવ્યું હતું. ગાંધીજીને મળ્યા પછી Thy God shall be my God, thy people my people—એ જાતનું સ્વાર્પણ મેં કર્યું. અને ગુજરાતે પણ ગાંધીજીને ચરણે આવેલા મને હૃદયથી અપનાવ્યો. ગાંધીજીનો આશ્રમપરિવાર, ગાંધીજીનું સૌરાષ્ટ્ર અને ગાંધીજીની ગુજરાત ત્રણે વિશેની મારી આત્મીયતા કાયમ છે. મારા હૃદયમાં જેમ ગુજરાતનું અને ગુજરાતી ભાષાનું સ્થાન છે, તેવી જ રીતે મને સાનંદ અનુભવ છે કે મને પણ ગુજરાતના હૃદયમાં સ્થાન છે. અને મારા વિદ્યાર્થીઓએ મારું જીવન સુવાસિત અને કૃતાર્થ કર્યું છે.

પ્રારંભમાં જ પોતાને વિશે આટલા વિસ્તારથી બોલ્યો એને માટે આપ સૌની ક્ષમા માગું છું.

ગુજરાતી સાહિત્ય પરિષદે કાયાકલ્પ કર્યો છે અને નવી પેઢીએ હવે આ પરિષદને પોતાના નવા આદર્શનું વાહક બનાવવાનો સંકલ્પ કર્યો છે. એમના એ સંકલ્પને વૃદ્ધજનોના આશીર્વાદ મેળવવા માટે જ જાણે શ્રી મુનશીને અને મને આમંત્રવામાં આવ્યા છે. કરાંચીમાં શ્રી મુનશી અધ્યક્ષ હતા અને માંગલિક પ્રવચન કરવાનું મારે ભાગે આવ્યું હતું. આજે હું અધ્યક્ષ છું અને માંગલિક પ્રવચન માટે શ્રી મુનશીની વરણી થઈ એ બધું બંધબેસતું લાગે છે.

ગુજરાતી સાહિત્ય પરિષદ એટલે ગુજરાતી ભાષામાં રસપૂર્વક લખનારા અને એ લખાણનું રસપૂર્વક સેવન અને મૂલ્યાંકન કરનારા સરસ્વતી-ભક્તોનો મેળાવડો. એ જ આ સંસ્થાની યથાર્થ વ્યાખ્યા થશે. આ સંસ્થા જ્યારે સાહિત્ય અને લોકજીવન પરત્વે કોઈ રચનાત્મક પ્રવૃત્તિ સતત ચલાવવા માંડશે, ત્યારે આ વ્યાખ્યા

બદલવી અને સુધારવી પડશે. હું માનું છું કે તેમ કરવાનું મુહૂર્ત હવે આવ્યું છે. અને તેથી ગુજરાતી સાહિત્ય પરિષદનો હું વધારે અને વ્યાપક અર્થ કરવા માગું છું.

ગુજરાતી પ્રજાનો અથવા ગુજરાતી ભાષા વાપરનાર લોકોનો સમગ્ર પુરુષાર્થ સાહિત્યના ક્ષેત્રમાં કેમ પ્રતિબિંબિત અને વિકસિત થાય એનું ચિંતન કરનારા તેમ જ સક્રિય સેવા દ્વારા એને સંગઠિત કરનારા લોકોનો સમુદાય — એવી આ સંસ્થાની નવી વ્યાખ્યા આપણે કરવી જોઈએ.

આ નવા આદર્શ પ્રમાણે ફક્ત ગુજરાતી સાહિત્ય અને એની ખિલવણીનો વિચાર કરી સંતોષ માનવાનો નથી પણ સમસ્ત ગુજરાતી પ્રજાનો સર્વાંગીણ જીવન-વિકાસ થાય એને માટે ગુજરાતી ભાષાએ શી રીતે તૈયાર થવું જોઈએ, ગુજરાતી સાહિત્યે કેવાં કેવાં ક્ષેત્રો વિકસાવવાં જોઈએ એની વિચારણા અને ચર્ચા કર્યા પછી એક વ્યાપક યોજના આ મંડળે ઘડીને હાથ ધરવાની છે.

ગુજરાતના જ એક પ્રખર અર્થશાસ્ત્રી અને સાહિત્યસેવીની અધ્યક્ષતા તળે શ્રી જવાહરલાલજી જેવાઓએ સ્વરાજ થતાં પહેલાં જ એક સમિતિ નીમી હતી. એ સમિતિએ રાષ્ટ્રનાં અંગપ્રત્યંગોનો વિકાસ કેમ થાય એની એક મોટી યોજના ઘડી આપી. ગુજરાતના જ એક પ્રકાશકે એ યોજના દેશ આગળ મૂકી. એ પ્રાથમિક વિચારણામાંથી જ સ્વરાજ સરકારે પાંચ-પાંચ વરસની યોજના ઘડનાર એક કાયમી યોજના-આયોગ સ્થાપ્યો. સરકાર તરફથી શરૂ થયેલું એ ભારે રચનાત્મક કામ ગણાય.

એ યોજનામાં પ્રજાકીય જીવનના જેટલા વિભાગો કલ્પ્યા છે તેમાંથી દરેક વિભાગનું સ્વરૂપ સમજાવતું અને ખીલવતું સાહિત્ય ગુજરાતીમાં છે કે નહીં એ આપણે તપાસવું જોઈએ અને તે તે વિષયોના નિષ્ણાતોને અને ચિંતકોને તે તે વિભાગ પૂરતું એ કામ સોંપી જોવું જોઈએ.

અહીં શરૂઆતમાં જ એક મહત્ત્વની વસ્તુ તરફ સૌનું ધ્યાન ખેંચવા માગું છું. સ્વરાજ મળ્યા પછી લોકકલ્યાણની બધી પ્રવૃત્તિઓ પોતાના હાથમાં લેવાનો સરકારે સંકલ્પ કર્યા પછી, આપણી રાષ્ટ્રીય મહત્ત્વાકાંક્ષા અનેકગણી વધવાની. દુનિયામાં આપણને માનભર્યું અને આદરનું સ્થાન પ્રાપ્ત થયું છે. તેથી એના પ્રમાણમાં આપણો પુરુષાર્થ પણ વધવાનો જ. એવી અનુકૂળ પરિસ્થિતિમાં સ્વરાજ સરકાર સાથે સહકાર કર્યા વગર છૂટકો નથી. પણ તેમ કરવા જતાં સાથે સાથે સરકારના આહારમાં જવાનું જોખમ પણ રહે છે. દરેક ભાષાને પોતાની પરિષદ અથવા સ્વતંત્ર સાહિત્યસંસ્થા છે. પણ એ બધી ભાષાઓને એકત્ર આણનારી સંસ્થા પ્રજાએ ઊભી કરી નથી.

પી. ઈ. એન. છે. પણ તે આંતરભારતીય હોવા કરતાં આંતરરાષ્ટ્રીય વધારે છે અને એ પોતાનું કામ અંગ્રેજીમાં કરવામાં માને છે. શ્રી મુનશીએ ગાંધીજીની મદદથી ભારતીય ભાષા પરિષદની સ્થાપના કરી. પણ તેમાં બીજી ભાષાઓ સાથેનો

અમારો સહકાર જામ્યો નહીં. અને ત્યારે એને માટે દેશ તૈયાર ન હતો એમ પણ હોય. હવે તો સરકાર તરફથી સાહિત્ય અકાદમીની સ્થાપના થઈ છે. ‘ભારતીય સાહિત્ય પરિષદ’ કે ‘ભારત ભારતી’ એવું દેશી નામ રાખવાને બદલે ‘સાહિત્ય અકાદમી’ એવું ભૂંડું નામ સરકારને કારણે એને ધારણ કરવું પડયું. સંસ્થા ગમે તેટલી સારી અને કાયદાથી સ્વાયત્ત હોય તોયે સરકારના વણછામાં કોણ જાણે એ તેજસ્વી બનતી જ નથી. સંપત્તિ, સત્તા અને પ્રતિષ્ઠા સરકારના હાથમાં. તેમાં વળી એ સરકાર સ્વદેશી અને લોકનિયુક્ત. એક તરફથી એનાથી દૂર રહેવું પોસાય નહીં અને બીજી તરફથી પોતાના ત્રિવિધ પ્રભાવથી એ સરકાર આપણને ખાઈ જાય, એ પણ પોસાય નહીં. એમાંથી વચલો મધ્યમ માર્ગ શોધી કાઢવો એ તો યોગીની કરામત જેવું અગમ્ય, કષ્ટસાધ્ય અને અદ્ભુત કામ છે.

સાહિત્યનો સંબંધ પ્રકાશનપ્રવૃત્તિ સાથે પ્રાણ અને શરીર જેવો અવિભાજ્ય છે. એ પ્રકાશન પ્રવૃત્તિમાં પણ હવે પછી પ્રાઈવેટ સેક્ટર – ખાનગી વિભાગ અને પબ્લિક સેક્ટર – જાહેર વિભાગ એવું દ્વૈત આરંભાયું છે અને તેમાં જાહેર વિભાગ એ સરકારી વિભાગથી આજે તો અભિન્ન છે. અત્યારનું સરકાર-સંચાલિત રાષ્ટ્રીય બુક ટ્રસ્ટ જો કુશળતા કેળવી શકે તો પ્રકાશનપ્રવૃત્તિ અને તમામ સાહિત્ય-પ્રવૃત્તિનો અંકુશ મોટે ભાગે સરકારના હાથમાં જ જાય. એ બાબતમાં ભયનિવારણ બે જ રીતે થઈ શકે. એક તો એ સરકારી ખાતું બહુ કુશળતાથી ન ચાલે અને ખાનગી પ્રકાશકો ફાવી જાય તો, અથવા પ્રજા પોતાનું દબાણ સરકાર ઉપર આણે અને કંઈક વચલો રસ્તો શોધી કાઢે તો.

હું તો માનું છું કે સરકારી વિભાગ અને જાહેર વિભાગ એ બે એક જ છે એમ માનવામાં ભૂલ થાય છે. જો ગુજરાતના સારા સારા લેખકો અને નાના-મોટા ખાનગી પ્રકાશકો બધા એકત્ર મળી ગુજરાત પૂરતું એક જાહેર પ્રકાશન મંડળ ઊભું કરે અને ખાનગી વ્યવસ્થાની દક્ષતા અને સંભૂય-સમુત્થાનની વ્યાપક શક્તિનો સંયોગ કરે તો બધી રીતે લાભ થઈ શકે. અને એવું જાહેર મંડળ સરકારના અંકુશથી અને સરકારી નીતિથી મુક્ત રહી સરકાર પાસેથી ધારેલી મદદ પણ મેળવી શકે. ગુજરાતની કાર્યકુશળતાનો લાભ જો લેખકોને મળે તો અનેક પ્રાંતોને એમાંથી પ્રેરણા મળશે અને અખિલ ભારતીય સંગઠન ઊભું કરવામાં એ પહેલું પગથિયું થશે. સરકારી તંત્રનો મુખ્ય દોષ એ હોય છે કે ગમે તેટલી સમિતિઓ નીમો, અને ગમે તેટલા નિયમો ઘડો, આખી પ્રવૃત્તિ એકહથ્થુ થઈ બેસે છે અને છતાં ત્યાં પણ એ સર્વે-સર્વાના મત પ્રમાણે બધું થાય છે એમ નથી. અને એવી વ્યવસ્થાના દોષો સામે લડતાં લડતાં જાહેરની સેવા કરનાર વ્યક્તિઓની આખી શક્તિ ખપી જાય છે.

સરકારની દોરવણી વગર મોટાં મોટાં રચનાત્મક જાહેર કામો ખીલવવાની કળા આ જમાનાએ કેળવ્યે જ છૂટકો.

લોકોને મારો પરિચય એક કેળવણીકાર, વિચારક અને સાહિત્યસેવક તરીકે છે. સંગઠન-કુશળ સંયોજક તરીકે મેં ખાસ એવું કશું કર્યું નથી. એટલે દેશ

બદલવી અને સુધારવી પડશે. હું માનું છું કે તેમ કરવાનું મુહૂર્ત હવે આવ્યું છે. અને તેથી ગુજરાતી સાહિત્ય પરિષદનો હું વધારે અને વ્યાપક અર્થ કરવા માગું છું.

ગુજરાતી પ્રજાનો અથવા ગુજરાતી ભાષા વાપરનાર લોકોનો સમગ્ર પુરુષાર્થ સાહિત્યના ક્ષેત્રમાં કેમ પ્રતિબિંબિત અને વિકસિત થાય એનું ચિંતન કરનારા તેમ જ સક્રિય સેવા દ્વારા એને સંગઠિત કરનારા લોકોનો સમુદાય — એવી આ સંસ્થાની નવી વ્યાખ્યા આપણે કરવી જોઈએ.

આ નવા આદર્શ પ્રમાણે ફક્ત ગુજરાતી સાહિત્ય અને એની ખિલવણીનો વિચાર કરી સંતોષ માનવાનો નથી પણ સમસ્ત ગુજરાતી પ્રજાનો સર્વાંગીણ જીવન-વિકાસ થાય એને માટે ગુજરાતી ભાષાએ શી રીતે તૈયાર થવું જોઈએ, ગુજરાતી સાહિત્યે કેવાં કેવાં ક્ષેત્રો વિકસાવવાં જોઈએ એની વિચારણા અને ચર્ચા કર્યા પછી એક વ્યાપક યોજના આ મંડળે ઘડીને હાથ ધરવાની છે.

ગુજરાતના જ એક પ્રખર અર્થશાસ્ત્રી અને સાહિત્યસેવીની અધ્યક્ષતા તળે શ્રી જવાહરલાલજી જેવાઓએ સ્વરાજ થતાં પહેલાં જ એક સમિતિ નીમી હતી. એ સમિતિએ રાષ્ટ્રનાં અંગપ્રત્યંગોનો વિકાસ કેમ થાય એની એક મોટી યોજના ઘડી આપી. ગુજરાતના જ એક પ્રકાશકે એ યોજના દેશ આગળ મૂકી. એ પ્રાથમિક વિચારણામાંથી જ સ્વરાજ સરકારે પાંચ-પાંચ વરસની યોજના ઘડનાર એક કાયમી યોજના-આયોગ સ્થાપ્યો. સરકાર તરફથી શરૂ થયેલું એ ભારે રચનાત્મક કામ ગણાય.

એ યોજનામાં પ્રજાકીય જીવનના જેટલા વિભાગો કલ્પ્યા છે તેમાંથી દરેક વિભાગનું સ્વરૂપ સમજાવતું અને ખીલવતું સાહિત્ય ગુજરાતીમાં છે કે નહીં એ આપણે તપાસવું જોઈએ અને તે તે વિષયોના નિષ્ણાતોને અને ચિંતકોને તે તે વિભાગ પૂરતું એ કામ સોંપી જોવું જોઈએ.

અહીં શરૂઆતમાં જ એક મહત્ત્વની વસ્તુ તરફ સૌનું ધ્યાન ખેંચવા માગું છું. સ્વરાજ મળ્યા પછી લોકકલ્યાણની બધી પ્રવૃત્તિઓ પોતાના હાથમાં લેવાનો સરકારે સંકલ્પ કર્યા પછી, આપણી રાષ્ટ્રીય મહત્ત્વાકાંક્ષા અનેકગણી વધવાની. દુનિયામાં આપણને માનભર્યું અને આદરનું સ્થાન પ્રાપ્ત થયું છે. તેથી એના પ્રમાણમાં આપણો પુરુષાર્થ પણ વધવાનો જ. એવી અનુકૂળ પરિસ્થિતિમાં સ્વરાજ સરકાર સાથે સહકાર કર્યા વગર છૂટકો નથી. પણ તેમ કરવા જતાં સાથે સાથે સરકારના આહારમાં જવાનું જોખમ પણ રહે છે. દરેક ભાષાને પોતાની પરિષદ અથવા સ્વતંત્ર સાહિત્યસંસ્થા છે. પણ એ બધી ભાષાઓને એકત્ર આણનારી સંસ્થા પ્રજાએ ઊભી કરી નથી.

પી. ઈ. એન. છે. પણ તે આંતરભારતીય હોવા કરતાં આંતરરાષ્ટ્રીય વધારે છે અને એ પોતાનું કામ અંગ્રેજીમાં કરવામાં માને છે. શ્રી મુનશીએ ગાંધીજીની મદદથી ભારતીય ભાષા પરિષદની સ્થાપના કરી. પણ તેમાં બીજી ભાષાઓ સાથેનો

અમારો સહકાર જામ્યો નહીં. અને ત્યારે એને માટે દેશ તૈયાર ન હતો એમ પણ હોય. હવે તો સરકાર તરફથી સાહિત્ય અકાદમીની સ્થાપના થઈ છે. 'ભારતીય સાહિત્ય પરિષદ' કે 'ભારત ભારતી' એવું દેશી નામ રાખવાને બદલે 'સાહિત્ય અકાદમી' એવું ભૂંડું નામ સરકારને કારણે એને ધારણ કરવું પડ્યું. સંસ્થા ગમે તેટલી સારી અને કાયદાથી સ્વાયત્ત હોય તોયે સરકારના વણછામાં કોણ જાણે એ તેજસ્વી બનતી જ નથી. સંપત્તિ, સત્તા અને પ્રતિષ્ઠા સરકારના હાથમાં. તેમાં વળી એ સરકાર સ્વદેશી અને લોકનિયુક્ત. એક તરફથી એનાથી દૂર રહેવું પોસાય નહીં અને બીજી તરફથી પોતાના ત્રિવિધ પ્રભાવથી એ સરકાર આપણને ખાઈ જાય, એ પણ પોસાય નહીં. એમાંથી વચલો મધ્યમ માર્ગ શોધી કાઢવો એ તો યોગીની કરામત જેવું અગમ્ય, કષ્ટસાધ્ય અને અદ્‌ભુત કામ છે.

સાહિત્યનો સંબંધ પ્રકાશનપ્રવૃત્તિ સાથે પ્રાણ અને શરીર જેવો અવિભાજ્ય છે. એ પ્રકાશન પ્રવૃત્તિમાં પણ હવે પછી પ્રાઈવેટ સેક્ટર – ખાનગી વિભાગ અને પબ્લિક સેક્ટર – જાહેર વિભાગ એવું દ્વૈત આરંભાયું છે અને તેમાં જાહેર વિભાગ એ સરકારી વિભાગથી આજે તો અભિન્ન છે. અત્યારનું સરકાર-સંચાલિત રાષ્ટ્રીય બુક ટ્રસ્ટ જો કુશળતા કેળવી શકે તો પ્રકાશનપ્રવૃત્તિ અને તમામ સાહિત્ય-પ્રવૃત્તિનો અંકુશ મોટે ભાગે સરકારના હાથમાં જ જાય. એ બાબતમાં ભયનિવારણ બે જ રીતે થઈ શકે. એક તો એ સરકારી ખાતું બહુ કુશળતાથી ન ચાલે અને ખાનગી પ્રકાશકો ફાવી જાય તો, અથવા પ્રજા પોતાનું દબાણ સરકાર ઉપર આણે અને કંઈક વચલો રસ્તો શોધી કાઢે તો.

હું તો માનું છું કે સરકારી વિભાગ અને જાહેર વિભાગ એ બે એક જ છે એમ માનવામાં ભૂલ થાય છે. જો ગુજરાતના સારા સારા લેખકો અને નાના-મોટા ખાનગી પ્રકાશકો બધા એકત્ર મળી ગુજરાત પૂરતું એક જાહેર પ્રકાશન મંડળ ઊભું કરે અને ખાનગી વ્યવસ્થાની દક્ષતા અને સંભૂય-સમુત્થાનની વ્યાપક શક્તિનો સંયોગ કરે તો બધી રીતે લાભ થઈ શકે. અને એવું જાહેર મંડળ સરકારના અંકુશથી અને સરકારી નીતિથી મુક્ત રહી સરકાર પાસેથી ધારેલી મદદ પણ મેળવી શકે. ગુજરાતની કાર્યકુશળતાનો લાભ જો લેખકોને મળે તો અનેક પ્રાંતોને એમાંથી પ્રેરણા મળશે અને અખિલ ભારતીય સંગઠન ઊભું કરવામાં એ પહેલું પગથિયું થશે. સરકારી તંત્રનો મુખ્ય દોષ એ હોય છે કે ગમે તેટલી સમિતિઓ નીમો, અને ગમે તેટલા નિયમો ઘડો, આખી પ્રવૃત્તિ એકહથ્થુ થઈ બેસે છે અને છતાં ત્યાં પણ એ સર્વે-સર્વાના મત પ્રમાણે બધું થાય છે એમ નથી. અને એવી વ્યવસ્થાના દોષો સામે લડતાં લડતાં જાહેરની સેવા કરનાર વ્યક્તિઓની આખી શક્તિ ખપી જાય છે.

સરકારની દોરવણી વગર મોટાં મોટાં રચનાત્મક જાહેર કામો ખીલવવાની કળા આ જમાનાએ કેળવ્યે જ છૂટકો.

લોકોને મારો પરિચય એક કેળવણીકાર, વિચારક અને સાહિત્યસેવક તરીકે છે. સંગઠન-કુશળ સંયોજક તરીકે મેં ખાસ એવું કશું કર્યું નથી. એટલે દેશની

બદલવી અને સુધારવી પડશે. હું માનું છું કે તેમ કરવાનું મુહૂર્ત હવે આવ્યું છે. અને તેથી ગુજરાતી સાહિત્ય પરિષદનો હું વધારે અને વ્યાપક અર્થ કરવા માગું છું.

ગુજરાતી પ્રજાનો અથવા ગુજરાતી ભાષા વાપરનાર લોકોનો સમગ્ર પુરુષાર્થ સાહિત્યના ક્ષેત્રમાં કેમ પ્રતિબિંબિત અને વિકસિત થાય એનું ચિંતન કરનારા તેમ જ સક્રિય સેવા દ્વારા એને સંગઠિત કરનારા લોકોનો સમુદાય — એવી આ સંસ્થાની નવી વ્યાખ્યા આપણે કરવી જોઈએ.

આ નવા આદર્શ પ્રમાણે ફક્ત ગુજરાતી સાહિત્ય અને એની ખિલવણીનો વિચાર કરી સંતોષ માનવાનો નથી પણ સમસ્ત ગુજરાતી પ્રજાનો સર્વાંગીણ જીવન-વિકાસ થાય એને માટે ગુજરાતી ભાષાએ શી રીતે તૈયાર થવું જોઈએ, ગુજરાતી સાહિત્યે કેવાં કેવાં ક્ષેત્રો વિકસાવવાં જોઈએ એની વિચારણા અને ચર્ચા કર્યા પછી એક વ્યાપક યોજના આ મંડળે ઘડીને હાથ ધરવાની છે.

ગુજરાતના જ એક પ્રખર અર્થશાસ્ત્રી અને સાહિત્યસેવીની અધ્યક્ષતા તળે શ્રી જવાહરલાલજી જેવાઓએ સ્વરાજ થતાં પહેલાં જ એક સમિતિ નીમી હતી. એ સમિતિએ રાષ્ટ્રનાં અંગપ્રત્યંગોનો વિકાસ કેમ થાય એની એક મોટી યોજના ઘડી આપી. ગુજરાતના જ એક પ્રકાશકે એ યોજના દેશ આગળ મૂકી. એ પ્રાથમિક વિચારણામાંથી જ સ્વરાજ સરકારે પાંચ-પાંચ વરસની યોજના ઘડનાર એક કાયમી યોજના-આયોગ સ્થાપ્યો. સરકાર તરફથી શરૂ થયેલું એ ભારે રચનાત્મક કામ ગણાય.

એ યોજનામાં પ્રજાકીય જીવનના જેટલા વિભાગો કલ્પ્યા છે તેમાંથી દરેક વિભાગનું સ્વરૂપ સમજાવતું અને ખીલવતું સાહિત્ય ગુજરાતીમાં છે કે નહીં એ આપણે તપાસવું જોઈએ અને તે તે વિષયોના નિષ્ણાતોને અને ચિંતકોને તે તે વિભાગ પૂરતું એ કામ સોંપી જોવું જોઈએ.

અહીં શરૂઆતમાં જ એક મહત્ત્વની વસ્તુ તરફ સૌનું ધ્યાન ખેંચવા માગું છું. સ્વરાજ મળ્યા પછી લોકકલ્યાણની બધી પ્રવૃત્તિઓ પોતાના હાથમાં લેવાનો સરકારે સંકલ્પ કર્યા પછી, આપણી રાષ્ટ્રીય મહત્ત્વાકાંક્ષા અનેકગણી વધવાની. દુનિયામાં આપણને માનભર્યું અને આદરનું સ્થાન પ્રાપ્ત થયું છે. તેથી એના પ્રમાણમાં આપણો પુરુષાર્થ પણ વધવાનો જ. એવી અનુકૂળ પરિસ્થિતિમાં સ્વરાજ સરકાર સાથે સહકાર કર્યા વગર છૂટકો નથી. પણ તેમ કરવા જતાં સાથે સાથે સરકારના આહારમાં જવાનું જોખમ પણ રહે છે. દરેક ભાષાને પોતાની પરિષદ અથવા સ્વતંત્ર સાહિત્યસંસ્થા છે. પણ એ બધી ભાષાઓને એકત્ર આણનારી સંસ્થા પ્રજાએ ઊભી કરી નથી.

પી. ઈ. એન. છે. પણ તે આંતરભારતીય હોવા કરતાં આંતરરાષ્ટ્રીય વધારે છે અને એ પોતાનું કામ અંગ્રેજીમાં કરવામાં માને છે. શ્રી મુનશીએ ગાંધીજીની મદદથી ભારતીય ભાષા પરિષદની સ્થાપના કરી. પણ તેમાં બીજી ભાષાઓ સાથેનો

અમારો સહકાર જામ્યો નહીં. અને ત્યારે એને માટે દેશ તૈયાર ન હતો એમ પણ હોય. હવે તો સરકાર તરફથી સાહિત્ય અકાદમીની સ્થાપના થઈ છે. 'ભારતીય સાહિત્ય પરિષદ' કે 'ભારત ભારતી' એવું દેશી નામ રાખવાને બદલે 'સાહિત્ય અકાદમી' એવું ભૂંડું નામ સરકારને કારણે એને ધારણ કરવું પડયું. સંસ્થા ગમે તેટલી સારી અને કાયદાથી સ્વાયત્ત હોય તોયે સરકારના વણછામાં કોણ જાણે એ તેજસ્વી બનતી જ નથી. સંપત્તિ, સત્તા અને પ્રતિષ્ઠા સરકારના હાથમાં. તેમાં વળી એ સરકાર સ્વદેશી અને લોકનિયુક્ત. એક તરફથી એનાથી દૂર રહેવું પોસાય નહીં અને બીજી તરફથી પોતાના ત્રિવિધ પ્રભાવથી એ સરકાર આપણને ખાઈ જાય, એ પણ પોસાય નહીં. એમાંથી વચલો મધ્યમ માર્ગ શોધી કાઢવો એ તો યોગીની કરામત જેવું અગમ્ય, કષ્ટસાધ્ય અને અદ્‌ભુત કામ છે.

સાહિત્યનો સંબંધ પ્રકાશનપ્રવૃત્તિ સાથે પ્રાણ અને શરીર જેવો અવિભાજ્ય છે. એ પ્રકાશન પ્રવૃત્તિમાં પણ હવે પછી પ્રાઈવેટ સેક્ટર – ખાનગી વિભાગ અને પબ્લિક સેક્ટર — જાહેર વિભાગ એવું દ્વૈત આરંભાયું છે અને તેમાં જાહેર વિભાગ એ સરકારી વિભાગથી આજે તો અભિન્ન છે. અત્યારનું સરકાર-સંચાલિત રાષ્ટ્રીય બુક ટ્રસ્ટ જો કુશળતા કેળવી શકે તો પ્રકાશનપ્રવૃત્તિ અને તમામ સાહિત્ય-પ્રવૃત્તિનો અંકુશ મોટે ભાગે સરકારના હાથમાં જ જાય. એ બાબતમાં ભયનિવારણ બે જ રીતે થઈ શકે. એક તો એ સરકારી ખાતું બહુ કુશળતાથી ન ચાલે અને ખાનગી પ્રકાશકો ફાવી જાય તો, અથવા પ્રજા પોતાનું દબાણ સરકાર ઉપર આણે અને કંઈક વચલો રસ્તો શોધી કાઢે તો.

હું તો માનું છું કે સરકારી વિભાગ અને જાહેર વિભાગ એ બે એક જ છે એમ માનવામાં ભૂલ થાય છે. જો ગુજરાતના સારા સારા લેખકો અને નાના-મોટા ખાનગી પ્રકાશકો બધા એકત્ર મળી ગુજરાત પૂરતું એક જાહેર પ્રકાશન મંડળ ઊભું કરે અને ખાનગી વ્યવસ્થાની દક્ષતા અને સંભૂય-સમુત્થાનની વ્યાપક શક્તિનો સંયોગ કરે તો બધી રીતે લાભ થઈ શકે. અને એવું જાહેર મંડળ સરકારના અંકુશથી અને સરકારી નીતિથી મુક્ત રહી સરકાર પાસેથી ધારેલી મદદ પણ મેળવી શકે. ગુજરાતની કાર્યકુશળતાનો લાભ જો લેખકોને મળે તો અનેક પ્રાંતોને એમાંથી પ્રેરણા મળશે અને અખિલ ભારતીય સંગઠન ઊભું કરવામાં એ પહેલું પગથિયું થશે. સરકારી તંત્રનો મુખ્ય દોષ એ હોય છે કે ગમે તેટલી સમિતિઓ નીમો, અને ગમે તેટલા નિયમો ઘડો, આખી પ્રવૃત્તિ એકહથ્થુ થઈ બેસે છે અને છતાં ત્યાં પણ એ સર્વે-સર્વાના મત પ્રમાણે બધું થાય છે એમ નથી. અને એવી વ્યવસ્થાના દોષો સામે લડતાં લડતાં જાહેરની સેવા કરનાર વ્યક્તિઓની આખી શક્તિ ખપી જાય છે.

સરકારની દોરવણી વગર મોટાં મોટાં રચનાત્મક જાહેર કામો ખીલવવાની કળા આ જમાનાએ કેળવ્યે જ છૂટકો.

લોકોને મારો પરિચય એક કેળવણીકાર, વિચારક અને સાહિત્યસેવક તરીકે છે. સંગઠન-કુશળ સંયોજક તરીકે મેં ખાસ એવું કશું કર્યું નથી. એટલે દેશની

બદલાયેલી પરિસ્થિતિ પરત્વે આટલું સૂચન કરીને આ વિચાર અહીં જ છોડી દઉં છું અને મારા મુખ્ય વિષય ઉપર આવું છું.

આપણા દેશનું જૂનું સાહિત્ય, મોટે ભાગે ધર્મપ્રધાન જ હતું. એનું કારણ એ કે સાહિત્ય હંમેશાં સંસ્કૃતિનું પ્રતિબિંબ હોય છે. સંસ્કૃતિને વાચા અર્પણ કરી એને બુદ્ધિગમ્ય અને હૃદયગમ્ય કરવી અને એને નવી નવી પ્રેરણા આપવી, એ સાહિત્યનું પ્રધાન અથવા એકમાત્ર કાર્ય છે. માટે, અમુક યુગમાં સાંસ્કૃતિક જીવન ધર્મપરાયણ જ હોય ત્યારે પ્રજાનો સાહિત્યિક પુરુષાર્થ ધાર્મિક સાહિત્યમાં પ્રગટ થાય તો એમાં આશ્ચર્ય નહીં. ધર્મ જો એકાંગી થઈ કેવળ નિવૃત્તિપરાયણ થાય તો સાહિત્ય પણ જીવનવિમુખ જ થવાનું. પણ જીવન આવી રીતે જો હારી જાય તો જીવન જીવન જ નથી. જીવનની શક્તિઓ બે છે : સંસ્કારિતા કેળવી, ઉન્નતિ તરફ પ્રયાણ કરવાનો પુરુષાર્થ ખેડવો એ છે એનું એક બળ. એ રચનાત્મક અને સાત્ત્વિક હોય છે. પણ આદર્શોના વિકૃત આકલનને કારણે અથવા કોઈ પક્ષની મહત્ત્વાકાંક્ષાથી જો જીવન દબાઈ જાય તો મરણિયા થઈ બળવો કરવો અને દબાવનાર તત્ત્વોને છિન્નભિન્ન કરી નાખવાં એ જીવનની બીજી તેજસ્વિતા. આ બંને તત્ત્વોએ અથવા બળોએ સાહિત્યશક્તિનો ઉપયોગ હંમેશ કર્યો છે. અને તેથી વિધાયક અને વિસ્ફોટક — બંને જાતનું સાહિત્ય માનવજીવનમાંથી ઉત્પન્ન થતું આવ્યું છે. આજની સંસ્કૃતિ કહે છે કે, “આ બે બળો વચ્ચે ફરી ફરી સંઘર્ષ ચલાવવાને બદલે હવે બંનેનો સમન્વય થઈ શકે એવો રસ્તો શોધી કાઢો. અત્યાર સુધી દુનિયાએ જીવલેણ મોંઘી ક્રાંતિઓ ઘણી કરી, હવે સમન્વયમૂલક વિકાસ કરવાની ઉત્ક્રાન્તિ ખીલવ્યે જ છૂટકો. આંધળાપણું, અને એકાંગીપણું ક્યાં સુધી ચલાવીશું? Thesis, Anti-thesis અને Synthesisનો ચક્રનેમિ-ક્રમ હવે ટૂંકાવ્યે જ છૂટકો. જ્ઞાન અને કૌશલ્ય પૂરતા પ્રમાણમાં વધ્યા પછી સંઘર્ષ દ્વારા વારેઘડીએ વિનાશ સુધી પહોંચી જવાની જરૂર ન રહેવી જોઈએ. અહિંસાયુગમાં પ્રવેશ કર્યા પછી સમન્વય એ જ સમાજનું પ્રધાન બળ હોવું જોઈએ.

સ્વરાજ્ય મળ્યું અને આપણે દુનિયાના નાનામોટા સ્વતંત્ર દેશોના દરબારમાં પ્રવેશ કર્યો. એ પ્રવેશ કેવળ રાજદ્વારી નથી. એ દરબારમાં આજે ભલે રાજદ્વારી વાતો અને આર્થિક વાતો જ પ્રધાનપણું ભોગવતી હોય, પણ એ દરબારમાં વિજ્ઞાન, કેળવણી અને સંસ્કૃતિને પણ સ્થાન છે. અને સાહિત્યનું તો વિજ્ઞાન, કેળવણી અને સંસ્કૃતિ ત્રણેની સેવા કરવાનું જીવનવ્રત જ છે. એટલે આપણી ભાષામાં દુનિયાની બધી જ સંસ્કૃતિનાં મૂળ તત્ત્વો, એમનો ઇતિહાસ અને સંસ્કૃતિ પરત્વે તે તે પ્રજાએ દાખવેલા પુરુષાર્થનો ચિતાર મળવો જ જોઈએ. ભલે એક વિષય પર આપણી પાસે બિલકુલ પ્રાથમિક અને નાનકડી જ ચોપડી હોય. પણ તે સહેલી, રોચક અને અદ્યતન હોવી જોઈએ.

પરદેશના લોકોના પુરુષાર્થથી રચેલી અને પરદેશી ભાષામાં લખેલી ચોપડીઓ બહુ બહુ તો દેશના દસ-પંદર ટકા લોકોને જ કેળવશે. પરિણામે માત્ર પરદેશી

ભાષા જાણનાર અને એના પર જ નભનાર પરાવલંબી લોકોનું નેતૃત્વ આપણા દેશમાં રહેશે. આજે આપણા કેળવાયેલા લોકો પાસે જે કાંઈ જ્ઞાનનો સંગ્રહ છે તે બધો, દેશી ભાષાઓ મારફતે, કરોડોની સામાન્ય જનતા સુધી પહોંચાડવાની ખાસ જરૂર છે. આજના આ પ્રજાયુગમાં એના વગર ચાલે નહીં. હવે એને માટે આપણે આપણી ભાષા આજે છે એના કરતાં ઘણી ઘણી સહેલી કરવી પડશે. અને એનું એ સહેલાપણું જાળવીને એને બધી રીતે સમર્થ અને સમૃદ્ધ પણ કરવી પડશે.

હવે પછી આપણે દુનિયાની તમામ સંસ્કૃતિઓના વિશાળ પરિવારમાં રહેવું છે એ ખરું પણ આપણા લોકોને કેવો વિવિધ સાંસ્કૃતિક ખોરાક જરૂરનો છે એનો નિર્ણય આપણે પોતે કરીએ તો જ આપણી સંસ્કૃતિનાં મૂળિયાં આપણે ટકાવી શકીશું અને એ વાટે સ્વદેશ અને સ્વજનોને અનુકૂળ એવું પોષણ પહોંચાડી શકીશું.

કેવળ સરકારી પ્રેરણાથી ચાલતી પ્રવૃત્તિનું જે જોખમ મેં હમણાં જ બતાવ્યું એના કરતાં વધારે મોટું એવું એક સંકટ આપણે માથે ઝઝૂમે છે. એક વખત હતો જ્યારે આપણા યુવકોને પોતાના ધર્મનું ભાગ્યે જ જ્ઞાન મળતું. તે વખતે એને ઠેકાણે મિશનરીઓ પોતાના ધર્મનો પ્રચાર આપણી વચ્ચે કરતા. હવે એ સ્થિતિ કાંઈક સુધરી છે. પણ હવે સાહિત્ય અને સંસ્કૃતિની બાબતમાં આપણે પોતાના દેશ વિશે અને પોતાની સંસ્કૃતિ વિશે પણ — પરદેશી લોકોએ પરદેશી ભાષામાં લખેલી ચોપડીઓ મારફતે જ થોડું ઘણું જાણવા લાગ્યા છીએ, પણ થોડા જ દિવસમાં છેક નાનાં બાળકોથી માંડીને મોટેરાં સુધી બધાં માટે અમેરિકન કે રશિયન જેવી આક્રમણકારી સંસ્કૃતિના લોકો જ પોતાનું સાહિત્ય ગુજરાતી મારફતે આપણને પીરસે અને આપણું માનસ ઘડવાનો ઠેકો લે તો જરાય નવાઈ નહીં.

આપણી સંસ્કૃતિની ભાષા એક વખતે સંસ્કૃત, પાલિ, અર્ધમાગધી વગેરે ભાષાઓ હતી. દિલ્હીમાં પઠાણ અને મોગલો આવ્યા અને ઈરાનની પર્શિયન ભાષા મારફતે આપણે નવા સંસ્કારો લેવા લાગ્યા. આજે આપણી સંસ્કૃતિની ભાષા અંગ્રેજી છે. સ્વામી વિવેકાનંદ, ભગિની નિવેદિતા, રવીન્દ્રનાથ ઠાકુર, શ્રી અરવિંદ, આનંદ કુમારસ્વામી, ગાંધીજી, સરોજિની નાયડુ, તરુલતા દત્ત, રાધાકૃષ્ણન્, જવાહરલાલજી ઇત્યાદિ લોકો જ આપણા સંસ્કૃતિધુરીણો છે. એમનાં લખાણો આજે મોટે ભાગે અંગ્રેજીમાં જ વંચાય છે. દેશી ભાષામાં ઓછાં વંચાય છે. એટલે શી રીતે આપણે કહીશું કે અંગ્રેજી આપણા સાંસ્કૃતિક ધાવણની ભાષા નથી? આ લોકોમાંથી એકેને જબરદસ્તીથી અંગ્રેજીમાં લખવું પડ્યું ન હતું. એમની દેશભક્તિ, સંસ્કૃતિનિષ્ઠા અને જનસમાજની સેવા કરવાની ધગશ કોઈનાયે કરતાં ઊતરતી નથી. રવીન્દ્રનાથ કે ગાંધીજી જેવાઓએ ભલે ખ્યાલ રાખ્યો હોય કે પોતાના ઉત્તમોત્તમ વિચારો પ્રથમ સ્વભાષા મારફતે જ વ્યક્ત કરીશું, પછી એ ભાષાનો કૃપાપ્રસાદ' અંગ્રેજી મારફતે દુનિયાને આપીશું, પણ એમને પણ સ્વજનોની

સેવા કરવા માટે અંગ્રેજીની મદદ લેવી જ પડી. અને આ લોકોએ પોતાનું પોષણ જેટલું સંસ્કૃત આદિ દેશી ભાષાઓ મારફતે મેળવ્યું તેના કરતાં અંગ્રેજી મારફતે વધારે મેળવ્યું છે એની ના પડાય નહીં. ગુજરાતના આજના કવિઓ જ લો. તેઓ સંસ્કૃત અને ગુજરાતી બંને સાહિત્યનું ઉત્તમ સેવન કરે છે. એ સ્વધર્મ તેઓ ચૂક્યા છે એમ એમને વિશે કોઈ કહી ન શકે. અને છતાં સંસ્કારો ગ્રહણ કરવાનું એમનું મોટામાં મોટું વાહન અંગ્રેજી જ છે. ત્યાંથી મેળવેલું બધું તેઓ અનુકૂળ રૂપમાં નિષ્ઠાપૂર્વક સ્વભાષાને આપે છે. એ અત્યંત કીમતી અને પૌષ્ટિક પિરસણ છે એ વિશે શંકા નથી, પણ એ પિરસણ જ છે એ આપણે ભૂલવું ન જોઈએ.

મનમાં સવાલ ઊઠે છે કે ગુજરાતી ભાષા આપણી સંસ્કૃતિનું પ્રધાન વાહન ક્યારે બનશે? લોકો જ્યારે શ્રમજીવી સામાન્ય પ્રજા સાથે એકજીવ થશે, સમર્થપણે પોતાનું જીવન જીવશે, સ્વતંત્રપણે એ જીવનનું ચિંતન કરશે એને માટે ગમે ત્યાંથી મેળવેલો સાંસ્કૃતિક ખોરાક પચાવી જ્યારે આત્મસાત્ કરશે અને પોતાનું સમૃદ્ધ જીવન, પોતાની ભાષા મારફતે પ્રગટ કરશે, ત્યારે ગુજરાતી ભાષા ગુજરાતી પ્રજાની સાંસ્કૃતિક ભાષા થશે. આમાં મુખ્ય સવાલ ભાષાનો નથી પણ જીવનનો છે. એ જીવન જો સ્વાશ્રયી, ઉત્કટ, ઊંડું, પરાક્રમી, ભાવનાશીલ અને સર્વસમન્વયકારી હશે અને જો પ્રજા સમર્થપણે એ જીવશે અને એ જીવન જીવતાં ઊંડામાં ઊંડો જીવનરસ ચૂસી શકશે તો એ જીવનને વ્યક્ત કરતી ભાષા અને એનું સાહિત્ય વિશ્વમાં આદરપાત્ર થશે અને આપણી પ્રજાને એ ઉત્તમમાં ઉત્તમ ખોરાક પૂરો પાડશે.

જો આપણું જીવન જ છીછરું, રૂઢિવાદી, ગતાનુગતિક કે પરભૃત અને મંદાગ્નિ-દ્યોતક હશે તો સાહિત્યનું કેવળ કૌશલ્ય કરીકરીને કેટલી મદદ કરી શકવાનું હતું?

દુનિયાના કોઈ પણ સાહિત્યનો બહિષ્કાર કરવા જેટલા આપણે આત્મઘાતકી ન જ થઈએ. ખોરાક જ્યાંથી મળે ત્યાંથી લઈએ પણ પસંદગી તો આપણી જ હોવી જોઈએ. અને પાચનશક્તિ તો આપણે ઉછીની ન જ લઈ શકીએ. આપણા ખોરાકનું બજાર પરદેશી લોકોના જ હાથમાં રહી જાય એટલે સુધી આપણે ગફલતમાં ન જ રહેવું જોઈએ. આજની સ્થિતિ આટલી ભયાનક થઈ ચૂકી છે એમ નથી કહેવા માગતો, પણ પાણીની રેલ આવ્યા પછી બંધ બાંધવા જઈએ એ શા કામનું? આવા કામમાં 'પાણી પહેલાં પાળ' એ જ સાચી જીવનનીતિ હોઈ શકે.

પણ પરદેશથી આવેલી અને જુદી જ ઢબે કેળવાયેલી પ્રજાના પુરુષાર્થના પ્રતિનિધિરૂપ સાહિત્યનો આસ્વાદ લેતાં પહેલાં આપણે આપણો ચિરંતન વારસો શો હતો એ જાણવું જોઈએ. અને પ્રજાની કેળવણીનો પ્રારંભ તો આત્મપરિચયથી જ થવો જોઈએ અને આપણે ત્યાં તો, કોઈ પણ સંસ્કારી અને પુરુષાર્થી પ્રજા અદેખાઈ કરી શકે એવો સંસ્કૃત સાહિત્યનો અઢળક વારસો પડેલો છે. સમૃદ્ધમાં

સમૃદ્ધ વારસાના અધિકારીઓ આપણે, કેવળ ગફલતથી અકિંચન-કંગાલ ન બનીએ એટલું તો આપણે સાચવવું જ જોઈએ.

### સંસ્કૃતનું ધાવણ

બુદ્ધ ભગવાનની મહાન પ્રેરણા પૂર્વ અને દક્ષિણ એશિયામાં બધે ફેલાઈ. ઈસા મસીહના ઉપદેશનું સંગઠન યુરોપભરમાં થયું. અને હવે ત્યાંની એ પુરુષાર્થી પ્રજાના પ્રયત્નથી યુરોપ-અમેરિકા ઉપરાંત આફ્રિકામાં પણ એ ફેલાય છે અને રાજનૈતિક ઇજારો (monopoly) મળવાથી સપ્ત-સમુદ્રના નાનામોટા દ્વીપોમાં પણ હજી એનો વિસ્તાર થતો જાય છે.

હજરત મહમદ પેગમ્બરનું ઇસ્લામી જીવન-સંગઠન પશ્ચિમ એશિયા તેમ જ ઉત્તર આફ્રિકામાં લોકજાગૃતિનું કામ કરે છે. એ ત્રણે મહાન સાંસ્કૃતિક વિસ્તારના જબરદસ્ત પ્રયત્નો ધ્યાનમાં રાખીને પણ કહું છું કે સંસ્કૃત ભાષા અને સાહિત્ય મારફતે જે સાંસ્કૃતિક કાર્ય થયું છે તેટલું વ્યાપક અને ઊંડું કામ બીજા કોઈ પણ પ્રજાકીય પુરુષાર્થે કર્યું નહીં હોય. આમાં કેવળ ભૌગોલિક વિસ્તાર જોવાનો નથી હોતો. મુખ્ય જોવાનું છે જીવનનું ખેડાણ અને જીવનનું ઉન્નયન. એમાં પણ એક બાજુ જોવાને મળે છે બુદ્ધિ અને ભાવનાનું ઊંડાણ, તો બીજી બાજુ ફેલાયેલો છે લોકજીવનનો વિસ્તાર.

આજકાલના સાહિત્યસેવીઓ સંસ્કૃતના અભ્યાસમાં મોટે ભાગે મહાકાવ્યો અને નાટકો જ વાંચે છે. એને માટે જરૂરી વ્યાકરણનો પરિચય મેળવે છે. ષડ્દર્શનના અધ્યયન ચિંતન સાથે પ્રસ્થાનત્રયી જરાક જરાક સેવે છે અને જૂનું કાવ્યશાસ્ત્ર પણ નવાં હળ લઈને ખેડે છે. પશ્ચિમનું સાહિત્યશાસ્ત્ર હાથમાં આવવાથી સંસ્કૃતની સાહિત્ય-મીમાંસા વધારે ઊંડી થતી જાય છે. ઇતિહાસ-સંશોધનની વૈજ્ઞાનિક ચાવી હાથમાં આવવાથી ભારતનો ઇતિહાસ, ભારતનું વિવિધ સાહિત્ય અને ભારતીય સંસ્કૃતિનો વિકાસ એ ત્રણે ક્ષેત્રમાં ખૂબ મૌલિક સંશોધન અને પ્રગતિ થવા લાગ્યાં છે. પાણિનિનું વ્યાકરણ અને એના પરના મહાભાષ્યનો જેટલો ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અભ્યાસ થાય છે તેટલો જ ઐતિહાસિક અને સાંસ્કૃતિક અભ્યાસ પણ થવા લાગ્યો છે. સંગીત, ચિત્રકલા, મૂર્તિવિધાન, સ્થાપત્ય અને નગર-રચનામાં પણ આપણે સંસ્કૃત સાહિત્ય પાસેથી પ્રેરણા મેળવતા થયા છીએ. આયુર્વેદના ગ્રન્થો હવે આધુનિક વૈદકની દૃષ્ટિએ લોકો તપાસવા લાગ્યા છે. પણ એ વૈદક ગ્રન્થોમાં આપણું જીવન કેમ પ્રતિબિંબિત થયું છે અને એમાં જીવનના કેવા કેવા આદર્શો સ્વીકારાયા છે, એ તપાસવાનું કામ પણ હવે થવું જોઈએ. એ કામ વૈદ્યો કરે એના કરતાં સાહિત્યસેવીઓ કરે અને સાંસ્કૃતિક ઇતિહાસના સંશોધકો કરે તો આપણે એમાંથી વધારે મેળવી શકીશું.

અધ્યાત્મવિદ્યા અને યોગશાસ્ત્રની મદદથી આપણે માનસશાસ્ત્ર કે ચેતનશાસ્ત્ર વધારે સારી રીતે ખેડી શકીશું. અને વખતે આજની દુનિયાના મોટામાં મોટા માનસિક રોગોના ઇલાજ પણ શોધી કાઢીશું.

પણ મારો વિશેષ આગ્રહ પુરાણો અને લોકકથાના અધ્યયન માટે છે. ત્રૈવર્ણિકોના સમાજમાં શૂદ્રો ભળ્યા અને ચાતુર્વર્ણ્યની સ્થાપના થઈ એ એક મોટો સમન્વય હતો. ત્યાર પછી આપણે આદિવાસીઓના જીવનમાં પ્રવેશ કર્યો. એ પુરુષાર્થનું ઓછુંવત્તું પ્રતિબિંબ આપણા ભિન્ન ભિન્ન પંથોનાં પુરાણોમાં મળે છે. આ દિશામાં વૈષ્ણવોએ જે કામ કર્યું છે તેનો કંઈક ખ્યાલ આપણને છે. પણ શૈવ, શાક્ત, ગાણપત્ય, સૌર, કાપાલિક, અઘોરી વગેરે સમાજો અને સંપ્રદાયોની કથાઓ હવે આપણે પ્રાગ-ઐતિહાસિક નૃવંશશાસ્ત્ર (anthropology) અને સમાજશાસ્ત્ર(sociology)ની દૃષ્ટિએ તપાસવી જોઈએ.

એક બાજુ બસો-ત્રણસો સ્મૃતિઓ અને બીજી બાજુ અઢાર પુરાણ અને અઢાર ઉપપુરાણ અને કથાસરિત્સાગર જેવી વાર્તાઓ લઈને આપણે બેસીએ તો આપણા સાંસ્કૃતિક પુરુષાર્થનો અને ધીરજ અને કુનેહ સાથે ચલાવેલા સાંસ્કૃતિક પ્રચારનો આપણને ખ્યાલ આવશે. આપણો આત્મવિશ્વાસ વધશે અને આપણને તેમ જ દુનિયાને નવી પ્રેરણા પણ મળશે. મિશનરી લોકો આજે આફ્રિકામાં અને ઓશિયાનિયામાં જે અણઘડપણે કરે છે, તે જ કામ અહીંના ધર્મસેવકોએ કેટલી કુનેહથી, અહિંસાથી અને માનવજીવન પ્રત્યે આદર રાખીને કર્યું હતું એનો ચિતાર પણ આપણને એમાં ઠેર ઠેર મળશે.

મને ભાન છે કે હું ઇતિહાસ-સંશોધનની પરિષદમાં બોલતો નથી પણ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે બોલું છું. પણ હું સાહિત્યનું અધ્યયન સાહિત્યનો સાંકડો અર્થ લઈને કરવામાં માનતો નથી. સાહિત્ય જો પ્રજાજીવનનું વાઙ્મયીન પ્રતિબિંબ હોય તો સાહિત્યસેવક જીવનોપાસક અને સંસ્કૃતિસંવર્ધક હોવો જ જોઈએ. કોણે કહ્યું કે સાહિત્યસેવામાં કેવળ પલ્લવગ્રાહી પાંડિત્ય જ શોભે? એ ડિલિટૅન્ટિ (dilettante) જ હોવો જોઈએ? હું તો માનું છું કે શબ્દશાસ્ત્ર અને સાહિત્યશાસ્ત્ર ઉપરાંત જીવનશાસ્ત્ર પણ એના અધ્યયનનો વિષય હોવો જોઈએ. અને જીવનશાસ્ત્રમાં શું શું નથી આવતું? માનસશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને અધ્યાત્મ એ પ્રસ્થાનત્રયી તો એમાં હોવી જ જોઈએ.

હવે અલમ્, દુનિયાના સાહિત્યસેવીઓના પ્રિય વિષય ઉપર આવું. કવિતા, લઘુકથા, નવલકથા અને નાટકોમાં જે વિષય પ્રધાનપણું ભોગવે છે તે છે સ્ત્રી-પુરુષનો પરસ્પર પ્રેમ. જીવનની ઉત્પત્તિ જ એ પ્રેમમાંથી છે. એ પ્રેમને લીધે જ સ્ત્રીપુરુષનો ચિરંતન સહયોગ શક્ય બને છે. એ પ્રેમમાંથી જ બધા ઉત્કૃષ્ટ સદ્ગુણોનો પરિપાક થાય છે. એ પ્રેમના અરાજકમાંથી જ તમામ વિકૃતિઓ પેદા થાય છે અને જીવન છિન્નભિન્ન અથવા ઝેરી થઈ જાય છે. જૂના અને નવા સાહિત્યકારો એ પ્રેમને પિછાણી, એ પ્રેમનું વિવિધતાભર્યું વર્ણન કરતાં હજી થાક્યા નથી અને કોઈ કાળે થાકશે એમ માનવાનું કારણ નથી.

અઢારમી અને ઓગણીસમી સદીના આપણા અંગ્રેજ વિદ્યાગુરુઓએ આપણા શૃંગારિક સાહિત્યને અશ્લીલ કહી અપ્રતિષ્ઠિત કર્યું. આજે એ સ્થિતિ બદલાઈ

છે. પશ્ચિમના સમાજધુરીણો અને ન્યાયાધીશો પણ દહાડે દહાડે અતિ-વાસ્તવવાદી થતા જાય છે. આવી સ્થિતિમાં હવે આપણે આપણું શૃંગાર અને કામવિજ્ઞાન અંગેનું સંસ્કૃત સાહિત્ય એક વાર એકત્ર કરી, એમાંથી નીકળતા જીવનાનુભવો અને જીવનસિદ્ધાંતો સ્વતંત્રપણે તારવી કાઢવા જોઈએ. સ્મૃતિઓમાં આઠ પ્રકારના વિવાહો છે. અનુલોમ અને પ્રતિલોમ વિવાહોનો વિસ્તાર છે. એમાં સંડોવાયેલા કારીગર વર્ણો અને આદિવાસીઓ વિશે પણ એમાંથી જાણવાનું મળે છે. કામ-શાસ્ત્રમાં તેમ જ વૈદકશાસ્ત્રમાં એ વિષય પરત્વે જે માહિતી મળે છે તે બધી જીવન અને સંસ્કૃતિની દૃષ્ટિએ ગોઠવવી જોઈએ અને તટસ્થ ભાવે આ બધાંનું મૂલ્યાંકન કરવું જોઈએ કાવ્યશાસ્ત્રમાં અને નાટ્યશાસ્ત્રમાં સ્વકીયા અને પરકીયાના અનેક પ્રકારો વર્ણવ્યા છે. કેવળ ધર્મશાસ્ત્ર અથવા શિષ્ટાચારની કસોટી ઉપર જ એ બધી વસ્તુઓને કસવાનો જમાનો હવે રહ્યો નથી. પણ ભાવનાશુદ્ધિ, માનસિક આરોગ્ય, સમાજ-સ્વાસ્થ્ય, જીવનવિકાસ અને જીવનસમૃદ્ધિ – એ બધી દૃષ્ટિએ શૃંગારરસ ને કામવિજ્ઞાન બંનેને રીતસર ઠેકાણે પાડવાં જોઈએ. આ કામ જીવન-વિમુખ, ચોખલિયા અને સૂતકી લોકોનું નથી એ પહેલેથી જ કબૂલ કરીએ, પણ ખરજવું વધારીને એમાં જ માણનાર વિકૃત રોગીઓ પણ આમાં પ્રમાણ નથી એ પણ આપણે સ્વીકારવું જોઈએ. સ્ત્રીજીવન અને પુરુષજીવન વિશેનો કિન્સી (Kinsey) રિપોર્ટ વાંચ્યા પછી તો આપણી પ્રજાના વાસ્તવવાદી સામાજિક જીવનમાંથી અને કલ્પનામાંથી વિસ્તરેલા સાહિત્યનું ખાસ અધ્યયન જવાબદાર વ્યક્તિઓએ કરવું જોઈએ અને એમાંથી તટસ્થપણે માનસિક તેમ જ સામાજિક આરોગ્યના નિયમો તારવી કાઢી, ચારે પુરુષાર્થને યથાપ્રમાણ અવકાશ મળે એ રીતે સમાજની દોરવણી કરવી જોઈએ. આમાં પણ શરીર-સૌંદર્યનું કે સૌષ્ઠવનું તત્ત્વ અલગ, મનોવિકારનો વિસ્તાર અલગ, કામવિજ્ઞાન અલગ, પ્રેમ-જીવનની સુવાસ અને એની વિકૃતિમાંથી ઉત્પન્ન થતા કોયડાઓની મીમાંસા અલગ – એ રીતે ચતુર્વિધ વિભાગમાં આ વિષય જો ખેડ્યો હોય તો હું માનું છું કે આપણી કવિતા, આપણી નવલકથાઓ અને આપણાં નાટકો – બધાં ક્ષેત્રમાં સમાજને નવો જ ખોરાક મળશે. એ જેટલો ઉત્તેજક હશે તેટલો જ વિચારપ્રેરક પણ હશે. આજની બેજવાબદારીને ઠેકાણે એમાં જીવનચિંતન દાખલ થયેલું હશે. અને પછી જ સાહિત્યકારો આવા નવજીવન-નિર્માણમાં પોતાનું સ્થાન લઈ શકશે.

ફ્રોઈડ અને યુંગની મીમાંસા મળ્યા પછી સાહિત્યકારોને કવિતા લખવામાં કે નવલકથાઓ રચવામાં જેમ નવો ખોરાક અને નવી દિશા મળ્યાં છે તેવી જ રીતે આપણા જૂના સંસ્કૃત સાહિત્યમાંથી આપણા જીવનનું જે સ્વતંત્ર આકલન મળે છે તેનું જો, વિજ્ઞાન અને અધ્યાત્મની દૃષ્ટિએ, અધ્યયન થાય તો સ્ત્રીપુરુષ-સંબંધનાં સુંદરમાં સુંદર અને વિવિધ ચિત્રો આપણે રજૂ કરી શકીએ. પેલા અમેરિકન માયર્સે આપણે ત્યાંના યૌન સંબંધ વિશેના તમામ ઉલ્લેખો બે ભાગમાં એકત્ર કર્યા છે. એમાં પ્રકૃતિ, સંસ્કૃતિ અને વિકૃતિ – ત્રણેનો ગમે તેટલો વિસ્તાર

છે. પશ્ચિમના લોકોનું જીવન, એ લોકોનું જ પરંપરિત અધ્યયન, એ લોકોના ઝપાટાભેર બદલાતા આદર્શો અને એમના નવા નવા ઉકેલો — એ બધાના કેવળ અનુયાયી થઈને આપણે ક્યાં સુધી ચલાવીશું? આપણે ત્યાંના જીવનવિસ્તારનો ચિતાર આપણા સંસ્કૃત સાહિત્યમાં ઓછો નથી. પાશ્ચાત્ય લોકોની મીમાંસા જેમ એકાંગી અને અધકચરી છે, તેમ આપણી પણ હશે. પણ આપણો અનુભવ ઓછો ઊંડો નથી. આપણી મીમાંસા છીછરી કે કૃત્રિમ નથી અને આપણા આદર્શો ઓછા ભવ્ય નથી. જો આપણી પાસે જીવનવિમુખ વૈરાગ્ય છે તો જીવનને બધી રીતે સમૃદ્ધ અને કૃતાર્થ કરનાર અનાસક્તિ પણ છે. જો આપણે ત્યાં વામાચારી તાંત્રિકોની મોહજાળ અને એમાંથી ફેલાયેલું દુર્ગંધી નરક હતું, તો એ જ વસ્તુની આખી ભૂમિકા શુદ્ધ કરી, ભુક્તિ અને મુક્તિ — બંનેનો સમન્વય સાધતો દક્ષિણાચારી તંત્રમાર્ગ પણ હતો. શાક્ત ઉપાસનામાં જે ભૂલો થઈ તે વૈષ્ણવોએ સુધારી અને આખી પ્રજાની રસવૃત્તિ શુદ્ધ દિશાએ વાળી. જ્યારે આપણા સંસ્કૃતિધુરીણોએ જોયું કે કૃષ્ણભક્તિમાં અનાચાર દાખલ થઈ શકે છે, ત્યારે એમણે મર્યાદા પુરુષોત્તમ શ્રીરામચંદ્રની ઉપાસના આગળ કરી. બીજી બાજુ, રામાયણના બાલબ્રહ્મચારી હનુમાનના શાક્તોએ શા હાલ કર્યા એ પણ આપણે જોયે જ છૂટકો છે.

મારે એટલું જ કહેવું છે કે પાશ્ચાત્ય લોકોનો જીવનાનુભવ પ્રમાણ સમજી એમના સાહિત્યમાંથી ઉછીની પ્રેરણા મેળવી, આપણે આપણું પ્રેમજીવન ચીતરવાનો પ્રયત્ન ન કરતાં, આપણે ત્યાંના એટલા જ સમૃદ્ધ સાહિત્યનું અધ્યયન કર્યા પછી આપણે પોતાના આદર્શો અને અનુભવો પ્રમાણે એ ક્ષેત્ર આપણે ખેડીએ તો એમાંથી આપણને સંતોષ થાય અને પછી જગતને પણ પ્રેરણા મળે એવું મૌલિક સાહિત્ય નિર્માણ થઈ શકે. સ્ત્રીપુરુષ-સંબંધ, કામવિજ્ઞાન, યૌનવિકાર, ચતુર્વિધ પુરુષાર્થ, ચાર આશ્રમ, સત્ત્વ, રજ, તમ આદિ ગુણોની આખી સૃષ્ટિ, આપણી સ્મૃતિઓ, આપણો આયુર્વેદ, યોગવાસિષ્ઠમાં વિસ્તરેલું યોગશાસ્ત્ર અને અધ્યાત્મ તેમ જ ભક્તિમાર્ગ એ બધું એકત્ર કરી હેવલોક એલિસની પેઠે જ્યારે આપણે આ વિષયની સવિસ્તર મીમાંસા કરીશું ત્યારે જગત તો ચકિત થશે જ, પણ આપણે પણ આશ્ચર્યચકિત થઈશું કે આપણે ત્યાં આટલો સમૃદ્ધ વારસો હતો. અને સંભવ છે કે ગાંધીયુગને અંતે આપણે એ વિષયને કેવળ વર્ણનાત્મક બેજવાબદારીની ભૂમિકામાંથી ઉગારી ઐહિક જીવન અને આધ્યાત્મિક આદર્શ — બંનેને પરમ સંતોષ આપે એવી ભૂમિકા ઉપર લઈ જઈ શકીશું.

ગુજરાતી ભાષાની શક્તિ વધારવી હોય તો એક તરફ સંસ્કૃત ભાષાનું ધાવણ દરેક લેખકને મળવું જોઈએ અને બીજી બાજુએ ગુજરાતી પ્રજાના કેવળ મધ્યમ વર્ગમાં નહીં — પણ તમામ પ્રજાના મૂળ સાહિત્યમાં એનાં મૂળિયાં પહોંચવાં જોઈએ.

સંસ્કૃત સાહિત્યમાં, મારી દૃષ્ટિએ, પાલિ તેમ જ અર્ધમાગધી સાહિત્ય પણ આવી જ જાય છે. પ્રાકૃત ગણાતી પણ સંસ્કૃતની પાછળ પાછળ ખીલેલી તમામ

ભાષાઓ સંસ્કૃતની અંદર જ ગણવી જોઈએ, પછી ભલેને એને પ્રાકૃત કે અપભ્રષ્ટ નામથી પંડિતોએ નવાજી હોય.

જેમ સંસ્કૃત સાહિત્ય આજે સહેજે ઉપલબ્ધ છે તેમ સંસ્કૃત પછીનું — સંસ્કૃત કુટુંબનું બીજું સાહિત્ય સહેજે ઉપલબ્ધ નથી. એનું અધ્યયન પણ સંસ્કૃત જેટલું સાર્વત્રિક નથી એટલે અત્યારે એ બધું સાહિત્ય કાંઈક અંશે અજ્ઞાત જેવું રહ્યું છે. એ વિસ્તારમાંથી મહત્ત્વનો અંશ તારવી કાઢી ગુજરાતી ભાષાંતર સાથે પ્રકાશિત કર્યું હોય તો આપણો સાંસ્કૃતિક વારસો સમજવામાં આપણને ઘણી મદદ થશે અને આપણી દૃષ્ટિ પણ વ્યાપક અને વિશાળ થશે.

ગુજરાતી ભાષાને એનો પૈતૃક કે માતૃક વારસો બધો ઉપલબ્ધ થાય એ ગુજરાતી પ્રજાનો અધિકાર છે. જૈન અને બૌદ્ધ પરંપરાનો ધાર્મિક અને સામાજિક પુરુષાર્થ આપણી આગળ પૂર્ણપણે પ્રગટ ન હોય તો તે સાંસ્કૃતિક અન્યાય તેમ જ હાડમારી ગણાય.

### વૈષ્ણવ-સંતસાહિત્ય

વેદકાલીન યજ્ઞસંસ્થા, ઉપનિષદકાલીન અધ્યાત્મચર્ચા અને સાધના, પૌરાણિક સમયની ધર્મમીમાંસા, યોગમાર્ગીઓની ખોજ, બૌદ્ધ અને જૈનકાલીન જીવનસુધાર — આમ અનેક પ્રેરણાઓ અને પુરુષાર્થથી પ્રેરાયેલો અને ઘડાયેલો આપણો સમાજ અને શાક્તકાલીન થયેલી એની વિકૃતિ, એ બધાંના વારસા સાથે સંતયુગના લોકકલ્યાણકારી પુરુષોએ ભક્તિમૂલક, સંતોષપ્રધાન, નિરભિમાની સંસ્કૃતિનો દેશ આખામાં પ્રચાર કર્યો. એ લોકોએ વર્ણાભિમાનની નિંદા કે ઉપેક્ષા કરી. દબાયેલા લોકોને ઉપર ઉઠાવ્યા. દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટ અદ્વૈત — બધાં દર્શનનો જીવનસાધના દ્વારા સમન્વય કર્યો અને દેશ આખામાં તમામ માનવસ્તરો ઉપર પોતાની સદાચારપરાયણ સંસ્કૃતિની છાપ પાડી. આટલું વિશાળ અને આટલું ઊંડું કાર્ય ભાગ્યે જ કોઈ જમાનામાં થયું હશે.

અને આ સંતોની બિરાદરી પણ કેવી? બધા સંતો એકબીજાને માને, બધા જ એકબીજાને પગે લાગે. એમણે સ્ત્રીપુરુષ વચ્ચેનો ભેદ મટાડ્યો. નવાં મૂલ્યો સાર્વભૌમ કર્યાં અને એક રીતે, ભારતભરમાં સર્વ-ધર્મ-સમભાવ માટેની તૈયારી કરી. એક વૈષ્ણવે મારી આગળ નિખાલસપણે કહ્યું હતું કે હું હિંદુ છું કે નહીં એની મને ખબર નથી. પણ હું વૈષ્ણવ છું અને દુનિયાના એકેએક ધર્મના વૈષ્ણવ સાથે મારો પારિવારિક સંબંધ છે. જાતિભેદ તો શું, ધર્મભેદ પણ મારી વૈષ્ણવનિષ્ઠામાં ટકતો નથી.

અને આ સંતોનું સાહિત્ય પણ કેવું? હળ ચલાવનાર ખેડૂત, કોશ ચલાવનાર કોશિયો, બળદગાડું હાંકનાર ગાડીવાળો, ઘાણી ચલાવનાર ઘાંચી, ઘાટ ઘડનાર કુંભાર, સાળ પર બેસી કાપડ વણનાર વણકર, કપડાં ધોઈ આપનાર ધોબી, અને પોઠ લઈને આવજા કરનાર વણજારા — બધાને મોઢે આ સંતસાહિત્ય પહોંચેલું છે.

છે. પશ્ચિમના લોકોનું જીવન, એ લોકોનું જ પરંપરિત અધ્યયન, એ લોકોના ઝપાટાભેર બદલાતા આદર્શો અને એમના નવા નવા ઉકેલો — એ બધાના કેવળ અનુયાયી થઈને આપણે ક્યાં સુધી ચલાવીશું? આપણે ત્યાંના જીવનવિસ્તારનો ચિતાર આપણા સંસ્કૃત સાહિત્યમાં ઓછો નથી. પાશ્ચાત્ય લોકોની મીમાંસા જેમ એકાંગી અને અધકચરી છે, તેમ આપણી પણ હશે. પણ આપણો અનુભવ ઓછો ઊંડો નથી. આપણી મીમાંસા છીછરી કે કૃત્રિમ નથી અને આપણા આદર્શો ઓછા ભવ્ય નથી. જો આપણી પાસે જીવનવિમુખ વૈરાગ્ય છે તો જીવનને બધી રીતે સમૃદ્ધ અને કૃતાર્થ કરનાર અનાસક્તિ પણ છે. જો આપણે ત્યાં વામાચારી તાંત્રિકોની મોહજાળ અને એમાંથી ફેલાયેલું દુર્ગંધી નરક હતું, તો એ જ વસ્તુની આખી ભૂમિકા શુદ્ધ કરી, ભુક્તિ અને મુક્તિ — બંનેનો સમન્વય સાધતો દક્ષિણાચારી તંત્રમાર્ગ પણ હતો. શાક્ત ઉપાસનામાં જે ભૂલો થઈ તે વૈષ્ણવોએ સુધારી અને આખી પ્રજાની રસવૃત્તિ શુદ્ધ દિશાએ વાળી. જ્યારે આપણા સંસ્કૃતિ-ધુરીણોએ જોયું કે કૃષ્ણભક્તિમાં અનાચાર દાખલ થઈ શકે છે, ત્યારે એમણે મર્યાદા પુરુષોત્તમ શ્રીરામચંદ્રની ઉપાસના આગળ કરી. બીજી બાજુ, રામાયણના બાલબ્રહ્મચારી હનુમાનના શાક્તોએ શા હાલ કર્યા એ પણ આપણે જોયે જ છૂટકો છે.

મારે એટલું જ કહેવું છે કે પાશ્ચાત્ય લોકોનો જીવનાનુભવ પ્રમાણ સમજી એમના સાહિત્યમાંથી ઉછીની પ્રેરણા મેળવી, આપણે આપણું પ્રેમજીવન ચીતરવાનો પ્રયત્ન ન કરતાં, આપણે ત્યાંના એટલા જ સમૃદ્ધ સાહિત્યનું અધ્યયન કર્યા પછી આપણે પોતાના આદર્શો અને અનુભવો પ્રમાણે એ ક્ષેત્ર આપણે ખેડીએ તો એમાંથી આપણને સંતોષ થાય અને પછી જગતને પણ પ્રેરણા મળે એવું મૌલિક સાહિત્ય નિર્માણ થઈ શકે. સ્ત્રીપુરુષ-સંબંધ, કામવિજ્ઞાન, યૌનવિકાર, ચતુર્વિધ પુરુષાર્થ, ચાર આશ્રમ, સત્ત્વ, રજ, તમ આદિ ગુણોની આખી સૃષ્ટિ, આપણી સ્મૃતિઓ, આપણો આયુર્વેદ, યોગવાસિષ્ઠમાં વિસ્તરેલું યોગશાસ્ત્ર અને અધ્યાત્મ તેમ જ ભક્તિમાર્ગ એ બધું એકત્ર કરી હેવલોક એલિસની પેઠે જ્યારે આપણે આ વિષયની સવિસ્તર મીમાંસા કરીશું ત્યારે જગત તો ચકિત થશે જ, પણ આપણે પણ આશ્ચર્યચકિત થઈશું કે આપણે ત્યાં આટલો સમૃદ્ધ વારસો હતો. અને સંભવ છે કે ગાંધીયુગને અંતે આપણે એ વિષયને કેવળ વર્ણનાત્મક બેજવાબદારીની ભૂમિકામાંથી ઉગારી ઐહિક જીવન અને આધ્યાત્મિક આદર્શ — બંનેને પરમ સંતોષ આપે એવી ભૂમિકા ઉપર લઈ જઈ શકીશું.

ગુજરાતી ભાષાની શક્તિ વધારવી હોય તો એક તરફ સંસ્કૃત ભાષાનું ધાવણ દરેક લેખકને મળવું જોઈએ અને બીજી બાજુએ ગુજરાતી પ્રજાના કેવળ મધ્યમ વર્ગમાં નહીં — પણ તમામ પ્રજાના મૂળ સાહિત્યમાં એનાં મૂળિયાં પહોંચવાં જોઈએ.

સંસ્કૃત સાહિત્યમાં, મારી દૃષ્ટિએ, પાલિ તેમ જ અર્ધમાગધી સાહિત્ય પણ આવી જ જાય છે. પ્રાકૃત ગણાતી પણ સંસ્કૃતની પાછળ પાછળ ખીલેલી તમામ

ભાષાઓ સંસ્કૃતની અંદર જ ગણવી જોઈએ, પછી ભલેને એને પ્રાકૃત કે અપભ્રષ્ટ નામથી પંડિતોએ નવાજી હોય.

જેમ સંસ્કૃત સાહિત્ય આજે સહેજે ઉપલબ્ધ છે તેમ સંસ્કૃત પછીનું — સંસ્કૃત કુટુંબનું બીજું સાહિત્ય સહેજે ઉપલબ્ધ નથી. એનું અધ્યયન પણ સંસ્કૃત જેટલું સાર્વત્રિક નથી એટલે અત્યારે એ બધું સાહિત્ય કાંઈક અંશે અજ્ઞાત જેવું રહ્યું છે. એ વિસ્તારમાંથી મહત્ત્વનો અંશ તારવી કાઢી ગુજરાતી ભાષાંતર સાથે પ્રકાશિત કર્યું હોય તો આપણો સાંસ્કૃતિક વારસો સમજવામાં આપણને ઘણી મદદ થશે અને આપણી દૃષ્ટિ પણ વ્યાપક અને વિશાળ થશે.

ગુજરાતી ભાષાને એનો પૈતૃક કે માતૃક વારસો બધો ઉપલબ્ધ થાય એ ગુજરાતી પ્રજાનો અધિકાર છે. જૈન અને બૌદ્ધ પરંપરાનો ધાર્મિક અને સામાજિક પુરુષાર્થ આપણી આગળ પૂર્ણપણે પ્રગટ ન હોય તો તે સાંસ્કૃતિક અન્યાય તેમ જ હાડમારી ગણાય.

## વૈષ્ણવ-સંતસાહિત્ય

વેદકાલીન યજ્ઞસંસ્થા, ઉપનિષદકાલીન અધ્યાત્મચર્ચા અને સાધના, પૌરાણિક સમયની ધર્મમીમાંસા, યોગમાર્ગીઓની ખોજ, બૌદ્ધ અને જૈનકાલીન જીવનસુધાર — આમ અનેક પ્રેરણાઓ અને પુરુષાર્થથી પ્રેરાયેલો અને ઘડાયેલો આપણો સમાજ અને શાક્તકાલીન થયેલી એની વિકૃતિ, એ બધાંના વારસા સાથે સંતયુગના લોક-કલ્યાણકારી પુરુષોએ ભક્તિમૂલક, સંતોષપ્રધાન, નિરભિમાની સંસ્કૃતિનો દેશ આખામાં પ્રચાર કર્યો. એ લોકોએ વર્ણાભિમાનની નિંદા કે ઉપેક્ષા કરી. દબાયેલા લોકોને ઉપર ઉઠાવ્યા. દ્વૈત, અદ્વૈત, વિશિષ્ટ અદ્વૈત — બધાં દર્શનનો જીવનસાધના દ્વારા સમન્વય કર્યો અને દેશ આખામાં તમામ માનવસ્તરો ઉપર પોતાની સદાચારપરાયણ સંસ્કૃતિની છાપ પાડી. આટલું વિશાળ અને આટલું ઊંડું કાર્ય ભાગ્યે જ કોઈ જમાનામાં થયું હશે.

અને આ સંતોની બિરાદરી પણ કેવી? બધા સંતો એકબીજાને માને, બધા જ એકબીજાને પગે લાગે. એમણે સ્ત્રીપુરુષ વચ્ચેનો ભેદ મટાડયો. નવાં મૂલ્યો સાર્વભૌમ કર્યાં અને એક રીતે, ભારતભરમાં સર્વ-ધર્મ-સમભાવ માટેની તૈયારી કરી. એક વૈષ્ણવે મારી આગળ નિખાલસપણે કહ્યું હતું કે હું હિંદુ છું કે નહીં એની મને ખબર નથી. પણ હું વૈષ્ણવ છું અને દુનિયાના એકેએક ધર્મના વૈષ્ણવ સાથે મારો પારિવારિક સંબંધ છે. જાતિભેદ તો શું, ધર્મભેદ પણ મારી વૈષ્ણવનિષ્ઠામાં ટકતો નથી.

અને આ સંતોનું સાહિત્ય પણ કેવું? હળ ચલાવનાર ખેડૂત, કોશ ચલાવનાર કોશિયો, બળદગાડું હાંકનાર ગાડીવાળો, ઘાણી ચલાવનાર ઘાંચી, ઘાટ ઘડનાર કુંભાર, સાળ પર બેસી કાપડ વણનાર વણકર, કપડાં ધોઈ આપનાર ધોબી, અને પોઠ લઈને આવજા કરનાર વણજારા — બધાને મોઢે આ સંતસાહિત્ય પહોંચેલું છે.

ભગવાન વ્યાસે ભલે હિંદુ ધર્મને સાર્વભૌમ બનાવ્યો, પણ આખી પ્રજાનું ચારિત્ર્ય ઘડવાનું સર્વ-સમન્વયકારી સાંસ્કૃતિક કામ તો આ સંતસાહિત્યે જ કર્યું છે. આપણી પચરંગી પ્રજાનો એકે વર્ગ આ સંતસાહિત્યમાં તરબોળ થયા વગર રહ્યો નથી. સદાચારનો જીવતો પ્રચાર કરનાર આના કરતાં મોટી શાન્તિસેના દુનિયાએ દીઠી નથી. રાજદ્વારી વિપ્લવ અને ઉપપ્લવ સામે ટકવાની શક્તિ ભારતીય જનતાને સંતસાહિત્યે જ આપી છે.

ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ ગમે તે પ્રદેશમાં જાઓ અને ગમે તે ભાષામાં તપાસ કરો, સંતસાહિત્ય એક જ રૂપમાં અને એક જ શૈલીમાં સાંભળવાને મળશે.

ત્યારે આવા મહાન સાંસ્કૃતિક અને સાહિત્યિક પુરુષાર્થના વારસ આપણે આજની દુનિયાની માનવસેવી સમૃદ્ધ સંસ્કૃતિનું પ્રેરક અને વાહક સાહિત્ય ક્યારે તૈયાર કરીશું? નાનક જેવા સંતોએ ભારત બહાર મુસાફરી કરી હતી ખરી, પણ સામાન્યપણે આપણા સંતોને ભારત બહારનો વિચાર કરવાની જરૂર જણાઈ ન હતી. આજે તેમ રહ્યે નહીં પોસાય. આપણો સંબંધ દુનિયાના બધા દેશો સાથે બંધાઈ ચૂક્યો છે. આપણા સંસ્કૃતિધુરીણોને કારણે, અને રાજદ્વારી નેતાઓને કારણે પણ, આખી દુનિયાનું કુતૂહલ ભારત ઉપર કેન્દ્રિત થયું છે. ગાંધીજીના દેશબાંધવો, શ્રી અરવિંદના સમકાલીનો, રવીન્દ્રના કાવ્યમાં રાચનારા લોકો, દુનિયાની સેવા માટે કેવો પુરુષાર્થ આદરે છે અને કેવું સાહિત્ય પેદા કરે છે એ જોવાની ઉત્કંઠા બધે દેખાય છે. આપણા મધ્યકાલીન સંતોના જમાના કરતાં આજના જમાનાની ભૂખ વધારે છે. અને ગાંધીજીએ આપણને જીવનસમૃદ્ધિના નવા આદર્શો સૂચવ્યા છે. તેથી હવે પછીનું આપણું સાહિત્ય પ્રાચીન કાળનો કેવળ પડઘો બને તો તે નહીં પોસાય. પારકાની અનુભૂતિનો પ્રતિધ્વનિ કાઢયે પણ કોઈને સંતોષ નહીં મળે અને ભૂતકાળના રાગદ્વેષો અને સનાતની રૂઢિની સંકુચિતતાનો લવલેશ પણ આપણા જીવનમાં રહેવા દઈશું તો દુનિયાની અપેક્ષાની કસોટીએ આપણે હીણા નીવડીશું.

જૂના વખતનું દાર્શનિક અદ્વૈત હવે આપણને હાર્દિક અદ્વૈત કેળવવાને પ્રેરે છે. બધાં રાષ્ટ્રોના લોકો આપણા પોતીકા જ છે, બધા વંશના લોકો એક જ પરિવારના છે, દરેક અણઘડ અને માનવદ્રોહી પ્રજાનું પાપ આપણું જ પાપ છે, એ જાતનું નવું અદ્વૈત આપણા સાહિત્યમાં દેખાવું જોઈએ. આને માટે ઇતિહાસ-વિધાતા આપણી આકરી કસોટી કરી રહ્યો છે કે જેથી આપણી વાણીમાં કશી કૃત્રિમતા કે કશું પોલાણ ન રહે અને લોકોની અશ્રદ્ધા ન જાગી ઊઠે.

પ્રવાસનાં સાધનો આજના જેટલાં સુલભ ન હતાં ત્યારે પણ આપણી પ્રજાએ દેશદેશાન્તર જઈ માનવજીવનની વ્યાપકતા અનુભવી હતી અને જીવનના સાર્વભૌમ અનુભવો સાહિત્ય દ્વારા તારવ્યા હતા. છતાં આપણા સાહિત્યમાં

મુસાફરીનો અનુભવ અને મુસાફરીનો આનંદ વર્ણવેલો બહુ ઓછો મળે છે. હવે આપણે એ તરફ વિશેષ ધ્યાન આપવું જોઈએ.

## દરિયાઈ સાહિત્ય

કરાંચીના સાહિત્યસંમેલન વખતે સાહિત્યના જે એક ઉપેક્ષિત ક્ષેત્રનો મેં સહેજ ઈશારો કર્યો હતો તેનું જ અહીં જરા સ્મરણ કરું. કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાત પાસે સુદીર્ઘ સમુદ્રકિનારો છે. એ દરિયો ખેડી આપણા લોકો દૂર દૂર સુધી ગયા છે. કઠણ પ્રસંગે વહાણનો સઢ ફેલાવી, એમાં ભેગું થતું વરસાદનું પાણી પીને લોકોએ સમુદ્રમાં પોતાના પ્રાણ બચાવ્યા છે, પણ પરદેશ જવાનું છોડયું નથી. કચ્છી લોકો તો દરિયાઈ સાહસ ખેડવા માટે પંકાયેલા છે. સૌરાષ્ટ્રના લોકો પણ દૂર દૂર સુધી ગયા છે. હું જ્યારે મુંબઈથી મોમ્બાસા ગયો ત્યારે એ જહાજના બધા ખલાસીઓ સુરત-નવસારી તરફના અને કરાડી-મટવાડ તરફના હતા. સિંધિયા સ્ટીમ નેવિગેશન કંપની તો ગુજરાતીઓના જ હાથમાં છે. ત્યારે ગુજરાતી સાહિત્યમાં દરિયાઈ જીવન રજૂ કરતી ચોપડીઓ અને કવિતાઓ કેમ પૂરતા પ્રમાણમાં નથી ? હું માનું છું કે જાતિભેદને કારણે આપણું જીવન એટલું ખંડિત થયું છે કે દરિયો ખેડનાર લોકોના જીવન સાથે સાહિત્ય ખેડનાર લોકોનું જીવન કોઈ કાળે એકરૂપ થયું નથી. ખલાસીઓનાં લોકગીતો કઈ ભાષામાં નથી ? મરાઠીનાં, કોંકણીનાં અને બંગાળીનાં દરિયાઈ ગીતો તો મેં સાંભળ્યાં જ છે. પણ મધ્યમ વર્ગના લોકોને એ ગીતો પોતાના જેવાં લાગતાં નથી. આપણા રાસોમાં મોર ટહુકે, ચાંદો આકાશની મુસાફરી કરે, સરવરની પાળે મિલનો થાય પણ સમુદ્રનાં મોજાં સાથે ઊછળતાં હૈયાના રાસો ગુજરાતીમાં રચાયા હોય તો મેં હજી જોયા નથી. બહુ બહુ તો વિદેશ ગયેલા પતિને યાદ કરતી વિરહિણીનાં ગીતો મળી શકશે, પણ એની વાત હું નથી કરતો. દરિયો ખેડનાર પ્રજાની સમુદ્ર સાથેની દોસ્તીનાં ગીતો અને એની કથાઓ આપણને જોઈએ છે. આવી વસ્તુઓ તો આપણાં પાઠ્યપુસ્તકોમાં પણ આવવી જોઈએ, જેથી આપણાં બાળકોમાં નાનપણથી જ દરિયાઈ મુસાફરીનો થનગનાટ જાગે.

યુરોપના લોકોએ રૉબિન્સન ક્રૂઝો, સ્વિસ ફૅમિલી રૉબિન્સન કે પૉલ ઍન્ડ વર્જિનિયા જેવી કથાઓ લખીને દરિયો ખેડવાની પ્રેરણા પરિપુષ્ટ કરી અને સિંદબાદની મુસાફરીઓ ઝાંખી પાડી. આપણે ત્યાં સાહિત્યકારોએ એવું જીવન જીવી જોયું નથી. એટલે – સંસ્કૃતમાં શું અને દેશી ભાષાઓમાં શું – જીવતું દરિયાઈ સાહિત્ય જોવાને મળતું નથી. પરદેશના વસવાટ અંગેનું સાહિત્ય જુદું અને તોફાની મોજાંઓ સાથે દોસ્તી બાંધનાર દરિયાઈ સાહિત્ય જુદું. બંનેનો વિકાસ આપણે ત્યાં થવો જોઈએ, પણ આપણી દરિયાઈ, ખલાસી પ્રજા દરિયા સાથે છૂટાછેડા કર્યા પછી જ કેળવણી લે છે. અથવા કેળવાયા પહેલાં જ દરિયાઈ જીવન પ્રત્યે અણગમો કેળવે છે. એટલે સાહિત્યનું આ ક્ષેત્ર અણખેડાયેલું જ રહ્યું છે. જાતિભેદને કારણે આપણા સાહિત્યને પણ પારાવાર નુકસાન થયું છે. સાવ્દલે

મોટો, મહાભારત જેવો રાષ્ટ્રીય ગ્રંથ, પણ એમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય ઉપરાંતની પ્રજા દેખા દેતી જ નથી એમ કહીએ તો એની સામે વાંધો ન ઉઠાવી શકાય.

### પરદેશમાં વસવાટ

આપણે ભૂલવું ન જોઈએ કે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતની પ્રજાએ પ્રાચીન કાળથી અર્ણવોનું આમંત્રણ સ્વીકાર્યું છે. ભારતનો પશ્ચિમ કિનારો ફરી વળ્યા પછી આપણી પ્રજાએ લંકા અને જાવા સુધીના દેશોનો પરિચય મેળવ્યો છે અને તે તે દેશની પ્રજા સાથે ભળી જઈ પોતાના પુરુષાર્થ માટે નવો અવકાશ મેળવ્યો છે. આ બાજુ મકરાણ, મસ્કત, એડન, હબસાણ, ઝાંઝીબાર, પૂર્વ અને દક્ષિણ આફ્રિકા, મોઝાંબિક, માડાગાસ્કર, સીશલ અને મોરિશિયસ વગેરે પ્રદેશોમાં આપણા લોકો જઈને વસ્યા છે. એમાં જેટલા હિંદુઓ છે તેટલા જ લગભગ મુસલમાનો પણ છે. ધર્મભેદથી પ્રજાભેદ થાય છે એવું તેઓ અત્યાર સુધી માનતા ન હતા. પણ સૌરાષ્ટ્રના એક ગુજરાતી મુસલમાને એમના મનમાં બુદ્ધિભેદ આણ્યો અને એની માઠી અસર બન્ને બાજુના લોકો અનુભવે છે. પણ વ્યાપક જીવન અને ઊંડો સ્વાર્થ આવા ભેદને માટે અનુકૂળ નથી. એટલે બધી રીતે બગાડ કર્યા પછી આપણી એ આખી પ્રજા એકત્ર થવાની જ. રાજદ્વારી નહીં પણ હૃદયની અને જીવનની એકતાની વાત હું કરું છું. નેપાળ કયાં નોખું સ્વતંત્ર રાજ્ય નથી ? પણ તેથી નેપાળી લોકોનું અને આપણું જીવન અથડામણોથી ઘવાયું નથી. જ્યાં સુધી બહાર જઈને વસેલા હિંદુમુસલમાનો ગુજરાતી ભાષા બોલશે ત્યાં સુધી આપણે બધા એક જ છીએ, અને એકત્ર રહેવાના. એ બધા લોકો ગુજરાતી સાહિત્ય વાંચે છે. પોતાની નિશાળોમાં ગુજરાતી પાઠ્યપુસ્તકો ચલાવે છે. એમનું જીવન આપણે ભૂલી જઈએ અથવા એની ઉપેક્ષા કરીએ તો એમાં માતૃભાષાનો દ્રોહ થશે. તે તે દેશનાં વર્ણનો, ત્યાંના લોકો સાથે આપણા લોકોએ કરેલા સહકાર અને જીવનયાત્રામાં મેળવેલી સફળતા એ બધા વિશે આપણે જાણવું જોઈએ, લખવું જોઈએ અને તે તે દેશમાં વસેલા ગુજરાતી લેખકોને પ્રોત્સાહન આપવું જોઈએ. તે તે દેશના સવાલોનું અધ્યયન જો આપણે બરાબર કરીએ તો ગુજરાતી સાહિત્યમાં એક અત્યંત કીમતી વિભાગ ખૂલશે અને એમાંથી પરદેશમાં જઈને વસવાટ કરવાના આપણા સ્વભાવને પ્રોત્સાહન મળશે.

મને ખબર છે કે પરદેશના લોકો, ખાસ કરીને ગોરાઓ આપણા વિદેશી વસવાટ સામે મુશ્કેલીઓ ઉત્પન્ન કરે છે. પણ ઘણીખરી મુશ્કેલીઓ પહોંચી વળવા માટે જ હોય છે, એટલું જીવન-તત્ત્વજ્ઞાન કોણ નથી જાણતું ? મજૂરોને અને નાના નાના વેપારીઓને પરદેશમાં જવાની મનાઈ છે એ ખરું, પણ શિક્ષકોને, ડૉક્ટરોને, ધર્મોપદેશકોને અને સંસ્કૃતિના પ્રચારકોને આ બધા દેશોમાં જવાની અને ત્યાં વરસ-બે-વરસ ગાળવાની છૂટ જરૂર મળી શકે છે. અને જો આપણામાં સંકુચિતતા ન હોય, તે તે પ્રજાની શુદ્ધ મહત્ત્વાકાંક્ષા સાથે આપણો સાચો સમભાવ હોય, તો આપણે એ દેશોમાં ફાવવાના અને આપણી સેવાશક્તિ વધારવાના.

આ જાતની પ્રેરણા આપનારું અને એ જાતનું માનસ કેળવનારું સાહિત્ય આપણે તૈયાર કર્યું છે? આ બધું જો આપણે ન કરી શક્યા તો આપણા પગ તે તે દેશમાં ટકવાના નથી. ત્યાંના લોકો આપણને ખાઈ જાય તો મારો જરાયે વાંધો નથી. પણ આપણો લોકસ્વભાવ એમાં આડે આવવાનો અને આપણા લોકો ખસીને પાછા આવવાના. એ હાર ટાળવા માટે આપણે ગુજરાતી ભાષાનું ધાવણ એમને અવશ્ય પહોંચાડવું જોઈએ. આ પ્રવૃત્તિ કુશળ લોકોના હાથમાં સ્વાશ્રયી થવાની. આનો પ્રારંભ તે તે દેશનાં ભૌગોલિક તેમ જ સાંસ્કૃતિક વર્ણનોથી થવો જોઈએ.

પરદેશમાં જઈ અત્યંત પ્રતિકૂળ પરિસ્થિતિમાં, લગભગ હડધૂત દશામાં પણ ટકવાની જે શક્તિ આપણા લોકોએ બતાવી છે અને ખાસ કરીને આપણી સ્ત્રીઓએ એમાં જે હિંમત બતાવી છે, તેને માટે કોઈ પણ પ્રજા મગરૂર થઈ શકે છે. એ વીરગાથા ગાવા માટે જોઈતી વિભૂતિ-પૂજા અને સમાજશાસ્ત્રની વ્યાપક દૃષ્ટિ આપણા સાહિત્યકારોએ હજી કેળવી નથી એ જ દુર્દૈવની વાત છે. પોર્ટુગીઝ ખલાસીઓએ અને ચાંચિયાઓએ એક વખત જે દરિયો ખેડ્યો, એનાં મહાકાવ્યો લખાયાં છે અને એ પૂર્વજોની કીર્તિ ઉપર આજના પોર્ટુગીઝ લોકો પોતાની આત્મશ્રદ્ધા ટકાવવાનો પ્રયત્ન કરે છે. આપણે જો દૃષ્ટિ કેળવીએ તો આ ક્ષેત્રનું સાચા અર્થમાં ઉન્નત અને પોષક સાહિત્ય તૈયાર કરતાં જરાયે મુશ્કેલી નડવાની નથી.

સ્વભાવે પ્રવાસી હોઈ મેં એ ક્ષેત્રની જ વાત સૌથી પહેલી કરી. પણ સાહિત્ય પરિષદે તો પ્રધાનપણે વાઙ્મયમાત્રની નહીં પણ શુદ્ધ સાહિત્યની જ ચર્ચા કરવાની હોય છે.

### જીવન સાથે સીધો સંબંધ ધરાવતું શુદ્ધ સાહિત્ય

સાહિત્ય વિશે એક આદર્શ અથવા ખ્યાલ મારા મનમાં છે તે અહીં કહી દઉં તો અસ્થાને ન ગણાય. સાહિત્ય એ જીવનની સંસ્કૃતિનું પ્રતિબિંબ છે એટલે જીવન સાથે સીધો અને ઉત્કટ સંબંધ ધરાવતાં બધાં શાસ્ત્રો પણ સાહિત્યમાં આવી જાય છે. આમ અધ્યાત્મવિદ્યા, ધર્મશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ઈતિહાસ, નૃવંશશાસ્ત્ર, આરોગ્ય, કામવિજ્ઞાન, પદાર્થવિજ્ઞાન, સૃષ્ટિવર્ણન, પ્રવાસ — બધું જ સાહિત્યમાં આવી જાય છે. આ વિષય પરત્વે જેટલાં નિબંધો, પ્રકરણો, શાસ્ત્રીય વિવેચનો અને પાઠ્યપુસ્તકો લખાયાં છે તે બધાં જ સાહિત્યમાં આવી જાય છે.

અને છતાં આમાંથી તે તે વિષયને વરેલા તાત્ત્વિક કે શાસ્ત્રીય ગ્રન્થોને આપણે સાહિત્યમાં ગણતા નથી. સાહિત્યની ચર્ચા કરતી વખતે એ બધા તાત્ત્વિક ગ્રન્થોનો વિચાર સરખો આપણા મનમાં આવતો નથી.

ત્યારે કેવળ સાહિત્ય, શુદ્ધ સાહિત્ય, અથવા નર્યું સાહિત્ય કોને કહેવાય? હું માનું છું કે કેવળ સાહિત્ય આ બધા વિષયોને અંગે જ બોલે છે ખરું, પણ એ

શાસ્ત્રનો ભાર વહન કરીને બોલતું નથી. કેવળ સાહિત્યનો સંબંધ જીવન સાથે સીધો હોય છે. જીવન અંગેના વિચારો, અનુભવો, વહેમો અને એ બધાંની ઉપપત્તિ જેવી મનમાં સ્ફુરે, તેવી રજૂ કરવી એ શુદ્ધ સાહિત્યનું કામ છે. ઉચ્ચ સંસ્કારિતા અને ઉચ્ચ અભિરુચિ અને ભાવનાની અભિવ્યક્તિની ઉત્કટતા, એટલી વસ્તુની દોરવણી શુદ્ધ સાહિત્ય સ્વીકારે છે. પણ શાસ્ત્રીય ચર્ચા, વૈજ્ઞાનિક વિશ્લેષણ અને કોઈ વિશિષ્ટ વાદની જોહુકમી શુદ્ધ સાહિત્ય સ્વીકારતું નથી.

મારે શી રીતે જીવવું એને વિશે ધર્માચાર્યો અને કાનૂન-કોવિદો, ડૉકટરો અને વૈદ્યો અને રાજકીય પક્ષના નેતાઓ મને સલાહ ભલે આપે. તેઓ પોતપોતાના વિષયના તદ્‌વિદો હોય છે, એ વિશે પણ શંકા નથી. એમના પ્રમાણમાં મારું જ્ઞાન, મારો અનુભવ અને વિચારશક્તિ ભલે અલ્પ હોય, છતાં મારું જીવન મારે જ જીવવાનું છે, મારા નિર્ણયો મારે જ કરવાના છે. રાજાને સલાહકાર ભલે ગમે તેટલા હોય, પણ રાજા જો રાજ્ય ચલાવે, તો તે પોતાના નિર્ણય પ્રમાણે જ. એવી જ રીતે જેમનો મુખ્ય રસ તત્ત્વશોધનનો નથી, આદર્શ નિર્ણયનો નથી, પણ જેમણે જીવન જીવવાનો સંતોષ મેળવવો છે તેઓ જે રીતે કાચો કે પાકો, એકાંગી કે સર્વાંગી વિચાર કરે છે, ભાવનાઓ વ્યક્ત કરે છે, એકબીજાને પ્રેરે છે અથવા પોતાની સાથે જ વિચારવિનિમય કરે છે (જેમ કે વાસરીમાં લખાતું લખાણ), તે બધું શુદ્ધ સાહિત્યમાં આવી જાય છે. સત્યનિષ્ઠા, તત્ત્વનિષ્ઠા, જ્ઞાનોપાસના, એ બધી વસ્તુઓ ઉત્તમ છે. એમને ચરણે જીવન અર્પણ કરી શકાય. પણ શુદ્ધ સાહિત્ય, પોતાની જીવનનિષ્ઠા આગળ, ઉપરની બધી ચરમ કોટિની જીવનનિષ્ઠાઓને પણ ગૌણ ગણે છે.

પોતાનું જીવન, પોતાની ઢબે જીવવા માગનાર વ્યક્તિ ડૉકટરને, ધર્માચાર્યને, પક્ષનાયકને અને હિતચિંતકોને કહી દેશે — “તમારી દૃષ્ટિએ, અને કોક કોક વાર મારી પોતાની દૃષ્ટિએ પણ, હું ભૂલ કરતો હોઉં તો મારે એનો વાંધો નથી. મારે મારી ઢબે, મારા સંતોષ ખાતર જીવવું છે. અને મુખ્ય વસ્તુ એ કે મારા જીવનની લગામ મારે મારા પોતાના હાથમાં જ રાખવી છે. મારું કારખાનું કોઈ વિશ્વાસપાત્ર તદ્‌વિદને હું સોંપી શકું, મારાં નાણાંની વ્યવસ્થા પણ એવા જ કોઈને સોંપી શકું, — અરે, મારું રાજ્ય પણ કોઈ સારા દીવાનને સોંપી શકું, પણ મારું જીવન તો મારા પોતાના હાથમાં જ રહેશે.” પોતાનું સર્વસ્વ ભગવાનને ચરણે અર્પણ કરનાર ભક્તે પણ ભગવાનને કહ્યું કે — “હે મારા હૃદયસ્વામી! મારું સર્વસ્વ તારે ચરણે અર્પણ કરી શકું એટલી સ્વતંત્રતા, એટલું વ્યક્તિત્વ અને એટલો અધિકાર હું મારી પાસે રાખવાનો જ.”

આ જે અંતિમ આત્મનિષ્ઠા છે, આત્મનિર્ભરતા છે એ જ હોય છે શુદ્ધ સાહિત્યનું પ્રધાન લક્ષણ. તેથી એમાં અમુક જાતનું બંડખોરપણું, અમુક જાતની પ્રયોગપરાયણતા, એટલું જ નહીં પણ અમુક જાતની બેપરવાઈ અને બેજવાબદારી પણ હોઈ શકે છે.

શુદ્ધ સાહિત્યમાં જીવનપરાયણતા જ મુખ્ય હોય છે અને તેથી જ એક જાતનું બંડખોરપણું અને પ્રયોગપરાયણતા વગર અથવા કાંઈ નહીં તો અનૌપચારિક સ્વાભાવિકતા વગર સાહિત્યનો સર્વોચ્ચ આનંદ આપણને મળવાનો નથી.

આટલું કહ્યા પછી ઉમેરવું જ પડે છે કે જીવનનું ગાંભીર્ય, જીવનની માંગલિકતા, વિશ્વકલ્યાણની મહેચ્છા અને સેવાને અર્થે આત્માર્પણ કરવાની તૈયારી, આ જાતનાં તત્ત્વો જીવનનિષ્ઠા સાથે વણેલાં ન હોય તો પેલી જીવનપરાયણતા જીવનપરાયણતા મટી જીવનદ્રોહ બને છે. કોઈ માણસ કહે કે 'હું મારા જીવનનો માલિક છું માટે એને હું એક ઘેલછામાં વેડફી નાખવા માગું છું,' તો એ એના જેવું જ થશે કે કોઈ માણસ ઘરનો માલિક છે એ વાતનો અનુભવ કરવા ખાતર પોતાનું ઘર બાળવા તૈયાર થઈ જાય!

પ્રયોગશાળામાં જાતજાતના પ્રયોગો કરવા માટે દરેક જાતની પૂરી સ્વતંત્રતા વિજ્ઞાનવેત્તાઓને અપાય છે. પણ તેટલા માટે સુરંગથી પ્રયોગશાળા જ ઉડાવી દેવાની સ્વતંત્રતા એમને ન હોય.

એટલે જીવનનિષ્ઠામાં જે જે મંગલ તત્ત્વો આવી જાય છે તે બધાંનો સ્વીકાર કરીને જ નવું નવું અજમાવવાની પ્રયોગપરાયણતા અને ભૂતકાળનાં બંધનો વિશેનો અમર્ષ, શુદ્ધ સાહિત્યમાં જડવાં જોઈએ. શુદ્ધ સાહિત્ય આ રીતે જીવનનિષ્ઠા અને ઉચ્ચ અભિરુચિની મર્યાદા સ્વીકારશે પણ બંધિયાર હવામાં જીવવાની ના જ પાડશે.

આવો આ આદર્શ તત્ત્વતઃ સર્વમાન્ય થશે. પણ વિગતોમાં અનેક પ્રકારના મતભેદોને અવકાશ હશે જ. અમુક જાતનું સાહિત્ય એક જણ અથવા એક જમાનો પસંદ કરશે અને બીજો એને વખોડશે. શું યોગ્ય ગણાય અને શું અયોગ્ય, એની ચર્ચા માણસ અખંડ ચલાવવાનો જ. અને તેથી જ સરકારનો કે કાનૂનનો અંકુશ સાહિત્ય પર રાખવાને બદલે માનવહિતચિંતક લોકસેવકોના અને નેતાઓના અભિપ્રાયોનો અંકુશ જ પસંદ કરવો જોઈએ. કાનૂન આવ્યો એટલે સમાજના નેતાઓ પોતાની જવાબદારી છોડી દે છે. જ્યારે સમાજના નેતાઓ — જીવનનિષ્ઠ નેતાઓ નિર્ભયપણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે છે ત્યારે કાનૂનનો આશરો શોધવાનું મન કોઈને થતું નથી.

સમાજનું સ્વાસ્થ્ય જાળવવાની જવાબદારી જેમ ધર્માચાર્યોની, સમાજનેતાઓની અને અધ્યાપકોની છે, તેમ જ, પણ બીજી રીતે, 'શુદ્ધ સાહિત્ય'કારોની પણ છે. એ જેટલી સૂક્ષ્મ છે તેટલી જ વ્યાપક છે. અને જ્યાં બીજા લોકો હારી જાય છે ત્યાં સાહિત્યકારો સમાજને બચાવી શકે છે, ચડાવી શકે છે, દોરી શકે છે એને એથીયે મહત્ત્વનું — આશ્વાસન આપી શકે છે. જ્યારે આવા સાહિત્યકારો જ ભાન ભૂલી જાય છે, પોતે છીછરા અને ઉચ્છૃંખલ બને છે, ત્યારે સાહિત્ય સડવા માંડે છે અને પોતાની સેવાશક્તિ ખોઈ બેસે છે. પરિણામે લોકોની અભિરુચિ કૃત્રિમ, વિકૃત અને રોગગ્રસ્ત થાય છે. નીરોગી સાહિત્ય, પ્રસન્ન સાહિત્ય, નિર્ભય

અને આત્મનિષ્ઠ સાહિત્ય સમાજ માટે આશીર્વાદરૂપ છે. એને વિશે જ ભવભૂતિએ કહ્યું હતું,

कामान् दुग्धे विप्रकर्षत्यलक्ष्मीम्
कीर्तिं सूते दुष्कृतं या हिनस्ति ।

**નવલકથા – કાલ્પનિક કથાનકો**

સંસ્કૃત સાહિત્યમીમાંસામાં કાવ્યને અને લલિત સાહિત્યને વક્રોક્તિ કહ્યું છે. પોતાને જે કહેવું હોય તે સાદીસીધી રીતે ન કહેતાં સુંદર ઢબે, આડકતરી રીતે કહેવું એનું નામ વક્રોક્તિ. રાજપુત્રોને રાજનીતિશાસ્ત્ર શીખવવા માટે વાંદરાં, કૂતરાં, સિંહ અને શિયાળની વાર્તા મારફતે બધું કહેવું, એ વક્રોક્તિનું સરસમાં સરસ ઉદાહરણ છે.

આજે વક્રોક્તિએ નવલકથા અને લઘુકથાનું રૂપ ધારણ કર્યું છે. છેલ્લાં સો-બસો વરસમાં સાહિત્યના આ પ્રકારની ઉપાસના અને એની શક્તિ – બન્ને ખૂબ વધ્યાં છે. એ શક્તિ પારખીને એનો પૂરતો લાભ ઉઠાવવાની તૈયારી બધા જ સમર્થ સાહિત્યકારો બતાવે છે. પણ એ શક્તિ હજી દુર્દાન્ત જ છે. એ શક્તિનો વધુમાં વધુ ઉપયોગ થાય અને દુરુપયોગ ન થાય એને માટે માણસજાતે હજી પૂરતું ચિંતન કર્યું નથી. અને આ સાહિત્યપ્રકાર એવો છે કે જો યુવાન માણસ એનાથી પ્રારંભ કરે અને ફક્ત એનું જ અખંડ સેવન કરે તો જીવન ઉપર એની માઠી અસર થવાનો ઘણો સંભવ રહે છે. એટલે જ મેં એક વિદ્યાર્થીને લખ્યું હતું કે આખો વખત માત્ર આવું કાલ્પનિક સાહિત્ય વાંચ્યા કરશો તો તમારું જીવન જ એક કલ્પિત કથા થશે. (If you give all your time to the reading of fiction and fiction alone, your life itself will become a fiction.)

હું માનું છું કે ગદ્યના ક્ષેત્રમાં આડકતરી સેવા કરવાનું કામ નવલકથાનું છે, અને સીધી સેવા કરવાનું કામ નિબંધનું છે. હું આ બીજા પ્રકારનો પ્રતિનિધિ છું. એટલે જ કાલ્પનિક સાહિત્ય વિશે કાંઈ પણ કહેતાં સંકોચ અનુભવું છું. અને જ્યારે જોઉં છું કે નવલકથાકારો (અને કોક કોક વાર નાટકકારો પણ) પાત્રોનાં સંભાષણમાં અને પોતાનાં વર્ણનોમાં અવારનવાર નાના કે મોટા ખાસા નિબંધો દાખલ કરે છે ત્યારે મને પક્ષપાતી આનંદ થાય છે. પણ નવલકથાની શક્તિ હું ઓળખું છું. એ પ્રકારનો પ્રશંસક પણ છું. અને તેથી જ એ પ્રકાર સુધરી જાય, માદક પેયનું કામ ન કરતાં, સુધારસનું કામ કરતો થાય, એમ ઈચ્છું છું.

કેટલાક લોકો બીક બતાવે છે કે નવલકથાનો ખોરાક વધી ગયા પછી લોકો બીજું કશું વાંચતા જ નથી, સારાનરસાનો વિવેક કરવાની શક્તિ જનતા ખોઈ બેસે છે. અને શરાબી માણસ પાસેથી ધૂર્ત લોકો જેમ ગમે તે કામ કરાવી શકે છે, તેમ નવલકથાના રસિયાઓને લોકનેતાઓ (demagogues) ગમે તેમ દોરી શકે છે.

હું નથી માનતો કે આજે સ્થિતિ એટલી બધી બગડી છે અથવા નવલકથાને જ કારણે લોકોનાં ભેજાં નબળાં પડયાં છે. અને છતાં ચેતવણી આપનાર લોકોની કદર તો આપણે કરવી જ જોઈએ.

## કાવ્ય અને નાટક

ગમે તે જમાનાનો વિચાર કરો અથવા ગમે તે દેશનો, સાહિત્યનો પ્રાણ મુખ્યત્વે એની કવિતામાં જ વસે છે. છાપાં, નવલકથા અને જાહેરચર્ચાનો જમાનો ગદ્યનો જ જમાનો છે એની ના નથી. અને આદર્શ નિબંધોમાં ગદ્ય અને કાવ્યનો સમન્વય પણ કરી શકાય. લલિત ગદ્ય ગમે ત્યારે પદ્યનું સ્થાન લઈ શકે છે, છતાં સાહિત્યની સુવાસ તો છંદ, લય અને ગેયતામાં જ વધુમાં વધુ પ્રગટ થાય છે. તાલબદ્ધતામાં જે તૃપ્તિ છે અને બૌદ્ધિક થાક ઉતારવાની શક્તિ છે તેનો વિચાર કરતાં, એ ગુણોવાળું સાહિત્ય જ અજરામર રહેવાનું છે એ વિશે શંકા રહેતી નથી. ભાટચારણોની તેમ જ ભક્ત ઉપાસકોની સગવડ ખાતર એક જમાનામાં છંદોબદ્ધ સાહિત્યની રચના થતી હતી, એ બાહ્ય પ્રયોજન હવે પહેલાંના જેટલું મહત્ત્વનું રહ્યું નથી.

સમાજસેવકો જ્યારે જોશે કે નિશાળો અને છાપાંઓ મારફતે પ્રજાજીવનની પૂરેપૂરી સંસ્કારિતા સધાતી નથી, ત્યારે છંદોબદ્ધ સાહિત્ય અને તે સંભળાવવાની જૂની પ્રવૃત્તિ ફરી સજીવન થશે. અને એ પ્રવૃત્તિ કેવળ ધાર્મિક સાહિત્ય કે લોકસાહિત્ય સુધી મર્યાદિત ન રહેતાં, ઇતિહાસ, દેશવર્ણન, પ્રવાસવર્ણન, કથાઓ અને સમાજશાસ્ત્રીય ચર્ચાઓ સુધી પોતાનું ક્ષેત્ર ફેલાવશે.

જૂના જમાનામાં તમામ સાહિત્યને છંદોબદ્ધ કરતા. આંક, પાડા અને પલાખાંથી માંડીને શબ્દકોશ સુધીનું બધું જ સાહિત્ય છંદોબદ્ધ થતું. વૈદક અને જ્યોતિષ, સ્થાપત્ય અને સંગીત — બધાના શાસ્ત્રગ્રન્થો છંદોબદ્ધ કરવામાં આવતા. હવે એ આવશ્યકતા રહી નથી. છાપવાની કળા, પુસ્તકાલયોની પ્રવૃત્તિ અને નિયતકાલિક સાહિત્ય — આ ત્રણ સાધનોની મદદમાં ગ્રામોફોન અને રેડિયો પણ આવ્યાં છે એટલે કાવ્યમય પ્રબંધોની આવશ્યકતા પહેલાં જેવી રહી નથી.

છતાં ભાવનાનો ઉત્કર્ષ તો કવિતા દ્વારા જ ચરમ કોટિએ પહોંચી શકે છે, અને ભાવના અને ચિંતનનો અર્ક તો કવિતામાં જ સંઘરી શકાય છે.

જેમ જેમ જમાનો સુધરતો જશે તેમ તેમ કાવ્યનું ક્ષેત્ર અને કાવ્યની પ્રવૃત્તિ ઓછાં થશે, એમ એક વખતે મનાતું. હવે એ બીક સેવાતી નથી. જીવનનું ક્ષેત્ર જેમ જેમ વધુ ખેડાય છે, તેમ તેમ કાવ્યને નવા નવા વિષયો જડવા લાગ્યા છે. અને ભાવના સાગરનું જેમ જેમ નવેસર મંથન થાય છે, તેમ તેમ નવાં નવાં કાવ્યતત્ત્વોનો આવિષ્કાર થતો જાય છે.

કેવળ છંદો-વ્યાયામ કરતાં આવડયો અને રૂઢ કવિકલ્પનાઓમાંથી નવી નવી ચમત્કૃતિ સર્જતાં આવડી એટલે કવિકર્મ કૃતાર્થ થયું એમ માનવાના દિવસો હવે રહ્યા નથી. આજનો કવિ અધ્યયન અને ચિંતનમાં સંસ્કૃતિની ટોચે પહોંચેલો

હોવો જોઈએ. એક તરફ પ્રજાજીવનના બધા સ્તરો અને પ્રકારો સાથે એ એક-હૃદય થાય એ જરૂરનું છે અને સાથે સાથે અસંસ્કારી રાગદ્વેષનાં મોજાંઓ સાથે અને સમાજદ્રોહી તોફાનો સાથે એ તણાઈ ન જાય એટલી તટસ્થતા અને અલિપ્તતા પણ એનામાં હોવી જોઈએ.

'સત્યયુગ જેમ પ્રાચીન કાળમાં જ હતો તેમ જ સર્વોચ્ચ કવિઓ પણ જૂના કાળમાં થઈ જ શકયા, આજના કવિઓની પ્રતિભા અલ્પપ્રાણ છે' — એવી ટીકા કેટલાક લોકો એટલા વિશ્વાસથી કરે છે કે જાણે એ બાબતમાં બે મતને અવકાશ જ નથી.

હું કબૂલ કરું છું કે જૂના કવિઓનો ભાષા પરનો કાબૂ અસાધારણ હતો. અને પોતાના કવનમાં પરદેશીપણું તો નથી આવ્યું? — એ જાતની બીક એમને સેવવી પડતી નહીં. જૂના શ્રેષ્ઠ કવિઓની જીવનનિષ્ઠા ઉત્કટ હતી. એમની શ્રદ્ધા એકાગ્ર અને ઊંડી હતી. અને છતાં જૂના કાળના શ્રેષ્ઠ કવિઓ અને આજના જમાનાના શ્રેષ્ઠ કવિઓ વચ્ચે તુલના કરવા બેસીએ તો આજના કવિઓ લેશમાત્ર ઊતરતા નથી એવો જ મારો આંતરિક અભિપ્રાય છે. આપણા કરતાં આપણા વડવાઓ શ્રેષ્ઠ હતા એમ કહેવાની પ્રથા તોડવાની હિમાયત હું નથી કરતો. આપણે એ રિવાજ હજી એક-બે પેઢી જરૂર ચલાવીએ પણ એ ઔપચારિક પ્રથાને યથાર્થ કથન તરીકે સ્વીકારવા હું તૈયાર નહીં થાઉં.

જૂની સામાન્ય કવિતાની યાંત્રિકતા, કૃત્રિમતા અને રૂઢિજડતામાંથી આપણે ઊગરી ગયા છીએ એ કાંઈ નાનોસૂનો લાભ નથી.

વ્યાસ, વાલ્મીકિ આદિ કવિઓની યુદ્ધનિષ્ઠા અને કેટલાક મધ્યકાલીન કવિઓની જીવનવિમુખ વૈરાગ્યનિષ્ઠા બન્નેની કદર કરવા છતાં આપણે એ વાતાવરણ વટાવી ગયા છીએ, શત્રુની સ્ત્રીઓની દુર્દશાનું વર્ણન કરવાનું હવે આપણને ગમતું નથી, આપણો શૃંગારરસ પણ વધારે ભાવનાપ્રધાન થયો છે, એ વસ્તુની સહર્ષ નોંધ આપણે લેવી જ જોઈએ. વાસ્તવવાદને નામે કોક કોક વાર અભિરુચિમાં વિકૃતિ આવી જવાની. પણ એ વિકૃતિ સ્થાયી અથવા વ્યાપક થશે એવી બીક રાખવાનું હજી કારણ નથી.

કવિતા મારું ક્ષેત્ર નથી એટલે એ વિશે હું કશું કહું નહીં. ફક્ત યુગપ્રવૃત્તિના સ્વરૂપની નોંધ લઈને જ આ વિષય અહીં છોડી દઉં છું. મને વિશ્વાસ છે કે સાહિત્યપરિષદની ત્રણ દિવસની વિચારણામાં સાહિત્યના કવિતા વિભાગને પૂરો ન્યાય મળશે અને ભાવના-તરબોળ થઈને જ વિખેરાઈશું.

કવિતા સાથે જ નાટકોની ચર્ચા કરી લેવાનો કેટલાક લોકોનો રિવાજ હોય છે અથવા હતો. તેમ કરવાનું હવે કારણ રહ્યું નથી. હું માનું છું કે ધીરોદાત્ત નાયકની આસપાસ નાટકો રચવાની પ્રથા નષ્ટ થવાની નથી. છતાં હવે પછી શૌર્યના જુદા જ આદર્શો નાટકોમાં પ્રતિબિંબિત થશે અને પ્રેમનો ઉત્કર્ષ પણ, જમાનાને અનુસરીને, નવાં નવાં સ્વરૂપો ધારણ કરશે. કેવળ વ્યક્તિ જ નહીં પણ

જનસમુદાય પણ નાટકમાં નાયકનું સ્થાન લેશે અને આંતર-પ્રાંતીય તથા આંતર-રાષ્ટ્રીય વાતાવરણનાં નાટકો લખાશે અને ભજવાશે. જીવનનું ઊંડાણ અને જીવનનો વિસ્તાર બંને તત્ત્વો હવે પછીનાં નાટકોમાં વ્યક્ત થવાં જ જોઈએ.

### બોધપ્રધાન સાહિત્ય

એક વખતે મિત્રમંડળમાં didactic શબ્દની ચર્ચા ચાલી. એને માટે બોધ-ગર્ભ, બોધપરાયણ એવા અનેક શબ્દો સૂચવાયા. અમારા જુગતરામભાઈએ તરત પ્રેરણાથી એક શબ્દ ઉપજાવી કાઢ્યો — 'દાદોક્તિક'. કોઈ વ્યક્તિ દાદા અથવા મોટો ભા થઈને ઉપદેશ આપે, બીજા કોઈનું સાંભળવાને તૈયાર ન હોય, અને સ્મૃતિકારની ભૂમિકા ધારણ કરી પોતાનો જ નિયમ ચલાવવા માગે ત્યારે એનું એ વલણ કોઈને ગમતું નથી. એટલે એની બોલવા–કહેવાની શૈલીને આપણે સૌમ્યપણે didactic કહીએ છીએ. એ આખો ભાવ 'દાદોક્તિક' શબ્દમાં આબાદ રીતે આવી જાય છે. આજના જમાનાને દાદોક્તિક સાહિત્ય પ્રત્યે સૂગ છે. સૂગ છે એટલું જ નહીં પણ લોકો એવું સાહિત્ય સ્વીકારવા પણ તૈયાર નથી હોતા.

આપણા સંસ્કૃત સાહિત્યવિવેચકોએ પ્રભુસંમિત, મિત્રસંમિત અને કાન્તા-સંમિત એવી ત્રણ શૈલીનું વર્ણન કર્યું છે. માણસથી આમ જ કરાય, આમ ન કરાય, એવા માલિક જેવા હુકમ તો શાસ્ત્રો જ કાઢી શકે છે. એ ઉપદેશ પ્રભુ-સંમિત હોય છે. મિત્ર સદ્ભાવથી બોલે છે, સલાહ આપે છે અને પછી સાંભળનારને છૂટો રાખે છે કે જેમ કરવું હોય તેમ કરે. 'રામની પેઠે વર્તવું સારું, રાવણની પેઠે નહીં, જુઓ રાવણનો નાશ થયો અને રામની કીર્તિ આજે પણ ગવાય છે,' — વગેરે હિતોપદેશ કરનાર સાહિત્ય મિત્રસંમિત હોય છે. જ્યારે કાવ્ય અથવા લલિત સાહિત્ય કોઈ પ્રેયસીની પેઠે સાંભળનારનું મન આકર્ષી લે છે, એના પર કબજો મેળવે છે અને પ્રસન્નપણે એવી તો છાપ પાડે છે કે માણસ વગરકહ્યે અનુકૂળ થઈ જ જાય છે અને પછી કહ્યું માને છે.

હું માનું છું કે સત્-સાહિત્યમાં ત્રણેને અવકાશ હોવો જોઈએ. જે પ્રભુ નથી, ગુરુ થવાને લાયક નથી અને તારતમ્ય ઓળખવાની અક્કલ પણ જેનામાં નથી, એની બોધપરાયણતા કોઈને પણ ખૂંચે. ગાંધીજીએ એક વિશાળ રાષ્ટ્રને બધી રીતે ચડાવવાનો સફળ પ્રયત્ન એક જમાના સુધી કર્યો. એમનાં લખાણોમાં બોધવચનો ભરપૂર છે પણ એને કોઈ didactic કે દાદોક્તક ન કહે. એમનામાં રહેલો ઔચિત્યનો ખ્યાલ, એમની નમ્રતા અને એમનો આદર્શ વિવેક — ત્રણેને કારણે એમનું સાહિત્ય એટલું તો રોચક અને પ્રેરણાદાયક થયું છે કે એ વાંચતાં માણસની ચિત્તવૃત્તિને પવિત્ર જળમાં સ્નાન કર્યા જેટલો આનંદ મળે છે અને એનું ચિંતન કરતાં માણસને અનુભવ થાય છે કે પોતાને રોચક અને પૌષ્ટિક ખોરાક મળ્યો છે.

આજના કવિઓ બોધપરાયણ કવિતા ભલે ન લખે. એમનો એ અધિકાર નયે હોય; પણ વ્યાસ, વાલ્મીકિ જેવા કવિઓ યોગ્ય પ્રસંગે બોધપરાયણ સાહિત્ય

લખવાના અને આપણે એને ઉત્તમ સાહિત્ય તરીકે સ્વીકારવાના.

એક વખતે એક બાળપોથી તૈયાર કરતી વખતે કેટલાક સાથીઓએ આગ્રહ રાખ્યો કે એમાં બોધ આપનાર એકે પાઠ ન હોય. મેં કહ્યું કે બાળપોથીમાં તો ત્રણે પ્રકારની શૈલીને સ્થાન હોવું જ જોઈએ. બાળકો અને બ્રહ્મચારીઓ એવી ઉંમરના હોય છે કે જ્યારે એમને સંસ્કૃતિના પાયાની વાતો સીધી બોધરૂપે જ આપવી જોઈએ. એ રીતે તેઓ લે છે પણ ખરા અને હજમ પણ કરે છે.

આથી વિરુદ્ધ, એક સાહિત્યપરાયણ રોમન મહિલાએ કહ્યું છે કે ઉત્તમ સાહિત્ય બોધગર્ભ જ હોવું જોઈએ. લેખકે સાહિત્યની સૂચક શક્તિ પર અવિશ્વાસ કરી સુયાણીનું કામ ન કરવું જોઈએ. બોધ ગર્ભમાં રહે એ જ સારું.

હું માનું છું કે એ મહિલાનો એ નિર્ણય સ્વીકારવા જેવો છે. જોકે સાહિત્ય-માત્રમાં બોધ હોવો જ જોઈએ એમ તો કોઈ ન કહે, રસપ્રદ યથાર્થ ચિત્રણ હોય તો બસ. સાથે સાથે રંજન હોય તો તે ઇષ્ટ જ છે. સાહિત્ય માટે અસહ્ય છે એક નીરસતા અને નિર્જીવપણું.

## ગૂઢવાદ

આપણી કવિતા પશ્ચિમના સાહિત્યની અસર તળે આવી છે એ વિશે શંકા નથી. છતાં એની શૈલી ઉપર સંસ્કૃત સાહિત્યની અસર મટી નથી અને કોઈ કાળે મટવાની નથી. આશ્ચર્યની વાત એક જ છે કે જે ગૂઢવાદ આપણી નવલ-કથામાં ભૂલેચૂકે પણ દેખાઈ આવતો નથી, નિબંધોમાં જે ગૂઢવાદની ઊંડી ચર્ચા આપણને ક્યાંય જડતી નથી અને ગાંધીજીને બાદ કરતાં આપણા રાજદ્વારી કે સામાજિક જીવનમાં પણ જે ગૂઢવાદની ઝાંખી થતી નથી, તે કવિતામાં આટલો બધો કેમ વધ્યો છે? જૂના સંતો જીવનની ઊંડી સાધના સાધી, એમાંથી અનુભવ-મૂલક ગૂઢવાદી સાહિત્ય લખતા. એની ઘરેડ જામ્યા પછી અનુભવ વગરના લોકો પણ ગૂઢ અનુભૂતિ વર્ણવવા લાગ્યા. અને કોક વાર તો એમનું સાહિત્ય મૂળ સંત સાહિત્ય કરતાં પણ વધારે રોચક અને અસરકારક દેખાય છે.

હવે એ જમાનો ગયો છે અને 'સંતોનો ગૂઢવાદ જીવનવિમુખ છે, એ કામનો નથી; હવે પછીનો ગૂઢવાદ રવીન્દ્રનાથ ઠાકુર જેવા કવિસાધકોને જ અનુસરી શકે છે;' – એમ કહેવામાં આવે છે. એ કહેવામાં તથ્ય ઘણું છે. એ પ્રમાણે વિચાર કરીએ તોયે આજના કવિઓએ રવીન્દ્રનાથની પેઠે વિશ્વસાહિત્યનો અને વિશ્વનો પરિચય કેળવવો જોઈએ. ઇતિહાસનો નિચોડ, વિજ્ઞાનનો પુરુષાર્થ, સમાજશાસ્ત્રનો બોધ, માનસશાસ્ત્રનું ઊંડાણ, અધ્યાત્મની પ્રેરણા અને સંસ્કૃતિ-સમન્વયમાંથી નીતરતી માનવતા – એ બધાના આપણે ઉપાસક થવું જોઈએ. આટલી સાધનાની મદદથી જીવન જીવતાં અને પુરુષાર્થ ખેડતાં જે ગૂઢ અનુભવ થાય તે જો કવિતા દ્વારા જીવનદેવતાને ચરણે અર્પણ કરવામાં આવે, તો તે કવિતા-સમૃદ્ધિ માટે નક્કર ફાળો ગણાશે.

કહે છે કે ભાંગ, અફીણ અને શરાબ એ ત્રણેના અલગ અલગ સેવનથી

અલગ અલગ પ્રકારની ગૂઢવાદી કલ્પનાઓ સ્ફુરે છે. એ વાત કેટલી સાચી છે એ તો અનુભવી જ કહી શકશે. પણ હવે પછીનો ગૂઢવાદ કેવળ તરંગી ન રહેતાં, નક્કર અનુભવમૂલક હોય, અથવા કાંઈ નહીં તો જીવનની ઉપાસનામાંથી દૃઢ થતી શ્રદ્ધાને વ્યક્ત કરતો હોય તો જ આજની સાહિત્યપ્રવૃત્તિ કૃતાર્થ થશે.

## આજનું છીછરાપણું

હમણાં એક નવો સવાલ જાગ્યો છે. કેટલાક લોકો તકરાર કરવા લાગ્યા છે કે આપણા સાહિત્યમાં છીછરું, ટાયલું સાહિત્ય એટલું વધી પડયું છે કે લોકોમાં ઊંડા વિચાર કરવાની કે સમજવાની શક્તિ ક્ષીણ થતી જાય છે. આ તકરાર હમણાં હમણાં જ ઊઠી છે. એણે હજી બરાબર રૂપ પકડયું નથી. લોકોનું ધ્યાન એ તકરાર તરફ પૂરતું ગયું પણ નથી.

જીવનમાં જો પારમાર્થિકતા (seriousness) હોય, પુરુષાર્થ હોય, ઉચ્ચ મહત્ત્વાકાંક્ષા હોય અને એ જાતનું જીવન ખેડવાનું વીર્ય હોય તો એનું પ્રતિબિંબ સાહિત્યમાં પડવાનું જ, અને માત્ર લલિત આકર્ષણને કારણે નહીં પણ જીવનવિષયક ઉન્નતિની તમન્નાને કારણે લોકો જોઈતું સાહિત્ય શોધી કાઢવાના અને આદરપૂર્વક વાંચવાના. અને આજના જમાનામાં જો એ તત્ત્વ જ ન હોય તો જીવનશોધનના સાહિત્યની ઠાલી કદર કરી, એને ફૂલ ચડાવી, એને કોરે મૂકી દેવાના.

સ્વદેશી કે પરદેશી ઉપલબ્ધ સાહિત્યમાંથી નવું સાહિત્ય ઉપજાવવાનો ધંધો જ જ્યાં સુધી ચાલે, ત્યાં સુધી ચિંતકો મૌલિક ચિંતન નથી કરવાના. જીવનની ઉત્કટ ઉપાસનામાંથી જ્યારે સાહિત્ય ઉત્પન્ન થશે ત્યારે દેશી-પરદેશી ઈતિહાસ, ચિંતન, પ્રયોગો અને વિજ્ઞાનમાંથી જોઈતો ખોરાક મેળવીને જીવનોપાસક સાહિત્ય પેદા થવાનું. જીવન પરત્વે જેનામાં ઉત્કટતા છે, પારમાર્થિકતા છે, એને અનુયાયી મળવાના જ. સમાજને એનો ચેપ લાગવાનો જ. હું નથી માનતો કે આવી આત્મનિષ્ઠા આપણા સમાજમાંથી ક્ષીણ થવાના દિવસો આવ્યા છે. આપણા અધ્યાપકો, રાજનૈતિક નેતાઓ અને સાહિત્યકારો જો ક્ષીણવીર્ય થાય તો તેમને ખસેડી દેનારો એક વર્ગ પેદા થવાનો જ છે. કેમ કે રાષ્ટ્રીય પ્રાણ પોતાની પૂરી શક્તિ લઈને પ્રગટ થવા માગે છે. જંગલમાં વાંસના અંકુર જ્યારે ઊગે છે ત્યારે જમીન ફાડીને, પથરા ખસેડીને, એકદમ ઉપર ઊગી નીકળે છે.

## સાહિત્ય અને સદાચાર

સાહિત્ય અને નીતિ એ વિષય ઉપર જૂના વખતમાં ઘણું લખી ચૂકયો છું. 'નીતિના સામ્રાજ્ય તળે સાહિત્યને સાંસ્થાનિક સ્વરાજ્ય (dominion status) આપવા કાકાસાહેબ તૈયાર છે' — એ જાતની ટીકા પણ મેં તે વખતે સાંભળી હતી.

સાહિત્યનો પ્રવાહ યુગપ્રેરણાને અનુસરીને ચાલવાનો. અને આજે તો યુગપ્રેરણા એટલે યુરોપ-અમેરિકાની પશ્ચિમી પ્રેરણા. આપણું જીવનચિંતન જ્યારે સ્વાશ્રયી થશે અને આપણા સાહિત્યકારોનું આત્મગૌરવ વધશે અથવા સમાજના સાચા નેતાઓ જ્યારે સાહિત્યસ્વામી બનશે ત્યારે જ આ સવાલનો ઉકેલ આવશે.

આવતા ઉતાવળિયા લેખોને સાવ ઉતારી પાડવાની જરૂર નથી. દૈનિક છાપામાં આવ્યું એટલા જ ખાતર એ લખાણ સાહિત્યની હારમાં ન બેસી શકે એવો દંડક ચલાવવો ન જોઈએ. એક જણે વ્યવહારદૃષ્ટિએ એક કસોટી મૂકી છે. જે લેખ સમય ગયા પછી પણ એક-બે વાર વાંચવાનું મન થાય તે લેખને સાહિત્ય કોટિમાં, સાહિત્યની ન્યાતમાં બેસવા દેવાય. પછી એ જ કસોટી નિબંધોને, નવલકથાઓને અને લઘુકથાઓને પણ લાગુ પાડવી જોઈએ.

## લિપિસુધાર

ગાંધીજીની પ્રવૃત્તિને કારણે દેશને સ્વરાજ મળ્યું. દુનિયામાં આપણી પ્રતિષ્ઠા વધી અને આત્માની શક્તિના ચમત્કાર વિશેની લોકોની નાસ્તિકતા ઓછી થઈ, એ તો છે જ. પણ ગુજરાતી સાહિત્ય અને સાહિત્યશૈલી ઉપર ગાંધીપ્રવૃત્તિની અસાધારણ અસર થઈ છે. સાહિત્યનાં ક્ષેત્રોની વિવિધતા ઘણી વધી અને લડતને કારણે પ્રજામાં દૈનિક છાપાં વાંચવાનો રસ વધ્યો. બીજા પ્રદેશોમાં લોકો હજી અંગ્રેજી છાપાં ઉપર જ આધાર રાખે છે. હું માનું છું કે બીજા પ્રદેશોના પ્રમાણમાં ગુજરાતી લોકો ગુજરાતી દૈનિકો વધારે રસપૂર્વક વાંચે છે, અને તેથી સમાચાર ભેગા કરવામાં અને એની ચર્ચા કરવામાં, તેમ જ માનવજીવનનાં ભિન્ન ભિન્ન અંગોની વિગતોમાં ઊતરવામાં, ગુજરાતી દૈનિકો ઠીક ઠીક આગળ વધ્યાં છે. રાજદ્વારી લોકોએ એ સ્થિતિનો લાભ ઉઠાવ્યો છે, પણ દેશી ભાષાનાં દૈનિકોની સ્થિતિ સુધારવા તરફ એમનું પૂરતું ધ્યાન ગયું નથી.

જો આપણે ગુજરાતી લિપિમાં અત્યંત જરૂરી સુધારો કરવાનો સવાલ અને એની ઉપયોગિતા સમજ્યા હોત તો ગુજરાતમાં સાક્ષરતાપ્રચાર વધારે સહેલો થયો હોત. ગુજરાતી દૈનિકોનો ખર્ચ ઘણો ઓછો થયો હોત, નફો વધ્યો હોત અને ટેલિપ્રિન્ટરીનો લાભ ગુજરાતી માટે અને બીજી દેશી ભાષા આ માટે મેળવી શક્યા હોત.

અને લિપિમાં ફેરફાર કરવાના તે કેટલા? ગુજરાતીએ અમુક ફેરફારો કરવામાં તો પહેલ કરી જ છે. ગુજરાતી લિપિએ શિરોરેખા ક્યારની કાઢી નાખી છે. એટલે કે ગુજરાતીમાં અક્ષરોનાં માથાં બાંધવાં નથી પડતાં. દેવનાગરીના અટપટા ए ऐ કાઢીને અ ઉપર એક (એ) અને બે (ઐ) માત્રા આપણે ચડાવીએ છીએ. ર, વ સાથે ગોટાળો કરતો દેવનાગરીનો ख આપણે ખસૂસન્ ખસેડ્યો. અને એના બદલામાં યજુર્વેદી ષ માંથી ઉત્પન્ન થયેલી 'ખ' આકૃતિ ચલાવી. આવી પ્રગતિશીલ લિપિ જો ઇ-ઈ, ઉ-ઊ અને ઋ આ ત્રણ અક્ષરનાં ચાલુ રૂપોને બદલે અ ની સ્વરાખડી ચલાવવાનું પસંદ કરે — અિ, અી, અુ, અૂ, અૃ, આટલા જ સુધારા થાય, તો આપણે કરોડોના ખર્ચમાં ઊતર્યા વગર દેશી ભાષાઓ માટે ટેલિપ્રિન્ટરી ચલાવી શકીશું.

બીજો સુધારો તે બારાખડી કરતી વખતે સ્વરનાં ચિહ્નો અક્ષરોના માથા ઉપર કે પગ તળે મૂકવાને બદલે, એ જ ચિહ્નો અક્ષર પછી મૂક્યાં હોય તો અક્ષરનાં

બીબાં ગોઠવવાનું ખર્ચ એકદમ ઘટી જાય. આ બે સુધારા અત્યંત આવશ્યક છે.

જો ગુજરાતી લિપિ નાગરી લિપિનું સ્થાન લેવાની અને અખિલ ભારતીય લિપિ થવાની મહત્ત્વાકાંક્ષા રાખે તો અ, ક, ચ, જ, ઝ, ફ, બ, ભ એટલા અક્ષરોનાં રૂપો નાગરીની નજીક લઈ જવાં પડે. એટલે આજની ગુજરાતી લિપિ ગુર્જરી-નાગરી ગણાય અને અંગ્રેજીમાં જેમ રોમન અને ઈટાલિક એવી બે શૈલીઓ ચાલે છે તેમ નાગરીમાં પણ રૂઢ નાગરી અને ગુર્જરી-નાગરી એવી બે શૈલીઓ ચાલશે. અને ધીરે ધીરે પોતાના ગુણોને કારણે જ ગુર્જરી-નાગરી અખિલ ભારતીય લિપિ થઈ જશે.

ગુજરાતી પ્રજા પાસે વહેવારની દૃષ્ટિ છે, એ લાભહાનિ સમજે છે. ‘આત્મહત્યા કરીશું પણ રૂઢિને છોડીશું નહીં’ એ જાતની ઉત્તરભારતીય જીદ ગુજરાત પાસે નથી. ગુજરાતી સાહિત્ય પરિષદે લિપિસુધારની બાબતમાં કરાંચી સંમેલન વખતે, પ્રારંભ કર્યો હતો. શ્રી મુનશીએ એને પોતાની માન્યતા પણ આપી હતી. પણ સ્વ. શ્રી કિશોરલાલભાઈનું કે મારું દબાણ ઓછું નીવડ્યું અને પ્રજાકીય હિત ઓછું સમજનાર લોકોનું શ્રી મુનશી ઉપર દબાણ વધ્યું. પરિણામે, એ સુધારાની પ્રવૃત્તિ ત્યાં જ અટકી અને આખા ભારતને નવી દિશા બતાવવાની તક ગુજરાતે ખોઈ. જે પ્રજાના નેતાઓ પાસે ગાંધીજીના જેવી ભવિષ્યમાં જોવાની દૃષ્ટિ નથી તેઓ સારામાં સારી સંધિ ખોવાના જ. શ્રી વિનોબા ભાવે, સ્વ. શ્રી કિશોરલાલ મશરૂવાળા, શ્રી બચુભાઈ રાવત અને હું ગાંધીજીની મદદથી તે વેળાયે જે કરી શકત તે ન થઈ શક્યું. પછી આજે એકલા શ્રી મહેન્દ્ર મેઘાણી જોર કરે તે ક્યાં સુધી ચાલવાનું? મહાત્મા ગાંધીએ શરૂ કરેલું એ કામ હવે ન કરી શકે આજની કોંગ્રેસ કે ન કરી શકે આપણી આ ગુજરાતી સાહિત્ય પરિષદ. હવે જો ગુજરાતી દૈનિકો ચલાવનાર પ્રેસવાળાઓ અને પ્રકાશનસંસ્થાઓ પોતાનું હિત સમજે અને હિંમત કરે તો જરૂર ઘણું થઈ શકે. અથવા જો દેશમાં નવી શક્તિ જાગે અને એને ગળે આ વાત ઊતરે, તો જ આ જરૂરી ફેરફાર થઈ શકશે. તેમ થાય તો ગુજરાતી પ્રકાશનોની સંખ્યા હજારોથી નહીં પણ લાખોથી ગણવાનો વારો આવશે. ગુજરાત પાસે આજે બધું છે. પણ ક્રાંતદર્શી નેતૃત્વ નથી. જો જવાહરલાલજીએ ભવિષ્ય તરફ નજર રાખી, નાણાંની બાબતમાં મૅટ્રિક પદ્ધતિ દાખલ ન કરી હોત તો ભારતના બીજા કોઈ પણ નેતાનું એ દિશામાં ચાલ્યું ન હોત. જવાહરલાલજી અને બીજા નેતાઓ જો અંગ્રેજીથી સંતુષ્ટ ન હોત તો તેમણે દેશી ભાષાઓને સક્રિય પ્રોત્સાહન આપતાં લિપિસુધારનો સવાલ અને એનું મહત્ત્વ સમજી લીધું હોત. પણ જ્યાં સુધી પગ તળેની ભૂમિ સરકી ન જાય, ત્યાં સુધી આ નેતાઓનો અંગ્રેજીનો મોહ ઊતરવાનો નથી. અંગ્રેજી એમને બધી મદદ કરશે પણ પ્રજામાનસ ઉપરનો એમનો કાબૂ ટકાવવામાં મદદ નહીં કરે. આજના રાજ્યકર્તાઓ રાજકાજ અંગ્રેજીમાં ચલાવીને પોતાની ઘોર ખોદી

રહ્યા છે એ એમના ધ્યાનમાં આવશે ખરું, — પણ બધું પત્યા પછી. એટલે લિપિ-સુધારમાં એમની મદદ મળવાની આશા નથી. ગુજરાતીનાં દૈનિક છાપાંવાળાઓમાં રાજનૈતિક મહત્ત્વાકાંક્ષા જાગશે તો તેઓ જોતજાતામાં લિપિસુધાર કરી લેશે. છે જરાસરખું અને સહેલું; ફક્ત એ તરફ ધ્યાન નથી જતું એટલું જ.

શ્રાવણપ્રવૃત્તિ

મારા નાનપણમાં મહારાષ્ટ્રમાં જ્યાંત્યાં પુરાણિકો સંસ્કૃતમાં અને મરાઠીમાં પૌરાણિક ગ્રંથો, વિવેચન સાથે વાંચી સંભળાવતા અને હરિદાસો — એટલે કે કીર્તનકારો — પૂર્વરંગ, ઉત્તરરંગવાળાં કીર્તનો કરતા. પૂર્વરંગમાં કોઈ પણ ધાર્મિક વિષયની છટાદાર ચર્ચા કરીને, એ જ વસ્તુને કોઈ રોચક વાર્તાના રસિક વિસ્તાર સાથે ઉત્તરરંગમાં ખીલવતા. એમાં સુભાષિતો, ગીતો અને કવિતાના ફકરાઓ વેરાતા અથવા વણાતા. એ જ કામ ભાટચારણો ઐતિહાસિક પ્રસંગો અને લોકવાર્તાઓ લઈને લોકભોગ્ય ઢબે કરતા. આમ પ્રજાકીય સાંસ્કૃતિક કેળવણી અને રંજન બંને સધાતાં. આજે એ કામ અધ્યાપકો ને લોકનેતાઓ વ્યાખ્યાનો મારફતે કરે છે. પણ એમાં કાંઈક એકાંગીપણું આવે છે અને સરસ સાહિત્ય સાથેનો પરિચય કેળવાતો નથી.

આજકાલ કવિઓના કાવ્યવાચનની પ્રથા ખૂબ ખીલી છે અને સામાન્ય જનતામાં એ આવકાર મેળવતી થઈ છે.

ગુજરાતમાં માણભટ્ટો એ જ કામ કરતા. ભવાઈઓના નમૂના મેં જોયા નથી, એટલે હવે એ પ્રથા આજે કેટલો સંતોષ આપે તે હું કહી ન શકું. ગુજરાતી રાસ રમવાની પ્રથા ઘણી સુંદર છે. એમાં કાવ્ય, નાટ્ય અને સંગીત ત્રણેનો લોકભોગ્ય મેળ થયો છે. કવિઓનાં કાવ્યવાચનો પણ હવે જ્યાંત્યાં થવા લાગ્યાં છે. એ પ્રથા ખૂબ વધારી શકાય અને એ વાટે લોકોની અભિરુચિ કેળવાય. લોકગીતો અને લોકવાર્તાઓ લોકપ્રિય કરવાની સ્વ. શ્રી મેઘાણી જેવાઓની પ્રવૃત્તિ સાહિત્યના સર્જન માટે અને આસ્વાદન માટે ઘણી જ પ્રભાવશાળી નીવડી. સૌરાષ્ટ્રે આ ક્ષેત્રમાં ગુજરાતી સાહિત્યની અને સંસ્કારિતાની ઉત્તમ સેવા કરી છે.

હવે એ ઢબે ઠેર ઠેર ચારછ મહિનાનું સત્ર ચલાવી, દેશ આખાનો સાંસ્કૃતિક ઈતિહાસ પ્રજા આગળ સુંદર ઢબે રજૂ કરી શકાય. ઐતિહાસિક જીવનચરિત્રો જીવતાં કરી શકાય અને પ્રજાને વિશ્વજીવનમાં એનું સ્થાન બતાવી શકાય.

પુસ્તકો છાપવાની કળા ફેલાઈ અને દૈનિક છાપાંઓ ઘેર ઘેર પહોંચવા લાગ્યાં. એ લોકજાગૃતિનાં સાધનો ઇષ્ટ છે એ વિશે શંકા નથી. પણ સાહિત્ય-સેવનની સામૂહિક કે સામાજિક પ્રવૃત્તિનું સ્થાન એ ન લઈ શકે. સિનેમા જેવી ચલચિત્રની ખર્ચાળ પ્રવૃત્તિથી આપણી રસિકતા આડે રસ્તે ચડી છે કે નહીં એ સવાલ કોરે મૂકીએ તોયે, આપણી સ્થાનિક સર્જક પ્રવૃત્તિ ક્ષીણ થતી જાય છે એ વસ્તુનો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી.

આપણા અધ્યાપકો જો રજાના બેત્રણ મહિના જ્યાંથી આમંત્રણ મળે ત્યાં

પહોંચી જઈ લોકભોગ્ય સાહિત્યસેવનની પ્રવૃત્તિ ચલાવે તો પ્રજાજીવન સાથે તેઓ ઓતપ્રોત થઈ શકશે અને પ્રત્યક્ષ લોકસેવા કર્યાનું સમાધાન મેળવી શકશે.

### રાજદ્વારી કટુતા અને સંસ્કૃતિ-સંવર્ધન

સ્વરાજના સૈનિક તરીકે આખો જન્મારો કામ કરતાં મેં જીવનની ધન્યતા જ અનુભવી છે. પણ બહુ થોડા લોકોને ખબર હશે કે કૉંગ્રેસના સદસ્ય થવાની મેં કોઈ કાળે ઇન્તેજારી રાખી નથી. કોઈ આવીને મારી પાસેથી ચાર આના માગી લે અને મારી સહી લે તો તે વરસ પૂરતો કૉંગ્રેસનો સદસ્ય થયો છું. કૉંગ્રેસની મહાસમિતિ માટે ભૂલેચૂકે પણ મેં ઉમેદવારી કરી નથી. કૉંગ્રેસનું બંધારણ બદલાયું અને પ્રમુખે એ. આઈ. સી. સી. – મહાસમિતિના સદસ્ય તરીકે મને નીમ્યો ત્યારે થોડા વખત માટે હું તેનો સદસ્ય રહ્યો. આજે વિધાનસભાનો સદસ્ય છું તે પણ રાષ્ટ્રપતિએ ઉદારતાથી મારી નિમણૂક કરી તેથી.

રાજદ્વારી પ્રવૃત્તિ વગર આપણું ચાલવાનું નથી એ હું જાણું છું. જેમ બજાર વગર કે પોલીસ ખાતા વગર આપણું ચાલવાનું નથી છતાં જેમ પોલીસ ખાતાને આપણા રાષ્ટ્રીય જીવનનું કેન્દ્ર આપણે માનતા નથી, અથવા ચોવીસે કલાક બજારમાં બેસવાનું આપણે પસંદ ન કરીએ, તેમ જ રાજદ્વારી પ્રવૃત્તિ વિશે પણ છે. આપણા જીવનની સુવાસ અને આપણો સાંસ્કૃતિક ઉત્કર્ષ રાજદ્વારી લોકોના હાથમાં રાખીશું તો આપણે પસ્તાઈશું.

અને આપણી આજની રાજદ્વારી પ્રવૃત્તિ એટલી અણઘડ છે કે સારું કામ હોય કે નઠારું, એ લોકોને સરખી રીતે કરતાં આવડતું જ નથી. અને ગાંધીજીએ ઘણી તપશ્ચર્યાથી અને અસાધારણ કુનેહથી જે સાંસ્કૃતિક મૂડી ઊભી કરી હતી તે મુખ્યત્વે રાજદ્વારી લોકોએ જોતજોતામાં વેડફી નાખી એમ ઇતિહાસ કહે તો મને આશ્ચર્ય નહીં થાય.

પ્રજાસેવાની સગવડની દૃષ્ટિએ ગાંધીજીએ ભાષાવાર પ્રાંતરચનાની ભલામણ કરી. એ રીતે પ્રજાજાગૃતિ ઉત્તમ થાત અને સાંસ્કૃતિક જીવન પણ પરિપુષ્ટ થાત. પણ આ લોકોએ પ્રાંતોને બદલે રાજ્યો સ્થાપ્યાં. એની સાથે પ્રાંતદીઠ સંસ્કૃતિ નોખી હોવાનું તૂત જાગ્યું, એમાં દેશના વધુ ભાગલા થવાની બીક દેખાઈ! કદાચ ખરી રીતે તો ભાષાવાર પ્રાંતરચના થાય તો અંગ્રેજીનું શું થશે એ એમને અંદરખાનેથી બીક તો નહીં હોય? આખું વાતાવરણ એમણે ઝેરી કર્યું અને ભાષાવાર પ્રાંતરચનાની નિંદા કરતાં કરતાં આખરે એ જ વસ્તુની ખરાબ રીતે, અમલબજાવણી કરી!

એ જ રીતે આપણો ગુજરાત-મહારાષ્ટ્રનો સવાલ લો. ગુજરાત-મહારાષ્ટ્ર સહિયારું જીવન ગાળે એ મારો અભિપ્રાય બધા જાણે છે. પણ આજે જો કોઈ મને પૂછે કે મહારાષ્ટ્ર-ગુજરાતનું દ્વિભાષી રાજ્ય રહે એ ઇષ્ટ છે કે બંનેને અલગ અલગ કરવાં ઇષ્ટ છે? તો રાજદ્વારી લોકોની કાર્યપદ્ધતિ જોતાં સૉક્રેટિસની પેઠે હું કહીશ – In either case they will repent! दिल्ली के लड्डु खायेगा

રહ્યા છે એ એમના ધ્યાનમાં આવશે ખરું, — પણ બધું પત્યા પછી. એટલે લિપિ-સુધારમાં એમની મદદ મળવાની આશા નથી. ગુજરાતીનાં દૈનિક છાપાંવાળાઓમાં રાજનૈતિક મહત્ત્વાકાંક્ષા જાગશે તો તેઓ જોતજાતામાં લિપિસુધાર કરી લેશે. છે જરાસરખું અને સહેલું; ફક્ત એ તરફ ધ્યાન નથી જતું એટલું જ.

શ્રાવણપ્રવૃત્તિ

મારા નાનપણમાં મહારાષ્ટ્રમાં જ્યાંત્યાં પુરાણિકો સંસ્કૃતમાં અને મરાઠીમાં પૌરાણિક ગ્રંથો, વિવેચન સાથે વાંચી સંભળાવતા અને હરિદાસો — એટલે કે કીર્તનકારો — પૂર્વરંગ, ઉત્તરરંગવાળાં કીર્તનો કરતા. પૂર્વરંગમાં કોઈ પણ ધાર્મિક વિષયની છટાદાર ચર્ચા કરીને, એ જ વસ્તુને કોઈ રોચક વાર્તાના રસિક વિસ્તાર સાથે ઉત્તરરંગમાં ખીલવતા. એમાં સુભાષિતો, ગીતો અને કવિતાના ફકરાઓ વેરાતા અથવા વણાતા. એ જ કામ ભાટચારણો ઐતિહાસિક પ્રસંગો અને લોકવાર્તાઓ લઈને લોકભોગ્ય ઢબે કરતા. આમ પ્રજાકીય સાંસ્કૃતિક કેળવણી અને રંજન બંને સધાતાં. આજે એ કામ અધ્યાપકો ને લોકનેતાઓ વ્યાખ્યાનો મારફતે કરે છે. પણ એમાં કાંઈક એકાંગીપણું આવે છે અને સરસ સાહિત્ય સાથેનો પરિચય કેળવાતો નથી.

આજકાલ કવિઓના કાવ્યવાચનની પ્રથા ખૂબ ખીલી છે અને સામાન્ય જનતામાં એ આવકાર મેળવતી થઈ છે.

ગુજરાતમાં માણભટ્ટો એ જ કામ કરતા. ભવાઈઓના નમૂના મેં જોયા નથી, એટલે હવે એ પ્રથા આજે કેટલો સંતોષ આપે તે હું કહી ન શકું. ગુજરાતી રાસ રમવાની પ્રથા ઘણી સુંદર છે. એમાં કાવ્ય, નાટ્ય અને સંગીત ત્રણેનો લોકભોગ્ય મેળ થયો છે. કવિઓનાં કાવ્યવાચનો પણ હવે જ્યાંત્યાં થવા લાગ્યાં છે. એ પ્રથા ખૂબ વધારી શકાય અને એ વાટે લોકોની અભિરુચિ કેળવાય. લોકગીતો અને લોકવાર્તાઓ લોકપ્રિય કરવાની સ્વ. શ્રી મેઘાણી જેવાઓની પ્રવૃત્તિ સાહિત્યના સર્જન માટે અને આસ્વાદન માટે ઘણી જ પ્રભાવશાળી નીવડી. સૌરાષ્ટ્રે આ ક્ષેત્રમાં ગુજરાતી સાહિત્યની અને સંસ્કારિતાની ઉત્તમ સેવા કરી છે.

હવે એ ઢબે ઠેર ઠેર ચારછ મહિનાનું સત્ર ચલાવી, દેશ આખાનો સાંસ્કૃતિક ઈતિહાસ પ્રજા આગળ સુંદર ઢબે રજૂ કરી શકાય. ઐતિહાસિક જીવનચરિત્રો જીવતાં કરી શકાય અને પ્રજાને વિશ્વજીવનમાં એનું સ્થાન બતાવી શકાય.

પુસ્તકો છાપવાની કળા ફેલાઈ અને દૈનિક છાપાંઓ ઘેર ઘેર પહોંચવા લાગ્યાં. એ લોકજાગૃતિનાં સાધનો ઇષ્ટ છે એ વિશે શંકા નથી. પણ સાહિત્ય-સેવનની સામૂહિક કે સામાજિક પ્રવૃત્તિનું સ્થાન એ ન લઈ શકે. સિનેમા જેવી ચલચિત્રની ખર્ચાળ પ્રવૃત્તિથી આપણી રસિકતા આડે રસ્તે ચડી છે કે નહીં એ સવાલ કોરે મૂકીએ તોયે, આપણી સ્થાનિક સર્જક પ્રવૃત્તિ ક્ષીણ થતી જાય છે એ વસ્તુનો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી.

આપણા અધ્યાપકો જો રજાના બેત્રણ મહિના જ્યાંથી આમંત્રણ મળે ત્યાં

પણ આ બધું અનુમાન થયું, અથવા 'ભાવતું હતું અને માની લીધું' એના જેવું થયું. એટલું તો ખરું કે પૂર્વ તરફના દેશોમાં ભારતમાં જન્મેલો બૌદ્ધ ધર્મ ફેલાયો, અને તે તે દેશ કે રાષ્ટ્રની સંસ્કૃતિ ઉપર બૌદ્ધ જીવનદૃષ્ટિની અસર છે.

છતાં આવા તારવેલા અનુમાન ઉપર આપણું પૌરસ્ત્ય સંસ્કૃતિનું ચિત્ર ઊભું ન જ કરી શકીએ. તે તે દેશનો ઈતિહાસ, ત્યાંનું સ્થાપત્ય, ત્યાંનું સંગીત અને એની આજની આકાંક્ષા – એ બધા સાથે આપણો ઊંડો પરિચય હોવો જોઈએ. આજે જે નામનો પરિચય છે તે અંગ્રેજી ભાષાને પ્રતાપે જ છે. તે તે દેશમાં જઈ રહી, ત્યાંના લોકો સાથે એકરૂપ થયા વિના હૃદયનું ઐક્ય અથવા કેવળ સાચો પરિચય પણ આપણે કેળવી શકવાના નથી. એટલા માટે પણ આપણે સાહિત્યના અનુવાદની કળા ખીલવવી જોઈએ. વેપાર ખેડવા ખાતર ગુજરાતીઓ અનેક પરદેશોમાં જઈને રહ્યા છે. પોતાનાં દીકરા-દીકરીઓની કેળવણી માટે થોડાક શિક્ષકોને પણ તેઓ વસાવે છે. મારે ગુજરાતીઓમાં એ મહત્ત્વાકાંક્ષા જગાડવી છે કે જેમ હિંદી એ રાષ્ટ્રભાષા છે, બંગાળી સૌથી પ્રૌઢ વિકસિત ભાષા છે, તમિળ ભારતની એક જૂનામાં જૂની અને મૌલિક સાહિત્યની પરંપરા ધરાવતી ભાષા છે, તેમ જ આખી દુનિયાનો પરિચય કરાવનારી ભાષા તરીકે ગુજરાતી તમામ ભારતીય ભાષાઓમાં અગ્ર સ્થાન લઈ લે, અને એને પરિણામે પરદેશીઓ પણ ગુજરાતીનો એટલા જ આદરથી અભ્યાસ કરે જેટલો આજે તેઓ હિંદી કે બંગાળી સાહિત્યનો કરે છે. જે ભાષામાં પ્રજા માટે ગાંધીજીએ લખ્યું, તે ભાષામાં યુગદર્શન અને વિશ્વ-દર્શન કરાવવાની શક્તિ આવવી જ જોઈએ.

હું કહેતો હતો કે હવે ભારતીય અને યુરોપીય અથવા પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય સંસ્કૃતિભેદના રાગડા ગાવાના દિવસો રહ્યા નથી. ભારતમાં જન્મેલા એક અંગ્રેજ સાહિત્ય-સ્વામીએ ભલે કહ્યું હોય કે પૂર્વ અને પશ્ચિમ નોખા જ રહેવાના, એમનું મિલન થઈ જ ન શકે; આજે આપણે જાણીએ છીએ – ભૂગોળના પ્રાથમિક પાઠ તરીકે પણ જાણીએ છીએ કે પૂર્વ અને પશ્ચિમ એ ભેદ જ કૃત્રિમ છે. અમેરિકા માટે જાપાન એ પાશ્ચાત્ય દેશ છે! અને આપણે એ જ દેશને 'સુદૂર પૂર્વનો' એટલે કે પૂર્વોત્તમ દેશ કહીએ છીએ!!

વિજ્ઞાનને કારણે કહો, અર્થસંબંધને કારણે કહો કે રાજદ્વારી સંકટોને કારણે કહો, આપણે આખી દુનિયા સાથે સંકળાઈ ગયા છીએ. કોઈ પણ સંસ્કૃતિ આપણે માટે પરાઈ રહી નથી. પછી એનાથી અપરિચિત રહેવાય જ કેમ?

મારું કહેવાનું એ છે કે આજે જેમ અમદાવાદમાં વિજ્ઞાનની મૂળભૂત શોધ-ખોળ કરવા માટે એક પ્રયોગશાળા છે તેવી જ રીતે અનેક ભાષાઓ શીખવા માટે અને તે તે ભાષાના સાહિત્ય સાથેનો પરિચય વધારવા માટે અહીં એક સમર્થ વિશ્વ-ભાષા-મંદિર હોવું જોઈએ. સામ્રાજ્યની મહત્ત્વાકાંક્ષાથી બ્રિટિશ લોકોએ જે કર્યું તે જ કામ વિશ્વસેવાથી પ્રેરાઈને આપણે કરવાનું છે. રવીન્દ્રનાથે વિશ્વભારતીની

નહીં તો, સાચા ભાષાંતરકારને સંસ્કૃતિના ક્ષેત્રનો એલચી ગણી શકાય. અત્યાર સુધી આપણે સંસ્કૃત અને અંગ્રેજીના ગ્રંથો ઠીક ઠીક સંખ્યામાં અનુવાદ્યા છે. કેટલાક અનુવાદો ઉત્કૃષ્ટ નીવડયા છે. એ અનુવાદોથી સાહિત્યની શ્રીવૃદ્ધિ તો થઈ જ છે પણ ગુજરાતીની જાતજાતની શૈલીઓને પણ અસાધારણ લાભ થયો છે. બંગાળી, મરાઠી અને હિંદી ગ્રંથોના અનુવાદો કરીને પણ ભાષાંતરકારોએ ગુજરાતી વાચકવર્ગને ઘણો જ રોચક ખોરાક પૂરો પાડયો છે. યુરોપની અનેક ભાષાઓના ગ્રંથો અંગ્રેજી અનુવાદ પરથી આપણે ગુજરાતીમાં આણીએ છીએ. આનો આજે ઈલાજ નથી અને અંગ્રેજી અનુવાદો જ્યાં સુધી સારામાં સારા પસંદ કરીએ, ત્યાં સુધી દુ:ખ માનવાનું કારણ નથી. છતાં જાપાની, ચીની, રૂસી કે ફ્રેંચ સાહિત્યને મૂળ ભાષા પરથી ગુજરાતીમાં આણી શકીએ તો જ તે સેવા બધી દૃષ્ટિએ સંતોષકારક ગણાશે.

અરબી-ફારસીના ગ્રંથો અંગ્રેજી પરથી ગુજરાતીમાં આણીએ તો કેને સંતોષ થાય? અનુવાદોની બાબતમાં અંગ્રેજી ભાષાની પોતાની મર્યાદા છે તે આપણે ધ્યાનમાં રાખવી ઘટે.

સ્વરાજ મળ્યા પછી આપણા પુરુષાર્થનું ક્ષેત્ર એકદમ વધ્યું છે. દુનિયાનાં અનેક રાષ્ટ્રો સાથે આપણો સીધો સંબંધ શરૂ થયો છે. એટલે હવે આપણા દેશમાં દુનિયાની એક અથવા બીજી પ્રમુખ ભાષા શીખનાર લોકોની સંખ્યા વધવી જ જોઈએ. એકસામટી અનેક ભાષાઓ જાણનાર લોકોનો ઉપયોગ રાજદ્વારી ક્ષેત્રમાં થશે. સાહિત્યની દૃષ્ટિએ મને લાગે છે કે ગુજરાતી લખવાની શક્તિ કેળવવા માટે સંસ્કૃત, પાલિ, માગધી જેવી આપણી સાંસ્કૃતિક ભાષા શીખ્યા પછી, આપણા વિદ્વાન લોકોએ અંગ્રેજી ઉપરાંત એક અથવા બે ભાષા જ ઉત્કૃષ્ટ રીતે કેળવવાનો અને એ ભાષાનું સાહિત્ય પી જવાનો આદર્શ પોતાની સામે રાખવો જોઈએ. અને તે તે ભાષાના લોકો આજે શું વિચારી રહ્યા છે અને કેવો પુરુષાર્થ આદરી રહ્યા છે એને વિશે એમણે વખતોવખત અહેવાલો અને લેખો આપી સ્વજનોની જાણકારી અદ્યતન કરવાની જવાબદારી ઉઠાવવી જોઈએ.

અત્યાર સુધી આપણે ભારતીય સંસ્કૃતિ અને યુરોપીય સંસ્કૃતિ એવો મૌલિક ભેદ માનતા હતા અને એના ઉપર ભાર પણ મૂકતા હતા. ત્યાર પછી આપણે એશિયાઈ અથવા પૌરસ્ત્ય સંસ્કૃતિ અને પાશ્ચાત્ય સંસ્કૃતિ એવો ભેદ કરવા લાગ્યા. એનો અર્થ એ નથી કે ચીન, જાપાન, મૉંગોલિયા, કમ્બોડિયા ઈત્યાદિ પૂર્વ તરફના લોકોનાં સાહિત્ય અને સંસ્કૃતિ સાથે આપણો પરિચય વધ્યો; અને એ બધાંમાં રહેલાં ખાસ મહત્ત્વનાં પૂર્વી તત્ત્વોનો આપણને સાક્ષાત્કાર થયો. આપણે એટલું જ જાણતા હતા કે પશ્ચિમના લોકો પ્રગતિશીલ છે અને જોરાવર છે, પરિણામે, એમનો ધર્મ અને સંસ્કૃતિ આક્રમણકારી છે, જ્યારે એશિયાઈ દેશો ગતાનુગતિક, જુનવાણી અને દબાયેલા છે. આટલું સામ્ય જોયા પછી અનુમાન બાંધવું કઠણ ન હતું કે પૂર્વના દેશોની જીવનદૃષ્ટિ અને સંસ્કૃતિમાં ઘણું ઘણું સામ્ય હોવું જ જોઈએ.

જ." એવો રાજસિક સંકલ્પ એ ધર્મના લોકોએ ઉત્સાહભેર કર્યો. હવે એ ચેપ દરેક મહત્ત્વાકાંક્ષી દેશની સંસ્કૃતિને લાગ્યો છે. "અમારું સાહિત્ય તમે વાંચો. અમારું સંગીત સાંભળો, અમારા રાજનૈતિક, આર્થિક અને સામાજિક આદર્શોને સમજી લો અને એના ચાહતા બનો."—એમ કહી બધાં રાષ્ટ્રનાં રાજ્યો અને ત્યાંની જાહેર સંસ્થાઓ પ્રચાર કરવા લાગ્યાં છે. "અમારી ભાષા શીખીને અમારા સાહિત્યનું સેવન કરશો તો ઉત્તમ. તેને માટે તમને મદદ કરીશું. પણ એ મહેનત તમારાથી ન થાય તો અમારું ઉત્તમ સાહિત્ય, અમારે ખર્ચે, તમારી ભાષા સુધી પહોંચાડી દઈશું. તમારી ભાષા શીખનારા વિદ્વાનો અમારી પાસે છે. અમારી ભાષા જાણનારા વિદ્વાનો તમારે ત્યાં હશે જ. બંનેને સંતોષ થાય એવું પારિશ્રમિક આપીશું પણ અમારું સાહિત્ય તમારા દિલ અને દિમાગ સુધી પહોંચાડી દઈશું." એવો મિશનરી ઉત્સાહ રશિયા અને અમેરિકા જેવાં રાષ્ટ્રો કેળવી રહ્યાં છે. એમાં નવું કશું નથી. મિશનરી લોકો દુનિયાભરની ભાષા શીખી લોકોને એમની ભાષામાં બાઈબલનો અનુવાદ પહોંચાડતા આવ્યા જ છે. આપણા વિદ્વાનોએ પણ સંસ્કૃત અને પાલિ ભાષાનું સાહિત્ય તિબ્બત અને મોંગોલિયા સુધી પહોંચાડવાનું કામ કર્યું જ હતું.

ત્યારે, ગુજરાતી સાહિત્યના સારા સારા નમૂનાઓ હિંદી, બંગાળી, તમિળ, કે કાશ્મીરી જેવી ભાષાઓમાં કરી આપવાની અથવા કરાવવાની મહત્ત્વાકાંક્ષા આપણે કેમ ન રાખીએ? પરભાષાનું સાહિત્ય પોતાની ભાષામાં આણવાનું કામ આપણી ગરજે આપણે કરીશું જ. પણ ઉચ્ચ સ્વાર્થથી પ્રેરિત થઈને સ્વભાષાનું સાહિત્ય પરભાષામાં ભાષાંતરિત કરી આપવાનો પરોપકાર પણ કરવાના દિવસો આવ્યા છે. આખા રાષ્ટ્રની હાર્દિક એકતા અને જીવન-સમન્વય સાધવો હોય—emotional integration કરવું હોય—તો અનુવાદ દ્વારા આપ-લેની દ્વિવિધ પ્રવૃત્તિ અખત્યાર કર્યે જ છૂટકો.

સાહિત્ય પાછળ સંગીત પણ આવવાનું જ. પણ એની ચર્ચામાં અહીં નહીં ઊતરું.

### પાઠ્યપુસ્તકો

ગુજરાતી ભાષાનો પ્રચાર સંગીન રીતે તમામ ગુજરાતની પ્રજામાં કરવો હોય તો પાઠ્યપુસ્તકોનો સવાલ બધા સાક્ષરોએ નવેસર વિચાર્યે જ છૂટકો. પણ એ સવાલ સરકારી અણઘડ નીતિ અને પાઠ્યપુસ્તકોના સર્જકો, લેખકો અને પ્રકાશકોના નાણાકીય સ્વાર્થ વચ્ચે એવો તો ચોળાયો છે કે આજે એ સવાલ છેડીને હું કાંઈ વિશેષ સેવા કરી શકું એમ મને લાગતું નથી. અત્યારે એક જ ઉપયોગી સૂચના કરવાનું મન થાય છે.

વિદ્યાર્થીઓ સાથે જેમનો પ્રત્યક્ષ સીધો પરિચય છે અને જેમનો કેળવણીનો આદર્શ મધ્યમવર્ગના કે પૈસાદાર લોકોનાં બાળકો સુધી સીમિત નથી, એવા કુશળ લોકોએ, સારા સારા લેખકોના ઉત્કૃષ્ટ વિચારોના સુભગસુંદર ફકરાઓ ભેગા કરી

સ્થાપના કરી તે બંગાળી અને અંગ્રેજી બે ભાષા મારફતે કામ કરે છે. અહીં ગુજરાતી, હિંદી અને એક કરતાં વધારે યુરોપિયન ભાષા મારફતે સાહિત્યપરિચય વધારવાનો પુરુષાર્થ ખીલવવો જોઈએ.

આજકાલ કેટલીક સંસ્થાઓ અંગ્રેજી કે બીજી ભાષાની ચોપડીઓનો અનુવાદ ગુજરાતીમાં કરાવે છે ત્યારે ભાષાંતરકાર પાસેથી એકાદ પ્રકરણનો અનુવાદ કરાવી, તેટલા પરથી અનુવાદકની યોગ્યતા નક્કી કરે છે. આ ખોટી કસોટી છે. ખરું જોતાં જેનો અનુવાદ આપણને જોઈએ છે, તે ચોપડીનો વિષય અને એનું પ્રતિપાદન ઉમેદવાર કેટલું સમજ્યો છે એ જાણવા માટે, રીતસરનો એક પ્રશ્નપત્ર તૈયાર કરીને એમાં પાસ થનાર વ્યક્તિઓમાંથી જ કોકને અનુવાદનું કામ સોંપવું જોઈએ અને સફળ અનુવાદ કરનારનું જાહેર રીતે સન્માન થવું જોઈએ. પીઢ ભાષાન્તરકાર માટે આમ કરવાની જરૂર ન હોય એ દેખીતી વાત છે.

ભાષાંતર એટલે એક ભાષાની સુંદર કૃતિ પોતાની કે બીજી ભાષામાં આબાદ રીતે ઉતારવી, એટલો જ અર્થ લોકો કરે છે. પણ ભાષાંતર એથીય વિશેષ અને મોટું કામ કરે છે. દરેક ભાષાની પોતાની શૈલી અને વિચાર કરવાની પદ્ધતિ હોય છે. દરેક સમાજમાં વપરાતી ઉપમાઓ અને રૂપકો તે પ્રજાના અનુભવ, ચિંતન અને પુરુષાર્થમાંથી ઉત્પન્ન થયેલાં હોય છે. ભાષાંતર દ્વારા એનો પરિચય થયા પછી એની અસર લેનાર ભાષાની શૈલી ઉપર અને ચિંતન ઉપર થવાની જ. તત્ત્વજ્ઞાનની ચર્ચા સંસ્કૃતમાં એક વિશિષ્ટ શૈલીથી થાય છે, પશ્ચિમમાં બીજી શૈલીથી. એની અસર પણ ભાષાંતર દ્વારા એકબીજા પર થાય છે. પરદેશના જે લોકોએ આપણું દાર્શનિક સાહિત્ય વાંચ્યું છે તેઓ હવે પોતાની ભાષામાં નવા નવા સામાસિક શબ્દો ઉપજાવવા લાગ્યા છે. આ રીતે ભાષાંતર એટલે પરસ્પર જીવનદૃષ્ટિ અને સાહિત્યશૈલીની એક જાતની દીક્ષા હોય છે. આ વાત જેઓ જાણે તેઓ ભાષાંતર કરવા બેસતી વખતે એ ભાન રાખવાના જ કે આપણે એક સાધના કેળવીએ છીએ.

### પ્રચાર અર્થે ભાષાંતર

કવિ, મનીષી, ચિંતક કે વિચારક પોતાની પ્રેરણા પ્રમાણે લખીને એ સાહિત્ય પ્રગટ કરે એટલે એનું કામ પૂરું થયું. બીજી ભાષાવાળાઓને એમાંથી પ્રેરણા મળતી હોય તો તેઓ ભલે અનુવાદકળા કેળવી, પોતાને પસંદ પડે તે સાહિત્ય પોતાની ભાષામાં ઉતારી લે – એ નીતિ આજ સુધી દુનિયાએ ચલાવી. ગરજુ લોકો અનુવાદકળા કેળવે, એ એ નીતિનો સાર હતો.

પણ માનવજાત એક ડગલું આગળ વધવા માગે છે. બૌદ્ધ, ઈસ્લામી અને વિશ્વાસી ધર્મ જેમ દુનિયાને કહેવા લાગ્યા કે "કોઈને અમારા ધર્મની ગરજ છે કે નહીં એની રાહ અમે નથી જોવાના. જે જીવનસાફલ્ય અમારા ધર્મ મારફતે અમને મળ્યું છે તે અમે દુનિયા આગળ પીરસવાના જ અને દુર્દૈવી લોકો એનું મહત્ત્વ ન સમજે તો એમના ઉપર એ લાદવાનો પુરુષાર્થ પણ કરવાના

જ." એવો રાજસિક સંકલ્પ એ ધર્મના લોકોએ ઉત્સાહભેર કર્યો. હવે એ ચેપ દરેક મહત્ત્વાકાંક્ષી દેશની સંસ્કૃતિને લાગ્યો છે. "અમારું સાહિત્ય તમે વાંચો. અમારું સંગીત સાંભળો, અમારા રાજનૈતિક, આર્થિક અને સામાજિક આદર્શોને સમજી લો અને એના ચાહતા બનો." – એમ કહી બધાં રાષ્ટ્રનાં રાજ્યો અને ત્યાંની જાહેર સંસ્થાઓ પ્રચાર કરવા લાગ્યાં છે. "અમારી ભાષા શીખીને અમારા સાહિત્યનું સેવન કરશો તો ઉત્તમ. તેને માટે તમને મદદ કરીશું. પણ એ મહેનત તમારાથી ન થાય તો અમારું ઉત્તમ સાહિત્ય, અમારે ખર્ચે, તમારી ભાષા સુધી પહોંચાડી દઈશું. તમારી ભાષા શીખનારા વિદ્વાનો અમારી પાસે છે. અમારી ભાષા જાણનારા વિદ્વાનો તમારે ત્યાં હશે જ. બંનેને સંતોષ થાય એવું પારિશ્રમિક આપીશું પણ અમારું સાહિત્ય તમારા દિલ અને દિમાગ સુધી પહોંચાડી દઈશું." એવો મિશનરી ઉત્સાહ રશિયા અને અમેરિકા જેવાં રાષ્ટ્રો કેળવી રહ્યાં છે. એમાં નવું કશું નથી. મિશનરી લોકો દુનિયાભરની ભાષા શીખી લોકોને એમની ભાષામાં બાઈબલનો અનુવાદ પહોંચાડતા આવ્યા જ છે. આપણા વિદ્વાનોએ પણ સંસ્કૃત અને પાલિ ભાષાનું સાહિત્ય તિબ્બત અને મોંગોલિયા સુધી પહોંચાડવાનું કામ કર્યું જ હતું.

ત્યારે, ગુજરાતી સાહિત્યના સારા સારા નમૂનાઓ હિંદી, બંગાળી, તમિળ, કે કાશ્મીરી જેવી ભાષાઓમાં કરી આપવાની અથવા કરાવવાની મહત્ત્વાકાંક્ષા આપણે કેમ ન રાખીએ? પરભાષાનું સાહિત્ય પોતાની ભાષામાં આણવાનું કામ આપણી ગરજે આપણે કરીશું જ. પણ ઉચ્ચ સ્વાર્થથી પ્રેરિત થઈને સ્વભાષાનું સાહિત્ય પરભાષામાં ભાષાંતરિત કરી આપવાનો પરોપકાર પણ કરવાના દિવસો આવ્યા છે. આખા રાષ્ટ્રની હાર્દિક એકતા અને જીવન-સમન્વય સાધવો હોય – emotional integration કરવું હોય – તો અનુવાદ દ્વારા આપ-લેની દ્વિવિધ પ્રવૃત્તિ અખત્યાર કર્યે જ છૂટકો.

સાહિત્ય પાછળ સંગીત પણ આવવાનું જ. પણ એની ચર્ચામાં અહીં નહીં ઊતરું.

### પાઠ્યપુસ્તકો

ગુજરાતી ભાષાનો પ્રચાર સંગીન રીતે તમામ ગુજરાતની પ્રજામાં કરવો હોય તો પાઠ્યપુસ્તકોનો સવાલ બધા સાક્ષરોએ નવેસર વિચાર્યે જ છૂટકો. પણ એ સવાલ સરકારી અણઘડ નીતિ અને પાઠ્યપુસ્તકોના સર્જકો, લેખકો અને પ્રકાશકોના નાણાકીય સ્વાર્થ વચ્ચે એવો તો ચોળાયો છે કે આજે એ સવાલ છેડીને હું કાંઈ વિશેષ સેવા કરી શકું એમ મને લાગતું નથી. અત્યારે એક જ ઉપયોગી સૂચના કરવાનું મન થાય છે.

વિદ્યાર્થીઓ સાથે જેમનો પ્રત્યક્ષ સીધો પરિચય છે અને જેમનો કેળવણીનો આદર્શ મધ્યમવર્ગના કે પૈસાદાર લોકોનાં બાળકો સુધી સીમિત નથી, એવા કુશળ લોકોએ, સારા સારા લેખકોના ઉત્કૃષ્ટ વિચારોના સુભગસુંદર ફકરાઓ ભેગા કરી

એમાંથી પાઠ્યપુસ્તકો જેવી પણ કેવળ વાચનને પ્રોત્સાહન આપનારી અને જ્ઞાનવૃદ્ધિ કરનારી વાચનમાળા તૈયાર કરવી જોઈએ.

જે પછાત કોમનાં બાળકોને હજારો વર્ષ પછી પહેલી વાર જ વિદ્યાસંસ્કારો મળવા માંડ્યા છે તેમને માટે ખાસ પાઠ્યપુસ્તકો અને વાચનમાળાઓ તૈયાર થવી જોઈએ. એમને પ્રેરણા મળે એવાં જીવનચરિત્રો પણ એમને અપાય. પણ ખાસ કરીને રહેણીકરણીની સુઘડતા, ગ્રામોદ્યોગનું કૌશલ્ય, આરોગ્ય, કાયદાઓ તેમ જ નાણાવ્યવહાર વિશે સામાન્ય જ્ઞાન આપતી ચોપડીઓ એમને માટે લખાવી જોઈએ અને એ ચોપડીઓમાં પછાત અને ગ્રામીણ લોકોના શબ્દો વધારેમાં વધારે વાપરવા જોઈએ.

જમાના પરત્વે અને સ્થાન પરત્વે પરિસ્થિતિ બદલાય છે. તેથી શરૂઆતમાં આવાં પુસ્તકો હજારોની સંખ્યામાં ન જ છપાય અને મોંઘે ભાવે તો વેચાય જ નહીં. એટલે આવાં ખાસ પુસ્તકો સસ્તાં કરવાની બધી યોજનાઓ અમલમાં આણવી જોઈએ.

કાયાકલ્પ થયેલી આ પરિષદ જો વિદ્વાનોનો સતત સહકાર મેળવી શકે અને જોઈતાં નાણાં ભેગાં કરી શકે તો પરિષદે પોતાનું એક પ્રકાશન ખાતું ચલાવવું જોઈએ અને સારામાં સારા સંદર્ભગ્રંથો અને દુનિયા વિશે માહિતી આપતાં પુસ્તકો અને નકશાઓ વગેરે છાપવાં જોઈએ. આવી યોજના સફળ કરવા માટે ગુજરાતભરનાં તમામ પુસ્તકાલયો સાથે અને એમના સંગઠન સાથે પરિષદે સંપર્ક સાધવો જોઈએ. મારું ચાલે તો કેળવણી પરત્વે કામ કરનારા તમામ શિક્ષકોને અને પુસ્તકોના ચલણમાં મદદરૂપ થનારા ગ્રંથપાલોને હું પરિષદના સદસ્ય બનાવી દઉં અને એમની પાસેથી નાણાં રૂપે નહીં પણ સેવાના રૂપમાં લવાજમ લઉં. અને સરકારની સંમતિ મેળવી તમામ પોસ્ટમાસ્તરોને પણ પરિષદના સદસ્ય બનાવું કેમ કે ગામડાંઓમાં અને શહેરથી દૂર એવા પછાત વિસ્તારોમાં સંસ્કૃતિના પ્રતિનિધિ અને સરસ્વતીદેવીના એલચીઓ તરીકે કેવળ એ લોકો જ હોય છે. સાહિત્ય પરિષદ એ લોકો વાટે પ્રજાની અને નવા નાગરિકોની ઘણી સેવા કરી શકે અને ગુજરાતમાં કેવળ સેવા દ્વારા અને સંસ્કૃતિના વિસ્તાર દ્વારા પોતે એક જબરદસ્ત શક્તિ બની શકે.

## સતત પ્રવૃત્તિ

સાહિત્ય પરિષદના પ્રમુખે સાહિત્યના તમામ વિભાગોનું નિરીક્ષણ, પરીક્ષણ અને વિવેચન કરવાનું હોય છે એ હું જાણું છું. કોઈ પણ સારા પુસ્તકાલયમાં ગુજરાતી કે બીજી ભાષાની ચોપડીઓનું જે વર્ગીકરણ હોય છે તે સ્વીકારી, કવિતા, નાટક, લઘુકથા, નવલકથા, નિબંધ, પ્રવાસવર્ણન, સાહિત્યચર્ચા, કલામીમાંસા, રસવિમર્શ, સંદર્ભગ્રંથો, અનુવાદો વગેરે વિભાગોની ચર્ચા ભાષણમાં આવવી જોઈએ એ જૂના રાબેતા મુજબ થોડા વિચારો તો મેં રજૂ કર્યા જ છે. પણ એ જૂના ચીલામાંથી બહાર નીકળી, જીવન અને સંસ્કૃતિના વિભાગ પ્રમાણે અને પ્રજાકીય પુરુષાર્થ પ્રમાણે સાહિત્યચર્ચા કરવાનું મેં પસંદ કર્યું છે અને ગાંધીમંડળનો પ્રતિનિધિ

હોઈ કેટલીક રચનાત્મક સૂચના પણ કરી છે.

ગાંધીજીના હાથમાં કૉંગ્રેસ આવી અને ત્રણ દિવસના મેળાવડાનું એનું રૂપ ફરી ગયું અને આખું વરસ સ્વરાજ્યપ્રાપ્તિ પરત્વે રાષ્ટ્રસેવા કરનારી એ એક જીવતીજાગતી રચનાત્મક સંસ્થા બની ગઈ અને એ સંસ્થા વાટે પ્રજાનું રાજદ્વારી અને રાષ્ટ્રીય જીવન ઘડાયું. હવે એ બધી ઐતિહાસિક વાત થઈ ગઈ છે. ત્યારે શું આપણે ગુજરાતી ભાષા અને સાહિત્યની જીવતી, જીવનસ્પર્શી અને ચૈતન્યમયી પ્રવૃત્તિને અંગે પ્રજાનું બૌદ્ધિક અને સાંસ્કૃતિક જીવન ઘડવાનો પ્રયાસ આ પરિષદ મારફતે ન કરીએ? વિશ્વભારતી અને સાહિત્ય અકાદમી જેવી પ્રવૃત્તિ ઉપરાંત જીવનભારતીનું કામ પણ સાહિત્ય પરિષદે ઉપાડવું જોઈએ.

અમેરિકા જો પોતાના સાહિત્ય દ્વારા આપણા જીવન ઉપર અસર કરવા માગે છે તો આપણે આપણા પડોશીઓની ઓછીવત્તી સાંસ્કૃતિક સેવા કરવાનો આદર્શ નજર આગળ કેમ ન રાખીએ?

જે સૂચવે તેણે કરી બતાવવાની તૈયારી રાખવી જોઈએ, એ ગાંધીજીનો આદર્શ હું ભૂલ્યો નથી. અને તેથી જ પરિષદના કાર્યકર્તાઓને કહીશ કે મારી જે સૂચનાઓ ગળે ઊતરે તે અમલમાં મૂકવા માટે તમારે પરિષદને તૈયાર કરવી જોઈએ. આ ઉંમરે, મારું કામ તો સુંદર અને વહેવારમાં આણી શકાય એવું યોજના-ચિત્ર રજૂ કરવાનું જ છે.

રચનાત્મક કાર્યનું મહત્ત્વ સમજીને જ ગાંધીજીએ સ્વરાજની પૂર્વતૈયારી રૂપે અનેક સંસ્થાઓ સ્થાપી અને ચલાવી. સ્વરાજ-સરકારે પણ પ્રારંભથી જ પંચવર્ષીય યોજનાઓ રૂપી રચનાત્મક કાર્યક્રમના પાયા ઉપર સ્વરાજની અને પ્રજાજીવનના ઉત્કર્ષની ઇમારત ચણવાનો મનસૂબો કર્યો છે. આ જ દિશામાં સાહિત્ય પરત્વે અને સાહિત્ય દ્વારા પ્રજાકીય સાંસ્કૃતિક જીવન ઉન્નત કરવા માટે નક્કર પ્રવૃત્તિ સાહિત્ય પરિષદ શરૂ કરે તો મને પરમ સંતોષ થશે, અને સ્વરાજ મળ્યું તેથી જ આ બધું કરી શક્યા એની ધન્યતા અનુભવતો મારા દિવસો હું પૂરા કરી શકીશ. સ્વરાજ થયા પછી આપણી પ્રજાના પુરુષાર્થને માટે કશી સીમા હોઈ જ ન શકે.

## ૨. સર્વતંત્ર સ્વતંત્ર આપણે*

ખરું જોતાં આ વખતે અહીં આવવા માટે વખત કાઢી શકું એમ હતું જ નહીં. અને તે પ્રમાણે મેં ભાઈ ઉમાશંકરને અને કિશનસિંહ ચાવડાને લખ્યું પણ ખરું. એ લોકોએ એમ લખ્યું હોત કે "એ કાંઈ નહીં ચાલે. તમારે આવ્યે જ છૂટકો," તો સંભવ છે કે હું બીજી વાર પણ ના જ પાડત. કવિઓ તો જાણે છે કે આજ્ઞા કરતાં સૂચનની શક્તિ વધારે હોય છે. અભિધા કરતાં વ્યંજના વધારે અસર

* તા. ૧૨–૯–'૫૫ને દિવસે વડોદરામાં મળેલા ગુજરાત લેખકમિલનના પાંચમા અધિવેશન પ્રસંગે કરેલું પ્રવચન.

કરે છે. એમણે એવી સૌમ્ય અને વિવેકી ભાષા વાપરી કે લાચાર થઈને મેં આવવાની હા કહી અને હું આવ્યો.

મેં ગુજરાત છોડયું છે એમ કહી શકાય, કેટલાક પરિચિત ચહેરા જોઉં છું ત્યારે પૂર્વભવનાં સ્મરણ થતાં હોય એમ લાગે છે. ગુજરાતમાં હતો ત્યારે કેટલાક કહેતા કે ગુજરાતી તો સારું લખે છે, પણ અંદર મરાઠી આવે છે, ઉચ્ચાર તો જુદા છે જ. હિંદીમાં બોલું છું ત્યારે કન્નડ, તેલગુ શબ્દ લાવું છું તો લોકો કહે છે કે અંદર 'ગુજરાતી' લાવે છે! જોકે ગુજરાતી શબ્દો પણ હોય છે જ. મરાઠીમાંથી કરભાર લાવી ગુજરાતીને આપ્યો એમ ગુજરાતીમાંથી હિંદીને આપું છું. એ રીતે ગુજરાત છોડયું નથી.

એમ તો કવિઓ, લેખકો અને નાટકકારોનું દર્શન કરવાની અભિલાષા અને એમનો પરિચય કેળવવાનો લોભ દરેક માણસને હોય છે. હું એમાં અપવાદ નથી. અને સદ્‌ભાગ્યે કેવળ રસિકને નાતે નહીં પણ લેખક હોવાનો દાવો કરીને પણ આવા મિલનમાં દાખલ થઈ શકું છું.

'હું સાહિત્યકાર નથી' એમ વર્ષો સુધી કહીને થાકયો. હવે જ્યોતીન્દ્રભાઈને મેં વચન આપ્યું કે "હવે પછી તો નહીં કહું; હું કબૂલીશ કે હું સાહિત્યકાર છું." માનું છું કે એ વચન આપ્યા પછી આ પહેલી જ વાર હું લેખકોની બિરાદરીમાં હાજર થયો છું.

એમ તો કેટલાક ઉત્તમ પ્રથમ કોટિના સાહિત્યકારોને અવારનવાર મળવાનું થાય છે. પણ તેટલાથી સંતોષ માનવા જેટલો સ્થાલી-પુલાક ન્યાય લેખકોને લાગુ કરાતો નથી. લેખક એટલે અદ્વિતીય પ્રાણી! સિકલમાં કે શૈલીમાં, વિચારમાં કે વિવેચનપદ્ધતિમાં, એક લેખક બીજા જેવો હોય જ નહીં.

એક વાર મેં કહેલું नासौ मुनिर् यस्य मतं न भिन्नम्. એ જ ન્યાયે, પોતાની અદ્વિતીયતા સિદ્ધ કર્યા વગર લેખક થવાતું નથી. એક જમાનો હતો જ્યારે એવા લોકોને ભેગા થવું મુશ્કેલ થતું હતું. લોકો કહેતા કે ગાયકો અને લેખકોને ભેગા કરવા એ તો દેડકાની પાંચશેરી છે. પણ હવે તો લેખકો ભેગા થાય છે એટલું જ નહીં પણ સર્વાનુમતે ઠરાવ પણ પસાર કરે છે. અને તે ગોવા જેવા ગૂંચવણ-ભર્યા સવાલ ઉપર! ચાર કવિઓ ભેગા થાય અને ન લડે એમ બને નહીં. નાગ-પુરમાં કવિસંમેલનમાં મને બોલાવ્યો ત્યારે એમને મેં એ કહ્યું. પણ હવે કવિઓ મળે છે ને ભાઈચારાથી ભેટે છે તે જોઈ મને થાય છે કે આ લોકો સ્વધર્મ ભૂલ્યા છે! હું માનું છું કે લેખકો 'સ્વધર્મ' છોડી સર્વધર્મી થતા જાય છે. એમાંયે ગુજરાતના લેખકો તો જોડણીસુધારમાં પણ એકમત થઈ ગયા, પછી રહ્યું શું! ગંગા-જમના-સરસ્વતીનો પ્રયાગરાજ, તેમ આવાં લેખકમિલનોમાં પ્રયાગરાજ ગયાનો આનંદ થાય છે.

હું જાણું છું કે ગુજરાતનું લેખકમિલન સંગઠનપરાયણ નથી. અહીં ફક્ત વિચારવિનિમય, પરિચયવૃદ્ધિ અને એમાંથી ઉત્પન્ન થતો ભાઈચારો, એટલો જ વિવિધ ઉદ્દેશ છે. અને તેથી જ આ મંડળ પ્રત્યે મારું આકર્ષણ અને મારો આદર વધારે છે.

મેં એક રિવાજ રાખ્યો છે. ગાંધીવિચારના સત્સંગી જ્યારે સર્વોદયસંમેલનમાં ભેગા થાય છે, ત્યારે મારા એક વરસના અનુભવનો નિચોડ હું એમની આગળ રજૂ કરું છું. આ વરસે ત્યાં મેં કહ્યું કે જાતિભેદ તો શું પણ વર્ણભેદ અને ધર્મ-ભેદ ત્રણેયને તિલાંજલિ આપી, સામાજિક ક્રાંતિ કરવાનો વખત આવ્યો છે. અને ભૂમિદાન સાથે સંપત્તિદાન, બુદ્ધિદાન અને શ્રમદાન જ નહીં પણ સામાજિક એકતા માટે હૃદયદાન સુધી આપણે જવું જોઈએ. દેશની તમામ જમીન, તમામ સંપત્તિ, તમામ કેળવણી, વકીલ, ઇજનેર, ડૉકટર આદિ પ્રતિષ્ઠિત ધંધાઓ, સર-કારી નોકરીઓ અને વેપાર-ઉદ્યોગ કેવળ દશ-બાર જાતિઓના જ હાથમાં રહે એ હવે ચાલવાનું નથી. संविभागश्च सर्वेशः નો સિદ્ધાંત સામાજિક જીવનમાં પૂર્ણ-પણે લાગુ થવો જોઈએ.

હમણાં મહાભારત લાગલાગટ ચાર મહિના વાંચી ગયો. એમાં ક્ષત્રિય, બ્રાહ્મણ અને અપ્સરા — એટલાં જ મળે છે. આજના ભારતમાં કરોડો લોકો છે એમ કહીએ છીએ; પણ કેળવણી, ધન, સત્તા વગેરે બધું આઠ-દસ જાતિના લોકોના હાથમાં જ છે. બાકી બધા વંચિત છે. હવે એમનામાં અસૂયા પ્રગટી છે. હવે આપણે જો ન બદલાઈએ, ન્યાતપાત ન તોડીએ, વર્ણ પણ ન છોડીએ — તો એ નહીં ચાલે.

તે પહેલાં ગયામાં મેં કહ્યું હતું કે બૌદ્ધ, ખ્રિસ્તી અને ઈસ્લામી ત્રણે પ્રસ-રણશીલ ધર્મો સાથે સમન્વય સાધી આપણે વિશ્વક્રાંતિમાં આપણું સ્થાન લેવું જોઈએ. અને co-existenceની અલૂણી ભૂમિકા પર જ રહેતાં, સર્વસમન્વયની ભૂમિકા સુધી પહોંચવું જોઈએ. દર્શનસમન્વય, ધર્મસમન્વય, સંસ્કૃતિસમન્વય અને વંશસમન્વય — racial synthesisનાં મંડાણમાં આપણો ફાળો આપવો જોઈએ. ગીતામાં અર્જુને જે ભગવાનને કહ્યું હતું सर्वं समाप्नोषि ततोऽसि सर्वः — તે વિશ્વરૂપી સર્વેશ્વરના સાચા ઉપાસક આપણે થવું ઘટે છે.

તે પહેલાં જ્યારે પૂર્વ આફ્રિકા જઈ આવ્યો ત્યારે ત્યાં મને ગુજરાતનું નવું જ દર્શન થયું. ગુજરાતમાં આટલાં વરસ રહ્યો છતાં એવું દર્શન થયું ન હતું. સ્ટીમરો પણ નહીં ત્યારે આપણી અભણ બહેનો ત્રણ-ચાર મહિના, ઉપર આભ તળે પાણી એમ સફર ખેડી માંસભક્ષક જાતો વચ્ચે રહી, — એમની સેવા પણ કરે. ગુજરાતમાં જે અસાધારણ શૌર્ય છે એમ હું કહેતો હતો (ગુજરાતીઓ કહેતા કે અમે દાનશૂર હોઈશું પણ બીજું શૌર્ય કેવું? પણ) — ગુજરાતીઓ જીવનશૂર છે એમ હું કહેતો હતો તે સાચું લાગ્યું. ગાંધીજીને જ્યાં દર્શન થયું તે આફ્રિકા આપણે માટે પુણ્ય ભૂમિ છે. આફ્રિકાની ભૂમિ પર અને કાંઈક ત્યાંના

લોકોને યુરોપ અને એશિયાવાસીઓનો જે અસમાન સહકાર છે તે જોઈ દુનિયાના કેટલાય સવાલો મારે માટે થયા. અને સંસ્કૃતિ કરતાંય માનવીના વ્યક્તિત્વની મહત્તા ધ્યાનમાં આવી. "સામાજિક ન્યાય એટલે શું? અને વિશ્વકુટુંબનો આદર્શ આપણી પાસેથી શું શું માગે?" એનું સ્પષ્ટ દર્શન પણ તે જ વખતે થયું.

મને વિચાર આવ્યો કે ગુજરાતના લેખકો વચ્ચે પહેલી જ વાર રજૂ થાઉં છું, તો અત્યારે મારા મનમાં જે વિચારો ઘોળાયા કરે છે, તેની જ વાત કેમ ન કરું?

મારે મન લેખકો એટલે કાં તો વાર્તાકાર, કાં નિબંધકાર. વાર્તામાં લઘુકથાથી માંડીને સરસ્વતીચંદ્ર જેવી બૃહત નવલકથા સુધી અને પ્રવાસવર્ણનોથી નાટકો સુધી બધું સાહિત્ય આવી જાય છે.

અને નિબંધોમાં તમામ ધર્મચર્ચા, ફિલસૂફી સહિત ચર્ચા, ટૂંકામાં જીવનચર્ચા આવી જાય છે. ઘણી વાર આ બંને પ્રકાર એકબીજામાં ઓતપ્રોત થઈ જાય છે. અને છતાં સાહિત્યના આવા બે વિભાગ કરવા જેવા છે.

આજના જમાનામાં વાર્તાસાહિત્યની શક્તિ વધીને અસાધારણ કોટિ સુધી પહોંચી ગઈ છે. વાર્તાકાર ધારે તો સમાજનું આખું માનસ ફેરવી શકે છે. અને સામાજિક ક્રાંતિને વેગ આપી શકે છે. હું લેખકોને આગ્રહપૂર્વક સૂચવવા માગું છું કે લેખકો માટે એ રીતે 'ધારવા'ના દિવસો આવી ગયા છે.

લોકરંજન કરવાનો આદર્શ સ્વીકારીને વાર્તાકારોએ જે પ્રવૃત્તિ પ્રારંભમાં આદરી, તેનું વર્ણન કરવા માટે મેં પાંચ અંગ્રેજી શબ્દો વાપર્યા હતા – Justifying weakness and beautifying passion – સંકલ્પદુર્બળ, પ્રતિજ્ઞાદુર્બળ અને ચારિત્ર્યદુર્બળ વ્યક્તિઓ પ્રત્યે સહાનુભૂતિ ઉપજાવવી એ એક વસ્તુ છે, અને તેનો બચાવ કરવો એ જુદી વસ્તુ છે. જ્યાં કૃત્રિમતા હોય, વિકૃતિ હોય, અતિરેક હોય, ત્યાં એ દોષ કાઢવા જ જોઈએ. પ્રમાણ અને મર્યાદા છોડે એ સદ્‌ગુણ હોઈ જ ન શકે. પણ દુર્બળતા એ દુર્બળતા જ છે. કોઈ પણ સંસ્કૃતિમાં એ પોષક કે ઉપયોગી ન થઈ શકે.

વિકારી થવું એ મનનો સ્વાભાવિક ધર્મ છે. એમાં પ્રગતિ આણવાનું કામ સંસ્કૃતિનું છે. સંસ્કારી ભોગક્ષમતા જીવનસમૃદ્ધિનું પ્રધાન લક્ષણ છે. પણ મનને કેવળ યોજના પૂરી પાડવી અને એ રીતે લોકરંજક બનવું, એ સાહિત્યકારનું મિશન નથી.

સદ્‌ભાગ્યે ગુજરાતી સાહિત્યમાં સંસ્કારિતા સચવાઈ છે તેથી સાહિત્ય ઊંચે ચઢી શક્યું છે.

આજકાલનું તમામ સાહિત્ય રૂઢ સામાજિક બંધનો, રાજકીય પારતંત્ર્ય અને આર્થિક અન્યાય ત્રણે સામે ઝૂઝવામાં મશગૂલ રહ્યું છે. સાહિત્યની શક્તિ આ ત્રણે ક્ષેત્રમાં જબરદસ્ત ખીલી છે. જ્યાં જ્યાં સાહિત્ય પહોંચ્યું છે, ત્યાં ત્યાં પ્રતિગામી બળોના કિલ્લાઓ તૂટતા જાય છે. પણ આપણે જાણવું જોઈએ કે 'પ્રતિપક્ષીને નબળો પાડયો એટલે તેટલાથી આપણી શક્તિ વધતી નથી.' હવે આપણે રચનાત્મક અને

સર્જનાત્મક બુદ્ધિ ખીલવવી જોઈએ અને તે સામાજિક બાબતોના સુંદર ઉકેલ આણવા માટે વાપરી બતાવવી જોઈએ. લગ્નસંસ્થા, કુટુંબસંસ્થા, જ્ઞાતિ કે વર્ણમૂલક સમાજરચના, અન્ય ધર્મોનો સહચાર, વાદોના વાદાવાદ, જીવના આદર્શો, સંપત્તિની વ્યવસ્થા, રસિકતાની કુમાશ, જ્ઞાનોપાસનાનું કારણ, મનુષ્યેતર સૃષ્ટિ સાથેનો આપણો સંબંધ, વંશસમન્વયની પ્રક્રિયા ઈત્યાદિ અસંખ્ય ક્ષેત્રોમાં આપણે આપણી રચનાત્મક પ્રતિભા વાપરીને એવાં ચિત્રો રજૂ કરવાં જોઈએ કે માનવજાત એ દિશામાં પોતાનો પુરુષાર્થ કરવા પ્રેરાય.

સામાજિક ધર્મકાર, પ્રજાકીય કેળવણીકાર અને રાજકીય નવઆદર્શકાર ત્રણેનું મિશન એકત્ર કરીને એ દિશામાં આપણે આપણી સાહિત્યશક્તિ ખીલવવી જોઈએ.

આપણા લોકો હવે દુનિયાના બધા દેશોમાં જઈ આવે છે. કેટલાક ત્યાં જ વસે છે. પરદેશમાં ગયા એટલે ખ્રિસ્તી, બૌદ્ધ અને ઈસ્લામી સમાજોમાં ભળ્યા વગર રહેવાતું નથી. આજે આપણે જે ઢબે ભળીએ છીએ તે આપણી સંસ્કૃતિદુર્બળતા જ સિદ્ધ કરે છે. આ પ્રશ્ન પરત્વે સમાજશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરવાની શક્તિ આપણે કેળવી જ નથી. થર્ડકલાસ વેઈટિંગરૂમમાં અથવા અદવાડિયાની ગુજરીમાં થોડાક કલાક પસાર કરવાના હોય ત્યારે પણ ત્યાં જેટલી વ્યવસ્થા ઉપજાવવી જોઈએ તેટલીયે વ્યવસ્થા આપણે, પેઢીઓ સુધી ભિન્ન-સમાજી લોકો સાથે રહેતાં, ઉપજાવતા નથી.

હવે નવી તૈયારી કરવાની છે—નવસર્જનની. અને તે જાગતિક ભૂમિકા ઉપર. વિલ્કીએ આખી દુનિયાનો એકમ થઈ ગયો છે એમ કહ્યું છે. વર્ધા પાસે ગામડાને રસ્તે રસ્તે જતો હતો. આગળ બળદ, પાછળ માણસ. માણસ બળદના અનુયાયી જેવો. પૈડાં આમતેમ ડોલે. આ સંઘ આગળ ચાલવાનો નથી. જમાનો ઍરોપ્લેનનો છે. આ વાત કરતાં પુરાણનો અતિપ્રાચીન પુરુષ યાદ આવે છે. નારદને શ્વેતદીપમાં વસતા, અનેક કલ્પો જેણે જોયા છે એવા માણસને જોવાની સૂચના મળી હતી. એ માણસને દાઢી નહોતી ઊગી. એણે પોતાને માટે ઝૂંપડી પણ નહીં બાંધેલી. કહે કે કેટલાં વરસ જીવવાનું છે?

અનેક કલ્પો અને મહાપ્રલયોના સનાતન સાક્ષી એવા એ યુવાન ઋષિએ, ઝૂંપડી બાંધીને રહેવાને બદલે ઘાસની પૂળી ફુલાવીને માથે રાખી, કામચલાઉ વ્યવસ્થા કરી અને સંતોષ માન્યો હતો. એના આપણે અનુયાયી છીએ એવું લાગ્યા વગર રહેતું નથી. આ કામચલાઉ સંસ્કૃતિના આપણે વારસો છીએ. આપણાં ગાડાંઓ અને ટાંગાઓ રસ્તે ચાલે છે ત્યારે તેમનાં ઢીલાં પૈડાંઓ માથું ધુણાવી ધુણાવીને આપણને જણાવે છે કે આવી ઢીલી, રેઢિયાળ, ‘કામચલાઉ’ સંસ્કૃતિથી આજનું કામ ચાલે એમ નથી. હવાઈ જહાજના જમાનામાં એક ઇંચના હજારમા ભાગ જેટલી પણ ઢીલાઈ ચાલે નહીં.

યંત્રોની વાત જવા દઈએ. જે સાહિત્ય સાથે આપણો સંબંધ છે, તેમાં પણ જોડણી ઢીલી, વાક્યરચના ઢીલી, શબ્દોના અર્થનું અને શબ્દશક્તિનું આકલન ઢીલું, વિવેચન ઢીલું, અને પોતે સ્વીકારેલા આદર્શનો આગ્રહ પણ ઢીલો, એવા લેખનને

પણ આપણે નભાવીએ છીએ, એમને સુધારવાનો અને ઉચ્ચ આદર્શ ટકાવવાનો આપણે પ્રયત્ન કરતા નથી.

જાગતિક પરિસ્થિતિમાં જે નવા નવા પ્રશ્નો ઉદ્‌ભવે છે તે સમજવાની મહેનત પણ જ્યાં ઓછી લેવાય છે, ત્યાં તે સવાલોના અચૂક અને અસરકારક ઉકેલ શોધી કાઢવાનું તો ક્યાંથી જ સૂઝે!

જે મારું વ્યક્તિત્વ સમૃદ્ધ કરે તે મારે મન ઊંચું સાહિત્ય છે, — જે વાંચીને થાય કે મને કાંઈક મળ્યું, હવે જીવન સાથે વધુ સારી રીતે લડીશ, મથીશ. પણ તમે કહેશો કે 'વ્યક્તિત્વ'ની વ્યાખ્યા કર, 'સમૃદ્ધિ'ની વ્યાખ્યા કર. હું કહીશ કે બીજાઓ જે મુશ્કેલીમાં આવી પડે છે તેવી મુશ્કેલીમાં હું પણ આવી પડ્યો છું. હું એ બે શબ્દો મારા પૂરતા જાણું છું. તમારામાંથી જેને એ શબ્દો સમજાતા હશે તેને પણ આ વ્યાખ્યા ઉપયોગી થશે.

આપણો જ્ઞાનરાશિ, કલ્પનાઉડ્ડયન, બધું નવી રીતે રજૂ થવું જોઈશે. આજનાં નાનાં બાળકો સાથે રમું છું માટે આમ કહું છું એમ નહીં પણ એમનામાં નવી, વધુ શક્તિ જોઉં છું માટે કહું છું. આપણો જે કાંઈ પ્રાચીન વારસો છે તે ખાતર ખાદ્ય છે, ખાદ્ય નથી, — એ મેં ઘણી વાર કહ્યું છે. એ ન સમજીએ તો આપણે હાર્યા છીએ. સાથે જ કહું કે આપણી બધી ભાષાઓવાળા સંસ્કૃતનો પરિચય ખોશે તો આપણે હાર્યા છીએ. આપણે સત્ય, શિવ, સૌભદ્ર, મોક્ષ, — બધાની સાધના કરી તેની એ ભાષા સાક્ષી છે. બધી ભાષાઓમાં સંસ્કૃત મોજૂદ છે. ઉર્દૂનો કોશ લઈને બેઠો. અરબી–ફારસીમાંથી ૧૪ ક્રિયાપદો મને મળ્યાં. બધી ભાષાઓમાં સાધારણ ૫૦૦ સંસ્કૃત ધાતુ છે. અને એથી વધુ ઉપયોગમાં લેવાતાંયે નથી. સંસ્કૃતમાં ૨૨૦૦ છે (— મરાઠીમાં એથી વિશેષ હશે). તો સંસ્કૃતનું આપણી ભાષાઓમાં ખમીર છે. સનાતનપ્રિયતાથી નથી કહેતો. વિવેકાનંદને કોઈએ પૂછ્યું: 'સુધારક કેમ થવાય?' કહે: 'સંસ્કૃત શીખો.' સંસ્કૃત નથી શીખતો તે રૂઢિચુસ્ત રહે છે, શીખે તે બુદ્ધિવાદી થશે. સંસ્કૃત બંડખોર ભાષા છે અને જીવંત છે — પોતાની દીકરીઓના જીવનમાં એ જીવી રહી છે. શંકરાચાર્યે કહ્યું: સો શાસ્ત્રો કહે કે અગ્નિ શીતળ છે તો ઓછો હું માનવાનો છું? આમ એ બંડખોર ભાષા છે.

ઉપરાંત પછાત વર્ગોની ભાષા શીખી લઈએ, અભણ પછાત વર્ગની ભાષા શીખી લઈએ. આપણે ફ્રેન્ચ, જર્મન, રશિયન શીખીએ છીએ — અંગ્રેજી તો જાણીએ છીએ. શા માટે? લેવા માટે, લેવા માટે, લેવા માટે. પણ દેવા માટે આ ગ્રામ-જનોની, અભણોની ભાષા શીખીએ. અને બીજું, એ લોકો માટે કોઈ મહાત્મા માટે હોય એટલો જ આદર સેવીએ, Respect for personality (વ્યક્તિત્વ માટે આદર) રાખીએ. આપણે લેખકો આવા સંપૂર્ણ આદરભાવ સાથે લખીશું તો આપણે આપણો સ્વધર્મ બજાવ્યો ગણાશે.

આપણે સ્વતંત્ર થયા અને આપણી જવાબદારીમાંથી હવે આપણે એક ક્ષણ પણ ગફલતમાં રહી શકવાના નથી. આપણે બતાવવું જોઈએ કે આપણે સ્વતંત્ર

તે કેવળ રાજનૈતિક ક્ષેત્રમાં નહીં પણ આર્થિક, સામાજિક, સાહિત્યિક અને સાંસ્કૃતિક, દરેક ક્ષેત્રમાં આપણે સ્વતંત્ર થયા છીએ. જેઓ સ્વ-તંત્ર થયા, તેઓ પોતાને અનુકૂળ એવું તંત્ર જીવનના એકેએક ક્ષેત્ર માટે ઉપજાવવાના જ. એને માટે આપણે પુરુષાર્થપૂર્વક આપણી સર્જનશક્તિ ખીલવવી રહી, નવા નવા પ્રયોગો કરવા રહ્યા. યુવાનોની હિંમત વધે, એમનામાં હૈયાઉકલત ખીલે એ જાતની સમાજરચના તરફ આપણે પ્રયાણ કરીશું. નવ આદર્શ-સર્જન, નવ-સમાજ-સર્જન, નવ-પરાક્રમ-સર્જનને પોષક એવો સર્જનયુગ બેઠો છે. એને અનુકૂળ આપણે નવ-સાહિત્ય સર્જીએ.

## પૂર્વતૈયારી

[વડોદરા તા. ૧૨–૬–'૫૫. સંમેલન પૂરું થતા વખતનું વક્તવ્ય.]

સર્ગશક્તિ તો સ્વતંત્ર છે.

આત્માની પ્રાપ્તિ કઈ રીતે થશે તે આપણે કહી શકતા નથી, પણ કોને નહીં થશે તે કહી શકીએ. આટલી આટલી ઊણપો હોય તો તેને આત્માની પ્રાપ્તિ નહીં થાય એમ કહી શકીએ. ઈશ્વરકૃપા હશે તો સર્ગશક્તિ ખીલશે. પણ તેમાં મદદરૂપ પૂર્વતૈયારી કેવી હોય તે અત્યાર સુધીના અનુમાન ઉપરથી કહી શકીએ. કહે છે કે સ્વાતિ મુહૂર્તમાં પાણીના ટીપાનું મોતી બને છે, — એવી કલ્પના ભલેને હોય. બધું હોય પણ છીપ તળિયે કાદવમાં હોય, અને ઉપર આવે નહીં, તો મોતી થાય નહીં. આજનું મુહૂર્ત સ્વાતિનું છે. વર્ષા ચાલુ છે. તળિયાથી ઉપર આવવાની સાધના જે ન કરે તેને મોતીની પ્રાપ્તિ થવાની નથી. આની સાધનાની ચર્ચા આપણે કરીએ તો ઉપયોગી થાય. ઈશ્વરકૃપા તો છે જ, સાધના આપણે કરવાની છે. જેટલે અંશે તમામ પ્રાણીઓ પ્રત્યે સેવાભાવ જાગે તેટલી મહાન તૈયારી થઈ શકે. ઈશ્વરની મહાન શક્તિઓનો આ રીતે પરિચય કરવાની ઘડી આવી પહોંચી છે. આપણું હૃદય પ્રાણવાન બને તો ઈશ્વરકૃપાનો પરિચય થશે જ. આપણી પૂર્વતૈયારી ઉપર ઈશ્વરની શક્તિનો વરદ આશીર્વાદ ઊતરો!

# ૩. કલા

## પ્રશ્નાવલિ

### ૧

૧. અજંટા શૈલી, રાજપૂત શૈલી અને મોગલ શૈલીની જેમ આપ કોઈ ગુજરાતી શૈલી ચિત્રકલામાં છે તેમ કહી શકો? એનાં આગવાં લક્ષણો કયાં?
૨. આધુનિક ગુજરાતી ચિત્રકારોની કલા ઉપર તમે વિશેષ કોની અસર માનો છો? એના ભવિષ્ય વિશે આપનો શો ખયાલ છે? નવા ગુજરાત રાજ્ય

સાથે ચિત્રકલામાં કોઈ વિશિષ્ટ ગુજરાતીતા પ્રગટ થાય છે ખરી?

૩. 'હવેલી સંગીત'ને ગુજરાતનું આગવું સંગીત આપ માનો ખરા? એ સિવાય પ્રાચીન ગુજરાતી શાસ્ત્રીય સંગીત કોઈ ખરું? એનાં લક્ષણો કયાં?

૪. ગુજરાતી શિલ્પકલાની વિશેષતા કઈ?

૫. ગુજરાતી પ્રજાની સાહસિકતા, એના ઉદ્યોગ, એની વ્યવહારકુશળતા, એની નમનતા આદિની ગુજરાતની કોઈ કલા પર અસર પડી છે?

સાહિત્ય પરિષદે મુખ્યત્વે સાહિત્યનો અને સાહિત્યકળાના જ ઊહાપોહ કરવાનો હોય છે. પણ એની સાથે સંગીત, ચિત્રકલા અને સ્થાપત્યમાં પણ રસ કેળવાય છે અને એ વિભાગોની સ્વતંત્ર પરિષદો ગોઠવાઈ નથી ત્યાં સુધી સાહિત્ય પરિષદ આ ક્ષેત્રમાં પણ પ્રવેશ કરે અથવા માથું મારે તો તે વાંધાભરેલું ન ગણાય. એ ન્યાયે આ વિભાગના પ્રશ્નોના ઉત્તર અમુક મર્યાદામાં રહીને અપાય.

પ્ર. ૧. અજંટા શૈલી, રાજપૂત શૈલી અને મોગલ શૈલી એ નામો સગવડ ખાતર જ અપાયાં છે. અજંટા શૈલી એક વિશેષ શૈલીવાળા ચિત્રકારોએ જ અમુક જમાનામાં આખા દેશમાં અને દેશ બહાર પણ ફેલાવી હતી. અજંટા શૈલીના લોકો સુદૂર સિલોનમાં શ્રીગિરિ સુધી પહોંચ્યા હતા. મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં એનો વિકાસ વધારે થયો હોય. હું માનું છું કે અજંટા શૈલી એ એક સંમિશ્ર શૈલી છે અને જેમ હિન્દુસ્તાની સંગીતની શ્રેષ્ઠતા એના સંમિશ્રત્વને લીધે જ છે તેમ અજંટા શૈલીનું પણ છે.

મોગલ શૈલીનું પણ એમ જ ગણાય. એ બહારથી આવી અને એણે સ્વદેશી થવાનો પ્રયત્ન કર્યો. રાજપૂત શૈલી એક રીતે મૌલિક ગણાય. પણ એમાં પણ બહારની અસર દેખાયા વગર રહે નહીં.

ગુજરાત બહારની આ શૈલીના સ્વરૂપ વિશે એટલા માટે કહ્યું કે ગુજરાતી ચિત્રકલા વિશે વિચાર કરતાં થોડી મદદ થાય.

મધ્યકાલીન ગુજરાતી ચિત્રકલાનું મારું નિરીક્ષણ પરિમિત છે. એટલે મારા અભિપ્રાયોમાં ભૂલ હોવાનો સંભવ છે.

ગુજરાતની ચિત્રકલા મોટે ભાગે સચિત્ર પોથીઓમાં જ ખીલેલી હશે. અને તે પણ પોથીના લહિયાઓએ જેટલી ખીલવી તેટલી ખીલવી. મોગલ કાળની પોથીઓ અથવા હસ્તલિખિત કિતાબોની અંદર જે ચિત્રકલા દેખાય છે તે ખૂબ વિકસિત રૂપમાં છે જ્યારે ગુજરાતની ચિત્રકલામાં લહિયાઓની મર્યાદા જોવાને મળે છે. જૈનોએ ચિત્રકલાને વિશેષ પ્રોત્સાહન આપ્યું હશે. એમાં દેખાદેખીથી વૈષ્ણવોએ પણ પ્રોત્સાહન આપ્યું હશે. પણ બંનેમાં ધાર્મિકતાની પ્રધાનતા હોઈ કલાતત્ત્વ તરફ પૂરતું ધ્યાન ન અપાયું હોય.

આ કારણે ચિત્રકલાના જે નમૂનાઓ ગુજરાતમાં આપણને મળે છે તેટલા પરથી ગુજરાતી શૈલીની ચિત્રકલા વિશે સ્પષ્ટ અભિપ્રાય અપાય નહીં. જે પ્રદેશમાં

મૂર્તિકલા ઉત્તમ ખીલી તે જ પ્રદેશમાં ચિત્રકલા પ્રાથમિક અવસ્થામાં રહે એ બને નહીં. અને તેથી જ હું માનું છું કે ગુજરાતની ચિત્રકલાની ખાસિયતનાં લક્ષણો બાંધવાની ઉતાવળ આપણે ન કરવી જોઈએ.

આ વિષય મારો નથી. મારું નિરીક્ષણ પણ મર્યાદિત તેથી મારો અભિપ્રાય પણ એક ચેતવણીરૂપે જ સ્વીકારી શકાય.

પ્ર. ૨. જૂના કવિઓ, ભાટચારણો અને વાર્તાલિખકો પોતાની આસપાસના સમાજનું નિરીક્ષણ કરતા, એમાં ભળી જતા અને એ જીવનને જ વ્યક્ત કરતા હતા. તેથી એમનામાં પ્રાદેશિકતા અને મૌલિકતા બંનેની પૂરી ખૂબી દેખાતી.

આધુનિક કલાકારો કેળવણીમાં પ્રગતિ કરે છે પણ આસપાસના જીવનમાં ભળીને પૂરતા એકરૂપ થતા નથી. એટલે આધુનિક ચિત્રકારોની કળામાં ખાસ ગુજરાતીપણું હોય એમ લાગતું નથી. મધ્યકાલીન પોશાકની અને રસ્મરિવાજની વિશેષતા તેઓ આણી શકે છે. પણ એ પણ આખરે બાહ્ય લક્ષણ જ ગણાય. ચિત્રકલાની કૃતાર્થતા તો સ્વભાવ અને જીવનના આદર્શો પ્રતિબિંબિત કરવામાં જ હોય છે.

સામાન્યપણે કહી શકું કે અંગ્રેજોના આવ્યા પછી એમની વાસ્તવવાદી ચિત્ર-કળાની ઘણી કદર થવા લાગી. એમાં પણ ઉત્કૃષ્ટ નમૂનાઓ આપણી આગળ આવતા ન હતા. એટલે પશ્ચિમનું અનુકરણ પણ સંતોષ આપી શકતું ન હતું. પશ્ચિમની એ અસરને સ્વદેશી રૂપ આપ્યું કેરળના રાજા રવિ વર્માએ. એની ઘણી જ અસર આખા દેશ ઉપર થઈ અને જ્યાંત્યાં એની કદર પણ થઈ. આજે પણ એ અસરની મોહિની ગઈ નથી. રવિ વર્માશૈલી ભારતની રાષ્ટ્રીય શૈલી છે એમ ગઈ કાલ સુધી કહી શકાત.

એની સામે બંગાળમાં ઈ. બી. હેવેલ, અવનીન્દ્રનાથ ટાગોર, સિસ્ટર નિવેદિતા, નંદલાલ બોઝ વગેરે લોકોએ જેહાદ પુકારી અને બંગાળની પોતાની શૈલીનો પુરસ્કાર કર્યો. એની કદર દેશમાં ખૂબ થઈ. જોકે કેટલાક લોકો એ બંગાળી કલાને પાંડુરોગી કહીને વખોડતા હતા. યૌવનનું લાવણ્ય વ્યક્ત થાય પણ મસ્તી પ્રગટ ન થાય તો તે કલાને કોણ આવકારે એમ કહેનારા લોકો પણ હતા. હું માનું છું કે ગુજરાતમાં રવિ વર્મા શૈલી અને બંગાળી શૈલી બંનેની અસરથી જ પ્રારંભ થયો. એમાં ગુજરાતના પોશાક, ગુજરાતનું સ્થાપત્ય અને ગુજરાતનાં લોકગીતનાં વર્ણનોને કારણે જ ગુજરાતીપણું આવ્યું હોય તેટલું જ.

ગુજરાતી ચિત્રકલાના ભવિષ્ય વિશે કહેવું મુશ્કેલ છે. આપણે હજી અનુ-કરણિયા વૃત્તિ છોડી નથી. પશ્ચિમમાં ન્યૂ આર્ટ કરીને એક પાખંડ ઊભું થયું છે. ત્યાંના જીવનની વિલાસિતાથી ધરાયેલા ચિત્રકારો એની સામે કેવળ તકરાર તરીકે અથવા વિકૃતિની હોંશ તરીકે નવી કળા કેળવે એ એમને માટે સ્વાભાવિક હતું. એ પ્રયત્નમાંથી પણ એક નવી દૃષ્ટિ અને શૈલીની મૌલિકતા ઉત્પન્ન થઈ છે

જેની કદર કર્યા વિના ચાલે નહીં. એ નવી કલામાં એક રીતે પ્રતીકની ઉપાસના; અમુક જાતનો સંયમ અને એના ઉપર છાયેલી ઉચ્છૃંખલતા દેખાઈ આવે છે. ત્યાંના જીવનના પરિપાક તરીકે એ આવિષ્કાર સ્વાભાવિક અથવા ક્રમપ્રાપ્ત ગણાય.

પણ ત્યાંનો જીવનવિકાસ આપણે વારસામાં ઉછીનો ન લઈ શકીએ. કેવળ એમનું અનુકરણ કરવા જતાં સ્વદેશી આત્મા ખીલી ન શકે અને પ્રાણ પ્રગટ ન કરી શકે. એટલે નવી કલાનો તરજુમિયો આવિષ્કાર પ્રસન્નતા ઉપજાવી શકતો નથી. છતાં એમાંના કેટલાક નમૂનાઓ કુતૂહલ ઉત્પન્ન કરે છે. કેટલાંક ચિત્રો આકર્ષક પણ થઈ જાય. પણ નવી કલા આપણે ત્યાં ઊગી છે અથવા અવતાર પામી છે એમ કહેવું મુશ્કેલ છે. 'અનુકરણ એટલે મરણ' એટલી સલાહ નવ-કલાના ઉપાસકોને આપી શકાય.

'મારી કલામાં ગૂઢ તત્ત્વો છે એ તમે ન સમજી શકો.' એમ કહી આજના ચિત્રકારો રસિકોનું મોઢું બંધ કરી શકે છે અને પોતે એક જાતની આધ્યાત્મિકતાનો દાવો કરી શકે છે. પણ આવા બચાવને પણ મર્યાદા તો હોય જ છે.

નવા ગુજરાત રાજ્ય દ્વારા અથવા સાથે ચિત્રકલામાં કોઈ વિશિષ્ટ ગુજરાતીપણું પ્રગટ થવાની સંભાવના વિશે પૂછયું છે. જવાબમાં એટલું જ કહી શકાય કે ગુજરાતી રાજ્યતંત્ર ગઈ કાલનું બાળક છે. હજી એને પોતાનુંય દર્શન થયું નથી. એની સ્થિર પ્રકૃતિ હજી બંધાઈ નથી. કલા ઉપર અસર કરવા જેટલી પ્રાણશક્તિ અથવા પરંપરા એણે ખીલવી નથી. એટલે એ સવાલ બહુ વહેલો પુછાયો છે, કોઈ સંસ્કારસ્વામી સમર્થપણે એ રાજ્યતંત્રમાં ભળી જાય અને નવ-કલાનું રૂપ આપી શકે ત્યારની એ વાત છે.

પ્ર. ૩. શરમ સાથે કબૂલ કરું છું કે ગુજરાતમાં આત્મીયતાથી આટલાં વરસ રહ્યો પણ હવેલીઓમાં જઈને ત્યાંનું સંગીત મેં સાંભળ્યું જ નથી. અને હવે તો ન રિસાયા છે એટલે એ દિશામાં પ્રગતિ કરવી અશક્ય છે.

છતાં એટલું તો જરૂર કહી શકું કે હવેલીસંગીત ગુજરાતનું આગવું સંગીત શકાય એમાં બેમત ન હોઈ શકે; જોકે ગામડાના લોકો જે ઢબે લોકગીતો ાય છે એ જ ગુજરાતનું ખાસ સંગીત ગણાય. સોરાષ્ટ્રનુ સંગીત તે ભાટ-રણોનું સંગીત એમ પણ કહી શકાય.

જ્યાં જ્યાં રાજાઓનાં રાજ્યો સ્થિરપણે ચાલ્યાં છે ત્યાં ત્યાં શાસ્ત્રીય સંગીત રાજાશાહીને કારણે ખીલ્યું તો છે પણ એ શાસ્ત્રીય સંગીતમાં પ્રાદેશિકતા પ્રગટ થઈ હતી કે કેમ એ વિશે મને શંકા છે.

વડોદરામાં ગાયકવાડના દરબારમાં સંગીતને સારો આશ્રય મળ્યો હતો. ત્યાં વિવિધતાને પણ અવકાશ હતો એમ માનું છું. એ વિશે તેના કોઈ જાણકારે માહિતી આપવી જોઈએ.

શાસ્ત્રીય સંગીતમાં ઉત્તર ભારતનું આર્ય અને ઈરાની સંગીતના મિશ્રણમાંથી ઉત્પન્ન થયેલું હિંદુસ્તાની સંગીત. દક્ષિણનું કર્ણાટકી સંગીત અને બંગાળનાં ભાવ-

વાહી સંગીત — આ ત્રણ શૈલીઓ આપણે જાણીએ છીએ. એ ઉપરાંત, શાસ્ત્રીય સંગીતમાં ગુજરાતની કોઈ ખાસ પ્રાદેશિકતા હોય તો આપણે તે જાણતા નથી. ગાયકવાડ રાજ્યે સંગીતને ઉત્તમ પ્રોત્સાહન આપ્યું એ પણ મોટે ભાગે હિંદુસ્તાની સંગીત જ હતું. ઘરાણા પરત્વે શૈલીમાં સહેજસાજ ફેર હોય છે. એની વિગતોમાં આપણે ન ઊતરીએ. આપણે એટલું જ કહીએ કે લોકસંગીતમાં જેવી પ્રાદેશિકતા હોય છે તેવી શાસ્ત્રીય સંગીતમાં હજી ખીલી નથી. જોકે ખીલવી અશક્ય નથી.

પ્ર. ૪. ગુજરાતની શિલ્પકલાની વિશેષતા કઈ? એ પ્રશ્ન સાથે ગુજરાતનાં મોટાં મોટાં મંદિરો અને રાજપ્રાસાદો જ નજર આગળ ઊભાં થાય છે. બહુ બહુ તો ગુજરાતની કેટલીક મસ્જિદો અને કીર્તિસ્તંભો ઉમેરી શકાય.

પણ હું તો શિલ્પકલા ગરીબોનાં ઝૂંપડાંમાં પણ જોઉં. પહાડની ગુફાઓમાં પણ જોઉં અને ગુજરીઓ તેમ જ પોળોની રચનામાં પણ જોઉં.

મંદિરોમાં, મસ્જિદોમાં અને કીર્તિસ્તંભોમાં સૌન્દર્યની ઉપાસના હોય છે. પછી તે મૌલિક હોય કે ઉછીની આણેલી હોય પણ જીવન પરત્વેની શિલ્પકલા તો પ્રજાના જીવનમાં જોવાની રહી.

મોટાં મોટાં અવિભક્ત કુટુંબો એક મોટું સહિયારું ઘર બાંધે અને એમાં પેટી-પટારા ગોઠવી અનેક કુટુંબોનો સમાસ કરે એ પણ શિલ્પકલા અને સ્થાપત્યકલા ગણું છું. એની પાછળ સગવડ, સહયોગ, અભિમાનને પોષણ, કરકસર વગેરે અનેક તત્ત્વો હોય છે. એને આધારે જ તે તે પ્રાંતના લોકજીવનની શિલ્પકલા અને સ્થાપત્યકલા સમજી શકાય.

પણ આ આખો વિચાર જ નવો છે. એ જ્યારે ખીલવાશે ત્યારે જ ગુજરાત-નું શિલ્પ અને ગુજરાતનું સ્થાપત્ય ચર્ચી શકાય.

શિલ્પકલામાં પણ કેવળ મૂર્તિઓનો વિચાર કર્યે નહીં ચાલે. શિલ્પમાં રાચ-રચીલું અને ઘરનાં ઉપકરણો પણ આવે છે. એમ ઉપયોગિતા અને સુંદરતા બંનેનું મિશ્રણ કઈ રીતે થયું છે એ જોયા પછી જ તે તે પ્રાંતની કલાની ખાસિયત વરતી શકાય.

પ્ર. ૫. ઉદ્યોગપરાયણ લોકો જ્યારે આરામ ભોગવવા માગે છે ત્યારે જ ગૃહશિલ્પ, સંગીત, ચિત્રકલા, નૃત્ય અને સાહિત્ય આદિને સેવે છે. એટલે અમુક કલાઓ તો આરામપ્રધાન, નવરાશપ્રધાન અને મનોવિનોદનપ્રધાન હોય છે. એમાં સાહસિકતા આદિને અવકાશ ઓછો હોય છે. રસ્મરિવાજ, સામાજિક વિવેક વગેરે વસ્તુને પણ જ્યારે કલા તરીકે ઓળખો ત્યારે જ એમાં પ્રજાની પ્રકૃતિ અથવા વિશેષતાનો પડઘો શોધી શકાય. અત્યારે આ સવાલ premature ઉતાવળિયો ગણાય.

૨

**સવાલ :** કલા વિશે આપના વિચારો જણાવશો?

**જવાબ :** સૌથી મહત્ત્વની અને ખાસ જાણવાની વાત એ છે કે કલા એ પ્રતિકૃતિ કે અનુકૃતિ નહીં પણ સ્વતંત્ર નિર્મિતિ હોવી જોઈએ. કુદરતનું સૌંદર્ય

જેની કદર કર્યા વિના ચાલે નહીં. એ નવી કલામાં એક રીતે પ્રતીકની ઉપાસના, અમુક જાતનો સંયમ અને એના ઉપર છાયેલી ઉચ્છૃંખલતા દેખાઈ આવે છે. ત્યાંના જીવનના પરિપાક તરીકે એ આવિષ્કાર સ્વાભાવિક અથવા ક્રમપ્રાપ્ત ગણાય.

પણ ત્યાંનો જીવનવિકાસ આપણે વારસામાં ઉછીનો ન લઈ શકીએ. કેવળ એમનું અનુકરણ કરવા જતાં સ્વદેશી આત્મા ખીલી ન શકે અને પ્રાણ પ્રગટ ન કરી શકે. એટલે નવી કલાનો તરજુમિયો આવિષ્કાર પ્રસન્નતા ઉપજાવી શકતો નથી. છતાં એમાંના કેટલાક નમૂનાઓ કુતૂહલ ઉત્પન્ન કરે છે. કેટલાંક ચિત્રો આકર્ષક પણ થઈ જાય. પણ નવી કલા આપણે ત્યાં ઊગી છે અથવા અવતાર પામી છે એમ કહેવું મુશ્કેલ છે. 'અનુકરણ એટલે મરણ' એટલી સલાહ નવ-કલાના ઉપાસકોને આપી શકાય.

'મારી કલામાં ગૂઢ તત્ત્વો છે એ તમે ન સમજી શકો.' એમ કહી આજના ચિત્રકારો રસિકોનું મોઢું બંધ કરી શકે છે અને પોતે એક જાતની આધ્યાત્મિકતાનો દાવો કરી શકે છે. પણ આવા બચાવને પણ મર્યાદા તો હોય જ છે.

નવા ગુજરાત રાજ્ય દ્વારા અથવા સાથે ચિત્રકલામાં કોઈ વિશિષ્ટ ગુજરાતીપણું પ્રગટ થવાની સંભાવના વિશે પૂછ્યું છે. જવાબમાં એટલું જ કહી શકાય કે ગુજરાતી રાજ્યતંત્ર ગઈ કાલનું બાળક છે. હજી એને પોતાનુંય દર્શન થયું નથી. એની સ્થિર પ્રકૃતિ હજી બંધાઈ નથી. કલા ઉપર અસર કરવા જેટલી પ્રાણશક્તિ અથવા પરંપરા એણે ખીલવી નથી. એટલે એ સવાલ બહુ વહેલો પુછાયો છે, કોઈ સંસ્કારસ્વામી સમર્થપણે એ રાજ્યતંત્રમાં ભળી જાય અને નવ-કલાનું રૂપ આપી શકે ત્યારની એ વાત છે.

પ્ર. ૩. શરમ સાથે કબૂલ કરું છું કે ગુજરાતમાં આત્મીયતાથી આટલાં વરસ રહ્યો પણ હવેલીઓમાં જઈને ત્યાંનું સંગીત મેં સાંભળ્યું જ નથી. અને હવે તો કાન રિસાયા છે એટલે એ દિશામાં પ્રગતિ કરવી અશક્ય છે.

છતાં એટલું તો જરૂર કહી શકું કે હવેલીસંગીત ગુજરાતનું આગવું સંગીત ગણી શકાય એમાં બેમત ન હોઈ શકે; જોકે ગામડાના લોકો જે ઢબે લોકગીતો ગાય છે એ જ ગુજરાતનું ખાસ સંગીત ગણાય. સૌરાષ્ટ્રનુ સંગીત તે ભાટ-ચારણોનું સંગીત એમ પણ કહી શકાય.

જ્યાં જ્યાં રાજાઓનાં રાજ્યો સ્થિરપણે ચાલ્યાં છે ત્યાં ત્યાં શાસ્ત્રીય સંગીત રાજાશાહીને કારણે ખીલ્યું તો છે પણ એ શાસ્ત્રીય સંગીતમાં પ્રાદેશિકતા પ્રગટ થઈ હતી કે કેમ એ વિશે મને શંકા છે.

વડોદરામાં ગાયકવાડના દરબારમાં સંગીતને સારો આશ્રય મળ્યો હતો. ત્યાં વિવિધતાને પણ અવકાશ હતો એમ માનું છું. એ વિશે તેના કોઈ જાણકારે માહિતી આપવી જોઈએ.

શાસ્ત્રીય સંગીતમાં ઉત્તર ભારતનું આર્ય અને ઈરાની સંગીતના મિશ્રણમાંથી ઉત્પન્ન થયેલું હિંદુસ્તાની સંગીત, દક્ષિણનું કર્ણાટકી સંગીત અને બંગાળનું ભાવ-

વાહી સંગીત — આ ત્રણ શૈલીઓ આપણે જાણીએ છીએ. એ ઉપરાંત, શાસ્ત્રીય સંગીતમાં ગુજરાતની કોઈ ખાસ પ્રાદેશિકતા હોય તો આપણે તે જાણતા નથી. ગાયકવાડ રાજ્યે સંગીતને ઉત્તમ પ્રોત્સાહન આપ્યું એ પણ મોટે ભાગે હિંદુસ્તાની સંગીત જ હતું. ઘરાણા પરત્વે શૈલીમાં સહેજસાજ ફેર હોય છે. એની વિગતોમાં આપણે ન ઊતરીએ. આપણે એટલું જ કહીએ કે લોકસંગીતમાં જેવી પ્રાદેશિકતા હોય છે તેવી શાસ્ત્રીય સંગીતમાં હજી ખીલી નથી. જોકે ખીલવી અશક્ય નથી.

પ્ર. ૪. ગુજરાતની શિલ્પકલાની વિશેષતા કઈ? એ પ્રશ્ન સાથે ગુજરાતનાં મોટાં મોટાં મંદિરો અને રાજપ્રાસાદો જ નજર આગળ ઊભાં થાય છે. બહુ બહુ તો ગુજરાતની કેટલીક મસ્જિદો અને કીર્તિસ્તંભો ઉમેરી શકાય.

પણ હું તો શિલ્પકલા ગરીબોનાં ઝૂંપડાંમાં પણ જોઉં. પહાડની ગુફાઓમાં પણ જોઉં અને ગુજરીઓ તેમ જ પોળોની રચનામાં પણ જોઉં.

મંદિરોમાં, મસ્જિદોમાં અને કીર્તિસ્તંભોમાં સૌન્દર્યની ઉપાસના હોય છે. પછી તે મૌલિક હોય કે ઉછીની આણેલી હોય પણ જીવન પરત્વેની શિલ્પકલા તો પ્રજાના જીવનમાં જોવાની રહી.

મોટાં મોટાં અવિભક્ત કુટુંબો એક મોટું સહિયારું ઘર બાંધે અને એમાં પેટી-પટારા ગોઠવી અનેક કુટુંબોનો સમાસ કરે એ પણ શિલ્પકલા અને સ્થાપત્યકલા ગણું છું. એની પાછળ સગવડ, સહયોગ, અભિમાનને પોષણ, કરકસર વગેરે અનેક તત્ત્વો હોય છે. એને આધારે જ તે તે પ્રાંતના લોકજીવનની શિલ્પકલા અને સ્થાપત્યકલા સમજી શકાય:

પણ આ આખો વિચાર જ નવો છે. એ જ્યારે ખીલવાશે ત્યારે જ ગુજરાતનું શિલ્પ અને ગુજરાતનું સ્થાપત્ય ચર્ચી શકાય.

શિલ્પકલામાં પણ કેવળ મૂર્તિઓનો વિચાર કર્યે નહીં ચાલે. શિલ્પમાં રાચરચીલું અને ઘરનાં ઉપકરણો પણ આવે છે. એમ ઉપયોગિતા અને સુંદરતા બંનેનું મિશ્રણ કઈ રીતે થયું છે એ જોયા પછી જ તે તે પ્રાંતની કલાની ખાસિયત વરતી શકાય.

પ્ર. ૫. ઉદ્યોગપરાયણ લોકો જ્યારે આરામ ભોગવવા માગે છે ત્યારે જ ગૃહશિલ્પ, સંગીત, ચિત્રકલા, નૃત્ય અને સાહિત્ય આદિને સેવે છે. એટલે અમુક કલાઓ તો આરામપ્રધાન, નવરાશપ્રધાન અને મનોવિનોદનપ્રધાન હોય છે. એમાં સાહસિકતા આદિને અવકાશ ઓછો હોય છે. રસમરિવાજ, સામાજિક વિવેક વગેરે વસ્તુને પણ જ્યારે કલા તરીકે ઓળખો ત્યારે જ એમાં પ્રજાની પ્રકૃતિ અથવા વિશેષતાનો પડઘો શોધી શકાય. અત્યારે આ સવાલ premature ઉતાવળિયો ગણાય.

૨

**સવાલ :** કલા વિશે આપના વિચારો જણાવશો?

**જવાબ :** સૌથી મહત્ત્વની અને ખાસ જાણવાની વાત એ છે કે કલા એ પ્રતિકૃતિ કે અનુકૃતિ નહીં પણ સ્વતંત્ર નિર્મિતિ હોવી જોઈએ. કુદરતનું સૌંદર્ય

તે ઈશ્વરની કલાકૃતિ છે. કુદરત પાસેથી આપણે સૌંદર્યની દીક્ષા લઈ શકીએ છીએ, કલા માટે પ્રેરણા પણ મેળવીએ છીએ પણ શુદ્ધ કલા એ હૃદયની અંદર ઉદય પામેલી કોઈ ગૂઢ અનુભૂતિ અથવા અજ્ઞાત સૃષ્ટિની નવનિર્મિતિ હોય છે. તે વ્યક્ત કરવા માટે આપણે કુદરતની વસ્તુઓ, દૃશ્યો અને પ્રસંગોનો ઉપયોગ કરીએ છીએ જરૂર, પણ કલાનો ઉદ્દેશ કુદરતે આપેલા આનંદની નોંધ રાખવાનો નથી હોતો.

મેં પોતે ફોટોગ્રાફી પાછળ ઘણો વખત આપ્યો છે. ફોટોગ્રાફર માટે સુંદર સુંદર દૃશ્યો, પ્રસંગો અને ભાવો પસંદ કરવામાં ઉત્તમ કલાત્મકતાની જરૂર હોય છે અને કુદરતમાં જે સૌંદર્ય અથવા ચમત્કૃતિઓ વેરાયેલી છે તેનું મહત્ત્વ પારખી તે પકડી રાખવામાં કલા છે એનો મેં ફોટોગ્રાફી દરમ્યાન અનુભવ પણ કરેલો છે એટલે ચમત્કૃતિ પારખવામાં જે કલા છે એની ઉપેક્ષા હું નથી કરતો. ('ચમત્કૃતિ' શબ્દ મોટે ભાગે કાવ્યમીમાંસામાં વપરાય છે. આજના લોકો ચમત્કૃતિનો અર્થ કરે છે Miracle. સારો એ ભાવ નથી. કલામીમાંસકો જેને Significant Form કહે છે તેને માટે મને ચમત્કૃતિ કરતાં વધારે સારો શબ્દ હજી જડયો નથી. એક વાર 'આશ્ચર્ય' શબ્દની વ્યુત્પત્તિ શોધતો હતો. મને લાગ્યું કે અદ્ભુત વસ્તુ જોઈને આપણા મોઢામાંથી "આહ" જેવો ઉદ્ગાર નીકળે છે તે પરથી આશ્ચર્ય શબ્દ આવ્યો હશે ! એ કેવળ મારી કલ્પના છે. સાચી વ્યુત્પત્તિ શોધી નથી પણ આશ્ચર્યની મારી વ્યુત્પત્તિ પરથી એક નવો શબ્દ ઉપજાવવાનું મન થયું. કોઈ પણ આકૃતિ કે પ્રસંગ જોઈને મનમાં ભારે સંતોષ થાય અને આપણે સ્વાભાવિક રીતે admirationમાં 'વાહ' કહીએ તો એ આનંદોદ્ગાર માટે આશ્ચર્ય શબ્દ કેમ ન વપરાય ? એ બધી વસ્તુ જવા દઈએ. કોઈ પણ આકૃતિ કે પ્રસંગ ધ્યાનમાં ઊતરે અને મહત્ત્વનો જણાય ત્યારે એને Significant Form કહે છે. એને માટે ચમત્કૃતિ એ જ શબ્દ સારો લાગે છે.)

જીવનમાં દુ:ખ હોય છે, આપણા જીવનમાં કે બીજાના જીવનમાં દુ:ખ દેખા દે એ આપણને ગમતું નથી, છતાં એ દુ:ખનું આબેહૂબ વર્ણન વાંચવાથી આપણને આટલો સંતોષ કેમ થાય છે ? દુ:ખ જોઈને હૃદય આર્દ્ર બને છે, કોમળ બને છે, સહાનુભૂતિથી તરબોળ થાય છે. એ સહાનુભૂતિ કલાનું હાર્દ છે અને તેથી જ સુખ અને દુ:ખ સૌંદર્ય અને કુરૂપત્વ બંને કલાના વિષયો થઈ શકે છે. એટલું જ નહીં પણ બંને સરખા પ્રેરક પણ બને છે.

જીવનમાં બીજું એક સૌંદર્ય હોય છે જ. બાહ્ય સૌંદર્ય સાથે પણ હોઈ શકે છે અને એના અભાવ સાથે પણ હોય છે. એ છે જીવન વિશેની શુભ દૃષ્ટિનું સૌંદર્ય. આ શુભ દૃષ્ટિ ઊંડી સાધનામાંથી પણ કેળવાય અથવા ઈશ્વરના અનુગ્રહમાંથી પણ મળે, પણ એ શુભ દૃષ્ટિ એ જ જીવનનું સર્વોત્કૃષ્ટ ખમીર છે. એ શુભ દૃષ્ટિ કેળવાય છે ત્યાં ઉત્તમ કળા પ્રગટ થાય છે. એ શુભ દૃષ્ટિ શબ્દોમાં વ્યક્ત થાય તો તે સાહિત્ય અને કાવ્યનું રૂપ લે છે. એ શુભ દૃષ્ટિ ચિત્રકલામાં

પણ પ્રગટ થઈ શકે છે. સંગીતમાં એ સહેજે પ્રગટ થવી જોઈએ, પણ આજકાલ સંગીત એટલું કૃત્રિમ અને યાંત્રિક (mechanical) થઈ ગયું છે કે સાચું કોક કોક વખતે જ સાંભળવાને મળે છે. સંગીત માત્ર આકર્ષક અને પ્રેરક હોય છે એટલે સંગીત સામે તકરાર છે જ નહીં. પણ જેમાંથી જીવન પ્રત્યેની શુભ દૃષ્ટિ નીતરે છે તે સંગીત નોખું જ હોય છે અને કેટલાક લોકો પોતાના જીવનમાં જ શુભ દૃષ્ટિ અનાયાસે વ્યક્ત કરે છે એને હું જીવનકલા કહું છું. એવી જીવનકલા જેણે કેળવી તેનું જીવન તો ધન્ય થાય જ છે પણ તેનો સહવાસ પણ સમાજને ઉન્નતિકર, તૃપ્તિકર અને ઉલ્લાસમય બને છે.

શુભ દૃષ્ટિનો જેને અનુભવ થયો તેને કલાની વ્યાખ્યા નથી કરવી પડતી. એ તો એની મેળે પ્રગટ થાય છે, વરતાય છે અને હૃદયનો કબજો લે છે.

આવી કલાને જ જીવનદર્શન કહી શકાય. આખા જીવનનું રહસ્ય જે વાટે અથવા જે દ્વારા પ્રગટ થાય છે તેને આપણે દર્શન કહીએ છીએ. નીતિ, સદાચાર, પ્રેમ, ત્યાગ, બલિદાન, ઈત્યાદિ તત્ત્વો જેમ ભવ્ય છે તે જ પ્રમાણે જીવનની શુભ દૃષ્ટિ પણ કલા દ્વારા જીવનનું રહસ્ય પ્રગટ કરે છે. આવું કલાનું દર્શન અધ્યાત્મના દર્શન કરતાં જરાય ઊતરતું હોતું નથી.

## ૪. સંસ્કૃતિ અને કલા

મને કહેવામાં આવ્યું છે કે સંસ્કૃતિ અને કલા વિશે મારે કંઈક કહેવું. આજે આપણે એ બંને શબ્દો અંગ્રેજીના 'આર્ટ' અને 'કલ્ચર'ના અર્થમાં વાપરીએ છીએ. આપણા પુરુષાર્થીઓએ સાહિત્ય, સંગીત અને કલા — એમ ત્રિપુટી માની હતી. સાહિત્ય અને સંગીત બંને વાણીના વિષય છે. શુક્રાચાર્યે કલાની વ્યાખ્યા આપતાં એક જગ્યાએ કહ્યું છે કે મૂંગાને પણ જે સાધ્ય છે તેનું નામ કલા.

આજે આપણે 'કલા' શબ્દનો આટલો સંકુચિત અર્થ કરતા નથી, અને 'સંસ્કૃતિ' તો આપણી ભાષાઓ માટે એક નવો જ શબ્દ છે. આમ તો સંસ્કાર, સંસ્કૃત અને સંસ્કૃતિ એ ત્રણેય શબ્દો આપણી સાથે હંમેશાં છે જ, પરંતુ 'સંસ્કૃતિ' શબ્દ 'કલ્ચર'ના અર્થમાં આપણે હમણાં હમણાં વાપરતા થયા છીએ.

જૂના જમાનામાં 'કલ્ચર'નું બધુંય કામ 'ધર્મ' શબ્દ સંભાળતો હતો. ધર્મમાં શું શું સમાતું નહોતું ? આપણું સમસ્ત જીવન ધર્મને આધીન હતું. ધર્મ જ આપણાં જીવનની પ્રેરણા હતો. ધર્મ જ આપણાં જીવનને વ્યવસ્થિત કરતો હતો. આપણાં જીવનને સંસ્કારવા અને મનુષ્ય–મનુષ્યના સંબંધને શુભ અને કલ્યાણકારી બનાવવા આપણે ધર્મનો જ સહારો લેતા હતા.

પરંતુ લોકસમસ્તના સમસ્ત જીવનને બાંધવાની કોશિશ કરવા જતાં ધર્મ જ સ્વયં બંધનોનો ભોગ થઈ પડયો. પહેલું બંધન તે શાસ્ત્રોનું. બીજું જબરદસ્ત

તે ઈશ્વરની કલાકૃતિ છે. કુદરત પાસેથી આપણે સૌંદર્યની દીક્ષા લઈ શકીએ છીએ, કલા માટે પ્રેરણા પણ મેળવીએ છીએ પણ શુદ્ધ કલા એ હૃદયની અંદર ઉદય પામેલી કોઈ ગૂઢ અનુભૂતિ અથવા અજ્ઞાત સૃષ્ટિની નવનિર્મિતિ હોય છે. તે વ્યક્ત કરવા માટે આપણે કુદરતની વસ્તુઓ, દૃશ્યો અને પ્રસંગોનો ઉપયોગ કરીએ છીએ જરૂર, પણ કલાનો ઉદ્દેશ કુદરતે આપેલા આનંદની નોંધ રાખવાનો નથી હોતો.

મેં પોતે ફોટોગ્રાફી પાછળ ઘણો વખત આપ્યો છે. ફોટોગ્રાફર માટે સુંદર સુંદર દૃશ્યો, પ્રસંગો અને ભાવો પસંદ કરવામાં ઉત્તમ કલાત્મકતાની જરૂર હોય છે અને કુદરતમાં જે સૌંદર્ય અથવા ચમત્કૃતિઓ વેરાયેલી છે તેનું મહત્ત્વ પારખી તે પકડી રાખવામાં કલા છે એનો મેં ફોટોગ્રાફી દરમ્યાન અનુભવ પણ કરેલો છે એટલે ચમત્કૃતિ પારખવામાં જે કલા છે એની ઉપેક્ષા હું નથી કરતો. ('ચમત્કૃતિ' શબ્દ મોટે ભાગે કાવ્યમીમાંસામાં વપરાય છે. આજના લોકો ચમત્કૃતિનો અર્થ કરે છે Miracle. મારો એ ભાવ નથી. કલામીમાંસકો જેને Significant Form કહે છે તેને માટે મને ચમત્કૃતિ કરતાં વધારે સારો શબ્દ હજી જડ્યો નથી. એક વાર 'આશ્ચર્ય' શબ્દની વ્યુત્પત્તિ શોધતો હતો. મને લાગ્યું કે અદ્ભુત વસ્તુ જોઈને આપણા મોઢામાંથી "આહ" જેવો ઉદ્ગાર નીકળે છે તે પરથી આશ્ચર્ય શબ્દ આવ્યો હશે! એ કેવળ મારી કલ્પના છે. સાચી વ્યુત્પત્તિ શોધી નથી પણ આશ્ચર્યની મારી વ્યુત્પત્તિ પરથી એક નવો શબ્દ ઉપજાવવાનું મન થયું. કોઈ પણ આકૃતિ કે પ્રસંગ જોઈને મનમાં ભારે સંતોષ થાય અને આપણે સ્વાભાવિક રીતે admirationમાં 'વાહ' કહીએ તો એ આનંદોદ્ગાર માટે આશ્ચર્ય શબ્દ કેમ ન વપરાય? એ બધી વસ્તુ જવા દઈએ. કોઈ પણ આકૃતિ કે પ્રસંગ ધ્યાનમાં ઊતરે અને મહત્ત્વનો જણાય ત્યારે એને Significant Form કહે છે. એને માટે ચમત્કૃતિ એ જ શબ્દ સારો લાગે છે.)

જીવનમાં દુઃખ હોય છે, આપણા જીવનમાં કે બીજાના જીવનમાં દુઃખ દેખા દે એ આપણને ગમતું નથી, છતાં એ દુઃખનું આબેહૂબ વર્ણન વાંચવાથી આપણને આટલો સંતોષ કેમ થાય છે? દુઃખ જોઈને હૃદય આર્દ્ર બને છે, કોમળ બને છે, સહાનુભૂતિથી તરબોળ થાય છે. એ સહાનુભૂતિ કલાનું હાર્દ છે અને તેથી જ સુખ અને દુઃખ સૌંદર્ય અને કુરૂપત્વ બંને કલાના વિષયો થઈ શકે છે. એટલું જ નહીં પણ બંને સરખા પ્રેરક પણ બને છે.

જીવનમાં બીજું એક સૌંદર્ય હોય છે જ. બાહ્ય સૌંદર્ય સાથે પણ હોઈ શકે છે અને એના અભાવ સાથે પણ હોય છે. એ છે જીવન વિશેની શુભ દૃષ્ટિનું સૌંદર્ય. આ શુભ દૃષ્ટિ ઊંડી સાધનામાંથી પણ કેળવાય અથવા ઈશ્વરના અનુગ્રહમાંથી પણ મળે, પણ એ શુભ દૃષ્ટિ એ જ જીવનનું સર્વોત્કૃષ્ટ ખમીર છે. એ શુભ દૃષ્ટિ કેળવાય છે ત્યાં ઉત્તમ કળા પ્રગટ થાય છે. એ શુભ દૃષ્ટિ શબ્દોમાં વ્યક્ત થાય તો તે સાહિત્ય અને કાવ્યનું રૂપ લે છે. એ શુભ દૃષ્ટિ ચિત્રકલામાં

પણ પ્રગટ થઈ શકે છે. સંગીતમાં એ સહેજે પ્રગટ થવી જોઈએ, પણ આજકાલ સંગીત એટલું કૃત્રિમ અને યાંત્રિક (mechanical) થઈ ગયું છે કે સાચું કોક કોક વખતે જ સાંભળવાને મળે છે. સંગીત માત્ર આકર્ષક અને પ્રેરક હોય છે એટલે સંગીત સામે તકરાર છે જ નહીં. પણ જેમાંથી જીવન પ્રત્યેની શુભ દૃષ્ટિ નીતરે છે તે સંગીત નોખું જ હોય છે અને કેટલાક લોકો પોતાના જીવનમાં જ શુભ દૃષ્ટિ અનાયાસે વ્યક્ત કરે છે એને હું જીવનકલા કહું છું. એવી જીવનકલા જેણે કેળવી તેનું જીવન તો ધન્ય થાય જ છે પણ તેનો સહવાસ પણ સમાજને ઉન્નતિકર, તૃપ્તિકર અને ઉલ્લાસમય બને છે.

શુભ દૃષ્ટિનો જેને અનુભવ થયો તેને કલાની વ્યાખ્યા નથી કરવી પડતી. એ તો એની મેળે પ્રગટ થાય છે, વરતાય છે અને હૃદયનો કબજો લે છે.

આવી કલાને જ જીવનદર્શન કહી શકાય. આખા જીવનનું રહસ્ય જે વાટે અથવા જે દ્વારા પ્રગટ થાય છે તેને આપણે દર્શન કહીએ છીએ. નીતિ, સદાચાર, પ્રેમ, ત્યાગ, બલિદાન, ઇત્યાદિ તત્ત્વો જેમ ભવ્ય છે તે જ પ્રમાણે જીવનની શુભ દૃષ્ટિ પણ કલા દ્વારા જીવનનું રહસ્ય પ્રગટ કરે છે. આવું કલાનું દર્શન અધ્યાત્મના દર્શન કરતાં જરાય ઊતરતું હોતું નથી.

## ૪. સંસ્કૃતિ અને કલા

મને કહેવામાં આવ્યું છે કે સંસ્કૃતિ અને કલા વિશે મારે કંઈક કહેવું. આજે આપણે એ બંને શબ્દો અંગ્રેજીના 'આર્ટ' અને 'કલ્ચર'ના અર્થમાં વાપરીએ છીએ. આપણા પુરુષાર્થીઓએ સાહિત્ય, સંગીત અને કલા — એમ ત્રિપુટી માની હતી. સાહિત્ય અને સંગીત બંને વાણીના વિષય છે. શુક્રાચાર્યે કલાની વ્યાખ્યા આપતાં એક જગ્યાએ કહ્યું છે કે મૂંગાને પણ જે સાધ્ય છે તેનું નામ કલા.

આજે આપણે 'કલા' શબ્દનો આટલો સંકુચિત અર્થ કરતા નથી, અને 'સંસ્કૃતિ' તો આપણી ભાષાઓ માટે એક નવો જ શબ્દ છે. આમ તો સંસ્કાર, સંસ્કૃત અને સંસ્કૃતિ એ ત્રણેય શબ્દો આપણી સાથે હંમેશાં છે જ, પરંતુ 'સંસ્કૃતિ' શબ્દ 'કલ્ચર'ના અર્થમાં આપણે હમણાં હમણાં વાપરતા થયા છીએ.

જૂના જમાનામાં 'કલ્ચર'નું બધુંય કામ 'ધર્મ' શબ્દ સંભાળતો હતો. ધર્મમાં શું શું સમાતું નહોતું ? આપણું સમસ્ત જીવન ધર્મને આધીન હતું. ધર્મ જ આપણાં જીવનની પ્રેરણા હતો. ધર્મ જ આપણાં જીવનને વ્યવસ્થિત કરતો હતો. આપણાં જીવનને સંસ્કારવા અને મનુષ્ય–મનુષ્યના સંબંધને શુભ અને કલ્યાણકારી બનાવવા આપણે ધર્મનો જ સહારો લેતા હતા.

પરંતુ લોકસમસ્તના સમસ્ત જીવનને બાંધવાની કોશિશ કરવા જતાં ધર્મ જ સ્વયં બંધનોનો ભોગ થઈ પડ્યો. પહેલું બંધન તે શાસ્ત્રોનું. બીજું જબરદસ્ત

બંધન પડયું રૂઢિઓનું. ધર્મસંસ્થાપકો અને પયગમ્બરોના વાણીવિચાર, એમની આશાઓ, એમણે ચીંધ્યા રિવાજો પણ એને બંધનરૂપ થઈ પડયાં. જાણે આટલેથી બસ ન હોય તેમ ધર્મે થોડી પરલોકના ઈતિહાસ-ભૂગોળની કાલ્પનિક વાતો પણ ઘડી કાઢી. આમ એક પછી એક અનેક બંધનોમાં ધર્મ જકડાઈ ગયો. એની પ્રેરકશક્તિ ઘટી અને ઉપરથી એણે બીજી બૂરી ચીજોને પણ સહાય દેવા માંડી.

ધર્મના આ દુરુપયોગથી જેઓ અકળાયા એમણે એમાંથી બચવા સંસ્કૃતિનો સહારો લીધો. સંસ્કૃતિ એક એવી ચીજ છે કે જે પોતાની ખૂબી જાળવવા છતાં, બધાંને પોતાથી પ્રભાવિત કરતી હોવા છતાં કોઈને બંધનમાં બાંધતી નથી. ધર્મ હમેશાં પોતાનું મકાન ચણવા દીવાલો ખડી કરે છે અને એમાં પોતાને સુરક્ષિત જુએ છે. જ્યારે સંસ્કૃતિ એક વાયુમંડળ છે. માનવીના શરીરનાં ફેફસાં સુધી પહોંચી પોતાના પ્રાણવાયુથી એને પ્રાણિત કરી મૂકે છે.

એવી આ સંસ્કૃતિ તે શી ચીજ છે?

જેમ કોઈ કુદરતી વસ્તુને આપણે કાપીકૂપી, માંજીઅજવાળી, સાફસૂફ કરી, અધિક ઉપયોગી બનાવીએ છીએ અને એ કરતાં કરતાં એમાં જીવ પણ રેડીએ છીએ. એ પ્રકારે જ કુદરતી જીવનને કાપીકૂપી, સાફ માંજી એને મુલાયમ બનાવવું, અધિક કાર્યક્ષમ અને પ્રભાવશાળી બનાવવું અને એમાં સંગીત અને સુગંધી પ્રકટાવવી એ છે સંસ્કૃતિ. વાંસની એક નાલિકા લઈ એમાંથી મુરલી સર્જવી એ છે સંસ્કૃતિનું કામ. હજારો અને લાખો વર્ષોના પુરુષાર્થ કેડે માનવ-જાતિએ જે મેળવ્યું એ એની સંસ્કૃતિ છે.

પશુપક્ષી આદિ પ્રાણીઓમાં પ્રકૃતિ જ પોતે કામ સંભાળી લે છે. એમનાં જીવનમાં ન તો કોઈ બગાડો થાય છે કે ન તો સુધારો. જ્યારે પ્રકૃતિમાં કોઈ બગાડો થાય છે ત્યારે તેને વિકૃતિ કહીએ છીએ અને જ્યારે એમાં સુધારો થાય તો એ સંસ્કૃતિ કહેવાય છે. પશુપક્ષી આદિ પ્રાણીઓ તો પ્રકૃતિએ જેવાં સર્જ્યાં તેવાં જ જીવે છે અને તેવાં જ મરે છે. એમને માટે ન તો કોઈ વિકૃતિનો ડર કે ન તો કોઈ સંસ્કૃતિની આશા.

એથી ઊલટું મનુષ્ય જ પ્રકૃતિનું એવું બાળક છે કે જેને માટે પ્રાકૃતિક જીવન જેવું કંઈ રહ્યું જ નથી. કાં તો એ વિકૃતિને માર્ગે વધી જશે કે પ્રયત્નપૂર્વક સંસ્કૃતિને પંથે ધપશે. દૂધને જ લો. એને એમનું એમ રાખતાં તો થોડા વખતમાં જ એ ફૂટી જશે. એને ગરમ કરી એમાં લીંબુ નાખવાથી ફૂટવાને બદલે એમાંથી દહીં બનશે. દૂધ પ્રકૃતિ છે, ફૂટેલું દૂધ વિકૃતિ, અને દહીં સંસ્કૃતિ. એ દહીંમાંથી જ આગળ ચાલતાં આપણે નવનીત નિતારીએ છીએ. એ પણ સંસ્કૃતિનું જ કાર્ય કરે છે. માખણ ઊતરી ન જાય માટે એ ગરમ કરી એમાંથી ઘી તાવીએ છીએ. એ પણ સંસ્કૃતિનું થયું એક પ્રગતિકદમ. મનુષ્યે પોતા માટે કે અખિલ સમાજ માટે જે વિચાર્યું છે, કર્યું છે, ટાળ્યું છે કે બદલ્યું છે એ બધુંય એની સંસ્કૃતિ છે.

આપણો ધર્મ, આપણું સાહિત્ય, આપણાં રસ્મરિવાજ, આપણી નગરરચના, સમાજરચના, આપણાં વેશપરિધાન, આપણો શિષ્ટાચાર, તહેવારઉત્સવ અને આનંદપ્રમોદનાં સાધનો, આલોક અને પરલોકની કલ્પના — એ સર્વના સંયોગે આપણી સંસ્કૃતિ બને છે. આપણું જ્ઞાન, આપણી વિદ્યાકલાઓ, આપણી જીવન-દૃષ્ટિ, આપણા જીવનનો ઉદ્દેશ, એની રચના અને વ્યવસ્થા — એમની મિલાવટમાંથી આપણી સંસ્કૃતિ જન્મે છે. જે બધું કામ પૂર્વે ધર્મોએ કર્યું એ બધુંય કામ નવે સ્વરૂપે ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ આજે કરી રહી છે. ન્યાયનિષ્ઠા, સદાચાર, પરોપકાર, સત્ય, અહિંસા, પરસ્પર સહયોગ અને આત્મબલિદાન એ સર્વ સંસ્કૃતિનાં અંગો છે. વ્યક્તિના નિજી સ્વાર્થને દબાવી, વાસનાઓ પર વિજય મેળવી સમષ્ટિના ભલા માટે કોશિશ કરવી એ સંસ્કૃતિનું પ્રધાન લક્ષણ છે. કુદરતને પિછાની એના ઉપર વિજય મેળવી એની શક્તિઓનો લાભ ઉઠાવવો અને માનવજાતિનું કલ્યાણ કરવું એ થયો સંસ્કૃતિનો પુરુષાર્થ.

આજે જેને આપણે કલા કહીએ છીએ તે પણ આપણી સંસ્કૃતિનું એક અંગ છે. કલા સંસ્કૃતિનું અંગ હોય કે ન હોય પણ એનું મહત્ત્વ જરાયે ઓછું નથી. એક રીતે જોઈએ તો સમગ્ર સંસ્કૃતિને જ આપણે જીવનકલા કહી શકીએ. પરંતુ સાધારણતયા કલા એ સૌંદર્યની, આનંદની કે નજાકતની ચીજ મનાય છે. પ્રખર તાપથી બચવા આપણે ટોપી કે પાઘડી પહેરીએ છીએ. એ છે એની ઉપયોગિતા. ટોપી કે પાઘડી બનાવવાની એ ઉપયોગી કલાને હુન્નર કહેવામાં આવે છે. શિરોવેષ્ટનની ઉપયોગિતા ઉપરાંત રંગની યા દેખાવની જે ખૂબીઓ આપણે વણીએ એ બધી કલા. એને લલિતકલા પણ કહેવાય. જ્યાં ઉપયોગિતા થંભે છે ત્યાં કલાનો પ્રારંભ થાય છે.

આપણા મનમાં ઉદ્‌ભવતા વિચારોને આપણે ભાષા દ્વારા પ્રગટ કરીએ છીએ. પણ જ્યારે એ વિચારો સાથે આપણી ભાવના મિલાવીએ અને બંનેને વ્યક્ત કરવા ભાષા છંદોબદ્ધ કરીએ તો જે કલા ઉદ્‌ભવે એ કવિતાકલા.

આ જ કવિતાના શબ્દોને ગૌણ સ્થાન આપી એની ભાવનાને જ્યારે આપણે આલાપોના સાહચર્યે અવરનાં હૃદયો સુધી પહોંચાડી નિરતિશય આહ્‌લાદ ઉત્પન્ન કરીએ છીએ ત્યારે ઉદ્‌ભવે છે સંગીતકલા.

શરીરની નગ્નતા ઢાંકવા કે ઠંડીથી એને રક્ષવા ધોતી કે સાડી પહેરવામાં આવે છે. એ એની ઉપયોગિતા. પણ આપણે એ સાડી પર ભાત ચઢાવીએ છીએ, ફૂલપાનની શોભા વણીએ છીએ, કિનારીઓમાં તરેહ તરેહની ખૂબીઓ વાપરીએ છીએ, પાલવ પર ચિત્રવિચિત્ર શોભાની બૌછાર વર્ષાવીએ છીએ. છતાંય સાડીની ઉપયોગિતા પહેલાં જેટલી જ રહે છે. કદાચ ઘટતી પણ હશે ! પણ એ સાડી ખૂબસૂરત હોઈ આપણને પ્રસન્ન કરે છે. એ છે કલાની ખૂબી. ઉપયોગિતા ઉપરાંત એમાં જે હોય તે કલા.

જ્યારે બાલિકાઓ નીરોગી અને પ્રસન્ન હોય છે ત્યારે કુદરતી રીતે ખેલકૂદ

કરે છે. પરંતુ એ જ ખેલકૂદમાં જ્યારે આપણે સંયમ દાખલ કરીએ, ભિન્ન ભિન્ન મુશ્કેલીઓ નાખીએ અને એ દ્વારા જ્યારે અંગ અંગનું સૌષ્ઠવ અને ભાવનાઓની ગૂઢતા વ્યક્ત કરીએ ત્યારે એ થઈ નૃત્યકલા.

નૃત્યકલામાં અનેક કલાઓનો સંગમ સાધવામાં આવે છે. એ દ્વારા માનવનું સંપૂર્ણ સંસ્કારી વ્યક્તિત્વ પ્રગટ થાય છે. આપણા દેશની નૃત્યકલા મનુષ્યની ચિત્તવૃત્તિમાં એક પ્રકારની કોમળતા, રસિકતા અને આર્દ્રતા પ્રેરે છે. ઉચ્ચ કોટિના સાત્ત્વિક નૃત્ય દ્વારા આદરયુક્ત સંયમ અને પ્રસન્નતાનો જ વિકાસ થાય છે.

અહીં એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે કલા અને વિલાસિતા એક વસ્તુ નથી. કલામાં આનંદ છે અને વિલાસિતામાં પણ આનંદ માનવામાં આવે છે. પરંતુ કલા દૈવી છે, વિલાસિતા પાર્થિવ. ખાન, પાન, વિહાર આદિમાં જે સુખ છે તે શારીર સુખ છે. જેટલું જરૂરી છે અને યોગ્ય છે એટલું મનુષ્ય ભલે ભોગવે; પણ એમાં અતિરેક થવાથી મનુષ્યની સર્વ પ્રકારની શક્તિ ઘટે છે. ત્યાં સુધી કે જે સુખ માણવા એ વિલાસિતામાં ઊંડો ને ઊંડો ખૂંપે છે તે સુખ ઉપભોગવાની એની શક્તિ જોતજોતામાં ક્ષીણ થતી જાય છે. કલાનું એવું નથી. કલાનો આનંદ તટસ્થ હોય છે. શુદ્ધ કલા માનવીનો વિનિપાત સર્જતી નથી, એટલું જ નહીં બલ્કે મનુષ્ય જો ઉત્કટભાવપ્રેરિત કલાની ઉપાસના કરે તો કલા મનુષ્યને રસેશ્વર સકલ કલાધિપતિ ભગવાન પ્રતિ દોરે છે. મોક્ષની સાધનામાં સાચી કલા બહુ જ મદદકર્તા થઈ પડે છે. દુનિયા-ભરના સંતોએ એટલે તો સંગીતકલાની ઉપાસના કરી છે. કલાનો શુદ્ધ આનંદ જેણે માણ્યો છે એની અભિરુચિ કદી પણ ગ્રામ્ય વિલાસિતા તરફ ખેંચાશે નહીં. દુરાચાર અટકાવવા કલાએ સાધકોને અનેક વાર મદદ કરી છે. કલા દ્વારા જ સમાજની સર્વોચ્ચ રસિકતા અને સર્વોચ્ચ સંસ્કારિતા વ્યક્ત થાય છે.

ખ્રિસ્તી સંતો અને આપણા ભક્તોએ ધર્મપ્રચાર માટે નાટ્યકલાનો પૂરેપૂરો સહારો લીધો છે. અહીં સુધી કે એક શાસ્ત્રીને મેં કહેતા સાંભળ્યા છે કે "नाटकं नाम भजनविशेषः"

કલામાં ચિત્રકલા અને મૂર્તિવિધાનને બહુ જ ઊંચું સ્થાન છે. ચિત્રકલા એટલે માત્ર ચિત્ર દોરવું એટલું જ નહીં. ચિત્રમાં બહિરંગ જેવું દેખાય એવું રજૂ થાય છે. પણ ઉચ્ચ ચિત્રકલાની કસોટી એ હોય છે કે મુખ તો જેનું હોય તેનું તેવું જ દેખાય પણ તેના સ્વભાવનું, તેના હૃદયનું, તેના આત્માનું પ્રતિબિંબ વિશેષત: ચિત્રમાં ઊપસી ઊઠે. આપણા ચિત્રકાર કે મૂર્તિકાર જ્યારે સિંહની છબી ચીતરે છે કે મૂર્તિ ઘડે છે ત્યારે કુદરતી સિંહની આંખો દોરતા નથી. કુદરતે તો સિંહને સ્વભાવ વિરુદ્ધ કૂતરાની આંખો દીધી છે. આપણા કલાકારો સિંહને વૃષભની મોટી મોટી ધીરોદાત્ત આંખો અર્પી સર્જનહારની ભૂલ સુધારી લે છે. કૃષ્ણની છબી પણ ત્યારે જ બને જ્યારે એમાં લીલારસિક મોહન કૃષ્ણ પણ દેખાય અને સામ્રાજ્યવિધ્વંસક યોગેશ્વર કૃષ્ણ પણ.

મહાત્માજીની મૂર્તિ આપણે જયારે ઘડાવીશું ત્યારે ફોટોગ્રાફર પાસે નહીં પણ અખિલ રાષ્ટ્રના હૃદયમાં અજાતશત્રુ વીર સત્યાગ્રહી વાત્સલ્યકોમળ રાષ્ટ્રપિતાની જે છબી પ્રતિબિંબિત છે એને મૂર્તિમંત કરીશું. જેવી આપણી સંસ્કૃતિ તેવી આપણી કલા પણ હશે. અન્નપૂર્ણાની મૂર્તિ કોઈ વિલાસિનીની શોભા દર્શાવતી નથી. પરંતુ પોતાના દૂધથી ત્રણેય ભુવનને પોષણ દેતી પ્રૌઢ અને વત્સલ માતાની એ મૂર્તિ હોય છે.

પ્રાકૃતિક દૃશ્ય પણ આપણાં ચિત્રોમાં જેવાં ને તેવાં રજૂ થતાં નથી. આપણા ચિત્રકાર હૃદયથી કવિ હોય છે. જે દૃશ્ય એઓ નિહાળે છે તે ભક્ત કે યોગીની નજરથી નિહાળે છે અને જયારે ચિત્ર દોરે છે ત્યારે એ આત્મછવિને નજર સામે ખડી કરે છે. પુરાણા ચિત્રકારોની વાત છોડો. અત્યારના રશિયન ચિત્રકાર પિતા–પુત્ર રોરિકને જુઓ. પુત્રનાં ચિત્રોમાં સૌંદર્ય અધિક છે. સ્વચ્છતા અસાધારણ. પરંતુ પિતા રોરિકે તો હિમાલયમાં રહી એ દેવતાત્માનું ધ્યાન ધર્યું છે. એની ખેંચી તસવીરોમાં તો આપણને હિમાલયનાં ગેબી વાયુમંડળો સાંપડે છે, અને એમાં આપણે માટે તો હિમાલયનું ચૈતન્ય પ્રકટી રહે છે.

અશોકસ્થંભ પર ખડા કરવામાં આવેલા સિંહો એ કોઈ જંગલી જાનવરો નથી. પણ ભારતની આર્યતાના એ પ્રતીક છે. સ્વતંત્ર ભારતનાં અહિંસક તેજ અને વિશ્વકલ્યાણકારી સંસ્કૃતિને વ્યક્ત કરવા જેણે એને પસંદ કર્યા એ પંડિત જવાહરલાલનું હૃદય સાચા કલાકારનું હૃદય છે. એમાં ભારતવર્ષની સંસ્કૃતિનો ગંભીર ભૂતકાળ, વિશાળ વર્તમાનકાળ, અને ઉજજ્વલ ઉત્તુંગ ભવિષ્યકાળ – ત્રણેય સમાઈ જાય છે.*

## ૫. જીવનમાં કળાની પડતી અને ચઢતી

મારે માટે આજનો દિવસ અનેરો છે. ઉંમરે ઘણા લોકોનો મુરબ્બી છું. એટલે આશીર્વાદ આપવાનું કામ હૃદયથી કરતો આવ્યો છું. એ મારે માટે નવું નથી. પણ કોઈ પણ મને પૂછી શકે કે નૃત્ય અને નાટયકલા સાથે તમારે શું લાગે-વળગે? એ કળાનો હું વિશેષજ્ઞ નથી જ. જાણકાર હોવાનો પણ દાવો ન કરી શકું. પણ જે માણસે દેશાભિમાનથી કહો કે આધ્યાત્મિક દૃષ્ટિથી કહો, ભારતીય સંસ્કૃતિની ભક્તિ કરી છે એને માટે સાહિત્ય, સંગીત, ચિત્રકળા, નૃત્યકળા, આપણા તહેવારો અને રીતરિવાજો સાથે ઊંડો સંબંધ હોવાનો જ. મેં સ્વરાજયસેવા માટે જીવન અર્પણ કર્યું. એ સેવામાં આડે આવે એવા ઘણા રસો મેં જતા કર્યા. પણ મારી સ્વરાજયની કલ્પના કેવળ રાજદ્વારી ન હતી. અંગ્રેજોનું રાજય અહીંથી હટાવવું એ મુખ્ય ઉદ્દેશ ખરો. હું હંમેશાં કહેતો કે અમારા દેશમાંથી વિદેશીઓનું

* દિલ્હી રેડિયો સ્ટેશનેથી તા. ૧૭–૧૧–'૪૮ના રોજ આપેલો વાર્તાલાપ.

રાજ્ય દૂર કરીએ પછી ઘરના માલિક તરીકે અહીં અમે સ્વર્ગ ઉત્પન્ન કરીએ કે નરક, એ અમારી મુનસફીની વાત, કે સ્વભાવની બલિહારી. પણ ઘરના માલિક બનીએ તો જ ધર્મની, સંસ્કૃતિની અને રાષ્ટ્રીયતાની સેવા કરી શકીશું. તે વખતે પણ કહેતો, સ્વરાજ્ય નથી તેથી જ રાષ્ટ્રીયતાની વાત કરીએ છીએ. આ બહુધર્મી દેશમાં રાષ્ટ્રીયતા એ જ અમારી એકતાનું મોટું સાધન છે. તેથી જ – રાષ્ટ્રીયતાનો અમારો આટલો આગ્રહ છે. નહીં તો ભારતની સંસ્કૃતિ, રાષ્ટ્રીયતાના સંકુચિત આદર્શને કોઈ કાળે વળગીને રહી નથી. ભારતીય સંસ્કૃતિ સમસ્ત માનવતાને એકરૂપ માનતી આવી છે. એટલું જ નહીં પણ પ્રાણીસૃષ્ટિ સાથે પણ એકતા અનુભવવાના એના કોડ છે.

હવે સંસ્કૃતિનાં જે જે તત્ત્વો માનવતાને પોષક અને વર્ધક હોય તે બધાંને અપનાવવાં એ અમારો પરાપૂર્વથી ચાલતો આવેલો આદર્શ છે.

ગાંધીજીએ સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી અને એમાં બ્રહ્મચર્યનો આગ્રહ, સ્વાદ–સંયમનો આગ્રહ, શ્રમજીવનનો આગ્રહ બધું જોઈને લોકોએ માની લીધું હતું કે સ્વરાજ્યને વરેલા વૈરાગીઓનો આ એક અડ્ડો છે.

અમે જ્યારે દરબાર ગોપાળદાસને સૌરાષ્ટ્રમાંથી બોલાવી એમના દાંડિયારાસનો ઉત્સવ આશ્રમમાં મનાવ્યો ત્યારે ગુજરાતની પ્રજાને ભારે આશ્ચર્ય થયું હતું. અમે તો આશ્રમમાં આપણી સંસ્કૃતિના બધા તહેવારો ઊજવીએ. પછી તે હિંદુઓના હોય કે મુસલમાનોના, પારસીઓના હોય કે ઈસાઈઓના.

આશ્રમ દ્વારા અને વિદ્યાપીઠ દ્વારા પણ અમે ભારતીય સંગીત, ચિત્રકળા, નાટ્યકળા, લોકનૃત્ય અને સ્વદેશી રાચરચીલાનો પુરસ્કાર શરૂ કર્યો. એની અસર આખા ગુજરાત પર થઈ. અમારા આપા સાહેબ પટવર્ધન વિદ્યાર્થીઓને લઈને દાંડિયારાસ રમે. છોકરીઓ ગરબાઓ ગાય અને નાચે. ત્યારે પ્રથમ પ્રથમ લોકોને આશ્ચર્ય થતું. પાછળથી એ જ લોકો કહેવા લાગ્યા કે આશ્રમ એ સંગીત અને સંસ્કૃતિના પુનરુજ્જીવનનું એક સમર્થ કેન્દ્ર છે. આશ્રમની સાદગી, આશ્રમનો સંયમ, પવિત્રતાનો આગ્રહ અને આધ્યાત્મિકતાની ઉપાસના. એવા વાતાવરણમાં સ્વતંત્રપણે બધી શુભ કળાઓ ખીલવા લાગી, અને એની અસર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપર જ્યાંત્યાં દેખાવા લાગી.

એ જ ગાંધીજીની આશ્રમની પ્રવૃત્તિનો હું પ્રતિનિધિ છું. એટલે ભાઈ ચંદ્રવદન લશ્કરીનું આમંત્રણ સ્વીકારતાં મને જરાયે સંકોચ ન થયો. પણ મેં માન્યું ન હતું કે ચિ. અનુરાધાને આશીર્વાદ આપવા ઉપરાંત મને અહીં વિશેષ બોલવાનું હશે, અને તે પણ જ્યાં નૃત્યકળાની સ્વામિની અને દક્ષિણ અને ઉત્તરનો સમન્વય સાધતી સંસ્કૃતિ-સ્વામિની મૃણાલિનીબહેન પ્રેરણામૂર્તિ છે ત્યાં મારા જેવાયે બોલવાનું શું હોય ?

પણ હું જાણું છું કે કળાધરો અને તદ્‌વિદો જ્યારે પોતાની વિદ્યાની અને કળાની વિગતવાર ચર્ચા કરી કરીને થાકી જાય છે ત્યારે મારા જેવા સામાન્ય

માણસના વિચારો, ભલે છીછરા હોય, સાંભળવાની ઈચ્છા સેવે જ છે, અને હું પણ માનું છું કે સર્વ બાજુથી વિચાર કરનારા સામાન્ય જનો પાસેથી કોક વાર નવી દૃષ્ટિ પણ રજૂ થઈ શકે છે.

નૃત્યકળાનો મારો પરિચય છેક નાનપણથી છે. અમે બેલગામ શાહપુર તરફના રહીશો. ગોમાંતક ભૂમિ, ગોવાના પડોશી. એ ભૂમિમાં સંગીત, નૃત્ય અને નાટ્યની ઉપાસના પરાપૂર્વથી ચાલતી આવેલી. હું જ્યારે પરણ્યો ત્યારે વેદમંત્ર બોલનાર પુરોહિતની જેટલી આવશ્યકતા હતી તેટલી જ નૃત્યકળાઓનો અભિનય બતાવનાર કલાવંતીઓની હાજરી પણ આવશ્યક મનાઈ હતી, અને અમારા એ ચિરસુવાસિની કલાવંતીઓના આશીર્વાદ પણ અમને લેવા પડ્યા હતા. ગોવાની નૃત્યકળામાં શાસ્ત્રોક્ત નૃત્ય ઉપરાંત 'કારવા નાચ' કરીને નૃત્યકળાનો એક વિભાગ હતો. એમાં અભિનયના હાવભાવની એટલી બધી કદર હતી કે સર્વોચ્ચ શાસ્ત્રીય નૃત્ય સાથે નાટ્યનો પણ પૂરેપૂરો એમાં પુરસ્કાર દેખાતો હતો.

આગળ જતાં અમે નવા ભણેલાઓએ જોયું કે કલાવંત એ શબ્દ વેશ્યાઓ માટે પણ વપરાય છે. નૃત્યકળાનું પ્રદર્શન કરનાર એ બહેનોની કળાની કદર ગમે તેટલી થતી હોય, શિષ્ટ સમાજમાં એમને જરાયે સ્થાન નથી; એટલે અમે સુધારાવાળાઓએ નાચની આખી પ્રથાનો જબરદસ્ત વિરોધ શરૂ કર્યો. એમાં પણ મારો ભાગ ઓછો ન હતો. બટુને જનોઈ આપતી વખતે નાચ, લગ્ન વખતે નાચ, દરેક શુભ ધાર્મિક પ્રસંગે નાચ — એ પ્રથા તોડી પાડતા જૂની પેઢીના લોકો સાથે ખૂબ ઝઘડો કરવો પડ્યો હતો.

તે તો ઠીક પણ અમારા દરેક મંદિર સાથે સંગીત દ્વારા મંદિરની સેવા કરનારી સેવક-બહેનો પણ હતી. એમને દેવદાસી કહેતા. બપોરે પૂજા વખતે એ બહેનો મંદિરનાં પગથિયાંની પગચંપી કરે ! ! અને રાત્રે કીર્તન સાથે એમનું સંગીત અને નૃત્ય પણ ચાલે. મંદિર તરફથી અમને વર્ષાસન મળે. એટલે એમનો ધંધો પેઢી-દર-પેઢીએ (વંશપરંપરાથી). બીજી બાજુ, દેવદાસીઓને આશ્રય આપનારા લોકોની સામાજિક પ્રતિષ્ઠા કાંઈક ઓછી થતી. છતાં મંદિરીમાંથી દેવદાસીઓને હઠાવવામાં અમે હજીયે પૂરતા સફળ થયા નથી.

પ્રથમ અમારા 'સુધારાના જોશે' સંગીત અને નૃત્યકળાનો જ વિરોધ કર્યો હતો. આગળ જતાં સંગીતનું અને નૃત્યકળાનું અધ્યાત્મ ધ્યાનમાં આવતાં 'એ બંને કળાઓને બચાવવાનો' નવો સુધારો અમે લોકોએ ચલાવ્યો. એમાં અમે ઠીક ઠીક ફાવ્યા. આજે સારા ઘરની છોકરીઓ સંગીત અને નૃત્યમાં ઠીક ઠીક પ્રવીણ થતી જાય છે. અને એક દિવસ જરૂર આવશે જ્યારે આસામની પેઠે અમારે ત્યાં પણ કહી શકાશે કે જે છોકરીને સતાર વગાડતાં આવડતું નથી, સંગીત અને નૃત્યનો પરિચય નથી એને પરણવાની મુશ્કેલી રહેવાની જ.

આ થઈ ગોવા અને મહારાષ્ટ્ર તરફથી વાત. દક્ષિણનાં બધાં જ મંદિરોમાં દેવદાસીની પ્રથા ચાલુ છે. પણ ત્યાં સંગીત અને નૃત્યકળા હીનકળા છે એમ

માનવા સુધી ત્યાંના લોકો આંધળા થયા નથી.

ભારતીય સંસ્કૃતિમાં વિવિધ કળાઓનું સ્થાન કેટલું ઊંચું છે એનો સુંદર ખ્યાલ અમને સૌથી પહેલવહેલો આપ્યો સિલોનના આનંદકુમાર સ્વામીએ અને સ્વામી વિવેકાનંદની બ્રિટિશ કે આયરિશ શિષ્યા ભગિની નિવેદિતાએ(એમની સાથે કલકત્તાના આર્ટ્સ સ્કૂલના પ્રિન્સિપાલ એ. બી. હેવેલ પણ ખરા).

પછી તો ભારતીય ચિત્રકળા, સંગીત અને નૃત્યકળા પાછળનું અધ્યાત્મ અમે સમજતા થયા. એમની સાથે જાપાની કળાનું રહસ્ય સમજતાં અમને વાર ન લાગી. જોતજોતામાં કવિવર શ્રી રવીન્દ્રનાથ અને યોગીરાજ અરવિંદ ઘોષનો જમાનો બેઠો. એની અસર આજે આપણે અહીં દર્પણમાં, આખા ગુજરાતમાં, અને આ–સેતુ–હિમાલય ભારતમાં જોઈએ છીએ. એનું જ અભિનંદન કરવા આજે આપણે ભેગા થયા છીએ.

કુમાર સ્વામી અને હેવેલની પ્રાથમિક અસર સાથે અમે પશ્ચિમની અધ્યાત્મ-વિહોણી કળાનો વિરોધ કરવા લાગ્યા. ઘણો વિરોધ મોટે ભાગે આંધળો જ હોય છે. એટલે એનું જોર ઓસરી ગયા પછી માણસમાં સૌમ્યતા આવી જાય છે. દરેક કળામાં જે શુભતત્ત્વો હોય છે તેની કદર કર્યા વગર રહેવાતું નથી અને પછી તો સ્વદેશી અને વિદેશીનો ભેદ ઓછો થઈ, કળા અને વિકળાના મૌલિક ભેદ તરફ જ ધ્યાન કેન્દ્રિત થાય છે. સૌંદર્યોપાસના નોખી અને ઇંદ્રિયોને છૂટો દોર આપતી વિશ્રી વિલાસિતા નોખી. એ વસ્તુ સમજવા અને સમજાવવા આપણે પ્રેરાઈએ છીએ.

આમ પ્રવૃત્ત થતાં પ્રથમ પ્રથમ વિદેશીનું છીછરું અનુકરણ કરતાં આપણે શરમાઈએ છીએ. ત્યાર પછી કળાનું રહસ્ય સમજ્યા વગર કળાને નામે વિલાસિતાના સસ્તા પ્રયોગોથી આપણે અકળાઈએ છીએ, અને પછી આપણે સ્વીકારીએ છીએ કે નવા પ્રયોગો કરવાનો અધિકાર ત્યારે જ આપણને મળે જયારે જૂની કળાના શિષ્ટમાન્ય (classical) પ્રકારો આગળ આપણે નમ્ર થઈ એમનો આદરયુક્ત પરિચય કેળવીએ. અહીં દર્પણમાં જૂની, શિષ્ટમાન્ય આચાર્યપ્રણીત નૃત્યકળાનો વિગતવાર પૂર્ણ પરિચય કેળવવાનો જે આગ્રહ છે તે આ જ કારણે મહત્ત્વનો છે. જૂનાનું રહસ્ય જે જાણે, જૂની કળા પ્રત્યે શિષ્યભાવે આદરબુદ્ધિ જેણે કેળવી છે એને જ એ કળાનો આત્મા યથાકાળે નવા યુગના નવા પ્રયોગો કરવાની પ્રેરણા આપે છે. આપણા ધર્મો, આપણું અધ્યાત્મ, આપણી સંસ્કૃતિ અને આપણી કળાઓનું ઊંડું રહસ્ય ઓળખ્યા પછી જ નવસર્જનનો અધિકાર આપણને પ્રાપ્ત થાય છે. આ વાતને પૂર્ણપણે સ્વીકાર્યા પછી જ હું કહીશ કે જૂનું સાચવવાનો, જાળવવાનો, નભાવવાનો, ટકાવવાનો જમાનો હવે પૂરો થયો છે. ગાંધીજીની સ્વરાજ્યસાધના પછી જે નવા યુગનું આપણે સ્વાગત કરવાના છીએ તે યુગ નવસર્જનનો છે. એટલે જ તો આપણા ક્રાંતદર્શી કવિઓ ગાયું હતું—

તે રંગ થકી પણ અધિક સરસ રંગ
થશે સત્વરે માત !

આમાં 'સત્વરે' શબ્દ ઉપર હું ખાસ ભાર મૂકવા માગું છું.

૩-૧-૭૦

## ૬. ચિત્રપરિચય*

હું વખતે સિદ્ધ ન કરી શકું, પણ મારો અભિપ્રાય છે કે, કોઈ પણ ધર્મ, પંથ કે સંપ્રદાયમાં જે ખાસિયત ખીલે છે તે, સૂક્ષ્મ રૂપમાં એના સંસ્થાપકના જીવનમાં હોવી જ જોઈએ. આ વાત જો સાચી હોય, તો ગૌતમ બુદ્ધમાં સુંદર વાર્તાઓ કહેવાની કળા, તાત્ત્વિક ચર્ચા કરવાની કુનેહ અને દરેક પરિસ્થિતિનું કાવ્ય ઓળખવાની દૃષ્ટિ હોવાં જ જોઈએ. બુદ્ધચરિત્રે કળાકારોને જેટલી પ્રેરણા આપી છે, એટલી તો રામ, કૃષ્ણ અને ઈશુને બાદ કરતાં ભાગ્યે જ બીજા કોઈએ આપી હશે. બૌદ્ધ ભિક્ષુઓ જ્યારે મિશનરી થઈ પરદેશ જતા, ત્યારે ગ્રંથરત્નોના ત્રણ પટારા ભેગા ભેગા ચિત્રોના પણ અનેક વીંટાઓ સાથે લઈ જતા. નાટક અને ચિત્ર પ્રત્યક્ષ ઉપદેશનાં સાધન છે. ધર્મ જેવી જલદ વસ્તુના પ્રચારને અર્થે એનો જો ઉપયોગ ન થાય, તો એ ધર્મમાં કાંઈ ગંભીર ખામી હોવી જોઈએ. ખ્રિસ્તી લોકોએ ધર્મપ્રચારને અર્થે નાટકનો નાનોસૂનો ઉપયોગ કર્યો નથી. દેવાનાં-પ્રિય પ્રિયદર્શી અશોકના ધર્મપ્રચારમાં સમાજ (ઉત્સવ) અને ચિત્રદર્શનને ઘણું મહત્ત્વ હતું. સાહિત્ય એ તો પૃથક્કરણની કળા છે. એનો હુમલો કટકે કટકે થાય છે; એનું સરોવર ટીપે ટીપે ભરાય છે; જ્યારે ચિત્રો અને નાટકો પ્રકાશની પેઠે બધું એકદમ જાહેર કરી દે છે. વર્ણન કરતાં દર્શન સાક્ષાત્કાર માટે વધારે નજીક છે એમાં આશ્ચર્ય શું?

એક જ કવિતામાંથી જેમ અનેક ચિત્રો મનમાં ઊભાં થાય છે, તેમ જ એક જ કાવ્યમય પ્રસંગમાંથી અનેક દેશના ચિત્રકારોને વિવિધ પ્રકારનો સાક્ષાત્કાર થાય છે. તથાગતનો ઉપદેશ બહુજનહિતાય, બહુજનસુખાય હોઈ, આંતરરાષ્ટ્રીય છે, આંતરજાતીય છે. એનો સાક્ષાત્કાર ભારતીયોને એક પ્રકારે થાય, અને વાલ્હિકોને (Bactrian) બીજી રીતે થાય; ચીનાઓને એક રીતે થાય તો જાપાનીઓને કોઈ ઓર રીતે થાય. નેપાળની કળા અને બ્રહ્મદેશની કળા બૌદ્ધ ધર્મ પરત્વે જ હોવા છતાં એકદમ નિરાળી નિરાળી દેખાય છે. અને નિરાળી હોવા છતાં એમાં સામ્ય તો ઓતપ્રોત છે જ.

આવી ભિન્ન ભિન્ન કળાના નમૂના એકત્ર આણી એમની તુલના કરવી અને એમની અસર તળે એકસામટા આવવું, એ સંસ્કારની કેળવણીનું એક મહત્ત્વનું

* ધર્માનંદ કોસંબીકૃત 'બુદ્ધચરિત'નું પ્રાસ્તાવિક.

અંગ છે; તેથી આ બુદ્ધચરિત્રની સુંદર ચોપડી સાથે બૌદ્ધકળાના બેચાર લાક્ષણિક નમૂનાઓ આપી દેવાની કલ્પના ખરેખર અભિનંદનીય છે.

૧. બુદ્ધજન્મ

આમાંનું બુદ્ધજન્મનું ચિત્ર સરહદ ઉપરના મૂર્તિવિધાનનું છે. સંભવ છે કે, શિલા છોલવાની કળા આપણે પહેલવહેલી તક્ષશિલામાં જ ખીલવી. રોમન અને બેકિટ્રયન લોકોએ આ કળા યવન એટલે કે ગ્રીક લોકો પાસેથી લીધી એમ કહેવાય છે અને એમણે એ ભારતવર્ષમાં દાખલ કરી. એ વાત સાચી હોય કે ન હોય, ગાંધાર દેશની કળા અને મધ્યદેશની કળા વચ્ચે ભેદ સ્પષ્ટ દેખાય છે. અહીં આપેલી બુદ્ધજન્મની છબી ગાંધાર શૈલીની છે. એટલે સરહદ પરના ચિત્રકારોને બિહારની બુદ્ધજન્મની વાર્તા જેવી નજરે પડે, તેવી તેમણે અહીં કોતરી રાખી છે.

બુદ્ધજન્મનાં ચિત્રો ઘણા ચિત્રકારોએ ચીતર્યાં છે. અવનીન્દ્રનાથ ટાગોરનું ચિત્ર તો પ્રખ્યાત છે જ. કૃષ્ણજન્મ, રામજન્મ જેમ અયોનિજન્મ કહેવાય છે, તેમ જ બુદ્ધનું પણ છે, એમ જ જાણે બતાવવા માગતું હોય, એવું તે ચિત્ર છે. સારનાથ વિહારમાં હમણાં જે ચીતરેલું છે, એ પણ એ જ જાતનું કહેવાય. આ પુસ્તકમાં આપેલું બુદ્ધજન્મનું ચિત્ર ગૌતમને માતાની કૂખમાંથી જન્મતો બતાવે છે. માતાને એની બહેન આધાર દે છે.

આદ્ય પરિવ્રાટ્ સિદ્ધાર્થ ગૌતમનો જન્મ ઘરમાં ન થતાં મુસાફરીમાં એક ઉપવનમાં થયો, એમાં કેટલું ઔચિત્ય છે! લુંબિનીદેવી પાસે માયાવતી રાણી પહોંચી છે. ત્યાં ઝાડ તળે ઊભાં ઊભાં તે પ્રસવવેદના અનુભવે છે. મુસાફરીમાં થઈ શકે એટલી તૈયારી થઈ. એની બહેન મહાપ્રજાપતિ એની પડખે છે. સુમુહૂર્ત જાણનાર દેવદેવીઓ તો હાજર હોય જ. બધાંએ મળીને ધાત્રીકર્મ કર્યું અને બુદ્ધ ભગવાનનો જન્મ થયો. સાથે જ દુનિયાનો ઉદ્ધારક જન્મ્યો. માણસજાતની આશા જન્મી. ધર્મચક્રને પ્રેરણા મળી અને ચરાચર વિશ્વ ચિંતામુક્ત થયું. માતા અને માસી ધન્ય થયાં, એમાં આશ્ચર્ય શું?

એ પ્રસંગ ચિત્રકારે અદ્ભુત મર્યાદા અને લાવણ્ય બતાવી અહીં શોભાવ્યો છે. આ પ્રસંગનું મહત્ત્વ અને પાવનત્વ દરેકના મોઢા ઉપર વિલસે છે.

*

આ ચોપડીમાં આપેલાં બાકીનાં ત્રણ ચિત્રો આધુનિક છે. આપણી બૌદ્ધ ચિત્રકળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ આપણને પહેલવહેલા જોવાને મળે અજંટામાં. એનું જ અનુકરણ આગળ જતાં લંકાથી માંડી મધ્ય એશિયા સુધી થયેલું છે. અહીં આપેલાં ચિત્રો આજકાલ સારનાથમાં ચીતરાય છે. હજી પૂરાંયે થયાં નથી.

બોધિ પ્રાપ્ત થયા પછી તથાગતે જ્યાં પહેલો ઉપદેશ આપી જૂના સાથીઓને નિર્વાણનો અષ્ટાંગિક માર્ગ બતાવ્યો અને ધર્મચક્ર ફરતું કર્યું, તે સ્થાન બૌદ્ધ સમાજ માટે સૌથી મહત્ત્વનું છે. સમ્રાટ અશોકે ત્યાં એક ભવ્ય, સુંદર શિલાસ્તંભ

ઊભો કર્યો હતો. એના કટકા આજે પણ ત્યાં મળે છે, જે જોઈને દુનિયા-ભરના કલારસિકો ધન્યતા અનુભવે છે. એ જ સ્થાન પર, જેનું જૂનું નામ 'મૃગદાવ' અથવા ઋષિપત્તન હતું, હમણાં હમણાં જ બૌદ્ધ લોકોએ 'મૂલગંધ-કુટીવિહાર' કરીને એક આલેશાન વિહાર બંધાવ્યો છે. એની અંદર એક યુરોપિયન બૌદ્ધની સખાવતથી ભિત્તિચિત્રો ચીતરાય છે. આપણા દેશના ચિત્રકારો એ કામ સહેજે કરત પણ વ્યવસ્થાપકોએ જાપાનથી બે ઉત્તમ ચિત્રકારોને બોલાવી ભારત-જાપાનનો સાંસ્કૃતિક સહકાર અહીં સાધ્યો છે. ચિત્રકારોની શક્તિ તો જાપાનમાં ખીલી છે, પણ એમણે આ ચિત્રો માટેની પ્રેરણા અજંટા પાસેથી લીધી છે, એ ચોક્કસ છે. એટલે એક બાજુ ગાંધાર શૈલી તો બીજી બાજુ ઉદયાર્ક દેશની (અર્કોદય દેશની) શૈલી આપણને અહીં જોવા મળે છે. આંતરરાષ્ટ્રીય સાંસ્કૃતિક સમન્વય એ આજનો યુગધર્મ છે. એવો બોધ આ ચિત્રો મૂકભાવે આપણા મન પર ઠસાવે છે.

### ૨. મહાભિનિષ્ક્રમણ

સિદ્ધાર્થના જીવનમાં જે અનેક કાવ્યમયપ્રસંગો છે, તેમાં બુદ્ધનો ગૃહત્યાગ અથવા મહાભિનિષ્ક્રમણ એ સૌથી આકર્ષક છે. અને ચિત્રકારોએ તે અહીં પૂરે-પૂરી કાવ્યસમૃદ્ધિ સાથે ચીતર્યો છે. જીવનમાંથી પ્રસન્નતાથી માથું ઊંચું કરનાર પોયણાં અને એમની વચ્ચે વિહાર કરનાર કલહંસ એ એક જીવનદર્શન છે. જ્યારે એની પડખે જરા, રોગ અને મૃત્યુ એ હંમેશ દર્શન દેનાર અને ટાળ્યા ન ટળનાર જીવનના સાથીઓ પણ છે જ. એમાંથી જ વિરક્તિ દ્વારા રસ્તો કાઢનાર સંન્યાસી એ જીવનનું ત્રીજું પાસું છે. આ ત્રણે પાસાં અનુભવ્યા પછી વિચારી વીર અસ્વસ્થ નહીં થાય, અને આમાંથી રસ્તો કાઢવાનો દૃઢ સંકલ્પ નહીં કરે? પ્રેમ-સખી સાધ્વી યશોધરા, એની સાથેની પ્રેમગ્રંથિ રૂપ અવતાર લેનાર રાહુલ અને એમના સહવાસમાં મણાતા સંગીતાદિ ઉપભોગ એ બધું કેમ છોડાય? અને છોડવું ન હોય, તો ભવરોગમાંથી મુક્ત થવાનું ઓસડ કેમ મળે? એ દુવિધા લાંબા વખત સુધી અનુભવ્યા પછી સિદ્ધાર્થ નિશ્ચય કરે છે કે, 'ના, વીરને માટે જ જીવન સફળ છે. મારે ગયે જ છૂટકો' છતાં ચિત્ત કહે છે, 'હજી વિચાર કર; એક વખત પાસો નાખી દીધા પછી પસ્તાયે કામ નહીં ચાલે.' પણ બુદ્ધ નિર્ણય કરી છૂટે છે. એ વખતનો પ્રેમ, એ સાથેનું કારુણ્ય, કોમળતા અને કઠોરતા અને એની સાથેની દૃઢતા એ બધું આ ચિત્રમાં સિદ્ધાર્થના મોઢા ઉપર આપણે જોઈ શકીએ. કેડે હાથ દઈ, એ પત્ની અને બાળકને નિહાળે છે. બંને વિશ્વાસની મૂર્તિ છે. આવા પવિત્ર પ્રસંગને પ્રાકૃત આંખોથી અભડાવાય નહીં એટલા ખાતર, કળાકુશળ પરિચારકોને ઊંઘના ઘેનમાં ડુબાડી દીધાં છે, એ પણ યથાયોગ્ય જ છે.

ખરેખર આ જાપાની ચિત્રકારોએ અજંટાનો વારસો મેળવ્યો છે.

### ૩. મારવિજય

આ મારવિજયનું ચિત્ર જોઈ એક સંસ્કારી મિત્રે કહ્યું કે, 'મને તો શુક-રંભાના ચિત્ર કરતાં આ ચિત્ર અનેક દરજ્જે ચડિયાતું લાગે છે.' શુક-રંભાવાળા ચિત્રમાં રંભા જ મુખ્ય સ્થાન ભોગવે છે. શુકની કદર કરતી નજર ત્યાંથી ખસીને પાછી રંભાને જ નિહાળવા માંડે છે; ત્યારે મારવિજયમાં ભય અને લાલચનાં બધાં તત્ત્વો કટક લઈને આવ્યાં છતાં બુદ્ધ ભગવાનને તો ઊંચા ને ઊંચા જ બતાવ્યા છે.

દુ:ખની વાત છે કે, મૂળ ચિત્રોની ખૂબી ફોટોગ્રાફમાં આવતી નથી અને ફોટોગ્રાફની ઘણી વિગતો જાળીદાર બીબામાં મારી જાય છે. આટલી મુશ્કેલી છતાં એ ચિત્રની ભવ્યતા નજરે ચડયા વગર રહેતી નથી. બુદ્ધ ભગવાનના મોઢા ઉપર શાંતિ અને ઉપશમ છે. પણ એ સહેજે પ્રાપ્ત થયો નથી, એ ભાવ આબાદ બતાવવામાં ચિત્રકારોએ પોતાનું શક્તિસર્વસ્વ વાપર્યું છે. મારનું ચિત્ર[1] જોઈ, સેતાનને ચીતરનાર પાશ્ચાત્ય ચિત્રકારોને જરૂર અદેખાઈ થશે. મારનું મોઢું વિકરાળ તો ન જ હોવું જોઈએ. અહીં એ પરાસ્ત થયો છે. એણે જે મોહક રૂપો બુદ્ધ આગળ નચાવ્યાં છે, તે પણ ફજેત થયેલાં છે. ભીષણ અને મોહક બે વસ્તુઓ એકસામટી પ્રત્યક્ષ કરવાથી એકબીજાની અસર વધારે છે કે મારે છે, એ એક વિચારવા જેવો પ્રશ્ન છે. એ તત્ત્વો એક પછી એક આવેલાં તો નાટકમાં કે સિનેમામાં જ બતાવી શકાય. કોરસમાં બધાં પાત્રો આવે, તેમ અહીં મારની આખી ફોજ ગોઠવાઈ ગઈ છે.

### ૪. બોધિ

છેલ્લું ચિત્ર તે બોધિ-જન્મનું છે. સર્વ મંગળકારી બોધિજ્ઞાનનો જ્યારે બુદ્ધના હૃદયમાં ઉદય થાય, ત્યારે આખું વિશ્વ આશ્ચર્યચકિત અને પ્રસન્ન દેખાવું જોઈએ. બુદ્ધ ભગવાનની જીવન ફિલસૂફીએ પલટો ખાધો છે. ભોગ-વિલાસનું અમનચમનનું જીવન છોડી, તેમણે તપસ્યા આદરી. ત્યાં પણ એમણે બીજો છેડો પકડયો. અને અનુભવ્યું કે આ રસ્તો પણ સારો નથી. એમને મધ્યમમાર્ગનો યોગમાર્ગ સૂઝયો.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नत: ।

એ જ ક્ષણે કુલીન ઘરની ભોળી સુજાતા એમને વનદેવ સમજી પાયસ અર્પણ કરે છે. લાંબા ઉપવાસમાંથી કંઈ ભારે શક્તિ આ અલૌકિક તપસ્વીને મળશે એ આશાએ એનો સાથ કરનારા શિષ્યો અવાક થઈને જુએ છે કે, આ શું? ગૌતમ કાચો નીવડયો, ભૂખ વેઠી ન શકયો. તેમના મોઢા ઉપર શ્રદ્ધા દરેક પળે ઓછી થતી દેખાય છે. અને સુજાતાની તેટલી જ વધતી હોય એવો પણ

---

૧. આ પુસ્તકમાં આવેલા ચિત્રમાં છેક જમણી બાજુ આંગળી ઊભી કરેલો હાથ લાંબો કરતો તેનો થોડો ભાગ દેખાય છે.

ભાસ થાય છે. તથા વચમાં એ વીર પુરુષ પુરાણા વૃક્ષની પેઠે ધીરોદાત્ત બેઠા છે. માછલીને શું કરવું એ ન સૂઝયાથી ટપ દઈને દર્શન કરી આનંદમાં ગુલાંટ ખાઈ ફરી જીવનમાં પ્રવેશ કરે છે. ઉપર ખિસકોલીને પણ એટલો જ આનંદ થયો છે. એણે રામાવતારમાં લંકાનો સેતુ જોયો હતો; અહીં અમૃતનો સેતુ બંધાતો જોવાનું એને ભાગ્ય મળ્યું છે.

## ૭. ચિત્રકળાનું હાર્દ : સર્જન

[સૌ. મેનાબહેન અજિતરાય દેસાઈનાં ચિત્રોનું મુંબઈ ખાતે જહાંગીર આર્ટ ગૅલરીમાં એક અઠવાડિયા માટે પ્રદર્શન યોજવામાં આવ્યું હતું, આ પ્રદર્શનમાં ચિત્રકારનાં છેલ્લાં વીસ વર્ષની કળાસાધના સૂચવતાં ચિત્રોનો વિપુલ સંગ્રહ રજૂ કરવામાં આવ્યો હતો. આ પ્રદર્શનનું તા. ૪/૧૪ના રોજ માનનીય શ્રી વૈકુંઠભાઈ લલ્લુભાઈ મહેતાએ ઉદ્‌ઘાટન કર્યું હતું અને એ પ્રસંગે ઉપસ્થિત થયેલા કાકાસાહેબ કાલેલકરે પોતાના પ્રવચનમાં ફોટોગ્રાફી અને ચિત્રકલા વચ્ચે જે મહત્ત્વનો તફાવત છે તેનું વિશદ નિરૂપણ કર્યું હતું.]

જ્યાં સુધી કૅમેરાની યાંત્રિક મદદથી આબેહૂબ ફોટા પાડવાની કળા આપણી પાસે ન હતી ત્યાં સુધી ચિત્રકળા અને મૂર્તિકળા દ્વારા યથાર્થ દર્શન કરાવવામાં ચિત્રકારની મોટી સિદ્ધિ ગણાતી. ત્યારે પણ ચિત્રકાર કે મૂર્તિકાર યથાર્થદર્શન કરાવવા પાછળ બહુ પડયા ન હતા. હવે તો કૅમેરા મારફતે સામાન્ય ફોટો તેમ જ તિરંગી એટલે કે યથાર્થરંગી આબેહૂબ ફોટો આપણને મળે છે. એટલે ચિત્રકળાની એ જાતની ઉપયોગિતા ઘણી ગૌણ થઈ છે.

હવે આપણે ચિત્રો મારફતે રૂપ અને રંગનું આબેહૂબ અનુકરણ નથી ઈચ્છતા. હવે આપણે ચિત્રકારનું પ્રાચીનકાળથી ચાલતું આવેલું સાચું મિશન સ્પષ્ટ રીતે સમજતા થયા છીએ.

ચિત્રકાર એ સર્જક હોય છે. એ રૂપરંગનો આબેહૂબ ખ્યાલ આપવાને બદલે વર્ણ્ય વ્યક્તિનો આત્મિક ભાવ અથવા સ્વભાવ પકડીને એ રજૂ કરવામાં માને છે. ચિત્ર અમુક માણસનું, અમુક પશુપક્ષીનું, અમુક દૃશ્યનું, કે પ્રસંગનું જ છે એટલો પરિચય અથવા ભાસ થાય અથવા સામાન્ય પ્રતીતિ થાય એટલું સરખાપણું, આપણે ચિત્રકાર પાસેથી માગીએ છીએ. એટલી સિદ્ધિ મેળવ્યા પછી ચિત્રકારે પોતાની પ્રતિભા દ્વારા વર્ણ્ય વ્યક્તિની ખાસિયત શી છે, એનો સ્વભાવ અથવા અધ્યાત્મ શું છે એ બરાબર પકડીને વ્યક્ત કરવાનું હોય છે.

જંગલના સિંહના જાતજાતના ફોટા આપણને મળે છે. એ ઉમદા પ્રાણીની આકૃતિ ભવ્ય હોય છે ખરી, છતાં સિંહની આંખો કૂતરા જેવી હોય છે. બ્રહ્મદેવની એ ખામી છે. આપણી કલ્પનાનો એ વનરાજ એની કુદરતી આંખોમાં શોભે

# ૮. ઓમ્‌કારનું વિશ્વસંગીત

ચિ. રૈહાનાને કારણે ચિ. સરોજનો પરિચય થયો અને સરોજને લીધે રૈહાનાનો પરિચય વધુ ઘનિષ્ઠ, ઉત્કટ અને આત્મીય બન્યો. વડોદરામાં રૈહાનાનાં કેટલાંક ભજનો સાંભળેલાં ખરાં પણ એનું માત્ર સ્મરણ જ છે. ત્યાં મન પર અસર થઈ હતી Heart of a Gopi વાંચીને.

ચિ. રૈહાનાની આ ચોપડીમાં છાપવા માટે એની કોઈ સારી છબી માગવા અને પસંદ કરવા હું ૧૬, બૉમ્બે રોડના ઘરમાં ચિ. સરોજને મળવા ગયો હતો. અમે બધાંએ મળીને છબીઓ તો પસંદ કરી, પણ તેમ કરતાં કરતાં અમારાં ત્રણ હૃદયો જાણે એકજીવ થઈ જવાની તૈયારી કરી રહ્યાં હતાં. ચિ. રૈહાનાની વાતો શરૂ થઈ એટલે પૂછવું જ શું! ચિ. સરોજે પોતાનું હૈયું એવું તો ઠાલવ્યું કે આ અમારો નવો નવો પરિચય હતો એનો ખ્યાલ જ અમને ન રહ્યો.

ઍગ્રિકલ્ચરલ કૉલેજમાં, મારા મિત્ર પ્રાધ્યાપક જયશંકર ત્રિવેદીના આમંત્રણથી હું વાર્તાલાપ માટે ગયેલો ત્યારે મેં સરોજને પહેલવહેલી જોઈ. સરોજ તરફ મારું ધ્યાન દોરાયું કેમ કે એ બધી વાતો એકાગ્રપણે, પૂરા હૃદયથી જાણે પી રહી હતી. આમ તો સારા ઘરની સંસ્કારી છોકરીઓ શિષ્ટાચાર સાચવીને ચાલતી વાતોમાં પૂરો રસ બતાવે જ છે. આવો રસ મારે માટે નવો નહોતો. પણ અહીં મને કાંઈક વિશેષ લાગ્યું. શિષ્ટાચાર, સંસ્કારિતા અને વાર્તાલાપની રસિકતા — એ બધું જાણે ગૌણ થઈને હૃદયથી હૃદયનો વાર્તાલાપ ચાલતો હોય એવી ઉત્કટતા મેં સરોજની આંખોમાં જોઈ.

આ વિશેષતાને લીધે જ રૈહાનાની છબી માગવા માટે શ્રી નાણાવટીને ત્યાં જતાં મેં સંકોચ ન અનુભવ્યો, જોકે સંકોચ મારો સ્થાયી ભાવ હોય છે.

આ પછી એક વાર જ્યારે રૈહાના પૂના આવી ત્યારે એને મળવા સરોજે મને બોલાવ્યો.

ન્યાયમૂર્તિ અબ્બાસ તૈયબજીને લીધે રૈહાનાનો પરિચય તો ઘણાં વરસોથી હતો જ, એટલે પૂનામાં પ્રથમ મિલનનો ક્ષોભ ન હતો. અમે વાર્તાલાપમાં તરત જ એવા તો ડૂબી ગયા કે જાણે જૂની, અધૂરી રહેલી વાતો જ આગળ ચલાવતા હોઈએ!

પોતાનું કોઈ મનપસંદ ભજન ગાવા મેં રૈહાનાને કહ્યું. એણે જે ભજન તે દિવસે છેડ્યું તે આજે પણ બરાબર યાદ છે. એમાં 'કાનૂડા', 'ભોગીડા', 'જોગીડા' અને 'ગોપાળા'નું ઓતપ્રોત દર્શન થતું હતું. એ ભજન સાંભળતાં સાંભળતાં 'કાનૂડા' અને 'ભોગીડા' પ્રત્યેનું માતૃવાત્સલ્ય, ગોપાળા પ્રત્યેનું અનુયાયિત્વ અને

'જોગીડા' પ્રત્યેનું મીરાંહૃદયનું આત્મસમર્પણ આ ત્રણે ભાવોનો જાણે ત્રિવેણી સંગમ જ થઈ રહ્યો હતો :

મેરા કાનૂડા! તોહે ચુંબન દે છાતી સે લગાઊં!
મેરા સાધૂડા! તેરે ચરણ કી રજ માથે પે ચઢાઊં!
મેરા ભોગીડા! તેરે નિમિત્ત ત્રિલોક કે સુખ મંગાઊં!
મેરા જોગીડા! તેરે ત્યાગ કે રંગ સે હૃદય રંગાઊં!
મેરા કાનૂડા......
ઓ પ્રિય બાળા! તેરે મનડે કી પ્યાસ મૈં આપ બુઝાઊં,
શ્રી ગોપાલા! તૂ રાહ બતા, મૈં પીછે આઊં.
મેરા કાનૂડા......
સુંદરશ્યામા! તેરી હાસ્યકલી વેણીમેં લગાઊં,
હે સુખધામા! તેરે શાન્ત સ્વરૂપ પે ચિત્ત ઠરાઊં;
મેરા કાનૂડા......
હે કમલનયન! રૈહાન કે પુષ્પ કી માલ બનાઊં;
હે મનમોહન! દેખ, પ્રેમ-સરોજ સે મુકુટ સજાઊં!
મેરા કાનૂડા......

ભજન પૂરું થયું અને એના આવેશમાં જ રૈહાનાએ એ આખા અસાધારણ પ્રસંગનું વર્ણન કર્યું. આ ભજન પ્રથમ કેવી રીતે આવ્યું એ બધું સમજાવ્યું. ભજનનો આવેશ ન હોત તો આટલી મોકળાશથી આ પ્રસંગ વિશે રૈહાના કહી ન શકી હોત. વાત પૂરી થયા પછી એને પોતાને જ આશ્ચર્ય થયું કે આટલા વિસ્તારપૂર્વક બધી વાત એ શી રીતે કરી શકી!

ચિ. રૈહાના પાસેથી સાંભળેલા ભજનનું આ જ છે પહેલું ઊંડું સંસ્મરણ.

પણ આજે મારે બીજા જ એક ભજન વિશે લખવું છે. એ ભજન પણ મેં ચિ. સરોજને ઘેર, રૈહાનાને કંઠે સાંભળ્યું હતું — ના, કેવળ કંઠથી જ નહીં પણ હૃદય સર્વસ્વથી, એના બુલંદ અવાજમાં ॐ ॐ तत्त्वमसि ।-નો મંત્રોચ્ચાર એ કરી રહી હતી.

ॐ ॐ તત્ત્વમસિનો મંત્ર એ ભજનમાં જુદા જુદા મધુર અને ગંભીર આરોહ-અવરોહ સાથે એવો પ્રગટ થતો હતો કે એમાં તલ્લીન થઈ જવું સ્વાભાવિક હતું. પણ હું વચમાં વચમાં અન્યમનસ્ક થઈ જતો હતો કેમ કે મારા હૃદયમાં અને કાનોમાં એક બીજું જ વાતાવરણ ઊભું થઈ જતું હતું. અને વારંવાર ॐ તત્ત્વમસિનો મંત્ર મને ભાનમાં લાવતો હતો.

એનું કારણ હતું.

સ્વામી વિવેકાનંદના લેખો અને પ્રવચનો દ્વારા મારા તર્કપ્રધાન બુદ્ધિવાદનું વિસર્જન થયેલું. એમાંયે સ્વામી વિવેકાનંદનું એક ગીત મને ઘણું પ્રિય હોવાથી કંઠે જ થઈ ગયું હતું — Wake up the note, the song that had its

birth...ઈ. એ ગીત સંન્યાસીને કહે છે : હે સંન્યાસી બોલ — ૐ તત્ સત્ ૐ !

માારી હિમાલયની યાત્રામાં પર્વતોનાં શિખરો પર, વિશાળ ખીણોનાં ગહ્વરોમાં, અને વહેતાં ઝરણાંઓના કલરવ સાથે આ ગીત મેં ગાયું હતું. હિમાલયનાં ઊંચાં વૃક્ષો, તુંગનાથ જેવાં ઉત્તુંગ શિખરોની ભવ્યતા, ગિરિગહ્વરોના બુલંદ પ્રતિધ્વનિઓ અને પ્રપાતોનું જીવનસંગીત — બધું જ — ૐ તત્ સત્ ૐ સાથે જાણે એકજીવ થઈ ગયું હતું. હિમાલયનાં અખંડ દર્શન સાથે ૐ તત્ સત્ ૐની મસ્તી એવી તો એકરૂપ થઈ ગઈ હતી કે મારા હૃદયમાં, મસ્તકમાં અને યાત્રાના પગલે-પગલામાં પ્રણવજાપ આપોઆપ પ્રગટ થયે જતો હતો.

ચિ. રૈહાનાના આ ભજને પેલા સુપ્ત સંસ્કારોને એકસામટા જાગ્રત કરી દીધા ! એકાક્ષરી પ્રણવ મંત્ર ૐ છે જ એવો વિશાલ હૃદય અને આત્મવાન ! અને રૈહાનાએ નાદબ્રહ્મની ઊંડી ઉપાસના કરી ૐકાર ધ્વનિના એ પૂરા વ્યક્તિત્વ-ને અપનાવ્યું હતું.

જ્યારે હું સંસ્કૃત છંદશાસ્ત્રનું અધ્યયન કરતો હતો ત્યારે સુંદર સુંદર, મધુર ગંભીર અનેક છંદોનું આકર્ષણ હોવા છતાં મારા હૃદયનો કબજો લીધો હતો વૈદિક અનુષ્ટુપ અને ત્રિષ્ટુપ છંદોએ. રામાયણ-મહાભારત આદિ ગ્રંથો મૂળ સંસ્કૃતમાં વાંચતાં વાંચતાં આઠ અક્ષરોનો એ અનુષ્ટુપ છંદ મન પર સવાર થઈ જ ગયો હતો.

પછી તો એનાથી પણ નાના છંદો કયા કયા છે તે હું શોધવા લાગ્યો. એમાં મને સાંપડી ગૌરવશાલિની કન્યા. ચાર અક્ષરોના આ છંદનું લાલિત્ય મને એટલું તો ગમી ગયું કે કોણ જાણે કેટલાંયે અઠવાડિયાંઓ સુધી યમુનાને કિનારે હું લલકારતો ગયો.

भास्वत्-कन्या सैं का धन्या
यस्या:कूले कृष्णो खेलत ॥

સૂર્યની પુત્રી યમુના જ — એકમાત્ર એ જ — ધન્ય છે, જેને કિનારે શ્રીકૃષ્ણ પોતે રમેલા.

કન્યાવૃત્ત છે તો નાનકડું. પણ એના બધા અક્ષરો ગુરુ છે. અને એના લાવણ્યની તો વાત જ શી કરવી. અનુષ્ટુપથી અર્ધું કન્યા વૃત્ત જડયું એટલે જિજ્ઞાસા વધી — બબ્બે અક્ષરોનું એક ચરણ — એવાં ચાર ચરણોનો છંદ તો હશે જ. પણ બે અક્ષર સુધી જ જઈને સંતોષ કેમ મનાય ? એક એક અક્ષરનું એક ચરણ. એવા ચાર ચરણનો એક છંદ પણ હોવો જ જોઈએ. અદ્વૈત એક સુધી પહોંચ્યા વિના ભારતીય આત્માને સંતોષ કેમ થાય ? એવો છંદ શોધતાં શોધતાં એ એકદમ પ્રગટ થયો.

ૐ । તત્ ॥ સત્ । ૐ ॥

આ ચિરપરિચિત અને હિમાલયમાં ચિરનિનાદિત ૐ તત્ સત્ ૐ હાથ આવતાં જ છંદશાસ્ત્રની યાત્રાનું સુફળ હિમાલયની યાત્રા જેટલું જ આહ્લાદક-પ્રહ્લાદક નીવડયું.

સ્વામી વિવેકાનંદ સાથે હિમાલયની યાત્રા આવી, અને એણે મને છંદશાસ્ત્રમાં પહોંચાડી દીધો !

રેહાનાનું ભજન ચાલુ જ હતું અને મારું મન ફરીથી ઊઠયું – યૂનાની (ગ્રીક) સંસ્કૃતિ તરફ. રૈહાના ગાતી હતી –

"તીન લોક સદા જપે ૐ ૐ તત્ત્વમસિ" અને મારું મન Music of the Starsનો રાસ નાચતું હતું. અનંત કોટિ બ્રહ્માંડને નામે આપણે જેને ઓળખીએ છીએ તે તારકા સૃષ્ટિનું વિશ્વસંગીત જે કવિએ પ્રથમ સાંભળ્યું તે તો ઉન્મત્ત – પાગલ જ થઈ ગયો હશે. શબ્દસંગીતની જ્યાં પરમાવધિ થાય છે ત્યાં મૌનનું માહાત્મ્ય શરૂ થાય છે. ગ્રીક કવિએ તારાઓનું મૂક સંગીત સાંભળ્યું પણ એ સંગીત સાથે એણે રાસનૃત્ય પણ જોયું કે નહીં, કોણ જાણે.

વચમાં શ્રી કૃષ્ણચંદ્ર અને આસપાસ સોળ હજાર તારિકા ગોપી બનીને અખંડરાત્રિને જેનાથી ભરી દે છે એ રાસ વગર તારાનૃત્ય સંપૂર્ણ ન જ થઈ શકે. આના સાક્ષાત્કાર માટે તો કોઈ આધુનિક ખગોળ-શાસ્ત્રપ્રવીણ નરસી મહેતા જ પેદા થવો જોઈએ.

હવે તો રૈહાનાના ભજનમાં મારું ધ્યાન ઉત્કટતાથી ચોંટવા લાગ્યું. ૐ ૐ તત્ત્વમસિની સાગરગંભીર ગર્જનાનો ખ્યાલ મનમાં આવ્યો તે વખતે મેં અમેરિકાની સંસ્કારી કન્યા કુમારી રેચલ કારસનનું લખેલું સાગરજીવનનું મહાકાવ્ય વાંચ્યું ન હતું. (તે વખતે એ ઊણપ તરફ ધ્યાન ક્યાંથી જ જાય ? આજે જ્યારે ચિ. સરોજે ૐ ૐ તત્ત્વમસિવાળું ભજન મને સંભળાવ્યું ત્યારે કુમારી રેચલે જે સાગરનું વિરાટ દર્શન કરાવ્યું હતું તે સાગરનો પ્રણવ – ગંભીરનાદ સાંભળી પરિતૃપ્તિ થઈ.)

તારાઓના રાસનૃત્યનું દર્શન પણ પૂનામાં થયેલું તેનાથી વધારે ઊંડું આજે થઈ શક્યું કેમ કે પૂના પછી — ઘણાં વરસો પછી — ચિ. સરોજ સાથે રામેશ્વરની યાત્રામાં, મોટરમાં બેસી એંસી માઈલની ગતિએ દોડતા, તાડવૃક્ષોનો એક અદ્ભુત રાસ અમે જોયેલો. એકાદ ક્ષણ માટે નહીં — લાંબા સમય સુધી તાડનાં વૃક્ષો અમારી બંને બાજુએ, દૂર દૂર સુધી નાચી રહ્યાં હતાં અને રાસલીલાનો અનુભવ કરાવી રહ્યાં હતાં.

ૐકાર ધ્વનિનું આવું નાદમધુર અને ભાવભવ્ય સંગીત સાંભળું અને ઉપનિષદ્કાલીન ઋષિઓનું સ્મરણ ન થાય એ બને જ કેમ ? નાનપણમાં ભમરડાને દોરી બાંધી એને નચાવવા માટે હું જમીન પર ફેંકતો. ત્યાર પછી ટિનના પતરાનો બનેલો એક ખૂબ મોટો ભમરડો ફેરવતો. ટિનના એ પોલા ભમરડામાં બે બાજુએ છિદ્ર હોવાને કારણે ભમરડો જમીન પર ફરતાં ફરતાં ધૂં ડ. ડ. ડ. ડ. અવાજ કરતો હતો. એ ધ્વનિનો કેફ માથાની અંદર સુધી ઘૂસી જતો હતો. જ્યારે જ્યારે મેં હિમાલયમાં પ્રણવ – ૐકારનો લલકાર ચલાવ્યો ત્યારે ત્યારે પેલા ભમરડાનું ગુંજન પણ યાદ આવતું. ભલે એ હીનોપમા હો પણ જે વસ્તુ ગંભીર અનુભવને જાગ્રત કરે તેને હીન શી રીતે કહી શકાય ?

એ પોલા ભમરડાના ગુંજનથી વિશ્વસંગીત જાગ્રત થઈ શક્યું. અને એ જ વખતે ઉપનિષદકાલીન ઋષિનું વચન યાદ આવ્યું કે આ સૂર્યનારાયણ અનંત આકાશમાં અનંત કાલથી પ્રણવનું ગુંજન કરતાં કરતાં દોડી રહ્યા છે. આ પૃથ્વી અને સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, તારા બધાં જ પોતાની આસપાસ પણ ફરે છે અને વિરાટ રાસમાં ઉત્તરોત્તર એકબીજાની આસપાસ પણ ફરે છે. (પૃથિવીની દૈનંદિન ગતિ અને સૂરજની આસપાસ થતી એની વાર્ષિકીગતિ, આનું આપણું સહુથી પાસેનું ઉદાહરણ છે.)

"असौ वा आदित्य उद्गीथ एष प्रणव: ॥
ओमिति ह्येष स्वरन्नेति ।" (છાન્દોગ્ય ૧–૫–૧.)

ઉપનિષદકાલીન ધ્યાનસ્થ ઋષિએ આ ખગોળની જ્યોતિઓનું સંગીત સાંભળ્યું, એ જ હતો પ્રણવનો મંત્ર.

સંસ્કૃત ભાષામાં ૐ નો અર્થ છે "જી હા, બરાબર છે; ખરી વાત." આ આખું વિશ્વ છે. સનાતન કાલથી છે. આ બ્રહ્માંડમાં ઈનકાર માટે અવકાશ જ નથી. આ બધું सत् છે, चित् છે, आनंदमय છે. અને એથીય વધારે – પોતાના આનંદમાં મસ્ત છે જ છે. આ જ છે આસ્તિકતા. જેણે આત્માનો, પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો છે એ તો સદાય अस्तिवादी જ રહેવાનો. नास्ति ક્યાંય છે જ નહીં – આ જ છે સૌથી મોટી આસ્તિકતા. આ આસ્તિકતાનો દ્યોતક છે ૐ: નાનીમાં નાની વસ્તુથી માંડીને અનંત કોટી બ્રહ્માંડ સુધી અને એ બ્રહ્માંડના નાયક સુધી બધું જ છે એ બોધ વ્યક્ત કરનારો શબ્દ તે ૐ. એ પરમાત્મા અને તું આત્મા, વસ્તુત: પરમાર્થત: એક જ છો એનું ખ્યાપન થાય છે तत्त्वमसिમાં.

હવે જે હંમેશાં છે એને છે કહેવામાં લાભ શો ? આપણે જુદા નથી. એ જ એક છે. એટલું કહેવા માટે तत् सत् બે શબ્દ છે. અને આવા સત્યનું સત્ય પણ ૐ શબ્દમાં પૂર્ણરૂપે સંસ્ફુરત્ રહે છે. મુખમાંથી, હૃદયમાંથી અને મસ્તકના બ્રહ્મરંધ્રમાંથી ૐકારની ગર્જના કરીએ – એમાં બધું જ આવી ગયું.

ચિ. રૈહાનાના જે ભજને આટલો મોટો સાક્ષાત્કાર ફરી વાર જાગ્રત કર્યો તે ભજન નીચે પ્રમાણે છે :

જગમેં પ્રભુ તૂહી બસે ૐ ૐ તત્ત્વમસિ !
તીન લોક સદા જપે ૐ ૐ તત્ત્વમસિ !
સૂરજ ગાયે, ચાંદ ગાયે ૐ ૐ તત્ત્વમસિ !
સારી પૃથિવી ગૂંજ ઊઠી ૐ ૐ તત્ત્વમસિ !
સાગર અંદર નાદ ગાજે ૐ ૐ તત્ત્વમસિ !
જીવ-તંબૂર કે સૂર ચાલે ૐ ૐ તત્ત્વમસિ !

# ૯. ચંડીગઢની નવલકળા – સ્થાપત્ય

આપણા પંજાબની રાજધાની ચંડીગઢ છે. આ તદ્દન નવું શહેર છે. લાહોર કે અમૃતસરની પરંપરા કે જૂની જાહોજલાલી એની પાસે નથી. ભૂતકાળની મૂડી વિના ભવિષ્યકાળ રચવાનો આ એક અનોખો પ્રયત્ન છે. આમાં ફક્ત એક ચંડીગઢ નામ જ જૂનું છે, અને એ નામ સાથે શક્તિઉપાસનાનું વાતાવરણ ઊભું થાય છે.

ચંડીગઢની રચના માટે શ્રી જવાહરલાલજીનું ઘડતર જવાબદાર છે. મહત્ત્વાકાંક્ષી પિતાએ વહાલસોયા દીકરા માટે પશ્ચિમની ઉત્તમમાં ઉત્તમ કેળવણી આપી. સાથે સાથે એક અંગ્રેજ થિયૉસૉફિસ્ટ દ્વારા ભારતીય ધર્મ અને સંસ્કૃતિનો થોડો ખ્યાલ પણ એને આપ્યો. પશ્ચિમી ઘડતરમાં સ્વાભિમાન અને સ્વદેશાભિમાનનું પ્રમાણ ઠીક ઠીક હોય છે. પરિણામે પોતાના દેશનો ઇતિહાસ, પોતાના દેશના લોકોનું માનસ અને પરંપરાગત સંસ્કૃતિ એનો પણ ઓછોવત્તો સ્વીકાર કરવાનો હોય છે. આમ ભારતીય વાતાવરણમાં સહેજસાજ ડુબાડીને બહાર કાઢેલી પશ્ચિમી સંસ્કૃતિ એ છે જવાહરલાલજીનો વારસો. રાષ્ટ્રસેવા કરવાનાં સ્વપ્નાં જ્યારે તેઓ સેવવા લાગ્યા, ત્યારે તેમને ભારતના આત્માની શોધ કરવી પડી. એ શોધને પરિણામે એમને જે જડયું તે એક ચોપડીમાં ગૂંથીને એમણે એ વારસો પોતાની દીકરીને આપ્યો છે. બહેન વિજયાલક્ષ્મી અને બનેવી રણજિત પંડિત – એમને પણ આ વાતાવરણનાં ભાગીદાર ગણી શકાય.

આ જાતની પૂર્વતૈયારીને લીધે જવાહરલાલજી માટે ગાંધીજીની દૃષ્ટિનો સ્વીકાર કરવો એ સહેલું ન હતું, અને છતાં એ બે જણ વચ્ચેનું પરસ્પર આકર્ષણ પિતા-પુત્ર કરતાં પણ વધારે હતું. ગાંધીજીનો વિશ્વાસ હતો કે પોતાનો સંદેશો અને પોતાની જીવનદૃષ્ટિ આ તેજસ્વી યુવાન ઝીલી લેશે.

અને બીજી એક વસ્તુ આપણે હવે જાણવી જોઈએ, જેને હું ગાંધીજીની ખાસિયત ગણું છું

દેશનું ગુલામી માનસ કેટલું ભયાનક છે, એ જાણતા હોવાથી અને લોકોમાં સ્વાભિમાન અને સ્વધર્મનિષ્ઠા જાગ્રત કરવાની આવશ્યકતા જાણતા હોવાથી ગાંધીજી લોકમાન્યની પેઠે સ્વદેશી સંસ્કૃતિમાં જ નવજીવન રેડવાની વાત કરતા હતા. (બ્રિટિશ રાજ્ય ભારત પર થવાથી અપરંપાર નુકસાન તો થયું છે, પણ એની સાથે અમુક લાભો પણ ભારતને મળ્યા છે. એ વસ્તુનો સ્વીકાર કરવા માટે એક જ વાર લોકમાન્યે એક તક શોધી હતી. એ વસ્તુનો ગાંધીજીએ એકબે વાર ખાસ ઉલ્લેખ કર્યો હતો.)

અને છતાં ગાંધીજી જાણતા હતા કે જેમ પઠાણ અને મુગલ રાજ્યકર્તાઓના સંપર્ક અને પ્રભાવને કારણે આરબની સંસ્કૃતિ, ઈરાનની સંસ્કૃતિ અને ઈસ્લામની અસર તળે આપણે આવ્યા અને હવે તેનો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી. ઈન્કાર કરવાથી ભારતનું મિશન ખંડિત થશે. તે જ પ્રમાણે અંગ્રેજોના સંપર્કને કારણે, અને મિશનરીઓના પ્રભાવથી આપણે જે પશ્ચિમી ધર્મ અને સંસ્કૃતિની અસર તળે આવ્યા છીએ, એનો ઈન્કાર થાય નહીં. એનો સ્વીકાર કરવામાં અમુક ચોક્કસ લાભ થવાના જ. આજની પશ્ચિમી સંસ્કૃતિ ઈસાઈ ધર્મના અતિરેકથી અકળાઈ છે. એના મનમાં ધર્મ વિશે આદર રહ્યો નથી. એનું અંતિમ સ્વરૂપ સામ્યવાદી કમ્યુનિસ્ટોની ધર્મ સામેની જેહાદમાં દેખાઈ આવે છે.

આપણે ત્યાં આપણા ધર્મમાં અને સામાજિક જીવનમાં જે દોષો હતા, તેમ જ જે કાલગ્રસ્ત વસ્તુઓ હતી, તેના ઉપર પ્રથમ મિશનરીઓએ પ્રહાર કર્યા. ત્યાર પછી બુદ્ધિવાદી ધર્મનિરપેક્ષ કેળવણીએ એ કામ આગળ ચલાવ્યું. એમાંથી જે બચ્યું તેણે બ્રાહ્મોસમાજ અને પ્રાર્થનાસમાજનું રૂપ ધારણ કર્યું. રાષ્ટ્રના આત્માને એથી સંતોષ ન થયો. ફક્ત બાઇબલને વળગી રહેનાર પ્રૉટેસ્ટન્ટ લોકો જેવો જ આપણે ત્યાં વેદાનુયાયી આર્યસમાજ ખીલ્યો. બધા ધર્મોનું અધ્યયન કરનાર અને સનાતન ધર્મનો બની શકે તેટલો બચાવ કરનાર થિયૉસૉફી આપણે ત્યાં જાગી.

એ બધાનો નિચોડ ભવિષ્યની દૃષ્ટિએ કામમાં આણવાનું કામ વિવેકાનંદ, રવીન્દ્રનાથ, ગાંધી અને અરવિંદે કર્યું છે. ગાંધીજી જાણતા હતા કે ભારતની આ નવી આધ્યાત્મિક સંસ્કૃતિની કલમ પશ્ચિમી કેળવણી ઉપર ચઢાવીને જ દેશ આગળ વધવાનો છે, અને તેથી જ ગાંધીજીએ પોતાની જીવનદૃષ્ટિ પૂરેપૂરી ન સમજનાર અને ન સ્વીકારનાર એવા જવાહરલાલજીના હાથમાં દેશની રાજનૈતિક લગામ સોંપી દીધી.

એવા એ જવાહરલાલજીએ જોયું કે હિંદુ સંસ્કૃતિ અને ભારતીય ઈસ્લામી સંસ્કૃતિ બંનેમાં નવનિર્મિતિની શક્તિ અત્યારે છે જ નહીં. સંગીતમાં શું અને ચિત્રકળામાં શું આપણે જૂની વસ્તુનો અભિમાનપૂર્વક પુનરુદ્ધાર કરીને જ સંતુષ્ટ થયા છીએ. નવયુગને અનુકૂળ એવી નવનિર્મિતિ કરનાર આત્મા હજી પ્રગટ થયો નથી, થતો નથી.

જેમ થાકેલો માણસ જૂની વસ્તુ જ ઘૂંટયા કરે છે તેમ ઘડપણથી ઘેરાયેલી સંસ્કૃતિ પણ જૂના ચીલામાંથી બહાર નીકળી શકતી નથી. આમ થાકેલી જૂની સંસ્કૃતિમાંથી નવું કામ લેવાને બદલે તદ્દન નવી પ્રેરણાથી નવનિર્મિતિ કરીએ તો આપણા લોકોને યથાકાળે નવું નવું સૂઝવાનું છે એવો વિચાર કરી ફ્રાન્સના એક વિખ્યાત સ્થપતિ લ કર્બુઝિયેને જવાહરલાલજીએ બોલાવી દીધા અને એને કહ્યું : અહીંની આબોહવા, તડકો અને વરસાદ બધાંનો વિચાર કરી હજારો અને લાખોની લોકસંખ્યાનો વિચાર કરનાર જનતા માટે એક નવું શહેર વસાવી આપો. તમારા શિક્ષકોના હાથ તળે અમારા શિક્ષકો અને વિદ્યાર્થીઓ ભણશે, તમારી નવનિર્મિતિ

મદદ કરીને કેળવાશે, અને લોકસત્તામૂલક વ્યાપક જીવન ધીમે ધીમે ઘડાશે.

આ ફ્રેન્ચ સ્થપતિ અદ્ભુત માણસ છે, એ વિશે શંકા નથી. કહે છે કે બ્રાઝિલ—દક્ષિણ અમેરિકા—માં એણે સુંદરમાં સુંદર મકાનો બાંધ્યાં છે અને નવી ઢબે એક શહેર વસાવ્યું છે. પશ્ચિમ આફ્રિકામાં એક ઠેકાણે હું મારી નજરે જોઈ આવ્યો છું કે જ્યાં ભવિષ્યનાં યુનિવર્સિટી થવાની છે, ત્યાં આ ભાઈએ એક એવું તો મકાન બાંધ્યું છે કે દૂરથી જાણે એક આગબોટ (સ્ટીમર) ન હોય એવો ભાસ થાય છે.

હિંદુસ્તાનમાં પોતાના અનેક સાથીઓ લઈને એ આવ્યો અને એણે એક અપૂર્વ સ્થાપત્યકળા ખીલવી બતાવી

કેટલાક લોકો કહે છે કે ઘરો બાંધવાની એની એ કળા આપણા દેશની આબોહવાને અનુકૂળ નથી. એનો દાવો બરાબર એથી ઊલટો છે. એ કહે છે કે દરેક ઘરને હવાઉજાસ બરાબર મળે અને છતાં વરસાદ અને તડકાથી બચી જઈએ, એનો જ ખાસ વિચાર કરી એણે એ બધું સ્થાપત્ય ખીલવેલું છે. જાણકાર લોકો કહે છે કે એની એ વાત સાચી છે. એટલે એની સામેની ટીકા ટકતી નથી.

આ સ્થપતિએ પોતાની કળા — હા, એ કળા જ કહેવી જોઈએ — બધી ચંડીગઢની વિધાનસભામાં ઠાલવી છે. એની સામે મુખ્ય તકરાર એ થઈ શકે છે કે બહારનો તડકો, પ્રકાશ અને હવા — ત્રણને બહાર રાખી બધું જ કૃત્રિમ કર્યું છે. બાકી ભવ્યતા, સગવડો, આરામ અને ટકાઉપણું એ બાબતમાં એ કળા સફળ નીવડી છે એટલું કબૂલ કર્યે જ છૂટકો.

કેટલાક લોકોને જે કાંઈ તદ્દન નવું હોય તે અડવું અડવું લાગવાનું જ. એમની એ દૃષ્ટિ કોરે મૂકી દઈએ. ચંડીગઢ શહેરની રચના, બજારોની ગોઠવણ, મોટાં મોટાં મકાનોના દેખાવ અને એમાં વપરાયેલી કળા બધાં જ ચમત્કૃતિજનક—Significant છે. એમાં ઔચિત્ય છે, પરસ્પર સંગતિ છે, અને બધું મળીને એક સંગઠિત પ્રાણ વ્યક્ત થાય છે, એટલું કબૂલ કર્યે જ છૂટકો. એક ઠેકાણે નાનીમોટી એવી બે બારીઓ એકત્ર આણી એક બાજુ લંગડી હોય એવો દેખાવ કર્યો છે, એ મને પ્રથમ વિચિત્ર લાગ્યો. પણ તરત યાદ આવ્યું કે ગુરુમુખી લિપિમાં 'આ' કારનો કાનો ટૂંકો હોય છે. એનું અહીં સ્મરણ કરાવેલું છે. આ વિચાર પછી એ જોડિયા બારીઓ પણ મારી નજરને ગુરુમુખી કળાની પ્રતિનિધિ જેવી બંધબેસતી જણાઈ.

ખેર, ચંડીગઢ એક તદ્દન નવી અભૂતપૂર્વ નિર્મિતિ છે, એ વિશે શંકા નથી. એક એક ઓરડીવાળા મકાનની હાર પણ દરેક ઓરડી ત્રાંસી કરીને શોભાવી છે અને ઓરડીઓમાં ખાનગીપણું આણ્યું છે. એ જોઈને હું તો રાજી થયો. જોકે એમાં એક દીવાલનું ખર્ચ વધતું હતું. ચંડીગઢ જોઈને મને એક રીતે સંતોષ થયો કે આપણે ત્યાં એક વિશાળ નવનિર્મિતિનો નમૂનો રજૂ થયો છે. પણ બીજી જ ક્ષણે વિચાર આવ્યો કે જૂનો વારસો જેના હાડમાં છે, એવી આપણી પ્રજાને

આ નવનિર્મિતિ પચી શકશે ખરી? તદ્દન નવો ખોરાક પણ સહેજે હજમ થતો નથી, તો સદાને માટે જ્યાં રહેવાનું છે એવાં મકાનોમાં આપણને ઘર જેવું લાગતાં કેટલી વાર લાગશે? માણસને જ્યારે સાવ નવા પ્રદેશમાં અને નવા લોકો વચ્ચે ફેંકી દેવામાં આવે છે; ત્યારે એ પ્રથમ ત્યાં નછૂટકે રહેવાને તૈયાર થાય છે, અને તેથી કાચબો જેમ પોતાનાં ગાત્રો અંદર ખેંચી લઈ શરીરનો સંકોચ કરે છે, તેમ જ માણસ નવી પરિસ્થિતિમાં ખીલી ન શકવાથી જીવનનો સંકોચ કરે છે અને ત્યાર પછી તપાસે છે કે આ નવી પરિસ્થિતિમાં જીવને કેમ ફાવે છે?

આપણે ભૂલી ન શકીએ કે ચંડીગઢનું સ્થાપત્ય પૂર્વપંજાબના લોકો ઉપર ભલે સદ્‌બુદ્ધિથી પણ લાદવામાં આવ્યું છે. એની સાથે પણ પ્રજા અંતે માંડવાળ તો કરશે જ. કેટલીક સારી વસ્તુઓ પ્રજા સહર્ષ અપનાવશે અને અંતે એને પણ સ્વકીય ગણી એને માટે અભિમાન કેળવશે.

કેટલીક સારી વસ્તુઓ ન ગમે તોયે નભાવી લેશે – અને બાકીની વસ્તુઓનો દુરુપયોગ કરશે. આ છેલ્લી વાત ઓછી મહત્ત્વની નથી.

ચંડીગઢ એક જીવન-સંસ્કૃતિમાં હિંમતપૂર્વક કરેલો એક નવો પ્રયોગ છે. એ પ્રયોગની સફળતા-નિષ્ફળતા આપણે આ આવતાં પચાસ-પોણોસો વર્ષમાં તપાસવી રહી. (અલબત્ત, જો સમાજનો આત્મા જીવનકળાની દૃષ્ટિએ આત્મપરિચિત અને જાગરૂક હશે તો.)

આ દૃષ્ટિએ ચંડીગઢ એક પ્રયોગ છે, જે આપણા ઉપર એકાએક લાદવામાં આવ્યો છે. એ વસ્તુનો સાક્ષાત્કાર મને બે પ્રસંગો વિશે સાંભળીને થયો. પંજાબની વિધાનસભાના અધ્યક્ષ-સ્પીકર પોતાના ભવ્ય મકાનનો પરિચય અમને આપતા હતા. એમની સંસ્કારિતા અને નમ્રતાથી હું પ્રભાવિત થયો. વિધાનસભાના મુખ્ય ખંડમાં દાખલ થયા પછી એમણે કહ્યું કે સ્પીકરનું (પોતાનું) આસન એટલે ઊંચે છે કે મારી નજીકના અમલદારો સાથે વાતચીત કરતાં પણ અમને મુશ્કેલી પડે છે. જોકે એ અમલદાર પૂરતા ઊંચા છે. "માણસનું માથું ધડથી અલગ કરી જરા ઊંચ રાખ્યું હોય એના જેવી આ સ્થિતિ છે." એ એક વાકયમાં એમણે એ ગોઠવણનું અજુગતાપણું વ્યક્ત કર્યું.

મારા મને એ રચનાનો લંગડો બચાવ કરવા માટે એક સ્વદેશી રચના રજૂ કરી. મૈસૂરમાં જ્યારે મહારાજાનું રાજ્ય હતું ત્યારે એના દરબારમાં મહારાજાનું આસન એટલું ઊંચે હતું કે ફૂલની માળા અર્પણ કરવી હોય તો એક લાંબી લાકડીને છેડે એક આંકડામાં એ માળા પરોવી મહારાજાના હાથ સુધી એ પહોંચાડવી પડતી. દિલ્હીના કિલ્લામાં દીવાનેખાસમાં કે દીવાનેઆમમાં પણ બાદશાહ ઊંચે દુર્ગમ સ્થાને જ બેસતા.

બીજો પ્રસંગ આના કરતાં પણ વધારે રમૂજી છે.

ચંડીગઢના વરિષ્ઠ ન્યાયમંદિરમાં – હાઈકોર્ટમાં મુખ્ય ન્યાયાધીશે પોતાની ઓરડીમાં, પોતાની સગવડ પ્રમાણે કેટલાક પડદાઓ લટકાવવાનું વિચાર્યું. એમણે કળાકાર

મહાસ્થપતિની સલાહ લીધેલી નહીં. કળાકારે તરત સંભળાવ્યું કે મારી સંમતિ વગર તમે આમ પડદાઓ ગોઠવી ન શકો. મુખ્ય ન્યાયાધીશને માનવું પડ્યું. વિષાદયુક્ત રમૂજથી તેઓ બોલ્યા કે મારે આસને બેસી હું ગુનેગારને ફાંસીને લાકડે લટકાવી શકું છું પણ મારી ઓરડીમાં પડદો લટકાવવાની સત્તા મને નથી !

જૂના વખતમાં રાજસત્તા કરતાં પણ ધર્મસત્તા શ્રેષ્ઠ ગણાતી. આજે ન્યાયસત્તા કરતાં પણ કળાસત્તા શ્રેષ્ઠ બની ! ! અને તે પણ પરદેશી આણેલી અને લોકો પર ઠોકી બેસાડેલી કળાની સત્તા ! ! !

ભગવાન કરે છે તે જેમ સારા સારુ જ હોય છે એ જ પ્રમાણે આપણા લોકમાન્ય લાડીલા નેતાઓ પણ જે કાંઈ કરે છે તે પણ આપણા સારા માટે જ છે, એમ માનવામાં જ આસ્તિકતા રહેલી છે.

૧૩-૨-'૬૪

# ૧૦. ભર્તૃહરિની વિભૂતિ*

૧

મધ્યકાલીન વૈરાગી રાજા ભર્તૃહરિ આપણી ભારતીય સંસ્કૃતિનો એક ખાસ પ્રતિનિધિ છે. એનો ઈતિહાસ ક્યાંય મળતો નથી, પણ દંતકથામાં અને લોકગીતોમાં એણે સારુંસરખું નામ મેળવ્યું છે. જો તમે હિંદુસ્તાનની મુસાફરી તીર્થયાત્રાની, એટલે કે સંસ્કૃતિની દૃષ્ટિએ કરો તો અનેક ઠેકાણે તમને ભર્તૃહરિની ગુફાઓ બતાવવામાં આવશે. આ ઠેકાણે ભર્તૃહરિએ તપ કર્યું, આ ઠેકાણે એમણે ફલાણો ચમત્કાર કરી બતાવ્યો વગેરે પરંપરાગત અથવા જોડી કાઢેલી હકીકત કહેનારા લોકો તમને અનેક ઠેકાણે મળશે.

ભર્તૃહરિને નામે ચઢેલા અનેક ગ્રંથો છે. પણ ભર્તૃહરિનું નામ લેતાંવેંત એનાં નીતિ, શૃંગાર અને વૈરાગ્ય એ ત્રણ શતકો જ ખાસ ધ્યાનમાં આવે છે.

ભર્તૃહરિના વ્યક્તિગત જીવન વિશે પણ આપણી પાસે ઝાઝી હકીકત નથી. ભર્તૃહરિ રાજા હતો અથવા ઉજ્જયિનીના રાજા વિક્રમનો નાનો અથવા મોટો ભાઈ હતો. એ મોટો ભાઈ હોય તો એને રાજ્યનો લોભ ન હતો. એણે પોતાના ભાઈને રાજ્ય સોંપી દઈ પોતે વૈરાગ્યનો માર્ગ લીધો. નાથ સંપ્રદાયમાં મળી જઈ હઠયોગ, રસવિદ્યા, મંત્રવિદ્યા આદિ અદ્ભુત સિદ્ધિઓ પ્રાપ્ત કરી આપનારી વિદ્યાઓનો એણે અભ્યાસ કર્યો; તે પછી મહાદેવની અને વેદાન્તવિદ્યાની ઉપાસના કરવાથી હિમાલયમાં ગંગાને કિનારે એને પરમ શાંતિ મળી; અને અંતે તે પરબ્રહ્મમાં લીન થયો : આટલી જ બિના આપણી પાસે છે.

---

* 'સદ્બોધશતક' (વૈરાગી રાજાનો વારસો) : કાકાસાહેબે સંપાદન કરેલી ચોપડીની પ્રસ્તાવનામાંથી આ ભાગ અહીં ઉતાર્યો છે.

વૈભવની અદેખાઈ કરનાર અને ત્યાં ખંડિત થવાથી રાજવૈભવનો તિરસ્કાર કરનાર કોઈ પંડિત બોલતો હોય એમ જ લાગે છે. એની ઉપમાઓ અને એનાં રૂપકો, એની આશાઓ અને એની આકાંક્ષાઓ, બધી સામાન્ય જનતાની કોટિની છે.

જૂના વખતમાં કેટલાક લોકો સરસ કવિતાઓ લખી તે રાજાને નામે ચડાવી દેતા — આજે પણ કરતા હશે — અને રાજા પાસેથી ઘણું ધન મેળવી એનાં ગુણગાન ગાતા રહેતા. અહીં એવો જ કોઈ રાજદરબારમાં નિરાશ થયેલો ખંડિત પંડિત 'शकाय वा स्यात्, लवणाय वा स्यात्' કહીને પાછો ફરતો હોય, એવો જ આભાસ થાય છે.

પણ આમ રાજત્વને ઉતારી પાડનાર કવિતા કીર્તિનો લોભી કોઈ રાજા પોતાને નામે ચડવા નહીં દે અને સાચા રાજાને વારે ઘડીએ અચૂક દરબારી પંડિતની જ ભૂમિકા ઉપર જવાનું ન ગમે. ત્યારે સાચી બિના શી હશે?

કેટલાક લોકો એમ પણ માને છે કે, આ બધા શ્લોકો ભર્તૃહરિએ અથવા કોઈ એક માણસે લખેલા નથી; પણ સંસ્કૃત સાહિત્યમાંથી ભર્તૃહરિએ વીણી કાઢેલાં સુભાષિતો જ છે. ત્રણે શતકમાં આવેલા શ્લોકો છૂટાછવાયા છે એ વિશે શંકા નથી. એમાં કોઈ સળંગસૂત્ર વિવેચન અથવા ભૂમિકાનો વિકાસ ગોઠવેલો નથી એ વાત સાચી છે. પણ તેટલા પરથી એક યા બીજું કોઈ ચોક્કસ અનુમાન કાઢી શકાય નહીં. એમ તો જગન્નાથ પંડિતના 'ભામિનીવિલાસ'ના શ્લોકો પણ છૂટાછવાયા જ છે. કોઈ ટીકાકાર એમાં સળંગસૂત્રની યોજના ઠોકી બેસાડવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તે પ્રયત્ન જ છે એમ સહેજે દેખાઈ આવે છે.

આ ત્રણે શતકોની શૈલી અને વિચારધારા જોતાં તે એક જ વ્યક્તિનું લખાણ છે એમ માનવામાં વાંધો નથી આવતો. આમાં વિચારોનું અસામંજસ્ય ક્યાંય નથી દેખાતું. શૈલીમાં પણ શાલ સાથે કાંબળો સીવી કાઢ્યા જેવું ક્યાંય નથી લાગતું. આંતરિક એકતાને કારણે હોય અથવા લાંબા વખતની પરંપરાને કારણે હોય, આ શતકોનો કર્તા એક જ છે અને તે પણ એક કસાયેલો સંસ્કારધન કવિ છે, એ વિશે શંકા નથી રહેતી.

બીજી બાજુએ, આમાંના એકબે શ્લોકો કાલિદાસનાં નાટકોમાં પણ મળે છે. 'भवन्ति नम्रास्तरवः फलोद्‌गमैः' જેવો શ્લોક કાલિદાસની શૈલીમાં પણ એટલો જ ભળી શકે છે. 'अनाघ्रातं पुष्पं' એ શ્લોક પણ બંને કવિઓની શૈલીમાં શોભે એવો છે. અને કાલિદાસ, ભાસ આદિ કવિઓએ બીજા કોઈના શ્લોકો પોતાની કૃતિમાં વાપર્યાનો પુરાવો નથી. ભર્તૃહરિનાં શતકોમાં પાછળથી કેટલાક લોકોએ હોંશે હોંશે પ્રક્ષેપ ઉમેર્યા હોય તો આશ્ચર્ય નથી. પણ કાશ્મીરના મહાકવિ ક્ષેમેન્દ્રે પોતાના 'ઔચિત્યવિચારચર્ચા' નામના ગ્રંથમાં જે અન્ય કવિઓના સંખ્યાબંધ શ્લોકો ટાંક્યા છે, તેમાંના કેટલાક ભર્તૃહરિનાં શતકોમાં મળે છે. એ બધા જ અહીં કે ત્યાં પ્રક્ષિપ્ત છે એમ સિદ્ધ કરતાં કંઈક અગવડ પડે એમ છે.

દશરૂપક, પંચતંત્ર, શાર્ઙ્ગધરપદ્ધતિ વગેરે ગ્રંથોમાં ભર્તૃહરિના શ્લોકો જઈ શકે છે. પણ મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ જેવાં નાટકોમાં ભર્તૃહરિના શ્લોકો તે તે કવિઓ વાપરે એ શકય નથી લાગતું. આ બધા કવિઓના કાળનો નિર્ણય કરીને પછી પ્રક્ષેપોનું મહામંથન કર્યું હોય તો જ કંઈક નિવેડો આવે.

ભર્તૃહરિના કાળ વિશે ન્યાયમૂર્તિ તેલંગે તેમ જ બીજા વિદ્વાનોએ ઘણું લખ્યું છે. વિજ્ઞાનશતક આદિ અન્ય કૃતિઓ ભર્તૃહરિની કેમ ન ગણાય તેની ચર્ચા પણ થઈ છે પણ ભર્તૃહરિ ખરેખર રાજા હતો કે કેમ, અથવા રાજવંશી પણ હતો કે નહીં, એ વિશે હજુ કોઈએ શંકા ઉઠાવી નથી.

ભર્તૃહરિ વિશે અત્યાર સુધી જે ચર્ચા થઈ છે તે ઘણી ઉપયોગી છે એ વિશે શંકા નથી. પણ ભર્તૃહરિનાં શતકોમાં જે ધાર્મિક તત્ત્વજ્ઞાન અથવા દર્શન દેખાઈ આવે છે તેનો અને સમાજવ્યવસ્થાનું જે પ્રતિબિંબ પડેલું છે તેનો વિચાર કરી તેના કાળનો ચિતાર ચીતરવાનું હજી બાકી જ છે.

એટલું તો સ્પષ્ટ છે કે ભર્તૃહરિનો કાળ કોઈ મહાસામ્રાજ્યનો કાળ નથી. નાના નાના રાજાઓ નાનાં નાનાં રાજ્યો હાંકતા હશે, અને અરસપરસ અદેખાઈ કરી પોતાનું અલૂણું જીવન ખાટુંમીઠું કે તીખું તમતમતું કરતા હશે. અશોકના શિલાલેખોમાં જે જાતની રાજયવ્યવસ્થા જણાઈ આવે છે અથવા ચાણકયના અર્થ-શાસ્ત્રમાં જે રાજત્વનો આદર્શ વિકસેલો દેખાય છે, તેનો પડઘો આ શતકોમાં દેખાતો નથી.

ટીકાકારો સામાન્યપણે નીતિ, શૃંગાર અને વૈરાગ્ય એ ત્રણેનો ક્રમ ભારતીય જીવનના આદર્શને ક્રમે ગોઠવે છે. કુમારઅવસ્થામાં બ્રહ્મચર્યનું પાલન કરી વિદ્યાભ્યાસ કરવાનો હોય છે તથા લોકજીવન સાથે પરિચય કેળવવાનો હોય છે. એ જ વખત એવો છે કે જ્યારે નીતિનો પાયો દૃઢ કરી શકાય. પછી જ્યારે યૌવન પૂર જોસમાં ખીલે છે ત્યારે એ ચાર દિવસના ચાંદરણાનો પૂરો ઉપયોગ કરી શૃંગારરસમાં રાચી લીધા પછી ભોગમય જીવનની વ્યર્થતા મન ઉપર ઠસાવવા માટે વૈરાગ્ય કેળવવાનું હોય છે; જેથી 'અતુલ પરિતાપ'માંથી બચી જઈ 'અનંત શમસુખ' મેળવી શકાય.

ભર્તૃહરિની એ આખી શિખામણ એટલી તો આર્યમાન્ય થઈ છે કે એ શિખામણના કાજી થવું એ ગીતા કે ધમ્મપદના કાજી થવા સમાન છે. છતાં આજનો જમાનો આપણને કહે છે કે, ભર્તૃહરિએ સદાચાર તરીકે જે વસ્તુઓ શીખવી છે તે સમાજહિતની દૃષ્ટિએ કેટલે અંશે પથ્યકર છે એની સ્વતંત્ર ચર્ચા થવી જોઈએ. ખ્રિસ્તી અંગ્રેજોએ લાંબા વખત સુધી 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ'નો ભક્તિનો આદર્શ પ્રમાણ માન્યો, પણ આજે હવે તેઓ એ આદર્શ કેટલો અલૂણો છે એની ચર્ચા છડેચોક કરે છે.

ભર્તૃહરિ ભિક્ષાનાં વખાણ કરે છે, જંગલમાં રહી કંદમૂળફળ ઉપર જીવવાનું સૂચવે છે. દૈવ અથવા નસીબની મીમાંસા પણ એને વળગી જ છે. ભર્તૃહરિએ દામ્પત્યજીવનને ભાવનાપ્રધાન ચીતરવાને બદલે ભોગપ્રધાન બતાવ્યું છે; અને

પતિપત્નીએ મળીને કુટુંબસેવામાં અને સમાજસેવામાં ભળી જવામાં મળતા રસના ઘૂંટડા લેવાનો જે આદર્શ સ્મૃતિઓએ માનવો આગળ મૂકયો હતો તેનો તો ઉલ્લેખ સરખો ભર્તૃહરિના શૃંગારમાં જણાતો નથી. આ બધી વસ્તુઓની આપણે ફરી વાર ચિકિત્સા કરવી ઘટે છે.

એટલું ખરું કે, શૃંગારશતકની ભોગવૃત્તિ વિલાસી હોવા છતાં અનાર્ય નથી; તે યૌવનોચિત છે છતાં ઉચ્છૃંખલ નથી. નીતિના આદર્શને અવગણીને સામાજિક જીવનનો પાયો તોડી નાખનાર ઉત્પથગામી વિલાસ એ નથી. આપણે ભૂલવું ન જોઈએ કે, ભર્તૃહરિએ જે ઉત્કટતાથી શૃંગાર ચીતર્યો છે તેટલી જ સચોટ સમર્થ વાણીમાં ભોગમય જીવનનું વૈયર્થ્ય પણ સમજાવ્યું છે. અને તેમ કરતાં એકાદ દાખલો બાદ કરતાં, કોઈ પણ ઠેકાણે જુગુપ્સા ઉત્પન્ન નથી કરી; અને જ્યાં એક-બે ઠેકાણે એ રસ કવિએ જમાવ્યો છે ત્યાં એ શ્લોકો એ રસના સારા નમૂના તરીકે જરૂર ટાંકી શકાય તેવા થયા છે.

હિંદુ ધર્મ અને હિન્દુ સામાજિક જીવનના ક્રમવિકાસનો ઈતિહાસ જગતના ઈતિહાસનું નાનુંસૂનું પ્રકરણ નથી. જે દિવસે એ ઈતિહાસનું કાર્યકારણભાવ સાથે સંશોધન, સંગઠન અને રહસ્યોદ્‌ઘાટન થશે તે દિવસે હિન્દુસ્તાનનો ઈતિહાસ અને આર્યસંસ્કૃતિનું હાર્દ આપણી નજર આગળ સૂર્યપ્રકાશ જેવાં સ્પષ્ટ થશે. ક્રમ-વિકાસના એ ઈતિહાસમાં ભર્તૃહરિનાં શતકોને પણ અવશ્ય સ્થાન મળશે; કેમ કે આ શતકોની અસર, ગીતાની અસર જેટલી જ સાર્વભૌમ થઈ છે.

જો ચારિત્ર્યસંગઠનને રાષ્ટ્રીય કેળવણીનું એક અંગ ગણીએ તો આ શતકોને રાષ્ટ્રીય કેળવણીના ઈતિહાસમાં પણ માનભર્યું સ્થાન મળવાનું જ છે.

૨

ધ્યાનપૂર્વક જોતાં સ્પષ્ટ થશે કે ત્રણે શતકો લખવામાં ભર્તૃહરિને એક વિશાળ અને પ્રસન્ન એવી જીવનદૃષ્ટિ કેળવવી છે, જીવનનો આદર્શ નિશ્ચિત અને લોક-સુલભ બનાવવો છે. આપણે જાણીએ છીએ કે સમાજમાં નીતિના ત્રણ જુદા જુદા આદર્શો પ્રવર્તે છે. ગૃહસંસારનો ત્યાગ કરી વિરક્ત રહેનારા અને આજીવિકાની ખટપટમાંથી પણ પોતાને મુક્ત રાખનારા સંતમહાત્માઓનો અને સંન્યાસી-યતિઓનો એક આદર્શ છે. તે જ પ્રમાણે દુનિયામાં રહી દુનિયાની સામાન્ય સેવા કરી દુનિયાદારીના ગણાતા જીવનમાં સામાન્ય શીલ અને સદાચાર ખીલવવાનો જુદો આદર્શ છે.

આ ઉપરાંત આદર્શનો એક ત્રીજો પ્રકાર છે, જેને વર્ણ પરત્વે બદલાતો આબરૂનો, સતનો અથવા સત્ત્વના આદર્શનો સ્વધર્મ કહી શકાય. બ્રાહ્મણ યુદ્ધમાંથી નાસી આવે તો એનું સત જતું નથી; પણ જો એ તપોભ્રષ્ટ થાય તો એનું સત ગયું. ક્ષત્રિય દેવાદાર થાય તો એ શરમ ભરેલું નથી મનાતું; પણ એ લડાઈમાંથી નાસી ન આવી શકે. દુનિયાને ઠગનાર-લૂંટનાર ચોરોમાં પણ અંદર અંદર પ્રામાણિક-પણું જાળવવાનો એક આદર્શ હોય છે જેના વગર ચોરો પોતાનું સંગઠન કરી

જ ન શકે. વિશ્વઇતિહાસના લેખક શ્રી એચ. જી. વેલ્સે એવા વ્યક્તિગત, વર્ગગત અથવા વર્ણ પરત્વે નક્કી થતા આદર્શને માટે શબ્દ વાપર્યો છે – persona. એ આદર્શ સાર્વભૌમ નથી ગણાતો. જાતિ પરત્વે, સ્થાન પરત્વે અને ધંધા પરત્વે એ અલગ અલગ હોવાથી અમુક અંશે એ એકાંગી હોય છે. પણ એ જ કારણે એ આદર્શ સ્વીકારનાર લોકોમાં એના પાલન વિશે અસાધારણ ચીવટ હોય છે. સંતયતિનો આદર્શ લોકોત્તર હોવાથી સામાન્ય લોકો એને લોકબાહ્ય ગણે છે. સમાજ એવા આદર્શને પૂજે છે, પણ એને અપનાવતો નથી. સર્વસામાન્ય નીતિનો આદર્શ બધે લગભગ સરખો હોય છે અને એ જ આદર્શ મનુષ્યજાતિના વિકાસનો દ્યોતક ગણાય, જ્યારે વર્ગનો આદર્શ તે તે જમાતને જ વળગે છે.

ભારતીય સંસ્કૃતિમાં આ ત્રણે પ્રકારના આદર્શ સુંદર રીતે ખીલ્યા છે. એક રીતે એમ કહી શકાય કે ભારતીય સંસ્કૃતિનો એ એક વિશેષ છે. અને એ જ કારણે ભારતીય નીતિમત્તા આ દેશમાં સર્વભૌમ થઈ છે, અને તે એટલા તો જમાનાઓ સુધી અખંડપણે ચાલી છે કે એને આપણે સનાતન ધર્મને નામે ઓળખતા થયા છીએ.

ભર્તૃહરિનો જમાનો ધર્મપ્રયોગોમાં તાજો હોવાથી ભિક્ષા ઉપર નભવાના દોષો લોકોના ધ્યાનમાં આવ્યા ન હતા. આજે ધર્મપરાયણ લોકોનું ઘેર ઘેર ભિક્ષા માગીને જીવવું આપણે બિલકુલ પસંદ કરતા નથી, કેમ કે એ જીવનનો આપણા લોકોમાં ભયાનક અતિરેક થયો છે. નિવૃત્ત થઈને વનવાસ સેવવો એ અમુક પરિસ્થિતિમાં સાધનારૂપે આપણે ભલે પસંદ કરીએ, અથવા જીવનના સંધ્યાકાળમાં વાનપ્રસ્થને માટે ભલે એ આપણે રાખી મૂકીએ. પણ સાર્વભૌમ નીતિમાં અકર્મણ્ય નિવૃત્તિને તેમ જ ભિક્ષાચર્યાને આપણે તરછોડી કાઢવાનું જ નક્કી કર્યું છે. દૈવવાદમાંથી ત્યાગ, નિશ્ચિતતા, અને ક્ષાત્રવીર્ય પેદા થવાને બદલે અકર્મણ્યતા અને જડતા જ પેદા થયાં છે. એટલે આપણે એ વાદને પણ તિલાંજલિ આપ્યે જ છૂટકો.

ભર્તૃહરિનાં શતકોમાં જે વસ્તુ બહુ દેખાતી નથી પણ પાછળથી આપણા સાહિત્યમાં જે ઘૂસી છે એવી એક વસ્તુ તે નીતિશૂન્ય ચતુરાઈ, જેને ઘણી વાર આપણે વાણિયાશાહીને નામે ઓળખીએ છીએ. જેમ તેમ કરીને બચી જવાને માટે અને પોતાનો ટૂંકો કે મેલો સ્વાર્થ સાધવા માટે માણસે શું શું કરવું ઘટે છે એનું ડહાપણ શીખવનાર વચનો આપણે ત્યાં ઢગલાબંધ છે. એવાં વચનોએ જ આપણા સમાજને પુરુષાર્થહીન અને ટૂંકી દૃષ્ટિવાળો બનાવ્યો છે.

૩

ભર્તૃહરિની શૈલી રામાયણ-મહાભારતની શૈલી જેવી અથવા પુરાણકારોની શૈલી જેટલી સાદીસરળ નથી તેમ જ ઉત્તરકાલીન કવિઓની શૈલી જેવી કૃત્રિમ, જટિલ અને વાસી પણ નથી, ભર્તૃહરિની શૈલીમાં પ્રસાદ છે, ઓપ છે અને વ્યાપક અર્થમાં ઓજ પણ છે. અને શૈલીની સર્વશ્રેષ્ઠ કસોટી જે એનું વળગણાપણું તે.

પણ છે. જે શબ્દો અને શબ્દસમૂહો, જે વાક્યો અને શ્લોકો વાંચતાંવેંત માણસને વળગે છે અને કહેવત જેવાં થઈને સમાજમાં ચલણી નાણાંની ગરજ સારે છે તે બધાં કોઈ પણ દેશમાં અને કોઈ પણ જમાનામાં આદર્શ શૈલીનાં જ ગણાય. ભર્તૃહરિની શૈલીમાં એ ગુણ સોએ સો ટકા ઊતરેલો હોવાને કારણે જ, પંજાબમાં કે બંગાળમાં, કાશ્મીરમાં કે કેરળમાં, ભર્તૃહરિના શ્લોકો ઘેર ઘેર મોઢે કરાય છે અને સંભાષણમાં ટંકાય છે.

મહારાષ્ટ્રના કવિ મોરોપંતે સંભાષણ માટેનો આદર્શ એક આર્યામાં ગ્રથિત કર્યો છે —

वह्वर्थ, जनमनोहर, अल्पाक्षर, मधुर, सत्य बोलावें ।
ज्या सद्वाक्यश्रवणे श्रोत्याचें चित्त शिरहि डोलावें ॥

સાંભળનારનું માથું અને હૈયું બંને પ્રસન્નતાથી ડોલવા માંડે એવી, અલ્પાક્ષર અને મધુર તથા અર્થગંભીર શૈલી જોઈતી હોય, તો સંસ્કૃતનો રસિયો ભર્તૃહરિ પાસે દોડવાનો જ.

પ્રારંભમાં કહ્યું છે તેમ, ભર્તૃહરિમાં એક જ શ્લોકમાં એક આખી વાર્તા અને એનો બોધ કહી દેવાની શક્તિ જેમ છે તેમ જ એક આખો આદર્શ પણ એક જ મોટા શ્લોકમાં તે સવિસ્તર વર્ણવી શકે છે. એક શ્લોક એટલે એક આખું ચિત્ર. ભર્તૃહરિની આ ચિત્રણશક્તિ કાલિદાસ અને ભવભૂતિ કરતાં જરાયે ઊતરતી નથી. આદર્શની ભવ્યતા જમાવવા માટે ભલભલા કવિઓએ ભર્તૃહરિ પાસેથી પાઠ લેવા જોઈએ.

અંગ્રેજીમાં સૉનેટ કરીને કાવ્યનો એક પ્રકાર છે. સ્વાભાવિકતા, સંપૂર્ણતા અને હૃદયતૃપ્તિ જાળવી ચૌદ લીટીમાં એક વાત પૂરી કરવી એ એ કાવ્ય-પ્રકારની વિશેષતા છે. કવિને સ્ફુરેલી એકાદ પ્રતિભાપૂર્ણ કલ્પના ચૌદ લીટીમાં જ પૂરી કરવી આ બંધનને કારણે કવિને પોતાની બધી શક્તિ એમાં વાપરવી પડે છે. એ જ ખૂબી ભર્તૃહરિ પોતાના ભારદસ્ત શાર્દૂલવિક્રીડિત, સ્રગ્ધરા અથવા શિખરિણીમાં આણી આપે છે. આ ગૌરવશાળી વૃત્તો ભર્તૃહરિના હાથમાં એવો તો ચમત્કાર બતાવે છે કે એક શ્લોક એટલે એક સૉનેટ જ જોઈ લેવું.

કેટલાક કવિઓ નાનાં નાનાં વૃત્તો લઈ એક પંચક, એક અષ્ટક અથવા એક દશકમાં એક આખો ભાવ અથવા પ્રસંગ પૂર્ણ કરે છે; પણ ભર્તૃહરિને તેમ કરવું પડતું નથી. એનો સાહિત્યયોગ એટલો સમર્થ છે કે ઉપર વર્ણવેલ એક એક વૃત્ત એના હાથમાં કુશળ કિંકરની પેઠે કામ આપે છે.

વ્યાકરણના કે છંદોના નિયમો તોડી વાચકો પાસેથી એ ત્રુટી દરગુજર કરાવવા-ની નબળાઈ સંસ્કૃત કવિઓ બહુ ઓછી બતાવે છે. ભર્તૃહરિએ તો એ ક્યાંય દેખાડી નથી.

ભર્તૃહરિએ મનુષ્યને માટે જીવનનો કેવો આદર્શ વિસ્તારી આપ્યો છે એ હવે આપણે તપાસીએ; અને એની સાથે સાથે ભર્તૃહરિના કાળની દુનિયા કેવી હતી એનું ચિત્ર પણ ભર્તૃહરિના જ શ્લોકો પરથી આપણે તૈયાર કરવાનો પ્રયત્ન કરીએ.

આજે હિંદુસ્તાનમાં મત્સ્ય, કૂર્મ અને વરાહ એ ત્રણ અવતારોની ક્યાંય પૂજા થતી નથી. વામન અવતાર કેવળ નામથી વિષ્ણુના અવતારમાં સમાઈ ગયેલો છે. પરશુરામ તો એકબે ન્યાતોનો કુળદૈવત થઈ બેઠો છે. નૃસિંહનું પણ એમ જ થયું છે. આજે તો અવતારોમાં રામ અને કૃષ્ણ એ બે જ પ્રધાનપણે સાર્વભૌમ થયા છે. બુદ્ધ આ દશાવતારમાં ક્યારે દાખલ થયા અને પશ્ચિમ ભારતમાં એમનું પંઢરપુરના વિઠોબામાં ક્યારે રૂપાન્તર થયું, એનો ઈતિહાસ હજી કોઈએ તારવ્યો નથી. સનાતની હિંદુઓ માને છે કે કલંકી અવતાર હજી થવાનો છે. જ્યારે ગુજરાતમાં આગાખાની ખોજાઓએ વિચિત્ર રીતે આગાખાનને જ કલંકી અથવા નકલંકી ક્યારનો બનાવી દીધો છે! હિંદુ ધર્મની પૌરાણિક માન્યતાઓમાં કેટલું અરાજક પેદા થયું છે એનો હિંદુઓને જ હજી પૂરતો ખ્યાલ નથી. હિંદુ સંસ્કૃતિ અને હિંદુ સમાજ મરતાં મરતાં પણ હજારો વર્ષ ટકે એવો એક કબીરવડ છે. એની શાખાપ્રશાખાઓ કેટલી છે અને એની છાયા તળે બીજાં કેટલાં વૃક્ષો ઊગ્યાં છે અને એ એને પોષણ આપે છે કે એનો જીવનરસ ચૂસે છે, એની એને પોતાને જ ખબર નથી.

ભર્તૃહરિમાં અવતારોનો ઉલ્લેખ અનેક ઠેકાણે જડે છે. પણ એમાં મુખ્ય જે રામ અને કૃષ્ણ તે જ જડતા નથી એ આશ્ચર્ય છે. ભર્તૃહરિના ધાર્મિક તત્ત્વજ્ઞાન ઉપર બૌદ્ધ ધર્મની અસર પૂરેપૂરી દેખાય છે, છતાં બુદ્ધનો પણ ઉલ્લેખ ક્યાંય મળતો નથી. એનું કારણ શોધવું જોઈએ. ભર્તૃહરિ જેવા શિવઉપાસકે જો વખતસર આગ્રહ રાખ્યો હોત તો ગૌતમ બુદ્ધ વિષ્ણુનો અવતાર ગણાવાને બદલે શિવનો જ એક અવતાર ગણાઈ જાત; અને વખતે તે જ બરાબર થાત. અવૈરના પ્રચારક બુદ્ધને જો સંહારકારી શિવના અવતાર તરીકે ગણાવતાં વાંધો હોય તો 'विनाशाय च दुष्कृताम्' અવતાર લેનાર વિષ્ણુનો અવતાર પણ એ ન થઈ શકે. જીવનદૃષ્ટિએ તપાસતાં બુદ્ધ શિવનો જ અવતાર ગણાવો જોઇએ. જો અનાદર ન ગણાય તો, નામ ઉપરથી જ વિષ્ણુ ઘૂસણિયો છે; જ્યારે શિવ કલ્યાણકારી છે, કલ્યાણમૂર્તિ છે.

આમ જોકે ભર્તૃહરિ વિષ્ણુના અમુક અવતારો પ્રત્યે આદર બતાવે છે, મહાદેવનો અનન્ય ઉપાસક છે, છતાં એના તત્ત્વજ્ઞાન ઉપર બૌદ્ધ ધર્મની અસર વિશેષ હોય એમ લાગે છે. આપણા લોકો અનેકાનેક પંથ ઊભા કરે છે છતાં જોતજોતાંમાં એ બધા પંથોને અને વિચારભેદોને જીવનદૃષ્ટિથી એકતાની દોરીમાં પરોવી પણ દે છે. આપણી જાતિનો એ ખાસ સ્વભાવ છે. એ સ્વભાવ જેમ ભગવદ્ગીતામાં દેખા દે છે તેમ તે ભર્તૃહરિમાં પણ પૂર્ણપણે વિકસેલો દેખાય છે.

ભર્તૃહરિનો જો વિશેષ આગ્રહ હોય તો તે કર્મ વિશે છે. દેવોની ભક્તિ કરવી એ ઠીક છે, પણ દેવો તો કર્મને અધીન છે. દેવો કરતાં દૈવની માત્રા વધારે માનીએ તો તે પણ કર્મને જ અધીન છે. એમ કહીને ભર્તૃહરિએ કર્મનું જ સર્વોપરીપણું સ્પષ્ટ કર્યું છે.

આ કર્મ શું છે તે ઉપનિષત્કાલીન ઋષિઓને પૂછવું જોઈએ. આખું વિશ્વ

ખરું જોતાં અનાદ્યનન્ત કર્મનો જ વિસ્તાર અને વિલાસ છે. જેને આપણે પંચ-મહાભૂત કહીએ છીએ તે જડ પદાર્થો પણ કર્મની જ વિભૂતિ છે. અને જો ઊંડાણમાં જઈને વિચાર ચલાવીએ તો આત્મા અને કર્મ વચ્ચે વિશેષ ભેદ જડશે નહીં. જે કંઈ હલનચલન એની મેળે થાય છે, અથવા ઇરાદાપૂર્વક કરાય છે, તેટલું જ કર્મ નથી; પણ આ વિશ્વ પાછળ જે પ્રેરણા છે અને જે પ્રેરણાએ જ વિશ્વનું રૂપ ધારણ કર્યું છે, તેને આત્મા પણ કહી શકાય અને કર્મ પણ કહી શકાય. આત્મા કોઈ સ્થાવર વસ્તુ નથી અને કર્મ કોઈ ક્ષણજીવી પરિવર્તન નથી, બંને એક જ છે. એટલું જો આપણે સમજીએ તો કર્મ એ જ સાધ્ય બને છે અને એ જ સાધન પણ બને છે. એ કર્મની જ ઉપાસના ભર્તૃહરિને અભિમત છે અને તેથી જ તે સર્વ દૃષ્ટિઓનો સમન્વય સમજી શકે છે. અને તેથી જ બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, સૂર્ય બધાને કર્મના સામ્રાજયમાં એ ગોઠવી શકે છે.

નાથ સંપ્રદાયમાં જે ભર્તૃહરિ દેખાય છે તે જ આ શ્લોકોનો કવિ કે કેમ એ વિશે પણ ખાતરીપૂર્વક કશું કહી શકાય તેમ નથી. નાથ સંપ્રદાયની જે ખાસ ફિલસૂફી છે, તે આ શ્લોકોમાં નથી દેખા દેતી. મહારાષ્ટ્રના આદ્ય સંત કવિ જ્ઞાનેશ્વરના મોટા ભાઈ નાથ સંપ્રદાયના હતા. જ્ઞાનેશ્વરે એમની પાસેથી દીક્ષા લીધી હતી, છતાં જ્ઞાનેશ્વરના ગ્રંથોમાં નાથ સંપ્રદાયની વિશેષતા જોવામાં આવતી નથી. ભર્તૃહરિ અને જ્ઞાનેશ્વર એ સંપ્રદાયમાં દાખલ થયા પછી એમનો એ દિશાનો રસ કંઈક ઓછો થયો હશે અને પછી એમણે સામાન્ય ફિલસૂફી ઉપર જ પોતાના કાવ્યનો મદાર બાંધ્યો હશે. તે ગમે તે હોય, ભર્તૃહરિના કાવ્યમાં નાથ સંપ્રદાયની ખાસ છાપ નથી.

## ૧૧. સંસ્કૃત સ્તોત્ર 'ષટ્પદી' : પ્રાર્થનારૂપી ભ્રમરી

કેરળના શ્રી શંકરાચાર્ય જોતજોતાંમાં આખા ભારતના થયા. અને હવે તો જાણે આખી દુનિયાના થવાની તૈયારીમાં છે. એ જીવ્યા તો ફક્ત ૩૨ વર્ષ. (ઈ. સ. ૭૮૮થી ૮૨૦) એટલામાં સંસ્કૃત ભાષા અને સાહિત્યનું ઊંડું અધ્યયન કરી એમાં એક સમર્થ, પ્રભાવી શૈલીકાર બન્યા. મહત્ત્વનાં ઉપનિષદો, ગીતા અને બ્રહ્મસૂત્રો (આને પ્રસ્થાનત્રયી કહે છે) ઉપર એમણે જે ભાષ્યો લખ્યાં તે વાંચ્યા વગર આજે કોઈનું એટલે કોઈનું ચાલતું નથી. ઉપરાંત એમણે વિષ્ણુ સહસ્રનામ ઉપર ભાષ્ય લખ્યું અને કોણ જાણે કેટલાંયે પ્રભાવી સ્તોત્રો પણ રચ્યાં. આટલાં બધાં સ્તોત્રો એમણે ક્યારે રચ્યાં હશે ! એમની વેદાંતી લોકપ્રિયતા જાણી એમના જ કેટલાક શિષ્યોએ પોતે લખેલાં સ્તોત્રો શંકરાચાર્યને નામે ચલાવ્યાં હશે, એવી શંકા કેટલાકના મનમાં આવે છે. પણ શંકરાચાર્યની શૈલીની સિદ્ધિ ગમે તે માણસ ન બતાવી શકે. એમણે લખેલાં સ્તોત્રોમાં નીચેનાં સ્તોત્રો વિશેષ લોકપ્રિય છે —

षट्पदी, आनंदलहरी, अच्युताष्टक, गोविंदाष्टक, चर्पटपंजरिका, मनीषापंचक।

મંડનમિશ્ર એ એક મહાપંડિત, એમનો જબરદસ્ત વિરોધી હતો. પણ એમના પર આચાર્યે વિજય મેળવ્યો, એટલું જ નહીં પણ મંડનમિશ્ર એમના શિષ્ય બન્યા. શંકરાચાર્યે એને સુરેશ્વરાનંદ એ નવું નામ આપ્યું.

આજે શંકરાચાર્યના મહત્ત્વના મઠો શૃંગેરી, જગન્નાથપુરી, દ્વારકા, બદરીકેદાર વગેરે ઠેકાણે છે. એ મઠો દ્વારા શંકરાચાર્યના વેદાંતનો પ્રભાવ આખા દેશ ઉપર થતો જાય છે.

આખરે પોતાનું જીવનકાર્ય પૂરું થયું છે એમ જોઈ તેમણે હિમાલય તળે બદરીકેદારે જઈ ગુહાપ્રવેશ કર્યો.

એમનાં સ્તોત્રોમાંથી સૌથી નાનું અને છતાં પ્રભાવી સ્તોત્ર ષટ્પદી આજે અહીં આપવા માગીએ છીએ. અને ટૂંકામાં એનો અર્થ પણ આપીયે છીએ. છ શ્લોકોનું હોઈ એને ષટ્પદી કહ્યું છે. સંસ્કૃતમાં છ પગવાળી ભ્રમરીને ષટ્પદી કહે છે. તેથી એમણે ભગવાનની છ શબ્દોની એક પ્રાર્થના બનાવી.

नारायण! करुणामय शरण करवाणि तावकौ चरणौ એ પોતાના અને ભક્તોના વદનકમળ ઉપર સદા વસે એટલે કે વિરાજમાન થાય એવી ઇચ્છા પણ છેલ્લા (સાતમા) શ્લોકમાં વ્યક્ત કરી છે.

એ સાતમા શ્લોકનો અર્થ – 'હે કરુણામય નારાયણ પ્રભો, તારાં ચરણોનું હું શરણ લઉં છું. આવી મારી આ ષટ્પદી – ભ્રમરી મારા વદનકમળ ઉપર સદા વસે' એ જાતની પ્રાર્થના દરેક સ્તોત્ર ગાનારા કરે એમ શંકરાચાર્યે ઇચ્છયું છે.

આ છે શંકરાચાર્યની એ ષટ્પદી –

अविनयमपनय विष्णो, दमय मनः, शमय विषयमृगतृष्णाम् ।
भूतदयां विस्तारय, तारय संसारसागरतः ॥१॥
दिव्यधुनीमकरन्दे परिमलपरिभोगसच्चिदानन्दे ।
श्रीपतिपदारविन्दे भवभयखेदच्छिदे वन्दे ॥२॥
सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥३॥
उद्धृतनग नगभिदनुज दनुजकुलामित्र मित्रशशिदृष्टे ।
दृष्टे भवति प्रभवति न भवति किं भवतिरस्कारः ॥४॥
मत्स्यादिभिरवतारैरवतारवताऽवता सदा वसुधाम् ।
परमेश्वर परिपाल्यो भवता भवतापभीतोऽहम् ॥५॥
दामोदर गुणमन्दिर सुन्दरवदनारविन्द गोविन्द ।
भवजलधिमथनमन्दर परमं दरमपनय त्वं मे ॥६॥
नारायण करुणामय शरणं करवाणि तावकौ चरणौ ।
इति षट्पदी मदीये वदनसरोजे सदा वसतु ॥७॥

હજાર-બારસો વર્ષ સુધી જેની પ્રતિષ્ઠા વધતી જ જાય છે એને પોતાની વિદ્વત્તા અને અલૌકિકતાનો આત્મપ્રત્યય તો રહેવાનો જ. પણ એનાથી અહંકાર ન જામે એટલા માટે પોતાની આ પ્રાર્થનામાં ભગવાન પાસે પ્રારંભમાં જ માગી લે છે કે હે વિષ્ણુ, મારો અવિનય દૂર થાઓ. મારા મન ઉપર કાબૂ આણ. વિષયોપભોગ કરવાની તૃષ્ણાની શાંતિ કર. આસપાસની તમામ દુનિયાની પ્રેમથી સેવા કરી શકું એટલા માટે મારા હૃદયમાં ભૂતદયાનો વિસ્તાર કર. અને માણસ-માત્રને નીચે ખેંચનાર સંસારસાગરમાંથી મને બચાવી લે. આ એક શ્લોકમાં શંકરાચાર્યે પોતાના ઉદ્ધાર માટે બધું માગી લીધું. અને આ શ્લોક ગાનાર દરેક માણસને પણ પોતાની જીવનસાધના સૂચવી આપી. જો આખી માનવજાત પૂછે કે અમારે માટે સર્વોચ્ચ આદર્શ કયો, કયાં સંકટોમાંથી અમારી પોતાની જાતને બચાવવી જોઈએ અને અમારા જીવનકાર્યના વિસ્તારની મર્યાદા કઈ તો એમને આ એક શ્લોકરૂપી પ્રાર્થનામાં બધું મળી જાય છે. વિષ્ણુ ભગવાન સર્વવ્યાપી છે. સર્વસમર્થ છે. ભક્તોને ઉદ્ધારનો રસ્તો બતાવે છે અને સર્વત્ર ઐકયનો અનુભવ કરવાનો આશીર્વાદ આપે છે. એટલા માટે જ આપણે ભગવાનને વિષ્ણુ કહીએ છીએ. અસંખ્ય તારાઓનું જે વિશ્વ આપણે જોઈએ છીએ એ કાંઈ ભગવાનની અદ્ભુત સૃષ્ટિ નથી. આવી કેટલીયે સૃષ્ટિઓ ઉત્પન્ન થઈ અને ગઈ. આવી પરંપરાનો સંસાર બધા વિશ્વને ઘેરી લેનાર મહાસાગર જેવો છે. એમાંથી જો બચવું હોય તો વિષ્ણુ જેવા સર્વ-સમર્થ ભગવાનની કૃપા જોઈએ છે. અને જો આવી દયાકૃપા ભગવાન પાસે માગવી હોય તો આપણામાં કેવળ માનવજાતિની નહીં, જલસ્થલઆકાશના પ્રાણીઓની જ નહીં પણ ભૂતમાત્રની સેવા કરવા માટે આપણામાં દયાભાવ ઉત્પન્ન થવો જોઈએ. એ પણ આપણે ભગવાન પાસે જ માગવાના. એ જો કૃપા કરે તો જ અનંત પ્રકારની સેવા કરવાની શક્તિ આપણે ખીલવી શકવાના.

આ પ્રાર્થનામાં કોઈ જાતની સંકુચિતતા નથી તેમ જ અહંકાર પણ નથી. ઈશ્વરનિષ્ઠાની પરાકાષ્ઠા છે. આ પહેલો શ્લોક કંઠ કરી આપણે આગળ વધીશું.

(૨) હવે બીજા શ્લોકમાં ભગવાનનાં ચરણકમળોની વંદન કરતાં એ ચરણોની સ્તુતિ ત્રણ રીતે કરે છે :

દિવ્યધુનિ એટલે પવિત્ર નદી ગંગા, એ જ જેમનો પુષ્પરસ છે એવા ભગવાનના બે પગ. સત્, ચિત અને આનંદ, એ જ એની સુગંધ છે. અને ભવભય એટલે આ સંસારનો ભય, એનું છેદન કરવાની એટલે કે એ ભય તોડવાની જેની શક્તિ છે એવા ભગવાનનાં બે ચરણોને હું નમસ્કાર કરું છું.

હિમાલયથી વહેતી આવેલી ગંગા આખા ભારત માટે અત્યંત પવિત્ર નદી છે. એની સાથે ભગવાનનો સંબંધ તો હોય જ. સંસાર (એટલે કે મામૂલી દુન્યવી જીવન.) એનું આકર્ષણ વિલાસી લોકોને પણ હોય, અને પરાક્રમી લોકોને પણ હોય. પણ એમાં સપડાયા પછી માણસ આત્માને, અને પોતાના જીવનની ઉન્નતિને,

ભૂલી જવાનો. તેથી દુનિયાની સેવા કરતી વખતે પણ આત્મચિંતન ઢીલું ન થવું જોઈએ. એને માટે આપણે જે દૃઢ સાધના કરીએ એ શક્તિ આપણને ભગવાનનાં ચરણો પાસેથી જ મળવાની. આ રીતે ભગવાનનાં ચરણકમળનું વર્ણન કરતાં ત્રણ શબ્દોમાં આપણી જીવનસાધના તરફ ધ્યાન ખેંચેલું છે. શ્રી = લક્ષ્મી એનો પતિ તે વિષ્ણુ. એમના બે પગ એ જ જાણે બે સુંદર અરવિંદકમળો. એ કમળોનું વર્ણન કરતાં આપણી સાધનાનું સૂચન થયું છે.

(૩) જ્યારથી વેદાંતનું અધ્યયન મેં શરૂ કર્યું અને એની સાધના ચલાવી ત્યારથી આ શ્લોક મને અત્યંત વહાલો છે. વેદાંતમાં દ્વૈત, અદ્વૈત અને વિશિષ્ટાદ્વૈત એવા ત્રણ પંથ છે. (૧) દ્વૈતવાદી લોકો આત્મા અને પરમાત્મા અલગ છે, ભિન્ન છે અને એવા જ રહેવાના એમ કહી અત્યંત નમ્રપણે ભગવાનની પૂજા અર્ચા કરવાની શિખામણ આપે છે. અને આપણે હમેશાં ભગવાનના દાસ જ રહેવાના એમ સ્વીકારી દાસ્યભક્તિમાં માને છે.

(૨) અદ્વૈતવાદી લોકો એથી બરાબર ઊલટા. એ કહે છે કે આપણે દુનિયાદારીની ભ્રમણામાં પડયા છીએ. એ ભ્રમણા જ આપણો અધ:પાત છે. એ ભ્રમણા દૂર કરવાની સાધના પૂરી થયા પછી કોણ દાસ અને કોણ માલિક. પછી તો ફક્ત પરમાત્મા જ રહે છે. જીવાત્માની સંકુચિતતા તો એ ભ્રમણાને કારણે જ છે. ભ્રમણા દૂર થઈ એટલે આપણે પરમાત્મા સાથે એકરૂપ થયા. પછી આપણને કોઈ પૂછે તું જીવાત્મા છે? ત્યારે આપણે હિંમતપૂર્વક કહેવાના કે હું જીવાત્મા હતો એ ભ્રમણા હતી. ગુરુકૃપાથી એ ભ્રમણા દૂર થઈ. હવે એકલો પરમાત્મા જ સર્વવ્યાપી રહી જાય છે. બધા જીવો, બધાં પ્રાણીઓ, આ પૃથ્વી, ચંદ્ર, સૂર્ય અને અનંત તારા એ બધા તત્ત્વત: એટલે કે સત્ય રીતે પરમાત્મા જ છે. ભ્રમણા એ ભ્રમણા છે. એ કોઈ કાળે સત્ય ન થઈ શકે. માટે અદ્વૈત એ જ સત્ય છે.

આમ આ બે પંથ પરસ્પર વિરોધી છે જ્યારે અદ્વૈતમાં માનનારા જે લોકોને દુનિયાદારીનો પણ અનુભવ છે અને અદ્વૈતની મસ્તીમાં રહી શકતા નથી તેઓ કહે છે કે (૩) અમે અદ્વૈતવાદી ખરા. પણ દ્વૈતને પણ સાધક તરીકે માન્ય રાખીએ છીએ. છીએ તો જીવાત્મા. થવાના છીએ પરમાત્મા. બંને વસ્તુઓ સાચી. માટે વસ્તુસ્થિતિનો સ્વીકાર કરી અદ્વૈતની મસ્તી છોડી દઈએ. અને બંનેનો સમન્વય કરી વિશિષ્ટ અદ્વૈતનો સ્વીકાર કરીએ, અને પ્રચાર પણ કરીએ. દુનિયાને કેવળ ભ્રમણા કહેવાથી આખી જિંદગીનો અનુભવ મટી જતો નથી. 'આજે છીએ જીવાત્મા.' એનો સ્વીકાર કરો. 'થવાના છીએ પરમાત્મા.' એનો તો ઈન્કાર ન જ કરાય. એ છે વ્યવહારકુશળ છતાં આદર્શપરાયણ એવા વિશિષ્ટ અદ્વૈતવાદીઓની ભૂમિકા.

મેં અદ્વૈતનું વર્ણન પ્રથમ સાંભળ્યું તે સ્વામી વિવેકાનંદના અંગ્રેજી ગ્રંથોથી. એ પૂરેપૂરા અદ્વૈતવાદી. એટલે જીવનનાં મારાં એ વર્ષોમાં હું પણ મક્કમ

અદ્વૈતવાદી બન્યો. એ જ રીતે મેં મારી સાધના પણ ચલાવી. એ મસ્તી જ્યારે ઊતરી ગઈ અને સમાજસેવા કરવા લાગ્યો, ગૃહસ્થાશ્રમમાં રહ્યા છતાં બ્રહ્મચર્યની સાધના મેં ચલાવી ત્યારે વિશિષ્ટ અદ્વૈતનું મહત્ત્વ ધ્યાનમાં આવ્યું. આજે હું પોતાને અદ્વૈતવાદી જ ગણું છું. છતાં ચિંતન-મનન ગાંધીઢંગનું હોવાથી એ વિશિષ્ટાદ્વૈત માટે વધુ નજીકનું છે.

આ શ્લોકની ખૂબી તો એમાં સમુદ્રની ઉપમા છે એને કારણે છે—

શ્લોક કહે છે કે હું પૂર્ણ અદ્વૈતવાદી છું. છતાં છું તો ભક્ત. એટલે હૃદયથી ઉદ્ગાર નીકળે "હે નાથ! હું તારો છું." અદ્વૈતવાદી ભલે. પણ હૃદય તો ભક્તનું છે. તેથી એ નમ્ર છે. એ કઈ રીતે બોલી શકે, તું મારો છે. (मामकीनः त्वम्) સમુદ્રનાં મોજાં વિશે બોલતી વખતે એ બધાં સમુદ્રનાં છે એમ કહીએ છીએ. સમુદ્ર વિશે બોલતાં એ મોજાંનો છે એમ નથી કહેતા. સમુદ્રનું શ્રેષ્ઠત્વ મોજાંઓને ક્યાંથી મળે?

(૪) આ શ્લોકમાં શ્રી શંકરાચાર્યે સ્તોત્રો મોઢે કરવામાં સગવડ આપનાર અને આનંદ વધારનાર શબ્દચમત્કૃતિ ઉત્તમ સાધી છે. એ તો આ શ્લોક ફરી ફરી જોરથી ધ્યાનપૂર્વક ગાતાં જ ધ્યાનમાં આવે છે. અમુક અક્ષરો નવા નવા અર્થમાં ફરી ફરી આવે છે. એનો નશો સ્તોત્રો ગાનાર જ માણી શકે.

જેણે ગોવર્ધન નામનો નગ=પર્વત ઉદ્ધૃત કર્યો છે એટલે ઊંચકયો છે એવા હે ભગવાન! તું નગભિદનુજ છે. (નગ=પર્વત) એનો ભેદ કરનાર એટલે તોડનાર ઇંદ્ર. એવા એ ઇન્દ્ર પછી જન્મેલો અનુજ, નાનો ભાઈ. (वामन) રૂપી ભગવાન.

અને હે ભગવાન એવા તને दनुजकुलामित्र કહું છું. दनुज=રાક્ષસ. એમના કુલનો (આખી ન્યાતનો) તું અમિત્ર એટલે કે દુશ્મન છે. વિષ્ણુ રાક્ષસોનો શત્રુ ગણાય છે. માટે અહીં ભગવાનને दनुजकुलामित्र કહીને સંબોધ્યો છે. હવે ભગવાન-નું ચોથું નામ मित्रशशिदष्टे (આ પણ સંબોધન છે.) मित्र=सूर्य – शशि=चंद्र. સૂર્ય અને ચંદ્ર જેની દૃષ્ટિ એટલે બે આંખો છે એવા હે ભગવાન! તું જ્યારે અમારા જોવામાં આવે છે ત્યારે-दृष्टेभवतिप्रभवति (આ સપ્તમી છે.) તારો પ્રભાવ નજર આગળ પડ્યા પછી (હવે સવાલ પૂછે છે भवतिरस्कारः न भवतिकिम्। भव=આ સંસાર. એનો તિરસ્કાર નથી થવાનો? જરૂર થવાનો. આ સંસાર (દુન્યવી જીવન) તુચ્છ છે એવા ભાવને તિરસ્કાર કહ્યો છે.

મજાનાં આ ચાર નામો દ્વારા ભગવાનનું સંબોધન કરી ભગવાનને પૂછે છે: "તારાં દર્શન થયા પછી મામૂલી દુન્યવી જીવન પ્રત્યે તુચ્છભાવ ઉત્પન્ન થયા વગર રહે ખરો? મસ્તીમાં આવીને ભક્તોએ ભગવાનને આ શ્લોક ઉદ્દેશ્યો છે.

(૫) આ આખી વસુધા(પૃથ્વી)નું સદા રક્ષણ કરનાર આપે (भवता) હે પરમેશ્વર! મારું હમેશાં રક્ષણ કરવું જોઈએ.

હું કેવો भवतापभीतोऽहम् (भवत् = સંસારના ત્રિવિધતાપથી भीत = ડરી ગયેલો હું, આપના તરફથી = भवता परिपाल्यः = પરિપાલન રક્ષણ કરવા યોગ્ય છું.

હે પરમેશ્વર ! તમારા તરફથી ભવતા એના વિશેષણ તરીકે એક લાંબું નામ આવે છે.

मत्स्यादिभि: अवतारै: अवतारवता मत्स्य कूर्म:, વરાહ આદિ દસ અવતારરૂપી અનેક અવતારો લેનાર તમારા તરફથી વસુધાનું, પૃથ્વીનું સદા રક્ષણ થાય છે. એવા તમારા તરફથી ભવતા अहंपरिपाल्य: હું રક્ષણને યોગ્ય છું.

(૬) હે દામોદર ! હે ગુણમંદિર ! હે સુંદર વદનારવિંદ ! હે ગોવિંદ ! હે ભવ-જલધિ-મથન–મંદર એવા એ તમે (त्वं) મારા સૌથી મોટા ભયને (परमंदरं अपनय) દૂર કરજે.

દામોદર અને ગોવિંદ એ બે નામો તો ભગવાનનાં નામો આપણે હમેશાં વાપરીએ જ છીએ. એ જ ભગવાનને આ શ્લોકમાં મોટાં ત્રણ નામો પણ આપ્યાં છે. ગુણમંદિર આ એક નામ અથવા ગુણમંદિર એ દામોદરનું વિશેષણ ગણાય. એ જ પ્રમાણે સુંદર વદનારવિંદ એ પણ ગોવિંદનું વિશેષણ ગણાય. (સુંદર વદન) એ જ જાણે એક અરવિંદ એટલે કમળ છે, એવા ગોવિંદ.

હવે એક જ નામ રહ્યું भवजलधिमथनमंदर ભવ = સંસાર. એ જ જાણે जलधि = સમુદ્ર એનું મથન (મંથન) કરનાર મંદર પર્વત જેવા ભગવાન. તું જ મારા મોટા ભયને (परमंदरं) अपनय દૂર કરજે.

# ૧૨. માતાનું અમર વૈતાલિક

કોઈ પણ દેશમાં જુઓ, રાષ્ટ્રગીત લખનારા ઘણા હોય છે, અને એ ગીતોમાં કેટલાંક ગીત તો બહુ ઊંચા પ્રકારનાં પણ હોય છે. પણ દરેકના ભાગ્યમાં રાષ્ટ્ર-માન્ય ગીત થવાનું લખેલું નથી હોતું. એ પદ પ્રાપ્ત કરવાને માટે વિશેષ ભાગ્ય જોઈએ. એના જન્મને યા પ્રચલનને વખતે મુહૂર્ત પણ સારું જોઈએ. 'વન્દે માતરમ્'-નું ગીત 'આનંદ-મઠ' જેવી રાષ્ટ્રભક્તિપ્રેરક નવલકથામાં ન હોત તો કદાચ બંગાળ-ના લોકો પણ એને રાષ્ટ્રગીત તરીકે કબૂલ ન રાખત. રવીન્દ્રનાથ જેવા પોતાના કોકિલકંઠ વડે એનો પ્રચાર ન કરત તો એ ગીત આટલું લોકપ્રિય ન થાત. બંગભંગની રાષ્ટ્રીય હિલચાલ મારફતે એનો પ્રચાર ન થયો હોત તો કદાચ એને અખિલ ભારતની માન્યતા પણ ન મળત. પણ એ ગીતના ભાગ્યમાં આ બધી વસ્તુઓ હતી; એટલે જ 'વંદે માતરમ્'નું ગીત સેતુથી માંડીને હિમાચલ સુધી રાષ્ટ્રગીત બની ગયું. સર્વ પ્રાંતના, સર્વ જાતિના અને સર્વ ધર્મના લોકોએ એને અપનાવ્યું. દરેક ભાષામાં એના સુંદર અનુવાદ થઈ ચૂક્યા. તોપણ રાષ્ટ્રહૃદયે એ મૂળ ગીતને વૈદિક મંત્રની જેમ લગભગ જેમનું તેમ માન્ય રાખ્યું.

ઐતિહાસિક દૃષ્ટિએ તો એ કેવળ એક આકસ્મિક ઘટના જ હતી, પણ શ્રદ્ધાની દૃષ્ટિએ જોઈએ તો એ બધું યથાયોગ્ય લાગે છે. ગુલામ ભારતનું રાષ્ટ્રગીત લખનાર

પણ સરકારી નોકરીની જંજીરોમાં જકડાયેલો એક રાયબહાદુર જ નીકળ્યો. એ રાષ્ટ્રકવિના હૃદયે જંજીરો ધારણ કરવા છતાં એને સ્વીકારી નહોતી. પરાસ્ત ભારતનો આત્મા અજરામર છે એટલું એ જાણતો હતો. દુખિયારી જન્મભૂમિને તે 'બહુ-બલધારિણી' અને 'તારિણી'ના રૂપમાં જોઈ શકતો હતો. દબાયેલા ને ડરેલા રાષ્ટ્રને આઝાદીનો સંદેશો તે ઐતિહાસિક રૂપક મારફતે જ આપી શકતો હતો. આયર્લૅન્ડના રાષ્ટ્રકવિઓ પોતાનાં દેશભક્તિનાં ગીતોમાં આયર્લૅન્ડનું નામ સુધ્ધાં લાવી નહોતા શકતા. બંકિમબાબુને 'નવરાત્રિ'ની દુર્ગાની ઉપાસના નહોતી બતાવવી; એમને તો 'સુજલા, સુફલા અને મલયજશીતલા', 'સસ્યશ્યામલા', 'બહુબલધારિણી', 'તારિણી' એવી ભારતમાતાની ઉપાસના બતાવવી હતી. એમણે જ્યારે 'સપ્તકોટિ' કંઠોનું સ્મરણ કર્યું ત્યારે એમાં બંગાળના હિંદુ, મુસલમાન અને ઈસાઈ, બ્રાહ્મો બધા જ આવી ગયા હતા. અને ભારત રાષ્ટ્રે જ્યારે એ ગીતને અપનાવ્યું ત્યારે દેશમાં દેવીપૂજક શાક્તોની સંખ્યા કેટલી છે એનો વિચાર ન કર્યો. સ્વતંત્રતાને ચાહનારાઓએ તમામ ભારતવાસીઓની ગણતરી કરીને 'સપ્ત કોટિ'ની જગાએ 'ત્રિંશ કોટિ' શબ્દ મૂકી દીધો.

જેણે આ રાષ્ટ્રમંત્ર સૌથી પહેલો જોયો, જેણે આ રાષ્ટ્રધર્મ સૌથી પહેલો ચલાવ્યો, જેણે માટીની ને ધાતુની મૂર્તિઓની જગાએ આ ભાવમયી મૂર્તિ દરેક ભારતવાસીના હૃદયમંદિરમાં સ્થાપન કરી તે સાચે જ એક ક્રાંતદર્શી ઋષિ હતો. બંકિમના સમયમાં સાહિત્યકારો અનેક થયા હતા. એમની શતાબ્દી બંગવાસીઓ જરૂર ઊજવતા હશે. બંગદેશ આપણી જ માતૃભૂમિનો એક ભાગ છે અને બંગ ભાષા પણ આપણી પોતાની જ ભાષા છે, એટલા માટે આપણે પણ એમની શતાબ્દી ઊજવીશું. પણ બંકિમની શતાબ્દી એ એક સાહિત્યકારની શતાબ્દી નથી. એ તો રાષ્ટ્રધર્મના ઋષિની શતાબ્દી છે. 'વંદે માતરમ્' ગીત બંગાળી ભાષામાં છે એટલા માટે એને પરાયું સમજવાને બદલે આપણું રાષ્ટ્રગીત જે ભાષામાં છે તેને આપણે પોતીકી બનાવી લઈશું. જે આદર આપણા મનમાં હિંદી ભાષા પ્રત્યે રાષ્ટ્રભાષા તરીકે છે તે જ આદર આપણા મનમાં આ રાષ્ટ્રગીતને લીધે બંગભાષા પ્રત્યે પણ છે. હિંદી આપણી રાષ્ટ્રભાષા છે તો બંગાળી આપણા રાષ્ટ્રગીતની ભાષા છે. બંને પ્રત્યે આપણે વિશેષ આદરભાવથી જોઈશું. મહારાષ્ટ્રમાં 'વંદે માતરમ્' ગીતનો સુંદર સંસ્કૃત અનુવાદ થઈ ચૂક્યો છે. એ પણ અમે અમારા બચપણમાં બહુ ગાતા. પણ રાષ્ટ્રીય મહત્ત્વના પ્રસંગોએ અમે તો હમેશાં બંકિમબાબુનું ગીત જ ગાયું છે. મંત્રનું ભાષ્ય કરવામાં આવે છે, મંત્રનું રહસ્ય સમજાવવામાં આવે છે, પણ મંત્રની જગાએ કોઈ એના અનુવાદથી ચલાવી લેતું નથી. કુરાનની જગાએ એનો અનુવાદ નહીં ચાલી શકે. 'વંદે માતરમ્'નું એ માહાત્મ્ય છે. 'વંદે માતરમ્'-નું સ્થાન બીજું કોઈ ગીત લઈ શકે એમ નથી.

રાષ્ટ્રહૃદયને જે ગણ્યાંગાંઠયાં ગીત ગમી ગયાં છે એમાં મરહૂમ સર મહમદ ઇકબાલનું 'સારી જહાંસે અચ્છા હિંદોસ્તાં હમારા' એ પણ એક છે. ઐતિહાસિક

દૃષ્ટિએ એ ગીત એવા લોકોનું છે જે કોઈ બીજા દેશથી પોતાનો કાફલો લઈને અહીં આવીને વસ્યા છે. પણ રાષ્ટ્રહૃદય આ જાતનું ઐતિહાસિક સંશોધન કરવા નથી બેસતું. રાષ્ટ્રના ભિન્ન ભિન્ન મતમતાંતરોને લીધે ભગ્નહૃદય રાષ્ટ્રને જે મંત્ર જોવો હતો, જે આશ્વાસન જોઈતું હતું તે એને આ ગીતમાંથી મળી ગયું.

મજહબ નહીં સિખાતા આપસ મેં બૈર રખના,
હિન્દી હૈં હમ; વતન હૈ હિન્દોસ્તાઁ હમારા.

થોડા જ દિવસ થયા આ કવિતાના શાયર – હિંદુસ્તાનનું એ બુલબુલ – પોતાનું ઉપવન છોડીને ચાલ્યા ગયા. પોતાની કાવ્યસમૃદ્ધિને લીધે તો ઈકબાલ દુનિયામાં મશહુર છે જ, પણ ગયા એપ્રિલમાં જ્યારે આખા રાષ્ટ્રે એમની સ્મૃતિ પર આંસુઓની સાથે પુષ્પાંજલિ અર્પણ કરી ત્યારે એના હૃદયમાં એ જ ગીત, અને એમાં પણ એની આ જ બે લીટીઓ ગુંજી રહી હતી.

'ખાકે વતનકા મુઝકો હર જર્રા દેવતા હૈ' (જન્મભૂમિની માટીનો એકએક કણ મારે મન દેવ સમાન છે) એ શબ્દો માતૃભૂમિની ઉત્કટ ભક્તિથી તરબોળ છે. એ ભક્તિને માટે રાષ્ટ્રે ઈકબાલને શ્રદ્ધાંજલિ આપી છે.

ભારતને સદ્ભાગ્યે એના ભાગ્યવિધાતાએ આપણને બીજું પણ એક હિમાલયના જેવું ઉમદા ગીત આપ્યું છે. ઉત્તમ ભાવોનો જ વિચાર કરીએ તો 'જનગણમન-અધિનાયક જય હે' એ રવિ ઠાકુરનું ગીત આપણાં રાષ્ટ્રગીતોમાં ગૌરીશંકરને સ્થાને છે. એ ગીતમાં રાત્રિનું પ્રભાત થયું છે, રવિનો ઉદય આપણે જોઈએ છીએ, 'રાજરાજેશ્વર'ના આગમનની તૈયારી કરવા લાગીએ છીએ, અને યુદ્ધના પ્રારંભમાં જ અંતિમ વિજયનું સ્પષ્ટ દર્શન કરી રહ્યા છીએ. એ ભારતગીતમાં હિંદુસ્તાનનો પૂર્વઇતિહાસ, વર્તમાનકાળની પરિસ્થિતિ અને ભવિષ્યની આકાંક્ષાઓ તો પૂર્ણ રૂપમાં પ્રતિબિંબિત છે, પણ એથી પણ વધારે એમાં ભારતનું એ જ 'મિશન' (ઈશ્વરનિર્મિત કાર્ય) સ્પષ્ટરૂપે ઘોષિત કરેલું છે જે કવિએ 'હે મોર–ચિત્ત–પુણ્ય–તીર્થે'માં ચિત્રિત કર્યું છે. આ બે ગીતોને માટે પણ આપણે 'શાશ્વતીઃ સમાઃ' (સદાકાળને માટે) બંગભાષાના ઋણી ને અનુરાગી રહીશું.

આપણે બંકિમબાબુના કૃતજ્ઞ એટલા માટે પણ રહીશું કે એમણે આપણને એમની જ પરંપરાના ગુરુદેવ રવિ ઠાકુર આપ્યા છે. બંકિમનો જ એ મહિમા છે, બંકિમનો જ એ વિજય છે કે જેણે પોતાના સ્વર્ગવાસનાં સો વરસની અંદર જ રાષ્ટ્રને પૂર્ણ સ્વરાજની યાત્રાએ ચાલતું કર્યું, એટલું જ નહીં પણ સ્વાતંત્ર્યલક્ષ્મીના શિખરનું – ભલે દૂરથી પણ – દર્શન કરાવ્યું.

ઑગસ્ટ, ૧૯૩૮

## ૧૩. 'વસંતવિજય'

તમારો કાગળ મળ્યો. તમારી પૃચ્છા જાણી. 'વસંતવિજય' કાવ્યને હું વખોડું છું એ વાત સાચી નથી. એ કાવ્ય મેં બેત્રણ વાર વાંચ્યું છે. એના પરનું થોડુંક વિવેચન પણ મેં વાંચેલું. પણ અત્યારે તો એ વિવેચન સાવ ભૂલી ગયો છું. એટલે મારા વિચારો એમ ને એમ તમને આપી દઉં છું.

હું જ્યારે ભાવનગરમાં સ્વ. કાન્તને મળવા ગયો હતો ત્યારે 'વસંતવિજય'ના વખાણમાં મેં એમને કહ્યું હતું કે 'એ કાવ્યમાં આપે ગુજરાતી ભાષાની શક્તિ અને માનવી મનની અશક્તિનો અસાધારણ પરિચય કરાવ્યો છે.' સાદા સંસ્કૃત વૃત્તના ૫૫ શ્લોકોની અંદર એક અસાધારણ પ્રસંગની બધી વિગતો વર્ણવી છે. મારો વાંધો એ કાવ્યના ઉપયોગ વિશે છે.

લોકો જો એને ચેતવણીરૂપે લે તો તે જીવનમાં એ કાવ્ય ગુરુસ્થાને રખાય. પણ લોકોની કે એ કાવ્યની એ શક્તિ નથી! તમે એ કાવ્યને જરા તપાસો. એની રગેરગમાં સૌંદર્ય સાથે ચેતવણી છે? એક જણે કહ્યું છે કે સ્ત્રીનું સૌંદર્ય એ કામી પુરુષને માટે આકર્ષક થવાને બદલે દીવાદાંડી જેવું થવું જોઈએ. સમુદ્રમાં ઘોર અંધારામાં દીવાદાંડી ચળકે છે. તે જહાજોને પોતાની પાસે બોલાવવા માટે નહીં, પણ 'અહીં આવો મા, અહીં તમારું મોત છે,' એમ પોતાના નિયમિત નિમેષથી અંધારું દૂર થાય નહીં ત્યાં સુધી કહ્યા કરે છે. પણ બધા જ ક્યાં એનો લાભ લે છે? પતંગિયું જેમ દીવાની જ્યોતમાં ધસી જાય છે, અને એ દીવાને તેમ જ પોતાની અંતર્જ્યોતિને હોલવી નાખે છે, તેવી જ રીતે કેટલાયે કામી લોકો યૌવન અને સૌંદર્યના અગ્નિમાં પોતાનું જીવન અને પોતાની પવિત્રતા હોમી દે છે.

'વસંતવિજય'નો પ્રસંગ બરાબર સમજવા માટે મહાભારતની થોડીક મદદ લેવી જોઈએ. નીચે એ ટૂંકામાં આપું છું.

પાંડુ રાજા મૃગયા માટે જાય છે. ત્યાં એક કામોન્મત્ત મૃગને એ મારી નાખે છે. એ સામાન્ય મૃગ નથી, પણ એક ઋષિ, પશુકર્મ કરવાને પ્રવૃત્ત થયેલો, માણસની નજરથી શરમાતો (व्यपत्रपन् मनुष्याणाम्) પશુનું રૂપ ધારણ કરે છે, પશુકર્મ આચરે છે. એવામાં રાજાનું સોનાનું બાણ એને વાગ્યું. મરતાં મરતાં તે કિંદમ ઋષિ રાજાને નિયતિનો જીવનસિદ્ધાંત કહી દે છે. (વ્યાસે એ ઋષિને નામ પણ કેવું અન્વર્થક આપ્યું છે! એ ઋષિમાં 'શમ' તો હતો જ નહીં. પણ 'દમ' પણ ન હતો. દમ એટલે બાહ્ય વૃત્તિનો નિગ્રહ. કુત્સિત કર્મોથી ચિત્તનું નિવારણ તે એ કરી શકતો નહોતો. એટલે કવિએ એને કિંદમ = દમ વગરનો એ નામ

આપ્યું છે.) કિંદમ ઋષિ રાજાને કહે છે, ઇંદ્રિયોનું તેજ ઝાંખું પાડનાર 'વર્ણરતિ-પ્રમોદ'માં તું ઊતર્યો કે તારું મોત પાસે આવ્યું જ સમજજે. જે પશુકર્મમાં ઊતરે તે પશુની પેઠે જ મરી જવાનો છે.

वर्तमानः सुखे दुःखं यथाऽहं प्रापितस्त्वया ।
तथा सुखं त्वां संप्राप्तं दुःखमभ्यागमिष्यति ॥
(૧.૧૦૯.૩૦)

કિંદમ ઋષિની આ વાણી અને એનો એ અંત બંનેની અસર રાજા પર ભારે થઈ, અને તેણે વૈરાગ્યનો સંકલ્પ કર્યો, પાંડુનો એ સંકલ્પ ધ્યાનપૂર્વક જોયા પછી 'વસંતવિજય'નો પ્રસંગ તપાસવો ઘટે છે. પાંડુ રાજા કહે છે : "સારા ઘરમાં જન્મેલા લોકો પણ કામવાસનાને વશ થઈને દુર્ગતિએ પહોંચ્યા છે. મારા પિતા જ, શાંતનુ જેવા રાજાના પુત્ર હોવા છતાં, વિષયમાં સપડાઈ અલ્પવયે મરણ પામ્યા. એમનો દીકરો હું. મને મૃગયાની દુર્બુદ્ધિ સૂઝી, અને હું ઋષિનો વધ કરી બેઠો. હવે હું મોક્ષનો રસ્તો લઈશ. દુરાચરણના બંધનમાં નહીં પડું. વડવાઓના સદ્‌ગુણનું અનુકરણ કરવું જોઈએ. તપશ્ચર્યા વગર મન કાબૂમાં રહે નહીં; એટલા માટે તપસ્યામાં જ મન પરોવીશ. પ્રિય-અપ્રિય બધી વસ્તુને છોડી દઈશ. હર્ષ-શોક, નિંદાસ્તુતિ બંનેમાં સમાન વૃત્તિ રાખીશ. કશી વસ્તુનો લોભ નહીં રાખું. કોઈના આશીર્વાદ કે નમસ્કારનો પણ લોભ નહીં રાખું. કોઈના પર ક્રોધ નહીં કરું, કોઈની મશ્કરી નહીં કરું. પ્રસન્નવદન રહી ભૂતમાત્રના કલ્યાણમાં રત રહીશ. સ્થાવરજંગમમાં કશાની હિંસા નહીં કરું. પ્રાણીમાત્રને પોતાની પ્રજાની પેઠે રાખીશ. શરીરની સગવડો મળે કે ન મળે, ચિત્તવૃત્તિ શાંત રાખીશ. એક જણ મારો એક હાથ તોડી નાખે અને બીજો બીજા હાથને ચંદનનો લેપ કરે તોયે એ બંનેનું કલ્યાણ કે અકલ્યાણ હું મનમાં નહીં ઇચ્છું. 'નહીં જીવવાની ઇચ્છા રાખું, નહીં મરવાની.' કશા પાશ કે બંધન વિનાનો થઈને પવનની પેઠે ફરીશ. અને આવી રીતે આ શરીરે નિર્ભયતા કેળવીશ. જ્યાં વિષયાસક્તિને લીધે આત્માના અલૌકિક સામર્થ્યનો ઘાત થાય છે એવા સ્વધર્મના નાશક હીન માર્ગને હું જરાયે સેવીશ નહીં.

नाहं श्वाचरिते मार्गे अवीर्यंकृपणोचिते ।
स्वधर्मात्सततापेते रमेयं वीर्यवर्जितः ॥
(૧.૧૧૦ ૨૦)

'જે માણસ આવી રીતે સંકલ્પ કરી પછી એમાંથી ખસે છે, અને દીન આંખો કરી કામવશ થઈને ફરી ગૃહસ્થાશ્રમ કરે છે તેને સમાજમાં માન મળો યા ન મળો, તે કૂતરાનું જીવન ગાળે છે."

આવી રીતે જ્ઞાનવૈરાગ્યનો સંકલ્પ કરી પાંડુ જંગલમાં જઈ રહે છે. કુંતી અને માદ્રી પણ તપસ્વી જીવનનો સંકલ્પ કરી તેની સાથે જ જંગલમાં રહેવા માગે છે. તપસ્યાના બંધનમાં રહેતાં સ્ત્રીઓને સાથે રાખવામાં ડર શો, વાંધો શો? એમ મનને મનાવીને રાજા એમને સાથે લે છે; અને અસિધારા વ્રત સ્વીકારી જંગલમાં રહે છે.

# ૧૪. હાઈકુ — બે પત્રો*

૧

'સન્નિધિ', રાજઘાટ
નવી દિલ્હી-૧, ૨૨-૨-'૬૬

પ્રિય ઝીણાભાઈ,

તમારા મધુર મીઠા કાગળની પહોંચ તો ચિ. સરોજે તમને મોકલી જ છે. ત્યાર પછી તમારું બુકપોસ્ટ મળ્યું, જેમાં 'તમારી દુનિયા'એ[૧] દર્શન દીધાં. પણ ચિત્ત ચોર્યું તમારાં 'હાઈકુ'ઓએ. હવે પછી તમને હું ઝીણાભાઈ નથી કહેવાનો, 'હાઈકુ-રશ્મિ' કહીશ.

કાશ્મીરના મમ્મટે 'અનલંકૃતિ પુનઃ ક્વાપિ' કહીને અલંકાર વગરની કવિતા માટે જાણે apology માગતા હોય એવી રીતે સ્થાન માગી લીધું. પણ આવી રીતે ક્ષમા માગવાનું કશું કારણ નથી. અલંકાર એ કાંઈ કાવ્યનું સર્વસ્વ નથી — કેવળ ઘરેણાં છે. હું તો માનું છું કે ક્ષમા યાચીને નહીં પણ પૂરા અધિકાર સાથે સાહિત્યક્ષેત્રમાં પોતાનું સ્થાન ઊંચું છે એમ જાહેર કરવા જ હાઈકુનો અવતાર છે. તમે હાઈકુનો કેવળ છંદપ્રકાર અપનાવ્યો નથી પણ હાઈકુ પાછળનો આત્મ-વિશ્વાસ પણ અપનાવ્યો છે. હું આ તમારા ફાલને અવ્યાજ — મનોહર કહેવાનો હતો. પણ એમાં વ્યાજોક્તિ એટલી નાજુકાઈથી ડોકિયું કરે છે કે આ નવી કવિતાને અવ્યાજ તો ન જ કહેવાય. 'અવ્યાજ' કહીએ તો એ કવિતાની આખી વ્યંજના ધ્યાનમાં નથી આવી એમ જ સિદ્ધ થાય. કેટલાંક નાજુક ફૂલોની સુગંધ પણ એટલી નાજુક હોય છે કે તે વરતાય, પણ ઓળખાતી નથી. પણ એ જ એનું માહાત્મ્ય અથવા કાવ્યત્મ્ય.

હવે તમારે નાનાં હાઈકુઓનો ધોધ વરસાવવો જોઈએ.

આપણે ત્યાં જેટલા છંદો છે એમાંથી કેટલાક તો હાઈકુનું આધિપત્ય સ્વીકારી શકે. જોકે હાઈકુ કહેશે : "મારે વળી આધિપત્ય શાનું ? દિલોજાન દોસ્તી કહો !"

'તમારી દુનિયામાં' હજી પ્રવેશ કર્યો નથી. રસ્તામાં કરીશ. તમારો કાગળ વાંચતાંવેંત એકાદ દિવસ અમદાવાદ વધુ રહી પડવાનું ઘણું મન થઈ આવ્યું

---

* સ્નેહરશ્મિકૃત ૩૬૫ હાઈકુના સંગ્રહ 'સોનેરી ચાંદ, રૂપેરી સૂરજ'માંથી.

૧. 'વિશ્વમાનવ'માં હપતે હપતે પ્રસિદ્ધ થતી 'મારી દુનિયા' શીર્ષકવાળી સ્નેહરશ્મિની આત્મકથા.

હતું. પણ આગળનો કાર્યક્રમ નક્કી કરી એ પ્રમાણે રેલવેનાં અંકનો કરેલાં હોવાથી 'पावशोऽयं जनः' કહેવું પડે છે. છતાં પહેલી માર્ચે થોડોક વખત કાઢીને તમને મળીશ જ.

હવે તો તમારી તબિયત સારી હશે જ. છતાં ખૂબ સાચવશો.

કાકાના સપ્રેમ વંદે માતરમ્

૨

'સન્નિધિ', રાજઘાટ
નવી દિલ્હી–૧, ૯–૩–'૬૬

પ્રિય હાઈકુ-રશ્મિ,

મારા છેલ્લા કાગળમાં મેં 'કાવ્યપ્રકાશ'વાળા મમ્મટનો એક અભિપ્રાય ટાંકયો હતો. પણ તે સ્પષ્ટ ન થયો એમ જોઉં છું. મમ્મટ કહે છે – કાવ્ય એટલે શબ્દ અને અર્થ. એમાં દોષ ન હોવા જોઈએ. ગુણ હોવો જોઈએ તો જ એ કાવ્ય કહેવાય. પછી ઉમેરે છે કે અલંકાર એ કંઈ કાવ્યનું આવશ્યક અટળ અંગ નથી. એના જમાનામાં બધા કવિઓ અલંકારના એટલા બધા ઉપાસક હતા કે અલંકાર વિરુદ્ધ બોલવાની એ મહાન આચાર્યની પણ પૂરી હિંમત ન થઈ. એણે કહ્યું, કોક કોક ઠેકાણે અલંકાર ન હોય તોય ચાલે. કાવ્યના શબ્દ અને અર્થો પરત્વે મમ્મટ કહે છે – 'અનલંકૃતિ પુનઃ કવાપિ', કોક કોક ઠેકાણે અલંકાર ન હોય તોપણ ચાલે. એથી વધારે કહેવાની એણે હિંમત ન કરી.

હવે બધા સાહિત્યાચાર્ય કહે છે કે ઉત્તમ કાવ્યમાં ધ્વનિ એટલે કે વ્યંજના હોવી જોઈએ. શબ્દો જે સીધો અર્થ આપે છે તે છે અભિધા. શબ્દો એ અભિધા મારફતે પણ કાવ્યગુણ બતાવી શકે પણ કવિઓને, સીધી રીતે ન કહેતાં, આડકતરી રીતે કહેવામાં, મજા આવે છે. તે એટલે સુધી કે કાવ્ય માટે એ લોકોએ 'વક્રોક્તિ' નામ પસંદ કર્યું છે. કવિઓ 'वक्रोक्ति-माग-निपुण' હોવા જોઈએ. 'वक्रोक्तिः काव्य-जीवितम् ।'

હવે, 'સાદા શબ્દો વાપરીને ધ્વનિ અથવા વ્યંજના ઉત્પન્ન કરવી' એની અંદર સૂચન કરવાની જેટલી શક્તિ કવિની હોવી જોઈએ તેટલી જ એ સૂચન સમજવાની શક્તિ કાવ્યોનો આસ્વાદ લેનાર રસિકજનોની હોવી જોઈએ, નહીં તો ભેંસ આગળ ભાગવત થવાનું.

તેથી કવિતામાં બે જાતનો વિશ્વાસ હોવો જોઈએ :

(૧) સૂચન પહોંચાડવાની શક્તિ મારા શબ્દોમાં અને શબ્દરચનામાં છે એ એક વિશ્વાસ;

(૨) અને મારા શબ્દોમાં જે સૂચન હશે તે ઝીલવાની શક્તિ મારા વાચકોમાં કે શ્રોતાઓમાં છે એ બીજો; આવો દ્વિવિધ વિશ્વાસ કવિઓમાં હોય છે તેને હું આસ્તિકતા કહું છું.

મરાઠીનો મહાકવિ મોરોપંત શિખામણ આપે છે: 'બહ્વર્થ, જનમનોહર, અલ્પાક્ષર, મધુર, સત્ય બોલાવે !' 'બહુ–અર્થ' એટલે કે જેમાં અર્થ ઘણો ભરેલો

છે. અલ્પાક્ષર એટલે કે જેમાં શબ્દજંજાળ નથી. જનમનોહર અને અંતે સત્ય એવું જ બોલવું જોઈએ. એવું સદ્વાક્ય સાંભળીને શ્રોતાનું ચિત્ત પણ હલી જાય અને પ્રશંસાથી એ માથું પણ ધુણાવે. 'જયા સદ્–વાકય–શ્રવણેં શ્રોત્યાચેં ચિત્ત શિર હિ ડોલાવે !'

કવિમાં 'શક્તિ' તો હોવી જ જોઈએ. પણ પછી રસિક શ્રોતામાં એની અપેક્ષા ન રાખીએ તો કેમ ચાલે ?

પોતાની કવિતાઓમાં રહેલું સૂચન સમજવાની શક્તિ પોતાના સમાજે ઉત્તમ કેળવી છે એમ માનીને જ જાપાની કવિઓ પ્રવૃત્ત થાય છે. સંસ્કારી સમાજમાં જ્યારે નવરાશ હોય છે અને કવિ-ગોષ્ઠિઓ બરાબર ચાલે છે ત્યારે સમાજમાં એના સર્વમાન્ય સંકેતો બંધાય છે. અને એક વાર સંકેતો બંધાયા એટલે વ્યંજના અથવા ધ્વનિ માટે અવકાશ વધવાનો જ. આપણે ત્યાં પણ એવું જ બન્યું હતું. કાવ્યશાસ્ત્રનું જ ઉદાહરણ લઈએ. એક જણે કહ્યું, 'ગતો અસ્તં અર્ક : !' 'સૂરજ આથમ્યો' એ વાકય હાઈકુનો નમૂનો ગણું છું. બ્રાહ્મણોએ અર્થ કર્યો : 'સંધ્યા-વંદનનો સમય થયો.' ચોરોએ અર્થ કર્યો : 'હવે ખાતર પાડવાની તૈયારી કરવી જોઈએ.' બાળકોએ અર્થ કર્યો : 'ઘેર જઈ મા પાસેથી પ્રમોદી મેળવી શકાય.' ઈત્યાદિ.

તમારાં હાઈકુઓમાં ઓછામાં ઓછા શબ્દો વાપરી મુખ્ય વસ્તુની નોંધ જ કરવામાં આવે છે. પણ તે એવી ખૂબીથી કે એમાંથી અનેક જાતની વ્યંજનાઓ કાઢી શકાય. દરેક વાચકને પોતાની અનુભૂતિ, મનોવૃત્તિ અને સંસ્કૃતિ પ્રમાણે ફાવે તેવું સૂચન મેળવવાની છૂટ.

જે સંસ્કારસંપન્ન કવિ પોતાના સમાજને અને મંડળને બરાબર ઓળખે છે તે ઓછામાં ઓછા શબ્દોમાં અને કશા શણગાર વગર કાવ્યમય રચના બોલી જવાનો, અને શ્રોતાઓના મોઢા ઉપર તપાસવાનો કે સૂચન ઊમટયું છે કે નહીં. તમારા હાઈકુનું મેં એ જ માહાત્મ્ય માન્યું છે.

દરેક લીટીમાં અમુક જ અક્ષરો હોય એ જાપાની બંધન ગુજરાતી ભાષાને સદે કે નહીં એ મેં પ્રથમ તપાસ્યું. જોયું કે એમાં તમે ફાવી ગયા છો. એમાં મને આશ્ચર્ય ન થયું. છંદો ઉપરનું તમારું પ્રભુત્વ હું જાણું છું. શૈલીનું સૌષ્ઠવ હું જાણું છું. સાબરમતી જેલમાં તમે તમારાં કાવ્ય મને સંભળાવ્યાં હતાં. ત્યારે જ 'નાદમાધુર્યનો સૂક્ષ્મ વિવેક' તમારી પાસે છે એ મેં જોયું હતું.

તમને યાદ ન હોય પણ મેં તે વખતે નાદોના કેટલાક નમૂનાઓ વર્ણવ્યા હતા. સમડી જેવાં મોટાં મોટાં પક્ષીઓ આકાશમાં ઊડે છે ત્યારે એના પંખમાંથી 'કૂ–કૂ' જેવો અવાજ નીકળે છે જેને હું રેશમી અવાજ કહું છું. ઉનાળાના વરસાદ-માં જ્યારે તળાવ પર કરાઓ મારો ચલાવે છે ત્યારે જે અવાજ સંભળાય છે એને મેં 'લિક્વિડ સાઉંડ' કહ્યો હતો. આવી રીતે અર્થ તરફ ધ્યાન આપ્યા વગર પણ જ્યારે આપણે કવિતા કેવળ સાંભળીએ છીએ ત્યારે શબ્દોના ફક્ત ઉચ્ચારણ-

માંથી જે ધ્વનિમાધુર્ય ઊપજે છે તે મેળવવાની શક્તિ અમુક કવિઓમાં જ દેખા દે છે. અંગ્રેજીમાં એ શક્તિ મેં ટેનિસનમાં જોઈ છે. બીજે પણ જોઈ છે પણ એનો વિસ્તાર અહીં નહીં કરું. સંસ્કૃતમાં જગન્નાથ પંડિત આ બાબતમાં મને સૌથી વહાલો છે. ગીતગોવિંદવાળા પ્રવીણ જયદેવે એનો અતિરેક કર્યો છે. એની જ અસર બંગાળી કવિઓ ઉપર પૂરેપૂરી દેખાય છે. રવીન્દ્રનાથ શ્રાવણ-સુભગ યુક્તાક્ષરો એક પછી એક એવા આણે છે કે એના ઠસ્સાવાળા માધુર્યમાં આપણે તણાઈ જઈએ છીએ. પણ એમાં અતિરેક થાય તો તે રવીન્દ્રનાથ નહીં.

આ વસ્તુ પ્રયત્નપૂર્વક કેળવાતી નથી. જેમ સામાજિક વિવેક સદ્‌વૃત્તિમાંથી જ ઉત્પન્ન થાય છે તેમ જ ભાષાશૈલીનું પણ છે. એ નાજુક વસ્તુના નિયમો થઈ ન શકે. નિયમો શોધી કાઢી કોઈ અનુકરણ કરવા જાય તો તે એટલો આનંદ ન આપી શકે અથવા બગાડી દે.

અને એ નાદગુણ જો પ્રમાણ બહાર વપરાય, તો કવિતાનો અર્થ, એનો ભાવ અને એ કવિતાનું ગૌરવ બધું માર્યું જાય. એના કરતાં કવિતાનું વધુ અપમાન બીજું ન હોઈ શકે.

તમારી કવિતાના નાદમાધુર્ય વિશે — એનું સંગીત નહીં પણ સંગતિ વિશે મેં શ્રી ઉમાશંકર આગળ વાત કરી હતી. ગુજરાતી કવિતાનું મારું પરિશીલન તે કેટલું? છતાં મેં એક બાબતમાં તમને દયારામ સાથે સરખાવ્યા હતા. એ બધી વસ્તુ હું તો ભૂલી ગયો હતો. ઉમાશંકરે યાદ રાખી તમને કહ્યું એ સારું થયું.

હાઈકુના છંદ વિશે મેં તમને કહ્યું જ છે કે જૂના વખતમાં જાપાની છંદનું અનુકરણ કરી કોકે અંગ્રેજીમાં જાપાનીના અનુવાદો કરી પાંચ લીટીઓના નમૂના આપ્યા હતા એ મને ખૂબ જ ગમ્યા હતા. તમે તે દિવસે કહ્યું કે: "એ વૃત્તને તાન્કા કહે છે." એ તાન્કામાંથી જ હાઈકુની ઉત્પત્તિ છે. મને એક વાર વિચાર આવ્યો હતો કે તાન્કાવૃત્તનો ઉપયોગ અર્થાંતરન્યાસ માટે કરાય. અર્થાન્તરન્યાસમાંથી છેલ્લી લીટીની કહેવત બને છે તેમ જ તાન્કામાંથી હાઈકુ આવ્યાં.

મારું સૂત્ર છે કે જેવી વૃત્તિ તેને અનુરૂપ વૃત્ત પસંદ કરવું જોઈએ. એ ઢબે સંસ્કૃત ગણવૃત્ત અને માત્રાવૃત્તનો કોઈએ વિચાર કર્યો હોય એવું લાગતું નથી. સંસ્કૃતવૃત્તોનાં નામો કાવ્યમય છે. એ બધાં નામોની સુંદરતાનું જ એક વખતે મેં ચિંતન કર્યું હતું. પણ 'વૃત્તિ તેવું વૃત્ત' એ સૂત્ર ધ્યાનમાં રાખી વૃત્તોને નામો આપ્યાં હોય એમ લાગ્યું નહીં.

આપણા મધ્યકાલીન કવિઓએ સંસ્કૃતના પૃથ્વી, સ્રગ્ધરા, શાર્દૂલવિક્રીડિત જેવા મોટા મોટા છંદો ખૂબ વાપર્યા. જ્યારે કન્યાપંક્તિ, શશિવદના, કુમારલલિતા વગેરે નાના છંદોનું લાલિત્ય એમણે સનાથ કર્યું નહીં એ દુ:ખની વાત છે.

હવે તમે જાપાની હાઈકુનો ગુજરાતીમાં સમાદર કરવા માગો છો ત્યારે એનું હાર્દિક અભિનંદન કરતાંની સાથે આ રળિયામણા ને રમતિયાળ એવા નાના નાના સંસ્કૃત છંદોની વકીલાત તમારા જેવા કવિઓ આગળ કરવાનું મન થાય છે:

બાળકો માટે આજકાલ કાવ્યો ઘણાં લખાય છે, કેટલાંક બહુ જ સુંદર હોય છે. પણ એમાં તોટક કે પ્રમાણિતા કોઈએ વાપરેલું મારા જોવામાં આવ્યું નથી. (રામનારાયણભાઈનું મોટું પિંગળ મારા હાથમાં હજી આવ્યું નથી એટલે ભારપૂર્વક કશું કહી શકતો નથી.) હવે તમને પૂછું છું કે દસ અક્ષરવાળો મત્તા છંદ ગુજરાતીમાં કોઈએ આણ્યો છે? એવી કવિતા મળે તો છોકરાઓ આખો દિવસ ગાતા થઈને નાચે!

હું તો હાઈકુની વાતો કરતાં ક્યાં ને ક્યાં પહોંચી ગયો. હાઈકુમાં શબ્દો ઓછા, વર્ણન સાદું અને વ્યંજનાને અવકાશ અપરિમિત – અપાર! એવાં હાઈકુ દ્વારા બોધ પણ અપાય, અને ઝાટકણી પણ કઢાય. હાઈકુમાં નવેનવ રસ વ્યક્ત થઈ શકે પણ એ તો સમર્થ કવિનું જ કામ. નીરસતા ઢાંકવા માટે કોઈ હાઈકુ વાપરે તો જોતજોતાંમાં ઉઘાડો પડે.

પૂરતાં હાઈકુઓ આપ્યા પછી તમારે હાઈકુના છંદો ઉપર થોડું વિવેચન કરી, હાઈકુ છંદનો ઉપયોગ ક્યાં ને કઈ રીતે કરવો એના ઉપર પણ લખવું જોઈએ.

હાઈકુની કેટલીક લીટીઓ કહેવત જેવી પણ થઈ શકે, એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

ખેર! કાગળ પણ ખૂબ લંબાયો. કાવ્ય અને છંદ એ મારું ક્ષેત્ર નથી એટલે 'ઇતરેજના:' તરીકે મરજીમાં આવે તેમ લખ્યું છે.

હવે તમારી તબિયત સારી થઈ હશે.

— કાકાના સપ્રેમ
જય હાઈકુ

તા. ક. હું જોઉં છું કે આપણા ઉમાશંકર પણ આજકાલ અલ્પાક્ષર અને બહ્વર્થ લખવા લાગ્યા છે. શું આ નવો યુગ બેઠો છે?

## ૧૫. 'શર્વિલક'નો આનંદ

'સન્નિધિ', રાજઘાટ
નવી દિલ્હી-૧, ૨૩-૧૦-'૫૮

પ્રિય રસિકલાલભાઈ,

તમારી ચોપડી તમારી ઇચ્છા પ્રમાણે, મુખપૃષ્ઠથી છેલ્લા પાના સુધી, સાંભળી નહીં પણ, જાતે વાંચી ગયો. તમે મારા વિદ્યાપીઠ વખતના જૂના સાથી, આપણે કેટલાંયે કામો સાથે કરેલાં, તે દિવસોમાં પણ આ નાટકનો વિચાર તમારા મનમાં ઘોળાતો હતો; એટલે વખત કાઢી, પ્રેમથી 'શર્વિલક' વાંચી ગયો. એ ચોપડી મને ઘણી ગમી અને એનો આનંદ વ્યક્ત કરવા માટે જ આ કાગળ લખું છું.

'મૃચ્છકટિક' અને 'મુદ્રારાક્ષસ' એ બંને નાટકો મેં નાનપણમાં વાંચેલાં અને તેપણ મરાઠીમાં. 'दरिद्र चारुदत्त'ની કથાનો સાર પણ મેં મરાઠીમાં જ વાંચ્યો

હશે, અને હવે તો બધું ભૂલી જવાનો અધિકાર પણ મને પ્રાપ્ત થયો છે, તેથી જૂની કૃતિઓ સાથે તમારી કૃતિની તુલના હું નથી કરી શકતો. શ્રી આઠવલેની પ્રરોચનામાં એમણે તુલના કરી છે તે સ્વીકારું છું.

મૂળ સંસ્કૃત ચોપડીઓમાંથી તમે અમુક શ્લોકો કે સંવાદો એમ ને એમ અથવા ફેરફાર સાથે લીધા, તેથી શું થયું? તમારી ચોપડીને હું તદ્દન સ્વતંત્ર કૃતિ જ ગણું છું. શેક્સપિયરે જૂનાં રાંવિધાનકો લીધાં અને નાટકો રચ્યાં, તેથી એમની પ્રતિભાની કોઈએ ઊણપ માની નથી. ટેનિસનની Idylls of the Kingમાં માર્લોની કેટલીક લીટીઓ મળે; અમુક શબ્દાવળી એમ ને એમ મળે તેથી શું ટેનિસનની કૃતિ સંપૂર્ણપણે એની જ છે, એ વિશે કોઈ મનમાં શંકા લાવે છે?

તમે તમારા ગુજરાતી શ્લોકોનાં મૂળ સંસ્કૃત કે પ્રાકૃત આપ્યા છે તેથી તમારા એ અનુવાદ કેટલા સુંદર અને આબાદ થયા છે એ જોવાની તક મળી ખરી. તમારા નાટકમાં તમે સંસ્કૃત છંદોને બદલે ગુજરાતી છંદો વાપર્યા હોત તો મને વધારે ગમત. પણ સંસ્કૃત છંદો વાપરવાથી પ્રાચીન વાતાવરણ જળવાયું છે એ લાભ નાનોસૂનો નથી.

જોકે એ ન્યાયે શકારની ભાષામાં ચરોતરી શબ્દપ્રયોગ કરવાથી એ પરદેશી માણસ છે એ વસ્તુનો ભાસ થતો નથી. પરદેશી લોકો સને ઠેકાણે શ કરે છે એની મશ્કરી કરવા ખાતર જ એ રાજશ્યાલકને 'શ'કારનું નામ આપ્યું છે. યહૂદીઓ પારકા લોકોને 'શિબોલેથ' શબ્દ બોલવાનું કહે અને એનાં ખોટાં ઉચ્ચારણ સાંભળી હસે. અથવા મહારાષ્ટ્રીઓના 'ચાંગલા' શબ્દમાંથી ચા દંત્યને બદલે ગુજરાતીઓ અને બીજાઓ સંસ્કૃત તાલવ્ય ઉચ્ચાર કરે અને તેથી એ મહારાષ્ટ્રી નથી એમ પકડાઈ જાય, એના જેવી મજા શકારની ભાષામાં છે. ગાડાવાળાઓ ચરોતરી કે સુરતી ભાષા બોલે તો તે નાટકમાં શોભે. શકાર પરદેશી છે, એને મોઢે તળપદી ભાષા વિકૃત રૂપમાં પણ ન અપાય એમ હું માનું છું.

બીજી એક વસ્તુ મને કઠી તે પણ પ્રારંભમાં જ કહી દઉં છું. જે નાટકો ભજવાય છે તે નાટકોનાં પ્રધાનપાત્રો સ્વભાવે ગમે તેટલાં હીન કે ક્રૂર હોય તોપણ તેમને હાથે અમુક જુગુપ્સિત કામો કરાવવાં ન જોઈએ અને એમણે કર્યાં હોય તોપણ રંગમંચ ઉપર એ બતાવવાં ન જોઈએ.

સિદ્ધની વાણી માધવને મોઢે કે હાથે ફેલાય નહીં એટલા માટે એની જીભ ખેંચી કાઢવી અથવા એની આંગળીઓ તોડવી એ પ્રાચીન જમાનાના મુત્સદ્દી લોકોને સૂઝતું હતું પણ ભરત રોહક જેવો મહામાત્ય પોતે એવું કામ કરે અને રાજા પાસેથી એને જ હાથે આંગળીઓ કપાવે, એ વસ્તુ રંગમંચ ઉપર તો ન જ આણવી જોઈતી હતી. બીભત્સ રસને નવ રસમાં સ્થાન છે ખરું, પણ આવી પ્રત્યક્ષ કૃતિ મંચ પર બતાવતાં બીભત્સ રસ પેદા થવાને બદલે નરી જુગુપ્સા જ પેદા થાય છે, જે નવેનવ રસને મારી નાખે છે.

પાંચમા અંકમાં એ જ તમારો ભરત મહામાત્ય અટ્ટહાસ્ય કરી યજ્ઞીય શસ્ત્ર

વડે પોતાના ગળાની ધોરી નસ કાપી નાખે છે અને પડે છે. એ દૃશ્ય ભરત-નાટયના નિયમ પ્રમાણે વાંધાભરેલું ભલે હોય, મને એમાં વાંધાભરેલું કશું નથી લાગતું. કેમ કે આપણી આજની અભિરુચિ પ્રમાણે એ જોઈ જુગુપ્સા પેદા નથી થતી. વીર રસ, અદ્‌ભુત રસ અને સાહસિક રસ એમાં પોષાય છે.

'મુદ્રારાક્ષસ'નો આર્ય ચાણકય રાક્ષસને બધી રીતે હંફાવ્યા પછી ચંદ્રગુપ્તનું રાજય સાચવવાનો ભાર એને જ સોંપે છે અને વફાદારીની શપથ લેવા જેટલો એને લાચાર કરે છે. ચાણકયની એ યુક્તિ તે વખતના જમાનાને બંધબેસતી હતી અને ચાણકયના નિઃસ્પૃહ સ્વભાવને પણ બંધબેસતી હતી. તમારા નાટકમાં તમારો શર્વિલક ચાણકયની પેઠે પોતાના પ્રતિસ્પર્ધીને સૂચવે છે "ભગવાન ભરત રોહતક મહારાજ આર્યકના મહામાત્યપદે આરૂઢ થાય."

પણ તમારો ભરત એ વસ્તુ સ્વીકારતો નથી એ જ યોગ્ય છે. શર્વિલકના ઉપરના વાકય સુધી હું આવ્યો ત્યારે મનમાં બીક પેઠી કે તમે અહીં મુદ્રારાક્ષસનું જ અનુકરણ કરાવો છો કે શું? તમે ભરત રોહતક પાસેથી આત્મહત્યા કરાવી એ જ બધી રીતે બંધબેસતું છે. ભરત રોહતક સાથે યજ્ઞયાગાદિ કર્મકાંડમાં માનનારા જમાનાનો જ અંત થવો જોઈએ. એ જો તપસ્યા કરવા જાત તો એને માટે શ્રમણ સંસ્કૃતિનો સ્વીકાર કરવા જેવું થાત. એમ કરનારા આ નાટકમાં બીજા છે જ. ભરત રોહતક માટે સ્વધર્મે નિધનં શ્રેય એ જ બંધ બેસે છે.

અહીં વિકટર હ્યૂગોનો Les Misearablesમાંનો એક પ્રસંગ યાદ આવે છે. કાનૂનની અનન્ય ભાવે ઉપાસના કરનાર પેલો પોલીસ અમલદાર જાવર્ટ જયારે બધી રીતે હારે છે અને પ્રતિસ્પર્ધી માણસની ઉદારતાનો સ્વીકાર કરવાનો જ વારો એને માથે આવે છે ત્યારે જાન બચાવવા જતાં પોતાની આજન્મ સેવેલી જીવન-દૃષ્ટિ – કાનૂનનું સર્વોપરીપણું – છોડવી પડે એ તો ધર્માન્તર જેવું થાય. એ એને માથાના અને હૃદયના ઘા જેવું લાગ્યું. જો એ એવું ધર્માન્તર કરત તો ઉચ્ચ જીવનદૃષ્ટિ સ્વીકારીને પુનર્જન્મમાં પ્રવેશ કરવા જેવું થાત. પણ એને થયું કે પોતાના વિગુણ ધર્મ સાથે નિધન સ્વીકારવું એ જ શ્રેયસ્કર છે. ઉચ્ચ દૃષ્ટિ આગળ હાર ખાઈને આજન્મ સેવેલી નિષ્ઠાને બેવફા થવું એને પોસાય એમ ન હતું. તમારા ભરત રોહતકની બરાબર એ જ સ્થિતિ છે. એટલે એને વિશે ખલીલ જિબ્રાનની ભાષામાં કહી શકાય કે He committed suicide in self-defence. ભરત રોહતકનો અને એના જમાનાનો તમે આ રીતે અંત આણ્યો એ મને ખૂબ જ ગમ્યું.

શ્રી આઠવલેની પ્રરોચના પછી તમે 'શર્વિલક' એ મથાળા તળે જે લેખ લખ્યો છે એમાં તમારા મનની ગડમથલ તમે રજૂ કરી છે. એ બધી સુંદર રીતે લખાઈ છે. એમાં તમે લોકાયત, બ્રહ્મવાદી, દ્વૈતી, અદ્વૈતી તેમ જ જૈન અને બૌદ્ધ વિચારપ્રણાલીનો ઉલ્લેખ કર્યો છે એ બહુ ટૂંકો છે. છેલ્લે પાને લોકાયત મત વિશે એક નોંધ લખી છે તે પણ બસ નથી. આખા નાટકનાં ભિન્ન ભિન્ન પાત્રોનાં

જે જીવનદર્શનો છે તે મળીને એ જમાનાનું સંકુલ ચિત્ર ખડું થાય છે. એ આખા જમાનાનું જીવનદર્શન વ્યક્ત કરતો એક સુંદર નિબંધ તમારે લખવો જોઈએ. તેમ કરશો ત્યારે તમારા નાટકના વાચકો તેમ જ પ્રેક્ષકો આખા નાટકનો રસ કહો અથવા બોધ કહો, પૂર્ણપણે મેળવી શકશે.

'શર્વિલક' લખીને તમે તો મૃચ્છકટિકમાંથી મુદ્રારાક્ષસ ઉપજાવ્યું છે! આ વિક્રમ નાનોસૂનો નથી. દ્યૂત, મદિરાપાન, વેશ્યાગમન અને ચૌરકર્મ આદિને પણ વિદ્યાકલામાં સ્થાન આપી એમને Fine Arts – લલિત કલા માનનારા વિલાસી જમાનામાં વીર રસ ઉપજાવવો અને સાહસ-રસિકતાને ઊંચે ચડાવવી અને એ બધું જરાયે અસ્વાભાવિક ન લાગે એવી રીતે રજૂ કરવું એમાં તમારી સાહિત્ય-શક્તિનો ઉત્તમ પરિચય મળે છે.

આપણા દેશમાં વારાંગનાઓનું અને દેવદાસીઓનું સમાજમાં એક નિશ્ચિત સર્વસ્વીકૃત સ્થાન હતું એ મેં મારા નાનપણના જૂના જમાનામાં જોયું છે. એટલે વસંતસેના અને મદનિકા તેમ જ શર્વિલક અને ચારુદત્ત એ પાત્રોનું સામાજિક સ્થાન સમજતાં અને ઐતિહાસિક દૃષ્ટિએ સ્વીકારતાં મુશ્કેલી નથી આવતી.

શ્વેતપદ્માની ભૂમિકા તમે બહુ સુંદર રીતે ખીલવી છે.

નાટકને અંતે તમે ચારુદત્તનો વધ થવા દીધો છે. એને તમે બચાવ્યો હોત તો નાટ્યરસમાં ઉમેરો ન થાત એ કબૂલ, પણ ચારુદત્ત બચી શક્યો કે નહીં એ વસ્તુ અસ્પષ્ટ, અધ્ધર રાખી હોત તો વધારે સારું અને ચારુ ન થાત? જીવનની ઊંડામાં ઊંડી ફિલસૂફી કહે છે કે અસ્પષ્ટ રાખવાથી ઉત્પન્ન થતું અધ્ધરપણું એ જ એનો સૌથી મોટો રસ છે.

તમે પ્રત્યાસ્વાદ ઇચ્છ્યો એટલે જ આટલું વિસ્તારથી લખ્યું છે.

લિ. સ્નેહાધીન

કાકાના સપ્રેમ વંદે માતરમ્

## ૧૯. ગુર્જરી નાટ્યનો આસ્વાદ*

પ્રિય જેઠાલાલ,

શ્રી રસિકભાઈ પરીખ વિદ્યાપીઠની સ્થાપના વખતના મારા સાથી. તે વખતે અમે કેટલાંયે સ્વપ્નાં સાથે ઉપજાવી કાઢેલાં અથવા સેવેલાં. આર્યવિદ્યા અથવા ભારતીય સંસ્કૃતિનું અધ્યયન આપણા દેશમાં વધવું જોઈએ અને એ રીતે સ્વરાજ્યની ભાવના પરિપુષ્ટ થવી જોઈએ એ અમારો સમાન આદર્શ હતો. આર્ય

---

* તા. ૨૦-૫-'૫૫ના રોજ મુંબઈમાં 'મેનાં ગુર્જરી' નાટિકા જોયા પછી લખેલો પત્ર.

સંસ્કૃતિમાં બધુંયે આવી જતું હતું. મેં ઉપનિષદ્ પાઠાવલી તૈયાર કરવાનું માથે લીધું તો રસિકભાઈએ વૈદિક પાઠાવલી તૈયાર કરી આપવાની હામ ભીડી. પંડિત સુખલાલજી, મુનિ જિનવિજયજી અને પંડિત બેચરદાસ – આવા આવા પંડિતોનો સહયોગ મેળવી અમે કેટલુંક સાહિત્ય તૈયાર કરાવી શકયા. પછી તો મારી વિનંતીને માન આપી ધર્માનંદ કોસંબી અમારી સાથે આવીને ભળ્યા. તેમણે બૌદ્ધ ધર્મની કેટલીયે ચોપડીઓ લખી આપી અને જાતે જૈન ધર્મનો ઊંડો અભ્યાસ પણ કર્યો; તે એટલે સુધી કે જીવનનાં છેલ્લાં વર્ષોમાં તેઓ પાર્શ્વનાથના ચાતુર્યામ ધર્મના અને મરણાંતિક સલ્લેખનાના પણ હિમાયતી અને પ્રચારક બન્યા. જ્યારે જ્યારે એ દિવસો યાદ આવે છે ત્યારે ત્યારે સ્મૃતિમાં રસિકભાઈ હાજર હોય જ છે.

તે વખતે પણ રસિકભાઈના મનમાં નાટયસાહિત્ય પ્રત્યે વિશેષ પક્ષપાત હતો. હું પોતે સંસ્કૃત નાટકસાહિત્યનો ઓછો રસિક નથી. પણ તે જમાનામાં જે જાતની એકાગ્ર સ્વરાજસાધના કરવાની હતી એની સાથે નાટયપ્રવૃત્તિ બંધ બેસે નહીં એવી શંકાથી રસિકભાઈને આ બાબતમાં મેં વિશેષ સાથ ન આપ્યો. છતાં તેઓ મૃચ્છકટિક નાટકનો પોતાનો અનુવાદ અથવા ભાવાનુવાદ મને સંભળાવ્યા વગર રહેતા નહીં.

ત્યાર પછી તો અમારા જીવનક્રમ નોખા પડયા. પૂ. બાપુજીને નારાજ કરીને પણ ગુજરાત છોડવાનું મેં પસંદ કર્યું. જ્યારે રસિકભાઈએ પોતાની સંસ્કૃતિ-ઉપાસના કાયમ રાખી. એમને વાતાવરણ અનુકૂળ મળ્યું એટલે તેઓ એકધારી, અખંડ પ્રગતિ કરી શકયા. અમારી વચ્ચે પત્રવ્યવહાર પણ વિશેષ ન ચાલ્યો. છતાં બન્ને વચ્ચેનું આકર્ષણ હજી એવું ને એવું જ કાયમ છે.

એટલે જ્યારે તમારી પાસેથી જાણ્યું કે રસિકભાઈએ 'મેનાં ગુર્જરી' કરીને એક નાટિકા લખી છે ત્યારે તે કેવી હશે એ જાણવાનું કુતૂહલ મનમાં એની મેળે જાગ્યું.

આર્ય સંસ્કૃતિના અનુયાયી તરીકે રસિકભાઈ પાસેથી જૂનાનવાના સમન્વયની અપેક્ષા હમેશાં રખાય. આ નાટકમાં એમણે ગુજરાતની લોકકથાઓ, લોકસાહિત્યે ખીલવેલા ગરબાઓ અને ગુજરાતના જીવનવૈશિષ્ટયના અંગ જેવી ભવાઈઓ-માંથી આ નાટિકા ઉપજાવી છે એમ જ્યારે સાંભળ્યું ત્યારે આનંદ થવા છતાં આશ્ચર્ય ન થયું.

એ નાટિકા મારે જોવી એ જાતનો આગ્રહ તમે મને આજ સુધી કરતા રહ્યા હતા. અમદાવાદમાં અથવા દિલ્હીમાં એ નાટિકા હું જોઈ શકું એવી જાતની યોજનાઓ પણ ઘડાઈ. પણ નિર્માણ એવું હતું કે બિલકુલ અચાનકપણે મુંબઈમાં એ નૃત્યનાટિકા હું જોઉં. નાટિકાના દિગ્દર્શકો શ્રી જયશંકરભાઈ અને શ્રી દીનાબહેન રીતસર આમંત્રણ આપવા આવ્યાં, ત્યારે પણ ખાતરી ન હતી કે આ પ્રસંગ આ વખતે હું સાધી શકીશ. ડૉકટરોની કૃપાથી જ એ વસ્તુ બની શકી એ વાત સ્વીકાર્યે જ છૂટકો. મેં જ્યારે ડૉકટરને કહ્યું કે ઑપરેશન માટે આ ક્ષણે પણ હું

તૈયાર છું ત્યારે ડૉક્ટરે ઠંડે પેટે કહ્યું, 'એ ખરું! પણ હું તૈયાર નથી. આવા તાપમાં તમારું ઑપરેશન કરવાનું મને ગમે નહીં. અને તમનેય છ અઠવાડિયાં આવા પરસેવાવાળા તાપમાં પથારીવશ રહેવું પોસાય નહીં.'

આવા વિચિત્ર સંજોગોમાં 'મેનાં ગુર્જરી'નું નાટક હું ગઈ કાલે જોઈ શક્યો.

નાટયકળાકોવિદોની દૃષ્ટિ કે આવડત મેં કેળવી નથી. પણ એક મારી વિશિષ્ટ અને અંગત દૃષ્ટિથી જ હું દરેક વસ્તુને જોઉં છું અને એને વિશે મારા અભિપ્રાય બાંધું છું.

'મેનાં ગુર્જરી'ની કથા પાછળ ઐતિહાસિક તથ્ય છે કે નહીં એની સાથે આપણે લેવાદેવા નથી. આ નાટકમાં ગુર્જર સમાજનો અને ગુર્જરી નારીનો જે સ્વભાવ ચીતર્યો છે તે કોઈ પણ કાળના ગુજરાતીઓ સાથે બંધ બેસે છે કે નહીં એ જ ખરો સવાલ છે. નાટકકાર સૂત્રધારની પ્રસ્તાવનામાં કહે છે:

> નારી ગુર્જર દેશની મનધાર્યું કરનાર,
> વહુ કે સાસુ હો ભલે રસ્તે એક જનાર.

ગુર્જરી સ્ત્રીમાં જીવનાનંદ પૂરેપૂરો ભરેલો હોય છે. મનુષ્યસ્વભાવને એ પારખે છે. એની સાથે લડવા બેસતી નથી, પણ એને ઓળખીને એને કેમ વાળવો અને સ્વીકૃત પરિસ્થિતિમાં પોતાનો જીવનાનંદ કેમ માણવો એ કળા એ જાણે છે. તમારા સામાજિક વિધિનિષેધો, આદર્શો અને નિયમો બધા કબૂલ, પણ જીવન જીવવાની અદમ્ય પ્રેરણાને એ રોકી ન શકે; પછી ભલેને બાદશાહની આવી પડેલી છાવણી જોવાનું એ સ્વાભાવિક કુતૂહલ જ હોય.

જે જાતિએ જીવનકળા કેળવી છે તેના જીવનમાં સંયમ અને પ્રમાણબદ્ધતા હોવાનાં જ. સંયમ એટલે ચિત્તવૃત્તિને ગૂંગળાવનારી તપસ્યા નહીં, પણ મનના વેગને અવકાશ આપવા છતાં એનાથી અનિષ્ટ ન નીપજે એટલા માટે ઓછો-વત્તો રાખેલો અંકુશ. આવા સંયમ મારફતે જ જીવનરસ વધુમાં વધુ સેવી શકાય છે.

આવો સંયમ નાટકના સંભાષણમાં અને ઘટનાચમત્કૃતિમાં જેમ વ્યક્ત કરી શકાય છે એ જ રીતે અથવા તેથીયે વિશેષ રસિક સંયમ વ્યક્ત કરવાનાં સાધનો મુખ્ય બે છે – સંગીત અને નૃત્ય. જીવનની તમામ પ્રેરણાઓ, આકાંક્ષાઓ, ભાવનાઓ (અને વાસનાઓ પણ) પૂર્ણ રીતે ખીલવતાં એમાં જે સંયમનું તત્ત્વ દાખલ કરવાનું હોય છે તે આપણા સંગીત અને નૃત્ય દ્વારા વધુમાં વધુ સ્પષ્ટ રીતે પ્રગટ થાય છે. એટલે નાટકનો બધો આધાર અભિનય તેમ જ વેશભૂષા ઉપર કે સંવિધાનચાતુર્ય ઉપર ન રાખતાં નાટક જો સંગીતમય અને નૃત્યમય બનાવ્યું હોય તો સંયમ–પ્રાણિત અભિરુચિના વિકાસને એક નવું સાધન મળે છે.

'મેનાં ગુર્જરી' નાટકનું કથાવસ્તુ બિલકુલ સાદું અને પાતળું છે. ઈસ્લામી સંસ્કૃતિ અને જૂની ભારતીય સંસ્કૃતિ વચ્ચેનો તફાવત કે વિરોધ આગળ આણવાનો અહીં પ્રયત્ન નથી – જોકે બન્ને આદર્શ વચ્ચેનો એક તફાવત અને એમાંની ઈસ્લામની શ્રેષ્ઠતા આમાં સહેજસાજ પ્રગટ થયા વગર રહી નથી.

ઈસ્લામમાં ભલે પડદા જેવી ખોટી પ્રથા હોય, પુરુષને એક કરતાં વધુ અને ચાર સુધી પત્નીઓ કરવાની ઈસ્લામ ભલે છૂટ આપતો હોય, છતાં ઈસ્લામમાં નારીપ્રતિષ્ઠાને પૂરતો અવકાશ છે. શરીફ મુસલમાન કોઈ સ્ત્રીને સ્વીકારે તો એને રખાત તરીકે નથી રાખતો, એની સાથે પરણીને એને પત્ની બનાવે છે અને પત્નીની પ્રતિષ્ઠા એને આપે છે. ઈસ્લામની દૃષ્ટિએ સ્ત્રી પતિત કે ભ્રષ્ટ થતી નથી. જ્યારે આપણે ત્યાં સ્ત્રીનો કશોય ગુનો ન હોય છતાં કોઈએ એના ઉપર નાનોમોટો બળાત્કાર કર્યો હોય તો એ તરત ભ્રષ્ટ ગણાય છે. 'એઠી પતરાળ પર જમવા બેસાય નહીં' એવા વિચારે સ્ત્રીને તો આપણો સમાજ કાયમની ભ્રષ્ટ ગણે છે.

આપણા સામાજિક આદર્શો ઘડવામાં જે ગ્રંથે સૌથી અગત્યનો ભાગ ભજવ્યો છે તે રામાયણમાં પણ સીતાની શુદ્ધિ અગ્નિપરીક્ષા દ્વારા પણ પૂરેપૂરી થતી નથી! રાવણ સીતાને લઈ ગયો એમાં રામનું અપમાન થયું; એ ધોઈ કાઢવા રામે મહા યુદ્ધ આદર્યું, અદ્‌ભુત પરાક્રમ કરી રાવણ સરખાનો વધ કર્યો, સીતાને મુક્ત કરી, અને પછી રામ ઠંડે પેટે કહે છે કે મેં મારું અપમાન ધોઈ કાઢ્યું; લૂંટાયેલી પત્ની પાછી મેળવી શત્રુનો નાશ કર્યો. અહીં મારું કર્તવ્ય પૂરું થાય છે. હવે પર-ઘરમાં રહેલી તું મારા કામની નથી. તારે જ્યાં જવું હોય ત્યાં જા.

સીતાનું જીવન નિષ્પાપ, પવિત્ર અને અગ્નિદીપ્ત છે એની સોએ સો ટકા ખાતરી હોવા છતાં રામ આવું વલણ દાખવી શકે, ધોબીની ટીકાને કારણે ભલે હોય, પણ પ્રજાનો અનુનય કરવા માટે સીતાનો ત્યાગ કરી શકે, લક્ષ્મણ એમાં સાથ આપી શકે; વસિષ્ઠ, વામદેવ આદિ ઋષિમુનિઓ અને ધર્મકારો એને મૂક સંમતિ આપે અને અંતે સીતાને ભૂમિમાતાનું શરણ શોધવું પડે, અને રામને પણ અસહાય બનીને પોતાનો દેહ છોડવો પડે, એ બધું શાનું લક્ષણ છે? આપણા સમાજે સ્ત્રીજાતિને માટીના ઘડા જેવી માની. પુરુષ તે સોનું, સ્ત્રી તે લાખ, એ જાતની માન્યતા ઉપજાવી અને પોતાની આખી જીવનદૃષ્ટિ ભ્રષ્ટ કરી નાખી.

આપણા લોકો માણસને જીવતાં ન્યાય ન આપી શકે, મરી ગયા પછી એ જ માણસને દેવકોટિમાં પહોંચાડી એનો ફક્ત જયજયકાર કરી શકે, એ કૃત્રિમતા આપણા જીવનમાંથી હજીયે નીકળી નથી. આપણા સમાજમાં સ્ત્રીને જો માનભેર રહેવું હોય તો એણે સ્ત્રીનો અવતાર પૂરો કરી યોગમાયા – ભદ્રકાળી થવું જોઈએ. અને પછી આદિવાસીઓથી માંડીને પુત્રાભિલાષી લોકો તરફથી મળતાં મરઘાં અને બકરાંના બલિદાન ઉપર પોતાનું ગુજરાન ચલાવવું જોઈએ.

પ્રસ્તુત નાટિકામાં મેનાં ગુર્જરીને અને એની સાહેલીઓને છોડાવવા માટે નવ લાખ ગુર્જરો કપાઈ મરવા માટે તૈયાર થાય છે, મેનાંનો દિયર હીરાજી એ ગુર્જરોની આગેવાની કરે છે, પણ એ નવ લાખ ગુર્જરોમાંથી એક પણ વ્યક્તિ મેનાંને એની સાસુના મહેણામાંથી બચાવી ન શકી, એ આપણી સંસ્કૃતિની દુર્દશા છે. અને આવા આદર્શો જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી આપણે બીજી કોઈ પણ સંસ્કૃતિ સામે નાક – ભવાં ચડાવી ન શકીએ.

પશ્ચિમના લોકોએ મધ્યકાળમાં chivalryનો, સ્ત્રીદાક્ષિણ્યનો એક આદર્શ ખીલવ્યો. સ્ત્રીજાતિની વહારે ધાવા માટે પુરુષ ગમે તે જાતનું જોખમ ખેડે, લોકોત્તર પરાક્રમ કરે અને પછી એ સ્ત્રી પોતાના એ રક્ષણકર્તાને 'નાથ' તરીકે સ્વીકારે, એ જાતનો આદર્શ મધ્યકાલીન જીવનમાં અને ત્યારના સાહિત્યમાં અનંત રૂપે વિસ્તરેલો છે. આમાં સ્ત્રીદાક્ષિણ્ય તો ઉત્કટ હોય છે, પણ એની સાથે સ્ત્રી-પુરુષનું વાસનાત્મક આકર્ષણ પણ એટલું જ કામ કરે છે. None but the brave deserve the fair એ ત્યાંનો આદર્શ છે. એ આદર્શ સ્ત્રીજાતિને ભલે ગમે તેટલો આકર્ષક હોય પણ એ સ્ત્રીજાતિની અનાથ સ્થિતિનું સૂચન કર્યા વગર રહેતો નથી. આપણે ત્યાં ભાઈબહેનનો સંબંધ અત્યંત પવિત્ર અને ઉત્કટ ગણાયો છે. એમાંથી જ દિયર-ભોજાઈનો વિશેષ સંબંધ ખીલ્યો.

કેવળ અજાણ્યાં સ્ત્રીપુરુષનો સંબંધ આવે ત્યાં વાસનાને ટાળવી સહેલું નથી અને જ્યાં માજણ્યાં ભાઈબહેનનો સંબંધ છે ત્યાં ઉત્કટતા ગમે તેટલી હોય પણ એમાં romance ઉત્પન્ન થતું નથી. દિયરભોજાઈના સંબંધમાં એ દોષો ટળાય છે અને ગુણોનો ઉત્કર્ષ થાય છે. નાનો દિયર ભોજાઈનો ભાઈ પણ છે, દીકરો પણ છે અને મિત્ર પણ છે. પતિનો ભાઈ એટલે એના પ્રત્યે અમુક romance તો હોવાનું જ અને છતાં સ્વાભાવિક મર્યાદાનું ઉલ્લંઘન થવાનો સંભવ જ નહીં. આ વિશેષ પ્રકારની chivalry આપણા મધ્યયુગીય જીવનમાં અને સાહિત્યમાં અદ્‌ભુત રીતે ખીલેલી છે.

આમાંથી સમાજના નેતાઓએ 'રાખડીબંધુ'નો આદર્શ ઉપજાવી કાઢ્યો છે. સંકટમાં આવેલી સ્ત્રી કોઈ પણ ધીરોદાત્ત પુરુષને 'રાખડી' મોકલીને મદદ માગે તો પુરુષ એ સંબંધનો અને એ લાગણીનો ઈન્કાર ન કરી શકે. પોતાની શક્તિ-સર્વસ્વ અને પ્રાણ આપીને પણ માનેલી બહેનની સત્ત્વરક્ષા કર્યાના દાખલાઓ આપણે ત્યાં ઘણા પડ્યા છે. પરદેશથી આવેલા મુસલમાનો પણ આ આદર્શનો ઈન્કાર કરી શક્યા નથી. સ્ત્રીએ મોકલેલી રાખડી અને કરેલી યાચના એટલી ઉચ્ચ ભૂમિકા પરથી થયેલી હોય છે કે એ બહેન પોતાના બનાવેલા ભાઈને ગૌરવ આપીને એનો જ ઉદ્ધાર કરતી હોય એવું વાતાવરણ એમાંથી જન્મે છે. બન્ને બાજુને ઉન્નત કરનારો આ સંબંધ દુનિયામાં અજોડ છે.

પ્રસ્તુત નાટિકામાં મેનાં ગુર્જરીનો પતિ ક્યાંય દેખાતો નથી. નાટકને એની ગરજ પણ નથી. મેનાં પોતાના દિયરને ઓળખે છે, એને કેળવે છે, એના ઉપર પોતાનો ભાર નાખીને એને જીવનની એક અમૂલ્ય તક આપે છે. દિયરભોજાઈનો આ આદર્શ અને એમાંથી ઉત્પન્ન થતો પ્રસંગ એ આ નાટકનું બીજું આકર્ષક તત્ત્વ છે.

નાટકનું ત્રીજું આકર્ષક તત્ત્વ એ ગુર્જરી સ્ત્રીની મોકળાશ, જીવન તદ્દન ખુલ્લું, આનંદ, ટીખળ, વિનોદ અને આરોગ્યથી ભરપૂર. સ્ત્રીજીવનનું આવું અ ને આટલું મોકળું વાતાવરણ જોવાને મળે એ જ એક મોટો લહાવો છે.

નાટયતંત્રની કઈ કઈ ખૂબીઓ આ નાટકમાં સચવાઈ છે વગેરે તરફ ધ્યાન આપવાનું મારું કામ નહીં. આખી નૃત્યનાટિકામાંથી જે ચાર તત્ત્વો મને જડયાં તેનો ઉલ્લેખ કરી સંતોષ માનું છું અને સાથે સાથે રસિકભાઈને આ જ કાગળ દ્વારા મારું અભિનંદન પણ પાઠવું છું.

મુંબઈ
૨૬–૫–'૫૫

લિ.
કાકાના સપ્રેમ વંદે માતરમ્

# ૧૭. વિનોદશક્તિનું માહાત્મ્ય

ચિ. અરુણા,

તારો તા. ૨૬–પનો કાગળ દિલ્હીની મુસાફરી કરી, એટલે કે, એક દિવસનું તપ કરી, અહીં આવીને મળ્યો. કાગળ મળ્યો અને હવામાં બેચાર છાંટા વરસાદના પડયા. એ શુભ શુકન કહેવાય.

તારા કાગળમાં સુંદર નર્મરસિકતા (humour) હોય છે. હોય છે કેવળ વિનોદ પણ એની પાછળ થોડુંક આત્મપરીક્ષણ, કંઈક અંતર્મુખતા પણ હોય છે. અને વિનોદને કારણે એમાં ભારેપણું આવતું નથી. તારી એ શૈલી મને ઘણી ગમે છે.

બાહ્યસૃષ્ટિ કરતાં અંતઃસૃષ્ટિમાં વિહાર કરવાનું તને વધારે ગમે છે એ હું પણ જોઈ શકયો છું. પણ એનો અર્થ એ નથી કે કમાટીબાગનાં ફૂલો તને ઉત્ફુલ્લ નથી કરતાં.

મારો તો અભિપ્રાય છે, અને અનુભવ પણ ખરો કે અંતઃસૃષ્ટિની ઓળખાણ જેમ જેમ વધે તેમ તેમ કુદરતનું હૃદય ઓળખવાની અને અનુભવવાની શક્તિ પણ વધે છે.

અને જો આપણા ધર્મનું રહસ્ય – ઋષિઓના ચિંતનના નિચોડ એવી આત્મ-વિદ્યાનો, વેદાન્તવિદ્યાનો પરિચય હોય તો કુદરત પાછળ સંતાઈને આત્માનંદ મેળવનાર પરમાત્માની પણ ઝાંખી થવાનો પ્રારંભ થાય છે. અને એ કવિસાધના દીર્ઘકાળ સુધી ચાલે અને અંદર ઊતરે તો અંતઃસૃષ્ટિ અને બાહ્યસૃષ્ટિ એ ભેદ ઓગળી જાય છે.

કવિસાધના પરિપકવ થતાં જ્યાં પહોંચાડી દે છે, તે જ ઠેકાણે સેવાસાધના દ્વારા પણ પહોંચી જવાય છે.

પછી જો કવિનું કાવ્ય અને સમાજસેવકની સેવા બંને એકબીજામાં ભળી જાય તો પૂછવું જ શું? સોનામાં સુગંધ!

કેવળ કવિકલ્પના અથવા આ જમાનાની ધમાલિયા સમાજસેવા આત્મિક ઊંડાણ સુધી લઈ જવા અસમર્થ હોય છે. ઊંડાણ તો આત્મવિદ્યાના મનન અને સાક્ષાત્કારથી જ આવી શકે છે. ભક્તહૃદય અને સંગીત મદદમાં હોય તો

એ સફળતા જલદી મળે છે. અને એમાં પ્રસાદ પણ હોય છે.

આ બધું એટલા માટે લખું છું કે તારી સમાજસેવા યથાકાળે ઊંડી થાય અને ભારતીય સંસ્કૃતિનો સાક્ષાત્કાર કોઈક દિવસે તું કરી શકે. આ કાગળ સાચવીને ચાર, છ મહિને જો ફરી વાર વાંચીશ તો એમાંથી નવું નવું સૂઝશે.

હું ચોરવાડ ગયો નથી. પણ ત્યાંની નદી સમુદ્રને મળવા ફાંફાં મારે છે અને ફાવતી નથી એમ સાંભળ્યું છે. અને એમ પણ સાંભળ્યું છે કે એવા વિષાદમય સ્થાને જ માણસે પોતાનું સ્મશાન ગોઠવ્યું છે. શું એ વાત સાચી છે?

મારા છેલ્લા કાગળમાં મેં વિદૂષક અને clownની ભૂમિકાનું થોડું રહસ્ય લખ્યું હતું. તારા આ કાગળમાં એનો કશો જ ઉલ્લેખ નથી. તને એમ નથી લાગ્યું ને કે હું તને વિદૂષક ગણું છું અથવા clownish ગણું છું? એમ હોય તો તારી સમજણ કાચી.

હમણાં જ 'સંસ્કૃતના નાટ્યમાં વિદૂષકનું સ્થાન' એ વિષય ઉપર થોડુંક વાંચ્યું–વિચાર્યું હતું. આચાર્યો કહે છે કે વિદૂષક રાજા કરતાં ઉંમરે સહેજ વધારે હોવો જોઈએ અને રાજા કરતાં શ્રેષ્ઠ ન્યાતિનો પણ હોવો જોઈએ, એટલે ઊંડે ઊંડે એને વિશે આદર હોવો જ જોઈએ. રાજાઓ પાસે સત્તા હોય, સંપત્તિ હોય, નિગ્રહ કરવાની તેમ જ અનુગ્રહ કરવાની શક્તિ હોય એટલે એમની આસપાસ અનુયાયીઓ, ભક્તો, નિષ્ઠાવાન લોકો અને ખુશામત કરનારાઓનું દળ હોવાનું જ. પરિણામે રાજા ફુલાઈને ફુગ્ગા જેવો થઈ જાય છે. ત્યારે સોય કે કાંટો ભોંકી ભેજામાં ભરાયેલી હવા કાઢી નાખી હોય તો એનું કલ્યાણ જ થાય. એ કામ વયસ્ય વિદૂષક જ કરી શકે. રાજા ઉપર વિજયનો મદ, ધનનો અહંકાર અથવા પ્રેમની ઘેલછા સવાર થઈ હોય અને ગુરુઓ અને વડીલો પણ જ્યારે એને ઠેકાણે આણી શકતા નથી ત્યારે સમોવડિયો સહાનુભૂતિપૂર્વક ઠઠ્ઠામશ્કરી કરીને રાજાને (કે યુવરાજને) બચાવી લે છે.

વિનોદશક્તિના આ માહાત્મ્યનો મારે સહેજ ઈશારો કરવો હતો. મેં માન્યું કે એ સમજવા જેટલું પાકટપણું અરુણામાં છે. મારા અભિપ્રાયમાં સુધારો કરીશ. અરુણા જેવી મોટી બહેન બબનીને મળી છે એ એનું સદ્ભાગ્ય છે. પણ એણે પોતાને રાજકુંવરી ન માની લેવી જોઈએ. નહીં તો ઉપરનું વિવેચન વ્યર્થ થશે.

આશા રાખું છું કે આ કાગળ રાજકોટથી ચોરવાડની મુસાફરી કરવામાં બહુ વખત નહીં લગાડે.

૨૯–૫–૧૯૫૯ કાકાના સપ્રેમ શુભાશિષ

# ૧૮. સંતવાણી

આજે જ્યારે દેશભરમાં સર્વત્ર ધર્મ ધર્મ વચ્ચેના ઝઘડા વધતા જાય છે, અને કેટલાક માણસો તો એટલે સુધી પણ કહેવા લાગ્યા છે કે ધર્મ જેવી વસ્તુ જ ન રહે તો સારું, તેવે સમયે 'સંતવાણી'નો આ સંગ્રહ જોતાં અત્યંત આનંદ અને સંતોષ થાય છે. ચારે બાજુ દાવાનળ ભડકી રહ્યો હોય અને વચમાં વર્ષા થતી હોય, ત્યારે જેવો સંતોષ થાય છે, તેવી જ અસર 'સંતવાણી'ની દેશના સંતપ્ત હૃદય પર થતી હોય છે. લડાઈઝઘડા થાય છે ધર્મના મિથ્યા અભિમાનને લઈને; ધર્મને નામે ચલાવવામાં આવતા સ્વાર્થ, મત્સર અને દ્વેષને લઈને; અથવા તો અજ્ઞાનને લીધે વાસ્તવિક ભાવને રહેવા દઈ માત્ર શબ્દોના આપેલા મહત્ત્વને લઈને. સંતો કહે છે કે ધર્મ એ ઘરનું પાળેલું પશુ તો છે નહીં, કે જેનું પાલન-પોષણ બાહ્યરૂપે કરી શકાય. ધર્મ એટલે તો જીવનપરિવર્તન, નવી દૃષ્ટિ પ્રાપ્ત કરવી તે. ધર્મ એ તો એક વિશિષ્ટ કોટિનું જીવન છે. એ જીવનનો જેણે પ્રત્યક્ષ પરિચય મેળવ્યો છે, તેમના દિલમાં બાહ્ય સિદ્ધાંતો ગૌણ બની જાય છે. એવા-ઓની 'એક જ વાત' હોય છે. 'સબ સાધોં' કા એક મત, 'બિચ કે બારહ બાદ.'

જ્યારે જ્યારે દેશમાં લડાઈઝઘડા વધી પડ્યા, ત્યારે ત્યારે આ સંતોએ અનેકરૂપે અવતાર લઈને ધર્મનું હાર્દ શોધી કાઢ્યું અને લોકોને તે આપ્યું. સંતોમાં બધાને સંભાળવાની સમન્વયકારી વૃત્તિ હતી; પરસ્પર સ્વાર્થનો મેળ જમાવવા માટે ધૂર્તોએ તૈયાર કરેલો એ કરાર ન હતો. સંતમાં બીજી કોઈ શ્રેષ્ઠતા હોય કે ન હોય, પરંતુ તેમનું પ્રથમ લક્ષણ એમની નિઃસ્પૃહતા છે. અને જે નિઃસ્પૃહ છે એ નિર્ભય પણ છે. એટલા જ માટે આ સંતોએ ધર્માગ્રહી અને ધર્માભિમાની કર્મકાંડી લોકો પર ચાબખા મારતાં જરા પણ સંકોચ નથી અનુભવ્યો.

એ સંતો પાસે આ સુધારકાર્ય માટે કોઈ નિશ્ચિત યોજના યા કાર્યપદ્ધતિ નહોતી તેમ તેમને કોઈ પ્રાચીન રચના તોડીને નવી રચનાની સ્થાપના પણ કરવી નહોતી. તેઓ તો રચના માત્રને ઉદાસીન દૃષ્ટિથી જોતા હતા. ક્યારેક તો કહેતા કે આ ગ્રંથોમાં શું શોધો છો, એમાં શું બળ્યું છે, ગ્રંથોનો મોહ છોડી દો. ગ્રંથોની સહાયથી હૃદયગ્રંથિ નહીં ખૂલે. 'મસિ કાગજ કે આસરે કયા ટૂટૈ ભવબંધ!' તો ક્યારેક વળી કહેતા કે આ ગ્રંથોનો કોઈ દોષ નથી; વિચાર કરનારા લોકો જ જ્યાં સ્વાર્થી, અજ્ઞાની અને મોહમત્ત હોય, ત્યાં બિચારા ધર્મગ્રંથો શું કરે?

એ સંતોએ સૌથી મોટું કામ તો એ કર્યું કે ધર્મ અને રૂઢિના નામે જે ભ્રમ, વહેમ અને ખોટા રિવાજો ફેલાયેલા હતા, તેમને દૂર કર્યા. સંભવતઃ સંતોનું સૌથી શ્રેષ્ઠ કાર્ય આ જ છે.

લોકભ્રમને દૂર કરવાની સાથે સાથે એમણે વ્યવહારશુદ્ધિનું કાર્ય પણ પૂરતા પ્રમાણમાં કરેલું છે. એમના જમાનામાં ભિન્ન ભિન્ન જાતિઓમાં જે કાંઈક છલકપટ અને અમાનુષતા હતાં, તેમને પણ દૂર કરવા માટે સંતોએ પૂરતો પ્રયાસ કરેલો છે. એ સત્યના પ્રચારક હતા. પરંતુ સમાજની કમજોરીને જોઈને અને તેમનાં અને પોતાની વચ્ચે રહેતા અંતરને જોઈને સત્યપ્રચાર કરતાં અધિક આગ્રહ તેમણે નહોતો રાખ્યો.

સામાજિક સુધારણાના ક્ષેત્રમાં પણ આ સંતોએ કાંઈ ઓછું કાર્ય નથી કર્યું. સ્પર્શાસ્પર્શને તો એમણે ફટકાર્યું છે. જો સ્વાર્થી બ્રાહ્મણોએ તેમનું કામ બગાડી માર્યું ન હોત તો આ સ્પર્શાસ્પર્શનો ભેદ ક્યારનોય નીકળી ગયો હોત.

એ સંતો જાણતા હતા કે જાતિવ્યવસ્થા અને વર્ણવ્યવસ્થા સમાજના આર્થિક સંગઠન અર્થે ચાહે તેટલાં આવશ્યક હોય, પરંતુ એ વ્યવસ્થાથી સમાજનું કલ્યાણ કે વ્યક્તિનો ઉદ્ધાર ન તો ક્યારેય થયો છે કે ન તો થવાની સંભાવના પણ છે!

સંતમતનો પ્રાદુર્ભાવ એમ તો આદિ કાળથી છે, પરંતુ જે 'સંતવાણી'નો આ પુસ્તકમાં સંગ્રહ કરવામાં આવ્યો છે, એ વાણીનો અને એની પરંપરાનો પ્રારંભ તો કદાચ કબીરથી જ થયેલો છે. કબીરે જે કાર્ય કર્યું તેની પ્રેરણા તો એમને સ્વામી રામાનંદ પાસેથી જ મળી હતી. કબીરનો હિંદુઓ અને મુસલમાનો બંનેની સાથે ઘનિષ્ઠ સંબંધ હોવાના કારણે એમનામાં અસાધારણ યોગ્યતા આવી ગઈ હતી. એ નિર્ભયતા સાથે બંનેને ફટકારતા હતા. બંનેને શુદ્ધ સત્યધર્મનો માર્ગ દેખાડતા હતા. આજે આપણા દેશમાં અને ખાસ કરીને ગામડાંઓમાં જે હિંદુ-મુસ્લિમ-એકતા જોવામાં આવે છે, એ આ સંતોની વાણીનો જ પ્રતાપ છે. સંતોએ સામાજિક નિયમો તો હતા તેમને તેમ જ રહેવા દીધા. તેઓ જાણતા હતા કે સામાજિક રૂઢિઓની પાછળ વિશિષ્ટ વર્ગોના હિતઅહિતનો પણ સવાલ આવે છે. લોકોને આ રૂઢિઓ પ્રતિ ઉદાસીન બનાવી દીધા, એટલે અર્ધું કામ તો પતી ગયું. બાકીનું અર્ધું કામ યુગપ્રવર્તક કાળ પોતે જ કરી લેશે. સંતોની આ દૃષ્ટિમાં કદાચ દીર્ઘદર્શિતા હતી. કદાચ પોતાના કાર્યને દઢ બનાવવા પ્રતિ ઉદાસીનતા હતી. સમયના વહેવા સાથે સમાજમાં રૂઢિએ પોતાનું આસન પુનઃ જમાવી લીધું. અને નિશ્ચય કર્યો કે સંતોનો ઉપદેશ સંતોને માટે જ સારો છે. જનતામાં ન તો સંતોનો ત્યાગ છે અને ન તો સંતોની શાંતિ છે. સંતોના કાર્યમાં આ જે થોડીક નિર્બળતા રહી ગઈ એને સંતોની કાર્યપદ્ધતિનો દોષ ગણવો કે મનુષ્યસ્વભાવના નૈસર્ગિક દોષનું પરિણામ ગણવું?

સંતોએ શાસ્ત્રધર્મને શ્રદ્ધાંજલિ આપી એક બાજુ પર મૂકી દીધો, લોકધર્મમાં જે સારા અંશ તેમને મળ્યા, તેમની જ તેમણે પ્રતિષ્ઠા વધારી, અને અનિષ્ટ અંશોનો પ્રાણપણે વિરોધ કર્યો. સ્વાનુભવ, સ્વનિરીક્ષણ અને લોકકલ્યાણના આધાર ઉપર જ એમણે વિશિષ્ટ સિદ્ધાંતથી નિરપેક્ષ ધર્મ ચલાવ્યો.

એક વાત ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ. આ સંતોની ગંગોત્રી તો નવનાથના યોગમાર્ગમાં છે. હઠયોગ અને કીમિયાનું પ્રાધાન્ય એમનામાં બહુ હતું. પરંતુ

પાછળથી આ બંને વસ્તુઓની પ્રતિષ્ઠા ઘટતી ચાલી અને સુરતાસાધક ધ્યાનયોગનું મહત્ત્વ વધવા માંડયું. ધ્યાનયોગ જોકે લોકસુલભ ન હતો, તેથી તેની સાથે સાથે જ ભક્તિયોગ પણ આવ્યો. અનાસક્તિ અને ત્યાગ તો સંતધર્મમાં પ્રારંભથી અંત સુધી ભરેલાં જ છે. હઠયોગની પ્રતિષ્ઠા સંતોએ પોતાના મૂક વિરોધથી જેવી રીતે ઓછી કરી નાખી તે જ પ્રમાણે બ્રહ્મચર્યાશ્રમની પણ પ્રતિષ્ઠા એ સંતોએ વિના કશા વિરોધે ઓછી કરી નાખી. જે બ્રહ્મચારી હોય તે જ સંત બની શકે – ગૃહસ્થાશ્રમ તો સંતો માટે છે જ નહીં, એવા વિચારોને એમણે ધીરે ધીરે ઢીલા બનાવી દઈ, સાદું જીવન, સંતોષ, અપરિગ્રહ અને ભૂતમાત્રના કલ્યાણની દયા-વૃત્તિ, એ જ વસ્તુઓને એમણે જીવનના સારસર્વસ્વ તરીકે જણાવી.

સંતોના પ્રભાવ વડે આપણું રાષ્ટ્રીય ચારિત્ર્ય ખૂબ જ ઊંચી કક્ષાએ પહોંચ્યું, એમાં તો કશો સંદેહ છે જ નહીં. કિંતુ આજકાલ સંતમતના પ્રચારની બાબતમાં એક ફરિયાદ વારંવાર ઊઠે છે તે એ છે કે આ સંતોએ જનતામાં જે સંતોષ-વૃત્તિ અને અનાગ્રહ પેદા કર્યાં, તેના પરિણામે જનતામાં લોકજીવનની બાબતમાં અનુત્સાહ ઉત્પન્ન થયો છે. સંતવાણીનો સૌથી વધુ પ્રચાર થયો શીખોમાં, વૈષ્ણવોમાં અને મહારાષ્ટ્રના વારકરી લોકોમાં. સંતમત અને સંતવાણીના ગુણદોષ આ લોકોના જીવન પરથી તારવવાનો મોહ ઐતિહાસિકોને અવશ્ય થતો હશે, પરંતુ એમ કરવું ઉચિત નથી. પ્રાચીનકાળથી મનુષ્ય પોતાના સામાજિક ગુણદોષ અનુસાર, પોતાની સંકુચિત દૃષ્ટિ અનુસાર તેનું પાલન કરતો આવ્યો છે. જેઓ કાયર છે તેઓ અહિંસાની ઢાલ પાછળ છુપાઈ જઈ પોતાની કાયરતાને ઢાંકી દે છે, તેથી અહિંસાધર્મ એ કાયરોનો ધર્મ છે એમ સિદ્ધ નથી થતું.

ભાષાની દૃષ્ટિએ પણ સંતોની સેવા કાંઈ ઓછી નથી. સંતોએ તો જાણે કે ભાષાની એક ટંકશાળ જ ઉઘાડી મૂકી છે કે જેમાંથી નવી નવી જાતની સોના-મહોરો રોજ ઢળાઈ ઢળાઈને નીકળ્યા કરે છે. બંદૂકની ગોળીની જેમ સંતવાણી સીધી મનુષ્યના હૃદય સુધી પહોંચી જઈ એક ક્ષણની અંદર તેની મરી ગયેલી ધર્મબુદ્ધિને પુનર્જીવિત કરી દે છે. સંતોની વાણી અનેકઅર્થી, જનમનોહર, અલ્પા-ક્ષરી, મધુર અને સત્યપૂર્ણ હોય છે. એમની શૈલી નિશ્ચયાત્મક હોય છે કારણ કે એ જીવનમૂલક હોય છે, અને એથી જ એ જીવનસુલભ પણ હોય છે. સંતવાણી એ કોઈ પણ રાષ્ટ્રની સર્વશ્રેષ્ઠ મૂડી છે. એ વાણીનો વિલાસ નથી, પરંતુ જીવનનો નિચોડ છે, અને તેથી જ તે જીવંત અને અમર હોય છે. સંતવાણી એ એક એવી સ્વર્ગગંગા છે કે જેમાં સ્નાન-પાન કરીને લોકજીવન પવિત્ર, સમૃદ્ધ, સમર્થ અને સ્વતંત્ર થઈ જાય છે.

ભિન્ન ભિન્ન સંતોનાં વચનોનો આવો સંગ્રહ કરવો એ દીર્ઘકાળના સંકલ્પ અને પ્રયત્નોનું ફળ હોય છે. તેની પાછળ જે પરિશ્રમ કરવો પડે છે, તેની સાથે જ જે અપૂર્વ આનંદ મળે છે, એ જ એ પરિશ્રમનું મધુર ફળ હોય છે. આ

સંગ્રહના પઠનપાઠનથી જે આનંદ પ્રાપ્ત થાય છે, તેથી અનેકગણો આનંદ સંગ્રહકારને આ રત્નોની ચૂંટણી કરતી વેળાએ થયો હશે.

સંગ્રહ કર્યા બાદ સંગ્રહકારે જે ભિન્ન ભિન્ન શીર્ષકો નીચે વર્ગીકરણ કર્યું છે, એ શીર્ષકો જ સંતમતનું રહસ્ય બતાવવા માટે સમર્થ છે.

સંગ્રહની સાથે સાથે આધુનિક હિંદી ગદ્યમાં જે ભાવાર્થ (paraphrase) સંગ્રહકારે આપેલો છે, તેમાં તેની કવિત્વશક્તિ પણ પ્રકટ થાય છે. એને વાંચતાં એક ગદ્યકાવ્યનો રસાસ્વાદ મળે છે.

મને વિશ્વાસ છે કે જેમની જન્મભાષા હિંદી નથી એમને આ ભાવાર્થ ખૂબ સહાયરૂપ થઈ પડશે. પોતપોતાની પ્રાંતીય ભાષા બોલતાં આપણા હિંદીપ્રેમીઓની એ વિશેષ ફરજ છે કે આપણે આપણી ભાષાઓના સંતોની સૂક્તિઓના આવા સંગ્રહ સંકલિત કરી તેમને નાગરી લિપિમાં છપાવીએ અને હિંદીમાં તેનો અનુવાદ પણ આપીએ. વિયોગીજીની ગદ્યકાવ્યશક્તિ કદાચ દરેક ભાષાંતરકારમાં ન હોઈ શકે, કિંતુ કવિઓની વાણીનું તેજ અને એની મધુરિમા પોતાના કરભારથી રાષ્ટ્રભાષાને સમૃદ્ધ કર્યા વિના નહીં રહે. *

# ૧૯. યુગધર્મનો ભગવાન**

શ્રી વામનરાવ જોશી મારા માનીતા મિત્ર છે. 'આશ્રમહરિણી', 'રાગિણી' વગેરે એમની નાનીમોટી નવલકથાઓ વાંચીને હું ખુશખુશ થઈ ગયો હતો. વડોદરામાં અમે મળતા ત્યારે અનેક વિષયોની ચર્ચા કરતા. વામનરાવ બહુશ્રુત છે, વિદ્વાન છે, રસિક છે; એમની વાતોમાં તેમ જ લખાણોમાં ઉત્તમ ટંકશાળી ભાષા, સારા સારા વિચારો, મજાની દલીલો અને બુદ્ધિને ખોરાક હમેશાં મળવાનાં. એવા માણસનાં વખાણ કરતાં આપણે ધરાતા નથી, પણ એ જ વખાણ લાંબા વખત સુધી ચાલે એટલે વખાણ કરી કરીને માણસનું મોઢું ભાંગી જાય છે, અને પછી બાસૂદી પછી જેમ માણસ ચટણી કે આદું ખાય છે તેમ માણસ દોષો જોવા નીકળે છે. આટલાં જેનાં વખાણ આપણે કરીએ છીએ તેના દોષો પણ શોધવા જોઈએ એમ માણસને થઈ જ જાય છે.

હું જ્યારે જેલમાં હતો ત્યારે વામનરાવે 'સુશીલેચા દેવ' નામની નવલકથા મને વાંચવા મોકલી. જેલની નવરાશ અને વામનરાવની કૃતિ. બીજે જ દિવસે વાંચીને ખતમ કરી. પછી પોતાની વાસરીમાં એ નવલકથા વિશે લખવા બેઠો. મનમાં હતું કે જેટલું વિરુદ્ધ લખાય તેટલું લખવું.

એ વખતની એ નોંધ હમણાં હમણાં મેં મારા એક મિત્રને જોવા મોકલી.

---

* 'સંતવાણી' (સંગ્રાહક શ્રી વિયોગી હરિ)નો પરિચય.

** 'સુશીલાનો દેવ'ની પ્રસ્તાવના.

તેમણે એ એક માસિક પાસે મોકલી દીધી. મને ખબર પડી કે બાણ હાથમાંથી છૂટી ગયું છે. એ પોતાનાં ઘાતકી કર્મ કર્યા વગર રહે નહીં. મેં એ નોંધ ઉપર એક નોંધ લખી. આખું લખાણ સૌમ્ય કરવાનો પ્રયત્ન કર્યો, પણ એ મલમપટ્ટી કેટલી કામ આવવાની હતી? આજે પસ્તાઉં છું કે એવું એકાંગી લખાણ મેં મારી કલમમાંથી જવા દીધું.

એ જ ચોપડીના આ ગુજરાતી અનુવાદ માટે પ્રસ્તાવના લખવાની મને તક મળી છે એટલે હવે થઈ ગયેલી જૂની ભૂલ સુધારી શકાય છે. ભાષાંતર જોઈ જવાનો વખત મને મળ્યો નથી, પણ તે સારું હશે એ વિશે મને શંકા નથી. મૂળે વામનરાવની શૈલી, ખાસ કરીને આ ચોપડીમાં, સજ્જનના હૃદય જેવી સરલ છે પ્રકૃતિનાં વર્ણનો, સ્વભાવનાં ચિત્રો, સ્થાનિક રિવાજોના કે રહેણીકરણીના ઉલ્લેખો આમાં બહુ ઓછા છે. આ નવલકથાની શૈલી બંદૂકની ગોળી જેવી સીધી સોંસરી છે. મતલબ સાથે મતલબ, આડીઅવળી લપ એમાં ન મળે. આજના જમાનાના વાચકો માટે આવી જ શૈલી સર્વોત્તમ ગણાય. આવી શૈલીના લખાણનું ભાષાંતર કરવામાં મુશ્કેલી ઓછી, અને ભાષાંતરકાર બંને સમાજમાં અને બંને સાહિત્યમાં જ્યારે ઓતપ્રોત હોય ત્યારે ભાષાંતર વિશે શંકા લાવવાનું કારણ જ નથી. વળી મરાઠી અને ગુજરાતી, એ બે ભાષાઓ એકબીજાની એટલી તો નજીક છે કે ભાષાંતર કરવું એટલે ફેંટો ઉતારી પાઘડી પહેરવા જેટલું સહેલું છે; માત્ર ઉપર કહ્યું તેમ ભાષાંતરકાર સવ્યસાચી હોવો જોઈએ.

‘સુશીલાનો દેવ’ એ નવલકથા લખાઈ તે વખતે સમાજસત્તાવાદનો પ્રચાર આજના જેટલો થયો ન હતો. એ મત પરત્વે આપણે ત્યાં રાજકીય પક્ષ પડ્યા ન હતા, અને એના સિદ્ધાંતના શાસ્ત્રાર્થ પણ થયા ન હતા. આજે તો આ નવી દુનિયાનું એક અલાયદું સાહિત્ય તૈયાર થવા લાગ્યું છે, એવે વખતે ‘સુશીલાનો દેવ’ નવાજૂના બંને વિચારના અને જમણાડાબા બંને પક્ષના લોકોને પ્રિય થઈ પડશે એ વિશે મને શંકા નથી. બાળપણની ભોળી ભક્તિથી માંડીને મોટપણમાં તર્કનું સહરા વટાવ્યા પછી કેવળ ધ્યેયનિષ્ઠા સુધી ઈશ્વર વિશે જે જે કલ્પનાઓ માણસ સેવે છે તેનું આછું ચિત્ર અહીં આપેલું છે. ઈશ્વર, ધર્મ, સમાજરચના, સત્યનિષ્ઠા, અહિંસાવાદ, સામાજિક અન્યાય અને તે દૂર કરવાના ઉપાયો, બધા જ વિષયોનો અહીં વિચાર થયો છે, અને તે એટલી હળવી શૈલીથી કે કેવળ બે ઘડીના વિનોદને અર્થે જ જેઓ નવલકથા હાથમાં લે છે તેમને માટે પણ અહીં એકે પ્રકરણ નીરસ કે ટાળવા જેવું લાગવાનું નથી. જરાક ચર્ચા લંબાઈ, વિષય ઊંડાણમાં ઊતર્યો કે વામનરાવને તરત એનું ભાન થાય છે, અને તેઓ તરત બીજે રસ્તે વળી જાય છે.

આ નવલકથા પાછળ પ્રચાર છે, અને નથી. એનું કારણ લેખકના સ્વભાવમાં જ છે. દરેક વિષયની બધી બાજુઓ જોયા-તપાસ્યા વિના વામનરાવને જંપ વળે નહીં. એ એમનો સ્વભાવ છે, અને એમાં જ વાચકોને લાભ છે.

આ નવલકથાના ગુજરાતી વાચકોમાં જેઓ સનાતની છે, જેઓ કેવળ બુદ્ધિવાદી છે, જેઓ સમાજસત્તાવાદમાં માનનારા છે અને જેઓ નવજીવનના સાહિત્ય ઉપર ઊછરેલા છે, તે બધાને મારી વિનંતી છે કે તેઓ આ વાર્તા વિશેનો પોતાનો ગમોઅણગમો લખી કાઢે અને તેનાં કારણો નોંધવા માંડે. તેમ કર્યા પછી જ તેમને ખબર પડશે કે વામનરાવનું લખાણ કેટલું સમતોલ અને ન્યાયપૂર્ણ છે.

નવા જમાનાના નવા લોકો વિશે સદ્‌ભાવ પેદા કરવાનું કામ આ નવલકથા દ્વારા એટલું તો સરસ થવાનું છે કે મારી ખાતરી છે કે ગુજરાતમાં આ નવલકથા અને એના વિદ્વાન સહૃદય લેખક બંને ઘણા લોકપ્રિય થશે.

સામાન્ય નવલકથાઓમાં જે પ્રસંગોનું લાંબું લાંબું વર્ણન મળે તે બધા અહીં ટાળવામાં આવ્યા છે. અને તેથી નવલકથાઓનું અખંડ પારાયણ કરનાર લોકોને પણ આ નવલકથામાં નવીનતા અને તાજાપણું મળશે, અને વિચાર હોય કે ન હોય, સમાજની સ્થિતિ વિશે વિચાર કરવાની પ્રેરણા મળશે.

પુનર્વિવાહ, સ્ત્રીસ્વાતંત્ર્ય, ઈશ્વરના અસ્તિત્વ વિશે સંશયકલ્લોલ, તાત્ત્વિક વિચારોનાં ઝોલાં, ન્યાયીપણાની પ્રીતિ અને ઈશ્વરની સુધારેલી આવૃત્તિ કાઢવા જેટલી ઈશ્વર વિશે ઘેલછા, એ વામનરાવની ખાસિયત છે. સ્ત્રીસ્વાતંત્ર્યની મૂર્તિ ઊભી કરવા માટે શ્રી રવીન્દ્રનાથે ચિત્રાંગદા ચીતરી. પણ તે મધ્યયુગીન કામુકતાના વાતાવરણમાં અટવાઈ ગઈ. વામનરાવની ઉત્તરા અથવા રાગિણી અને પ્રસ્તુત સુશીલા આજના જમાનાની છે અને પોતાનું સ્વતંત્ર સ્ત્રીત્વ અખત્યાર કરવા માગે છે. વામનરાવે એમનું સ્ત્રીત્વ નષ્ટ નથી થવા દીધું, એમાં એમની કલાનો ઉત્કર્ષ છે. સુશીલાનું ચિત્ર હૃદયંગમ છે. એનો ક્રમવિકાસ પણ ઘણી ખૂબીથી બતાવવામાં આવ્યો છે. એ આખી ચોપડી વાંચ્યા પછી પહેલું પ્રકરણ ફરી એક વાર જોઈ જવા જેવું છે.

ટેનિસનની 'એનોક આર્ડન' કવિતાની વામનરાવના મન ઉપર ઊંડી અસર થઈ લાગે છે. એ કવિતાની છટા 'આશ્રમહરિણી'માં તો સ્પષ્ટ છે જ, પણ 'સુશીલા'માં પણ એ જ છાયા દેખા દીધા વગર રહેતી નથી. અત્યંત પવિત્ર પ્રેમ એકસામટો બે ઠેકાણે બેસી શકે છે, એમ સિદ્ધ કર્યા વગર એમને સંતોષ થતો નથી. માત્ર એ ચિત્ર એમને બહુ સુંદર રીતે ચીતરતાં આવડે છે એ વાત કબૂલ કર્યે જ છૂટકો.

બાળપણના અનુભવો રેખાંકિત કરવામાં લેખકની સ્વભાવોક્તિ, સહૃદયતા અને કલ્પકતા અસાધારણ રીતે પ્રતીત થાય છે.

નવલકથાનાં પાત્રોનું વિવેચન ન કરાય એમ નથી, પણ એ ચોપડીની પ્રસ્તાવનામાં જ એ બધું કરવું અસ્થાને ગણાય. પાશ્ચાત્ય લોકો નવલકથા માટે પ્રસ્તાવનાઓ પણ સહન કરતા નથી.

કલાની દૃષ્ટિએ કાફનું પાત્ર ગળે ઊતરે એમ નથી. ગૌણ પાત્રો જો વિસ્તારથી ચીતરવાં ન હોય તો એમને એટલાં ઉઠાવદાર અથવા ભભકવાળાં ન બનાવવાં જોઈએ.

આ નવલકથામાં વિભૂતિતત્ત્વને ઝાઝું સ્થાન નથી. ઘડિયાળના કાંટાને જેમ આખું ચક્ર ફર્યા છતાં પોતાનું કેન્દ્ર છોડવું ગમતું નથી, તેમ વામનરાવ પોતાનાં પાત્રોને સૂક્ષ્મ વિચારક અને ટેકીલાં બનાવતા છતાં સામાન્ય લેવલથી ઉપર ચડવા દેતા નથી.

સરવાળે આ નવલકથા રૂપાળી, પ્રમાણબદ્ધ, આહ્‌લાદકારક અને ઉદ્‌બોધક થઈ છે. જનતાના વિચારોને ચાલના આપવાનું પોતાનું કામ એ સરસ રીતે કરશે.

૧૧-૧૦-'૩૯

## ૨૦. સમયાનુકૂલ પુનર્જન્મ*

વિશ્વસાહિત્યમાં સ્થાન પામેલી આ એક અમર કથા છે. એ નવલકથાની લેખિકા હેરિયેટ બિચર સ્ટૉએ બીજી કોઈ ચોપડી લખ્યાનું હું જાણતો નથી. પણ આ એક જ વાર્તા લખી એણે પોતાની અસાધારણ સાહિત્યશક્તિનો પરિચય દુનિયાને કરાવ્યો છે.

જે ચોપડીએ સમાજ ઉપર અસાધારણ અસર પાડી છે અને જેને લીધે અસંખ્ય હૃદયો જાગ્રત થયાં છે, તેને સાહિત્યકૃતિ કહેવા કરતાં જીવતી વ્યક્તિ તરીકે ઓળખવાનું હું વધારે પસંદ કરું છું. પશ્ચિમમાં ગુલામીની પ્રથાને નેસ્તનાબૂદ કરવામાં વિલબર ફોર્સ, ગૅરિસન અથવા અબ્રાહમ લિંકન જેવાઓએ જેટલું કામ કર્યું છે તેટલું જ આ ચોપડીએ પણ કર્યું છે.

આ ગ્રંથના અનુવાદ દુનિયાની બધી ભાષાઓમાં થયા હશે. મરાઠીમાં, બંગાળીમાં અને હિન્દીમાં થયા છે જ. ગુજરાતીમાં બે છે. દુ:ખની વાત એટલી જ કે ભાષાંતરિત સાહિત્ય હોઈ એને ક્યાંય પાઠ્યપુસ્તક તરીકે સ્થાન મળ્યું નથી. સાહિત્યક્ષેત્રમાં અનુવાદિત સાહિત્ય હંમેશાં ગૌણ ગણાય છે અને તે યોગ્ય છે. પણ કેળવણીના ક્ષેત્રમાં અમુક ચોપડી મૌલિક છે કે અનુવાદિત છે એનો વિવેક બહુ જાળવવાની જરૂર નથી. યુવાનોનાં મન ઉપર ભારે અને ઇષ્ટ અસર કરી શકે એવી એક એક સાહિત્યકૃતિ કેળવણીના દિવસોમાં યુવકો અને યુવતીઓની નજર તળે આવ્યા વગર રહે નહીં એની ચિંતા કેળવણીકારોએ રાખવી જોઈએ.

સાહિત્યનું ક્ષેત્ર વિશાળ થતું જાય છે એટલા માટે સાહિત્યશક્તિ ધરાવનારા કેળવણીકારોએ પ્રખ્યાત સાહિત્યકૃતિના સારા સારા સંક્ષિપ્ત સારાંશ આપવાનું કામ આ જમાનામાં ઘણું કર્યું છે 'અંકલ ટૉમ્સ કૅબિન'નો સાર અંગ્રેજીમાં કોઈએ આપ્યો છે કે નહીં તે હું જાણતો નથી. ન હોય તો મને આશ્ચર્ય થશે.**

---

* 'અંકલ ટૉમ્સ કૅબિન'ના અનુવાદ(અનુ. શશિન્ ઓઝા)નો પ્રવેશક.

** આ લખ્યા પછી ખબર પડે છે કે અંગ્રેજીમાં કાંઈ નહિ તો એક સંક્ષિપ્ત આવૃત્તિ તો છે જ.

મૂળ ચોપડી મેં વાંચી એને ઘણાં વર્ષો થયાં. કથાની ઘણીખરી વસ્તુઓ તો હું ભૂલી ગયો છું. છતાં રવીન્દ્રનાથ ઠાકુરની 'ઘરે બાહિરે' (Home and the World) જ્યારે વાંચી ત્યારે એમાંના નિખિલનું પાત્રાલેખન વાંચી મને 'અંકલ ટૉમ્સ કૅબિન'માં આવેલા સેન્ટ ક્લૅરનું સ્મરણ થયું. બંને સ્વભાવે સજ્જન, પરોપકારી છતાં કંઈક ઢીલા એવા લાગ્યા.

જ્યારે સેન્ટ ફ્રાન્સિસ ઑફ એસીસીનું જીવનચરિત્ર વાંચ્યું, ત્યારે એની શિષ્યા સેન્ટ ક્લૅરના જ અદ્ભુત જીવનક્રમના સ્મરણ સાથે 'અંકલ ટૉમ્સ કૅબિન'ની નવલકથા યાદ આવી. પણ મગજમાં જેનું પાત્રાલેખન બરાબર ઠસી ગયું છે તે મિસિસ સેન્ટ ક્લૅર છે. એના સ્વભાવનું ચિત્ર જોયા પછી 'અહંપ્રેમ' એ શબ્દ મેં યોજ્યો અને એ વિશે એક લેખ પણ લખ્યો. અહંપ્રેમી લોકો સ્વાર્થી હોય છે એમ નથી, પણ એમની આખી દુનિયા તેઓ પોતાની આસપાસ ફેરવે છે. પોતાની લાગણીને જ પ્રધાનપદ આપે છે. પોતાનું જ દુ:ખ રુએ છે અને અખંડ પોતાની જ દયા ખાતાં હોય છે.

મિસિસ સ્ટૉએ નાનકડી ઈવાનું પાત્ર પણ આબાદ ચીતર્યું છે. તે નાનકડું ફૂલ અકાળે કરમાઈ ગયું પણ એની સુગંધ સાહિત્યમાં કાયમની રહી છે. એ ઈવાની પડખે નાનકડી ટૉપ્સીનું ચિત્ર ખડું કરી લેખિકાએ કેળવણીકારો માટે બહુ જ મહત્ત્વનો મસાલો પૂરો પાડ્યો છે.

ઑફેલિયાનું ચિત્ર પણ એવું જ આબાદ છે. એ ગુલામો પ્રત્યે ન્યાયબુદ્ધિ બતાવી શકે છે, પણ એમના પ્રત્યે સમભાવ કેળવી શકતી નથી. કાર્યકુશળતાને વરેલા કેટલાક લોકો ચારિત્ર્યને બુદ્ધિનો વિષય ગણે છે. એવા લોકો તેજસ્વિતા બતાવતા છતાં માનવતાનો પરિચય નથી કરાવી શકતા. એમની ભલાઈ ઉપર તમે વિશ્વાસ રાખી શકો પણ હૂંફ ના મેળવી શકો.

ખ્રિસ્તી લોકો આગળ આદર્શ જીવનનો એક ચોક્કસ ચિતાર હોય છે અને એ આદર્શ જેટલો ઉચ્ચ છે તેટલો જ વ્યવહારમાં આણવા લાયક પણ હોય છે, એમ તેઓ સિદ્ધ કરવા મથે છે. મિસિસ સ્ટૉનો આદર્શ ધર્મપરાયણ સહનવીર તે ગુલામ અંકલ ટૉમ છે. એનું ઉજ્જ્વળ ચારિત્ર્ય, એની નમ્રતા, એની સહનશીલતા અને એનો કરુણ અંત બધાં જ આપણાં હૃદય ઉપર કાયમની અસર કરે છે.

મિસિસ સ્ટૉએ 'અંકલ ટૉમ્સ કૅબિન' એ નવલકથા ગુલામીની પ્રથા સામે માણસજાતનો પુણ્યપ્રકોપ જાગ્રત કરવા માટે લખી. પણ એ ચોપડીમાં એણે જાત જાતનાં માનવીઓના એવા તો સુંદર સુંદર નમૂનાઓ વર્ણવ્યા છે કે માનસશાસ્ત્રના અભ્યાસીને એમાંથી ઘણું મળે એમ છે.

એક વિચાર મનમાં આવ્યા વગર રહેતો નથી. સન ૧૮૫૨ના સમયમાં લખેલી આ નવલકથાને પડખે રાખી શકાય એવી કોઈ નવલકથા આપણા દેશમાં લખી હશે ખરી? બંકિમચંદ્ર, ગોવર્ધનરામ, હરિનારાયણ આપ્ટે, એ બધા લેખકો ત્યાર પછીના જમાનાના ગણાય. ૧૮૫૭ની સાલના પહેલાંના જમાનાના આપણા

સાહિત્યકો કેવા હશે, એમણે શું લખ્યું હશે, એવી જિજ્ઞાસા મનમાં ઊઠતાં એ તૃપ્ત કરવાનાં સાધનો આપણી પાસે નથી.

ભાઈ શશિન્ ઓઝાએ આ એક સુંદર સાહિત્યકૃતિનો સ્વાદ ચખાડવાનું કાર્ય કર્યું છે, તે માટે તે અવશ્ય ધન્યવાદને પાત્ર છે. આપણે ત્યાં રાષ્ટ્રસેવકો અને સમાજસેવકો માટે જે અભ્યાસક્રમ તૈયાર કરવામાં આવે છે તેમાં બુકર ટી. વૉશિંગ્ટનના આત્મચરિત્રની પેઠે મિસિસ સ્ટૉની આ નવલકથા પણ દાખલ કરવી જોઈએ. અને દરેક સમાજસેવકે તે વાંચવી જોઈએ.

*

'Uncle Tom's Cabin' જેવી નવલકથાના અનુવાદ બેત્રણ લોકોને હાથે, અલગ અલગ વખતે થાય એ એ ચોપડીની લોકપ્રિયતા પુરવાર કરે છે. ભાઈ શશિન્ ઓઝાએ આ સુંદર ચોપડીનો સાર પાંચ વરસ પહેલાં પ્રકાશિત કર્યો હતો. ત્યારે જ એની પ્રસ્તાવનામાં મેં એ ચોપડી વિશેનો મારો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો.

સારા સારા લેખકોનું માનવું છે કે એક જ વિષય ઉપર અનેક રીતે લખવું કાંઈક મુશ્કેલ ખરું, માત્ર એક જ ચોપડી વિશે બે વાર અભિપ્રાય આપવો લગભગ અશક્ય હોય છે. ચોપડી વાંચીને એક વાર જે અભિપ્રાય બંધાયો તે બંધાયો. એ અભિપ્રાય તાજો હોય ત્યારે આપણે જેમ સારી ભાષામાં વ્યક્ત કરી શકીએ છીએ, તેમ બીજી વાર કરી શકાતું નથી. એટલે જ મેં શશિન્‌ભાઈને સૂચના કરી કે સંક્ષિપ્ત આવૃત્તિની પ્રસ્તાવના જ થોડી કાટછાટ સાથે આ સળંગ-સૂત્ર અનુવાદ સાથે છાપવી.

એ પ્રસ્તાવનામાં હું એટલું જ ઉમેરીશ કે 'અંકલ ટૉમ્સ કેબિન'નું આકર્ષણ સનાતન એટલે નિત્યનૂતન છે એ તો ખરું જ, પણ જે જમાનામાં એ લખાઈ હતી, એના કરતાં આજના જમાનામાં માણસજાતની સામૂહિક ન્યાયબુદ્ધિ વધારે જાગ્રત થઈ છે, તેથી આ નવલકથા તે જમાના કરતાં આજના જમાનામાં વધારે ઊંડી સમજણથી વંચાશે.

જૂના કાળમાં ન્યાય-અન્યાયનો વિચાર ધાર્મિક ત્રાજવામાં તોળાતો હતો, વ્યક્તિગત કલ્યાણ-અકલ્યાણની દૃષ્ટિએ મપાતો, એમાં સહેજસાજ ઐતિહાસિક દૃષ્ટિ ઉમેરાય તો સમજણની પરમાવધિ થઈ પડે એમ મનાતું.

આજે સમાજશાસ્ત્રને એક બાજુ ઐતિહાસિક, બીજી બાજુ વૈજ્ઞાનિક અને ત્રીજી બાજુ આધ્યાત્મિક પાયાનો લાભ મળ્યો છે. તેથી યુરોપ, આફ્રિકા અને અમેરિકા – આ ત્રણ ખંડના રહીશોએ ગુલામીની જે પ્રથા ઉત્પન્ન કરી, તેની મીમાંસા આપણે ઊંડાણમાં ઊતરીને કરી શકીએ છીએ. સમાજસત્તાવાદ, સામ્યવાદ અને સર્વોદયનો અહિંસાપરાયણ સામ્યયોગ અથવા બંધુત્વયોગની ઊંડી ચર્ચા ચલાવ્યા પછી 'અંકલ ટૉમ્સ કેબિન'નું આખું કથાનક વાંચતાં આપણા મન ઉપર નવી જ છાપ પડે છે અને તેની જ સાથે એ નવલકથાની લેખિકા વિશે આપણો આદર વધે છે.

અંકલ ટૉમ જેવું પાત્ર ખ્રિસ્તી ધર્મવિચારની દૃષ્ટિએ ભલે આલેખાયું હોય, પણ આજે ગાંધીજીની દૃષ્ટિએ એને તપાસ્યા વગર આપણાથી રહેવાતું નથી. સિન્કલેર (St-Claire)ના પાત્રમાંથી આપણે સજ્જનોના સ્વભાવમાં રહેલી શિથિલતા-નો જ અત્યાર સુધી વિચાર કરતા હતા. આજના સમાજસત્તાવાદીઓ એ પાત્ર દ્વારા ટ્રસ્ટીશિપની થિયરી ઉપર વિશ્વાસ રાખવામાં રહેલાં જોખમો વગેરે આપણને બતાવશે.

તેથી જ મને લાગે છે કે 'અંકલ ટૉમ્સ કૅબિન' એ નવલકથાની કદર કરવા માટે આજનો જમાનો જ વધારે અનુકૂળ છે. અને તેથી જ અનુવાદનો નવેસર પ્રયત્ન કરવા બદલ શ્રી શશિનૂભાઈ ઓઝાને વિશેષ અભિનંદન આપું છું.

૧૫-૭-૫૧

# ૨૧. દેવી ચોધરાણી

બંકિમબાબુની કૃતિઓ સાહિત્યરસિકો માટે નવી નથી, એટલે ભાઈ વીમા-વાળાએ હમણાં હમણાં બંકિમબાબુની 'દેવી ચોધરાણી' ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી છે તેની ખાસ સમાલોચના કરવાની આવશ્યકતા ન જ હોવી જોઈએ. બંકિમબાબુ બંગાળીના સાહિત્યસમ્રાટ તરીકે સ્વીકારાયાને પણ ઘણા દિવસો થઈ ગયા છે. એમના 'આનંદમઠ' ને 'દેવી ચોધરાણી' એ એક નવલયુગલ છે. બંને નવલકથાઓ-માંથી બંગાળના યુવકોએ પ્રેરણા મેળવી છે અને ક્રાંતિકારી લોકોએ તો બંનેમાંથી જાણે દીક્ષા જ લીધી હોય તેવું જણાય છે. 'આનંદમઠ' વધારે પ્રસિદ્ધ થયું તેનાં અનેક કારણોમાં 'વંદે માતરમ્'વાળું માતૃગીત તેમાં આવ્યું છે, એ છે. જોકે સાહિત્યની દૃષ્ટિએ 'દેવી ચોધરાણી' એ બંકિમબાબુની પ્રતિભાનું પરિપકવ ફળ છે.

'આનંદમઠ'માં બંકિમબાબુએ શક્તિઉપાસનાને દેશભક્તિ સાથે વણી કાઢી છે, જ્યારે 'ચોધરાણી' ગીતાધર્મ અથવા વૈષ્ણવધર્મનું નવું સ્વરૂપ આપવાનો પ્રયાસ છે. 'આનંદમઠ'માં બ્રહ્મચર્યની સાધનાનો સૂર છે, જ્યારે 'ચોધરાણી'માં ગૃહસ્થધર્મ વિશેષરૂપે ઉજ્જવળ કરીને બતાવ્યો છે. 'આનંદમઠ'માં બ્રહ્મચર્યપાલન કેટલું વિકટ છે એનું સહેજ સૂચન છે. 'દેવી ચોધરાણી'માં ગૃહસ્થધર્મની ઉજ્જવળતા સ્ત્રીઓના ધ્યેયવાદને જ આભારી છે એમ બતાવવાનો વિશેષ પ્રયત્ન છે. 'દેવી ચોધરાણી' જાણે કુલીનધર્મનો ઉપહાસ કરવાને માટે લખેલી નવલકથા હોય એમ જ લાગે છે. બંગાળમાં કુલીનધર્મે જે બીભત્સ રૂપ પકડ્યું છે તેનો આબેહૂબ ચિતાર આપ્યા છતાં ગ્રંથકારે જે શાંતિ જાળવી છે તે જોઈને ભાવનાપ્રધાન વાચકને તો ગ્રંથકાર પ્રત્યે જ ચીડ ચડે. સાહિત્યકાર તરીકે બંકિમબાબુનો એ વિજય સૂચવે છે.

એક સામાન્ય કૌટુંબિક કથામાંથી પ્રજાહિતૈષી બહારવટિયાનું ટોળું ઊભું કરી વૈષ્ણવધર્મથી એને ઉદ્દીપિત કર્યા પછી બંકિમબાબુએ નવલકથાનો અંત સાવ મોળો

કર્યો છે એ સાહિત્યની દૃષ્ટિએ ક્ષતિ જ ગણાય. પ્રફુલ્લને દેવી બનાવ્યા પછી અને જીવનનો અદ્‌ભુત ઊંડો અનુભવ કરાવ્યા પછી તેને એક નમાલા પતિની ઘેલી પત્ની ફરી બનાવવામાં બંકિમબાબુએ ઔચિત્ય નથી જ જાળવ્યું. ઐહિક પ્રેમને દિવ્ય ઓપ આપ્યા પછી એક ક્ષણમાં એને કટાવા દઈ પ્રાકૃત બનાવી નાખવો એ ગૃહસ્થાશ્રમના આદર્શ ચિતારને પણ શોભતું નથી

'આનંદમઠ' જેમ યુદ્ધપ્રેરક છે તેમ 'દેવી ચોધરાણી' નથી. એમાં તો અહિંસાનો જ વિજય બતાવ્યો છે. અને આશ્ચર્ય એ કે બે જમાના પહેલાં લખેલી આ નવલકથામાં શરૂઆતમાં તેમ જ અંતમાં રેંટિયાનો ઉલ્લેખ આવે છે, જાણે હિંદુસ્તાનના વાતાવરણમાં એ વસ્તુ રહી છે કે રેંટિયામાંથી અહિંસા જ કંતાય.

## ૨૨. પ્રસન્ન પરિચય*

કાશ્મીર એટલે સરોવરનો પ્રદેશ. ચિનાર અખરોટ અને કેસરનો પ્રદેશ. કાશ્મીર એટલે ફળફૂલોની સમૃદ્ધિ આજે કાશ્મીર ત્યાંની ખુશનુમા આબોહવા, લોકોત્તર પ્રાકૃતિક સૌંદર્ય, દેખાવડા લોકો અને મોહક કારીગરી માટે પ્રખ્યાત છે.

ઘણાં વર્ષો થયાં ગોવાનું વર્ણન કરતાં મેં કહ્યું હતું, કે હિંદુસ્તાન એ એક તાંત્રિક ત્રિકોણ છે જેના ત્રણ છેડા ઉપર ત્રણ સૌંદર્યધાનીઓ છે—કેરળ, કામરૂપ અને કાશ્મીર. એ ત્રણે પ્રદેશના ઉત્તમ સૌંદર્યનો તળતળ ભેગો કરી ભગવાને તિલોત્તમા તરીકે ગોમંતકની ભૂમિ તૈયાર કરી છે.

પણ ખરું જોતાં અપ્સરા તિલોત્તમાની ઉપમા કાશ્મીરને જ છાજે છે. પ્રાકૃતિક સૌંદર્ય, માનવી સૌંદર્ય અને કળાકારીગરીનું સૌંદર્ય ત્રણે એકત્ર આવેલાં આજે બીજે ક્યાં મળે? તિલોત્તમાની ઉપમા આજે એટલા માટે સૂઝે છે કે સ્વર્ગમાં તિલોત્તમા નામની સુંદરી મેળવવા માટે સુંદ અને ઉપસુંદ બે ભાઈઓ અંદર અંદર લડી મર્યા હતા.

પુરાણમાં વાર્તા છે કે આજે જ્યાં પહાડોથી ઘેરાયેલી કાશ્મીરની સમતલ ભૂમિ છે ત્યાં પ્રાચીન કાળમાં એક સરોવર હતું. અને પર્વતકન્યા સતી પાર્વતી એમાં વિહાર કરતી હતી એ વિશાળ અથવા વિરાટ સરોવરનું નામ હતું સતીસર.

સતીનું વિહાર કરવાનું સરોવર! એને કોણ છેડે? એટલે કેટલાય રાક્ષસો એ સરોવરને આશ્રયે રહી દેવોને પજવવા લાગ્યા. અંતે દેવોએ નિશ્ચય કર્યો કે આ સરોવર ખાલી કર્યે જ છૂટકો. પાણી ઉલેચી ઉલેચી કેટલું ઓછું કરી શકાય? હમેશની પેઠે દેવોની મદદમાં વિષ્ણુ ભગવાન આવ્યા. એમણે વરાહનું રૂપ ધારણ કરી પોતાના શૂળ વતી જમીન ખોદી પાણીને નીકળી જવાનો મારગ કરી આપ્યો. એ સ્થાનનું નામ પડયું વરાહમૂલમ્. એનું જ આજે રૂપ થઈ ગયું છે બારા-મુલ્લા. મુલ્લાઓ સાથે આને કશો સંબંધ નથી, પછી એ દશ હોય કે બાર હોય.

* 'નંદનવન કાશ્મીર'(લે. મંજુલાબહેન)ની પ્રસ્તાવના.

સતીસર તો મોટે ભાગે ખાલી થયું, પણ એનો અવશેષ નાનોસૂનો નથી. એનો આજનો ઘેરાવો ખાસો ચૌદ માઈલનો છે. આજે તે વૂલર સરોવરને નામે ઓળખાય છે.

કાશ્મીરની ખીણમાં ભેગાં થયેલાં પાણી તો આમ કાઢી નાખ્યાં. પણ જે ઝરણામાંથી એ પાણી આવતાં હતાં એ ચાલુ રહે ત્યાં સુધી કાશ્મીરના પ્રદેશમાં વસ્તી શી રીતે થાય ?

આ નવી મૂંઝવણ વખતે વિષ્ણુ ભગવાનના વાહન ગરુડ પક્ષી મદદમાં આવ્યા. એમણે પોતાની ચાંચમાં બે કાંકરા આણ્યા અને જે બે ઠેકાણેથી પાણીનાં ઝરણાં ફૂટતાં હતાં તે કાણાંઓ પર ઉપરથી ફેંકી દીધા. એ જ કાંકરા મોટા થઈને આજે શંકરાચાર્યની ટેકરી અને હરિપર્વત તરીકે કાશ્મીરમાં વિરાજે છે. ફક્ત વેરીનાગ પાસે એક અષ્ટકોણી તળાવ કે હોજ છે એમાંથી વિતસ્થા કહેતાં ઝેલમ નદી નીકળે છે. અને વૂલર સરોવરમાં એક બાજુથી પ્રવેશ કરી બીજી બાજુથી બહાર નીકળે છે અને બારામુલ્લા પાસે પહોળી થઈને પંજાબ તરફ દોડે છે. દોડે છે શાની, ભૂસકે છે એમ જ કહેવું જોઈએ.

આવા આ કાશ્મીર દેશમાં એક વખતે શાક્ત લોકોનો પ્રભાવ હતો. શાક્તો સાથે શૈવો તો ખરા જ. જૂના વખતમાં કાશ્મીરનો પ્રદેશ શૈવ સંસ્કૃતિનું કેન્દ્ર ગણાતો હતો. મોટા મોટા રાજાઓએ અહીં સુંદર નગરીઓ સ્થાપી, મંદિરો બાંધ્યાં, કવિઓ વસાવ્યા અને જાહોજલાલી પેદા કરી. ક્ષેમેન્દ્ર, બિલ્હણ આદિ કવિઓ કાશ્મીરના જ. અને કેટલાક તો કહે છે કે ભારતનો કવિસમ્રાટ કવિ કાલિદાસ પણ મૂળે કાશ્મીરનો જ. (પણ કાલિદાસના ઝઘડામાં આપણે ન પડીએ. જો એનો જન્મ કાશ્મીરમાં થયો તો મૃત્યુ લંકામાં થયું. એનો જન્મ જો બંગાળમાં થયો હોય તો એની કીર્તિ ઉજ્જૈનીમાં સ્થપાઈ. અલકાથી માંડીને લંકા સુધી આખું ભારતવર્ષ કાલિદાસની જન્મભૂમિ તેમ જ કાવ્યભૂમિ છે. જેની પાસે પુષ્પક વિમાન જેવો એક મેઘ દૌત્ય કરવા હાજર હતો એનું મુખ્ય મથક ભલે ઉજ્જૈન હોય પણ એ રહીશ હતો આખા ભારતવર્ષનો. અને તેથી કાશ્મીર પણ કાલિદાસને પોતાનો ગણે તો આપણે તકરાર કરવાના નથી.)

રાજકવિ કલ્હણે કાશ્મીરનો ઈતિહાસ આપ્યો છે એમાં જો કાલિદાસનું નામ ન હોય તો એટલા પરથી પણ આપણે કહી શકીએ કે કાશ્મીર કાલિદાસનું જન્મ-સ્થાન ન જ હોઈ શકે.

પંજાબ અને કાશ્મીર ઉત્તર તરફના પ્રદેશ હોઈ ઈસ્લામી બાદશાહોનું આક્રમણ ત્યાં પહેલવહેલું થયું એમાં આશ્ચર્ય નથી. ત્યાર પછી તો કાશ્મીર દિલ્હીના બાદશાહોની વિલાસભૂમિ બની ગયું. દર વર્ષે ઉનાળામાં બાદશાહો અને બેગમો કાશ્મીર જવા લાગ્યાં. અવરજવર વધી એટલે જમ્મુ તરફનો પીરપંજાબ ઘાટીનો રસ્તો પણ તૈયાર થયો. ત્યારથી આજ સુધી કાશ્મીરનું મહત્ત્વ વધ્યું તે દિલ્હી માટે હવા ખાવાના સ્થાન તરીકે જ.

આવો આ કાશ્મીર પ્રદેશ પંજાબના રાજા ગુલાબસિંહે અંશતઃ જીત્યો અને અંશતઃ ખરીદ્યો. પરિણામે રાજા હિંદુ અને પ્રજા મોટે ભાગે વટલાયેલી મુસલમાન એવું આ દેશનું રૂપ છે. કહે છે જૂના વખતમાં આવા વટલાયેલા મુસલમાનોએ રાજા પાસે પોતાને ફરી વાર હિંદુ ધર્મમાં લેવાની માગણી કરી રાજાએ કહ્યું, એ અધિકાર મારો નથી, બ્રાહ્મણોનો છે. બ્રાહ્મણોએ કહ્યું કે જેઓ ધર્માંતરથી ભ્રષ્ટ થયા છે તેમને પાછા શી રીતે લેવાય?

આ ચોપડીમાં એક ઠેકાણે બીજબ્યારાના મંદિરનો ઉલ્લેખ આવ્યો છે. હું જ્યારે બીજબ્યારા ગયો હતો અને ત્યાંના મંદિરમાં એક રાત ગાળી હતી ત્યારે ત્યાંનો ઇતિહાસ મેં સાંભળ્યો હતો. જરા મજાનો હોવાથી યાદ રહી ગયો છે.

જ્યારે આક્રમક મુસલમાન સેનાપતિએ હિંદુઓનાં મંદિરો તોડવાનો ક્રમ ચલાવ્યો ત્યારે અનેક ઠેકાણે પૂજારીઓએ મંદિરો બચાવવા માટે ઘણી આજીજી કરી. ધન આપવાની લાલચ બતાવી પણ તેઓ ફાવ્યા નહીં. એ જોઈ બીજબ્યારાના મંદિરના પુરોહિતો મુસલમાન સેનાપતિ પાસે ગયા અને કહ્યું કે તમે અમારું મંદિર તોડો એવી પ્રાર્થના કરવા આવ્યા છીએ. સેનાપતિ એ વિચિત્ર પ્રાર્થના સાંભળી હેબતાઈ જ ગયો. કારણ પૂછતાં પુરોહિતોએ કહ્યું કે અમારા ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે યવનો આવશે, મંદિરો તોડશે, એમાં આ મંદિરનો પણ એમને હાથે નાશ થવાનો છે. અમારા ઋષિમુનિઓએ અને પુરાણકારોએ જે લખી રાખ્યું છે તે અન્યથા થવાનું નથી.

સેનાપતિએ વિચાર્યું, આટલાં બધાં મંદિરો તોડયાં છે; એક વધારાનું તૂટયું તોય શું અને બચ્યું તોય શું? જો આ મંદિર તોડી નાખું તો આ પંડિતોના ધર્મગ્રંથો સાચા નીવડશે. અને એ રીતે પ્રજાની પોતાના ધર્મ પરની નિષ્ઠા મજબૂત થશે. એના કરતાં એમના ધર્મગ્રંથો જૂઠા પાડવા ખાતર પણ મારે આ મંદિર ન તોડવું જોઈએ. મંદિરને અડયા વગર સેનાપતિ ચાલ્યો ગયો. અને એકલું બીજબ્યારાનું મંદિર ટકયું!

આપણા લોકો જૂનો ઇતિહાસ ભૂલતા જાય છે. જેઓ કાશ્મીર જઈ આવે છે તેઓ ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય નિહાળીને અને ત્યાંની આજકાલની રહેણીકરણી સાથે પરિચિત થઈને પાછા આવે છે. ત્યાંની આબોહવા અને ખોરાકની અસર તો ત્યાં જઈ આવેલા લોકોના ગાલ પર તરત દેખાય છે. અને સગાંવહાલાંઓને પણ લાગે છે કે કાશ્મીરની યાત્રા સફળ થઈ ખરી. મારા ઓળખીતા લોકોમાંથી જે કોઈ હિમાલયની અથવા એના કોઈ પણ ભાગની યાત્રા કરવા જાય છે, તેઓ મને મળે છે, અને જઈ આવ્યા પછી મારી આગળ હિમાલયની ભવ્યતાનાં વખાણ કરવાના જ.

હિમાલયનો પ્રવાસ મેં લખ્યો એટલે એ બધા યાત્રીઓનો પૂર્વાચાર્ય ગણાઉં. કેટલાક મારી પાસેથી આશીર્વાદ રૂપી પ્રસ્તાવના માગે છે અને મને તે આપતાં રસ છૂટે છે.

'નંદનવન કાશ્મીર'ની પ્રસ્તાવના લખું છું. એની ભૂમિકા સહેજ નોખી છે. ચિ. મંજુલાની સંસ્કાર-રસિકતા વિશે એના ભાઈ પાસેથી, અને પતિ પાસેથી પણ, મેં અનેક વાર સાંભળ્યું હતું. હું જ્યારે બીજી વાર જાપાનની યાત્રાએ ઊપડયો ત્યારે મારાં પુત્રવધૂ રેવતી સાથે મંજુલા પણ જાપાનની યાત્રા કરે એમ અવનિ-ભાઈએ ઇચ્છયું. જાપાન પછી અમે ચીન પણ ફર્યા. એ દોઢ મહિનામાં ચિ. મંજુલાનો નિસર્ગપ્રેમ, સૌંદર્ય પારખવાની એની દૃષ્ટિ અને મુસાફરીની હાડમારી-માં અકળાઈ ન જતાં એમાં પણ મનોવિનોદ મેળવવાની એની કુશળતા હું જોઈ શકયો હતો. જાપાનની મુસાફરી વિશે એ કંઈક લખે એમ મેં ઇચ્છયું પણ હતું પણ તે ન બની શકયું.

એટલે જ્યારે હમણાં હમણાં પોતાનાં બાળકોને લઈને પતિ સાથે મંજુલા કાશ્મીર જઈ આવી ત્યારે મેં એને કહ્યું કે પ્રવાસવર્ણન લખતાં તને આવડે છે એ તો તારી જાપાનની વાસરી પરથી પુરવાર થયું જ છે તો કાશ્મીરનું પ્રવાસ-વર્ણન કેમ ન લખે? જરૂરી માહિતીને અભાવે કેટલાય મુસાફરો નાહકના હેરાન થાય છે અને યાત્રા કરવાની સૌંદર્યદૃષ્ટિ અને રસિકતાને અભાવે કોરા ને કોરા પાછા આવે છે. એમને મદદ થાય અને એમનો યાત્રાનો રસ ખીલે એવું થોડુંક લખી આપીશ તો તને પાપ લાગવાનું નથી. હા, ના કરતાં મંજુલા માની ગઈ. એને મદદ કરવાનું અવનિભાઈએ માથે લીધું અને આ ચોપડી લખાઈ. એમને તેમ કરાવતાં મારે બે વચનો આપવાં પડયાં. એક કે, હું પ્રસ્તાવના લખી આપીશ અને બીજું, પ્રકાશક પણ મેળવી આપીશ.

નવા લેખકોને હંમેશાં અવિશ્વાસ હોય છે કે આપણું લખાણ છાપે કોણ? જેઓ સિદ્ધહસ્ત લેખક છે તેમનાં જ લખાણો છપાય છે. હું એમને કહું છું કે કોક દિવસે તો પ્રારંભ કરવાનો હોય જ છે. સિદ્ધહસ્ત લેખકો પણ પ્રારંભમાં નવશિખાઉ જ હતા. સારા પ્રકાશક મેળવી એક વચન પૂરું કર્યું અને આજે આ પ્રસ્તાવના લખી બીજા વચનમાંથી મુક્ત થાઉં છું.

ચિ. મંજુલાની વર્ણનશૈલી સીધી, પ્રવાહી અને પ્રસન્ન છે. વર્ણનોમાં પરાણે કવિત્વ આણવાનો પ્રયત્ન કયાંય નથી. મુસાફરીના રસને લીધે અને પોતાના જૂના અનુભવોને લીધે શૈલીમાં જે સ્વાભાવિક સુંદરતા આવે છે તેમાં એણે કૃત્રિમપણે ઉમેરો કરવાની જરાયે કોશિશ કરી નથી અને એ જ પ્રવાસ-શૈલીને માટે શોભે. જેમ પ્રવાસ ચાલે તેમ પ્રવાસવર્ણન પણ ચાલતું રહેવું જોઈએ. અનુભવો વાગોળવા બેઠા એટલે નદીમાં વચમાં વચમાં ધરાઓ પેદા થયા જેવું થાય છે. એનું પણ એક ગૌરવ હોય છે. પણ લેખકોએ પ્રારંભના દિવસોમાં એ વસ્તુ ટાળી હોય તો સારું.

મેં કાશ્મીરનો પ્રવાસ કર્યો તે ઓગણીસસો અગિયાર કે બારના અરસામાં. ત્યાર પછી 'નંદનવન કાશ્મીર'નું સ્મરણ અને ચિંતન કરતો આવ્યો છું. પ્રત્યક્ષ જોયેલા કાશ્મીરનાં માનસચિત્રો તો કયારનાં ભૂંસાઈ ગયાં છે અને એમનું

સ્થાન કલ્પનાચિત્રોએ લીધું છે. એ ચિત્રો ગમે તેટલાં મોહક હોય તોયે આત્મવિશ્વાસ વધારી શકતાં નથી અને તેથી જ કાશ્મીર જેઈ આવેલા લોકોનાં વર્ણનો વાંચવાને મન ઇંતેજાર હોય છે. ચિ. મંજુલાએ નંદનવન કાશ્મીરનું યાત્રાવર્ણન લખી મને મારાં જૂનાં સંસ્મરણો તાજાં – સજીવન કરવામાં મદદ કરી એ મારો લાભ. કાશ્મીર જઈ આવેલા લોકોને આ ચોપડીમાંથી એ લાભ મળશે જ. અને જેઓ હજી કાશ્મીર ગયા નથી તેમને માટે આ પ્રવાસવર્ણનમાંથી પ્રેરણા પણ મળશે અને માહિતી પણ મળશે.

અને આનંદ તો મળશે જ.

૧૧–૧૨–'૬૧

## ૨૩. હૃદયબળ*

'ઘડતર અને ચણતર' આ એક સમર્થ કેળવણીકારનું આત્મચરિત્ર છે. નાનાભાઈને જાણ્યા પછી અને એમનું આત્મચરિત્ર વાંચ્યા પછી, જે ઉદ્ગાર મનમાં ઊઠે છે તે એક જ શબ્દથી વ્યક્ત થઈ શકે – કે આ કેળવણીકાર કોઈ કાળે હૃદયથી હાર્યા નથી. हृदयेन अपराजित: આ વ્યાસનું વચન નાનાભાઈને બરાબર લાગુ પડે છે.

એમના નાનપણની વાતો આજે એમની કલમથી વાંચીએ છીએ ત્યારે લાગે છે કે એ બસો વરસની જૂની હોવી જોઈએ. આપણો દેશ કેટલી ઝડપથી પ્રગતિ કરી રહ્યો છે, અને સમાજની કેવી કાયાપલટ થતી જાય છે, એનો ખ્યાલ આ આત્મકથા સહેજે પૂરો પાડે છે.

નથ્થુ ભટનું બાળપણ એમને માટે જીવતું હતું. તે વખતની માન્યતાઓ, સામાજિક આદર્શો, પૂજાઅર્ચા અને વહેમો – બધી વસ્તુઓ સાચી અને જીવતી ગણીને તેમાંથી તેઓ પસાર થયા છે. દેવીની પૂજા, મંત્રતંત્ર, પૂજકોએ કેળવેલી ગૂઢ શક્તિઓ અને તેમાંથી ઉત્પન્ન થતા સામાજિક સડાઓ, એ બધું એમણે જોયું છે.

ઘણાખરા લોકો ધર્મમાં માને છે, ધર્મ પ્રત્યે આદર રાખે છે, આંધળી ભક્તિ સેવે છે, પણ ધર્મ જીવવાનો પ્રયત્ન કરતા નથી. નાનાભાઈ એક બાજુ પશ્ચિમની કેળવણી લે છે, સંસ્કૃત અને અંગ્રેજી સાહિત્ય દ્વારા રસિકતા કેળવે છે, ઈતિહાસ અને અર્થશાસ્ત્ર ભણાવે છે; અને બીજી બાજુ માળા ફેરવે છે, જૂની ઢબના શિષ્યોની પેઠે ગુરુસેવા કરે છે, જ્ઞાન, પ્રાણાયામ અને યોગની સાધના સાધે છે અને જૂના અને નવા આદર્શો વચ્ચે હૃદયમાં અજાણ્યે ચાલતી સરખામણીના સાક્ષી થાય છે. એ બધું કેમ બની શકે છે એ તો નાનાભાઈની લેખનશૈલી

* 'ઘડતર અને ચણતર' – શ્રી નાનાભાઈ ભટ્ટની આત્મકથાની – પ્રસ્તાવના રૂપે લખાયેલું, મોડું પડવાથી પુસ્તકમાં આવ્યું નથી.

મારફતે જ જાણી લેવું જોઈએ. શ્રદ્ધાપૂર્વક ગુરુસેવા કરતા જાય, શિષ્યમંડળમાં અગ્રેસર થતા જાય અને સાથે સાથે, હૃદયના ખૂણામાં પોતાની ટીકા નોંધતા પણ જાય – એ વસ્તુ એક આખા જમાનાનું પ્રતીક છે.

નિષ્ઠાપૂર્વક ઘરેડમાં ચાલવું અને એ રીતે ઘરેડનો પ્રત્યક્ષ અનુભવ મેળવવો અને પ્રસંગ આવ્યે અથવા સમય પાકચો, એ ઘરેડમાંથી નીકળી જવું અને નીકળતાં છતાં ઘરેડ પ્રત્યે પોતાની કૃતજ્ઞતા પણ કાયમ રાખવી, એ તો નાનાભાઈ જ કરી શકે છે.

નાનાભાઈનું જીવન એ છેલ્લાં પચાસ-સાઠ વરસનો આપણા કેળવણીના પ્રયોગો-નો ઈતિહાસ છે. અને કેળવણી એટલે આખા માનસના, આખા જીવનના અને આખા સમાજના ઘડતરની કેળવણી.

આપણે ત્યાં જાહેર સંસ્થાઓ ચલાવવી એટલે નાણાંની જોગવાઈ કરતાં મુખ્ય વ્યક્તિએ ખપી જવું એવો અર્થ થયેલો છે. પણ એ નાણાં મેળવવાની વિદ્યામાંથી જ આપણા ઘણા નેતાઓ ઘડાયા છે. પંડિત મદનમોહન માલવીય અથવા ગાંધીજી જેવા એ કળામાં સફળ થયા હોય, મહર્ષિ કર્વે જેવા એ વિદ્યા દ્વારા આદર્શ સમાજસેવક બન્યા હોય, અને પંડિત વિષ્ણુ દિગંબર જેવા એ પ્રયત્નમાં કચરાઈ ગયા હોય; પણ એ વિદ્યા કળિયુગની મહત્ત્વની વિદ્યા છે. આ વિદ્યા કેળવતાં પણ નાનાભાઈ हृदयेन अपराजितः રહ્યા અને એમણે પોતાની તેજસ્વિતા ખોઈ નહીં. એ એમની વિશેષતા છે.

છેક નાનપણના સામાજિક આદર્શો તેમ જ ધાર્મિક આદર્શો કેળવતા જાય અને તપાસતા જાય અને નિશ્ચય થતાંવેંત હિંમતપૂર્વક ફેરવતા જાય એ નાનાભાઈની જીવનની ખૂબી એમના પ્રત્યે ઊંડો આદર પેદા કરે છે.

સન ૧૯૧૭ની આસપાસમાં નાનાભાઈનો મને પ્રથમ પરિચય થયો. તે વખતે તેઓ પ્રોફેસર નૃસિંહપ્રસાદ કાળિદાસ ભટ્ટ એવા ભારેખમ નામથી ઓળખાતા હતા. પહેરવેશમાં તેમ જ શિષ્ટાચારપાલનમાં એમણે પ્રશ્નોરા ઢાવકાઈ છોડી ન હતી. સવાલ પૂછે, જવાબ આપે, પૂરી કાઠિયાવાડી ઢાવકાઈથી ! અને ગુજરાતી ભાષા સાથે નવોસવો પરિચય કેળવનાર મારા જેવા માટે એમની ચીપી-ચીપીને બોલવાની ઢબ વિશેષ ધ્યાન ખેંચનારી હતી.

સન ૧૯૧૮માં એમણે પોતાની સંસ્થાની તપાસ કરવા માટે પોતે જ એક કમિશન નીમ્યું. એ રીતે સંસ્થાની જાહેરાત થાય એવો ઉદ્દેશ એમનો ન હતો. પણ સંસ્થા માટે દિશા નક્કી કરવાનો એ પ્રામાણિક પ્રયત્ન હતો. એ કમિશનમાં ગાંધીજી તરફથી એક સદસ્ય હોય એમ નાનાભાઈએ ઇચ્છયું અને તે પ્રમાણે કાગળ લખ્યો. મહાદેવભાઈએ બાપુજીને મારું નામ સૂચવ્યું. મને તે વખતે ગુજરાતી બોલતાં પણ આવડતું ન હતું ! અર્ધું હિંદી, અર્ધું ગુજરાતી અને મૂંઝાઉં ત્યારે અંગ્રેજી – એવી ખીચડી ભાષાથી ચલાવું. છતાં બાપુજીએ સોંપેલા કામની ના ન જ પડાય એ વૃત્તિથી ભાવનગર પહોંચ્યો ખરો. કમિશનમાં મારા

કૉલેજ વખતના એક સહાધ્યાયી પ્રો. ભિડે હતા તેમણે કમિશનમાં આગળ પડતો ભાગ ભજવ્યો એવું સ્મરણ મને નથી. ત્રીજા સદસ્ય તે ગુલાબરાય દેસાઈ. તેમનું વલણ થિયૉસૉફી તરફ હતું એવું કંઈક મને સ્મરણ છે.

ગુલાબરાયભાઈ, નાનાભાઈ અને હું, અમે ત્રણેય ધર્મજીવનના આગ્રહી ઉપાસકો, પણ ત્રણેયની દૃષ્ટિ જુદી. નાનાભાઈનો કર્મકાંડી આગ્રહ જોઈને હું અકળાતો અને છતાં એમની ધર્મનિષ્ઠા, સિદ્ધાંતનિષ્ઠા અને અસાધારણ કાર્યકુશળતા જોઈ એમનાં પ્રત્યે આદર પણ રાખતો.

મેં જોયું કે એમના નવા સાથી શ્રી ગિરિજાશંકર ભગવાનજી બધેકા એટલા કર્મનિષ્ઠ નહીં અને એમને બુદ્ધ ભગવાનની જીવનદૃષ્ટિ પ્રત્યે વિશેષ આદર છે, એટલે અમારી દોસ્તી તરત થઈ. નાનાભાઈના ત્રીજા સાથી તે હરભાઈ ત્રિવેદી. તેઓ ઉત્સાહી વિદ્યાર્થી જેવા જ હતા. પણ કેળવણીકાર થવાની તમન્ના એમનામાં પૂરેપૂરી.

કમિશન કારણે ભાવનગર જતાંવેંત મેં આશ્રમી તોફાન જગાવ્યું અને ત્રણેયની બ્રાહ્મણી ઠાવકાઈ તોડી નાખી. મારે માટે ખાનગીમાં તેમ જ જાહેરમાં નૃસિંહપ્રસાદ નાનાભાઈ બન્યા. ત્યાર પછી મને લાગે છે કે તેઓ પોતે અને ગુજરાતી જનતા તેમને નૃસિંહપ્રસાદ તરીકે ઓળખતાં મટી ગયાં. એની સાથે દક્ષિણામૂર્તિ જે બ્રાહ્મણી સંસ્થા હતી તે મટી રાષ્ટ્રીય સંસ્થા થઈ. બ્રાહ્મણી સંસ્થામાં ચારે વર્ણને અવકાશ હતો પણ હરિજનોને ન હતો. તેને અંગે જે ખેંચતાણ થઈ તેનો હું સાક્ષી હતો. જૂનાનવાનો સમન્વય કરવાનો અમે બધાએ ઘણો પ્રયત્ન કર્યો, પણ જૂનાઓને એ પોસાયું નહીં.

ત્યાર પછી તો મૉન્ટેસોરી, ડાલ્ટન પ્લૅન વગેરે કેળવણીના નવા અખતરા સંસ્થામાં દાખલ થયા. સહશિક્ષણનો પ્રયોગ પણ અજમાવાયો. અનેક વિચારોનો પ્રયોગ એકસામટો થવાથી મતભેદો ઊભા થયા. અને નાનાભાઈએ કાંચળી ઉતારી ગામડાની કેળવણીને અપનાવી, અને આંબલામાં જઈને રહ્યા. નાનાભાઈનું એ પગલું યુગધર્મને ઓળખનારું નીવડ્યું. એમણે નવા સાથીઓ મેળવ્યા અને એકડે એકથી પ્રારંભ કરી, આંબલામાં નવી કેળવણીનાં બીજ વાવ્યાં. સાથેના લોકો સાથે ન રહી શક્યા તો તેટલેથી ન હારતાં હજરત મૂસાની પેઠે, નવી પેઢીમાંથી નવા સાથીઓ તૈયાર કરી, કેળવણી દ્વારા લોકસેવાનું કામ નાનાભાઈએ ધમધોકાર ચલાવ્યું. એ જ એમનું મોટામાં મોટું હૃદયબળ છે. અને હવે પરિણતપ્રજ્ઞની અવસ્થામાં ગાંધીજીની નવી કેળવણીના પ્રયોગ કરવા માટે લોકભારતીની સ્થાપના કરી, તેઓ નવા કેળવણીકારોમાં પોતાનું સ્થાન સિદ્ધ કરી રહ્યા છે. જે હૃદયથી હાર્યા નથી, તે સદા યુવાન જ રહેવાના. અને યુવાનોને નવી નવી પ્રેરણા આપવાના.

નવી કેળવણી એ ઘરેડની મડદાલ કેળવણી નથી. એ તો સામાજિક, આર્થિક, રાજનૈતિક – અને ખાસ કરીને ધાર્મિક ક્રાંતિની સંદેશવાહિની છે. એટલું જ નહીં પણ પથપ્રદર્શક થવા ઉપરાંત પથરચયિતા પણ છે. આ કેળવણી દ્વારા ચાતુર્વર્ણ્યનો

જમાનો ભૂતકાળમાં અલોપ થઈ, સંપૂર્ણ માનવનો તેજસ્વી સમાજ નિર્માણ થવાનો છે જે લોકો આજ સુધી ગામડિયા, પછાત, ઉપેક્ષિત અને હડધૂત હતા તેઓ હવે પછી સમાજનેતા થવાના છે. સ્વરાજની જવાબદારી હવે પછી ખેડૂત, વણકર, ભરવાડ, રબારી, ખલાસી, કડિયા વગેરે કોમોને સાથે જશે અને ભારતની નવસંસ્કૃતિ તેમને હાથે ઘડાશે. જૂનો વારસો ટકાવવો હોય તો એની દીક્ષા આ ઉપેક્ષિત લોકોને આપવી જોઈએ અને તેઓ એને જે નવો ઘાટ આપે તે વધાવી લેવો જોઈએ. આવી અહિંસક ક્રાંતિની કેળવણીના અદ્યતન આચાર્યને સમજવા માટે નાનાભાઈની આત્મકથા ઘણી ઉપયોગી થશે. આ આત્મકથા એક યુગ-પલટાનો ઈતિહાસ છે. એ વાંચીને કેળવણીકારોમાં હૃદયબળ જાગશે એવો અમને વિશ્વાસ છે.

સણોસરા, ૯–૧૧–'૫૪

## ૨૪. ઘડતરની કથા

જીવનકથા તો અસામાન્ય લોકોત્તર માણસની જ લખાય એમ સામાન્યપણે મનાતું. જ્યાં સુધી વીરપૂજાની ભાવના અને અદ્ભુત રસનો સ્વાદ લોકોમાં પ્રધાનતા ભોગવતાં હતાં ત્યાં સુધી ઉપલી માન્યતા કાયમ રહી. ત્યાર પછી લોકોમાં અદ્ભુત રસને ઠેકાણે જીવનરસ જાગ્યો, અને વીરપૂજાને ઠેકાણે માનવતા પૂજાવા લાગી. ત્યારે સામાન્ય માણસના જીવનમાં પણ લેખકોને અને વાચકોને રસ પેદા થવા લાગ્યો. અસામાન્ય વ્યક્તિઓ વિશેની ભક્તિ અને એમના જીવનપ્રસંગો વિશેનું કુતૂહલ તો કોઈ કાળે ઓછાં થવાનાં નથી જ. એટલે હવે બન્ને જાતની જીવનકથાઓ આપણને મળવા લાગી છે.

પ્રસ્તુત કથા એક એવી વ્યક્તિની છે કે જે સામાન્યમાંથી અસામાન્ય થયા છતાં પોતાની સામાન્યતા છોડવાની ના જ પાડે છે. અને ખૂબી એ કે પોતાના એ આગ્રહમાં સફળ થવાની કૂંચી પણ એમના હાથમાં આવી ગઈ છે.

શ્રી રવિશંકર વ્યાસ નાનપણથી યજમાનવૃત્તિને કારણે મહારાજ હતા. ત્યાર પછી એમનું મહારાજપણું બદલાયું. અને હવે તેઓ નવા અર્થમાં મહારાજ થયા છે. મોહનલાલ પંડ્યા, સ્વામી નિત્યાનંદ અને મહાત્મા ગાંધી જેવા પારસમણિના સહવાસથી તીખાનું ભલે સોનું થઈ ગયું હોય પણ રૂપ ફર્યું નથી. મહારાજ નામે અને સ્વભાવે મહારાજ જ રહ્યા છે અને ભલે અહિંસક થયા હોય પણ તીખાની ધાર એમણે બૂઠી નથી થવા દીધી.

સ્વ. ઝવેરચંદ મેઘાણીએ લખેલા 'માણસાઈના દીવા'માં મહીકાંઠાના બહારવટિયાઓની જીવનકળા મુખ્યત્વે પ્રગટ થઈ છે અને સાથે સાથે એવા બહારવટિયાઓમાં માણસાઈનું તેજ જાગ્રત કરવાની રવિશંકર મહારાજની સંજીવની-કળા પણ પ્રગટ થાય છે.

પ્રસ્તુત પુસ્તકમાં આ સંજીવની કળા રવિશંકર મહારાજમાં શી રીતે ખીલતી ગઈ અને એમાં તેઓ ધીમે ધીમે સિદ્ધહસ્ત કેમ થતા ગયા એનું જ બયાન છે. અને તેથી આ પુસ્તક ઘણા સામાન્ય લોકોને પ્રોત્સાહન આપી તેમનામાં સાત્ત્વિક અને દૈવી મહત્ત્વાકાંક્ષા ઉત્પન્ન કરનાર એક કીમતી દસ્તાવેજ નીવડશે.

ગ્રંથકાર શ્રી બબલભાઈ, રવિશંકર મહારાજને માર્ગે જનારા એક રાષ્ટ્રસેવક છે એટલે એમને હાથે લખાયાથી આ પુસ્તકની સુગંધ વધી છે. જો આ પુસ્તક તરુણ વાચકોને સુંદર વાચનરસ જ પૂરો પાડે તો મને દુઃખ થશે. સ્વરાજ્યના આ જમાનામાં દેવો ભૂત્વાં દેવં યજેત્‌ની શિખામણ જ સમાજમાં ઊગવી જોઈએ. શ્રી બબલભાઈએ લખેલું રવિશંકર મહારાજનું આ પૂર્વચરિત્ર વાંચીને યુવાનોને પોતાની શક્તિ અને વૃત્તિ પ્રમાણે એ બંનેની નિષ્ઠાથી કોઈ પણ ક્ષેત્રમાં પોતાના જીવનનો સદુપયોગ કરવાનું સૂઝે તો જ એમનું આ ચોપડીનું વાચન હું સફળ થયેલું માનીશ.*

આશ્રમ, સાબરમતી
૨૨–૫–'૪૭

## ૨૫. પાર્શ્વભૂમિ

દક્ષિણ આફ્રિકાના વિજયને અંતે ત્યાંનું કામ સંકેલી ગાંધીજી વિલાયત ગયા અને ફિનિક્સ આશ્રમના તમામ ભાઈઓને એમણે હિંદુસ્તાન મોકલ્યા. ગાંધીજી આવે ત્યાં સુધી એ બધાને સાચવવાનું કામ મિ૦ ઍન્ડ્રૂઝે માથે લીધેલું. ફિનિક્સ પાર્ટીના લોકો પ્રથમ કાંગડી ગુરુકુળમાં થોડા દિવસ રહ્યા અને પછી કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના શાંતિનિકેતનમાં આવ્યા. એ જ અરસામાં (ઈ. સ. ૧૯૧૪) હું પણ શાંતિનિકેતન જઈ ચઢેલો. એટલે સ્વાભાવિક રીતે ફિનિક્સ પાર્ટીના લોકો જોડે હું ભળી ગયો. ત્યાં સવારસાંજની પ્રાર્થના ચલાવું, મારા હિમાલયના પ્રવાસની વાતો સંભળાવું અને સાંજની ટંક એ લોકો જોડે જ ખાઉં અને સવારસાંજ જમીન ખોદવામાં કે એવા જ બીજા કામમાં ભાગ લઉં. એવા વાતાવરણમાં ફિનિક્સ પાર્ટીના આગેવાન શ્રી મગનલાલભાઈ ગાંધીનો પરિચય થયો. દક્ષિણ આફ્રિકાની લડત એમને માટે તાજી હતી. આ આશ્રમવાસીઓએ અસાધારણ વિજય મેળવી દેશને માટે એક નવો રસ્તો ખોલ્યો હતો. કેવળ રાજદ્વારી ક્ષેત્રમાં જ નહીં પણ જીવનનાં તમામ અંગપ્રત્યંગોમાં વિશિષ્ટ ઢબે રહેવાનો પ્રયોગ તેઓ ચલાવતા હતા. એવા વાતાવરણમાં રોજ સાંજે અને કોક કોક વાર રાત્રે બાર વાગ્યા સુધી શ્રી મગનલાલભાઈને મોઢે હું બાપુજીની વાતો સાંભળતો. કોઈ ચુસ્ત સનાતની જે શ્રદ્ધાથી રામાયણ અને મહાભારત સાંભળે છે તેથી મારી નિષ્ઠા આ

* કમલ પ્રકાશન મંદિર : 'મહારાજ થયા પહેલાં' : આમુખ

સાંભળવામાં ઓછી ન હતી. મગનલાલભાઈ પોતાના સ્વભાવ પ્રમાણે પોતાની વાતો એક રીતે કહે. મગનભાઈ પટેલ બીજી વાતો કરે. દેવદાસ, રામદાસ અને પ્રભુદાસ વળી ત્રીજે જ સૂર છેડે; જેલમાં જવાને બધાં ટ્રાન્સવાલમાં કેમ દાખલ થયાં? શ્રી મણિલાલ મિ. લૅલ કેમ થઈ ગયા? સંતોકબહેને શું શું કર્યું? નાના રામદાસે જેલમાં ઉપવાસ કરી ગોરાઓને કેમ ચકિત કર્યા? સ્વાર્થત્યાગપૂર્વક જેલ બહાર રહેલા શ્રી મગનલાલભાઈ નાના દેવદાસની મદદ લઈને હજારો લોકોને કેમ સાચવતા? મેઢ અને પ્રાગજીભાઈ જેલમાં તિકડમૂ કેમ ચલાવતા હતા? મિ. પોલાક અને મિસ શ્લેશિન, મિ. વેસ્ટ અને મિસ વેસ્ટ કેલનબૅક અને રીચ કેવા લોકો છે? જેલમાં અને કોરટમાં દુભાષિયાનું કામ કરતાં કોરટ વતી ધણીને જ પોતાની પત્નીને તમે પરણેલા છો કે કેમ એવો સવાલ પૂછવો પડવાથી કેવી રમૂજ આવતી! બાપુજી અને જનરલ સ્મટ્સ એકબીજાને હંફાવવા કેવા પ્રયત્ન કરતા? સર રોબર્ટ બૅંજામિને દક્ષિણ આફ્રિકામાં આવી શું કર્યું? ગોખલેજીની ત્યાં શી અસર થઈ? ઑલિવિયા શ્રાયનર એ બાઈ કોણ ને કેવાં હતાં? એવા એવા અનેક કિસ્સાઓ અને રેખાચિત્રો સાંભળવાને મળતાં. મારે માટે નવરાશની એ વાર્તાઓમાંથી દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઈતિહાસ જીવતો થઈ ગયો.

ગાંધીજીની આત્મકથા કરતાં પણ એમનો લખેલો સત્યાગ્રહનો ઈતિહાસ વધુ વિગતસર અને વધુ રોમાંચકારી છે. પણ ગાંધીજીએ પોતાના ઈતિહાસમાં ન લખેલું એવું ઘણું એ ઈતિહાસ પહેલાં જ મને શાંતિનિકેતનની એ નિશીથકથામાંથી મળ્યું હતું. ગાંધીજીની આત્મકથા અને સત્યાગ્રહનો ઈતિહાસ જોયા પછી ઘણી વાર થતું કે એને પૂરક તરીકે આ નાની નાની વાતો જે મેં શાંતિનિકેતનમાં સાંભળી હતી તે કોઈ એકત્ર કરી લખી આપે તો દેશને મોટો લાભ થાય. પણ હું કોને કહું? મગનલાલભાઈ તો આવું કશું લખે નહીં. મણિલાલ દક્ષિણ આફ્રિકા ગયેલા. રામદાસ નિવૃત્તિમાર્ગી, દેવદાસ તો આગળ ને આગળ દોડે, પ્રાગજીભાઈ તો હાથ આવે એમ હતું જ નહીં; એટલે મેં પ્રભુદાસને જ લલચાવવાનું પસંદ કર્યું. પ્રભુદાસે નાનપણની વાતો યાદ કરી કરીને કેટલાંક પ્રકરણો લખી કાઢ્યાં અને મેં એનું કામચલાઉ નામ પાડયું "તચ્ચ સંસ્મૃત્ય સંસ્મૃત્ય." મગનલાલભાઈ એ સહેજસાજ જોઈ ગયા. દેવદાસે એ તપાસી આપ્યું. આજે એ બધાં પ્રકરણો પ્રભુદાસ તરફથી 'જીવનનું પરોઢ'ને નામે 'કુમાર'માં છપાય છે. બાળપણનાં સંસ્મરણોની એ નોંધ ગાંધીજીની તે વખતની સાધનાનો તાદૃશ ચિતાર આપે છે, અને સારી પેઠે ઊંડી છે. પણ મને ખ્યાલ ન હતો કે જાણે મગનલાલભાઈ જ લખતા હોય એવું કોઈ લખનાર તૈયાર થશે. એટલે નવજીવન તરફથી જ્યારે આ પ્રસ્તુત ચોપડીનાં પ્રૂફો જોવાને મળ્યાં, ત્યારે ઘણો આનંદ થયો. તરત જ મનમાં થઈ ગયું કે આમાં જ ગાંધીજીની સાધના આપણને મળવાની છે.

આખી ચોપડી વાંચ્યા પછી એમાં એક જ ઊણપ જણાઈ આવી છે અને તે ગાંધીજીના કાગળોની. આમાં ક્યાંક ક્યાંક થોડા કાગળો રાવજીભાઈએ આપ્યા

છે અને તે કીમતી છે; પણ આપણે ભૂલવું ન જોઈએ કે ગાંધીજીનું માનસ એમના જાહેર લખાણમાં વ્યક્ત થયું છે તે કરતાંયે એમના પારદર્શક, પ્રેમાળ, અંતર્મુખી અને નિખાલસ કાગળોમાં વધારે વ્યક્ત થયું છે. ગાંધીજીના કાગળો જો એકત્ર કરીને છાપ્યા હોય તો એ સંગ્રહ વખતે એમનાં જાહેર લખાણો અને ભાષણો કરતાંયે ચઢી જાય. અને એમાં ગાંધીજીનું માનસ નિર્મળ અરીસાની પેઠે પૂર્ણપણે પ્રતિબિંબિત થયેલું આપણને મળે.

ગાંધીજીની સાધનાનું માહાત્મ્ય જ એટલું મોટું છે કે એની નોંધ રાખનાર લોકો આશ્ચર્યકારક રીતે નીકળી આવે છે. યુગપુરુષોનો, વખતે, એ કુદરતી અધિકાર જ છે.

અનેક પ્રયોગો કરી અને અનેક રીતે ચિંતન કરી પાકા કરેલા વિચારોનું શબ્દસંગઠન અવશ્ય કીમતી છે; પણ એ જ વિચારો અને આદર્શો જ્યારે સંકુચિત પ્રયોગના કાચા સ્વરૂપમાં આપણી નજર આગળ ખડા થાય છે, ત્યારે એનું મહત્ત્વ અને એનું આકર્ષણ અનેરું હોય છે. દક્ષિણ આફ્રિકાની સાધના એ ભારતવર્ષની વિશાળ તપસ્યાની પ્રયોગભૂમિ કહેવાય. ત્યાંની ગ્રીનરૂમમાં (નેપથ્યમાં) જે તૈયારી થઈ તે જ વ્યાપક રૂપમાં ગાંધીજી છેલ્લાં ૨૫ વર્ષ રાષ્ટ્ર આગળ ભજવી રહ્યા છે.

ગાંધીજીની આત્મકથા અથવા એમના સત્યના પ્રયોગનું બયાન વિશ્વસાહિત્યમાં પોતાનું સ્થાન લઈ ચૂકયું છે. એની શૈલી ઉપર દેશદેશાંતરના લોકો મુગ્ધ છે. અનેક સાધકોએ એમાંથી પ્રેરણા મેળવી છે. છતાં કહેવું પડે છે કે અનેક રીતે એ ગ્રંથથી આપણને પૂરતી તૃપ્તિ થતી નથી. સત્યનિષ્ઠ ગાંધીજીએ જેટલું લખ્યું છે તેટલું તો બધું યથાર્થ જ છે પણ એમની પાસેથી આપણે જે જે જાણવા માગીએ છીએ તે બધું એમાં આવ્યું જ છે એમ ન કહેવાય. જીવનનો આદર્શ નક્કી કરતાં પહેલાં મનમાં જે ભવતિ ન ભવતિ ચાલે છે, જે મનોમંથન આખા જીવનને પ્રક્ષુબ્ધ કરી મૂકે છે તેનું વર્ણન એ આત્મકથામાં કયાંય ન મળે. અમુક પ્રસંગ બન્યો એટલે મેં આમ નક્કી કર્યું એમ ગાંધીજી લખી નાખે છે. એ નિર્ણય ઉપર આવતાં પહેલાં કેટલી બૌદ્ધિક વિટંબણાઓમાંથી પસાર થવું પડયું, કેટલા વિકલ્પો સેવવા પડયા અને છોડવા પડયા એનો ઉલ્લેખ કયાંય જડતો નથી. અને નિર્ણય થયા પછી પણ શરીરને, એની ટેવોને, ચિત્તવૃત્તિને અને વાસનાઓને તે દિશા તરફ વાળતાં કેટલી મહેનત પડી, કેટલા ઘાટ ચઢવા પડયા અને તેને માટે આત્મશક્તિ કેળવતાં હારજીતની કેટલી ભરતી-ઓટમાંથી પસાર થવું પડયું એ બધું એમણે કયાંય આપ્યું નથી. જાણે નિશ્ચય અને સિદ્ધિ વચ્ચે કશું અંતર જ ન હતું. અને એમ જ થયું હોય તોયે આટલી જબરદસ્ત સંકલ્પશક્તિ કેળવવા માટે એમણે શું શું કર્યું એ તો આપણને મળવું જોઈએ.

પ્રથમથી ગાંધીજી સાથે રહેલા અને ગાંધીજીની આખી જીવનપ્રેરણા સમજનારા કોઈ સાથીઓએ જો નિરીક્ષણ કરી ગાંધીજીનું આંતરિક ચરિત્ર લખી આપ્યું હોત

તો એમની આત્મકથા પર પ્રકાશ પાડતું એ એક મહાભાષ્ય થઈ જાત અને દુનિયાએ એવા ગ્રંથને એમની આત્મકથા કરતાં પણ વધારે આવકાર આપ્યો હોત. પણ ગાંધીજીની વિભૂતિ જેટલી જ જેની વિભૂતિ છે એવો કોઈ 'અપર ગાંધી' જ એ કામ કરી શકત. એને અભાવે સામાન્ય કોટીના લોકોમાંથી જેઓ ગાંધીજી જોડે રહ્યા છે અને શ્રદ્ધા અને નિષ્ઠા સાથે જેમણે ગાંધીજીના કામમાં ભાગ લીધો છે એવા લોકોએ પોતપોતાના અનુભવની પોતાની પાસેની માહિતી માનવી હિતને અર્થે શબ્દબદ્ધ કરવી જોઈએ. અને ગાંધીજીની નવરાશનો લાભ મળે તો એમની પાસેથી એ તપાસાવવી જોઈએ. આ દૃષ્ટિએ જોતાં રાવજીભાઈએ આ સાધનગ્રંથ લખી આપણી ઉત્તમ સેવા કરી છે અને ગાંધીમત અને ગાંધી-કાર્યના અભ્યાસીઓને માટે કીમતી મસાલો પૂરો પાડ્યો છે.

આપણે લોકો આટલા બેદરકાર ન હોત તો કોઈકે પૂ. બાને ચરણે બેસી એમને સવાલો પૂછી એમની જ પાસેથી મળી શકે એવી ઘણી માહિતી એકત્ર કરી હોત. આત્મકથામાં અને સત્યાગ્રહના ઈતિહાસમાં જે જે લોકોનો ઉલ્લેખ આવે છે તેમની પાસે પહોંચી જઈ તેમની પાસેથી તેમનાં તે વખતનાં સંસ્મરણો વિસ્મૃતિના પ્રવાહમાં તણાતાં બચાવ્યાં હોત. મનુષ્યજાતિના ઉદ્ધારનો આ યુગનો એકમાત્ર રસ્તો જેમણે શોધી કાઢ્યો છે, તેમની જીવનસાધનાની એકેક વિગત આપણાથી બની શકે તો આપણે જતી નહીં કરીએ. ચીન અને જાપાન; ઈટલી અને જર્મની; ઇંગ્લંડ, અમેરિકા, અને ફ્રાન્સ; રશિયા અને સ્પેન, આદિ દેશોની આજની સ્થિતિ જોતાં માણસજાત વિનાશની અણી પર કેમ આવી છે એનો સહેજે ખ્યાલ આવી શકે છે. એવે વખતે આત્મા ઉપર વિશ્વાસ અટળ રાખી જેમણે આશાનું એકમાત્ર કિરણ દુનિયા આગળ ધર્યું છે એમની જીવનસાધના કેવળ વૈયક્તિક મહત્ત્વની નથી પણ સામાજિક મહત્ત્વની છે એ આપણે જાણવું જોઈએ.

સત્યાગ્રહનું રહસ્ય જાણવા ઈચ્છનાર તેમ જ દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઈતિહાસનું અધ્યયન કરવા ઈચ્છનાર અને વળી ગાંધીજીના જીવનના ઊંડાણમાં ઊતરવા ઈચ્છનાર બધા જ લોકોને આ ચોપડી અત્યંત આવશ્યક વાચન પૂરું પાડે છે. શક લોકો સામે ઝૂઝીને દેશને સ્વતંત્ર કરનાર શાલિવાહન રાજા વિશે દંતકથા કહે છે કે એ રાજા પાસે એવું અદ્‌ભુત રસાયણ હતું કે એ પોતાના કુંભારને ત્યાં જઈને માટીના સિપાઈઓ બનાવી એ રસાયણથી એમને જીવતા કરી લડાઈમાં વાપરતો. એ દંતકથાનું રહસ્ય આપણે ગમે તેમ ઘટાવીએ. પણ ગાંધીજી પાસે આપણે એવું એક રસાયણ અવશ્ય જોઈએ છીએ કે જેથી તેઓ માટીના માણસમાંથી તેજસ્વી આત્મપરાયણ સિપાઈઓ તૈયાર કરી શક્યા છે. અને તેથી દરેક કેળવણીકારને ગાંધીજીની આ કળા કે કીમિયાનું રહસ્ય શું છે એ શોધી કાઢ્યા વિના છૂટકો નથી. ચાર દીવાલ વચ્ચે નાનાંમોટાં બાળકોને લઈ બેસી એમનામાં ઓછીવત્તી માહિતી રેડવી અથવા એમને ભાષાપ્રવીણ બનાવવાં એ કાંઈ સાચી કેળવણી નથી. પણ આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોને જીવન મારફતે કેળવી

એમનામાં રહેલો સુપ્ત દૈવી અંશ જાગ્રત કરવો, તેમને પોતાના અમૃતવારસાનું ભાન કરાવવું, અને માણસની કલ્પનામાં પણ ન આવી શકે એવી સજ્જનતા, એવું પરાક્રમ અને એવી શાંતિ એમના જીવનમાં ખીલવી બતાવવી, એનું નામ તે ખરી કેળવણી. એવા કેળવણીકારો અત્યાર સુધી દુનિયામાં ભાગ્યે જ દસ-વીસથી વધારે પાકયા હોય. એ સહુમાં પણ ગાંધીજીની વિભૂતિ વિશેષપણે તરી આવે છે. પોતાના જ જીવનકાળમાં કરોડો લોકોવાળા આખા રાષ્ટ્રને હાથમાં લઈ, એના ઐતિહાસિક વજ્રલેપ દુર્ગુણો જાણતા અને અનુભવતા છતાં એ પ્રજા ઉપર વિશ્વાસ રાખી એમણે જે એક મોટો વ્યાપક અખતરો કરી બતાવ્યો છે, એનો જોટો વિશ્વઈતિહાસમાં બીજે મળતો નથી. એ અખતરાની પ્રારંભિક દશામાં જેમને પ્રૌઢ નિશાળિયા થવાનું માન મળ્યું તેવાઓમાંના એક જીવનાર્થીના અનુભવનું આ બયાન છે.

ગાંધીજીનું માહાત્મ્ય અને એમના કાર્યનું સ્વરૂપ અને એનો વિસ્તાર લોકો આગળ છે. પણ ગાંધીજીની પોતાની જીવનસાધના તેમ જ બીજાનું જીવન ઘડવાની એમની જીવનકળા એમણે પોતે લખેલા ગ્રંથોમાં પૂરી પ્રગટ થઈ નથી અને થવાની નથી. એમના અસંખ્ય કાગળો જ્યારે છપાશે ત્યારે જ ગાંધીજીના જીવનપ્રયોગો અને એમની આત્મકથા એનાં વિશ્વતોમુખી અનંત પાસાઓ દ્વારા ઝળકશે. અને એમાં જે કંઈ ઊણપ રહે તે આવા સાધનગ્રંથો દ્વારા પૂરી થશે.

એક શંકા મનમાં ઊઠયા વગર રહેતી નથી. શીશમહાલમાં જ્યારે ચંદ્રજ્યોત સળગાવવામાં આવે છે ત્યારે અરીસાના ઊપસી આવેલા અસંખ્ય કકડાઓ દ્વારા દશે દિશ પ્રતિબિંબો સળગી ઊઠે છે અને એમ જ થાય છે કે જ્યાં જુઓ ત્યાં દીપોત્સવ છે, અને અનંત ચંદ્રજ્યોતિઓ પૃથ્વી પર અવતરી છે. હવે તો કોઈ કાળે આ બંધ દુનિયામાં અંધકારનો ફરી પ્રવેશ થવાનો જ નથી. આપણે ભૂલી જઈએ છીએ કે ચંદ્રજ્યોત તો અહીં એક જ છે અને આસપાસ જે સળગતું અને ચળકતું દેખાય છે તે કેવળ એનો મહિમા જ છે. પ્રતિબિંબો ગમે તેટલાં હોય તોયે દુનિયાની સમૃદ્ધિ તો મૂળ બિંબો જેટલી જ હોય છે. તેવું જ અનુભવવાનું આ જમાનાના ભાગ્યમાં તો નહીં હોય ? શ્રદ્ધા કહે છે કે એમ ન બને. આ તો પ્રતિબિંબો નથી પણ 'ચિરાગ સે ચિરાગ જલતી હૈ', એ ન્યાયે ખરેખર નાનામોટા અસંખ્ય દીપો સળગ્યા છે. એમાંથી કેટલાક થોડુંક સળગીને ઓલવાઈ જશે, કેટલાક કેવળ ધુમાડો જ પેદા કરશે, પણ જેમની પાસે સ્નેહ અખૂટ હશે તે તો પોતાની જ્યોતિની સેરો અંધારા ભવિષ્યમાં દૂર દૂર સુધી પહોંચાડી ભવિષ્યકાળને ઉજ્જવળ કરશે. એટલું જ નહીં પણ હવે પછી આવનારાં નવાં નવાં સ્નેહભીનાં કોડિયાંને પણ સળગાવીને દીપમાલાની પરંપરા અખંડ આગળ ચલાવશે.

અને નરી અશ્રદ્ધા પણ આશ્વાસન આપે છે કે ભલે આ દુનિયા દીપ-સંમેલન ન હોય અને કેવળ શીશમહાલ જ હોય, પણ જે કારીગરે માટીની દીવાલને ઠેકાણે દર્પણના આ ગોળ ટુકડા બનાવી ગોઠવ્યા અને એમના પેટમાં રસાયનનો

લેપ કરી એમને જ્યોતિથી પ્રદીપ્ત થવાની શક્તિ આપી તેની પણ વિશ્વસેવા ઓછી નથી. હવે પછી આવનાર દરેક દીપને, દરેક ચંદ્રજ્યોતિને કૃતાર્થ થવા માટે જેણે આ પરિસ્થિતિ ઊભી કરી તે પણ ઓછો વિશ્વકલ્યાણકૃત નથી.

આપણા આર્ય લોકોના એક સનાતન સિદ્ધાંત ઉપર ગાંધીજીનો અટળ વિશ્વાસ છે. અને તે સિદ્ધાંત છે પિંડબ્રહ્માંડન્યાયનો અને 'શ્રેષ્ઠ અને ઈતરજન'નો. પિંડે તથા બ્રહ્માંડે એ ન્યાયે જ ગાંધીજી ચાલતા આવ્યા છે. પોતાની આસપાસની સમીપવર્તી પ્રત્યક્ષ પરિસ્થિતિ પ્રત્યે સત્યનિષ્ઠાથી વફાદાર થઈશું તો વિશ્વના તમામ કોયડાનો ઉકેલ હાથમાં આવશે જ આ એક એમની અટળ શ્રદ્ધા છે. એમની બીજી શ્રદ્ધા એટલી જ અટળ છે કે જેમ શ્રેષ્ઠ લોક વર્તશે તેમ જ ઈતરેજન સામાન્ય પ્રજા વર્તવાની છે. અર્થશાસ્ત્રમાં ગ્રેશહેમના સિદ્ધાંતનો ઉલ્લેખ આવે છે કે ખરાબ નાણાં ચલનમાં ઘૂસે એટલે સારાં નાણાં કાં તો દેશવટો ભોગવે છે અથવા સોનીની કુલડીમાં ઓગળી જાય છે. જ્યારે જ્યારે સમાજમાં જડતા પ્રવર્તે છે ત્યારે ત્યારે પણ એ જ ગ્રેશહેમના ન્યાયે ધર્મની ગ્લાનિ અને અધર્મનું અભ્યુત્થાન થાય છે. પણ જો એ જ સિદ્ધાંત સાર્વભૌમ હોત તો દુનિયાને કશી જ આશા હોત નહીં. જેમ જેમ વખત જાય તેમ તેમ યુગશક્તિનો હ્રાસ થતો જાય અને અંતે દુનિયાના ભાગ્યમાં વિનાશ જ રહે. અધર્માભિભવના આ સિદ્ધાંત સામે અવતાર-સર્જનનો સિદ્ધાંત કામ કરે છે. માટે જ દુનિયા માટે કંઈ પણ આશા છે. કેટલાક લોકોમાં ધર્મપ્રેરણા અંદર ઊતરી જાય છે, કેટલાકમાં કેવળ પ્રતિબિંબિત જ થાય છે. જેઓ કેવળ પ્રતિબિંબના જ અધિકારી છે તેઓ પોતાને ભાગે આવેલું અથવા ભાગ્યમાં લખેલું યુગકાર્ય પૂરું કરી પાછા પહેલા હતા તેવા થઈ જાય છે. અને જેઓ યુગપ્રેરણાને ઝીલી શકે છે, જેમનામાં કાયમનું જીવનપરિવર્તન થઈ જાય છે તેઓ અપ્રતિમ યુગકાર્ય તો કરે જ છે પણ પોતાનો સ્થાયી ઉદ્ધાર પણ સાધે છે.

આ ભેદ શાથી પડે છે? આ કંઈ કેવળ અકસ્માત્ નથી. આ કંઈ દૈવની અકળ લીલા નથી, આ એક અટળ સિદ્ધાંત છે; સહેજે સમજાય એવો છે; અને સમજીને દરેક માણસ એમાંથી લાભ ઉઠાવી શકે એમ છે.

માનવીજીવન સાધના માટે છે, સિદ્ધિના ઉપભોગ માટે નથી. જેઓ સાધના-દૃઢ છે તેમની શક્તિ વધતી જ જાય છે. જેઓ સિદ્ધિથી લલચાઈને અથવા સાધનાવ્યાયામથી થાકીને શિથિલ થયા તેઓ નીચે ઊતર્યા. જૂની મૂડી ઉપર થોડા દિવસ તેઓ પોતાની પ્રતિષ્ઠા ટકાવી શકે, પોતાનો અધ:પાત અમુક હદ સુધી ઢાંકી પણ શકે, પણ ટાઢે કકડતી દુનિયા જાણી જાય છે કે આ ઈંટોમાં હૂંફ રહી નથી.

ગાંધીજી જ્યારથી હિંદુસ્તાનમાં આવ્યા છે ત્યારથી હિંદુસ્તાન ગાંધીજીની સાધના પાછળ જવાનો પ્રયત્ન કરી રહેલ છે. એ સાધના ચાલુ રાખી હોય તો એને અંતે શું શું મળી શકે છે એની ઝાંખી પણ હિંદુસ્તાને કરી છે. પણ અત્યારે દુર્દૈવે સાધનાનિષ્ઠા કંઈક ઝાંખી પડી છે. તત્ત્વદર્શન અસ્પષ્ટ થયું છે. શ્રદ્ધા

ડહોળાઈ ગઈ છે. એવે વખતે ગાંધીજીની આ સાધના ગફલતમાં પડેલાઓને ખબરદાર કરશે અને બેખબર લોકોને નવી દૃષ્ટિ આપશે એવી આશા છે.

પૂના
૧-૩-'૩૯

## ૨૬. રસિક અને સંસ્કૃતિપોષક

દક્ષિણ આફ્રિકાનું પોતાનું કામ પૂરું કરી, ભારતસેવાને અર્થે અને સ્વ-રાજ્યપ્રાપ્તિને અર્થે ઉત્કટ પુરુષાર્થ કરવા ગાંધીજી જ્યારે સ્વદેશ પાછા આવ્યા, અને એમણે સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી, અંગ્રેજી 'યંગ ઈન્ડિયા' અને ગુજરાતી 'નવજીવન' એ બે સાપ્તાહિકોનું પ્રકાશન શરૂ કર્યું, તે વખતના આદિ-કાલમાં જે અમે યુવાનો ગાંધીજી પ્રત્યે આકર્ષાયા અને એમનાં કામમાં જોડાયા, તેમાં જ શ્રી વાલજીભાઈ પણ હતા. શ્રી કિશોરલાલભાઈ, મહાદેવભાઈ, નરહરિભાઈ, વિનોબા, સ્વામી આનંદ જેવાનાં નામો સાથે વાલજીભાઈનું નામ પણ આદિ-સેવકોમાં જ નોંધાયું છે.

વાલજીભાઈ સ્વભાવે અધ્યાપક. અનેક ભાષાના જ્ઞાતા અને સ્વામી, વાચન બહોળું. બધા ધર્મો પ્રત્યે સરખો જ આદર એટલે એમની પાસે વાચકવર્ગને આપવા જેવી અખૂટ સામગ્રી ભરેલી છે. પણ વાલજીભાઈ આજની અતિવ્યવસાયી દુનિયાને ઓળખે છે. તેથી પોતાના બહોળા વાચનમાંથી (અને ચિંતનમાંથી પણ) વાચક-વર્ગ આગળ જે મૂકવું જ જોઈએ એમ એમને લાગ્યું, એવી સારવસ્તુઓ, ઓછામાં ઓછા શબ્દોમાં અને છતાં રસિક શૈલીમાં રજૂ કરવાની નેમ એમણે સ્વીકારી છે. (વાલજીભાઈ જે આપે છે તે ઉત્તમ હોય જ છે. પણ આપણે કહી શકતા નથી કે એમણે જે છોડી દીધું છે તે નિઃસાર જ હશે.) પણ વાલજીભાઈએ પોતાની પાસે અમુક કસોટી અથવા કસોટીઓ રાખી છે, એ કસોટીથી જે સંઘરવા જેવું એમને લાગે તેટલું જ તેઓ આપવાના.

અને તે કસોટી કઈ?

આ પચરંગી દુનિયામાં સારું નરસું ઘણું છે. તત્ત્વજ્ઞાન, ધર્મ, રાજનીતિ, અર્થશાસ્ત્ર, કાવ્યરસ ઇ. અનેક ક્ષેત્રો માણસે જાતે ખેડયાં છે. એમાંથી શુદ્ધ જીવનની દૃષ્ટિએ વાલજીભાઈને જે હિતકર જણાયું, એ જ એમણે અહીં આપ્યું છે. જીવનને પોષક, ઉન્નતિને પ્રેરક અને સદ્‌ભાવનાને મજબૂત કરનારું જે કાંઈ, એમને જ્યાંથી મળ્યું, તે પક્ષપાતરહિત એમણે સ્વીકાર્યું છે.

આવા સંગ્રહ માટે એમણે પ્રથમ નામ આપ્યું 'કથાકુસુમાંજલિ'. પાછળથી એમણે જોયું હશે કે એમાં કથાઓ પણ આવે છે, નાનામોટા રોચક ટુચકાઓ પણ આવે છે. પૃષ્ઠપૂરણને અર્થે તેઓ મજાનાં સુભાષિતો પણ આપવાના.

સંસ્કૃતના સુંદર શ્લોકો, ગુજરાતીની ગરબીઓ, ઈસ્લામ, બૌદ્ધ કે જૈન ધર્મના કથાપ્રસંગો, બધું જ એમાં આવી જાય છે. એટલે એમણે 'કથાકુસુમાંજલિ' નામ ફેરવી 'વિશ્વસંહિતા' નામ પસંદ કર્યું.

હવે તો એમની બધી જ ચોપડીઓ 'વિશ્વસંહિતા' મંડળની ગણાય.

બીજા મંડળમાં બુદ્ધ ભગવાનના ચરિત્રનું અમૃત પીરસવાનો એમનો સંકલ્પ હતો. પણ ગાંધીજી પાસેથી સર્વધર્મસમભાવની દીક્ષા જેમણે લીધી છે તેઓ બુદ્ધચરિત્ર સાથે પણ એ વાતાવરણને પોષક એવી બીજી વસ્તુઓ આણવાના જ. અને તેથી એ મંડળ માટે પણ 'વિશ્વસંહિતા' નામ કૃતાર્થ થાય છે.

હમણાં જ વાલજીભાઈએ પોતાની નવી ચોપડી 'સુન્દરવન' મને આપી. વાલજીભાઈની પ્રસાદી રોચક તો હોવાની જ.

'સુન્દરવન'માં પ્રવેશ કરતાંની સાથે મન ઉપર છાપ પડી કે ગાંધી જન્મ-શતાબ્દીની અસર તળે આખી ચોપડી લખેલી હોવી જોઈએ. પ્રારંભના આઠદસ લેખોમાં એ છાપ કાયમ રહી. પણ આગળ જતાં જોયું કે આ પણ સર્વસંગ્રાહક 'વિશ્વસંહિતા'નું જ એક નવું મંડળ છે.

ગાંધી જન્મશતાબ્દી દરમ્યાન એટલું બધું સાહિત્ય આપણને મળ્યું છે કે 'સુંદરવન'માં "એક જ જાતનાં ઝાડો ઉગાડ્યાં નથી, અહીં જાતજાતનાં ફળો અને ફૂલો આપણને મળવા લાગ્યાં છે" એ જોઈને આપણી રસિકતા રાજી જ થાય છે અને વાલજીભાઈને આગ્રહ કરવા પ્રેરે છે કે "આ 'વિશ્વસંહિતા' વધારતા જ જાઓ. તમે જે કાંઈ આપો છો તે બધું રસિક, ઉદાર, બોધક અને પ્રેરક હોય છે. પરિણામે મનુષ્યનાં હૃદય ઉપરનો અમારો વિશ્વાસ વધતો જાય છે. ભારતીય સંસ્કૃતિ માટે જેટલી વિવિધતા જરૂરી છે તે બધી તમે આપો છો અને સાથે સાથે સાંસ્કૃતિક ઉન્નતિ માટે પોષક ચીજો જ આપો છો. જે આપશો તે ચિરંજીવી હોવાનું જ."

આ ચોપડીની વિશેષતા એની અર્પણપત્રિકામાં છે કેમ કે એમાં શ્રી વાલજીભાઈ પોતાની પ્રેમાળ, સેવાભાવી દિવંગત પત્નીને હૃદયના વિષાદ સાથે યાદ કરે છે અને એના ચરણે આ 'સુન્દરવન' અર્પણ કરે છે.

## ૨૭. ગાંધીચિત્રકથા

'ગાંધીચિત્રકથા'માં ચિત્રો પણ છે અને કથા પણ છે. એ બંને મેં કટકે કટકે પણ અત્યંત ધ્યાનપૂર્વક જોયાં. આમાં જેટલી કથા છે તે ચિત્રોને સમજાવવા માટે અને જરૂરી વાતાવરણ પૂરું પાડવા માટે છે; વધારે નથી, છતાં એમાં ચિત્ર-કારની સાહિત્યશૈલી સહેજે પ્રગટ થાય છે. એક જ દાખલો આપું.

ભારતને સ્વરાજ માટે તૈયાર કરવા બાપુજી દેશમાં બધે ફરતા હતા ત્યારે સ્વરાજનગરી મુંબઈમાં એક વિરાટ માનવમેદની વચ્ચે એક ઊંચા ઊંચા મંચ

પર ઊભા રહી ગાંધીજી બ્રિટિશ સામ્રાજ્યને નોટિસ આપે છે કે હવે તમારે ભારત છોડયે જ છૂટકો.

બાપુજીની એ ભવ્ય મૂર્તિ લાખો લોકોએ પોતાનાં હૃદયમાં સંઘરી છે. એ દૃશ્ય સરલાબહેને ચિત્રિત તો કર્યું જ છે, પણ એને વિશેની ભવ્યતા એક જ વાકયમાં વ્યક્ત કરી છે:

"માનવસમુદ્ર વચ્ચે ઊંચા મંચ ઉપર ઊભેલા ગાંધીજી દીવાદાંડી જેવા શોભતા હતા."

આ આકર્ષક ચોપડીનો મુખ્ય ભાગ તો એનાં ૨૫–૨૬ ચિત્રો જ છે. એ મને ખૂબ જ ગમ્યાં. તેનું કારણ એટલે કે મારી ચિત્રદૃષ્ટિ બે શબ્દમાં સમજાવી દઉં.

ચિત્રકળા અને ફોટોગ્રાફી એક જ વસ્તુ નથી. એક ઠેકાણે મેં કહ્યું છે: "ફોટોગ્રાફીનો કેમેરા આંધળો હોય છે એટલે બધું જ જુએ છે. શું પસંદ કરવું અને શું છોડી દેવું એ વિવેક એની પાસે હોતો નથી. એ આંધળાનું કામ બધું જેવું દેખાય તેવું નોંધી રાખવાનું હોય છે. ચિત્રકારનો ઉદ્દેશ અથવા એનું પ્રયોજન જુદું જ હોય છે. ચિત્ર કોનું છે, કયા પ્રસંગનું છે અને ત્યાંનું દૃશ્ય કયાંનું છે એટલું જ માણસ સહેજે વર્તી શકે એટલો જ ભાગ ચિત્રમાં યથાર્થદર્શી હોવો જોઈએ. બાકી ચિત્રકાર તો વસ્તુ કે વ્યક્તિ જોઈને એનો આત્મા, એનું હૃદય, પકડી લે અને એ આધ્યાત્મિક છાપ વર્ણ અને રેખા વતી વ્યક્ત કરે છે સામેનું ચિત્ર ગાંધીજીનું છે એટલું જોનાર સમજી શકે એટલું જ સામ્ય ગાંધીજીના ચિત્રમાં મળે તો બસ છે. બાકી ફોટોગ્રાફમાં જે વ્યક્ત ન થઈ શકે એ ગાંધીજીનો સ્વભાવ, એમનું ચારિત્ર્ય, એમની વત્સલતા, એમની દૃઢતા, ગાંધીજીનું ભક્ત હૃદય અને કર્મયોગીની નિષ્ઠા એ બધું જે કૅમેરા જોઈ ન શકે તે ચિત્રકાર જુએ છે અને એ વ્યક્ત કરવા મથે છે. ફોટોગ્રાફી નોંધવાની કળા છે, જયારે ચિત્રકારી સર્જનની કળા છે. આ દૃષ્ટિએ જ હું ચિત્રો તરફ જોઉં છું, તેથી જે વાહનમાંથી ગાંધીજીને ઉતારવાનો પ્રયત્ન દક્ષિણના કૃષ્ણહૃદયી ગોરાએ કર્યો તે વાહન દક્ષિણ આફ્રિકામાં એવું જ હતું કે બીજા રૂપનું તે જોવાનું કે તપાસવાનું આપણું કામ નથી.

ગાંધીજીનાં ચિત્રો ચીતરવાના પ્રયત્નો દુનિયાના અનેક ચિત્રકારોએ કર્યા છે. કેટલાક આબાદ રીતે ફાવી ગયા છે, કેટલાક પાસે નવસર્જનનો આદર્શ જ ન હોવાથી એ લોકો ફાવ્યા નથી. પરદેશના ચિત્રકારો આપણી રહેણીકરણી, આપણી સંસ્કૃતિ અને આપણી ભાવનાઓ જાણતા નથી એટલે એમને બાપુજીનું અધ્યાત્મ ચીતરવાની મુશ્કેલી ઘણી, છતાં કેટલાક બાપુજીના હૃદયને પકડી શકે છે એટલે બીજી વિગતોમાં અણછાજતી વસ્તુ આવે તોપણ આપણે એ દરગુજર કરીએ છીએ. ખરું જોતાં એ ગૌણ વસ્તુ તરફ આપણું ધ્યાન જ જતું નથી.

આ ચિત્રોમાં સરલાબહેન કેવળ ચિત્રકાર નથી, પણ ગાંધીહૃદયને અપનાવી એમના કાર્યમાં પ્રથમથી જોડાયેલાં રહ્યાં, એટલે સંસ્કૃતિ, ભાવનાઓની દૃષ્ટિએ આ ચિત્રોમાં વિસદૃશ કે વિસંગત કશું નથી જ, પણ તે તે પ્રસંગનો હાર્દ વ્યક્ત

કરવામાં સરલાબહેન ફાવી ગયાં છે.

આપણે જાણીએ છીએ કે કોઈ પણ વસ્તુ મેળવવામાં પ્રયાસ જેટલા વધારે તેટલી તે વસ્તુ આપણને વધારે મહત્ત્વની અને પવિત્ર બને છે. સરલાબહેન જો ગાંધીપ્રવૃત્તિમાં નાનપણથી પડયાં હોત તો એમને એ એટલી મૂલ્યવાન, મોંઘી અને પવિત્ર વખતે ન બનત. ઘરનું વાતાવરણ, પિતા અંગ્રેજ સરકારની નોકરી કરતા હોવાથી, ખાસ અનુકૂળ ન હોવા છતાં અંદરની ભાવનાથી પ્રેરાયાં અને રહેવાય જ નહીં એટલે ગાંધીપ્રવૃત્તિમાં જોડાયાં, તે હૃદયની ઉત્કટતા આ ચિત્રોમાં સંતાયેલી શી રીતે રહી શકે?

ગાંધી જન્મ શતાબ્દી હવે બિલકુલ નજીક આવે છે. ભારતના જ નહીં, પણ દુનિયાના દરેક દેશના સમર્થ લોકો અને ભાવનાપ્રધાન હૃદયો પોતાની શ્રદ્ધા પોતપોતાની ઢબે વ્યક્ત કરશે એટલે આપણને તો જગદ્‌વ્યાપી વિવિધતા જોવાને મળશે. એમાં આ ચિત્રસંગ્રહ પોતાની ખાસિયતને લીધે જરૂર સારુંસરખું સ્થાન મેળવશે.

૧૦–૩–’૬૮

# ૨૮. જીવનયોગીનું જીવનચરિત્ર

દીનદુ:ખી કે રોગીઓની સેવા એ જ ભગવાનની ઉત્તમોત્તમ પૂજા એમ માનનારા અને આખી જિંદગી એ જ સાધના કરનારા એક પવિત્ર પુરુષના જીવન વિશે વિગતવાર વાંચવાની તક મળવી એ એક લહાવો તો છે જ. પણ એની સાથે સાથે એક પ્રાર્થનાનું અંગ ગણવું એવી આપણી જૂની સંસ્કૃતિની શિખામણ છે. ભગવાનનું નામ લેવું, ભગવાનના દિવ્ય જન્મકર્મ વિશે વાંચવું અને દૈવી ગુણોનું ચિંતન કરવું એ પ્રાર્થનાનો એક હિસ્સો. બીજો હિસ્સો એ કે જેના જીવનમાં દયા, ક્ષમા, ધીરજ, આત્મીયતા અને નિષ્કામ સેવા જેવા દૈવી ગુણો પ્રગટ થયા છે, એવા સજ્જનોના જીવનની વિગતો વાંચવી એ પણ પ્રાર્થનાનું એક અંગ જ છે.

જો આપણે માનતા હોઈએ કે આવા સજ્જન ભૂતકાળમાં થઈ ગયા તે થઈ ગયા, આજની વ્યવહારી દુનિયામાં ભક્તોનાં જીવનચરિત્ર મળવાં મુશ્કેલ, તો તે નાસ્તિકતા કહેવાય. સજ્જનોની પરંપરા કલિયુગમાં પણ અબાધિત જ રહેવાની. અને આપણે તો દરેક જમાનામાં જે લોકો મહાત્મા યોગી કે લોકોત્તર કવિ તરીકે ગણાયા તેમનાં જીવન જાણવા ટેવાયેલાં. એવાં જીવનો ઉન્નતિકર હોય છે એ વિશે શંકા નથી. પણ હું તો માનું છું કે લોકોત્તર ગુણોમાં જ ઈશ્વરીય તત્ત્વ જોવું એ બરાબર નથી. ઈશ્વર સામાન્ય ગણાતા લોકોમાં પણ પોતાનું ઐશ્વર્ય પ્રગટ કરે છે. કીર્તિ તો અમુક માણસ પાછળ જ દોડે છે પણ સજ્જનતા, ઈશ્વર-નિષ્ઠા અને સેવાનિષ્ઠા તો અસંખ્ય માણસોમાં પૂરી માત્રામાં દેખા દે છે.

આપણા દેશમાં આત્મસાધનાની મહત્તા સ્વીકારાઈ છે તેથી જે લોકો દુન્યવી જીવનની ઉપેક્ષા કરી, વ્યવહારને તુચ્છ ગણી, આત્મચિંતન કરે છે, બ્રહ્મચર્યનો સ્વીકાર કરી વૈરાગ્યમય જીવન ગાળે છે તેમને જ પવિત્ર પુરુષ ગણવા એવો એક વિચાર પ્રવર્તે છે. બીજો વિચાર કહે છે કે આત્મા, પરમાત્મા, યોગ, ભક્તિ, વૈરાગ્ય આદિ બધાં તત્ત્વો જીવનની ઉન્નતિ માટે છે. જીવન એ જ ઈશ્વરે આપણને આપેલી મોટામાં મોટી મૂડી છે. એ જીવનની સાર્થકતા માટે જ અધ્યાત્મ છે. તેથી જ માણસે ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય આદિ બધી વસ્તુઓ જીવનની ઉન્નતિની દૃષ્ટિએ સ્વીકારવી રહી. જીવનમાં શરીર, એનું પોષણ, એની કેળવણી, દુઃખનિવારણ, રોગનિવારણ આદિ બધી વસ્તુઓ જીવન સાથે સંકળાયેલી છે. માટે જીવનયોગીએ લોકોની આજીવિકા, એમની કેળવણી, રોગી અવસ્થામાં એમના ઉપચાર વગેરે બધી સેવાઓ સ્વીકારવી જોઈએ. ત્યાંથી પ્રારંભ કરીને માણસને મૂંઝવણ વખતે સર્વોત્કૃષ્ટ સેવા, સલાહ આપી અને એના જીવનમાં પ્રવેશ કરી એના જીવનસંબંધો સુધારવા એ પણ એક આધ્યાત્મિક સેવા છે. તેથી માણસે જીવનયોગ કેળવવો હોય તો જીવનનાં બધાં ક્ષેત્રો અપનાવવાં જોઈએ.

સદ્‌ભાગ્યે એવા એક જીવનયોગીનું જીવનચરિત્ર વાંચવાને મળ્યું. એટલું જ નહીં પણ એમને વિશે પોતાનો જાતઅનુભવ જેમણે લખી કાઢ્યો છે એમનાં વચનો પણ વાંચવા મળ્યાં. એમાં મારા આત્મીય બબલભાઈ, રમણલાલ સોની, રવિશંકરદાદા, ગુરુદયાલ મલ્લિક, નારાયણ દેસાઈ જેવા અનેકોનાં સંસ્મરણો વાંચીને તો શ્રી રસિકલાલ 'દાદા'ના જીવનચરિત્ર પ્રત્યે આકર્ષણ વધ્યું.

રાષ્ટ્રસેવકોમાં બે વર્ગ પાડ્યા છે મારા જેવા ઘણાખરા ગામડાંઓની સેવા લઈ અંતે શહેરમાં જ જીવન ગાળે છે. જ્યારે કેટલાક શહેરમાં કેળવણી લઈ, સારા સંસ્કારો લઈ, એ બધો લાભ ગામડાને આપવાનું નક્કી કરે છે એ વર્ગને હું આ જીવનના શ્રેષ્ઠ પુરુષો ગણું છું. ગામડાનાં ખોરાક, બુદ્ધિમત્તા, પુરુષાર્થ, બધાં શહેરો તરફ આ યુગમાં ખેંચાય છે. એ યુગ-પ્રવૃત્તિનો વિરોધ કરીને જે લોકો ગામડાની સેવા કરવાનું નક્કી કરે છે તેઓ ખરેખર હંમેશને માટે શ્રેષ્ઠ ગણાવા જોઈએ. 'રુગ્ણ દેવો ભવ' જેવું સૂત્ર સ્વીકારી વૈદક દ્વારા લોકસેવા કરનારા અને એમાં જ પોતાની જીવનસાધનાનો ઉત્કર્ષ ગણનાર રસિકભાઈએ છેક નાનપણથી જ સેવામય જીવન પસંદ કર્યું. શહેરોનું આકર્ષણ તેમણે છોડ્યું તેમ જ રાજદ્વારી કારકિર્દીનો પણ દૃઢતાપૂર્વક ત્યાગ કરી સેવાની પ્રવૃત્તિ જ અનેક રીતે વિકસાવવી એટલો આગ્રહ તો સાચો જીવનયોગી જ રાખી શકે.

અને એવા જીવનયોગી જો ગૃહસ્થાશ્રમી હોય તો એને કૌટુંબિક જીવનનાં કેટલાંય સુખો ઘટાડવાં પડે. તેઓ પોતાનાં કુટુંબીજનોને વખત ભલે ઓછો આપતા હોય પણ પ્રેમની લાગણી અને ઉદારતાનો વ્યવહાર – એમાં એ ઊણપ ન આણવા દે. અને એ રીતે પોતાનાં કુટુંબીજનોને પણ સેવાની દીક્ષા આપી સેવાનો આનંદ માણતા કરે છે.

હમણાં હમણાં કાનપુરમાં એક એવા ડૉકટરને મળી આવ્યો છું. ડૉ. જવાહરલાલ પોતે તો સેવાભાવી છે જ પણ પોતાના કુટુંબનાં અનેક સ્ત્રીપુરુષોને સેવાનો સ્વાદ ચાખતાં કર્યાં છે. શહેરમાં રહેવાથી એમને રાજદ્વારી ક્ષેત્રમાં પણ ભાગ લેવો પડયો. પણ ત્યાં તેઓ અલિપ્તભાવે જ રહ્યા. મને પોતાને રસિકભાઈની સેવાનિષ્ઠા વધારે ગમી કેમ કે એમણે શહેરોનો અને રાજદ્વારી પ્રવૃત્તિનો દૃઢતાપૂર્વક ત્યાગ કર્યો.

વિધાતાની રચના કેવી વિચિત્ર, કે એ જીવનયોગીને અંતિમ ઘડીએ શહેરવાસી નહીં પણ ભારતની રાજધાનીના વૈદકીય તેમ જ બીજી જાતની સેવા આપનાર લોકોની સેવા લેવી પડી. હું તો માનું કે, દિલ્હીના લોકોને એવા જીવનયોગીનાં દર્શન થયાં અને થોડી સેવા કરવાની તક મળી એ એમનું અહોભાગ્ય!

મારો વિશ્વાસ છે કે, ડૉ. રસિકભાઈની સેવાપરાયણતાનો યોગ એમનાં કુટુંબીઓ આગળ ચલાવશે અને રસિકભાઈએ સ્થાપેલા કુળધર્મને ઉજ્જવળ બનાવશે.

તા. ક.

ડૉ. રસિકભાઈ કેવળ વૈદકીય સેવા કરનારા ન હતા. આઝાદીની લડતમાં એમણે ભાગ લીધો છે. હરિજન, ગિરિજન અને એવા જ આદિવાસીઓની સેવા પણ એમણે કરી છે. મહાત્મા ગાંધીના સંપર્કમાં તે આવ્યા હતા એટલું જ નહીં પણ મહાત્માજીએ જયારે એમને સેવા માટે બોલાવ્યા ત્યારે તેઓ સેવાગ્રામ દોડી ગયા હતા. પોતાના જમાનાની બધી આધ્યાત્મિક પ્રવૃત્તિઓ પ્રત્યે તેમની સક્રિય સહાનુભૂતિ હતી. પણ આ બધી વસ્તુઓ એમના જીવનચરિત્રમાં જ વિગતે વાંચવી જોઈએ. સર્વાંગીણ સેવાભાવ જોયા વગર હું એમને જીવનયોગી ન કહેત. જીવનયોગી જીવનના એક પણ ક્ષેત્રની ઉપેક્ષા ન કરે.

૧૭–૪–’૭૦

## ૨૯. ‘હરતાંફરતાં હાડપિંજરો’

મારા જન્મ પહેલાં કર્ણાટકના કલાદગી (હાલના વિજાપુર) જિલ્લાના એક સખત દુકાળનું વર્ણન મારા નાનપણમાં મારાં માતાપિતાને મોઢે એક-બે વાર વિગતવાર સાંભળ્યું હતું. સરકાર તરફથી જે રાહત અપાતી તે કામમાં મારા પિતાશ્રીને ઑફિસના કામ ઉપરાંત વખત આપવો પડતો.

તે વખતે વર્ણન સાંભળી મારા પેટમાં કંઈ ને કંઈ થઈ જતું હતું, અને અકળાયેલું બાળહૃદય મનમાં ને મનમાં પૂછતું કે ભગવાનની દુનિયામાં આવી સ્થિતિ શા માટે હોય?

એ દિવસોમાં મારા મોટાભાઈએ માંદા પડીને ઊલટી કરી હતી એ બહાર ફેંકી દેતાંવેંત એક દુકાળિયો ચાટી ગયો એવું વર્ણન જયારે સાંભળ્યું ત્યારે તો

ભારે ચીતરી ચડી, અને એની સાથે મનમાં વિચાર આવ્યો કે આપણા કુટુંબનાં લોકો કેમ બચી ગયાં હશે? વધુ પૂછપરછ કરતાં બાળમાનસને ખબર પડી કે દુનિયામાં બે પ્રકારના માણસો છે—ગરીબ અને તવંગર. દુકાળ આવે છે તે ગરીબો માટે હોય છે, તવંગર તો ગમે તે પરિસ્થિતિમાં જેમતેમ બચી જાય છે.

એક ક્ષણને માટે થયું કે, હાશ! આપણા માથે જોખમ નથી, પણ બીજી જ ક્ષણે મનમાં શરમ ઊપજી કે, આ કંઈ સારું નથી. આપણે શા માટે બચી જઈએ છીએ અને ગરીબોનો ગુનો કયો કે તેઓ આમ મરી જાય છે?

મારી માએ કહ્યું કે તે વખતનો દુકાળ એવો તો વિષમ હતો કે અંતે એક માતા પોતાનું બાળક ભૂખની આગ મટાડવા ખાઈ ગઈ એટલે તરત જ દુકાળ મટચો અને લોકોએ હાશ ભણી. એ વિગત સાંભળીને બાળમાનસ વિચારવા લાગ્યું કે, ત્યારે દુકાળ એ કોઈ દૈવી શક્તિ છે અથવા ઊભરાઈને ઊતરે એવું રેલસંકટ હોવું જોઈએ.

ત્યાર પછી સહેજ મોટો થતાં 'દુર્ગાદેવી' જેવા બાર વરસના દુકાળનું વર્ણન વાંચ્યું. દુર્ગાદેવી જેવા દુકાળને લીધે મહારાષ્ટ્રની વસ્તી બે—ચિરાગ થઈ હતી. એનાં વર્ણનો વાંચી રુવાંટાં ખડાં થતાં હતાં અને મનમાં પ્રશ્ન ઊઠતો કે વખતો-વખત આવા દુકાળો પડતાં છતાં એનો કાયમનો ઈલાજ કરવાનું માણસને સૂઝતું કેમ નહીં હોય?

ગુજરાતમાં જેને છપ્પનિયો દુકાળ કહે છે તેનું વર્ણન વાંચતાં પણ કમકમાટી છૂટતી. જાનવરોના બેહાલ થયેલા સાંભળી આંખમાં આંસુ આવતાં. કોકે કહ્યું, 'વિલાયતમાં જો એવો દુકાળ પડે તો ત્યાંની સરકાર આકાશપાતાળ એક કરી દુકાળને તરત હટાવે. એક પણ ગોરાને મરવા ન દે. હિંદુસ્તાન આપણો દેશ છે, અહીં ગરીબોનો કોઈ બેલી નથી, અને અંગ્રેજ સરકારને અહીંના ગરીબોની પડી નથી.' મને પણ થયું કે આપણા લોકો ગાફેલ અને નસીબવાદી, એટલે વારેઘડીએ એક ને એક સંકટ ફરી ફરી આવતું હોય તોયે તેનો કાયમનો ઈલાજ કરવાનું આપણને સૂઝતું નથી. અંગ્રેજોનું એવું નથી, તેઓ એક ભૂલ બે વાર થવા દેતા નથી.

આ વખતે મહાયુદ્ધ ફાટયું ત્યારે શરૂઆતના કેટલાક મહિના હું ઘણો જ અસ્વસ્થ રહેલો. માણસો ગાંડા થઈને એકબીજાનો સંહાર કેમ કરતા હશે એ પ્રશ્નનો કેમે કરી સમાધાનકારક જવાબ મળતો ન હતો. મન પૂછતું કે ૧૯૧૪માં જે મહાયુદ્ધ થયું એના અનુભવથી આ ગોરાઓ ડાહ્યા કેમ ન થયા? એક ભૂલ બીજી વાર ન થવા દેનારા ગોરા લોકોએ એક મહાયુદ્ધ પછી આવું ત્રિખંડવ્યાપી અતિયુદ્ધ કેમ થવા દીધું હશે? આપણે તો ગાફેલ રહ્યા, પણ આ પ્રજાનું શું?

આ વખતનું યુદ્ધ અમુક દિવસ ચાલ્યું અને આપણા દેશના અસંખ્ય હિત-ચિંતકોને અને સેવકોને જેલમાં જવું પડયું. ત્યાં બંગાળ તરફના અને કેરળ તરફના ભૂખમરાની વાતો છાપાંઓમાં વાંચવાને મળતી. 'આ વખતનો દુકાળ

Man Made છે – માણસે વહોરી લીધેલો દુકાળ છે' એમ લોકો કહેવા લાગ્યા. બીજાઓ કહેવા લાગ્યા: 'વહોરી લીધેલો નહીં પણ ગોઠવેલો દુકાળ છે.' બર્માના લોકોએ જાપાનીઓની મદદથી બળવો પોકાર્યો અને અંગ્રેજોને હેરાન કર્યા, એ જોઈ ગોરાઓને સૂઝયું હોવું જોઈએ કે એ જ જાપાનીઓની મદદ લઈ સુભાષબાબુ જેવા જો બંગાળ પર ચડાઈ કરે તો સરકારને ભારે પડે, કેમ કે પૂર્વભારતની પ્રજા બળવો કર્યા વગર રહે નહીં, એટલે એ પ્રજાને વખતસર ભૂખે મારી હોય તો નિરાંત વળે, એવી દાનતથી આ દુકાળ ગોઠવેલો છે એમ કેટલાક લોકો કહેવા લાગ્યા.

જેલમાં બહારની હકીકત મળી મળીને કેટલી મળે? અને છાપાંઓ તો સરકાર રજા આપે એટલું જ લખવાનાં. એટલે ગિડાયેલી અને અકળાયેલી કલ્પના જેમ સૂઝે તેમ વિચાર કરતી હતી.

અમુક દેશભક્તો પીડિત-પ્રદેશોમાં ફરીને પોતાનો હેવાલ છાપાંમાં પ્રગટ કરતા. તે વાંચીને હૈયું અકળાતું. દુષ્કાળપીડિતોને માટે કાંઈ ને કાંઈ મદદ બહાર મોકલવી જોઈએ એવી લાગણી થવાથી અમે લોકોએ ફાળો કરીને એ રકમ યુક્તિથી બહાર પહોંચાડી દીધી. પણ એટલાથી સંતોષ શી રીતે વળે? બહારની વિગતો જાણવાની ઘણી ઇંતેજારી રહેતી, પણ માગીએ તેવાં છાપાં મળતાં નહીં– કલ્પના જેટલું જોઈ શકે તેટલું જ અમે જોઈ શકતા.

સરકારના મહેમાન હોવાથી અમને તો જેલમાં ભૂખમરો વેઠવો પડયો નહીં. બહારની સ્થિતિનાં વર્ણનો વાંચતાં એક વાર મનમાં વિચાર આવ્યો કે આજે હિંદુસ્તાનમાં બે જાતના લોકો પેટ ભરીને ખાઈ શકે છે – જેઓ લશ્કરમાં જોડાઈ અંગ્રેજોને મદદ કરે છે તેમને ખાવાના સાંસા નથી, તેઓ ગમે તેટલું ઉડાઉપણું પણ કરી શકે તેમ છે; બીજી બાજુ, જેઓ અંગ્રેજ સરકારનો વિરોધ કરી જેલમાં પહોંચી ગયા છે તેમને પણ ખાવાના સાંસા નથી. 'સી' કલાસના લોકોને હાડમારીઓ વેઠવી પડે છે જરૂર, 'બી' કલાસના લોકોને પણ ઘઉંને બદલે જુવાર–બાજરી ખાવી પડે છે એ પણ ખરું, પણ રાજબંદીઓ ભૂખે મરતા નથી. જે ઇટાલિયન સિપાહીઓ કેદી તરીકે હિંદુસ્તાનમાં પુરાયા છે તેઓ પણ પેટ ભરીને ખાય છે અને મોજ કરે છે. જેઓ અંગ્રેજોની વતી અથવા અંગ્રેજોની સામે લડતા નથી તેમને નસીબે જ ભૂખમરો છે.

બહાર આવ્યા પછી બંગાળના દુકાળોનાં વર્ણનો અવારનવાર સાંભળતો હતો. Famines in Bengal એ ઐતિહાસિક પણ અદ્યતન વિગતો આપનારી ચોપડી પણ જોઈ. પણ ભાઈ કાન્તિલાલે અહીં જે ઓરિસાના દુકાળનો ચિતાર આપ્યો છે એની કલ્પના કોઈ ચોપડીએ પણ ન આપી હતી અને કલ્પનાએ પણ સરજી ન હતી. એટલે એ વર્ણન વાંચતાં આંસુ ખાળવાં બહુ મુશ્કેલ થતાં હતાં. ભાઈ કાન્તિલાલે આ કોઈ નવલકથા લખી નથી, અથવા રંજનકલાનો આશ્રય લઈ ભડકામણાં ચિત્રો કર્યાં નથી. જાતે જોયેલા પ્રસંગોનો એ તાદૃશ ચિતાર છે. હું

નથી માનતો કે આવા બનાવો એમણે પ્રત્યક્ષ જોયા ન હોય તો કેવળ કલ્પનાથી આટલી ભીષણતા તેઓ ચીતરી શકત.

ગાંધીજીએ ઓરિસાનું વર્ણન કરતાં 'A God-forsaken Land' એવા શબ્દો વાપર્યા હતા. મેં પણ ઓરિસામાં ફરતાં સામાન્ય દિવસોની ત્યાંની દયામણી હાલત જોઈ છે. આવા લોકો પાસેથી એમની હોડીઓ ઝૂંટવી લેવાનું સરકારને કેમ સૂઝયું હશે, એવો પ્રશ્ન મનમાં ઊઠયા વગર રહેતો નથી. મહાયુદ્ધ ચાલ્યું એની તૈયારીને અંગે શું શું ભેગું કરવું જોઈએ એનો પણ તાગ સરકારને આવ્યો. યુદ્ધનું આખું તંત્ર ગોઠવાયું ત્યાર પછી પણ જો સરકાર દુકાળિયા પ્રાંતમાંથી અનાજ પોતાને તાબે લે અને ગોદામમાં ભરી ભરીને સડવા દે તો એની પાછળ કઈ દાનત હતી એવી શંકા મનમાં આવ્યા વગર કેમ રહે ? આ બધી રાક્ષસી બેદરકારી હતી કે પ્રજા સામેનું શયતાની કાવતરું હતું એનો જવાબ આજે અથવા કાલે અંગ્રેજ સરકારને કોક દિવસ આપવો પડવાનો છે.

આવો ભયાનક દુકાળ પડયા છતાં લોકોએ બળવો ન કર્યો, લૂંટફાટ પણ ન કરી, એનું કારણ શું ? લોકોને ગળે અહિંસા ઊતરી છે તેથી જ, કે તવંગર લોકોને ગરીબોની દાઝ નહીં અને ગરીબોને કોઈ સ્વાભાવિક આગેવાન મળે નહીં તેથી, કે હેબતાઈ ગયેલી પ્રજાની બુદ્ધિ જ બહેર મારી ગઈ તેથી, કે રાક્ષસી દૂરંદેશી વાપરીને પ્રજાને ત્યાં ને ત્યાં મૂંઝવી નાખનાર સરકારની નીતિ ફાવી ગઈ તેથી ?

આનો જવાબ કોણ આપી શકે ? અને એવો જવાબ મળે તોયે શું વળવાનું હતું ?

ભાઈ કાન્તિલાલે આપેલા ચિતાર પાછળ સમજવાનું અને તારવવાનું ઘણું છે. એનો વિચાર કરી આવા બનાવ આપણા દેશમાં ફરી ન જ બનવા પામે એને માટે આપણે શું શું કરવું ઘટે છે એનો વિચાર આપણે કરવો જોઈએ. ગરીબોની ન્યાત જુદી અને તવંગરોની જુદી એવો ભેદ મનમાંથી અને જીવનમાંથી તરત કાઢી નાખવો જોઈએ. એને માટે આપણી રૂઢ ધર્મભાવના પણ બદલવી જોઈએ અને શિષ્ટાચારની કલ્પના પણ બદલવી જોઈએ. ગરીબમાં ગરીબ, પછાતમાં પછાત અને વહેમીમાં વહેમી એવા ગરીબો સાથે એકરૂપ થઈને એમના ઉદ્ધાર માટે તસુ-તસુ મરવા માટે આપણે તૈયાર થવું જોઈએ – તો જ ગરીબોનું અકાળે અને વગર કારણે નીપજતું મરણ આપણે અટકાવી શકીએ.

ભાઈ કાન્તિલાલે અહીં રજૂ કરેલો ચિતાર સાહિત્ય નથી, સાહિત્ય કરતાંયે વધારે કીમતી દસ્તાવેજ છે. એ આપણા ઉપરનો 'વોટ ઑફ સેન્સોર' છે. એવો દોષ આપણે માથે ફરી ન આવે એટલા માટે જે જે કરવું ઘટે છે તે તે કરવાનો સંકલ્પ જો આપણે કરી શકયા તો જ આપણે માણસજાતમાં ગણાઈશું. આપણે જાતિભેદને કારણે લાંબા કાળ સુધી સહન કર્યું. હવે એ ભેદ મનુષ્યદ્રોહી નીવડતો જાય છે. એ ભેદ હૃદયધર્મનો નાશ કરે છે. એવા જાતિભેદને આપણે તિલાંજલિ ન આપીએ તો આપણે આપણા સામાજિક જીવનને જ તિલાંજલિ -

Man Made છે – માણસે વહોરી લીધેલો દુકાળ છે' એમ લોકો કહેવા લાગ્યા. બીજાઓ કહેવા લાગ્યા: 'વહોરી લીધેલો નહીં પણ ગોઠવેલો દુકાળ છે.' બર્માના લોકોએ જાપાનીઓની મદદથી બળવો પોકાર્યો અને અંગ્રેજોને હેરાન કર્યા, એ જોઈ ગોરાઓને સૂઝયું હોવું જોઈએ કે એ જ જાપાનીઓની મદદ લઈ સુભાષ-બાબુ જેવા જો બંગાળ પર ચડાઈ કરે તો સરકારને ભારે પડે, કેમ કે પૂર્વભારતની પ્રજા બળવો કર્યા વગર રહે નહીં, એટલે એ પ્રજાને વખતસર ભૂખે મારી હોય તો નિરાંત વળે, એવી દાનતથી આ દુકાળ ગોઠવેલો છે એમ કેટલાક લોકો કહેવા લાગ્યા.

જેલમાં બહારની હકીકત મળી મળીને કેટલી મળે? અને છાપાંઓ તો સરકાર રજા આપે એટલું જ લખવાનાં. એટલે ચિડાયેલી અને અકળાયેલી કલ્પના જેમ સૂઝે તેમ વિચાર કરતી હતી.

અમુક દેશભક્તો પીડિત-પ્રદેશોમાં ફરીને પોતાનો હેવાલ છાપાંમાં પ્રગટ કરતા. તે વાંચીને હૈયું અકળાતું. દુષ્કાળપીડિતોને માટે કાંઈ ને કાંઈ મદદ બહાર મોકલવી જોઈએ એવી લાગણી થવાથી અમે લોકોએ ફાળો કરીને એ રકમ યુક્તિથી બહાર પહોંચાડી દીધી. પણ એટલાથી સંતોષ શી રીતે વળે? બહારની વિગતો જાણવાની ઘણી ઇંતેજારી રહેતી, પણ માગીએ તેવાં છાપાં મળતાં નહીં– કલ્પના જેટલું જોઈ શકે તેટલું જ અમે જોઈ શકતા.

સરકારના મહેમાન હોવાથી અમને તો જેલમાં ભૂખમરો વેઠવો પડ્યો નહીં. બહારની સ્થિતિનાં વર્ણનો વાંચતાં એક વાર મનમાં વિચાર આવ્યો કે આજે હિંદુસ્તાનમાં બે જાતના લોકો પેટ ભરીને ખાઈ શકે છે – જેઓ લશ્કરમાં જોડાઈ અંગ્રેજોને મદદ કરે છે તેમને ખાવાના સાંસા નથી, તેઓ ગમે તેટલું ઉડાઉપણું પણ કરી શકે તેમ છે; બીજી બાજુ, જેઓ અંગ્રેજ સરકારનો વિરોધ કરી જેલમાં પહોંચી ગયા છે તેમને પણ ખાવાના સાંસા નથી. 'સી' ક્લાસના લોકોને હાડમારીઓ વેઠવી પડે છે જરૂર, 'બી' ક્લાસના લોકોને પણ ઘઉંને બદલે જુવાર–બાજરી ખાવી પડે છે એ પણ ખરું, પણ રાજબંદીઓ ભૂખે મરતા નથી. જે ઈટાલિયન સિપાહીઓ કેદી તરીકે હિંદુસ્તાનમાં પુરાયા છે તેઓ પણ પેટ ભરીને ખાય છે અને મોજ કરે છે. જેઓ અંગ્રેજોની વતી અથવા અંગ્રેજોની સામે લડતા નથી તેમને નસીબે જ ભૂખમરો છે.

બહાર આવ્યા પછી બંગાળના દુકાળોનાં વર્ણનો અવારનવાર સાંભળતો હતો. Famines in Bengal એ ઐતિહાસિક પણ અદ્યતન વિગતો આપનારી ચોપડી પણ જોઈ. પણ ભાઈ કાન્તિલાલે અહીં જે ઓરિસાના દુકાળનો ચિતાર આપ્યો છે એની કલ્પના કોઈ ચોપડીએ પણ ન આપી હતી અને કલ્પનાએ પણ સરજી ન હતી. એટલે એ વર્ણન વાંચતાં આંસુ ખાળવાં બહુ મુશ્કેલ થતાં હતાં. ભાઈ કાન્તિલાલે આ કોઈ નવલકથા લખી નથી, અથવા રંજનકલાનો આશ્રય લઈ ભડકામણાં ચિત્રો કર્યાં નથી. જાતે જોયેલા પ્રસંગોનો એ તાદૃશ ચિતાર છે. હું

નથી માનતો કે આવા બનાવો એમણે પ્રત્યક્ષ જોયા ન હોય તો કેવળ કલ્પનાથી આટલી ભીષણતા તેઓ ચીતરી શકત.

ગાંધીજીએ ઓરિસાનું વર્ણન કરતાં 'A God-forsaken Land' એવા શબ્દો વાપર્યા હતા. મેં પણ ઓરિસામાં ફરતાં સામાન્ય દિવસોની ત્યાંની દયામણી હાલત જોઈ છે. આવા લોકો પાસેથી એમની હોડીઓ ઝૂંટવી લેવાનું સરકારને કેમ સૂઝયું હશે, એવો પ્રશ્ન મનમાં ઊઠયા વગર રહેતો નથી. મહાયુદ્ધ ચાલ્યું એની તૈયારીને અંગે શું શું ભેગું કરવું જોઈએ એનો પણ તાગ સરકારને આવ્યો. યુદ્ધનું આખું તંત્ર ગોઠવાયું ત્યાર પછી પણ જો સરકાર દુકાળિયા પ્રાંતમાંથી અનાજ પોતાને તાબે લે અને ગોદામમાં ભરી ભરીને સડવા દે તો એની પાછળ કંઈ દાનત હતી એવી શંકા મનમાં આવ્યા વગર કેમ રહે? આ બધી રાક્ષસી બેદરકારી હતી કે પ્રજા સામેનું શયતાની કાવતરું હતું એનો જવાબ આજે અથવા કાલે અંગ્રેજ સરકારને કોક દિવસ આપવો પડવાનો છે.

આવો ભયાનક દુકાળ પડયા છતાં લોકોએ બળવો ન કર્યો, લૂંટફાટ પણ ન કરી, એનું કારણ શું? લોકોને ગળે અહિંસા ઊતરી છે તેથી જ, કે તવંગર લોકોને ગરીબોની દાઝ નહીં અને ગરીબોને કોઈ સ્વાભાવિક આગેવાન મળે નહીં તેથી, કે હેબતાઈ ગયેલી પ્રજાની બુદ્ધિ જ બહેર મારી ગઈ તેથી, કે રાક્ષસી દૂરંદેશી વાપરીને પ્રજાને ત્યાં ને ત્યાં ભૂંઝવી નાખનાર સરકારની નીતિ ફાવી ગઈ તેથી?

આનો જવાબ કોણ આપી શકે? અને એવો જવાબ મળે તોયે શું વળવાનું હતું?

ભાઈ કાન્તિલાલે આપેલા ચિતાર પાછળ સમજવાનું અને તારવવાનું ઘણું છે. એનો વિચાર કરી આવા બનાવ આપણા દેશમાં ફરી ન જ બનવા પામે એને માટે આપણે શું શું કરવું ઘટે છે એનો વિચાર આપણે કરવો જોઈએ. ગરીબોની ન્યાત જુદી અને તવંગરોની જુદી એવો ભેદ મનમાંથી અને જીવનમાંથી તરત કાઢી નાખવો જોઈએ. એને માટે આપણી રૂઢ ધર્મભાવના પણ બદલવી જોઈએ અને શિષ્ટાચારની કલ્પના પણ બદલવી જોઈએ. ગરીબમાં ગરીબ, પછાતમાં પછાત અને વહેમીમાં વહેમી એવા ગરીબો સાથે એકરૂપ થઈને એમના ઉદ્ધાર માટે તસુ-તસુ મરવા માટે આપણે તૈયાર થવું જોઈએ — તો જ ગરીબોનું અકાળે અને વગર કારણે નીપજતું મરણ આપણે અટકાવી શકીએ.

ભાઈ કાન્તિલાલે અહીં રજૂ કરેલો ચિતાર સાહિત્ય નથી, સાહિત્ય કરતાંયે વધારે કીમતી દસ્તાવેજ છે. એ આપણા ઉપરનો 'વોટ ઑફ સેન્સ્યોર' છે. એવો દોષ આપણે માથે ફરી ન આવે એટલા માટે જે જે કરવું ઘટે છે તે તે કરવાનો સંકલ્પ જો આપણે કરી શકયા તો જ આપણે માણસજાતમાં ગણાઈશું. આપણે જાતિભેદને કારણે લાંબા કાળ સુધી સહન કર્યું. હવે એ ભેદ મનુષ્યદ્રોહી નીવડતો જાય છે. એ ભેદ હૃદયધર્મનો નાશ કરે છે. એવા જાતિભેદને આપણે તિલાંજલિ ન આપીએ તો આપણે આપણા સામાજિક જીવનને જ તિલાંજલિ આપવી

પડશે એટલો પણ બોધ આપણે લઈ શકયા તો આટલી મનુષ્યહાનિની કિંમત મોંઘી ન ગણાય એમ દર્દ સાથે કહેવું પડે છે.

તા. ૨-૧૦-'૪૫

## ૩૦. કળાકારનું જીવન

આ જાતની અને આટલી સારી ચોપડી ગુજરાતમાં બીજી હોય તો હું જાણતો નથી. ખૂબ રસપૂર્વક વાંચી અને સંતોષ થયો.

આપણે ત્યાં ચરિત્રો લખાતાં જ નહીં. ચરિત્રને નામે મોટે ભાગે માહાત્મ્યો જ લખાતાં. ભગવાનનાં અને દેવદેવીઓનાં તેમ જ અવતારી પુરુષોનાં દિવ્ય જન્મ-કર્મ લખાતાં, વંચાતાં અને ગવાતાં. પછી જ્યારે ચરિત્રો લખાવા લાગ્યાં ત્યારે ધાર્મિક પુરુષોનાં, રાષ્ટ્રપુરુષોનાં, પંડિતોનાં, ઉદ્યોગપતિઓનાં અને સમાજ-સેવકોનાં ચરિત્રો લખાવા લાગ્યાં. હવે તો ડાકુઓ, બહારવટિયાઓ અને લૂંટારુ-ઓનાં પણ ચરિત્રો આપણે ત્યાં જોવા મળે છે. મુસાફરોનાં ચરિત્રો આપણે રસ-પૂર્વક વાંચીએ છીએ કેમ કે એમાં એક રખડુ માણસના જીવન ઉપરાંત એણે જોયેલા અનેક દેશો, ત્યાંનાં પ્રકૃતિનાં દૃશ્યો અને લોકોના રસમરિવાજો વિશે વાંચવાનો રસ મળે છે. આસપાસના સમાજજીવન ઉપર જેનું જીવન સારી-નરસી અસર પાડે છે એનું જીવનચરિત્ર વાંચવાનો આપણને રસ છૂટે છે. કળાકાર અને કારીગરની કૃતિઓમાં આપણને ઘણો રસ પડે છે. પણ એમના જીવનમાં કંઈ ખાસ જાણવા જેવું હોય એમ આપણે માનતા જ નથી. સમાજના નેતાઓ પોતાના જીવન દ્વારા અને પુરુષાર્થ દ્વારા સમાજ ઉપર અસર પાડે છે તે જાતની અસર કળાકારો અને કારીગરો પાડે છે કે નહીં એ તપાસવાનું પણ હજી આપણને મન થયું નથી.

સંગીત, નૃત્ય અને નાટ્ય પણ કળાકારના ઓછાવત્તા પરિચયની અપેક્ષા રાખે જ છે. સંગીતના રેકર્ડ અને સિનેમાને કારણે માણસના પ્રત્યક્ષ પરિચય વગર નૃત્ય, નાટ્યનો આસ્વાદ થવાની સગવડ હવે થઈ છે ખરી, છતાં તેમાં પણ પ્રત્યક્ષ મળ્યાનો, જોયાનો અને સાંભળ્યાનો આનંદ અમુક માત્રામાં જ હોય છે.

ચિત્રકાર, નૃત્યકાર અને સ્થપતિ સામે હાજર ન હોય તોયે એની કળાનો આનંદ આપણે લઈએ છીએ. કોક કોક વાર એ કળાકારો હાજર નથી હોતા એ ભારે સગવડ છે એમ જ આપણે માનીએ છીએ. (સૃષ્ટિનું સૌંદર્ય જોઈને, એનું લલિત અથવા ભવ્ય દર્શન કરીને આપણે કેટલા બધા પ્રભાવિત થઈએ છીએ. અને છતાં સૃષ્ટિના દર્શન સાથે એના સર્જનહારનું ચિંતન કે સ્મરણ કેટલાને થાય છે ?)

લોકો કહે છે કે કળાનો આનંદ હોય છે તટસ્થ. એમાં વ્યક્તિને દાખલ કરી આપણે હંમેશાં લાભ મેળવીએ છીએ એમ નથી. મેં કેટલેક ઠેકાણે જોયું છે કે

ગાનારા અને વાદ્ય વગાડનારાના ચહેરા અને હાવભાવ જોવા ન પડે એટલા ખાતર એમની આસપાસ પડદાઓ લટકાવવામાં આવે છે અથવા એમની આસ-પાસ પડદાઓ ગોઠવી દે છે. કલકત્તાના બ્રાહ્મસમાજમાં મેં આમ જોયેલું, મને એ ગમ્યું નહીં, અને છતાં એક રીતે એ બરાબર પણ લાગ્યું.

મારે એટલું જ કહેવાનું છે કે કળાની બાબતમાં આપણે કળાની કદર કરીએ છીએ, કળાકારની પણ અમુક ઢબે કદર કરીએ છીએ, પણ એના જીવનમાં પ્રવેશ કરવાની, એનું માનસ સમજવાની અને વ્યક્તિ તરીકે એનું જીવન કેવું હતું એ જાણવાની દરકાર નથી રાખતા. કવિઓ બધા ચારિત્ર્યની બાબતમાં સંતજીવન જીવતા હતા એમ કોઈ કહી ન શકે અને છતાં એમનાં કાવ્યની કદર કર્યા પછી એમનું જીવન, મનન અને માનસ કઈ જાતનું હતું એ સમજવાને આતુર હોઈએ છીએ ત્યારે શબ્દબ્રહ્મ છોડીને નાદબ્રહ્મની ઉપાસના કરનાર માનવીઓના જીવનનું ઊંડાણ તપાસવાનો પ્રયત્ન આપણે કેમ ન કરીએ?

ખલીલ જિબ્રાને ક્યાંક કહ્યું છે કે ગાનારનો આત્મા એના કંઠમાં હોય છે, ચિત્રકારનો એની પીંછીમાં અથવા આંગળાંમાં, કવિનો એના ભેજામાં, પણ નૃત્યકાર કે નર્તકનો આત્મા તો એના અંગેઅંગમાં હોય છે. નૃત્યકળાની કેવળ ઉપાસના, વખતે યાંત્રિક થઈ શકે છે. (જોકે એમ કહેવું પણ ધૃષ્ટતા જ ગણાય.) પણ નૃત્યકળા જે લોકો ભાવપૂર્વક કેળવે છે એ તો દરેક ગાત્ર અને ઇન્દ્રિય ઉપર કાબૂ મેળવી એ વાટે હૃદય, ભાવના અને વાસના બધું જ સંયમપૂર્ણ અને તેથી જ પરિપૂર્ણ વ્યક્ત કરી શકે છે.

ચિત્રકારો અને મૂર્તિકારો તો પ્રતિબ્રહ્મા જ હોય છે. પાષાણને પણ હૃદય અર્પણ કરવાની શક્તિ જેમનામાં છે એવા મૂર્તિકારોના જીવનમાં જાણવા-સમજવા જેવું કશું હોઈ જ ન શકે એમ કેમ મનાય?

કલાકારો, સાહિત્યકારની પેઠે ભાષાના સ્વામી નથી હોતા એટલે શબ્દચમત્કૃતિ એમની પાસે ન હોય. પણ તેટલા જ ખાતર તેમની વાતો વધારે સીધી, અને સમજનાર માટે વધારે અસરકારક હોય છે.

શ્રીમતી લાભુબહેને કલાકારોની આજે મુલાકાતો લીધી. તેમાં એમની કળા પણ પ્રગટ થયા વગર રહેતી નથી. તે તે વ્યક્તિનું સંકોચનું કવચ ઉતારીને પોતાના જીવન વિશે બોલતા કરવા અને એ સંભાષણમાંથી એમનું જીવન-તત્ત્વજ્ઞાન અને એમના જીવનાનુભવો એમને જ મોઢે પ્રગટ કરવા એ કંઈ સામાન્ય કળા નથી. અને હું તો માનું છું કે એમની એ કળાના પાયામાં એમની વિશાળ અને ઊંડી સહાનુભૂતિ છે.

આ કલાકારો વિશે વાંચતી વખતે એક એક કલાકારનું જીવન-રહસ્ય જેમાંથી પ્રગટ થાય છે તેવાં કેટલાંય વચનો મેં નોંધી લીધાં છે. તે બધાં અહીં ટાંકવામાં ઔચિત્ય નથી. ફૂલો પોતાના બગીચામાં જે પ્રસન્ન અસર કરે છે તે, એમને

તોડીને એક ગુચ્છામાં બંદી કરવાથી કરી શકતાં નથી.

એક જર્મન લેખકે ઈસા મસીહ વિશે લખ્યું. એણે જ ગટે વિશે લખ્યું. અને આશ્ચર્ય થતું હતું કે હવે એ બીથોઅન વિશે શું લખશે? કંઈક અશ્રદ્ધાથી જ એ લખાણ મેં વાંચવું શરૂ કર્યું. પછી જોયું કે કઢાવનારની શક્તિ હોય તો કલાકારોના જીવનમાંથી આપણે ઘણું મેળવી શકીશું. *

૧૦–૯–'૬૫

## ૩૦. ઘણા કામની

'અજાતશત્રુ લિંકન' આ સુંદર અને મહત્ત્વની ચોપડી નવજીવનવાળા અમારા શ્રી મણિભાઈ દેસાઈએ હમણાં હમણાં તૈયાર કરી છે. અમેરિકન રાષ્ટ્રના એક જૂના લોકોત્તર અધ્યક્ષનું આ પ્રેરણાદાયી જીવનચરિત્ર છે.

દુનિયાનાં સમર્થ અને સંસ્કારી રાષ્ટ્રોમાં, વખતે ભારત સૌથી જૂનું રાષ્ટ્ર હશે. અને અમેરિકા તો યુરોપિયન સંસ્કૃતિમાંથી જન્મ પામેલું અને દુનિયાને નવ-સંસ્કૃતિ આપનાર તાજું રાષ્ટ્ર છે. એમ દેખાય છે કે હવે પછીની, આખી દુનિયા-ની નવી સંસ્કૃતિ ઘડવાનો ભાર આ બે રાષ્ટ્રને માથે આવવાનો છે. (આજે અમેરિકન સરકાર અને ભારત સરકાર વચ્ચે ગંભીર મતભેદ અથવા મનોમાલિન્ય પેદા થયાં હશે. સરકારો તો પોતપોતાની પરિસ્થિતિ પ્રમાણે ચાલવાની. એમના મતભેદો ગમે તેટલા મહત્ત્વના ભલે હોય, રાષ્ટ્રોની સંસ્કૃતિઓ આવા મતભેદો કરતાં ઘણી ઊંચી હોય છે અને તેથી આપણે એ ધ્યાનમાં રાખીએ કે બંને રાષ્ટ્રો મળીને દુનિયાની સેવા કરવાનું એમને ભાગે આવ્યું છે એ ટળવાનું નથી. તેથી એકબીજા વિશે વધુ ને વધુ જાણવાનો પ્રયત્ન આપણે કરવો જ જોઈએ.)

દક્ષિણ યુરોપના ગોરા લોકોએ અમેરિકા ખંડની શોધ કરી. તેમાં પણ ભારતનો સંબંધ છે એ વિચિત્ર વસ્તુ જાણવા માટે આપણે થોડો ઈતિહાસ સમજી લેવો જોઈએ.

સંભવ છે કે માણસજાતિએ જીવનકળા ખીલવવાના પ્રયત્નમાં ખેતીની જે શોધ કરી તે સૌથી પહેલાં ભારતમાં જ થઈ હતી. જંગલમાંથી કંદ, મૂળ, ફળ કે કુમળાં પાંદડાં જે મળે તે લઈને ખાવું અને એટલાથી પોષણ ન મળે તો પશુપક્ષીનો શિકાર કરી પેટ ભરવું એ હતી માનવજાતની આદ્યસંસ્કૃતિ. એક જગામાંથી આવો ખોરાક ખૂટ્યો એટલે માણસને સ્થાનાંતર કરવું પડતું. આમ એક સ્થળ છોડી બીજે સ્થળે માણસ ક્યાં સુધી ખસ્યા જ કરતો રહે? અંતે એણે હળ ચલાવી જમીન ખેડવાની અને એમાં અનાજ વાવી ફસલ મેળવવાની કળા શોધી ત્યાર પછી એ જમીનનો કસ ખૂટી ન જાય એટલા માટે એમાં

* શ્રીમતી લાભુબહેન મહેતાની લખેલી ચોપડી 'કલા અને કલાકાર' (પ્રસ્તાવના)

ખાતર નાખવાની યુક્તિ માણસને સૂઝી. આ રીતે ખેડ અને ખાતરવાળી કૃષિ-વિદ્યા પૂર્ણત્વ સુધી પહોંચી.

ખેતીનો વિકાસ ભારતમાં, ચીનમાં અને મિશ્રદેશ(ઈજિપ્ત)માં ખાસ થયો હશે. ભારતના લોકોએ ખેતી પછી વણાટની કળા ખીલવી અને કપાસ, ઊન અને રેશમનાં ઉત્તમોત્તમ કપડાં તૈયાર કરવા માંડયાં. આવાં કપડાં ખરીદીને યુરોપમાં વેચવાનો ધંધો પવિત્ર એશિયાના મુસલમાન લોકોએ ચલાવ્યો. અને એ રીતે એ રાષ્ટ્રો ધનવાન થયાં. એમની અદેખાઈ કરી યુરોપના લોકો જો ભારત આવવા માગે તો મુસલમાનો એમને ભારત આવવા ન દે. એટલે એ વચલો પ્રદેશ ટાળીને ભારત આવવાનો રસ્તો શોધવો રહ્યો. એ તો દરિયામાર્ગે જ થઈ શકે. એટલે દક્ષિણ યુરોપના દરિયાવર્દી લોકો જહાજમાં બેસી હિંદુસ્તાનનો રસ્તો શોધવા નીકળ્યા. ત્યાં અકસ્માત્ પશ્ચિમે અમેરિકા ખંડની શોધ થઈ. પ્રથમ એમણે માન્યું કે આ જ 'ઈન્ડિયા' દેશ છે. પરિણામે એમણે ત્યાંના આદિવાસીઓને જ ઈન્ડિયન માની લીધા. આજે પણ અમેરિકાના એ આદિવાસીઓ 'રેડ ઈન્ડિયન'ને નામે જ ઓળખાય છે.

આગળ જતાં સ્પેન પોર્ટુગલના લોકોને, દક્ષિણની મુસાફરીએ જતાં, આફ્રિકા-ની પ્રદક્ષિણા કરતાં ભારત આવવાનો રસ્તો જડયો (એમાં ભારતના લોકોએ જ એમને ખાસ મદદ કરી.) આ રીતે ભારત આવનાર પહેલવહેલો પશ્ચિમનો ગોરો વાસ્કો–દ–ગામા હતો. આ ઈતિહાસ બધા જાણે છે. પણ અમેરિકા જડયું તે ભારતનો રસ્તો શોધતાં. આટલી વાત ખાસ આપણે ધ્યાનમાં રાખવાની છે. ભારત અને અમેરિકાના હવે પછીના સંબંધનું મહત્ત્વ ન હોત તો આ જૂના ઈતિહાસમાં આપણે અહીં ન ઊતર્યા હોત.

આપણે ત્યાં સમુદ્રમાર્ગે પોર્ટુગીઝ લોકો આવવા લાગ્યા. ફ્રેંચ આવ્યા, ડચ આવ્યા અને અંતે અંગ્રેજો પણ આવ્યા. ભારત સાથેનો ખુશ્કી વેપાર ખેડતાં ખેડતાં પઠાણો અને મોગલો અહીંના રાજ્યકર્તા થઈ ગયા, એ જ રીતે ભારત સાથે વેપાર ખેડતાં ખેડતાં ગોરાઓ પણ અહીંના રાજ્યકર્તા થયા. એમાં ચાલાક અંગ્રેજોએ પોર્ટુગીઝ અને ફ્રેંચ આદિ ગોરા હરીફોને અહીં આવતા રોકયા અને પોતાનું સામ્રાજ્ય અહીં જમાવ્યું. આપણે એ સામ્રાજ્ય લાંબા વખત સુધી સહન કર્યું. અંગ્રેજો પાસેથી ઘણું શીખ્યા, અને હવે સ્વતંત્ર થયા છીએ.

એ જ અંગ્રેજોમાંથી જે લોકો અમેરિકા ગયા તેમણે ત્યાં એક બાહોશ નવા રાષ્ટ્રની સ્થાપના કરી જે આજે યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા તરીકે ઓળખાય છે. આજે, આપણા લોકો જ્ઞાન-વિજ્ઞાનનો અનુભવ મેળવવા યુરોપ કરતાં અમેરિકા વધારે જવા લાગ્યા છે. અને અમેરિકન લોકો પણ પોતાનું જાગતિક મહત્ત્વ સમજી આખી દુનિયાના બધા દેશોનો પરિચય કેળવવા લાગ્યા છે. અને ત્યાંની પરિસ્થિતિ ઓળખી પછાત દેશોને જાતજાતની મદદ કરવા લાગ્યા છે.

આવી સ્થિતિમાં જો અમેરિકન રાષ્ટ્રનો સ્વભાવ અને એમની સંસ્કૃતિનો પ્રાણ

જાણી લેવો હોય તો એ રાષ્ટ્રના પ્રારંભના ઘડવૈયાઓનો ઈતિહાસ પણ જાણવો જોઈએ. એવા ઘડવૈયાઓમાં અબ્રાહમ લિંકનનું (સન ૧૮૦૮-૧૮૬૫) સ્થાન નાનુંસૂનું નથી અને ખૂબી એ છે કે અબ્રાહમ લિંકન છેક બાળપણથી જાત જાતની મુસીબતો વેઠતો અને સામાન્ય કેળવણીથી પણ વંચિત, કેવળ પોતાના જ પુરુષાર્થથી પોતાનું ભાગ્ય ઘડવતો આદર્શ અમેરિકન છે. (પોતાના જ પુરુષાર્થથી પોતાની શક્તિ કેળવનાર અને પોતાનું ભાગ્ય સર્જનાર માણસને અંગ્રેજીમાં Self-made man કહે છે. આવા દુનિયાના સેલ્ફ-મેડ લોકોમાં પણ અબ્રાહમ લિંકનનું સ્થાન ઘણું ઊંચું છે.)

જે કોઈ ચોપડી હાથમાં આવે તે ધ્યાનથી વાંચી જવી, જે કાંઈ પરિસ્થિતિ આસપાસ ગોઠવાયેલી હોય તેનો ઉત્તમમાં ઉત્તમ ઉપયોગ કરવો અને પોતાના પુરુષાર્થ વડે, અને ઉત્તમોત્તમ ચારિત્ર્ય વડે આગળ વધતા જવું એ છે ટૂંકામાં અબ્રાહમ લિંકનની જીવનસાધના અને એમાં પણ ધ્યાનમાં રાખવાની વાત એ કે બીજા લોકો આગળ આવવા માટે જે હીન અને અનીતિમય ઉપાયો યોજે છે તે ન બિલકુલ વાપરવાનો નિશ્ચય અબ્રાહમે પહેલેથી કર્યો હતો. નીતિના આવા આકરા બંધનથી માણસને એક રીતે ઘણું વેઠવું પડે છે. પણ એ સાધના કે તપસ્યાને જોરે જ એની ચારિત્ર્યશક્તિ મજબૂત થાય છે. અને જોતજોતામાં એ ઊંચે ને ઊંચે ચઢતો જ જાય છે. અબ્રાહમના આ ચરિત્રમાં આ વસ્તુ આપણને ડગલે અને પગલે જોવા મળશે.

આપણે ફરી વાર અમેરિકાના ઈતિહાસમાં થોડું ડોકિયું કરીએ. બ્રિટનથી અમેરિકા જનારા લોકો ગમે તેવા હોય પણ જે લોકો આગળ જતાં Pilgrim Father તરીકે ઓળખાયા અને જેઓ અમેરિકન રાષ્ટ્રના ઘડવૈયા નીવડ્યા તેમની તેજસ્વિતા નોખી જ હતી. તેઓ ધન કમાવા કે વેપાર ખેડવા ઇંગ્લંડથી ઊપડ્યા ન હતા. પોતાના દેશમાં પોતાનું ધાર્મિક સ્વાતંત્ર્ય સુરક્ષિત નથી, અંતરના અવાજ પ્રમાણે જીવવાની છૂટ નથી, બહુમતી આગળ દબાયેલા રહેવું પડે છે, એ સ્થિતિથી અકળાઈ પોતાનું ભાગ્ય પોતાના હાથમાં લઈ, પોતાના પુરુષાર્થ ઉપર વિશ્વાસ રાખી, બિલકુલ અજાણ્યા મુલકમાં કાયમને માટે જઈ રહેવા માટે એમણે સ્વદેશ-ત્યાગ કર્યો હતો. કેવા આત્મવીર!!

અમેરિકા એક રીતે અણખેડેલો મુલક. ઉત્તુંગ પહાડો, વિશાળ જંગલો, કુદરતની સેવા કરનાર નાનીમોટી નદીઓ, ન મળે રસ્તા, ન મળે ખેતીની સગવડો. એવો એ દેશ. ખરું જોતાં એ દેશ ત્યાંના આદિવાસી 'રેડ ઇન્ડિયન' લોકોનો. એ લોકો સુધરેલી ખેતી જાણે નહીં. જેમતેમ ખોરાક મેળવે અને સ્વતંત્ર રીતે રહે. એ લોકોને એમની જમીન પરથી હાંકી કાઢવા અને એમની જમીન પડાવવી એ કામ કાંઈ અઘરું ન હતું. 'આખા દેશ ઉપર પોતાનો હક છે' એમ કહેવા જેટલા આ આદિવાસીઓ 'સુધરેલા' પણ ન હતા. એટલે યુરોપના ગોરાઓને, મોટે ભાગે કુદરત સાથે લડીને જ પોતાની આજીવિકા મેળવવી, રસ્તાઓ બાંધવા,

ખેતીનો વિકાસ કરવો અને યુરોપિયન સંસ્કૃતિ ઊભી કરવી એ જ મુખ્ય કામ હતું.

અમેરિકાના જે ભાગની વાત આપણે કરીએ છીએ એને આજે યુનાઈટેડ સ્ટેટ્સ કહે છે, એના ઉત્તરમાં કૅનેડા છે. દક્ષિણમાં મૅક્સિકો છે. આ વચલા ભાગમાં ગોરા લોકોએ નાનાં નાનાં અનેક રાજ્યો સ્થાપ્યાં હતાં. એમાં પણ ઉત્તરી રાજ્યોને ભાગે ખેતીલાયક જમીન ઓછી. દક્ષિણનાં રાજ્યોમાં ખેતીલાયક જમીન ઘણી. આ જમીન ખેડવા માટે મનુષ્યબળ જોઈએ છે. એ ક્યાંથી આણવું? રેડ ઈન્ડિયન લોકો આદિવાસી ખરા, પણ સ્વતંત્ર મિજાજના, કોઈને ત્યાં નોકર થઈને રહે નહીં. આવી સ્થિતિમાં ગમે ત્યાંથી મજૂરો મેળવ્યે જ છૂટકો. ગોરાઓને એક રસ્તો સૂઝયો. એનો પણ થોડો ઇતિહાસ જાણવો જોઈએ. ભૂમધ્ય સમુદ્રની દક્ષિણે આફ્રિકાનો જે ભાગ છે ત્યાં મુસલમાનોએ પોતાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં. એ પ્રદેશને જવા દઈએ, બાકીના ગરમ આફ્રિકામાં કૃષ્ણવર્ણા આદિવાસીઓ રહે. એમને નિચોવવા ગોરા લોકોને માટે સહેલું હતું. એ કાળા લોકો ગુલામ થવાને ટેવાયેલા એમ જ કહેવું પડશે. ત્યાંના આદિવાસી રાજાઓ પોતાની પ્રજાના લોકોને ગુલામ તરીકે રાખે. જરૂર પડયે એમને વેચી પણ નાખે. પરિણામે ગોરા લોકોએ એ કાળા લોકોને પકડીને ગુલામ તરીકે વેચવાનો ધંધો ખીલવ્યો. કાં તો એ લોકોને જબરદસ્તીથી પકડી લે અથવા ખરીદી લે અને યુરોપનાં રાજ્યોમાં વેચી દે.

હવે જે ગોરા લોકો અમેરિકાના રેડ ઈન્ડિયન લોકોને ખસેડી ત્યાં પોતાનાં રાજ્યો સ્થાપન કરી શકયા એમને ખેતી કરવા મજૂરો જોઈતા હતા. એમણે આફ્રિકાના કાળા નિગ્રો લોકોને ખરીદી, જાનવરોની પેઠે એમની પાસેથી સેવા માટે, અમેરિકા લઈ જવાનું શરૂ કર્યું.

આ વસ્તુનો ઉલ્લેખ કરતાં મેં એક વાર સહેજ રમૂજમાં કહ્યું હતું કે, "અમેરિકા ખંડમાં જે નવી સંસ્કૃતિ ખીલવાય છે એના પાયામાં ગોરા લોકોનું ત્રણ ખંડવ્યાપી પાપ વાવેલું છે. રેડ ઇન્ડિયન લોકોને એમની ભૂમિમાંથી ખસેડવા એ એક પાપ, ત્યાં ખેતી કરવા આફ્રિકા ખંડના આદિવાસીઓને ગુલામ તરીકે પકડીને કે ખરીદીને આણવા એ બીજું પાપ અને એ નિગ્રો લોકોને ખરીદવા માટે જરૂરી પૈસા એશિયામાં ચલાવેલા જબરદસ્તીના વેપારમાંથી મળેલાં નાણાં વાપરવાં એ ત્રીજું પાપ.

અબ્રાહમ લિંકનનું જીવનચરિત્ર સમજવા માટે આ ત્રિખંડવ્યાપી પાપના ઉલ્લેખની આવશ્યકતા નથી અને છતાં કહેવું પડે છે કે એશિયાનાં નાણાંમાંથી ખરીદેલા આફ્રિકન નિગ્રો અમેરિકામાં વપરાતા ન હોત તો અબ્રાહમ લિંકન જેવા ધર્માત્માને પોતાના નવા દેશમાં ઉત્તર અને દક્ષિણ વચ્ચે યુદ્ધ ચલાવવું ન પડત.

હવે આપણે અબ્રાહમ લિંકનના જીવનનો સાર ધ્યાનમાં આણી શકીએ.

ગરીબાઈમાં ઊછરેલો, રીતસરની કેળવણી વગરનો એક નવયુવક આપબળે સ્વાશ્રયી કેળવણી પામી, ચઢતો ચઢતો અમેરિકાનો અધ્યક્ષ બને છે અને પોતાની માનવતાને શોભે એવા ચારિત્ર્યબળે પોતાના દેશની 'મહામૂલી એકતા' જાળવવા

માટે અને 'ગુલામીના મહાપાપનું કાસળ' કાઢી નાખવા માટે ધીરજપૂર્વક અને બહાદુરીપૂર્વક ધર્મયુદ્ધ ચલાવે છે. અને એમાં વિજય મેળવી તરત પ્રભુને ચરણે પહોંચી જ જાય છે. એવા ધર્માત્માનું આ ચરિત્ર અમેરિકા, આફ્રિકા અને એશિયાના ભિન્ન ભિન્ન સંસ્કૃતિના કરોડો લોકો માટે બોધક અને પ્રેરણાદાયક નીવડવું જ જોઈએ. અને તેથી જ શ્રી મણિભાઈએ લખેલા આ ચરિત્રની વાચકો આગળ ભલામણ કરવા હું પ્રેરાયો છું.

મારે અહીં કહેવું જોઈએ કે મણિભાઈના ગુજરાતી ભાષા પરના કાબૂ વિશે જાણતાં છતાં મેં માન્યું હતું કે જે ચરિત્ર લખવા માટે એમણે ચાળીસ વર્ષ સુધી મળે તેટલું અંગ્રેજી સાહિત્ય વાંચ્યાં જ કર્યું હતું તે ચરિત્રની ભાષા 'અંગ્રેજીનો સફળતાપૂર્વક અનુવાદ કરનાર બીજા અનેક લેખકોની ભાષા જેવી' અંગ્રેજી શૈલીની હશે.

અને એમ જ હોત તો તેમાં તકરારને માટે અવકાશ પણ ન હતો. આપણા લોકો ધીરે ધીરે એવી શૈલીથી ટેવાઈ ગયા છે. પણ 'અજાતશત્રુ લિંકન'વાળી ચોપડી વાંચતાં આનંદદાયક અપેક્ષાભંગ થયો. સરળ, સંસ્કારી અને સાવ સ્વદેશી ગુજરાતી શૈલીમાં લખેલી આ ચોપડી વાંચતાં શરૂથી આખર સુધી એ આનંદ કાયમ રહ્યો. એને માટે મણિભાઈને ખાસ અભિનંદન ઘટે છે.

આ તો થઈ એમની શૈલીની વાત. ચરિત્ર લખવામાં એમણે આપણા લોકોને જરૂરી માહિતી આપી, લિંકનનો વિકાસ કેમ થતો ગયો એનું ચિત્ર ટૂંકામાં પણ ઉઠાવદાર રીતે આપ્યું છે. અને ધાર્મિકતાની કશી ચર્ચા કર્યા વગર ગાંધીયુગના આપણા લોકો કદર કરી શકે એ રીતે અબ્રાહમ લિંકનનું પ્રશંસનીય ચારિત્ર્ય પણ અહીં એમણે ચીતરી આપ્યું છે.

એક આકરામાં આકરું ગૃહયુદ્ધ ચલાવીને એમાં પૂરી સફળતા મેળવનાર આ લોકોત્તર અધ્યક્ષ શાંતતાવાદી હતો, એ સત્પુરુષમાં ગોરાઓનું વંશાભિમાન નહીં, આંધળું રાષ્ટ્રાભિમાન નહીં કેવળ શુદ્ધ આધ્યાત્મિક અને સાંસ્કૃતિક માનવતા જ પ્રેરણારૂપ હતી એ મુખ્ય રંગ આ ચિત્રમાં એમણે ઉઠાવદાર રીતે સાચવ્યો છે અને બાકીના બધા રંગો એની સાથે કલાત્મક ઢબે ભળી શકે એ રીતે એ ચિત્ર પૂરું કર્યું છે. માટે એમને બેવડું અભિનંદન આપું છું અને છેવટે વ્યક્તિગત રીતે એમને વીનવીશ કે જે વિસ્તૃત ચરિત્ર તમે અમને આપવા માગો છો તે આપવામાં બહુ મોડું નહીં કરતા. મારા જેવાની ઉંમરનો ખ્યાલ રાખી જલદીમાં જલદી એ આપી દેશો તો તમે ઢગલાબંધ ધન્યવાદ અને આશીર્વાદ મેળવશો.

ભગવાન જરથુષ્ટ્રનો જન્મદિન
તા. ૩–૯–'૭૧

# ૩૧. 'આપવીતી'

બૌદ્ધ ધર્મ વિશે મારા મનમાં જો જિજ્ઞાસા અને આદર ન હોત તો ધર્માનંદજી સાથે મારો પરિચય ન જ થયો હોત.

મારા મિત્ર નાગેશ વાસુદેવ ગુણાજીને એક દિવસ હું મળવા ગયેલો. ઈ. સ. ૧૯૦૮ની વાત હશે. તેમણે મને કહ્યું, 'મારા એક બાળસ્નેહી બૌદ્ધધર્મી થઈને આવ્યા છે. તેમણે બૌદ્ધ ધર્મનું જ્ઞાન મેળવવા ખાતર સિક્કિમ, બ્રહ્મદેશ અને સિલોન સુધી પ્રવાસ કર્યો છે અને અનેક કષ્ટ વેઠયાં છે.' બૌદ્ધધર્મી પ્રાણી કેવો હોતો હશે એ જોવાની ઈચ્છા તીવ્ર થઈ અને મેં એમની મુલાકાત લીધી. તેમની થોડીક વાતો સાંભળ્યા પછી મેં તેમને એક ધૃષ્ટતાભર્યો સવાલ પૂછયો, 'ગૌતમ બુદ્ધના ઉપદેશને કે પંથને 'ધર્મનું' નામ આપી શકાય ખરું? મને તો તે એક 'શુદ્ધ નીતિનો પંથ જ લાગે છે.' આ સવાલને પરિણામે સુંદર ચર્ચા ચાલી અને તે જ બેઠકમાં તેમની પાસેથી પાલિભાષાની બેત્રણ ગાથાઓ હું શીખી ગયો. મેં જોઈ લીધું કે અંગ્રેજ લોકોના પરિશ્રમ ઉપર ગુજારો ચલાવનાર આ કોઈ વાંદો (Parasite) નથી; આ ભાઈએ મૂળ ઝરણા આગળ પહોંચીને જ પોતાની તરસ છિપાવી છે. એક જ મુલાકાતમાં મેં જોઈ લીધું કે, ધર્માનંદજીમાં શુદ્ધ ધાર્મિકતા છે અને છતાં ધાર્મિકતાનો ડોળ નથી; વિદ્વત્તા છે, પણ પાંડિત્યની બૂ નથી.

સાંજે અમે બેલગામની ઘોડદોડ પર ફરવા ગયા. સૂર્યાસ્તનો વખત હતો. ધર્માનંદજીએ કહ્યું, 'મને જરાક માફ કરો, હું પેલા વાયુમાપક મિનારા પાસે જઈ આવું.' તેઓ ગયા અને લાંબા વખત સુધી ધ્યાનમાં બેઠા. પાછા આવીને તેમણે વાતો આગળ ચલાવી. મેં તે પહેલાં બેચાર યોગીઓને ધ્યાનમાં બેસતા જોયા હતા, પણ ધર્માનંદજીમાં જે સાદાઈ જણાઈ તે તેમનામાં ન હતી.

તે દિવસથી હું તેમને ઓળખતો થયો. તે વખતે તેઓ અમેરિકા પણ ગયા ન હતા. બંગભંગની હિલચાલ પછી કલકત્તામાં જે રાષ્ટ્રીય કૉલેજ સ્થપાઈ હતી તેમાં તેમણે થોડા દિવસ કામ કર્યું એટલું જ.

ત્યાર પછી 'बुद्ध, धर्म आणि संघ' અને 'बुद्धलीलासारसंग्रह' એ બે તેમની ચોપડીઓ બહાર પડી અને 'जातककथासंग्रह' એ ચોપડી તૈયાર થઈ. પ્રસિદ્ધ થયેલી ચોપડીઓ દ્વારા તેમને મહારાષ્ટ્ર ઓળખતું થયું, પણ તેમની વિદ્વત્તાનો ઉપયોગ તો પ્રથમ અમેરિકાએ જ કર્યો.

ધર્માનંદજીનું આ આત્મનિવેદન અથવા પ્રવાસવર્ણન અનેક રીતે મનોરંજક અને બોધપ્રદ છે. અંગ્રેજી કેળવણી શરૂ થઈ ત્યાર પછી આપ હિંમતથી અને સ્વાશ્રયી વૃત્તિથી વિદ્વાન થયેલાઓના દાખલાઓ આપણી નજરે બહુ નથી પડતા.

માટે અને 'ગુલામીના મહાપાપનું કાસળ' કાઢી નાખવા માટે ધીરજપૂર્વક અને બહાદુરીપૂર્વક ધર્મયુદ્ધ ચલાવે છે. અને એમાં વિજય મેળવી તરત પ્રભુને ચરણે પહોંચી જ જાય છે. એવા ધર્માત્માનું આ ચરિત્ર અમેરિકા, આફ્રિકા અને એશિયાના ભિન્ન ભિન્ન સંસ્કૃતિના કરોડો લોકો માટે બોધક અને પ્રેરણાદાયક નીવડવું જ જોઈએ. અને તેથી જ શ્રી મણિભાઈએ લખેલા આ ચરિત્રની વાચકો આગળ ભલામણ કરવા હું પ્રેરાયો છું.

મારે અહીં કહેવું જોઈએ કે મણિભાઈના ગુજરાતી ભાષા પરના કાબૂ વિશે જાણતાં છતાં મેં માન્યું હતું કે જે ચરિત્ર લખવા માટે એમણે ચાળીસ વર્ષ સુધી મળે તેટલું અંગ્રેજી સાહિત્ય વાંચ્યાં જ કર્યું હતું તે ચરિત્રની ભાષા 'અંગ્રેજીનો સફળતાપૂર્વક અનુવાદ કરનાર બીજા અનેક લેખકોની ભાષા જેવી' અંગ્રેજી શૈલીની હશે.

અને એમ જ હોત તો તેમાં તકરારને માટે અવકાશ પણ ન હતો. આપણા લોકો ધીરે ધીરે એવી શૈલીથી ટેવાઈ ગયા છે. પણ 'અજાતશત્રુ લિંકન'વાળી ચોપડી વાંચતાં આનંદદાયક અપેક્ષાભંગ થયો. સરળ, સંસ્કારી અને સાવ સ્વદેશી ગુજરાતી શૈલીમાં લખેલી આ ચોપડી વાંચતાં શરૂથી આખર સુધી એ આનંદ કાયમ રહ્યો. એને માટે મણિભાઈને ખાસ અભિનંદન ઘટે છે.

આ તો થઈ એમની શૈલીની વાત. ચરિત્ર લખવામાં એમણે આપણા લોકોને જરૂરી માહિતી આપી, લિંકનનો વિકાસ કેમ થતો ગયો એનું ચિત્ર ટૂંકામાં પણ ઉઠાવદાર રીતે આપ્યું છે. અને ધાર્મિકતાની કશી ચર્ચા કર્યા વગર ગાંધીયુગના આપણા લોકો કદર કરી શકે એ રીતે અબ્રાહમ લિંકનનું પ્રશંસનીય ચારિત્ર્ય પણ અહીં એમણે ચીતરી આપ્યું છે.

એક આકરામાં આકરું ગૃહયુદ્ધ ચલાવીને એમાં પૂરી સફળતા મેળવનાર આ લોકોત્તર અધ્યક્ષ શાંતતાવાદી હતો, એ સત્પુરુષમાં ગોરાઓનું વંશાભિમાન નહીં, આંધળું રાષ્ટ્રાભિમાન નહીં કેવળ શુદ્ધ આધ્યાત્મિક અને સાંસ્કૃતિક માનવતા જ પ્રેરણારૂપ હતી એ મુખ્ય રંગ આ ચિત્રમાં એમણે ઉઠાવદાર રીતે સાચવ્યો છે અને બાકીના બધા રંગો એની સાથે કલાત્મક ઢબે ભળી શકે એ રીતે એ ચિત્ર પૂરું કર્યું છે. માટે એમને બેવડું અભિનંદન આપું છું અને છેવટે વ્યક્તિગત રીતે એમને વીનવીશ કે જે વિસ્તૃત ચરિત્ર તમે અમને આપવા માગો છો તે આપવામાં બહુ મોડું નહીં કરતા. મારા જેવાની ઉંમરનો ખ્યાલ રાખી જલદીમાં જલદી એ આપી દેશો તો તમે ઢગલાબંધ ધન્યવાદ અને આશીર્વાદ મેળવશો.

ભગવાન જરથુષ્ટ્રનો જન્મદિન

તા. ૩–૯–'૭૧

# ૩૧. 'આપવીતી'

બૌદ્ધ ધર્મ વિશે મારા મનમાં જો જિજ્ઞાસા અને આદર ન હોત તો ધર્માનંદજી સાથે મારો પરિચય ન જ થયો હોત.

મારા મિત્ર નાગેશ વાસુદેવ ગુણાજીને એક દિવસ હું મળવા ગયેલો. ઈ. સ. ૧૯૦૮ની વાત હશે. તેમણે મને કહ્યું, 'મારા એક બાળસ્નેહી બૌદ્ધધર્મી થઈને આવ્યા છે. તેમણે બૌદ્ધ ધર્મનું જ્ઞાન મેળવવા ખાતર સિકિમ, બ્રહ્મદેશ અને સિલોન સુધી પ્રવાસ કર્યો છે અને અનેક કષ્ટ વેઠયાં છે.' બૌદ્ધધર્મી પ્રાણી કેવો હોતો હશે એ જોવાની ઇચ્છા તીવ્ર થઈ અને મેં એમની મુલાકાત લીધી. તેમની થોડીક વાતો સાંભળ્યા પછી મેં તેમને એક ધૃષ્ટતાભર્યો સવાલ પૂછયો, 'ગૌતમ બુદ્ધના ઉપદેશને કે પંથને 'ધર્મનું' નામ આપી શકાય ખરું? મને તો તે એક 'શુદ્ધ નીતિનો પંથ જ લાગે છે.' આ સવાલને પરિણામે સુંદર ચર્ચા ચાલી અને તે જ બેઠકમાં તેમની પાસેથી પાલિભાષાની બેત્રણ ગાથાઓ હું શીખી ગયો. મેં જોઈ લીધું કે અંગ્રેજ લોકોના પરિશ્રમ ઉપર ગુજારો ચલાવનાર આ કોઈ વાંદો (Parasite) નથી; આ ભાઈએ મૂળ ઝરણા આગળ પહોંચીને જ પોતાની તરસ છિપાવી છે. એક જ મુલાકાતમાં મેં જોઈ લીધું કે, ધર્માનંદજીમાં શુદ્ધ ધાર્મિકતા છે અને છતાં ધાર્મિકતાનો ડોળ નથી; વિદ્વત્તા છે, પણ પાંડિત્યની બૂ નથી.

સાંજે અમે બેલગામની ઘોડદોડ પર ફરવા ગયા. સૂર્યાસ્તનો વખત હતો. ધર્માનંદજીએ કહ્યું, 'મને જરાક માફ કરો, હું પેલા વાયુમાપક મિનારા પાસે જઈ આવું.' તેઓ ગયા અને લાંબા વખત સુધી ધ્યાનમાં બેઠા. પાછા આવીને તેમણે વાતો આગળ ચલાવી. મેં તે પહેલાં બેચાર યોગીઓને ધ્યાનમાં બેસતા જોયા હતા, પણ ધર્માનંદજીમાં જે સાદાઈ જણાઈ તે તેમનામાં ન હતી.

તે દિવસથી હું તેમને ઓળખતો થયો. તે વખતે તેઓ અમેરિકા પણ ગયા ન હતા. બંગભંગની હિલચાલ પછી કલકત્તામાં જે રાષ્ટ્રીય કૉલેજ સ્થપાઈ હતી તેમાં તેમણે થોડા દિવસ કામ કર્યું એટલું જ.

ત્યાર પછી 'बुद्ध, धर्म आणि संघ' અને 'बुद्धलीलासारसंग्रह' એ બે તેમની ચોપડીઓ બહાર પડી અને 'जातककथासंग्रह' એ ચોપડી તૈયાર થઈ. પ્રસિદ્ધ થયેલી ચોપડીઓ દ્વારા તેમને મહારાષ્ટ્ર ઓળખતું થયું, પણ તેમની વિદ્વત્તાનો ઉપયોગ તો પ્રથમ અમેરિકાએ જ કર્યો.

ધર્માનંદજીનું આ આત્મનિવેદન અથવા પ્રવાસવર્ણન અનેક રીતે મનોરંજક અને બોધપ્રદ છે. અંગ્રેજી કેળવણી શરૂ થઈ ત્યાર પછી આપ હિંમતથી અને સ્વાશ્રયી વૃત્તિથી વિદ્વાન થયેલાઓના દાખલાઓ આપણી નજરે બહુ નથી પડતા.

આજકાલના જમાનામાં (ગામડાનો એક રખડેલ છોકરો હાઈસ્કૂલ કે કૉલેજની ઘરેડમાં પસાર થયા વગર અસાધારણ વિદ્વાન થઈ શકે છે,) એ આપણા માન્યામાં પણ આવતું નથી. ધર્માનંદજીની 'આપવીતી' વાંચીને કેટલાયે દુર્દૈવી પણ ઉત્સાહી તરુણોને બોધ મળશે. નવું આશ્વાસન મળશે. ધર્માનંદજીએ પોતાની કહાણી અત્યંત સાદી ભાષામાં જેવી ને તેવી જ આપેલી છે. તેમની 'આપવીતી'માં મીઠુંમરચું કશું નથી. પોતાની વાત છટાદાર કરવા માટે તેમણે કશી કળા વાપરી નથી. પણ એમાં જ એમની 'આપવીતી'ની ખાસ કળા અને મહત્તા આવી જાય છે. વાચકો ઉપર અસર પાડવા કરતાં સત્ય જાળવવા તરફ જ તેમનું ધ્યાન વધારે છે. આત્મગૌરવ સાધવા કરતાં આત્મપરિચય કરાવવાને જ તેઓ વધારે ઇંતેજાર દેખાય છે.

તેમનું મરાઠી પુસ્તક વાંચી એક ભાઈએ મારી આગળ ટીકા કરી, 'આ આખા નિવેદનમાં પોતે કેટલું ભણ્યા, શું શું ભણ્યા, તેમની વિદ્વત્તા કેમ વધતી ગઈ, ઇ. વિશે ક્યાંય પણ ઉલ્લેખ છે ખરો?' મેં કહ્યું, 'તે તો નથી જ, પણ તે ઉપરાંત તેમને અમેરિકા જઈને કામ કરવા માટે હાર્વર્ડ યુનિવર્સિટી તરફથી બીજી વાર આમંત્રણ આવ્યું હતું, ત્યાંના વિદ્વાનોએ તેમની ભારે કદર કરી, વગેરે વાતો પણ તેમના નિવેદનમાં નથી. અમેરિકામાં લાંબો કાળ રહી ધન અને કીર્તિની કમાણી કરવા કરતાં સ્વદેશમાં જ રહી કામ કરવાનું તેમણે પસંદ કર્યું અને ફર્ગ્યુસન કૉલેજમાં પોણોસો રૂપિયા પર રહી રાજવાડે અને બાપટ જેવા પાલિનિષ્ણાત અધ્યાપકો તૈયાર કરવામાં જ પોતાની વિદ્વત્તાનું અધિક સાર્થક્ય માન્યું, એ વાત પણ તેમના નિવેદનમાં નથી.'

તેમણે પોતાના નાનપણના વિચારો અને સિદ્ધાંતો આ ચોપડીમાં ટાંક્યા છે, પણ આજના વિચારો અને અભિપ્રાયો બિલકુલ દર્શાવ્યા જ નથી. સમાજશાસ્ત્રના તેઓ અઠંગ અભ્યાસી છે. બૌદ્ધ ધર્મના તેઓ ઉત્સાહી મિશનરી છે. સનાતન ધર્મમાં ઊછરેલા હોઈ તેના દોષો પ્રત્યે તેઓ પ્રસંગવશાત્ ખૂબ આકરા થઈ શકે છે. રાજદ્વારી ક્ષેત્રમાં પડ્યા નથી; છતાં ચુસ્ત અસહકારી જેવું વર્તન રાખવાને તેઓ બહુ તત્પર છે. રાષ્ટ્રનું સ્વમાન જાળવવા ખાતર તેઓ ગમે તે કષ્ટ વેઠવા તૈયાર છે. એ બધી વસ્તુઓ તેમણે સમાજ આગળ મૂકી નથી. તેમના મનમાં ઊંડે ઊંડે એક ભારે અસંતોષ રહ્યા કરે છે કે બૌદ્ધ ભિક્ષુનું જીવન છોડી દઈ તેમણે ફરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો તેથી તેમને બૌદ્ધ ધર્મના મિશનરીનું ધગશભર્યું કામ છોડી પાલિના અધ્યાપકનું ઠંડું કામ કરવામાં જ સંતોષ માનવો પડે છે. હિંદુ ધર્મમાં સાધુ પાછો ગૃહસ્થાશ્રમમાં આવે તો પતિત ગણાય છે, બૌદ્ધ ધર્મમાં તેવી માન્યતા નથી. બૌદ્ધ સાધુઓ તેમના ધર્મ પ્રમાણે પ્રવ્રજ્યામાંથી ગૃહસ્થાશ્રમમાં પરિવર્તન કરી શકે છે.

આ 'આપવીતી' લખવામાં પોતાના પ્રવાસનું વર્ણન જ મુખ્યત્વે આપવાનો તેમનો હેતુ હોવાથી તેમણે પોતાની કુલપરંપરાની ઝાઝી વિગત આપી નથી. પુરુષાર્થ પ્રગટ કરનાર હરેક વ્યક્તિની કુલપરંપરા કઈ જાતની હોય છે એ જાણવાથી

બહુ લાભ હોય છે. ધર્માનંદજીએ તે લાભ આપણને આપ્યો નથી. પોતાના પૂર્વજોની કીર્તિ ગાવી એને સમર્થ રામદાસે માણસનું એક દૂષણ ગણેલું હોવાથી તેમણે મૌન ધારણ કર્યું હશે.

આપબળે જેણે પોતાની ઉન્નતિ સાધી છે, નાનપણથી જ એકાકી અને અસહાય રહેવાની જેને ટેવ પડી છે, તેના સ્વભાવમાં એક જાતની ઉગ્રતા આવી જાય છે. તેની વાતોમાં નિઃસ્પૃહતા અને કંઈક આગ્રહ પણ દેખાઈ આવે છે. નાનપણથી જ પ્રતિકૂળ પરિસ્થિતિ અને વિરોધ સામે લડવાથી જરા જરા વાતમાં 'પોંતરો' કરી ઊભા રહેવાની વૃત્તિ જાગ્રત થાય છે. એ બધું સૂક્ષ્મરૂપે આ 'આપવીતી'માં આપણે જોઈ શકીશું. અને છતાં કોણ કહી શકે કે એ વસ્તુ વગર પણ જીવન અલૂણું ન થઈ પડે?

## ૩૨. નવનિર્મિતિ-પ્રેરક સાચો વારસો

સન ૧૯૧૫ની આસપાસ, હું જ્યારે ગાંધીજીના આશ્રમમાં દાખલ થયો, અને આશ્રમની શાળા ચલાવવામાં રસ લેવા લાગ્યો, તે પહેલાં દેશના નિરીક્ષણથી હું જોઈ શકેલો કે નવી પેઢીને તો શું, આપણી જૂની પેઢીના લોકોને પણ ભારતીય સંસ્કૃતિનો કાંઈ ખ્યાલ જ ન હતો. થોડા ધાર્મિક રિવાજો, રૂઢિને જોરે, પળાતા હતા. અમુક ધાર્મિક મઠોમાં, તે તે પંથની પરંપરા જળવાતી. સંત-સાહિત્યનાં ગીતો ગવાતાં. પણ સરવાળે સમાજમાં ભારતીય સંસ્કૃતિની ભવ્યતાનો ખ્યાલ બહુ ઓછો હતો. ઐતિહાસિક દૃષ્ટિ જરાય ન મળે અને 'હિંદુ ધર્મ ઉપરાંત સંસ્કૃતિપ્રધાન ભારતીય ધર્મ નામનો વ્યાપક ધર્મ પણ છે, જેનું પાલન અને વિકાસ થવાં જોઈએ' એનો ખ્યાલ તો કેળવણીકારોનેય ન હતો. આનો ઉપાય રાષ્ટ્રીય કેળવણી દ્વારા થવો જોઈએ, એવો આગ્રહ મનમાં જામેલો હોવાથી, અનેક રાષ્ટ્રીય શાળાઓમાં મેં એ દિશાએ ઓછુંવત્તું કામ કરેલું, હિમાલયમાં જઈ ધર્મચિંતન અને ધર્મસાધના સેવેલી.

આટલી પૂર્વતૈયારીને જોરે, સ્વરાજ્યપ્રાપ્તિ માટે ઝંપલાવવું જ જોઈએ એ સંકલ્પથી, હિમાલયમાંથી પાછો આવી, ભારતીય સંસ્કૃતિના પ્રેરક આચાર્ય કવિવર રવીન્દ્રનાથના શાન્તિનિકેતનમાં જઈ રહ્યો. ત્યાં ગાંધીજીના ભાવિ આશ્રમના લોકોનો પરિચય થયો. એમની સાથે ભળી ગયા પછી ગાંધીજીનો ભેટો થયો. એમણે મને પોતાના આશ્રમમાં આવવાનું આમંત્રણ આપ્યું. એટલે ત્યાં રાષ્ટ્રીય કેળવણીની પદ્ધતિએ, આપણા સાંસ્કૃતિક તહેવારો ઊજવવાનો કાર્યક્રમ મેં હાથ ધર્યો. એ જ પ્રવૃત્તિના અંગ તરીકે ભારતીય જ્યોતિષમાં રસ જાગ્રત કરવાના હેતુથી વિદ્યાર્થીઓને અને અધ્યાપકોને આકાશદર્શન કરાવવા લાગ્યો. અને ઠેકઠેકાણે તારામંડળો સ્થાપ્યાં.

આજકાલના જમાનામાં (ગામડાનો એક રખડેલ છોકરો હાઈસ્કૂલ કે કૉલેજની ઘરેડમાં પસાર થયા વગર અસાધારણ વિદ્વાન થઈ શકે છે,) એ આપણા માન્યામાં પણ આવતું નથી. ધર્માનંદજીની ‘આપવીતી’ વાંચીને કેટલાયે દુર્દૈવી પણ ઉત્સાહી તરુણોને બોધ મળશે. નવું આશ્વાસન મળશે. ધર્માનંદજીએ પોતાની કહાણી અત્યંત સાદી ભાષામાં જેવી ને તેવી જ આપેલી છે. તેમની ‘આપવીતી’માં મીઠુંમરચું કશું નથી. પોતાની વાત છટાદાર કરવા માટે તેમણે કશી કળા વાપરી નથી. પણ એમાં જ એમની ‘આપવીતી’ની ખાસ કળા અને મહત્તા આવી જાય છે. વાચકો ઉપર અસર પાડવા કરતાં સત્ય જાળવવા તરફ જ તેમનું ધ્યાન વધારે છે. આત્મ-ગૌરવ સાધવા કરતાં આત્મપરિચય કરાવવાને જ તેઓ વધારે ઇંતેજાર દેખાય છે.

તેમનું મરાઠી પુસ્તક વાંચી એક ભાઈએ મારી આગળ ટીકા કરી, ‘આ આખા નિવેદનમાં પોતે કેટલું ભણ્યા, શું શું ભણ્યા, તેમની વિદ્વત્તા કેમ વધતી ગઈ, ઇ. વિશે ક્યાંય પણ ઉલ્લેખ છે ખરો?’ મેં કહ્યું, ‘તે તો નથી જ, પણ તે ઉપરાંત તેમને અમેરિકા જઈને કામ કરવા માટે હાર્વર્ડ યુનિવર્સિટી તરફથી બીજી વાર આમંત્રણ આવ્યું હતું, ત્યાંના વિદ્વાનોએ તેમની ભારે કદર કરી, વગેરે વાતો પણ તેમના નિવેદનમાં નથી. અમેરિકામાં લાંબો કાળ રહી ધન અને કીર્તિની કમાણી કરવા કરતાં સ્વદેશમાં જ રહી કામ કરવાનું તેમણે પસંદ કર્યું અને ફર્ગ્યુસન કૉલેજમાં પોણોસો રૂપિયા પર રહી રાજવાડે અને બાપટ જેવા પાલિનિષ્ણાત અધ્યાપકો તૈયાર કરવામાં જ પોતાની વિદ્વત્તાનું અધિક સાર્થક્ય માન્યું, એ વાત પણ તેમના નિવેદનમાં નથી.’

તેમણે પોતાના નાનપણના વિચારો અને સિદ્ધાંતો આ ચોપડીમાં ટાંક્યા છે, પણ આજના વિચારો અને અભિપ્રાયો બિલકુલ દર્શાવ્યા જ નથી. સમાજશાસ્ત્રના તેઓ અઠંગ અભ્યાસી છે. બૌદ્ધ ધર્મના તેઓ ઉત્સાહી મિશનરી છે. સનાતન ધર્મમાં ઊછરેલા હોઈ તેના દોષો પ્રત્યે તેઓ પ્રસંગવશાત્ ખૂબ આકરા થઈ શકે છે. રાજદ્વારી ક્ષેત્રમાં પડ્યા નથી; છતાં ચુસ્ત અસહકારી જેવું વર્તન રાખવાને તેઓ બહુ તત્પર છે. રાષ્ટ્રનું સ્વમાન જાળવવા ખાતર તેઓ ગમે તે કષ્ટ વેઠવા તૈયાર છે. એ બધી વસ્તુઓ તેમણે સમાજ આગળ મૂકી નથી. તેમના મનમાં ઊંડે ઊંડે એક ભારે અસંતોષ રહ્યા કરે છે કે બૌદ્ધ ભિક્ષુનું જીવન છોડી દઈ તેમણે ફરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો તેથી તેમને બૌદ્ધ ધર્મના મિશનરીનું ધગશ-ભર્યું કામ છોડી પાલિના અધ્યાપકનું ઠંડું કામ કરવામાં જ સંતોષ માનવો પડે છે. હિંદુ ધર્મમાં સાધુ પાછો ગૃહસ્થાશ્રમમાં આવે તો પતિત ગણાય છે, બૌદ્ધ ધર્મમાં તેવી માન્યતા નથી. બૌદ્ધ સાધુઓ તેમના ધર્મ પ્રમાણે પ્રવ્રજ્યામાંથી ગૃહસ્થાશ્રમમાં પરિવર્તન કરી શકે છે.

આ ‘આપવીતી’ લખવામાં પોતાના પ્રવાસનું વર્ણન જ મુખ્યત્વે આપવાનો તેમનો હેતુ હોવાથી તેમણે પોતાની કુલપરંપરાની ઝાઝી વિગત આપી નથી. પુરુષાર્થ પ્રગટ કરનાર હરેક વ્યક્તિની કુલપરંપરા કઈ જાતની હોય છે એ જાણવાથી

વર્ણનો લખતા નથી. તે તે દેશના લોકો, તેમનો સ્વભાવ, તેમનો પુરુષાર્થ, એ લોકોની રહેણીકરણી, એમની સંસ્કૃતિ અને આપણો એમનો સંબંધ એ વિશે કેમ કોઈ લખતું નથી? એ અસંતોષ હજી પણ દૂર થયો નથી. આવી ચોપડીઓ માટે વાચકો ન મળે એવી બીક રાખવાનું કારણ નથી. શૃંગાર અને વીરરસ જેમ માણસમાં ઉત્કટ રીતે હોય જ છે, તે જ પ્રમાણે, 'યાત્રાનાં વર્ણનો સાંભળવાનો' રસ માણસમાં ઓછો નથી. વિદેશ જઈ આવેલા લોકોને ખાસ મળવા જઈ ત્યાંની વાતો વિગતે સાંભળવાનો રસ લગભગ દરેક માણસમાં હોય છે. यृद्धस्य कथा-वार्ता रम्या એ જેમ સાચું છે એટલું જ સાચું છે यात्रायाः वर्णनं रम्यम्।

આપણા લોકો 'ગોરાઓએ લખેલાં પ્રવાસવર્ણનો' ઓછા રસથી વાંચતાં નથી. પોતે જે દેશ જાય છે ત્યાંનાં વર્ણનોવાળી ચોપડીઓ પણ વાંચે છે. પણ પોતે કશું લખવાની હિંમત કરતા નથી! સંભવ છે કે લખવા જેટલી વસ્તુઓ ભેગી કરવાની દૃષ્ટિ પણ ન હોય. અને ઊંડું નિરીક્ષણ અને ચિંતન પણ ન હોય.

આપણા બીજા પ્રદેશો કરતાં ગુજરાતના લોકોને પરદેશ જવાની તકો વધારે. વેપાર ખેડવાની દૃષ્ટિએ કેટલાયે ગુજરાતીઓ વિદેશમાં જઈને રહ્યા છે. દર વર્ષે કેટલાયે પૃથ્વી-પ્રદક્ષિણા કરી આવતા હશે. પણ 'ગુજરાતી સાહિત્યમાં યાત્રા-વર્ણનનો વિભાગ સમૃદ્ધ હશે' એ અપેક્ષા સાચી નીવડી નથી.

સ્વરાજ્ય થયા પછી દુનિયામાં આપણી પ્રતિષ્ઠા વધી છે. અનેક દેશોમાં આપણા લોકોને પહેલા કરતાં આવકાર પણ વધારે મળવા લાગ્યો છે. 'કેળવણીને અંતે ચાર ધામની યાત્રા કરવી જોઈએ' એ આપણો જૂનો આદર્શ વ્યાપક થવા લાગ્યો છે. થોડા જ દિવસોમાં લોકો કહેવા માંડશે કે 'પાંચદસ દેશોની યાત્રા જેણે કરી નથી એને કેળવાયેલો કેમ ગણાય?'

મારે મન 'ચાર ધામની' નહીં પણ 'ચાર ખંડની' યાત્રા હવે પછી કેળવણીનું એક આવશ્યક અંગ બનવાનું છે. 'ભારત સ્વતંત્ર થયો અને દુનિયાના પ્રધાન દેશોના દરબારમાં એને સ્થાન મળી ચૂક્યું છે' એ વાત તરફ આપણા લોકોનું ધ્યાન ખેંચવાની એક્કે તક હું જતી કરતો નથી. એનું મુખ્ય કારણ એ છે કે હવે ભારતના સવાલો આપણે દુનિયાથી અલગ રહી વિચારી શકવાના જ નથી. આપણી સંસ્કૃતિનું અત્યાર સુધી જે વૈશિષ્ટ્ય હતું તે દુનિયાથી મોટે ભાગે ભિન્ન એવા મહાન આદર્શો આપણે સેવ્યા તે કારણે હતું. દુનિયાથી જુદા પડવાનું આપણે અભિમાન પણ રાખતા હોઈશું. હવે એ સ્થિતિ નથી ટકવાની. અને ટકત તોયે તે ચલાવવા જેવી નહીં. હવે દુનિયા સાથે આપણે ઓતપ્રોત થયે જ છૂટકો. આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ, દુનિયાના અલગ અલગ બધા દેશોની આપણા ઉપર અસર થવાની. આપણું વ્યક્તિત્વ સાચવવા માટે આપણે ભૂતકાળમાં બે વસ્તુ અજમાવી. 'વિદેશયાત્રાનો નિષેધ' અને 'આપણાથી ભિન્ન લોકો સાથેના રોટીબેટી વ્યવહારનો નિષેધ.' હવે આપણે વિદેશયાત્રા છૂટથી કરતા થયા છીએ. વિદ્યાર્થી તરીકે વિલાયત જઈ આવ્યા, પછી મહાત્મા ગાંધીએ પણ

ગમે તેવું કાવ્ય જીવનમાં ઉમેરી શકીએ. દેશના નેતાઓને એની પડી નથી અને સંસ્કૃતિના નેતા, કાં તો પ્રભાવી નથી અથવા જૂનાની ઉપાસના છોડી શકતા નથી.

જો હિંદુ ધર્મનું રહસ્ય આપણે બરાબર સમજીએ તો ગાંધીજીની સર્વ-ધર્મ-સમભાવની હિંદુ ભાવના ઉત્તમ રીતે ખીલવી શકીશું. પછી એક બાજુ જૂના કેટલાક રિવાજો છોડી દઈશું તો એથીય વધારે સમૃદ્ધ નવા રિવાજો દાખલ કરી, અનેક ધર્મના લોકોને, આપણા જીવનમાં સામેલ કરી આપણે એકહૃદય, એકપ્રાણ થઈ જઈશું.

જો આટલું કરી શકયા તો આપણા કેટલાય જીવલેણ સવાલોનો ઉકેલ એની મેળે હાથ આવશે. રાજદ્વારી લોકોનું એ કામ નથી. કેટલાક ધર્મસમાજો અને કેટલીક જાતિઓ સમજી ગયાં છે કે બગડી બેસીશું અથવા શિંગડાં બતાવીશું તો અમુક હકો અને અમુક સગવડો મેળવી શકીશું. સામા માણસને કાં તો ધમકાવીએ, કાં તો યુક્તિ-પ્રયુક્તિથી ખરીદી લઈએ — એ બે જ ઉપાયો -- અંગ્રેજોના શિષ્યો રાજદ્વારી નેતાઓને સૂઝે છે. જ્યારે સાચો ઉપાય સાંસ્કૃતિક છે. બધાનું જીવન ઓતપ્રોત કરીએ તો ભેદ હોવા છતાં કોઈ પરાયું રહેવાનું નથી

હું તો ચોક્કસ માનું છું કે આપણી સંસ્કૃતિમાં જે સર્વસમન્વયનાં તત્ત્વો છે, તે જ આપણો સાચો વારસો છે. એમને આધારે જીવનમાં જરૂરી ફેરફાર કરી એમાં સમૃદ્ધિ આણીશું અને નવસર્જન કરીશું તો હવે પછીનું જીવન ભૂતકાળ કરતાં ઉજ્જ્વલતર થશે. 'તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે, માત!' આ દૃષ્ટિએ જ પ્રસ્તુત સુંદર ગ્રંથનો આપણે ઉપયોગ કરવાના છીએ.

૯–૧૧–૬૯

## ૩૩. સાંસ્કૃતિક કોલંબસનો જમાનો

મારી જૂની ફરિયાદ હતી કે 'આપણા લોકો વિદેશયાત્રા બહુ ઓછી ખેડે છે.' બ્રિટન સાથેનો સંબંધ આપણા ઉપર લદાયો અને એમની કેળવણી આપણે ત્યાં સાર્વત્રિક થઈ એટલે આપણે બ્રિટનને ઠીકઠીક ઓળખતા થયા. અને બાકીની દુનિયા જાતે જોઈ આવવાને બદલે બ્રિટિશ લોકોની આંખે જોઈને સંતોષ માનીએ છીએ. વિશાળ દુનિયા વિશે જાણીએ ઓછું અને છતાં આખી માનવજાત વિશે ગમે તેટલા સાર્વભૌમ સિદ્ધાંતો ઉપજાવીએ છીએ અને એમાં રાચીએ છીએ.

એ ફરિયાદ હવે જૂની થઈ. આપણા લોકો હવે દુનિયાની મુસાફરી કરવાની એકકેય તક છોડતા નથી. કેટલા બધા લોકો. અને તે પણ બધી ઉંમરના, અનેક દેશોની યાત્રા કરી આવે છે, કેટલાક વિદેશમાં જઈને ઠીકઠીક ભણી આવે છે. કેટલાક જુદા જુદા દેશોમાં સ્થાયી પણ થયા છે. છતાં એક ફરિયાદ મનમાં રહે જ છે કે વિદેશ જઈ આવેલા લોકો પોતાની યાત્રામાં જે રસ પડયો તેનાં મૌલિક

વર્ણનો લખતા નથી. તે તે દેશના લોકો, તેમનો સ્વભાવ, તેમનો પુરુષાર્થ, એ લોકોની રહેણીકરણી, એમની સંસ્કૃતિ અને આપણે એમનો સંબંધ એ વિશે કેમ કોઈ લખતું નથી? એ અસંતોષ હજી પણ દૂર થયો નથી. આવી ચોપડીઓ માટે વાચકો ન મળે એવી બીક રાખવાનું કારણ નથી. શૃંગાર અને વીરરસ જેમ માણસમાં ઉત્કટ રીતે હોય જ છે, તે જ પ્રમાણે, 'યાત્રાનાં વર્ણનો સાંભળવાનો' રસ માણસમાં ઓછો નથી. વિદેશ જઈ આવેલા લોકોને ખાસ મળવા જઈ ત્યાંની વાતો વિગતે સાંભળવાનો રસ લગભગ દરેક માણસમાં હોય છે. वृद्धस्य कथा-वार्ता रम्या એ જેમ સાચું છે એટલું જ સાચું છે यात्रायाः वर्णनं रम्यम् ।

આપણા લોકો 'ગોરાઓએ લખેલાં પ્રવાસવર્ણનો' ઓછા રસથી વાંચતાં નથી. પોતે જે દેશ જાય છે ત્યાંનાં વર્ણનોવાળી ચોપડીઓ પણ વાંચે છે. પણ પોતે કશું લખવાની હિંમત કરતા નથી! સંભવ છે કે લખવા જેટલી વસ્તુઓ ભેગી કરવાની દૃષ્ટિ પણ ન હોય. અને ઊંડું નિરીક્ષણ અને ચિંતન પણ ન હોય.

આપણા બીજા પ્રદેશો કરતાં ગુજરાતના લોકોને પરદેશ જવાની તકો વધારે. વેપાર ખેડવાની દૃષ્ટિએ કેટલાયે ગુજરાતીઓ વિદેશમાં જઈને રહ્યા છે. દર વર્ષે કેટલાયે પૃથ્વી-પ્રદક્ષિણા કરી આવતા હશે. પણ 'ગુજરાતી સાહિત્યમાં યાત્રા-વર્ણનનો વિભાગ સમૃદ્ધ હશે' એ અપેક્ષા સાચી નીવડી નથી.

સ્વરાજ્ય થયા પછી દુનિયામાં આપણી પ્રતિષ્ઠા વધી છે. અનેક દેશોમાં આપણા લોકોને પહેલા કરતાં આવકાર પણ વધારે મળવા લાગ્યો છે. 'કેળવણીને અંતે ચાર ધામની યાત્રા કરવી જોઈએ' એ આપણો જૂનો આદર્શ વ્યાપક થવા લાગ્યો છે. થોડા જ દિવસોમાં લોકો કહેવા માંડશે કે 'પાંચદસ દેશોની યાત્રા જેણે કરી નથી એને કેળવાયેલો કેમ ગણાય?'

મારે મન 'ચાર ધામની' નહીં પણ 'ચાર ખંડની' યાત્રા હવે પછી કેળવણીનું એક આવશ્યક અંગ બનવાનું છે. 'ભારત સ્વતંત્ર થયો અને દુનિયાના પ્રધાન દેશોના દરબારમાં એને સ્થાન મળી ચૂકયું છે' એ વાત તરફ આપણા લોકોનું ધ્યાન ખેંચવાની એક્કે તક હું જતી કરતો નથી. એનું મુખ્ય કારણ એ છે કે હવે ભારતના સવાલો આપણે દુનિયાથી અલગ રહી વિચારી શકવાના જ નથી. આપણી સંસ્કૃતિનું અત્યાર સુધી જે વૈશિષ્ટ્ય હતું તે દુનિયાથી મોટે ભાગે ભિન્ન એવા મહાન આદર્શો આપણે સેવ્યા તે કારણે હતું. દુનિયાથી જુદા પડવાનું આપણે અભિમાન પણ રાખતા હોઈશું. હવે એ સ્થિતિ નથી ટકવાની. અને ટકત તોયે તે ચલાવવા જેવી નહીં. હવે દુનિયા સાથે આપણે ઓતપ્રોત થયે જ છૂટકો. આપણે ઈચ્છીએ કે ન ઈચ્છીએ, દુનિયાના અલગ અલગ બધા દેશોની આપણા ઉપર અસર થવાની. આપણું વ્યક્તિત્વ સાચવવા માટે આપણે ભૂતકાળમાં બે વસ્તુ અજમાવી. 'વિદેશયાત્રાનો નિષેધ' અને 'આપણાથી ભિન્ન લોકો સાથેના રોટીબેટી વ્યવહારનો નિષેધ.' હવે આપણે વિદેશયાત્રા છૂટથી કરતા થયા છીએ. વિદ્યાર્થી તરીકે વિલાયત જઈ આવ્યા, પછી મહાત્મા ગાંધીએ પણ

એનું પ્રાયશ્ચિત્ત કર્યું હતું એ વાંચી આપણને હસવું આવે છે. અને પંડિત માલવિયાજી વિલાયત જઈ આવ્યા ત્યારે ત્યાંનું પાણી પીતાં પહેલાં એમાં ગંગાજળનાં થોડાં ટીપાં નાખવા માટે તેઓ ભારતથી પૂરતું ગંગાજળ લઈ ગયા હતા એ જાણી આજે રમૂજ ઊપજે છે.

રોટીવ્યવહારનું પણ એવું જ થયું છે. જૂના જમાનામાં કેટલાક લોકો એટલા ધર્મનિષ્ઠ હતા કે હાથે રાંધીને જ ખાય. બીજાનાં વાસણો પણ ન વાપરે. પોતાની જ ન્યાતના અથવા બ્રાહ્મણના હાથનું રાંધેલું પણ ન ખાય. હિમાલયના ચુસ્ત લોકો પ્રયાગ અને બનારસની યાત્રા કરી પાછા જાય ત્યારે મેદાનના લોકોના હાથનું ખાધું એને માટે પ્રાયશ્ચિત્ત કરતા હતા. અને એ જ હિમાલયના લોકોની રહેણીકરણી એવી 'અશુચિ' કે મેદાનના લોકો હિમાલયના બ્રાહ્મણના હાથનું પણ ન ખાય. આવા આ દેશમાં હવે રોટીવ્યવહારમાં કશું બંધન રહ્યું નથી. 'માંસાહાર અને શાકાહારનો ભેદ પાળવો' એટલું જ એક બંધન રહ્યું છે. વિદેશમાં ગયા પછી એ બંધન પણ રહેતું નથી.

હવે ફક્ત રહ્યો છે બેટીવ્યવહારનો નિષેધ. એમાં પણ ધાર્મિક વિરોધ તો સાવ મોળો થયો છે. જે વાંધો છે તે વ્યવહારની દૃષ્ટિનો જ છે.

આટલી બધી સામાજિક અથવા જીવનગતક્રાંતિ કર્યા પછી દુનિયાના સવાલો તે આપણા સવાલો થઈ જ ગયા છે. હવે પછીનું સામાજિક ચિંતન વિશ્વચિંતનનું રૂપ પકડવાનું જ. તેથી હવે આપણા લોકોએ વિદેશયાત્રા સાથે આપણી પોતાની દૃષ્ટિએ નિરીક્ષણ-પરીક્ષણ કરવાની ટેવ પાડવી જોઈએ.

અને મુખ્ય વાત તો એ કે 'હવે, આપણે માટે અનેક ધર્મના, અનેક વંશના અને અનેક સંસ્કૃતિના લોકો સાથે ઓતપ્રોત થઈને રહેવાનું સર્જાયું છે' એ ઓળખી આપણે જાતપાતનાં જૂનાં બંધનો તોડી 'ધર્મભેદ સાથે અલગ અલગ સમાજ બાંધવાનો' આદર્શ પણ જતો કરી આપણા ધર્મને, આપણી સંસ્કૃતિને અને આપણી સમાજવ્યવસ્થાને નવું રૂપ આપી એને વિશ્વસેવાને યોગ્ય બનાવવું જોઈએ.

ભૂતકાળનાં મૂલ્યોને પૂરા આદરથી સમજી લઈ એમનું ભવિષ્યકાળને યોગ્ય એવું રૂપાંતર કરવાની તૈયારી હવે કેળવવી જોઈએ.

આને માટે દેશદેશાંતરના સમાજોનું એમની દૃષ્ટિએ અને પોતાની દૃષ્ટિએ, નિરીક્ષણ તેમ જ તોલન કરી આપણે આપણા લોકોને રૂપાંતર માટે તૈયાર કરવા જોઈએ.

આ દૃષ્ટિએ પરદેશનું વર્ણન કરનાર અને જરાસરખું પણ ચિંતન રજૂ કરનાર ચોપડી જ્યારે હાથ આવે છે ત્યારે ખુલ્લી હવાનો ઝબકારો મળ્યા જેટલો આનંદ થાય છે. ભાઈ ગુણવંત શાહએ અમેરિકાની યાત્રા ક્યારે કરી, કુલ કેટલી વાર કરી, વિદેશમાં કેટલો વખત રહ્યા, ત્યાંના સમાજમાં ભળવાની અને ત્યાંના લોકો સાથે સહયોગ કરવાની કેટલી તક એમને મળી એની વિગતો આ ચોપડીમાં એમણે આપી નથી. આશા રાખું છું એક નાનકડી પ્રસ્તાવના લખી એમાં આ જરૂરી વિગતો તેઓ આપશે.

ચોપડીને એક લાક્ષણિક નામ આપી એમણે અમેરિકા સાથેના આપણા આકસ્મિક અને અદ્ભુત સંબંધ તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે. અમેરિકા વિશે જે દસબાર પ્રકરણો એમણે લખ્યાં છે તે છે તો ટૂંકાં પણ એની પાછળ ભારતીય દૃષ્ટિએ અને તે પણ આધુનિક દૃષ્ટિએ કરેલું ચિંતન આ નાનકડી ચોપડીમાં સરસ રીતે રજૂ કર્યું છે.

માણસ બધા સરખા. એ એમના મુખ્ય અનુભવથી જ એમણે શુભ પ્રારંભ કર્યો છે. ત્યાર પછી અમેરિકાના લોકજીવનની લાક્ષણિકતાઓ તરફ એમણે આપણું ધ્યાન ખેંચ્યું છે એ ઘણું ઉપયોગી છે. 'લાઈન છોડીને આગળ ઘૂસી જવાના પ્રયત્નો અમેરિકન લોકો ભાગ્યે જ કરે છે.' એ ત્યાંની સંસ્કારિતા આપણે ત્યાં દાખલ કરવાની ઘણી જરૂર છે. દરેક માણસ પોતાનું વ્યક્તિત્વ નિખાલસપણે રજૂ કરે છે. કોઈના આગળ દબાઈને રહેવું ત્યાંના લોકોના સ્વભાવમાં જ નથી. દરેકના વ્યક્તિત્વનો આદર કરતા છતાં અમેરિકન લોકો સમાજવાદની ખૂબ નજીક પહોંચ્યા છે એ લેખકનું નિરીક્ષણ આપણને ઘણું ઉપયોગી છે. આપણે ત્યાં 'સરકારી ઢબનો સમાજવાદ' દાખલ કરવાનો પ્રયત્ન થાય છે તે યુગાનુકૂલ હોવા છતાં, એ સમાજવાદ, નથી ઊતર્યો સમાજમાનસમાં અને નથી ઊતર્યો સમાજવાદ દાખલ કરનાર રાજ્યકર્તાઓના માનસમાં કે જીવનમાં. એ એક નબળાઈ આપણા લોકો જેટલી જલદી ધ્યાન પર લે એટલું સારું.

અમેરિકામાં કામુકતાનો (સેકસનો) સ્ફોટ થયો છે એમ આપણે બધા વાંચીએ છીએ. આ બાબતમાં લેખકે પોતાનું નિરીક્ષણ અછડતી રીતે આપ્યું છે. ખરું જોતાં (૧) ગંજેરી હિપ્પીઓ વિશે (૨) L. S. D. વિશે અને આજે ત્યાંના સમાજમાં મુખ્યત્વે કયા આદર્શો બહુજનમાન્ય છે એ વિશે પણ એમણે લખવું જોઈએ.

વ્યક્તિવાદ અને હરીફાઈને પરિણામે શહેરી જીવનમાં જે 'ટોળામાં કેળવાતું એકલવાયાપણું' વધવા લાગ્યું છે એની રાષ્ટ્રીયસ્વભાવ ઉપર શી અસર થવા લાગી છે એને વિશે લેખકે સરસ લખ્યું છે. પણ એ વિશે પણ વધુ લખવું જોઈતું હતું.

કુદરતી અથવા પ્રાકૃતિક નગ્નતા અને નીરોગી સમાજજીવનની મોકળાશ નોખી વસ્તુ છે. અને બજારુ નગ્નતા તેમ જ 'તાણના ઉત્સર્ગને ઓગાળવા સ્ટેજ પર ખરીદાતી નગ્નતા' નોખી વસ્તુ છે. આ વસ્તુ લેખકે સ્પષ્ટ કરી છે એને માટે એ ધન્યવાદના અધિકારી છે. આ વિચાર પણ વધુ ચિંતન અને ચર્ચા માગે છે.

અમેરિકામાં રહ્યા હિંદુસ્તાન-પાકિસ્તાનના સવાલોનું એમણે કરેલું નિરીક્ષણ અને એમાંથી તારવેલા નિર્ણયો ધ્યાન ખેંચે એવા છે.

કાચા વિજ્ઞાનનો, તોફાનનો ખરો ઈલાજ વિજ્ઞાનનો વિરોધ નહીં પણ વિજ્ઞાન વધારવામાં છે એ વસ્તુ આખી દુનિયાએ જાણવી જ જોઈએ. આપણે ત્યાં પશ્ચિમના વિજ્ઞાનનું અનુકરણ અને અનુસરણ વિશાળ રાષ્ટ્રીય પાયા પર થવા લાગ્યું છે પણ મને શંકા છે વિજ્ઞાન પાછળ જે 'વૈજ્ઞાનિક વૃત્તિ' તેમ જ કઠોર અને નિર્દય સત્યની ઉપાસના અને પ્રયોગપરાયણતા હોય છે તે હજી આપણા

સમાજમાં દાખલ થયાં નથી એ દુઃખની વાત છે. (૧) વિજ્ઞાન પાછળની અનન્ય સત્યનિષ્ઠા, અને (૨) ટેકનોલૉજી પાછળની સેવાપરાયણતા આપણે કેળવી હોય તો જ આપણું રાષ્ટ્ર સમર્થ થવાનું છે. અને આપણે દુનિયાને (૩) નવજીવનવાળી આધ્યાત્મિકતા આપી શકવાના છીએ.

બુકર ટી. વૉશિંગ્ટન અને નઈ તાલીમ.

આ વિષય સાથે મારો ઘનિષ્ઠ સંબંધ છે.

અમે રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગના પૂર્વાચાર્યો. અમારી સંસ્થાઓ, દેશાભિમાન અને સંસ્કૃતિભક્તિ સાથે સ્વદેશી ઉદ્યોગહુન્નરો અને ગામડાંના ગૃહઉદ્યોગો તરફ સ્વયંભૂપણે ધ્યાન આપવા લાગ્યા હતા. એમાં અમને અમેરિકાના નિગ્રો કેળવણીકાર બુકર વૉશિંગ્ટનનાં આત્મચરિત્રો જાણે ભગવાને મદદ મોકલી હોય એવા લાગ્યાં. Up from Slavery અને My Larger Education આ બંને ચોપડીઓનું મરાઠી ભાષાંતર સૌથી પહેલવહેલું મારા સ્નેહી ગુણાજી સાથે મેં કરેલું. એ ભાષાંતરોનું ગુજરાતી ભાષાંતર વહેલામાં વહેલું થાય એ પ્રયત્ન પણ કરેલો. આગળ જતાં શ્રી ગુણાજીની વકીલાત છોડાવી એને હું વડોદરામાં ગંગનાથ ભારતીય સર્વવિદ્યાલયમાં લઈ આવ્યો. એ સંસ્થા બંધ થતાં શ્રમજીવન, ઉદ્યોગપ્રધાન કેળવણી અને સાર્વભૌમ સ્વદેશીનો સંદેશો લઈને હું હરદ્વારનાં ગુરુકુળોમાં અને ઋષિકુળમાં પહોંચ્યો. એ જ આદર્શો લઈને રવીન્દ્રનાથની શાંતિનિકેતનવાળી પ્રવૃત્તિ મેં નિહાળી. ત્યાં ગાંધીજીનો ભેટો થયો અને એમણે મને પોતાના આશ્રમમાં સેવા-સ્વાશ્રયની રાષ્ટ્રીય કેળવણી ચલાવવાની તક આપી. એમાંથી જ ગાંધીજીએ પાયાની કેળવણી રાષ્ટ્ર આગળ પ્રજાના ઉદ્ધારને અર્થે ધરી.

સ્વરાજ થયા પછી અંગ્રેજી કેળવણીની નિર્માલ્ય ભારતીય આવૃત્તિ ચલાવનારા કેળવણીકારોએ ગાંધીજીની પાયાની કેળવણીના શા હાલ કર્યા એ તો આપણે જાણીએ છીએ.

અમેરિકાનું વિદ્યાર્થીજીવન અને આપણે ત્યાંનું વિદ્યાર્થીજીવન એ બે વચ્ચે સમાનતા અને ફરક તરફ લેખકે ધ્યાન ખેંચ્યું છે એ ઉત્તમ કર્યું છે પણ એટલું બસ નથી. આ રાષ્ટ્રીય સવાલ લેખક જેવા કેળવણીકારો તરફથી ઊંડું વિવેચન માગે છે. લેખકે અમેરિકન જીવનનાં સારાંનરસાં બંને પાસાં તરફ આપણું ધ્યાન ખેંચ્યું છે. લેખકે કરેલું ત્યાંની મહિલાઓનાં જીવનનું વર્ણન આપણા લોકોએ ધ્યાનપૂર્વક વાંચવું જોઈએ.

શ્રીમતી રેચલ કાર્સનવાળી ચોપડી Silent Springના ઉલ્લેખથી શરૂ કરી વિજ્ઞાને ત્યાંના જીવનમાં કેટલાં જોખમો ઉમેર્યાં છે તે તરફ ગુણવંતભાઈએ આપણું ધ્યાન ખેંચ્યું છે. એ વિશેનું મહત્ત્વ આપણા લોકો હજી જાણતા નથી.

અમેરિકામાં નિગ્રો લોકો પ્રત્યે જે અન્યાય હજી પણ ચાલે છે તેના તરફ ધ્યાન આપવાનો ખરેખર આપણને હક નથી. આપણે ત્યાં આપણે અસ્પૃશ્યતા ચલાવી છે અને તે પણ ધર્મને નામે. એ પાપનો જોટો દુનિયામાં ક્યાંથી મળે?

ખરું જોતાં એ પાપનો પ્રારંભ આપણી જાતિવ્યવસ્થા અને એમાં ફેલાયેલા સાર્વભૌમ ઉચ્ચનીચના ભેદથી થાય છે. આ ભેદને કારણે આપણા આખા રાષ્ટ્રનો આપણે પ્રાણનાશ કર્યો છે. આપણી ગુલામી, આપણી પરવશતા, મૌલિક ચિંતનનો અભાવ અને પુરુષાર્થનો નાશ એ બધું આપણી ન્યાતને કારણે, અને એનું સમર્થન કરનાર શાસ્ત્રપરાયણતાને કારણે છે.

લેખકે છેલ્લાં બે પ્રકરણો ઉમેરી પોતાની ચોપડીની ઉપયોગિતા વધારી છે પણ પ્રતિષ્ઠા ઘટાડી છે. મારી સલાહ છે કે એ પ્રકરણો મૂળ ચોપડીમાંથી કાઢી પરિશિષ્ટ તરીકે ઉમેરી દેવાં.

સરવાળે એટલું જ કહીશ કે ગુણવંતભાઈએ એક સારી ચોપડી લખી સેવા કરી છે અને મારા જેવાનો અસંતોષ વહોરી લીધો છે. ભારતીય દૃષ્ટિએ વિદેશના રાષ્ટ્રીય જીવનનું નિરીક્ષણ કર્યા પછી એમણે વિસ્તારવાળી અને વિશેષ ચિંતનવાળી ચોપડી લખવી જોઈતી હતી. આ જાતનું સાહિત્ય આપણે ત્યાં અત્યંત જરૂરી છે. અને છતાં એનો લગભગ અભાવ છે. સ્વતંત્ર ભારત પોતાના સેવકો પાસેથી વધુ નક્કર સેવા માગે છે. જે કોઈ આની આશા ઉત્પન્ન કરે એણે જ તે તૃપ્ત કરવી જોઈએ.

## ૩૪. નાગરિકનું ઘડતર

આજનો જમાનો પોતાના અધિકારો જાણવાનો અને પ્રયત્નપૂર્વક તેમનું રક્ષણ કરવાનો છે. પોતાની ફરજો વિશે માણસ અવારનવાર સાંભળે છે, એની વાતો પણ કરે છે. પણ એને મહત્ત્વ બહુ ઓછું અપાય છે. આવા જમાનામાં દેશમાં વસતા નાગરિકોનું ઘડતર કેમ થાય, નાગરિકમાં કેવા સદ્‌ગુણો હોવા જોઈએ, અને તેને અભાવે સમાજની પડતી કેમ થાય છે એનું જ્ઞાન લોકોને અપાતું નથી. સરકારી અધિકારીઓ અને લોકોના પ્રતિનિધિઓ કર્તવ્યપાલન ન કરે તો તેમની ઝાટકણી કાઢવાનું કામ અખબારો દિવસરાત્ર કરે છે. પણ સામાન્ય નાગરિકે કેવા કેવા ગુણો કેળવવા જોઈએ, સારા નાગરિકના સ્વભાવમાં શાનો શાનો અંતર્ભાવ થાય છે, એ બધું આજની પરિસ્થિતિમાં સમજાવનાર એક્કે સારો ગ્રંથ અત્યાર સુધી જોવામાં આવ્યો નથી.

તેથી ભાઈ ડાહ્યાભાઈ નાગરિકની આ ચોપડી 'નાગરિક ઘડતર' હાથમાં આવતાં ઘણો આનંદ થયો. અને તેથી દેશના બધા નાગરિકોને, દેશનું હિત ઈચ્છનારા નેતાઓને, કેળવણીકારોને, રાજ્યપુરુષોને, અને નવી પેઢીના યુવાનો અને યુવતીઓને આ ચોપડીની પૂરી પ્રસન્નતાથી ભલામણ કરું છું. નિશાળમાં ભણતા મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માટે 'નાગરિકનું ઘડતર' આ વિષય ફરજિયાત

કર્યો હોય અને તેને માટે ડાહ્યાભાઈની આ ચોપડી પાઠયપુસ્તક તરીકે સ્વીકારી હોય તો હું રાજી થાઉં.

હજારો વર્ષ થયાં આપણા દેશમાં સ્વદેશી કે વિદેશી રાજાઓનું રાજ્ય ચાલતું હતું. સરકાર વતી કામ કરનારા મોટા મોટા અધિકારી લોકોને કોઈ 'પ્રજાસેવક' કહેતું ન હતું. આજે પણ એને માટે 'રાજપુરુષ' એ જ શબ્દ વપરાય છે. અને તેથી નાગરિકના ઘડતરનું કામ ઉપેક્ષિત જ રહ્યું.

સરકાર તરફથી નહીં પણ ધર્મસંસ્થા તરફથી માણસના ચારિત્ર્યનું ઘડતર સાધવાના પ્રયત્નો થતા હતા. પણ ધર્મમાં દરેક વર્ણના અલગ અલગ ધર્મનો વિસ્તાર ઘણો. 'સાર્વવર્ણિક ધર્મ' એટલે કે 'તમામ નાગરિકોનો ધર્મ' શું છે એનું વર્ણન જૂની સ્મૃતિઓમાં નથી આવતું એમ નથી. પણ વર્ણધર્મ આગળ એ સર્વસામાન્ય ધર્મ ગૌણ થઈ જતો હતો.

અને આપણી એ જૂની સ્મૃતિઓ આજે છે એવી કામમાં ન આવી શકે. એ સ્મૃતિઓમાં ઉચ્ચનીચભાવ ભરેલો છે. અને ચારિત્ર્યનું પાલન કરાવવા જેટલી કેળવણી ધર્મના જ હાથમાં હોવાથી દરેક ધર્મના પાલન માટે સ્વર્ગની લાલચ અને નરકની બીક બતાવવી પડતી.

હવે ધર્મની એ પ્રધાનતા રહી નથી. દેશમાં અનેક ધર્મો પ્રચલિત હોવાથી ધર્મ ધર્મ વચ્ચેની હરીફાઈ જ પ્રજાને મન મહત્ત્વની થઈ ગઈ છે. અને ધર્મો તરફથી થતું જૂની રૂઢિઓનું સમર્થન આજે ડગલે અને પગલે અમાન્ય થતું જાય છે. કોક કોક વાર હાનિકારક સાબિત થાય છે. આ સ્થિતિમાં છેલ્લો આધાર તો સાર્વત્રિક કેળવણી ઉપર જ રખાય. તેથી જ આ જાતની ચોપડીનું મહત્ત્વ સૌથી વધારે છે.

શ્રી ડાહ્યાભાઈએ જૂની સ્મૃતિઓમાંથી 'માન્ય વચનો' ભેગાં કર્યાં હોત તો કેટલીક વસ્તુઓનું સમર્થન ઋષિઓના કાળથી થતું આવ્યું છે એમ સહેજે સિદ્ધ કરી શકાત. પણ ડાહ્યાભાઈએ એ લોભ રાખ્યો નથી.

એમણે તો નાગરિકના ઘડતરની એક એક બાજુનું પોતે ઊંડું ચિંતન કર્યું છે. સમાજનું નિરીક્ષણ કર્યું છે. ઠેકઠેકાણે જાતઅનુભવ લીધો છે. અને એમાંથી નાગરિકનું ઘડતર મજબૂત કરવા માટે જે જે ઈલાજો એમને સૂઝયા તે સ્પષ્ટ ભાષામાં અને લોકોને ખાતરી થાય એવી શૈલીમાં આ ચોપડીમાં મૂકયા છે.

ચોપડીની અનુક્રમણિકા જોતાં ખાતરી થાય છે કે નાગરિકનું ઘડતર કરવાનાં જેટલાં ક્ષેત્રો છે – બધાંનો ગ્રંથકારે વિચાર કર્યો છે. તેમાં પણ વ્યવહારપક્ષની કોઈ પણ ઠેકાણે ઉપેક્ષા કરી નથી. તેથી ખાતરી થાય છે કે આ ચોપડી અને એમાં આપેલી સૂચનાઓ સર્વમાન્ય અને સર્વગ્રાહ્ય થશે.

જૂના લોકો એમનાં નામ અને અટક પરથી ઓળખાતા હતા. કેટલીક અટકો માણસનું મૂળ વતન બતાવે છે. કેટલીક અટકો પરથી એનો ધંધો ઓળખાય છે. આજે તો કેટલીક અટકો ધર્મ, સંપ્રદાય કે પંથને સૂચવે

છે, જ્યારે માણસની કેટલીક અટકો એના સ્વભાવ અને જીવનકાર્ય પરથી પડેલી હોય છે. ડાહ્યાભાઈએ રાષ્ટ્રીયતાને બાધક માની પોતાની જૂની અટક છોડી દીધી હશે. પણ માણસને અટક કેમ છોડે ? ડાહ્યાભાઈના સુરબ્બી સ્નેહી ભાઈ પેટલીકરે એમને એક અન્વર્થક અટક આપી 'નાગરિક'. એ માટે હું બંનેનું અભિનંદન કરું છું. પણ 'આ અટક' અને 'ચોપડીનું નામ' જોઈ કોઈ એમ ન માને કે લેખકે આત્મકથા લખી પોતાનું ઘડતર કેમ થયું એનો જ વિસ્તાર આપ્યો છે. આજકાલ એવી આત્મકથા લખાય છે એટલે આ ચેતવણી આપવાની જરૂર જણાઈ.

ફરી વાર ડાહ્યાભાઈ નાગરિકનું અને ગુજરાતી સાહિત્યનું આ ઉપયોગી અને સમયોચિત પુસ્તકના પ્રકાશન માટે અભિનંદન કરું છું.

## ૩૫. પ્રકાશ પરની શ્રદ્ધા*

સન ૧૯૫૦ની વાત છે. હું પૂર્વ આફ્રિકાની યાત્રાએ ગયો હતો. તે વખતે આફ્રિકન લોકોને સ્વરાજ્યના અધિકાર મળ્યા ન હતા. આખી પ્રજા અંગ્રેજોના પગ તળે કચડાયેલી હતી, છતાં સ્વરાજ્યનો અરુણોદય દેખાતો હતો.

એ યાત્રા દરમ્યાન એક આફ્રિકન નામદારને ત્યાં કેટલાક આફ્રિકન યુવાનો મને મળવા ભેગા થયા હતા. નામદારે અરસપરસ ઓળખાણ કરાવી. વાતચીતમાં એક યુવાને કહ્યું, "કાકાસાહેબ, અંગ્રેજો અમને કહે છે કે, 'માનવી સુધારનો વિચાર કરતા તમે, દસ હજાર વર્ષના પછાત છો. આટલું પછાતપણું દૂર કરવા માટે અમારા હાથ તળે તમે એક હજાર વર્ષ તો ગાળો અને નમ્રપણે શીખો તો પછી આઝાદીની આશા રાખી શકો. પછાત લોકોએ આટલું શાગીર્દપણું કરવું જ જોઈએ.' આમાં તમારો અભિપ્રાય શો ?"

મેં હસતાં હસતાં એમને કહ્યું, "એક ઓરડીનાં બારીબારણાં બંધ હતાં. બહારથી પ્રકાશ અંદર જાય એવું એક પણ કાણું ન હતું. ઓરડી બસો-ત્રણસો વર્ષ સુધી બંધ જ રહી. એટલે અંદરનું અંધારું ધીમે ધીમે જાડું થતાં પથ્થરના કોલસા જેવું સખત થઈ ગયું. બારીબારણાં ખોલવાથી કાંઈ એ અંધારું જાય ? કોદાળી અને કુહાડી લાવીને એ તોડવું પડયું, ત્યારે ઓરડીમાં પ્રકાશ પહોંચ્યો."

મારી વાત સાંભળી બધાં હસી પડયાં. મેં એમને કહ્યું, "મારો જવાબ તમને મળી ગયો ને? અંધારું કેટલું 'જૂનું' એ સવાલ જ વાહિયાત છે. બારીબારણાં ખોલો, એટલે એ જ ક્ષણે અંધારું ગાયબ થવાનું. પશ્ચિમનું જ્ઞાન અને સભ્યતા મેળવતાં તમને એક પેઢી બસ થવી જોઈએ. બહુ બહુ તો બે પેઢી. અંગ્રેજોનાં બાળકો જન્મે છે ત્યારે તમારા જેટલાં જ અજ્ઞાન અને લાચાર હોય છે. એમને

---

* શ્રી દલપત શ્રીમાળીના પ્રગટ થનાર પુસ્તક 'શ્રદ્ધાદીપ'ની પ્રસ્તાવના.

કર્યો હોય અને તેને માટે ડાહ્યાભાઈની આ ચોપડી પાઠયપુસ્તક તરીકે સ્વીકારી હોય તો હું રાજી થાઉં.

હજારો વર્ષ થયાં આપણા દેશમાં સ્વદેશી કે વિદેશી રાજાઓનું રાજ્ય ચાલતું હતું. સરકાર વતી કામ કરનારા મોટા મોટા અધિકારી લોકોને કોઈ 'પ્રજાસેવક' કહેતું ન હતું. આજે પણ એને માટે 'રાજપુરુષ' એ જ શબ્દ વપરાય છે. અને તેથી નાગરિકના ઘડતરનું કામ ઉપેક્ષિત જ રહ્યું.

સરકાર તરફથી નહીં પણ ધર્મસંસ્થા તરફથી માણસના ચારિત્ર્યનું ઘડતર સાધવાના પ્રયત્નો થતા હતા. પણ ધર્મમાં દરેક વર્ણના અલગ અલગ ધર્મનો વિસ્તાર ઘણો. 'સાર્વવર્ણિક ધર્મ' એટલે કે 'તમામ નાગરિકોનો ધર્મ' શું છે એનું વર્ણન જૂની સ્મૃતિઓમાં નથી આવતું એમ નથી. પણ વર્ણધર્મ આગળ એ સર્વસામાન્ય ધર્મ ગૌણ થઈ જતો હતો.

અને આપણી એ જૂની સ્મૃતિઓ આજે છે એવી કામમાં ન આવી શકે. એ સ્મૃતિઓમાં ઉચ્ચનીચભાવ ભરેલો છે. અને ચારિત્ર્યનું પાલન કરાવવા જેટલી કેળવણી ધર્મના જ હાથમાં હોવાથી દરેક ધર્મના પાલન માટે સ્વર્ગની લાલચ અને નરકની બીક બતાવવી પડતી.

હવે ધર્મની એ પ્રધાનતા રહી નથી. દેશમાં અનેક ધર્મો પ્રચલિત હોવાથી ધર્મ ધર્મ વચ્ચેની હરીફાઈ જ પ્રજાને મન મહત્ત્વની થઈ ગઈ છે. અને ધર્મો તરફથી થતું જૂની રૂઢિઓનું સમર્થન આજે ડગલે અને પગલે અમાન્ય થતું જાય છે. કોક કોક વાર હાનિકારક સાબિત થાય છે. આ સ્થિતિમાં છેલ્લો આધાર તો સાર્વત્રિક કેળવણી ઉપર જ રખાય. તેથી જ આ જાતની ચોપડીનું મહત્ત્વ સૌથી વધારે છે.

શ્રી ડાહ્યાભાઈએ જૂની સ્મૃતિઓમાંથી 'માન્ય વચનો' ભેગાં કર્યાં હોત તો કેટલીક વસ્તુઓનું સમર્થન ઋષિઓના કાળથી થતું આવ્યું છે એમ સહેજે સિદ્ધ કરી શકાત. પણ ડાહ્યાભાઈએ એ લોભ રાખ્યો નથી.

એમણે તો નાગરિકના ઘડતરની એક એક બાજુનું પોતે ઊંડું ચિંતન કર્યું છે. સમાજનું નિરીક્ષણ કર્યું છે. ઠેકઠેકાણે જાતઅનુભવ લીધો છે. અને એમાંથી નાગરિકનું ઘડતર મજબૂત કરવા માટે જે જે ઈલાજો એમને સૂઝયા તે સ્પષ્ટ ભાષામાં અને લોકોને ખાતરી થાય એવી શૈલીમાં આ ચોપડીમાં મૂક્યા છે.

ચોપડીની અનુક્રમણિકા જોતાં ખાતરી થાય છે કે નાગરિકનું ઘડતર કરવાનાં જેટલાં ક્ષેત્રો છે – બધાંનો ગ્રંથકારે વિચાર કર્યો છે. તેમાં પણ વ્યવહારપક્ષની કોઈ પણ ઠેકાણે ઉપેક્ષા કરી નથી. તેથી ખાતરી થાય છે કે આ ચોપડી અને એમાં આપેલી સૂચનાઓ સર્વમાન્ય અને સર્વગ્રાહ્ય થશે.

જુના લોકો એમનાં નામ અને અટક પરથી ઓળખાતા હતા. કેટલીક અટકો માણસનું મૂળ વતન બતાવે છે. કેટલીક અટકો પરથી એનો ધંધો ઓળખાય છે. આજે તો કેટલીક અટકો ધર્મ, સંપ્રદાય કે પંથને સૂચવે

છે, જ્યારે માણસની કેટલીક અટકો એના સ્વભાવ અને જીવનકાર્ય પરથી પડેલી હોય છે. ડાહ્યાભાઈએ રાષ્ટ્રીયતાને બાધક માની પોતાની જૂની અટક છોડી દીધી હશે. પણ માણસને અટક કેમ છોડે ? ડાહ્યાભાઈના સુરબ્બી સ્નેહી ભાઈ પેટલીકરે એમને એક અન્વર્થક અટક આપી 'નાગરિક'. એ માટે હું બંનેનું અભિનંદન કરું છું. પણ 'આ અટક' અને 'ચોપડીનું નામ' જોઈ કોઈ એમ ન માને કે લેખકે આત્મકથા લખી પોતાનું ઘડતર કેમ થયું એનો જ વિસ્તાર આપ્યો છે. આજકાલ એવી આત્મકથા લખાય છે એટલે આ ચેતવણી આપવાની જરૂર જણાઈ.

ફરી વાર ડાહ્યાભાઈ નાગરિકનું અને ગુજરાતી સાહિત્યનું આ ઉપયોગી અને સમયોચિત પુસ્તકના પ્રકાશન માટે અભિનંદન કરું છું.

## ૩૫. પ્રકાશ પરની શ્રદ્ધા*

સન ૧૯૫૦ની વાત છે. હું પૂર્વ આફ્રિકાની યાત્રાએ ગયો હતો. તે વખતે આફ્રિકન લોકોને સ્વરાજ્યના અધિકાર મળ્યા ન હતા. આખી પ્રજા અંગ્રેજોના પગ તળે કચડાયેલી હતી, છતાં સ્વરાજ્યનો અરુણોદય દેખાતો હતો.

એ યાત્રા દરમ્યાન એક આફ્રિકન નામદારને ત્યાં કેટલાક આફ્રિકન યુવાનો મને મળવા ભેગા થયા હતા. નામદારે અરસપરસ ઓળખાણ કરાવી. વાતચીતમાં એક યુવાને કહ્યું, "કાકાસાહેબ, અંગ્રેજો અમને કહે છે કે, 'માનવી સુધારનો વિચાર કરતા તમે, દસ હજાર વર્ષના પછાત છો. આટલું પછાતપણું દૂર કરવા માટે અમારા હાથ તળે તમે એક હજાર વર્ષ તો ગાળો અને નમ્રપણે શીખો તો પછી આઝાદીની આશા રાખી શકો. પછાત લોકોએ આટલું શાગીર્દપણું કરવું જ જોઈએ.' આમાં તમારો અભિપ્રાય શો ?"

મેં હસતાં હસતાં એમને કહ્યું, "એક ઓરડીનાં બારીબારણાં બંધ હતાં. બહારથી પ્રકાશ અંદર જાય એવું એક પણ કાણું ન હતું. ઓરડી બસો-ત્રણસો વર્ષ સુધી બંધ જ રહી. એટલે અંદરનું અંધારું ધીમે ધીમે જાડું થતાં પથ્થરના કોલસા જેવું સખત થઈ ગયું. બારીબારણાં ખોલવાથી કાંઈ એ અંધારું જાય ? કોદાળી અને કુહાડી લાવીને એ તોડવું પડયું, ત્યારે ઓરડીમાં પ્રકાશ પહોંચ્યો."

મારી વાત સાંભળી બધાં હસી પડયાં. મેં એમને કહ્યું, "મારો જવાબ તમને મળી ગયો ને? અંધારું કેટલું 'જૂનું' એ સવાલ જ વાહિયાત છે. બારીબારણાં ખોલો, એટલે એ જ ક્ષણે અંધારું ગાયબ થવાનું. પશ્ચિમનું જ્ઞાન અને સભ્યતા મેળવતાં તમને એક પેઢી બસ થવી જોઈએ. બહુ બહુ તો બે પેઢી. અંગ્રેજોનાં બાળકો જન્મે છે ત્યારે તમારા જેટલાં જ અજ્ઞાન અને લાચાર હોય છે. એમને

---

*શ્રી દલપત શ્રીમાળીના પ્રગટ થનાર પુસ્તક 'શ્રદ્ધાદીપ'ની પ્રસ્તાવના.

પશ્ચિમની આખી સભ્યતા અપનાવતાં બાર-પંદર વર્ષ બસ થાય છે, તમે પણ એમના જેવા જ માણસ છો.

આપણા દેશના હરિજનોનું પછાતપણું દૂર કરવા માટે કેટલાં વર્ષોની જરૂર છે? એવા સવાલનો જવાબ ઉપરના કિસ્સામાં આવી જાય છે.

ભાઈ શ્રીમાળી મૂળે હરિજન, વળી શ્રી પરીક્ષિતલાલ જેવા પુણ્યપુરુષના સહવાસમાં આવ્યા પછી અને આજે મળતી સર્વોચ્ચ કેળવણી મેળવ્યા પછી ભાઈ દલપત શ્રીમાળીમાં કોઈ પણ જાતનું ઊતરતાપણું શી રીતે ટકી શકે? પછાત એટલે શું કાયમના પછાત?

હિંદુ ધર્મમાં વર્ણ પરત્વે અને ન્યાત પરત્વે ઉચ્ચનીચભાવ સ્વીકારાયો છે. લોકોના હાડમાંસમાં એ પહોંચી ગયો છે. એ જ્યાં સુધી નીકળી ન જાય ત્યાં સુધી આપણા સમાજમાં કોઈનું પછાતપણું દૂર થવાનું જ નથી. બાપ-દીકરા વચ્ચે જેમ ઉંમરનું અંતર કાયમ રહેવાનું તેમ ન્યાતો વચ્ચેનું ઊંચાનીચાપણું સનાતની ઢબે કાયમ રહેવાનું.

ત્યારે એનો ઈલાજ શો?

ઈલાજ એક જ છે. હિંદુ સમાજે ઉચ્ચ-નીચભાવ પોતાના મનમાંથી, હૈયામાંથી અને આચરણમાંથી કાઢી જ નાખવો અથવા હિંદુ ધર્મના નાશમાં સક્રિય મદદ આપવી, બીજો ઉપાય નથી.

આટઆટલાં વર્ષ થયાં છતાં અસ્પૃશ્યતા પૂરી ગઈ નથી! એ લક્ષણ કાંઈ સારાં નથી. ડૉ. આંબેડકરને બુદ્ધ ભગવાનનું સ્મરણ થયું તે અમસ્તું ન હતું. હિંદીઓ તો માને છે કે, 'અસ્પૃશ્યતાનિવારણને પોતે સંમતિ આપી એટલે ગંગા નાહ્યા. હવે વિશેષ કરવાપણું રહેતું નથી.'

વિશેષ કરવાપણું ઘણું છે. વખતસર સમજી હિંદુઓ તે ન કરે તો બીજાઓ તે કરશે. કાળભગવાને ઘણી ધીરજ બતાવી છે; હવે તેઓ થોભવાના નથી.

'શ્રદ્ધાદીપ' ખરેખર માણસજાત ઉપરની શ્રદ્ધાને મજબૂત કરતો એક સુંદર દીવો જ છે. ભિન્ન ભિન્ન ઠેકાણે, ભિન્ન ભિન્ન વખતે લખેલા આ નાના નાના નિબંધો, રેખાચિત્રો અથવા પ્રસંગો સાહિત્યની દૃષ્ટિએ રોચક તો છે જ. પણ એથીયે વિશેષ માણસના હૃદયમાં રહેલી માણસાઈ ઉપરની શ્રદ્ધા, એ આખો સંગ્રહ એક યા બીજી રીતે મજબૂત કરવામાં મદદ કરે છે.

એમ તો બ્રહ્મદેવની સૃષ્ટિમાં ભલું-બૂરું, સત્-અસત્ ભરેલું છે જ. એમાંથી બૂરાં તત્ત્વો ઉપર ભાર દેવા જઈએ તો તેનો આવરદા વધે છે, તેની શક્તિ પણ વધે છે. એના કરતાં માણસોમાં જે કૂડ-કપટ છે, સ્વાર્થ અને અહંકાર છે, સંકુચિતતા અને જડતા છે એ બધું અહંકાર કરતાં વધુ જાડું કે ટકાઉ નથી, ભલાઈનો પ્રકાશ આવે એટલી જ વાર, એ બધું દૂર થવાનું જ છે, એવી શ્રદ્ધા રાખી પ્રકાશનાં બારીબારણાં ખુલ્લાં કરવાં એ જ નીતિમાં ભાઈ દલપત શ્રીમાળી માનતા લાગે છે. એમની એ આસ્તિકતાનું હું અભિવાદન કરું છું.

ધર્મનો કે સજ્જનતાનો પ્રચાર કરતાં સંતોએ મનગમતાં કાવ્યમય વર્ણનો વાપર્યાં જ છે. 'સંકટ સમયે ભગવાન દોડીને આવે જ છે' એવા ચમત્કારો પણ નોંધ્યા છે. ભાઈ દલપતે આ સંતપરંપરા આ 'શ્રદ્ધાદીપ'માં જાળવી રાખી છે. આજકાલનો બુદ્ધિવાદી અશ્રદ્ધાળુ જમાનો ચમત્કારોને આગળ કરતાં જરાય ખેમચાય છે. ભાઈ શ્રીમાળીમાં એ નબળાઈ નથી. એમણે તો અહીં શ્રદ્ધાદીપ પ્રગટાવ્યો છે. એના પ્રકાશમાં બધું ઊજળું થવાનું જ.

મારો વિશ્વાસ છે કે સાહિત્યની અદ્‌ભુત શક્તિ ધરાવનાર ભાઈ શ્રીમાળીનો આ 'શ્રદ્ધાદીપ' ઘેર ઘેર પ્રકાશ પાડશે અને ગુજરાત સરકારનું કેળવણી ખાતું પણ (ઈતર વાચન માટે) આ ચોપડી વિદ્યાર્થીઓના હાથમાં મૂકશે. એક રીતે જોતાં આ આખી ચોપડી શ્રી પરીક્ષિતલાલ મજમુદારને જ અર્પણ થયેલી છે. એમનું નક્કર કામ ગુજરાતમાં વધુ ને વધુ દીપતું રહેશે, અને એમના શિષ્યો એમનું સેવાકાર્ય આગળ ચલાવી હજારગણું વધારશે.

## ૩૬. 'નવી પેઢીને'*

નવી પેઢીને સહાનુભૂતિથી નવડાવનાર, એમને પોતાનું અને પોતાના જમાનાનું સાર્થક કરવા પ્રેરનાર અને વિવિધ દૃષ્ટિએ માનવી જીવનને સમજાવનાર આ લેખમાળા સામાન્ય ચોપડી નથી. આજની પેઢીને બરાબર સમજનાર એવા વ્યવહારકુશળ અને ચારિત્ર્યસંપન્ન એક ઈસાઈ સ્વામીએ કેળવણીકાર તરીકે ગુજરાતી સમાજના યુવકોને અને યુવતીઓને ઉદ્દેશીને આ બોધવચનો કહ્યાં છે.

અને તે સ્વામી કેવા? યુરોપના પશ્ચિમ છેડે આવેલા સ્પેન દેશના વતની, ભગવાનની સેવા ખાતર સંન્યાસની દીક્ષા લઈ, પોતાની જન્મભાષાથી ભિન્ન એવી અંગ્રેજી ભાષા શીખી, ભારતમાં સેવા કરવા આવેલા. અહીં એમણે લોક-સેવાના હેતુથી ગુજરાતી ભાષા શીખી લીધી. કેવળ શીખી નહીં પણ સ્વભાષા જેટલી જ અપનાવી છે. અને આપણા સમાજ સાથે એકરૂપ થવાના પ્રયત્નો કરતાં કરતાં એમણે કોઈ પણ ગુજરાતી વિશ્વાસપૂર્વક અને અધિકારપૂર્વક સ્વભાષા વાપરે એ રીતે ગુજરાતીમાં લખવા માંડયું. વિશાળ પ્રેમ અને સેવાની ધગશ માણસને હાથે ગમે તે ચમત્કાર કરાવી શકે.

મને સ્વામીનો પરિચય થયો અને મેં એમની એક નાનકડી સુંદર ગુજરાતી ચોપડી 'સદાચાર' વાંચી લીધી — ના! પી જ ગયા. અને મેં આશ્ચર્યચકિત થઈને જાણ્યું કે મારી એવી જ એક નાનકડી 'ઓતરાતી દીવાલો' અને હળવી સરખી 'સ્મરણયાત્રા' વાંચીને એમને મારો પરિચય થયો હતો. અમારે બંને વિશે લોકોને આશ્ચર્ય અને કૌતુક થાય છે કે જે ભાષા પોતાની જન્મભાષા નથી તે ભાષા આ બંને આટલી સ્વાભાવિકતાથી કેમ લખે છે. અને અમે બંને એટલા જ

* ફાધર વાલેસકૃત 'નવી પેઢીને'નું પુરોવચન.

આશ્ચર્યથી જોઈએ છીએ કે એ જ ગુજરાતી ભાષાએ અમ બંનેનાં હૃદયો કેમ એક કરી દીધાં છે! 'સદાચાર' નામની એમની ચોપડીના એક જુદા જ પરાક્રમની મજાની વાત વાચકોને આ જ લેખસંગ્રહમાં જડશે.

અમે બંને જણા માનીએ છીએ કે જ્યાં આત્મીયતા છે ત્યાં કોઈ પણ માનવી ભાષા શીખી લેવી અને અપનાવવી અશક્ય નથી. અને જો એ ભાષા અને એ સમાજ પ્રત્યે આપણા મનમાં પ્રેમ, આત્મીયતા અને આદર હોય તો એ ભાષા પોતે જ પોતાની બધી ખૂબીઓ આપણી આગળ પ્રગટ કરે છે. ઉપનિષદના ઋષિઓએ આત્મા વિશે જે કહ્યું છે તે ભાષા વિશે પણ લાગુ પડે છે. 'આ જેને ઇચ્છે છે તેના પ્રતિ પોતાનો સ્વભાવ અને પોતાની ખૂબીઓ એ પોતે જ પ્રગટ કરે છે.'

પણ મારે વિશે વાચકો ગમે તેટલું પ્રેમથી 'કૌતુક' વ્યક્ત કરે તોયે હું જાણું છું કે મરાઠી અને ગુજરાતી પડોશી ભાષાઓ છે, એકબીજાથી ઘણી નજીક છે. બંને વચ્ચે સંપર્ક પહેલાંથી છે. અને જો સુરત તરફના લોકો મહારાષ્ટ્રી પાઘડી અપનાવી શકે તો મારી શૈલીનું મરાઠીપણું અપનાવતાં અથવા દરગુજર કરતાં મુશ્કેલી નહીં આવે. (અને મારી શૈલીમાં એકલું મરાઠીપણું ક્યાં છે? એમાં હિંદી, બંગાળી, કન્નડ, કોંકણી, ઇત્યાદિ અનેક ભારતીય ભાષાની પણ અસર દેખા દે છે.) ભારતની ભાષાઓ આખરે એક જ વિશાળ કુટુંબની શાખાઓ છે. એટલે ભારતના લોકો કોઈ પણ ભારતીય ભાષામાં લખે તો તેમાં કશું જ આશ્ચર્ય નથી. ફાધર વાલેસ આટલું સરસ 'તળપદું તેમ જ પ્રૌઢ' ગુજરાતી લખી શકે છે એ એક આવકારલાયક આશ્ચર્ય છે ખરું.

અને વ્યાપક દૃષ્ટિએ જોઈએ તો તેમાંયે આશ્ચર્ય જેવું શું છે? આપણા દેશના કેટલાક લોકો જો અંગ્રેજી, ફ્રેંચ કે પોર્ટુગીઝ ભાષામાં સરસ રીતે લખી શકે છે તો સ્પેનના એક ભાષારસિક, પ્રેમ-સેવાધર્મી ગુજરાતીમાં લખે એમાં આશ્ચર્ય શું? ખરું જોતાં લોકોને આશ્ચર્ય જણાય છે એ જ એક આશ્ચર્ય છે.

ફાધર વાલેસને મેં સ્વામી કહ્યા છે એ જરા સમજાવવું જોઈએ. ઈસાઈ લોકો પોતાના સાધુઓમાંથી જેઓ પરણતા નથી તેને ફાધર કહે છે. ધર્માર્થે કૌમારવ્રત સ્વીકારે છે તેવી બ્રહ્મચારિણીઓને મધર કહે છે! આપણે ત્યાં જે સંન્યાસી પાસે નથી હોતી કોઈ માલમતા અથવા દુન્યવી અધિકાર તેને આપણે સ્વામી (માલિક) કહીએ છીએ. અને સાધુસંતોને તો આપણે મહારાજ કહેવાનો ખાસ આગ્રહ રાખીએ છીએ. જ્ઞાનદેવ, તુકારામ પણ મહારાજ અને રવિશંકરદાદા પણ મહારાજ. વિચાર કરતાં જણાય છે કે શબ્દોનો આ દુરુપયોગ નથી પણ ઉચ્ચ પ્રકારનો વ્યાપક એટલે કે સાચો ઉપયોગ જ છે.

આ પુરોવચન લખવા બેઠો જ છું ત્યારે એક મહત્ત્વની વાત અહીં જ રજૂ કરી દઉં.

ઇતિહાસ-વિધાતા- પરમાત્માની યોજના પ્રમાણે આપણા દેશમાં દુનિયાના

બધા ધર્મોનું સંમેલન થયું છે. અને વર્તમાનકાળનું જાગતિક વલણ જોતાં એવો વિશ્વાસ બેસે છે કે આપણે ત્યાં વિશ્વના આ બધા ધર્મોનું એક વિશાળ કુટુંબ થવાનું છે. દુનિયામાં જ્યાં જ્યાં આગ્રહી ધર્મો પાસે પાસે આવ્યા, ત્યાં ત્યાં શરૂઆતમાં માનવસ્વભાવની સંકુચિતતાને કારણે ઝઘડા, વિખવાદ અને વિરોધ પેદા થયા. યુરોપમાં તો ક્રૂસ અને ચાંદ વચ્ચે મહાયુદ્ધો પણ થયાં. અંતે માણસ-જાત થાકીને ડાહી થઈ અને મને-કમને એણે સહઅસ્તિત્વનો નિયમ સ્વીકાર્યો. “તમારે ઠેકાણે તમે જીવો, અમારે ઠેકાણે અમે જીવીશું. દોસ્તી ન કરીએ તોયે ઝઘડા તો ન જ કરીએ” એવા નિર્ણય ઉપર લોકો આવી ગયા. હવે બધાને અનુભવ થયો છે કે કોઈ પણ ધર્મના પાયામાં ઝઘડાને પ્રોત્સાહન છે જ નહીં. પરમ પિતાની દુનિયામાં પ્રેમનું જ સામ્રાજ્ય હોઈ શકે છે. આમાં અનેક ધર્મો પેદા થયા છે. ફૂલે છે ફાલે છે અને દુ:ખી માનવને, મૂંઝાયેલા માનવને સાંત્વન અને પ્રેરણા આપે છે. આ બધા ધર્મોમાં પોતપોતાની ખાસિયત છે. એટલે કે દરેક ધર્મ વૈશિષ્ટયપૂર્ણ (unique) છે. ‘જે બીજા પાસે નથી એવું કાંઈક એની પાસે છે, એમ પણ કહી શકાય. તેથી આ બધા ધર્મો પ્રેમથી અને આદરથી અરસપરસ સંવાદ (dialogue) કરી શકે છે. પરિચય વધ્યા પછી સેવાના ક્ષેત્રમાં પરસ્પર સહયોગ પણ કરી શકે છે.

વિશ્વકલ્યાણનું ચિંતન કરનાર મહાપુરુષો ધર્મો ધર્મો વચ્ચેનું આ ઈષ્ટ અને સમયોચિત નવું વલણ જોવા લાગ્યા છે. એક વખત હતો જ્યારે એક જ ધર્મની અંદરના ભિન્ન ભિન્ન પંથો આપસમાં લડતા અને લોહી પણ વહેવડાવતા. હવે સ્થિતિ ઘણી સુધરી ગઈ છે. કટ્ટર સનાતની વૃત્તિવાળા લોકો પણ સાચા સનાતની એટલે કે ઉદાર વૃત્તિવાળા થવા લાગ્યા છે. હમણાં જ એક ઠેકાણે એક ઈસાઈ નિવેદનમાં નીચેનાં વાક્યો જોયાં : “Denominational differences, which shall not be blurred or ignored in this book, need not be barriers. We hope that they may lead to discussions where the human existence we share, will receive further elucidation.” “અમારી આ ચોપડીમાં પંથભેદ ભૂલી જવાનો કે અસ્પષ્ટ કરવાનો અમે પ્રયત્ન કરવાના નથી. પણ અમે જાણીએ છીએ કે આવા પંથભેદ આપણી વચ્ચે દીવાલો ઉત્પન્ન કરે એ જરૂરી નથી. મતભેદો છે છતાં માનવી જીવન તો બધા માટે સમાન જ છે. એ સહજીવન જેમ જેમ ઊંડું અને નિકટનું થતું જાય તેમ તેમ એ મતભેદો પણ આપણે વધારે સારી રીતે સમજતા થઈશું.” અને વધારે સારી રીતે સમજ્યા પછી એ મતભેદો પણ જીવન માટે પોષક જ નીવડે છે એવો અનુભવ પણ કરીશું.

એક જ ધર્મના પંથોમાં (મતભેદને મચક આપ્યા વગર) જો ઝઘડા ટાળી શકાય, દીવાલો હટાવી શકાય તો ભિન્ન ધર્મો વચ્ચે પણ એ જ ઉદાર વૃત્તિ કામ કર્યા વગર રહે નહીં. અત્યાર સુધી આપણે ત્યાં ધર્મો ધર્મો વચ્ચે જે અંટસનું

જમાવવાની હામ ભીડીએ છીએ. આપણે હવે ભૂતકાળના ભાટચારણ રહ્યા નથી. આપણે ઉજ્જ્વળ ભવિષ્યકાળના ઉપાસક થવાની દૃષ્ટિએ વર્તમાનકાળમાં પ્રયોગવીર થવા મથીએ છીએ. ભારતીય સંસ્કૃતિમાં સામ્રાજ્યવાદ કેળવવા માટે નહીં પણ વિશ્વ સમન્વય માટે આંતરરાષ્ટ્રીય સહયોગ અને માનવતાની સેવા કરવા માટે આપણે કટિબદ્ધ થવાના છીએ.

સ્વરાજ્ય-સેવી ભારતનો આ નવયુગપ્રેરક આદર્શ સમજીને અણ્ણાએ પોતાના માસિક માટે જે મનનો અને ચિંતનો લખ્યાં એનો આ સંગ્રહ છે. એમાં ક્યાંય અંધ-અભિમાન નથી. એકાંગી પ્રાંતીયતા નથી. ઉછાંછળાપણું જરાયે નથી. વાર્ધક્યને શોભે એવી આંધળી અલં-બુદ્ધિ તો જરાયે નથી. આમાં સમતોલપણું છે. આગળપાછળનો વિચાર કરવાની દૂરંદેશી છે. અને સંસ્કૃતિને નવો વ્યાપક પાયો આપી રાષ્ટ્રમાં નવચૈતન્ય ઉત્પન્ન કરવાનો આસ્તિક આત્મવિશ્વાસ છે.

આ ત્રીસ-પાંત્રીસ લેખોમાં મોટી સંખ્યા રાજનીતિની જ ચર્ચા છે. એ યથાયોગ્ય છે. કેમ કે એ ક્ષેત્રે આ વીસ વર્ષમાં એટલી બધી રાષ્ટ્રની પીછેહઠ થઈ છે કે બધા જ પક્ષના જૂનાનવા લોકો ચિંતિત થયા છે. અને નવી પેઢી તો બધી જાતનો વિશ્વાસ ખોઈને ગમે તેવાં આંધળાં પગલાં અજમાવવા તૈયાર થઈ છે. ઘણી વાર આજકાલના રાષ્ટ્રીય નેતાઓ પોતાની સામે ઊભા થયેલા સવાલોનું સાચું નિરાકરણ શોધી શકતા નથી. અને જે ઉપાયો એમને સૂઝે તે અમલમાં મૂકવાની હિંમત પણ તેઓ બતાવતા નથી. કશું ન સૂઝવાથી મૂંઝાય છે. અને સામો પક્ષ જ્યારે અકળાઈને ત્રાગું કરવા તૈયાર થાય છે ત્યારે જ ઉપાય વિચારવા તૈયાર થાય છે. ત્યાં પણ સાચું પગલું ભરવાની હિંમત ન થતાં નીચલા લોકો જે સુઝાડે તે પગલું ભરવા તૈયાર થાય છે.

અણ્ણાએ આ ક્ષેત્રે પોતાની દૃષ્ટિ અને બુદ્ધિ સમતોલ રાખી હિતકર વિચારો રજૂ કર્યા છે. અને ઘણી વાર સવાલના ઊંડાણમાં ઊતરી પરિસ્થિતિનું સાચું પૃથક્કરણ હિંમતપૂર્વક કર્યું છે.

કેળવણીના પ્રત્યક્ષ કામમાં ઊતરેલા હોવાથી કેળવણીવિષયક લેખો આ સામાજિક ચિંતનમાં વધારે હોય એ સ્વાભાવિક છે. એ કેળવણીની દૃષ્ટિએ જ એમણે સમાજની હિત-ચિંતામાં ચાર લેખો આપ્યા છે અને બધું જ ચિંતન જીવનોન્નતિની દૃષ્ટિએ કરેલું હોવાથી દરેક માણસને જીવનસાધનામાં જે વાતોનો વિચાર કરવો પડે છે તેની થોડી પણ મહત્ત્વની ચર્ચા પ્રથમ વિભાગમાં કરી છે.

આપણા દેશમાં છેલ્લાં સો વર્ષમાં જે લોકોએ રાષ્ટ્રીય જીવન ઉપર પોતાનો પ્રભાવ પાડ્યો અને અનેક ક્ષેત્રે રાષ્ટ્રને દોરવાનું કામ કર્યું એમાંના કેટલાક રાષ્ટ્ર-પુરુષોએ પોતાની કારકિર્દીનો પ્રારંભ કેળવણીકાર તરીકે જ કર્યો હતો. એમાં આ ક્ષણે યાદ આવે છે પ્રપિતામહ જેવા દાદાભાઈ નવરોજી. પરિસ્થિતિને ઓળખી અધ્યયનપૂર્ણ સલાહ આપનાર નામદાર ગોખલે, એક વખતે રાષ્ટ્રને મોખરે રહેલા બંગાળ પ્રાંતના નેતા સુરેન્દ્રનાથ, ગોખલેની પરંપરા આગળ ચલાવનાર શ્રીનિવાસ

શાસ્ત્રી, અને પશ્ચિમની કેળવણીથી પ્રારંભ કરી ભારતીય સંસ્કૃતિના પાયા ઉપર રાષ્ટ્રને મજબૂત કરી ક્રાંતિ તરફ દોરનાર યોગી અરવિંદ. એ બધાએ પોતાના વિચારો પ્રથમ કેળવણીક્ષેત્રે અજમાવ્યા અને ત્યાં પાકટ થયેલી બુદ્ધિ રાષ્ટ્રને તેમ જ માનવજાતને દોરવામાં વાપરી. આપણે આશા રાખીએ કે આપણા અણ્ણા એટલે કે આચાર્ય પુરુષોત્તમ ગણેશ માવળંકર હવે પછી પોતાનું કેળવણીનું ક્ષેત્ર વ્યાપક બનાવી રાજનીતિને પણ નવો રસ્તો બતાવે એવા કોઈ સાર્વભૌમ ક્ષેત્રમાં પ્રવેશ કરશે. અને આ સર્વાંગીણ ચિંતનમાંથી એમને વિશે જે આશા અને અપેક્ષા બંધાય છે તે સિદ્ધ કરવા આગળ વધશે. પિતાના કેટલાયે સદ્‌ગુણો એમણે પોતાના કર્યા છે. બધા પક્ષોને સાચવવાની ઉદારતા એમનામાં છે. પશ્ચિમી સંસ્કૃતિનું નેતૃત્વ કરનાર મહાન મનીષીઓ પ્રત્યે એમનામાં આદર છે. દેશનું નેતૃત્વ કરનારા આજના નેતાઓને એમણે નજીકથી જોયા છે, પારખ્યા છે. સમન્વયની સર્વોપરીતા સમજવા જેટલો અનુભવ એમણે મેળવ્યો છે. ભાષા અને શૈલી પરનો કાબૂ જોતાં સ્પષ્ટ થાય છે કે એમનામાં જીવનદૃષ્ટિની પ્રૌઢતા આવી છે. એટલે વિશ્વાસ બંધાય છે કે એમને હાથે થનારી હવે પછીની રાષ્ટ્રસેવા સર્વતોભદ્ર, સર્વકલ્યાણકારી અને પ્રોત્સાહક નીવડશે.

નવી પેઢીના એક સંસ્કારસંપન્ન યુવાનની બુદ્ધિનો, કર્તૃત્વનો અને ચારિત્રનો વિકાસ જોવાની તક આ લેખો મારફતે મળી એનો મને સંતોષ છે. એની શુદ્ધ રાષ્ટ્રભક્તિને તોલે આવે એવી રાષ્ટ્રસેવા કરવાની તક ભગવાન એને જરૂર આપશે.

ગુરુપૂર્ણિમા,
તા. ૧૦-૭-'૬૮

## ૩૮. 'વનસ્પતિસૃષ્ટિ' *

એક જણે એક વાર કહ્યું હતું, 'મને ખેતીમાં રસ નથી પણ એ ખેતી પાછળ પોતાની કાયા નિચોવનાર ખેડૂતમાં અનહદ રસ છે.'

મને પોતાને વનસ્પતિવિદ્યાના શ્રીગણેશ પણ આવડે નહીં છતાં શ્રી ગોકુળભાઈએ મને આ ગ્રંથની પ્રસ્તાવના લખવાનું સૂચવ્યું છે. હું પણ કહી શકું કે હું વનસ્પતિશાસ્ત્ર જાણું નહીં પણ વનસ્પતિશાસ્ત્રને વરેલા શ્રી ગોકુળભાઈ પ્રત્યે મને આદર છે. એમનો મારો સીધો પરિચય નથી પણ શ્રી અમૃતલાલ નાણાવટી તેમ જ શ્રી શિવશંકર શુક્લ બંને દ્વારા ગોકુળભાઈ વિશે વખતોવખત ઘણું સાંભળ્યું છે. એક વાર કચ્છ ગયેલો ત્યારે ગોકુળભાઈનાં દર્શન થયેલાં.

વિદ્યાની ઉપાસના વિશેનો જે આદર્શ મારા મનમાં બંધાયો છે તેના શ્રી ગોકુળભાઈ એક ઉત્તમ નમૂના છે. એટલે જ એમને વિશે મારા મનમાં વિશેષ

* શ્રી ગોકુળદાસ ખીમજીકૃત 'વનસ્પતિસૃષ્ટિ'ની પ્રસ્તાવના.

સદ્ભાવ છે. એક શબ્દમાં કહું તો ગોકુળભાઈ જીવતાજાગતા માણસ છે. આપણા દેશના બહુ થોડા લોકો વિશે આમ કહી શકાય.

ઉપાસનાનો આદર્શ મનમાં કેમ બંધાયો એનો એક રમૂજી દાખલો આપ્યું. અંગ્રેજી છઠ્ઠીમાં હતો ત્યારે મને ભૂમિતિનો શોખ લાગ્યો. ઈલ્લિપ્સ(લંબવર્તુળ)ના સ્વરૂપલક્ષણ વિશે કંઈક શંકા દૂર કરવાની ઈચ્છાથી મેં અમારા ગણિતશિક્ષકને એની વ્યાખ્યા પૂછી. અમારા અભ્યાસક્રમમાં લંબવર્તુળને સ્થાન ન હતું, એટલે તેઓ મારા ઉપર ખિજાયા અને એમણે મને ઠપકો આપ્યો: 'વર્ગના પાઠ બરાબર કરતો જા અને આ ઈલ્લિપ્સ, ટ્રાન્સવર્સ અને ટ્રાન્સવર્સલની કડાકૂટ છોડી દે.' મેં ઠપકો તો માથે ચડાવ્યો, પણ એ ટ્રાન્સવર્સ અને ટ્રાન્સવર્સલ શી બલા છે તેની શોધમાં નીકળ્યો. ઉચ્ચ ગણિતની ચોપડીઓ પાસે હતી નહીં. ડિક્ષનરી જોઈ, જ્ઞાનકોશને પૂછ્યું; એના વિવરણમાં આવેલા અઘરા શબ્દો ફરી ડિક્ષનરીમાં જોયા અને મને ભાળ લાગી કે શંકુચ્છેદ કરીને ગણિતવિદ્યાનું એક આખું પ્રકરણ છે જેની અંદર બિંદુ, લીટી, ત્રિકોણ, વર્તુળ, લંબવર્તુળ, પેરાબોલા, હાઈપરબોલા વગેરે અનેક આકૃતિઓની રચના અને ગણિત આપેલાં હોય છે. એમાં એક શબ્દ આવ્યો એસીમટોટ, એનો અર્થ કેમે કરીને મળે નહીં. હવે ગણિતશિક્ષકને તો પુછાય નહીં; અને એના વગર અર્થ હાથમાં આવે નહીં. પાંચસાત દિવસ ગડમથલ ચાલી. અંતે બીક અને શરમ ઉપર જિજ્ઞાસાએ વિજય મેળવ્યો અને ગણિતશિક્ષકને મેં આખરે પૂછ્યું કે એસીમટોટ એટલે શું. તેઓ તો આભા જ બની ગયા. લંબવર્તુળમાંથી સ્પર્શોન્મુખ રેખા સુધી મને પહોંચેલો જોઈ એમની ચીડ ઓગળી ગઈ. અને હસીને એમણે મને ચાર શબ્દોમાં બધું સમજાવી દીધું અને જાણે પોતાનું હૃદયાવિષ્કરણ કરતા હોય તેમ એમણે ઉમેર્યું, 'માણસ માટે ત્રણ 'M'નાં વ્યસન બહુ ખરાબ છે, મ્યુઝિક, મૅથેમૅટિક્સ, મેટા-ફિઝિક્સ (સંગીત, ગણિતવિદ્યા અને દર્શનશાસ્ત્ર). [અમારા ગણિતશિક્ષક આ ત્રણેના શોખીન હતા.] તું જો ગણિત પાછળ આમ પડીશ તો મૅટ્રિકના બીજા વિષયો રહી જશે.' આજે મને લાગે છે કે તે દિવસથી જો હું કેવળ ગણિત પાછળ જ પડ્યો હોત તો મારો ઉદ્ધાર જ થાત. આપણા ઋષિમુનિઓ કહેતા આવ્યા છે કે કોઈ પણ એક વિષય પાછળ સ્વાત્માર્પણ કરીએ અને એના અનુબંધો સાથે એને સાંગોપાંગ પૂરો કરીએ તો એ મોક્ષ સુધી આપણને લઈ જશે. 'એક સાધે સબ સધે.' (ઋષિમુનિઓને મૅટ્રિકના બધા વિષયોની તૈયારી કરવી પડતી ન હતી!)

શ્રી ગોકુળભાઈએ પોતાને આ વિષયનો રસ કેમ લાગ્યો અને એમાં પોતે ધીમે ધીમે કેમ વધતા ગયા અને એમની નિષ્ઠાને કારણે એમને સગવડો કેમ મળતી ગઈ એનું અત્યંત રોચક વર્ણન આપેલું છે. એ ઉપરથી સાચી નિષ્ઠા માણસને ક્યાંથી ક્યાં સુધી લઈ જઈ શકે છે અને અગવડોને માણસ કેમ પહોંચી શકે છે એનો સરસ ખ્યાલ આવી શકે છે. સઈસ તરીકે ઘોડાનો બાર વરસ ખરેરો

ાં હોય તો ગરીબમાં ગરીબ માણસને પણ ઘોડસવાર સરદારની પાત્રતા આવી
ય છે એવી માન્યતા મરાઠી રાજ્યના દિવસોમાં મરાઠાઓમાં હતી એનું રહસ્ય
પણ આ જ છે. જોઈએ છે કેવળ અનન્ય નિષ્ઠા અને ચારે કોર જોવાની અને
ધું સમજી લેવાની અનુબંધી જિજ્ઞાસા.

આપણે ત્યાંની વિજ્ઞાન વગેરેની કેળવણી પારકી ભાષા મારફતે લેવાય છે એનું એક પરિણામ એ આવ્યું છે કે આપણાં જ્ઞાનનાં મૂળિયાં આપણા દેશના અનુભવમાં ન રહેતાં તે ઇંગ્લંડમાં હોય છે. આપણે રાજનીતિશાસ્ત્ર શીખીએ છીએ ત્યારે મનુ, પૃથુ, ત્રિશંકુ, ભીષ્મ, ચાણક્ય જેવા આપણા પૂર્વજોના અનુભવ ઉપર અને વિચારો ઉપર તેમ જ આપણી જાતિના પુરુષાર્થ ઉપર એ રચાયેલું નથી હોતું; પણ ઇંગ્લંડની પાર્લમેન્ટના ઇતિહાસ ઉપર, હાઈડ અનેપિમ, બ્રેડલો અને બૉલ્ડવિનના પુરુષાર્થ ઉપર એ રચાયેલું હોય છે. આપણું વનસ્પતિશાસ્ત્ર વનસ્પતિ, ઔષધિ, ગુલ્મ, લતા વગેરે આપણા વર્ગીકરણથી શરૂ ન થતાં વિલાયતની વનસ્પતિઓ અને ત્યાંની શોધખોળ ઉપર રચાયેલું હોય છે. પારકી મૂડી ઉપર કરેલું ચણતર અંતે પારકા લોકોને જ ફળે છે અને આપણે તો કેવળ ભારવાહી થઈ જઈએ છીએ. ગાંધીજી કહે છે કે "પાશ્ચાત્ય અર્થશાસ્ત્ર વાંચીને આંધળા નહીં થતા. આપણા દેશની સ્થિતિનું પ્રત્યક્ષ નિરીક્ષણ કરો, એ ઉપરથી સામાન્ય સિદ્ધાંતો બાંધો. પરિસ્થિતિની જીવન ઉપર શી અસર થાય છે તે તપાસો અને એ રીતે સ્વતંત્ર અર્થશાસ્ત્ર ઉપજાવી કાઢો." પાશ્ચાત્ય અર્થશાસ્ત્રથી લાભ ન લેવો એમ તેમનું કહેવું નથી. પણ એમની ઘરેડમાં સપડાઈ ન જાઓ એ એમનો આગ્રહ છે. આપણા દેશની સ્થિતિ જુદી, આપણી પ્રજાની સમજણ જુદી, કાર્યશક્તિ જુદી, આપણાં પ્રાણસ્થાનો અને ભયસ્થાનો જુદાં, આપણે આપણી ઢબે શરૂ કરીએ ત્યાર પછી પાછળથી બીજાઓ સાથે સરખાવીએ.

ગ્રામઉદ્યોગમાં પણ તેઓ કહે છે કે ગામડાંઓમાં જઈ વવાઈ જાઓ. ત્યાં ઉદ્ભવતા સવાલોનો ઉકેલ આણતા જાઓ. તમારી બુદ્ધિ ચલાવો, અને પછી જેમ ભૂખ જાગે, ભીડ પેદા થાય અને સાધનો હાથ આવે તેમ તમામ દુનિયા પાસેથી લેવાનું લેજો, પણ પ્રારંભ તો પોતાની ભૂમિમાંથી, પોતાના સમાજમાંથી, અને પોતાની પ્રાકૃતિક બુદ્ધિમાંથી જ થવો જોઈએ.

આમ કરીએ એટલે આપણો તમામ પુરુષાર્થ અને અનુભવ એની મેળે સ્વભાષામાં આવશે.

આ સ્વદેશી ઢબે ચાલનાર લોકોમાં જેમ મહારાષ્ટ્રમાં પદેશાસ્ત્રી થયા તેમ ગુજરાતમાં જયકૃષ્ણજી થયા એમની જ પરંપરા ગોકુળભાઈએ ચલાવી છે. શ્રી બાપાલાલ વૈદ, શિવશંકર શુક્લ વગેરે વ્યક્તિઓ પણ સ્વદેશી પરંપરાની જ છે. વનસ્પતિશાસ્ત્રનો ઉદ્ધાર એવાઓને જ હાથે થવાનો છે. અંગ્રેજી ઢબે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરનારાઓની સંખ્યા ઓછી નથી પણ તેઓ માનું દૂધ છોડીને ડબાના દૂધથી પોષણ મેળવે છે એટલે એમનામાં સ્વદેશી પ્રાણ સ્ફુરતો

નથી અને પ્રજાને એમનો લાભ મળતો નથી.

સર્જન કીર્તિકરે એક સરસ ચોપડી ઉપજાવી છે પણ પોતાની અંગ્રેજી વિદ્યાને વફાદાર રહી એમણે તે અંગ્રેજીમાં જ પ્રગટ કરી અને એની કિંમત પણ એવી રાખી કે અંગ્રેજી ભણેલા પૈસાદાર લોકો જ એને સંગ્રહી શકે. હવે વનસ્પતિશાસ્ત્ર એક રીતે જોતાં હિંદુસ્તાનનું ખાસ શાસ્ત્ર કહેવું જોઈએ. આપણા દેશમાં કચ્છ અને રાજપૂતાના રણથી માંડીને હરમુખ, નંગા પરબત, નંદાદેવી અને ગૌરીશંકર સુધી બધી જાતની હવાઓ, બધી જાતની ઋતુઓ અને એકેએક જાતની વનસ્પતિની સમૃદ્ધિ છે. જે હિંદુસ્તાનમાં નથી તે દુનિયામાં ક્યાંયે નથી એમ વનસ્પતિ વિશે તો જરૂર કહી શકાય. લંકાનો (પેરેડેનિયા) બગીચો જુઓ, ઊટીનો સરકારી બગીચો જુઓ, કલકત્તાના બોટેનિકલ ગારડન્સ જુઓ એટલે ખાતરી થશે કે વનસ્પતિની બાબતમાં હિંદુસ્તાન કોઈ પણ દેશનું મુહતાજ નથી. આપણે ત્યાં આપણું સ્વતંત્ર વનસ્પતિશાસ્ત્ર ખીલવું જોઈતું હતું. યુરોપિયન લોકોએ વનસ્પતિઓને જે લૅટિન નામો આપ્યાં છે અને એમનાં કુટુંબો પાડયાં છે તેનો આપણે જરૂર સ્વીકાર કરીએ, પણ આપણી જૂની, તદ્દન પ્રાથમિક વર્ગીકરણ-પદ્ધતિથી પ્રારંભ કરી આજે આપણે વનસ્પતિશાસ્ત્રનું અધ્યયન કરવું ઘટે છે. કેટલાક વિદ્યાર્થીઓએ વાયુમાનશાસ્ત્ર (મિટિઓરોલૉજી) અને રસાયનશાસ્ત્ર શીખી લીધા પછી હિંદુસ્તાનની વનસ્પતિઓની વિશેષતા શોધી કાઢવી જોઈએ. હિંદુસ્તાનની વનસ્પતિઓનો બજારમાં શો શો ઉપયોગ થાય છે એને વિશે માહિતી ભેગી કરી તે પોતાના દેશના લોકો માટે પોતાની અંગ્રેજી ભાષામાં સંગૃહીત કરવાનું કામ, મૂર અને વેટ જેવા લોકોએ કર્યું જ છે. હવે એ કામ સ્વદેશ માટે ગોકુળભાઈ અને બાપાલાલ અને શિવશંકર જેવાઓએ કરવું જોઈએ. દવા માટે, ખોરાક માટે, તેલ તરીકે, રંગો બનાવવા માટે અને કપડાં બનાવવાના તંતુ તરીકે, અને કીમિયાગર કહે છે તેમ ધાતુના મારણ માટે અને જમીનની છો બનાવવા માટે અનેક રીતે આપણી વનસ્પતિઓનો ઉપયોગ છે. એ શોધખોળ કરવાનું કામ આપણે જર્મનોને ન સોંપી શકીએ.

આપણા દેશમાં માણસ અને જાનવરનો સહકાર એટલો બધો ઊંડો છે કે આપણે બંને મળીને એક વિશાળ કુટુંબ થયા છીએ. સૂક્ષ્મ નિરીક્ષણ કરનાર લોકોએ જોયું છે કે સૃષ્ટિ અદ્ભુત રીતે એકરૂપ છે. મનુષ્યનું જીવન, પશુપક્ષી-ઓનું જીવન, જલચરોનું જીવન જો સૂક્ષ્મતાથી તપાસીએ તો એમની વચ્ચે કેટલીક બાબતોમાં અદ્ભુત સામ્ય દેખાઈ આવે છે. ધાતુઓ, ક્ષારો વગેરે નિર્જીવ મનાતાં રાસાયણિક દ્રવ્યો વચ્ચે અને સજીવ સૃષ્ટિ વચ્ચે પણ અમુક સામ્ય છે જ.

માણસની દૃષ્ટિએ જ કેવળ વનસ્પતિનું અધ્યયન નહીં થાય. પણ ગાય, બળદ, ભેંસ, પાડો, હાથી, ઊંટ, ઘોડાં, ગધેડાં, ઘેટાં, બકરાં, પોપટ, મેના, કૂતરાં, બિલાડાં, સૂવર, ભૂંડ બધાંના હિતની દૃષ્ટિએ વનસ્પતિશાસ્ત્રનું અધ્યયન થવું જોઈએ અને માણસના રક્ષણનો વિચાર કરતાં વાઘ, વરુ, સાપ, વીંછી, ઈત્યાદિ

ઉપર જુદી જુદી વનસ્પતિની શી અસર થાય છે એ પણ આપણી જિજ્ઞાસાનો વિષય થવો જોઈએ. નદી, તળાવ અને સમુદ્રને કાંઠે રહેનારા લોકો કહેશે કે માછલી અને મગરનો પણ વનસ્પતિ સાથે સંબંધ નથી એમ નથી. અને ગૌરક્ષા જેટલું જ મધમાખીના ઉછેરને મહત્ત્વ આપતાં શીખેલા આપણે સતીશબાબુ પાસે જઈને એમને પૂછવાના કે આપણા પૂર્વજોએ ભિન્ન ભિન્ન જંગલના મધની જુદી જુદી અસર બતાવી છે તે કેટલે દરજ્જે સાચું છે?

સુગંધી અત્તારો તૈયાર કરનારા લોકો કહેશે કે અમારો પણ વનસ્પતિશાસ્ત્ર સાથે સંબંધ છે. અને અંતે જંગલમાં રહેનારા અથવા બગીચા બનાવનારા રસિકો કહેશે કે છોડી દો આ બધો ઉપયુક્તતાવાદ. વનસ્પતિ પણ આપણાં ભાંડુ જ છે. તેઓ અંતઃસંજ્ઞા છે એટલે એમનું સુખદુઃખ આપણે નરી આંખે જોઈ શકતા નથી પણ જગદીશચંદ્ર બોઝે આપેલી દિવ્ય આંખો વાપર્યા પછી ખાતરી થાય છે કે વનસ્પતિ પણ આપણા જેવાં જ સુખદુઃખને અધીન, તથા ખોરાક, નશા ને ભૂખમરાને સમજનાર આપણાં ભાંડુ જ છે, અને મારા જેવો કુદરતઘેલો કહેશે કે આ વનસ્પતિઓ કેવળ ભાઈભાંડુ જ નથી પણ વર્ણ અને આકૃતિના વિલાસની દીક્ષા આપનારા તેઓ આપણા ચિત્રગુરુ છે. વનસ્પતિની ઉપાસના અનેકાનેક રીતે થવી જોઈએ. શ્રી ગોકુળભાઈએ સારોસરખો પ્રારંભ કરી આપ્યો છે. તે માટે ગુજરાતીઓએ એમનો આભાર માની, તેમની પરંપરા આગળ ચલાવી, તેમના ઋણમાંથી મુક્ત થવું જોઈએ. આવો સારો ગ્રંથ ગુજરાતી ભાષાને મળ્યો છે તે માટે ગુજરાતને અભિનંદન ઘટે છે.

૧૦-૧૧-’૩૯

## ૩૯. ‘બ્રહ્માંડદર્શન’ *

### પ્રસન્ન આવકાર

ગુજરાતની સમસ્ત જનતાની, સાહિત્યક્ષેત્રે તેમ જ કેળવણીને ક્ષેત્રે, અત્યંત જરૂરી સેવા કરવાના હેતુથી ‘જ્ઞાનગંગોત્રી’ ગ્રંથમાળાનો પ્રારંભ થયો છે. એના મંગળાચરણ તરીકે બહાર પડતી આ અત્યંત રોચક અને અદ્‌ભુત રસવાળી ચોપડી ‘બ્રહ્માંડદર્શન’ને આવકાર આપતાં પ્રકાશક વિદ્યાપીઠ જેટલાં જ સંતોષ અને અભિમાન હું અનુભવું છું. વલ્લભ વિદ્યાપીઠ જેવી મહાન સંસ્થાની સ્થાપના કરતી વખતે એના બ્રહ્મા શ્રી ભાઈલાલભાઈને જેવો આનંદ થયો હશે તેવો જ આનંદ શ્રી ઈશ્વરભાઈને આ જ્ઞાનગંગોત્રી વહેવડાવતાં થવો જોઈએ.

આપણા પૂર્વજોએ એક બાજુ જ્ઞાનના ઊંડાણમાં પ્રવેશ કર્યો, અને એમના

* ‘બ્રહ્માંડદર્શન’(જ્ઞાનગંગોત્રી)ની પ્રસ્તાવના.

જમાનાને આશ્ચર્ય પમાડે અને ચકિત કરે એવી દાર્શનિક શોધખોળ કરી; અને બીજી બાજુએ તે વખતે ઉપલબ્ધ એવાં બધાં જ જ્ઞાનનો સમસ્ત પ્રજાને સ્વાદ ચખાડવા માટે પુરાણો પણ રચ્યાં. પુરાણો એટલે સામાન્ય જનતાને લાભ થાય, અને રોજ સાંજે મંદિરમાં બેસી રસપૂર્વક સંભળાય, એવા સાર્વભૌમ જ્ઞાનકોશો. એમાં સૃષ્ટિની ઉત્પત્તિની વાતો પણ આવે; માણસની દુનિયા તેમ જ દેવોની દુનિયા બંનેનાં ઈતિહાસ, ભૂગોળ પણ આવે અને આર્યજનોના જ્ઞાનથી વંચિત એવી આદિમજાતિ પ્રજાની લોકવાર્તાઓ પણ આવે.

એ પુરાણોમાં શું શું આવે છે એ બતાવવા માટે એટલે કે વિષયોની તારવણી બતાવવા પુરાણોનાં લક્ષણો અપાય છે. પ્રથમ એ પુરાણોનું લક્ષણ પંચવિધ હતું. આગળ જતાં એ દશવિધ થયું. બંનેમાં બતાવેલું છે કે પુરાણો, સર્ગ એટલે કે સૃષ્ટિની ઉત્પત્તિથી પ્રારંભ કરે અને અદ્યતન સમાજનું ચિત્ર રજૂ કરી ભવિષ્ય માટેની આશા તેમ જ બીક પણ બતાવે. પુરાણ શબ્દનો અર્થ જ થાય છે – જૂનું છતાં તાજું – पुरा अपि नवम् = पुराणम्

આ જ્ઞાન-ગંગોત્રી પણ આજના જમાનાના વિશાળ આદર્શને પહોંચી વળતી 'વિદ્યાપીઠ સમી' એક ગ્રંથમાળા થવાની છે. પુરાણોની પેઠે એનો પ્રારંભ બ્રહ્માંડ-દર્શનથી થાય એ જ આપણી પરંપરા અને આજની અપેક્ષાને યોગ્ય છે.

કેવા અદ્ભુત, અનંત અને 'જ્ઞેય છતાં અપરિમેય' બ્રહ્માંડમાં આપણે રહીએ છીએ એના ખ્યાલથી જ્ઞાનનો પ્રારંભ કર્યો હોય તો વિશ્વજ્ઞાનનું આકલન પણ યથાર્થ થાય, અને માણસમાં જ્ઞાનવૃદ્ધિ સાથે ઉત્પન્ન થતી નમ્રતા પણ કેળવાય. આ જ આ ક્રમનો ઉદ્દેશ હોઈ શકે છે.

યુરોપના લોકો આપણા દેશમાં સમુદ્રમાર્ગે આવવા લાગ્યા ત્યારે 'આખી દુનિયા ફરી વળેલા' એ લોકો આગળ આપણું ભૂગોળનું જ્ઞાન એટલું ઓછું અને દયાજનક હતું કે ઔરંગઝેબ જેવા બાદશાહે પોતાને કેટલા અજ્ઞાન રાખ્યા એની ચીડ પોતાના નાનપણના શિક્ષક ઉપર ઢોળી દીધી હતી! આજે આપણે લાખો માઈલની મુસાફરી કરનાર રૉકેટ (વિમાન બાણ) અને અંતકાળમાંથી પૃથ્વી-પ્રદક્ષિણા કરનારા માનવનિર્મિત ઉપગ્રહો વિશે છાપાંમાં વાંચીએ છીએ અને ચકિત થઈને થાકી જઈએ છીએ ત્યારે કહેવું પડે છે કે અંતરાળ વિશે અને એમાં ફેલાયેલાં વિવિધ પ્રકારનાં તારકવિશ્વો વિશે, યુરોપ-અમેરિકાના લોકોના પ્રમાણમાં, આપણે કેટલું ઓછું જાણીએ છીએ એનો વિચાર કરતાં આપણા મનમાં પોતાને વિશે જ ચીડ ઉત્પન્ન થવી જોઈએ. પશ્ચિમના લોકોએ પોતાનાં બારણાં બંધ રાખ્યાં નથી. મેળવેલું જ્ઞાન સંતાડી રાખ્યું નથી. છતાં આપણી જિજ્ઞાસા જ ઓછી. કૉલેજની કેળવણી લીધી એટલે આપણે ગંગા નાહ્યા. થાકીને જ્ઞાનપિપાસાને જ સૂકવી દીધી. અંગ્રેજીમાં પણ છીછરા સાહિત્ય કરતાં વધારે વાંચતા નથી ત્યારે દેશી ભાષામાં આવું અદ્યતન જ્ઞાન આપે જ કોણ? સ્વરાજ્ય મળ્યું અને ઔદ્યોગિક મહત્ત્વાકાંક્ષા જાગી એ કારણે અર્થશાસ્ત્ર (સંપત્તિશાસ્ત્ર) અને

રાજશાસનશાસ્ત્રની જ બોલબાલા છે. વિજ્ઞાનમાં આપણા વિદ્વાનો જે મેળવે છે અને કેળવે છે તે સામાન્ય જનતા સુધી પહોંચતું જ નથી. તેથી વિજ્ઞાનપ્રાપ્તિની બાબતમાં આપણે વાસ્કો દ ગામાના જમાનાના જેવા જ પછાત છીએ.

આ બધું અંતર એક પેઢીમાં કાપવાની હામ ભીડનાર આ ગ્રંથમાળા છે. અને મને કહેતાં આનંદ થાય છે કે 'બ્રહ્માંડદર્શન' આ મંગલાચરણની ચોપડી એ આદર્શને પહોંચી વળનાર અને ખગોળવિદ્યાની બાબતમાં સામાન્ય જનતાને અદ્યતન માહિતી આપનાર રસિક ચોપડી બની છે.

ગાંધીજીની પ્રેરણાથી ગુજરાતમાં જ્યારે અમે ગૂજરાત વિદ્યાપીઠ સ્થાપી ત્યારે અમારું બધું ધ્યાન પ્રજાને સ્વરાજ્ય માટે તૈયાર કરવા ઉપર જ કેન્દ્રિત હતું. 'વિદ્યાપીઠ એટલે વિશ્વવ્યાપી અને અદ્યતન જ્ઞાનને પહોંચી વળનાર અને જ્ઞાન અને કૌશલ્યનું અખંડ ખેડાણ ચલાવનાર પુરુષાર્થી સંસ્થા' એ આદર્શ અમે જાણતા હતા. હૃદય આગળ એ જ આદર્શ જાગ્રત હતો. પણ સ્વરાજ્યની શરત જીતવા માટે બંને આંખે અંધોટી અથવા અંધારી બાંધ્યે જ છૂટકો હતો. ખગોળ-શાસ્ત્ર વિશે મને પ્રથમથી રસ હતો. ભારતીય જ્યોતિષ અને પશ્ચિમની Astronomy બંનેમાં યથાવકાશ ડોકિયું કરતો હતો. એમાં મુખ્ય પ્રેરણા વૈજ્ઞાનિક જિજ્ઞાસા તો ખરી જ, છતાં આકાશદર્શન અને ખગોળ-પરિચયના કાવ્યાનંદથી આગળ જવાની મેં હિંમત કરી નહોતી. આ ક્ષેત્રે આપણા પૂર્વજોનો પુરુષાર્થ અને પૌરાણિક કથા ઉપર પડેલો એનો પ્રભાવ એ પણ એક વિશેષ આકર્ષણ હતું. અને છતાં આ વિષયનો સ્વાદ ચખાડવા ઉપરાંત કશું કરી શક્યો નહોતો. ભાસ્કરાચાર્યના પ્રાકૃત વંશજની પહોંચ જેમ્સ જીન્સથી આગળ ગઈ ન હતી એટલે લાચારી હતી.

પોતે જે કરી ન શકે તે કરવા માટે કોઈ બીજા તૈયાર થાય છે કે શું એ નિહાળવાની ઉત્કંઠા માણસ માટે સ્વાભાવિક છે. તારાઓ વિશે લખનારા અને આકાશ-દર્શનમાં રાચનારા થોડા લોકો દેખાયા ખરા. પણ હું જોઈ શક્યો કે આ જ વિષયને પોતાનો કરી એમાં આગળ વધ્યે જનારા એક ગુજરાતી ઊભા થયા છે ખરા. છોટુભાઈ સુથારે આ વિષયમાં અસાધારણ પ્રગતિ કરી છે અને ગુજરાતની જનતાના મન ઉપર આ વિષયનું મહત્ત્વ પણ એમણે સારી રીતે ઠસાવ્યું છે.

કેળવણીની જે સંસ્થામાં હું જાઉં ત્યાં પૂછું છું કે તમારે ત્યાં તારાઓનું દર્શન કરવા માટે એકાદ દૂરબીન છે? ફક્ત શારદાગ્રામમાં જ હું એક દૂરબીન જોઈ શક્યો. જ્યારે ભારતને ગૌરવ થાય એવી આકાશદર્શનની સગવડ તો હું કલકત્તામાં ઊભી કરેલી બિરલાની પ્લેનેટેરિયમમાં જ જોઈ શક્યો. ગુજરાત ધની લોકોનું રાજ્ય છે. માઉન્ટ વિલ્સન અથવા માઉન્ટ પાલોમરમાં છે તેવી વેધશાળા વસાવવી, અને છોટુભાઈ જેવાની એમાં સ્થાપના કરવી એ ગુજરાત માટે જરાયે અઘરું નથી. હું જ્યારે સિકંદરાબાદની વેધશાળા જોવા ગયો હતો અને કોડેકેનાલનાં સૂર્યનાં ચિત્રો મેં જોયાં હતાં ત્યારે ત્યાંના એક જણે વાતવાતમાં કહ્યું 'Our interests lie beyond the milky way.' ત્યારે મને કેટલો બધો આનંદ થયો હતો.

Milky way એટલે આકાશગંગા, મંદાકિની – એના વિશ્વની અંદર જ આપણે કીડીથી પણ નાના છીએ. એવાં વિશ્વો અંતરાળમાં ગમે તેટલાં છે. પ્રકાશ દૂરબીનનું જ્યાં ગજું નથી ત્યાં રેડિયો દૂરબીન જોઈ શકે છે. આવાં મંદાકિની બહારનાં વિશ્વો વિશે જ્યારે મેં છોટુભાઈના 'બ્રહ્માંડદર્શન'માં વાંચ્યું ત્યારે મને ધન્ય ધન્ય જેવું લાગ્યું. ગુજરાતના જ્ઞાનપિપાસુ આબાલવૃદ્ધો માટે 'બ્રહ્માંડદર્શન' એ ખરેખર એક મોટી ઉજાણી છે. છોટુભાઈ કહે છે કે એક રીતે આ એક પ્રૌઢ પણ પ્રાથમિક ચોપડી છે. ઘણી માહિતી આપવાના લોભનું એમણે સંવરણ કર્યું છે. હું તો કહીશ કે આજની પેઢી પચાવી શકે એવું બધું એમાં એમણે આપ્યું છે. પહેલાં છ પ્રકરણોમાં એમણે પ્રાથમિક પરંતુ અદ્યતન અને પૂરતી તૈયારી કરી આપી છે અને છેલ્લાં આઠ પ્રકરણોમાં ભારતીય જ્ઞાન સાથે નવું જ્ઞાન જોડી દીધું છે. વચલાં બારમા અને ચૌદમા પ્રકરણો જ આપણને માણસજાતની અદ્યતન સિદ્ધિનો પરિચય કરી આપે છે. હું તો ભલામણ કરીશ કે સામાન્ય પણ સંસ્કારી વાચકે તેર, ચૌદ, પંદર એ રેડિયોવાળાં પ્રકરણો ફરી ફરી વાંચવાં.

બ્રહ્માંડની 'ઉત્પત્તિ' જેવી વસ્તુ છે જ નહીં, હોઈ શકે જ નહીં. ઉત્પત્તિ અને પ્રલયની ઘટમાળ અનંતકાળ સુધી ચાલવાની જ. એ વસ્તુ દુનિયાના ચિંતકોને ગળે ઊતરી છે. પણ એ અનંત નાટક કેમ ચાલે છે એની પૌરાણિક કલ્પના કરતાં વૈજ્ઞાનિક કલ્પના વધારે પ્રત્યય આપનારી અને વધારે અદ્ભુત છે. એ સામગ્રી વાચકને અઢારમા પ્રકરણમાં મળશે.

અને માણસ માટે તો અત્યંત મહત્ત્વનું પ્રકરણ (૧૯મું) 'બ્રહ્માંડ અને જીવ-સૃષ્ટિ'વાળું જ હોઈ શકે છે.

જીવસૃષ્ટિનો પ્રાદુર્ભાવ કેમ થયો અને જીવસૃષ્ટિની જીવનસાધના કેમ ખીલતી જાય છે એને જ પોતાની જિજ્ઞાસાનો વિષય કરનાર એક નવું વિજ્ઞાન જન્મ્યું છે, જેને એ લોકોએ નામ આપ્યું છે એકોલૉજી(Ecology). એ વિજ્ઞાન જ્યારે ખીલશે ત્યારે જ વિકાસવાદ(evolution)નો સિદ્ધાંત કૃતાર્થ અને ચરિતાર્થ થશે.

'બ્રહ્માંડદર્શન' જેવી તૃપ્તિદાયક ચોપડી લખવા માટે શ્રી છોટુભાઈ સુથારનું સમાનધર્મા તરીકે અભિનંદન કરું છું. એમની નિષ્ઠાથી આ વિષયમાં મેં જો પ્રગતિ કરી હોત તો હું એમને 'શાબાશ' પણ કહેત! આજે એ મારો અધિકાર નથી. આશા રાખું છું કે વલ્લભ વિદ્યાપીઠ આ ચોપડીની, વહેલામાં વહેલી તકે એક હિંદી આવૃત્તિ પણ બહાર પાડશે. ગુજરાતે તો 'બ્રહ્માંડ'નું યથાર્થ દર્શન કરવા સારુ આ આખી ચોપડી પી જવી જોઈએ.

૨૦–૯–'૬૭

## ૪૦. 'રસસિદ્ધાંત' : આવકાર *

કાવ્યશાસ્ત્ર, રસસિદ્ધાંત, ઔચિત્યવિચાર આદિ રસિક છતાં તાર્કિક શાસ્ત્રના વિદ્વાનો દરેક ભાષાપ્રદેશમાં એટલા બધા છે, અને તેઓ આજકાલ ચિંતનાત્મક એટલું સારું સારું લખાણ આપી રહ્યા છે કે તે બધું વાંચવાને વખત મળતો નથી એનું વિમાસણ મારા જેવાને સતત રહે છે. જૂના લોકોએ ઘણું લખ્યું છે પણ આજની દૃષ્ટિએ એની ચકાસણી થવી અત્યંત જરૂરી છે. એ કામ હમણાં હમણાં ઘણી સારી રીતે થવા લાગ્યું છે. જ્ઞાનનાં કેટલાંક ક્ષેત્રોમાં આપણે એટલી પ્રગતિ કરી છે કે પશ્ચિમના લોકો આદરપૂર્વક એનું અધ્યયન કરે છે. એ વિષયોમાં આપણે જે ઊંચાઈએ પહોંચ્યા છીએ તેટલે સુધી પહોંચતાં એમને હજી વાર છે. વ્યાકરણ, વેદાંત, યોગ વગેરે વિષયોમાં પશ્ચિમના લોકો ખૂબ ધ્યાનપૂર્વક આપણા પ્રગટ વિચારોનું અધ્યયન કરે છે, એથી ઊલટું એવા અસંખ્ય વિષયો છે કે જેમાં પશ્ચિમના વિચારકોએ અને અન્વેષકોએ એટલી બધી પ્રગતિ કરી છે કે આપણે એકબે પેઢી સુધી શિષ્યભાવે એમનું અધ્યયન કર્યે જ છૂટકો. પણ સાહિત્યવિમર્શ અને રસમીમાંસા એ એક એવો વિષય છે કે જેની અંદર પશ્ચિમના લોકો અને આપણા લોકો સમાનભાવે ઘણી આપ-લે કરી શકે એમ છે. આપણા કાવ્યશાસ્ત્રનું ત્યાંના અમુક લોકો અધ્યયન કરે છે ખરા, પણ ત્યાંના ઉત્તમોત્તમ સાહિત્યમીમાંસકોનું ધ્યાન આપણી વિચારણા તરફ ગયું છે કે નહીં એ કોણ જાણે. પણ આપણે ત્યાંની વિશ્વવિદ્યાલયીન શિક્ષાપદ્ધતિ જ એવી છે કે આપણે પશ્ચિમના કોઈ પણ વિષયના વિવેચનથી અજાણ્યા રહી શકતા જ નથી. તેથી આજના જમાનાના આપણા કેટલાક વિદ્વાનો પશ્ચિમનું સાહિત્યવિવેચન અને આપણું કાવ્યશાસ્ત્ર – બંનેનું સરખી રીતે અધ્યયન કરવા લાગ્યા છે અને હવે બંનેના વિચારોનું તુલનાત્મક અધ્યયન પણ સરસ થાય છે.

એક જ વિષયનાં પરસ્પર ભિન્ન પ્રસ્થાનોનો ઉત્તમ પરિચય થયા પછી તુલના તો થવાની જ. એ તુલનાની ભૂમિકા ઉપર અત્યારે આપણે છીએ પણ તુલનાત્મક કાળ પૂરો થયા પછી સમન્વયનો યુગ બેસવો જ જોઈએ. સાહિત્યરસિકતા એ વિષય જ એવો છે કે એમાં તદ્દન ભિન્ન અને પરસ્પર અપરિચિત ભૂમિકા ઉપર પુરુષાર્થ થયો હોય તોયે રસગ્રહણની બાબતમાં ઘણું સામ્ય જ રહેવાનું. શરીરના રસોમાં સહેજસાજ ફરક ભલે હોય પણ આખી દુનિયામાં માણસનાં શરીરો એક જ રીતે કામ કરે છે તેથી, આહારશાસ્ત્રમાં રસોની આપ-લે સહેજે થવાની જ. એ જ રીતે આહાર, નિદ્રા, ભય, મૈથુન આદિ શારીરિક પ્રતિક્રિયામાં સાર્વભૌમ

* ડૉ. નગેન્દ્રકૃત હિંદી પુસ્તક 'રસસિદ્ધાંત'ના ગુજરાતી અનુવાદની પ્રસ્તાવના. અનુવાદકો છે ડૉ. ચન્દ્રકાન્ત મહેતા અને ડૉ. મહેન્દ્ર દવે.

સમાનતા રહેવાની જ. આ જ ન્યાય જીવનગત-બધા જ રસો વિશે મોટે ભાગે સાચો નીવડવાનો. શૃંગાર, વીર, કરુણ, અદ્ભુત, રૌદ્ર આદિ રસોની અંદર સંસ્કૃતિભેદ થઈ થઈને કેટલો થવાનો? એટલે દુનિયાની ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓએ જે પુરુષાર્થ સાધ્યો છે, એની અંદર ઘણીખરી સમાનતા રહેવાની અને તેથી જ પ્રસ્થાનો પ્રભિન્ન હોય તોયે આપ-લે કરવાની અનુકૂળતા ઘણી રહેવાની, અને તેથી જ તુલનાયુગ પછી સમન્વયયુગ જ્યારે શરૂ થશે ત્યારે આ ક્ષેત્રે એક નવો જ, સકસ, પ્રૌઢ અને સમૃદ્ધ ફાલ આવવાનો છે. આવા સમન્વયયુગની તૈયારી કરતો આ એક ગ્રંથ છે, જેનો પુરસ્કાર કરવાનું સદ્ભાગ્યે મને સાંપડયું છે.

હું કહેતો હતો કે આ વિષયનું સાંગોપાંગ અધ્યયન કરનારા આપણી દરેક ભાષામાં ઘણા વિદ્વાનો આજે મોજૂદ છે. પ્રતિષ્ઠાની બાબતમાં તરતમભાવ ભલે દેખાતો હોય પણ જેમને તુલ્યબળ ગણી શકાય એવા પણ દરેક ભાષામાં એક કરતાં વધારે વિદ્વાનો આજે મળી શકે એવે વખતે સારામાં સારા ગ્રંથોનો પુરસ્કાર આ તદ્વિદોમાં કોણ કોને માટે કરવા જાય! એટલે જ જે તદ્વિદ્ નથી પણ રસિક છે, પ્રેમી છે, અને એ વિષયની કદર કરી શકે છે એવા સામાન્ય માણસનું પુરોવચન જ ઇષ્ટ ગણાય છે. આ રીતે જ આ સર્વાંગસુંદર ગ્રંથને માટે મારી પાસેથી પુરોવચન માગવામાં આવ્યું અને એ દૃષ્ટિથી જ નમ્રપણે અને છતાં ઉત્સાહથી આ આવકાર લખવા તૈયાર થયો છું.

કાવ્યશાસ્ત્રનો આત્મા એટલે રસ. શબ્દાલંકાર, અર્થાલંકાર આદિ કાવ્યનાં ઘરેણાં ગમે તેટલાં હોય પણ કાવ્યનું સર્વસ્વ તો રસ જ છે. કાવ્યરસિક વ્યક્તિને રસમીમાંસા સાથે પૂરતો પરિચય ન હોય પણ કાવ્યરસથી કોઈ અપરિચિત ન જ હોઈ શકે અને તેથી જ્યારે રસમીમાંસા કરતો કોઈ સરસ ગ્રંથ એના હાથમાં આવી જાય તો એ માણસ રસને જેટલો માણી શકે એટલો જ રસમીમાંસાને પણ માણવાનો.

આપણે ત્યાં ભરતમુનિથી માંડીને શાહજહાનના દરબારને શોભાવનાર જગન્નાથ પંડિત સુધી રસમીમાંસા કરનાર અસંખ્ય આચાર્યો થઈ ગયા. અને એમના ગ્રંથોનું અધ્યયન કરનાર અને એમના ઉપર ભાષ્યો લખનાર ભાષ્યકારો પણ ઓછા નથી થયા. વિશાળ ભારત દેશમાં પ્રાદેશિક ભેદો અને વંશભેદો ગમે તેટલા હોય પણ સંસ્કૃત ભાષા અને સંસ્કૃત સંસ્કૃતિ બધે ફેલાયેલી હોવાથી અને ખૂણે ખૂણે એનું અધ્યયન પૂરી નિષ્ઠાથી ચાલતું હોવાથી આપણી આ ક્ષેત્રે સિદ્ધ થયેલી એકતા ખરેખર અદ્ભુત છે. કાશ્મીરના પંડિતોએ શું શું વિચાર્યું અને શું શું લખ્યું છે એની વિગતો કેરળનો પંડિત જાણે છે એટલું જ નહીં પણ એ કાશ્મીરી ગ્રંથસંપત્તિ વિશે અધિકારયુક્ત શાસ્ત્રાર્થ કરતાં પણ કેરળના પંડિતને મુશ્કેલી જણાવાની નથી. તે કાળના ઋષિઓને ભલે પંજાબનો જ પરિચય હોય, પણ આજના સંસ્કૃતજ્ઞો જેટલું પંજાબ વિશે જાણે તેટલું જ કામરૂપ વિશે પણ જાણે અને કામરૂપના જે આદિવાસીઓ

સંસ્કૃત વિદ્યામાં પ્રવીણ થયા તે ધર્મસભામાં બેસીને તમામ સ્મૃતિઓનો શાસ્ત્રાર્થ પણ પૂરા અધિકાર સાથે કરવાના, અને એમનો નિર્ણય તામિલનાડુના સંસ્કૃત પંડિતો પણ આદરપૂર્વક સાંભળવાના.

હવે આ કાવ્યશાસ્ત્ર જેવા રસિક વિષયનો વિકાસ અને વિસ્તાર એટલો બધો થયો છે કે બધા સાથે પરિચય રાખવો એ મારા જેવાની ગજા બહારની વસ્તુ છે. તેથી જ જ્યારે ડૉ. નગેન્દ્રનો 'રસસિદ્ધાંત' મારા હાથમાં આવ્યો ત્યારે મને ઉજાણી જેટલો આનંદ થયો. ભારતીય કાવ્યમીમાંસામાં જેટલું લખાયું છે તેનું અધ્યયન-ચિંતન કરી એમણે પોતાની એ સાહિત્ય-સાધનાનો ઉત્તમાંશ આ ગ્રંથમાં રેડ્યો છે. આ ગ્રંથને જો કોઈ ધ્યાનપૂર્વક વાંચે તો એને બીજું કશું ન વાંચ્યાનો ખરખરો થવાનું કારણ નથી. રસસિદ્ધાંતની બાબતમાં આ ગ્રંથમાં જે ન હોય તે જાણવા જેવું છે જ નહીં એમ સુખેથી માની લેવાય. વિષય ભલે કેવળ રસ-સિદ્ધાંતનો જ હોય પણ આ વિષય પરત્વેના વિશાળ સાહિત્યનો બધો સાર આ ગ્રંથમાં આપેલો હોવાથી એનું વાચન એકાગ્ર ધ્યાનની અપેક્ષા રાખે છે. આની શૈલી કઠણ નથી પણ વિવેચન સંક્ષિપ્ત છે એમ તો કહેવું જ જોઈશે. એક વાર રસ જામ્યા પછી આખું વિવેચન સમજતાં મુશ્કેલી નથી આવતી.

આ ગ્રંથમાં ભારતીય પૂર્વાચાર્યો પ્રત્યે સંપૂર્ણ આદર છે. એમણે જે ચિંતન કર્યું છે અને આ સૂક્ષ્મ વિષયને જે શાસ્ત્રીય રૂપ આપ્યું છે તેને વિશે પણ ગ્રંથ-કારને પૂરતો આદર છે. મારા જેવા માટે આ એક મોટો લાભ છે. એનું કારણ સ્પષ્ટ છે. પશ્ચિમના લોકો જ્યારે આપણી સંસ્કૃતિના કોઈ પણ વિષયનું અધ્યયન અને વિવેચન કરે છે ત્યારે પૂરી રીતે સમજ્યા વગર તેઓ અભિપ્રાય બાંધે છે અને આપણા લોકો એમની ભાષા ઉપર અને એમની વિદ્વત્તા ઉપર મોહિત હોવાથી એમના અભિપ્રાયો જ પ્રમાણ માનીને ચાલે છે. એક વાર આવી રીતે એકાંગી અભિપ્રાય બંધાયો એટલે આપણા લોકો એમની દૃષ્ટિથી પ્રભાવિત થઈને વિવેચન કરે છે ત્યારે એમની વાતો સ્વીકારતાં મનમાં જરા સંકોચ રહે છે. ડૉ. નગેન્દ્ર પૂર્વ અને પશ્ચિમના વિવેચનથી પરિચિત છે તેથી એમનાથી પૂર્વના આચાર્યોની દૃષ્ટિ પ્રત્યે અનાદર થયો નથી. આપણી સંસ્કૃતિનું નિરૂપણ જ્યારે પૂર્ણ શ્રદ્ધાભક્તિથી થયેલું જોઉં છું ત્યારે આ જ આપણો સાચો વારસો છે એ વિશે મનમાં શંકા રહેતી નથી. મને પોતાને કાવ્યશાસ્ત્રમાં રસ, ભાવ અને ઔચિત્ય — આ ત્રણ તત્ત્વોનું જ આકર્ષણ વધારે છે. કાવ્યશાસ્ત્રને જ્યારે હું અડ્યો પણ નહોતો ત્યારે જગન્નાથ પંડિતનો એક શ્લોક મોઢે કર્યો હતો. ભાઈસાહેબ પોતાની દિવંગત પત્નીને યાદ કરવા ઊપડ્યા હતા પણ જાણે રસગંગાધરમાં કવિતાની વ્યાખ્યા કરવાનું માથે આવ્યું હોય તે પ્રમાણે એમણે પોતાની પત્નીનું વર્ણન શરૂ કર્યું છે. પોતાની મનોભિરામા હૃદયસ્વામિનીનું વર્ણન કરતાં એ કહે છે:

निर्दूषणा गुणवती रसभावपूर्णा सालंकृतिः श्रवणकोमलवर्णराजि।

આપણા કાવ્યની આખી વ્યાખ્યા વિગતવાર આવી જાય છે, જાણે પોતાની

ચોપડી માટે અનુક્રમણિકા જ તૈયાર કરતો હોય. આમાં મુખ્ય તત્ત્વ છે રસ અને ભાવ. આ બે તત્ત્વોનું સંપૂર્ણ વિવેચન રસસિદ્ધાંતમાં આપણને મળે છે.

આપણા પૂર્વજો જ્યારે શાસ્ત્રીય ગ્રંથ લખે છે ત્યારે એમાં પૂર્ણતા આણવા માટે પરિગણન કર્યા વગર એમનાથી રહેવાતું જ નથી. ગુણ તો ત્રણ જ હોય. વર્ણ ચાર. પાંચનો આંકડો એટલો લોકપ્રિય છે કે આપણે ત્યાં અસંખ્ય પંચકો યાદ કરવાં પડે. ઋતુઓ છ છે અને આહારના રસો પણ છ. અસંખ્ય ઋષિઓ-માંથી આપણે સાત જ ઋષિ પસંદ કર્યા. એ જ રીતે કાવ્યના રસની સંખ્યા બાંધ્યા વગર નાટ્યાચાર્યને સંતોષ શી રીતે થાય! રસો આઠ, નવ કે દશ ગણાય – તેની ચર્ચા કરવા જતાં આચાર્યોના આંકડાને વળગી રહેવા માટે પાછળના લોકો ગમે તેટલી બૌદ્ધિક કસરત કરવા તૈયાર. વાત્સલ્યરસ શૃંગારમાં જ જાય છે. દેશભક્તિ અથવા દેશાભિમાનની પણ આવી રીતે વ્યાખ્યા કરી શકાય, એવો પ્રયત્ન આપણને જડવાનો જ.

સદ્‌ભાગ્યે ડૉ. નગેન્દ્ર જૂનાના સમર્થન કરવાની વૃત્તિવાળા હોવા છતાં અતિ આગ્રહી નથી. એમણે રસોની અને ભાવોની પરિગણના કરતાં તટસ્થભાવે બધી ચર્ચા કરી છે અને દર વખતે બધી બાજુની કદર કરી પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કહ્યો છે.

ઔચિત્યવિચાર માટે આમાં અલગ પ્રકરણ ભલે ન હોય પણ રસચર્ચામાં ઔચિત્ય તરફ ધ્યાન ગયું નથી એમ કહી ન શકાય. ક્ષેમેન્દ્રની ઔચિત્યવિચાર-ચર્ચા વાંચતી વખતે પણ મને થયું કે આમાં ઔચિત્યનાં સ્થાનોની પરિગણના કરી ક્ષેમેન્દ્રે ઔચિત્યને ૨૬ વિભાગમાં જ બાંધી રાખ્યું છે. પરિગણન ગમે તેટલું શાસ્ત્રશુદ્ધ હોય, મને પોતાને તો શાસ્ત્રના વિકાસની દૃષ્ટિએ એ બાધક જ જણાયું છે.

હું કહેતો હતો કે પૂર્વ અને પશ્ચિમની સાહિત્યમીમાંસા આત્મસાત્ કર્યા પછી અને સામ્ય અને વૈધર્મ્ય તપાસ્યા પછી આપણે ત્યાં આ મીમાંસામાં નવાં નવાં પ્રસ્થાનો ઊગવાં જોઈએ. એક પ્રસ્થાન મને સૂઝે છે તેનો અહીં કેવળ ઉલ્લેખ જ કરીશ. બ્રહ્માનંદની વાત નોખી છે. એમાં તો આપણે मनोमारय निःशंकम् ।-ને શિરોધાર્ય માની ધ્યાનાવસ્થિત થઈ સમાધિમાં એ આનંદ મેળવી શકીએ. પણ કાવ્યાનંદ કે રસાનંદ મેળવવા માટે આપણને નથી કરવો પડતો ઇન્દ્રિયો સાથે અસહયોગ અને નથી કરવી પડતી હત્યા અંતઃકરણની, મનની. કાવ્યાનંદ અને કલાનંદ તેમ જ સંગીત અને નાટ્યનો પણ આનંદ એક વિશિષ્ટ આનંદ છે. આપણી ઇન્દ્રિયો ઇન્દ્રિયસુખ તો મેળવે જ છે પણ એ ઉપરાંત આપણે ઇન્દ્રિયો મારફતે અતીન્દ્રિય આનંદ પણ મેળવી શકીએ છીએ. આ બાબતમાં બધી ઇન્દ્રિયોની શક્તિ એકસરખી નથી હોતી. સ્પર્શસુખ, રસનાનું સુખ, તેમ જ ગંધનો અનુભવ ઇન્દ્રિય-સંનિકર્ષ વગર થઈ શકતો નથી. અને ઇન્દ્રિય-સંનિકર્ષ સ્થૂળ અનુભવ હોવાથી એમાંથી ઉત્કટ આનંદ મળ્યા છતાં એ પાર્થિવ આનંદ જ હોય છે, જ્યારે કાવ્યાનંદ કે રસાનંદ સીધો ઇન્દ્રિય-સંનિકર્ષ વગર થતો હોવાથી એમાં ઉચ્ચ અપાર્થિવ તત્ત્વ ઉત્તમ રીતે પ્રગટ થાય છે.

તેથી આપણે કહી શકીએ છીએ કે આંખ અને કાન આ બે ઇંદ્રિયો પ્રત્યક્ષ સ્પર્શ વગર સુખજ્ઞાન મેળવતી હોવાથી કલાનુભવ માટે વિશેષ યોગ્ય છે. આમાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય બંને તત્ત્વોનો સમન્વય થયો હોવાથી એ આનંદની કોટિ જુદા જ પ્રકારની હોય છે, જેને આપણે દિવ્ય કહી શકીએ. સૂર્યોદય કે સૂર્યાસ્ત જોઈને આપણને જે સાત્ત્વિક આનંદ થાય છે, રાત્રે નિરભ્ર આકાશમાં તારાઓનો રાસ જ્યારે આપણે જોઈએ છીએ, પહાડનાં શિખરો, સરોવરનો વિસ્તાર, નદીઓનો પ્રવાહ અને ચોમાસાની હરિયાળી જોઈને આપણને જે આનંદ થાય છે, એમાં ઇંદ્રિયોની મદદ તો છે પણ આહારના ઉપભોગ જેવું પાર્થિવ તત્ત્વ એમાં નથી આ દર્શનાનંદને નવ-નવ રૂપ આપી એને સ્થાયી કરવા માટે જ્યારે આપણે ચિત્રકળા કેળવીએ છીએ ત્યારે રંગ, તુલિકા અને ફલક વાપરીએ છીએ ખરા, પણ ચિત્રદર્શનનો આનંદ એટલો ઉત્કટ હોય છે કે રામને રામાયણનાં ચિત્રો જોતી સીતાને કહેવાનો વારો આવે છે: अयि ! चित्रमेतत् । પછી તો સીતામાતા પોતાનું સ્વાસ્થ્ય તરત પાછું મેળવી લે છે. આ તાટસ્થ્યને કારણે દુ:ખસંવેદનાનું સ્મરણ પણ આપણને રસાનંદ આપે છે. સ્કૉટલૅન્ડના એક રાજાને શિકાર કરવા જતાં આખી રાત જંગલમાં ગાળવાની હાડમારી વેઠવી પડી હતી. એ ગમે તેટલો અકળાયો હોય પણ કહી શક્યો કે આવતી કાલે આ હાડમારીનું સ્મરણ આનંદદાયી જ થવાનું – "A summer night in greenwood spent were but tomorrow's merriment." કાવ્યાનંદ કે કલાનંદનું સ્વરૂપ આ રીતે સ્પષ્ટ કરતાં એમાં ઇંદ્રિયો મારફતે અતીન્દ્રિય અનુભવ મેળવી શકાય છે, કેમ કે એમાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય બંનેનો દૈવી સમન્વય સધાય છે. કાવ્યાનંદ બ્રહ્માનંદ સહોદર છે કે નહીં એ વિશે મતભેદ હોઈ શકે છે. પણ કાવ્યાનંદ એ યોગાનંદ છે એ વિશે શંકા પણ ઊઠી ન શકે, કેમ કે યોગમાં પણ તાદાત્મ્ય અને તાટસ્થ્ય બંનેનો સમન્વય હોય છે.

આવા બ્રહ્માનંદ સહોદર યોગાનંદનું વિવેચન જેમાં છે તે ગ્રંથ પણ ગમે તેટલી અધ્યયનની સાધના માગતો હોય તોપણ આનંદદાયી અને ઉન્નતિકર જ સાબિત થવાનો.

આવા આ ગ્રંથનો ગુજરાતી અનુવાદ આપણને મળે છે એ આનંદની વાત છે. અનુવાદકો ઉભય ભાષાપ્રવીણ છે પણ કેવળ એટલાથી આટલો સરસ અનુવાદ આપણને મળત? અનુવાદકો આ વિષયના નિષ્ણાત પણ છે, અનેક ભાષાકોવિદ છે, અધ્યાપનકળામાં કસાયેલા છે અને તેથી આ વિષયનાં મર્મ અને હાર્દ સાથે એકરૂપ થયેલા છે.

ઉપર મેં સંસ્કૃત ભાષાની જે અખિલ ભારતીય સેવાની વાત કરી તે જ સ્થાન આજના યુગમાં સંસ્કૃતની પુત્રી હિંદીને મળેલું છે. સંસ્કૃતમાં જે જ્ઞાન ભરેલું છે તે સામાન્ય જનતાને પ્રાપ્ત થતું નથી એ જોઈને પ્રાદેશિક ભાષાનું ઉપરાણું લીધું બુદ્ધ ભગવાને અને મહાવીર સ્વામીએ. લોક-હિતપ

મધ્યકાલીન સંતોએ એ પરંપરા આગળ ચલાવી અને સંસ્કૃત ભાષાની કૃપણતા છોડી દઈ તમામ જ્ઞાન અને સંસ્કૃતિ પ્રાદેશિક ભાષા મારફતે જગતને ઉપલબ્ધ કરી આપી. આ રીતે પ્રાદેશિક ભાષા મારફતે સંતો જનતા સુધી પહોંચ્યા ખરા પણ સંસ્કૃત ભાષાએ સાધેલી અખિલ ભારતીય સાંસ્કૃતિક એકતાનું શું? સંતોએ આ એકતાની ઉપેક્ષા ન થાય એટલા માટે ઉત્તર ભારતની લોકભાષા હિંદીને સંસ્કૃતને સ્થાને પસંદ કરી અને હિંદીમાં બોલવાનું, લખવાનું અને ગાવાનું પણ ચાલુ રાખ્યું. આજે હિંદીને રાષ્ટ્રભાષા કહેવાની હિંમત આપણે કરીએ છીએ એનું કારણ સંતોએ હિંદીને એ સ્થાન આપવાનું નક્કી કર્યું એ છે. જેમ સંસ્કૃતે નીર, જલ, પાનીય, આદિ પ્રાદેશિક શબ્દો પક્ષપાતરહિત અપનાવ્યા તેવી જ રીતે હિંદીએ પણ ભારતની તમામ પ્રાદેશિક ભાષાઓના સાર્વભૌમ ઉપયોગના શબ્દો અપનાવવા રહ્યા. ડૉ. નગેન્દ્રે પોતાના ક્ષેત્ર પૂરતું આ કામ શરૂ કર્યું અને પ્રથમ બંગાળી, મરાઠી, ગુજરાતી આદિ ભાષાઓમાં જે કાવ્યવિવેચન થયું છે તેમાંથી થોડો થોડો ભાગ હિંદીમાં ઉતારી લીધો અને એનો પરિચય હિંદી જગતને કરાવ્યો. આ રીતે પ્રાદેશિક ભાષાઓની, એના સાહિત્યની અને એ ભાષા બોલનાર લોકોની વિદ્વત્તાની કદર કરી. ત્યાર પછી જ પોતાના સાહિત્યના અનુવાદો દેશી ભાષામાં કરાવવાની પ્રવૃત્તિ આદરી. એમની આ ઉત્તમવિધ પ્રવૃત્તિનું હું અભિનંદન કરું છું. મારી ખાતરી છે કે ગુજરાતના સમર્થ કાવ્યવિવેચકો આ રસસિદ્ધાંતની મારા કરતાં વધારે ઉત્તમ રીતે કદર કરશે અને અખિલ ભારતીય આદાનપ્રદાનની આ નવી પ્રવૃત્તિને પ્રોત્સાહન આપી એ દિશામાં પોતાનો ફાળો આપશે.

## ૪૧. વીસમી સદીની ગુલામી*

(ચેતવણી)

રાવણ પોતાના મંત્રીઓ પાસેથી શ્રદ્ધાપૂર્વક સલાહ લેતો; પોતાનો ઉત્કર્ષ થાય એ વિશે ઇંતેજાર રહેતો. પણ મંત્રીઓને કહેતો, 'સીતાને પાછી આપવાની વાત નહીં કરતા. એ એક વાત છોડીને બીજી ગમે તે સલાહ આપો.' દુર્યોધન પણ એવી જ અપેક્ષા રાખતો. સૌ રૂડાં વાનાં થાય એ વિશે દુર્યોધનને ઓછી ઇંતેજારી ન હતી. પણ પાંડવોને ન્યાય આપવા તે તૈયાર ન હતો. ઈસ્ટ ઇંડિયા કંપની પણ વૉરન હેસ્ટિંગ્સને એ જ લખતી: 'પ્રજાનું કલ્યાણ કરો, દયાથી રાજ્ય કરો; પણ આપણો વેપાર ખૂબ વધારો અને વધારે ને વધારે પૈસા મોકલો.'

હાલનો જમાનો એવો જ છે. ગરીબોને ચૂસવાનો ધંધો તો બરાબર ચલાવીશું.

* 'વીસમી સદીની ગુલામી'ની પ્રસ્તાવના. અનુ. પ્રભુભાઈ વિઠ્ઠલભાઈ મહેતા શાસ્ત્રી. (નવયુગ પ્રકાશન મંદિર)

તે સાચવીને જો ગુલામગીરી નાબૂદ [illegible] યુરોપમાં ગુલામગીરીનો નાશ થયો, પણ [illegible] કરવાને માટે મુત્સદ્દીઓ અને કેટલાક સમાજનેતાઓ [illegible] સાવ નકામા છે. લોકોમાં હિંસાવૃત્તિ વધી છે [illegible] તે ભોગે અહિંસાવૃત્તિ કેળવે અને હિંસાના [illegible] સંસ્થાઓ સાથે અસહકાર કરે તો જ દુનિયાનું [illegible] ધર્માચરણને લાયક થશે, એવા નિશ્ચય પર [illegible] લખી છે.

ટૉલ્સ્ટૉય એ વીસમી સદીના મોટામાં મોટા એક વિચારક [illegible] છે. હાલની કેળવણીના બધા સંસ્કારો મેળવ્યા પછી, દુનિયાનો [illegible] જોયા પછી, અને માનવકલ્યાણની એકમાત્ર દૃષ્ટિ મનમાં રાખી, [illegible] કર્યો છે. મૂળે તો ટૉલ્સ્ટૉયે પોતાના દેશનો એટલે રશિયાનો જ વિચાર [illegible] પણ તે સિદ્ધાંતો વીસમી સદીની અંદરમાં [illegible] એવા છે. આપણા જેવા પરતંત્ર દેશને માટે તો ટૉલ્સ્ટૉયના [illegible] સમાન છે. વાચક જોઈ જશે કે આ ચોપડીમાં અહિંસાત્મક અસહકારની [illegible] મીમાંસા આવી ગઈ છે. માણસે પોતાની ઉન્નતિ માટે પોતાના [illegible] સ્વીકારવું, સમાજની વ્યવસ્થિતિ માટે કોઈ પણ જાતના [illegible] હોવી એ માણસની જંગલી દશા સૂચવે છે. દરેક સરકાર [illegible] એટલે કે સજા કરવાની એટલે કે હિંસા કરવાની શક્તિ [illegible] વગર સરકાર સંભવતી નથી. હિંસાની અંદર રહેલું જંગલીપણું [illegible] કાયદાઓ, નિયમો અને કોર્ટોની જાળ પાથરવામાં આવે છે એ વસ્તુ ટૉલ્સ્ટૉયે આ ચોપડીમાં સ્પષ્ટ કરી બતાવી છે. દુનિયાના દર્દનું મૂળ [illegible] માણસની નિર્દયતા અને હિંસાવૃત્તિમાં રહેલું છે. સરકારો દ્વારા હિંસા [illegible] કરવામાં આવે છે. માટે આપણે અહિંસક થઈ સરકાર સાથે [illegible] કરીએ તો જ આપણે ગુલામ મટી માણસ થઈ શકીએ એ સિદ્ધાંત ટૉલ્સ્ટૉયે આ ચોપડીમાં રજૂ કર્યો છે. ધર્મનિષ્ઠ એટલે કે નેક માણસ શુદ્ધ વિચારો કઈ રીતે કરી શકે છે એનો આ ચોપડી એક ઉત્તમ નમૂનો છે. આ ચોપડીના વિચારો ક્રાંતિકારક છે હિંસા ઉપર આધાર રાખનાર, સામાજિક અન્યાયને [illegible] દરેક સરકારની આ ચોપડી હાડવેરી છે. દરેક અન્યાયી સરકારે આ ચોપડીનો પ્રચાર એકદમ અટકાવવો જોઈએ. ગમે તેટલી સૌમ્ય અને સાદી ભાષામાં લખેલા હોય તોપણ આવા વિચારો આગળ કોઈ પણ જોહુકમી સલ્તનત સલામત નથી. કાયદાથી સ્થાપિત થયેલી સરકારો વિશે આ ચોપડીના મનમાં બિલકુલ આદર નથી. ધર્મ ઉપર, બંધુપ્રીતિ ઉપર, દીનોની દાઝ ઉપર રચાયેલી સરકાર જ આ ચોપડીને માન્ય છે. આ ચોપડીનો પ્રચાર એટલે જોહુકમીનું મોત.

છતાં સરકારો આ ચોપડીને જપ્ત કેમ નથી કરતી? [illegible]

મધ્યકાલીન સંતોએ એ પરંપરા આગળ ચલાવી અને સંસ્કૃત ભાષાની કૃપણતા છોડી દઈ તમામ જ્ઞાન અને સંસ્કૃતિ પ્રાદેશિક ભાષા મારફતે જગતને ઉપલબ્ધ કરી આપી. આ રીતે પ્રાદેશિક ભાષા મારફતે સંતો જનતા સુધી પહોંચ્યા ખરા પણ સંસ્કૃત ભાષાએ સાધેલી અખિલ ભારતીય સાંસ્કૃતિક એકતાનું શું? સંતોએ આ એકતાની ઉપેક્ષા ન થાય એટલા માટે ઉત્તર ભારતની લોકભાષા હિંદીને સંસ્કૃતને સ્થાને પસંદ કરી અને હિંદીમાં બોલવાનું, લખવાનું અને ગાવાનું પણ ચાલુ રાખ્યું. આજે હિંદીને રાષ્ટ્રભાષા કહેવાની હિંમત આપણે કરીએ છીએ એનું કારણ સંતોએ હિંદીને એ સ્થાન આપવાનું નક્કી કર્યું એ છે. જેમ સંસ્કૃતે નીર, જલ, પાનીય, આદિ પ્રાદેશિક શબ્દો પક્ષપાતરહિત અપનાવ્યા તેવી જ રીતે હિંદીએ પણ ભારતની તમામ પ્રાદેશિક ભાષાઓના સાર્વભૌમ ઉપયોગના શબ્દો અપનાવવા રહ્યા. ડૉ. નગેન્દ્રે પોતાના ક્ષેત્ર પૂરતું આ કામ શરૂ કર્યું અને પ્રથમ બંગાળી, મરાઠી, ગુજરાતી આદિ ભાષાઓમાં જે કાવ્યવિવેચન થયું છે તેમાંથી થોડો થોડો ભાગ હિંદીમાં ઉતારી લીધો અને એનો પરિચય હિંદી જગતને કરાવ્યો. આ રીતે પ્રાદેશિક ભાષાઓની, એના સાહિત્યની અને એ ભાષા બોલનાર લોકોની વિદ્વત્તાની કદર કરી. ત્યાર પછી જ પોતાના સાહિત્યના અનુવાદો દેશી ભાષામાં કરાવવાની પ્રવૃત્તિ આદરી. એમની આ ઉત્તમવિધ પ્રવૃત્તિનું હું અભિનંદન કરું છું. મારી ખાતરી છે કે ગુજરાતના સમર્થ કાવ્યવિવેચકો આ રસસિદ્ધાંતની મારા કરતાં વધારે ઉત્તમ રીતે કદર કરશે અને અખિલ ભારતીય આદાનપ્રદાનની આ નવી પ્રવૃત્તિને પ્રોત્સાહન આપી એ દિશામાં પોતાનો ફાળો આપશે.

## ૪૧. વીસમી સદીની ગુલામી*

(ચેતવણી)

રાવણ પોતાના મંત્રીઓ પાસેથી શ્રદ્ધાપૂર્વક સલાહ લેતો; પોતાનો ઉત્કર્ષ થાય એ વિશે ઇંતેજાર રહેતો. પણ મંત્રીઓને કહેતો, 'સીતાને પાછી આપવાની વાત નહીં કરતા. એ એક વાત છોડીને બીજી ગમે તે સલાહ આપો.' દુર્યોધન પણ એવી જ અપેક્ષા રાખતો. સૌ રૂડાં વાનાં થાય એ વિશે દુર્યોધનને ઓછી ઇંતેજારી ન હતી. પણ પાંડવોને ન્યાય આપવા તે તૈયાર ન હતો. ઈસ્ટ ઇંડિયા કંપની પણ વૉરન હેસ્ટિંગ્સને એ જ લખતી: 'પ્રજાનું કલ્યાણ કરો, દયાથી રાજ્ય કરો; પણ આપણો વેપાર ખૂબ વધારો અને વધારે ને વધારે પૈસા મોકલો.'

હાલનો જમાનો એવો જ છે. ગરીબોને ચૂસવાનો ધંધો તો બરાબર ચલાવીશું.

---

* 'વીસમી સદીની ગુલામી'ની પ્રસ્તાવના. અનુ. પ્રભુભાઈ વિઠ્ઠલભાઈ મહેતા શાસ્ત્રી. (નવયુગ પ્રકાશન મંદિર)

તે સાચવીને જો ગુલામગીરી નાબૂદ થઈ શકે એમ હોય તો તેટલો ધર્મ કરીએ. યુરોપમાં ગુલામગીરીનો નાશ થયો, પણ ગરીબોનું દુઃખ દૂર ન થયું. તે દુઃખ દૂર કરવાને માટે મુત્સદ્દીઓ અને કેટલાક સમાજનેતાઓ જે ઉપાયો સૂચવે છે તે ઉપાયો સાવ નકામા છે. લોકોમાં હિંસાવૃત્તિ વધી છે તે કાઢી નાખી દરેક વ્યક્તિ ગમે તે ભોગે અહિંસાવૃત્તિ કેળવે અને હિંસાના પાયા ઉપર ટકી રહેનાર તમામ સંસ્થાઓ સાથે અસહકાર કરે તો જ દુનિયાનું દુઃખ દૂર થશે અને માણસ ધર્માચરણને લાયક થશે, એવા નિશ્ચય પર આવ્યા પછી ટૉલ્સ્ટૉયે આ ચોપડી લખી છે.

ટૉલ્સ્ટૉય એ વીસમી સદીના મોટામાં મોટા એક વિચારક છે એ સૌ જાણે છે. હાલની કેળવણીના બધા સંસ્કારો મેળવ્યા પછી, દુનિયાની સ્થિતિ નરી આંખે જોયા પછી, અને માનવકલ્યાણની એકમાત્ર ઇચ્છા મનમાં રાખી ટૉલ્સ્ટૉયે વિચાર કર્યો છે. મૂળે તો ટૉલ્સ્ટૉયે પોતાના દેશનો એટલે રશિયાનો જ વિચાર કર્યો છે. પણ તે સિદ્ધાંતો વીસમી સદીની બદીમાં સપડાયેલા તમામ દેશોને લાગુ પડે એવા છે. આપણા જેવા પરતંત્ર દેશને માટે તો ટૉલ્સ્ટૉયનાં વચનો ઓસડ સમાન છે. વાચક જોઈ જશે કે આ ચોપડીમાં અહિંસાત્મક અસહકારની ઉત્તમોત્તમ મીમાંસા આવી ગઈ છે. માણસે પોતાની ઉન્નતિ માટે પોતાના ઉપર રાજ્યતંત્ર સ્વીકારવું, સમાજની વ્યવસ્થિતિ માટે કોઈ પણ જાતના રાજ્યતંત્રની આવશ્યકતા હોવી એ માણસની જંગલી દશા સૂચવે છે. દરેક સરકાર પાછળ દમન કરવાની એટલે કે સજા કરવાની એટલે કે હિંસા કરવાની શક્તિ હોય છે. હિંસાશક્તિ વગર સરકાર સંભવતી નથી. હિંસાની અંદર રહેલું જંગલીપણું ઢાંકવા ખાતર કાયદાઓ, નિયમો અને કોર્ટોની જાળ પાથરવામાં આવે છે એ વસ્તુ ટૉલ્સ્ટૉયે આ ચોપડીમાં સ્પષ્ટ કરી બતાવી છે. દુનિયાના દર્દનું મૂળ કારણ માણસના લોભ, માણસની નિર્દયતા અને હિંસાવૃત્તિમાં રહેલું છે. સરકારો દ્વારા હિંસા અખત્યાર કરવામાં આવે છે. માટે આપણે અહિંસક થઈ સરકાર સાથે બનતો અસહકાર કરીએ તો જ આપણે ગુલામ મટી માણસ થઈ શકીએ એ સિદ્ધાંત ટૉલ્સ્ટૉયે આ ચોપડીમાં રજૂ કર્યો છે. ધર્મનિષ્ઠ એટલે કે નેક માણસ શુદ્ધ વિચારો કઈ રીતે કરી શકે છે એનો આ ચોપડી એક ઉત્તમ નમૂનો છે. આ ચોપડીના વિચારો ક્રાંતિકારક છે. હિંસા ઉપર આધાર રાખનાર, સામાજિક અન્યાયને ટેકો આપનાર દરેક સરકારની આ ચોપડી હાડવેરી છે. દરેક અન્યાયી સરકારે આ ચોપડીનો પ્રચાર એકદમ અટકાવવો જોઈએ. ગમે તેટલી સૌમ્ય અને સાદી ભાષામાં લખેલા હોય તોપણ આવા વિચારો આગળ કોઈ પણ જોહુકમી સલ્તનત સલામત નથી. કાયદાથી સ્થાપિત થયેલી' સરકારો વિશે આ ચોપડીના મનમાં બિલકુલ આદર નથી. ધર્મ ઉપર, બંધુપ્રીતિ ઉપર, દીનોની દાઝ ઉપર રચાયેલી સરકાર જ આ ચોપડીને માન્ય છે. આ ચોપડીનો પ્રચાર એટલે જોહુકમીનું મોત.

છતાં સરકારો આ ચોપડીને જપ્ત કેમ નથી કરતી? રશિયન સરકારે

ટૉલ્સ્ટૉયના વિચારોને ગૂંગળાવી મારવાનો પ્રયત્ન કર્યો. ધર્મોપદેશકોને અને ધર્માચાર્યોને ટૉલ્સ્ટૉયની ધર્મનિષ્ઠા અસહ્ય થઈ: તેમણે પણ આત્મરક્ષણાર્થ કમર કસીને કકડાવીને ટૉલ્સ્ટૉયનો વિરોધ કર્યો. તેમાં તેઓ પણ ન ફાવ્યા. છતાં રશિયાના આ અનુભવ પરથી જ બીજી સરકારો ડાહી થઈ છે અને ટૉલ્સ્ટૉયના વિચારોનો વિરોધ કરતી નથી એમ માનવાનું કારણ નથી. આપણી મુંબઈ સરકારે 'હિંદ સ્વરાજ' જેવી ચોપડીઓ પણ બંધ કરી જ હતી. આવી ચોપડીઓમાં મનઃપૂર્વક અહિંસાનો પ્રચાર હોય છે એટલે સરકારને તેનો વિરોધ કરવો અઘરો પડે છે. આવી ચોપડીઓ સરકાર ચલાવવા દે છે એનું બીજું કારણ એ છે કે સરકાર માને છે કે આવી ચોપડીઓની અસર સમાજ ઉપર ઝાઝી થવાની જ નથી. સરકારની આ માન્યતા ઘણે અંશે સાચી છે. તે કઈ રીતે તે આપણે તપાસીશું.

ટૉલ્સ્ટૉય કહે છે, સરકારી હિંસા અટકાવવી હોય તો આપણે પોતે અહિંસક થવું જોઈએ, હિંસા મારફતે મળતા લાભોનો ત્યાગ કરવો જોઈએ, હિંસાની સરકારી તમામ યોજનાઓ સાથે અસહકાર કરવો જોઈએ, અને તેમ કરતાં જે કષ્ટ વેઠવાં પડે તે વેઠવા તૈયાર થવું જોઈએ એટલે કે પ્રજાએ આત્મશુદ્ધિ કરવી જોઈએ. આ ઉપાય ગમે તેટલો રામબાણ હોય તોપણ હાલની પ્રજાને તે કંઈ સહેલાઈથી પસંદ પડે એમ નથી એટલું સરકારો જાણે છે અને તેથી જ પોતાને સુરક્ષિત માને છે. સરકારોને ખાતરી છે કે જે કેળવણી આપણે આજ સુધી આપતા આવ્યા છીએ તે કેળવણીની ઢાલ આપણને સલામત રાખશે. રાજ્યતંત્રોની પાછળ જે હિંસા રહેલી છે તેમાં જંગલીપણું રહેલું છે, તેમાં અધર્મ રહેલો છે, તેમાં માનવ્યનું ખૂન છે, ઈશ્વર પ્રત્યે બેવફાઈ છે, એ વસ્તુ તરફ માણસનું ધ્યાન જાય જ નહીં એવી ગોઠવણ હાલની કેળવણીમાં બરાબર કરેલી હોવાથી સરકારો જાણે છે કે આપણે બીવા જેવું કશું નથી. પણ સરકારો ભૂલે છે. ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ સત્ય ગૂંગળાઈ મરવાનું નથી. સત્ય અમર છે. તમામ દુનિયાની તમામ સરકારો ભેગી થાય તોપણ એક સત્ય કલ્પનાને તેઓ મારી ન શકે. સત્યનો ઉદય એ જ અસત્યનો નાશ છે. પ્રકાશનું આગમન એટલે જ અંધકારનો નાશ.

પ્રજા જો ધર્મરાજ્ય ઇચ્છતી હોય તો પ્રજાકીય કેળવણીમાં આવી ચોપડીઓને જ સ્થાન હોવું જોઈએ, કેમ કે આ ચોપડીમાં પ્રજારક્ષણનો સાચો ઇલાજ બતાવેલો છે.

વીસમી સદીની ગુલામી સરકારોને લીધે ટકે છે, અથવા એમ કહીએ તો વધારે બરાબર ગણાય કે આ ગુલામી ટકાવવા માટે જ સરકારો જીવી રહી છે. છતાં ફક્ત સરકારો જ ગુનેગાર છે એમ નથી. સામાજિક અન્યાયોને લીધે જ અન્યાયી સરકારો ઊભી છે ને નભે છે. જેઓ સામાજિક અન્યાય પર જીવે છે ને મહાલે છે, તેમને પણ આવી ચોપડીથી ડર લાગવાનો જ. પાપી પાપમુક્ત થવા રાજી નથી હોતો. કોઈ તેને પાપમાંથી છોડાવવા મથે તો તે તેને દુશ્મન જેવો લાગે છે.

તમામ જુલમગારોને ચેતવું છું કે આ ચોપડી અહિંસક હોવા છતાં તમારી દુશ્મન છે; આની ઉપેક્ષા નહીં કરતા. અને આવી ચેતવણી આપીને વાચકોને ભલામણ કરું છું કે તમારા કલ્યાણને અર્થે આનો સ્વીકાર કરો.

તા. ક.: ગુજરાતી વાચકોને આ ચોપડી વાંચતાં ડગલે ને પગલે ગાંધીજીનાં લખાણો યાદ આવ્યા વિના નહીં રહે. વિચારી વાચકો સરખામણી પણ કર્યા વગર રહેવાના નથી. તેઓ જોશે કે વિચારમાં ટૉલ્સ્ટૉય કડક છે, ગાંધીજી સૌમ્ય છે, પણ લોકોને દોરવામાં એટલે કે આચરણમાં ગાંધીજી ચુસ્ત છે અને ટૉલ્સ્ટૉય ત્યાં મોળા પડે છે. કોઈ પણ વ્યક્તિ, વર્ગ કે સંસ્થા સામે દ્વેષ પેદા કર્યા વગર આ સામાજિક ધર્મક્રાંતિ કરવાને ગાંધીજી મથે છે અને વ્યવહારુ રસ્તો બતાવે છે, જ્યારે તરણોપાયવાળા ૧૫મા પ્રકરણમાં ટૉલ્સ્ટૉય કહે છે, ભાઈઓ, સિદ્ધાંત આ છે. તમારાથી જે થાય એ કરો.

## ૪૨. ધૂપછાંવ – 'પાર્થિવ દેવતાઓ'ની પ્રસ્તાવના

'Earth Gods' એટલે કે 'પાર્થિવ દેવતાઓ' ખલિલ જિબ્રાનની અનેરી કૃતિ છે. એ જ્યારે હાથમાં આવી ત્યારે ઉપર ઉપરથી જોતાં શ્રી અરવિંદના 'Conversations of the Dead' એ સંવાદનું સ્મરણ થયું. વરસો પહેલાં વાંચેલા એ સંવાદ ફરી શોધી કાઢી એનું અને 'Earth Gods'નું કોઈ સામ્ય છે કે કેમ તે તપાસવાનું ન બન્યું.

જિબ્રાનની એક કૃતિ 'Madman' સન ૧૯૨૦ના અરસામાં હાથમાં આવી હતી. તે એટલી બધી ગમી કે અનેક મિત્રોને એની ભલામણ કરતાં હું થાક્યો જ નહીં. મિત્રોને થયું કે એ 'પાગલ'નું પાગલપણું આને વળગ્યું છે ખરું! ત્યાર પછી જિબ્રાનની અનેક કૃતિઓ હાથમાં આવી. એમાંની ડાહ્યાઓને પણ આકર્ષે એવી કૃતિ તે 'The Prophet'. શ્રી કિશોરલાલભાઈએ તરત એનો અનુવાદ કરી દીધો. મેં 'The Madman' અને 'Wanderer' એ બેના મરાઠી અનુવાદો કર્યા – 'पागल' અને 'अतिथि'. એક વાર મંદવાડની પથારીનો કંટાળો હાંકી કાઢવા 'Sand and Foam' એ નાનકડી કૃતિનો પણ મેં અનુવાદ કર્યો.

'The Prophet'નો અનુવાદ થયા પછી એના ઉત્તરાર્ધ સમી 'The Garden of the Prophet' એ અનુવાદ થવો જ જોઈતો હતો. શ્રી કિશોરલાલભાઈને પૂછ્યું. એમને એમાં બહુ રસ ન પડ્યો. એમણે કહ્યું કે જિબ્રાનની બીજી ચોપડી 'The Earth Gods' પણ અમને આકર્ષક ન લાગી.

મેં કહ્યું, 'આશ્ચર્ય છે. એ ચોપડી તો અદ્ભુત છે. ધરતી અને સ્વર્ગ વચ્ચેની ધૂપછાંવ એમાં દેખાય છે. મને એ બહુ ગમી છે.'

એકાદ કૃતિ બહુ ગમવી એક વાત છે. એનું ભાષાંતર કરવા, વખત કે ઉત્સાહ શોધી કાઢવો એ બીજી વસ્તુ છે. મહારાષ્ટ્રના એક સારા અને પ્રતિષ્ઠિત લેખકને મેં એ કામ સોંપ્યું. તેમણે હા પણ પાડી. પણ થોડા દિવસમાં એ ચોપડી એમણે પાછી મોકલી. તેમને એ અનુવાદ પાછળ પોતાની કલમ ચલાવવાનું ન સૂઝયું. મને થયું, 'ચાલો ત્યારે આપણે જ એ કરી લઈએ.' વખત ઘણો ગયો. એટલામાં ચિ. પ્રબોધે એક દિવસે કહ્યું કે એણે 'Earth Gods'નું ગુજરાતી ભાષાંતર કયારનું કરી રાખ્યું છે. બીજે જ દિવસે એણે એ આખું ભાષાંતર મને વાંચી સંભળાવ્યું.

સાક્ષરી સાહિત્યિક શૈલીમાં કરેલો અનુવાદ એકસામટો સાંભળતાં એ સારો લાગ્યો. મૂળ લખાણનો ભાવ એમાં બરાબર સચવાયો છે. દેશી ભાષામાં કરેલા અનુવાદો ઘણી વાર એટલા શિથિલ હોય છે કે મૂળ વાંચી શકનાર માણસ અનુવાદ વાંચવાનું ભાગ્યે જ પસંદ કરે. એટલે કોઈ અનુવાદ મૂળને વફાદાર કહેવો એ એની ઉત્તમમાં ઉત્તમ સ્તુતિ કર્યા બરાબર છે.

ચિ. પ્રબોધે પોતાની પહેલી જ કૃતિમાં આટલી સફળતા મેળવી છે એ એની સાહિત્યિક કારકિર્દીનું મંગલાચરણ આશાદાયક છે.

કવિઓ એટલે જવાબદારીના બંધનથી મુક્ત એવા જીવન તત્ત્વજ્ઞાની. સળંગ-સૂત્ર તત્ત્વજ્ઞાન ગોઠવી આપવાની જવાબદારી એમની નહીં. પરિભાષા પણ મરજીમાં આવે એમ એ વાપરી શકે. વિચારો આકર્ષક હોય, શૈલી માર્મિક હોય અને ભાષા ચોટડૂક હોય એટલે એમનું ગાડું ચાલ્યું. મુખ્ય વસ્તુ એ છે કે દર્શનશાસ્ત્રીઓને પોતાની વાત લોકોનાં મન ઉપર ઠસાવતાં જે મહેનત પડે છે તે કવિઓને પડતી નથી. અને ખલિલ જિબ્રાને તો સમસ્ત જીવનને જ પોતાના કાવ્યનો વિષય બનાવ્યો છે. અને વાકયે વાકયે એનું ઊંડાણ પ્રતીત થાય છે. આવા કવિઓના રૂપકાત્મક કાવ્યનો ભાવ તારવી કાઢવો એ સહેલું નથી હોતું. અને એથીય વિશેષ દરેક જણ, પોતાની દૃષ્ટિ પ્રમાણે એમાંથી અલગ અલગ ભાવ તારવી કાઢે છે. સારું થયું કે પ્રબોધે પોતાના અનુવાદ સાથે પોતાને જડેલો ભાવાર્થ પણ અહીં આપી દીધો છે. પ્રથમ એ ભાવાર્થ વાંચી પછી શબ્દાર્થ વાંચવો કે ભાષાંતર વાંચ્યા પછી એ ભાવાર્થ વાંચવો એ બાબતમાં ભલામણ કરવી મુશ્કેલ છે.

મહાકવિ રવીન્દ્રનાથ સાથે જેની બધા સરખામણી કરે છે તે કવિની એક ધૂપછાંવ કૃતિનો અનુવાદ ગુજરાતીને મળ્યો એ અભિનંદનીય વાત છે. આવી કૃતિઓ ઉતાવળે કે ઉપર ઉપરથી વાંચી નાખવાની નથી હોતી. એનો પૂરેપૂરો આસ્વાદ લેવા માટે ધ્યાન અને પ્રેમથી એનું સેવન કરવું જોઈએ.

*

ખલિલ જિબ્રાન જેમ એક પ્રતિભાશાળી કવિ છે તેમ એ એટલો જ પ્રતિભાશાળી ચિત્રકાર પણ છે. જીવનને વ્યક્ત કરવા માટે એને ઢાંકનારાં કપડાં

ઉતાર્યા વગર છૂટકો નથી, એવો એનો અભિપ્રાય હોવાથી એની તમામ ચિત્ર-કૃતિઓમાં નગ્નતા પ્રધાનપણું ભોગવે છે. પણ ખૂબી એ છે કે એ નગ્નતામાં લેશમાત્ર કામુકતા કે અશ્લીલતા આવતી નથી. બાળકોની નગ્નતામાં ભોળી મુગ્ધતા હોય છે. ખલિલ જિબ્રાનની કૃતિઓમાં રજૂ કરેલી નગ્નતામાં ફૂલોની નગ્નતા જેટલી જ પ્રસન્નતા અને પવિત્રતા હોય છે. ખલિલ જિબ્રાનનું શબ્દ-કાવ્ય અને રેખાકાવ્ય બન્નેનો એકત્ર આસ્વાદ લેવો જોઈએ.

## ૪૩. 'જીવનસંદેશ'*

સુપ્રસિદ્ધ આયરિશ કવિ એ. ઈ.(જ્યૉર્જ રસેલ)એ ખલિલ જિબ્રાનની તુલના શ્રી રવીન્દ્રનાથ ટાગોર સાથે કરી છે.

જે રીતે શ્રી રવીન્દ્રનાથ ટાગોરે કાલિદાસ વિશેના કવિ ગટેના એક સુભાષિતનો વિસ્તાર કરીને ત્રણ વિશ્વકવિઓનું સંમેલન સાધ્યું છે એ જ રીતે શ્રી એ. ઈ.-એ પણ પોતાના એ અભિપ્રાય દ્વારા આધુનિક કાળના ત્રણ સર્વોચ્ચ ચિંતકોનું સંમેલન કર્યું છે.

આયર્લૅન્ડ, આર્મિનિયા અને હિંદુસ્તાન — આ ત્રણે દેશોમાં લગભગ એક જ પ્રકારની ધારાઓ કેમ વહે છે તે કહેવું જરા મુશ્કેલ છે. એ. ઈ.નું 'ઇન્ટરપ્રિટર્સ', ખલિલ જિબ્રાનનું 'ધ પ્રૉફેટ' તથા શ્રી રવીન્દ્રનાથ ટાગોરનું 'ગીતાંજલિ' વિશ્વ-સાહિત્યમાં ચોક્કસ સ્થાન પામી ચૂક્યાં છે. શ્રી રવીન્દ્રનાથ ટાગોરે શરૂઆત કરી કવિતાથી, પરંતુ વધતાં વધતાં એ તો સર્વાંગપરિપૂર્ણ ચિંતક અને સમાજહિતૈષી થઈ ગયા છે. એ. ઈ. કવિ પણ હતા, સામાજિક ફિલસૂફ પણ હતા, અને સાથે સાથે સમાજસેવક પણ હતા. ખલિલ જિબ્રાન લાંબું ન જીવ્યા. આ દુનિયામાં એમણે પૂરાં પચાસ વર્ષ પણ ન વિતાવ્યાં; પણ એટલા ટૂંકા ગાળામાંયે એમણે આર્મિનિયા અને પૂર્વ એશિયાના પેગંબરોની પરંપરા હસ્તગત કરી લીધી હતી અને પોતાની કાવ્યશક્તિથી એમાં જીવન આણ્યું હતું. રવીન્દ્રનાથ અને ખલિલ જિબ્રાનમાં બીજું પણ એક સામ્ય છે. સાહિત્યકાર અને સાથે સાથે ચિત્રકાર પણ બનવાનો દુર્લભ સુમેળ બંનેએ સિદ્ધ કર્યો છે, જોકે આમાં થોડોક ફેર તો છે જ. રવીન્દ્રનાથની ચિત્રકળા એમની વિભૂતિ જેવી જ વિવિધ અને અકળ છે, ખલિલ જિબ્રાનની ચિત્રકળા ગૂઢ હોવા છતાં એકરૂપ છે.

જુદા જુદા આકારોમાં સૌંદર્યનિર્માણ કરતાં ઈશ્વરે પાસાદાર રત્ન અને ચમકતા તારા બનાવ્યાં, પ્રસન્ન ફૂલ અને ઘાટીલાં પાંદડાં બનાવ્યાં, રસપૂર્ણ અને આકર્ષક સુવર્ણા ફળ બનાવ્યાં, આકાશમાં ઊડનારાં પક્ષી અને ચંચળ વાદળાં પણ

* ખલિલ જિબ્રાનના 'The Prophet'ના હિંદી અનુવાદ 'जीवनसंदेश'ની પ્રસ્તાવના.

બનાવ્યાં. આમ એણે સૌંદર્યની અપાર વિવિધતા રજૂ કરી છે. આ બધી પૂર્વ-સાધના પૂરી કરીને પોતાની પરિપક્વ કળાના બળે વિધાતાએ મનુષ્યશરીર નિર્માણ કર્યું. જ્યારે મનુષ્યશરીરમાં વિકારરહિત, પાપરહિત પ્રસન્નતા પ્રગટ થાય છે ત્યારે મનુષ્ય-શરીરના સૌંદર્યનો ઉત્કર્ષ એની ચરમ કોટિએ પહોંચી જાય છે. ખલિલ જિબ્રાન આ મનુષ્યશરીરનાં સૌંદર્ય, સૌષ્ઠવ અને લાવણ્યનો એકનિષ્ઠ પૂજારી છે. જ્યાં પવિત્રતા છે, પ્રાકૃતિક પ્રસન્નતા છે ત્યાં કપડાંની જરૂર રહેતી નથી. જાનવરો કપડાં નથી પહેરતાં માટે જ એ બેડોળ કે ભૂંડાં નથી લાગતાં. પક્ષી પોતાના પ્રાકૃતિક શરીરને ઢાંકી દેવાનો કશો જ પ્રયત્ન નથી કરતાં તે માટે જ એ અશ્લીલ નથી દેખાતાં. ફૂલો પાસે એમના દેહનું એક પણ અંગ ગોપનીય નથી હોતું. એમનું આપસનું મિલન પણ ગુપ્ત ન રહેતાં એક ઉત્સવનું રૂપ ધારણ કરે છે. મનુષ્યનાં નાનાં નાનાં બાળકો પણ નિર્દોષ સરળ વૃત્તિને કારણે એમનાં સૌંદર્ય, પ્રસન્નતા ને પવિત્રતાનો કાંઈક એવો રાસાયણિક સુમેળ સાધે છે કે એમની અવસ્થા જોતાં જ આપણું હૃદય કોમળ, ઉન્નત અને સંસ્કારસંપન્ન બની જાય છે. મનુષ્યના નાના શરીરમાં ફળફૂલ, પશુપંખી જેવી નિર્વ્યાજ મનોહરતા અને પવિત્રતા અર્પણ કરવાની શક્તિ ખલિલ જિબ્રાનમાં જેવી છે તેવી રોડિનમાં છે કે કેમ એ કહેવું મુશ્કેલ છે.

ખલિલ જિબ્રાન બલિષ્ઠ કલ્પનાશક્તિવાળો કવિ છે. એક કરતાં વધુ ભાષાઓનો શબ્દસ્વામી છે. ગદ્યકાવ્યની એક નવી જ શૈલીનો એ નિર્માતા છે. મનુષ્ય-હૃદયનો કુશળ પરિચાયક છે.

આટલું હોવા છતાં એનો સાચો પરિચય તો જ્ઞાની યા સૂફી શબ્દથી જ આપણને મળી શકે એમ છે. પ્રાચીન કાળના પેગંબરો જ્યારે જ્યારે જીવનરહસ્યને અંગે ઉપદેશ આપતા ત્યારે કથાઓનું ઉપજીવન કરી દૃષ્ટાંત કે રૂપકની ભાષામાં જ તેઓ તે સમજાવતા. ખલિલ જિબ્રાને પણ પોતાના 'મૅડ મૅન' પાગલ – અને 'વૉન્ડરર' – અતિથિ – માં ફૂલો જેટલાં નાજુક અને પ્રેમ જેવાં હૃદયવેધક દૃષ્ટાંતો જ આપ્યાં છે. જ્ઞાની અને સૂફી માણસો જ્યારે જ્યારે બોલે છે ત્યારે બદામ અને સાકર જેવાં મિષ્ટ અને પૌષ્ટિક સુભાષિતો જ દુનિયા સમક્ષ રજૂ થાય છે. ખલીલ જિબ્રાન તો સુભાષિતોનો અપ્રતિમ રત્નાકર છે. એના 'સૅન્ડ ઍન્ડ ફોમ'માં એણે સુભાષિતોનાં રત્નો વેર્યાં છે તે વાંચતાં શ્રી રવીન્દ્રનાથના 'ફાયર ફ્લાઇઝ'નું સ્મરણ થાય છે.

નિરંકુશ કવિતાની જ્વાળાઓ જો જોવી હોય તો ખલિલ જિબ્રાનનું 'અર્થ ગૉડ્ઝ' વાંચવું જોઈએ. વાંચતાં વાંચતાં મનમાં એમ થાય છે કે આટલી બધી દૃષ્ટિ, આટલી બધી વિરૂપ અભિરુચિ કવિહૃદયમાં આવી ક્યાંથી? જાણે વિશ્વના આ રંગમંચ ઉપર દેવ અને દાનવ, તોફાન અને સંહાર – બધાંનું તાંડવનૃત્ય ચાલી રહ્યું હોય ને ભગવાન પોતે એનો આસ્વાદ લઈ રહ્યા હોય તથા કવિને તાલ બજાવવા પ્રેરણા કરી રહ્યા હોય એવો ભાવ ત્યાં ઊભો થાય છે!

ફક્ત એક જ પુસ્તકમાં ખલિલે જમીન ઉપર ઊતરવાનું મંજૂર રાખ્યું છે. એમાં પણ એની પ્રતિભાએ પોતાનો એક વિશેષ માર્ગ કાઢ્યો છે. ઈશુ ખ્રિસ્તની પોતા તરફથી એક નવી સ્વતંત્ર પ્રતિમા તૈયાર કરવાનો વિચાર એને થયો હશે. એણે ઈશુ ભગવાનના સમકાલીન એવા અનેક લોકોને બોલાવી બોલાવી તેમને પોતપોતાની જુબાનીઓ દેવાની ફરજ પાડી છે. જેમ આપણે ત્યાં શ્રી મૈથિલીશરણે પોતાના 'દ્વાપર' પુસ્તકમાં ભિન્ન ભિન્ન લોકો પાસે શ્રીકૃષ્ણ વિશેના એમના હૃદયના ભાવો વ્યક્ત કરાવ્યા છે તે જ રીતે જિબ્રાને પણ પાયલેટની સ્ત્રી, પર્શિયાના ફિલસૂફ, સામાન્યા મેગ્ડેલિન વગેરે અનેકને મોઢે ઈશુ વિશે એમનો પોતાનો શો મત — અભિપ્રાય — હતો તે બધું કહેવરાવ્યું છે.

*

પ્રસ્તુત પુસ્તક 'ધ પ્રૉફેટ', 'નબી કી અલ્વિદા' અથવા 'જીવનસંદેશ'માં ખલિલ જિબ્રાને જીવનનાં ભિન્ન ભિન્ન પાસાં વિશેના પોતાના તમામ વિચારો રેડી દીધા છે. એમાં જે કાંઈ બાકી રહી ગયું, જે વ્યક્ત કર્યા વિના ખલિલથી રહેવાતું નહોતું, તે પરિશિષ્ટના રૂપમાં એના 'ગુરુનો બાગ', 'ધ ગાર્ડન ઑફ ધ પ્રૉફેટ'-માં એણે લખી નાખ્યું છે. એટલું કાર્ય પૂરું થયા પછી જ એ વાદળા જેવો પાતળો અને વિરલ બનીને આ વિશ્વાકાશમાં વિલીન થઈ ગયો.

'જીવનસંદેશ'નું પુસ્તક લોકોને જેટલું ગમે છે તેટલું 'ગુરુનો બાગ' નથી ગમતું. અને એમાં કશું આશ્ચર્ય પણ નથી. 'જીવનસંદેશ'માં એક નવી જીવન-સ્મૃતિ છે, જ્યારે 'ગુરુનો બાગ'માં તો જીવનરહસ્ય અને જીવનકાવ્ય ઠસોઠસ ભરેલાં છે. એ માટે તો મન અને હૃદયની કોઈક વિશેષ પ્રકારની પાચનશક્તિની જરૂર પડે.

'જીવનસંદેશ'માં એક નામમાત્રનું કથાનિરૂપણ કરી એના પાતળા દોરાને આધારે જીવનનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં પ્રકાશ નાખે તેવા વિચારો અને સિદ્ધાંતો ગૂંથી દીધા છે. પ્રેમ, લગ્ન, બાળબચ્ચાં, આદાનપ્રદાન, ખાનપાન, મહેનતમજૂરી, સુખદુ:ખ, ક્રયવિક્રય, ગુનો અને સજા, કપડાં અને મકાન, વિચાર અને વિકાર, કાયદો અને સ્વાતંત્ર્ય, શિક્ષણ અને આત્મપરિચય, શુભ અને અશુભ, જ્ઞાન અને અજ્ઞાન, ઉપભોગ અને સૌંદર્ય, જીવન અને મૃત્યુ, ધર્મ અને ભવિષ્ય — આવા આવા બધા એના વિષયો છે.

એ વાત તો સ્પષ્ટ છે કે કવિને એક નવો જ હૃદયધર્મ ચલાવવો છે. એની પોતાની એક ચોક્કસ દૃષ્ટિ છે. એનો વિનિયોગ જીવનના અંગપ્રત્યંગમાં કરાવીને એક નવીન માનવતા એ તૈયાર કરી રહ્યો છે. આ પુસ્તકનું મુખ્ય આકર્ષણ જ એ છે. આખું પુસ્તક વાંચ્યા પછી માણસના મનમાં એક પ્રકારનો સંતોષ થાય છે કે ખરેખર, આપણને એક દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે!

એ પુસ્તકનો આથી વધુ પરિચય આપવો એ પુસ્તકનું અહીં પુનરાવર્તન

કરવા જેવું થાય.

આટલા ટૂંકાણમાં, અને આટલી વિશદ અને સુંદર શૈલીમાં જીવનનું વિધાન અને ભવિષ્યનું નવનિર્માણ કદાચ ભાગ્યે જ બીજા કોઈ પુસ્તકમાં થયું હશે.

## ૪૪. પાપપુંજહારી

ભારતીય સંસ્કૃતિમાં નવજીવન આણવા માટે ગાંધીજીએ જે આશ્રમની સ્થાપના કરી હતી, એમાં જેમ સત્ય આચરણ, જાતમહેનત, સંયમ ઈત્યાદિ વ્રતો રાખ્યાં હતાં, તે જ પ્રમાણે બધા ધર્મો પ્રત્યે સરખો આદર અને સરખી જ આત્મીયતા કેળવવાનું પણ વ્રત હતું. ભારતમાં ખીલેલા અથવા બહારથી આવીને વસેલા ધર્મો પ્રત્યે 'પોતીકા' અને 'પરાયા' એવો ભેદ રાખ્યા વગર આપણા મનમાં અને આખા દેશમાં, બધા ધર્મોને સરખું જ, માનભર્યું સ્થાન આપવાની એમાં વાત હતી. બધા જ ધર્મો માણસાઈ કેળવે છે. આધ્યાત્મિક જીવનની સાધના બતાવે છે અને માણસજાતમાં કૌટુંબિક ભાવ સ્થાપવાનો પ્રયત્ન કરે છે. જેને જે ધર્મમાંથી વધુ પ્રેરણા મળે, તે ધર્મને તે અપનાવવાનો. પણ બધા ધર્મો વિશે સરખો આદર તો હોવો જ જોઈએ – એ છે ગાંધીજીની શિખામણ.

બધા સરખા હોવા છતાં દરેકની ખાસિયત અમુક અમુક બાબતમાં જુદી હોય છે. જૈન ધર્મમાં જીવદયા ઉપર જેટલો ભાર મૂકયો છે, તેટલો માતાની પૂજા કરનાર શાક્તધર્મમાં ન હોય, વૈષ્ણવોની ભક્તિ જુદી હોય તો ઈસ્લામની ઈશ્વરભક્તિ બીજી રીતે ખીલેલી હોય. આપણે જોઈએ છીએ કે ભગવાન ઈસા મારફતે ઈશ્વરને ઓળખવા માગનાર ઈસાઈ ધર્મમાં પતિતોની સેવા અને એમના ઉદ્ધાર પાછળ જીવન અર્પણ કરવાની તમન્ના સહુથી વિશેષ છે. આપણા દેશમાં, ઈશ્વરની યોજના પ્રમાણે, લગભગ બધા જ ધર્મો આવી પહોંચ્યા છે અને આપણા લોકોમાંથી કોઈ ને કોઈએ એક એક ધર્મનો સ્વીકાર કર્યો છે. આપણા જ લોકોએ જે કોઈ ધર્મનો સ્વીકાર કર્યો, તે ધર્મ પરાયો ન જ રહી શકે. તે પણ આપણો જ થયો – એ ન્યાયે ઈસાઈ ધર્મ પ્રત્યે પણ આપણે આત્મીયતાની જ દૃષ્ટિ રાખવી રહી. કેટલાયે સારા સારા ઈસાઈ ધર્મવાળા પરદેશીઓએ આપણા દેશમાં આવી, આપણા લોકોની સેવા કરી છે. એમાંના એક સજ્જન, ધર્મનિષ્ઠ ડૉ. વિલિયમ રુધરફર્ડે આણંદમાં કેટલાંય વરસો સુધી આપણા લોકોની સેવા કરી છે. થોડાં વરસ થયાં, ભારતના બધા ધર્મોનો પરિચય મેળવવા માટે સ્નેહીઓને ભેગા કરવાની પ્રવૃત્તિ એમણે શરૂ કરી. એમાં, એમનું મારા પર આમંત્રણ આવવાથી, મને એમનો પરિચય થયો. એમની ધાર્મિકતા, પ્રભુનિષ્ઠા, નમ્રતા અને નિખાલસતા જોઈ હું તો એમના પર મુગ્ધ થયો. અને તેઓ તો આપણા આવા બધા લોકો ઉપર વારી જતા હતા જ. હાલ તેઓ સ્વદેશ (આયર્લૅંડ Ireland)

પાછા ગયા છે. છતાં પત્ર મારફતે તેમણે સ્નેહ કાયમ રાખ્યો છે. તેમના કાગળો ગુજરાતીમાં જ આવે છે. એમાં ભક્તિ અને ધર્મજિજ્ઞાસા — બંને સુંદર રીતે પ્રગટ થાય છે.

આણંદમાં રહી, વરસો સુધી લોકસેવા કરનાર ડૉ. વિલિયમ રુધરફર્ડની અને ઈશ્વરભાઈની ઓળખાણ અને દોસ્તી થઈ એમાં આશ્ચર્ય શું? ભાઈ રુધરફર્ડે, 'એમને ખૂબ ગમેલી એક ચોપડી, ઉપકુલપતિ ઈશ્વરભાઈને વાંચવા આપી, એમને એ એટલી ગમી કે એમણે તમામ ગુજરાતીઓને એનો સ્વાદ ચખાડવા માટે, એનું ગુજરાતી કર્યું. આ છે આ ચોપડીના પ્રકાશનનો ઈતિહાસ.

સામાન્ય લોકો પાપીઓનો, ગુનેગારોનો અને વંઠેલાઓનો તિરસ્કાર કરી ત્યાગ કરે છે. કેટલાક લોકો એમની વચ્ચે જઈ, ધર્મોપદેશ કરી પાછા આવે છે. કેટલાક એથીય આગળ જઈ, એમના ઉદ્ધારાર્થે ઈશ્વરની પ્રાર્થના કરે છે. પણ એવા દુર્દૈવી લોકોના દોષો પી જઈ, પ્રેમ અને સેવાથી એમને નવડાવી, કેવળ આત્મીયતાને જોરે, એમનાં હૃદયનું પરિવર્તન કરવાની હાડ ભીડનાર લોકો ઈસાઈ ધર્મમાં છે તેટલા બીજા ધર્મમાં હોય તો આપણે જાણતા નથી.

પણ આપણે આવી સરખામણી કરવા શા માટે બેસીએ? જ્યાં જે કાંઈ સદ્ગુણ દેખાય, નિષ્કામ સેવાનો ઉત્કર્ષ દેખાય, ત્યાંથી આપણે એ ઊંચકી લઈએ, અપનાવીએ અને આપણું જીવન ઉન્નત અને સમૃદ્ધ કરીએ. શુદ્ધ પ્રેમ અને નિષ્કામ સેવાની શક્તિ અમોઘ છે. એ કોઈ કાળે હારી નથી એ વિશ્વાસ અને એ બોધ આ વાર્તામાંથી આપણને મળે છે. એક વૈષ્ણવ ભક્તે સવાલ પૂછ્યો હતો કે માણસની પાપ કરવાની શક્તિ વધારે કે માણસનો ઉદ્ધાર કરવાની ભગવાનની અને ભગવદ્ભક્તોની શક્તિ વધારે? એ સવાલનો જવાબ આપણને આ વાર્તામાંથી મળે છે અને તેથી આપણી ભગવદ્ભક્તિ મજબૂત થાય છે. આ રોચક કથા ધાર્મિક વાચનમાં ઊંચે સ્થાને રખાય એવી છે.

આશા રાખું છું કે ઈશ્વરભાઈ (આ પુસ્તકના અનુવાદક) આનું હિંદી કરાવી એનો બહોળો પ્રચાર કર્યાનું શ્રેય મેળવી લેશે.

## ૪૫. 'બુદ્ધલીલાસારસંગ્રહ'

'બુદ્ધલીલાસારસંગ્રહ' એ ગ્રંથ પંડિત ધર્માનંદ કોસમ્બીએ પાલિગ્રંથોને આધારે મૂળ મરાઠીમાં લખેલો. ધર્માનંદજી વિદ્યાપીઠમાં જોડાયા તે પહેલાં જ મારા મિત્ર નીલકંઠ મશરૂવાળાએ એનો ગુજરાતી અનુવાદ કરી પ્રેમપૂર્વક પ્રજાને સોંપ્યો. આ અનુવાદે આપણા સમાજનાં સંખ્યાબંધ કુટુંબોને ધાર્મિક વાચન પૂરું પાડયું છે. બાળકોને તેમ જ સ્ત્રીપુરુષોને ઉચ્ચ સંસ્કારો આપવા માટે દરેક કુટુંબમાં રોજ નિયમિત વાચન રાખવાની પ્રથા જૂના કાળમાં હતી. હમણાંના જાગૃત કાળમાં એ પ્રથાનો પુનરુદ્ધાર થયો

છે અને એથી સંસ્કારો ખીલવતું વાચન વધુ અને વધુ શોધવા તરફ લોકોની પ્રવૃત્તિ દેખાઈ આવે છે. આ અનુવાદ મૂળ વિદ્યાપીઠના પુરાતત્ત્વ મંદિરે છાપ્યો હતો. તે વખતે એની કિંમત અઢી રૂપિયા રાખવી પડી હતી. ગુજરાતી પ્રજામાં આ ગ્રંથને એટલો બધો આવકાર મળ્યો છે કે, એની બીજી આવૃત્તિ કાઢી તે ગરીબમાં ગરીબ ઘરમાં પણ પહોંચી શકે એવી ગોઠવણ કરવાની આવશ્યકતા જણાઈ; એટલા માટે જ આ ગ્રંથ વિદ્યાપીઠ તરફથી નવજીવન પ્રકાશન મંદિરને સોંપવામાં આવ્યો અને એ મંદિરે એની કિંમત ઘટાડી, પરવડે કે ન પરવડે, એ આઠ આનામાં આપવો જ એવો નિશ્ચય કર્યો. જે ગ્રંથની પ્રથમ વાચકવર્ગે કદર કરી તેની પ્રકાશન મંદિરે આ રીતે પોતા તરફથી કદર કરી નવા વાચક-વર્ગને એની વિશેષ કદર કરવા આમંત્રણ આપ્યું છે. લોકોને મોઢે રમનાર ગ્રંથોનું નામ જેમ બને તેમ ટૂંકું હોવું જોઈએ, એ આદર્શ નજર આગળ રાખી આ બીજી આવૃત્તિમાં એનું નામ 'બુદ્ધલીલા' એવું ટૂંકાવવાની હિંમત કરી છે. આ બીજી આવૃત્તિ વખતે ધર્માનંદજીએ આખી ચોપડી ઉપર નજર ફેરવી છે અને જ્યાં જરૂર જણાઈ ત્યાં ફેરફાર કરાવ્યા છે. ભાષાની દૃષ્ટિએ અધ્યાપક નગીનદાસ પારેખે જોઈતા સુધારા કરી આપ્યા છે.

આજના જમાનાને ધર્મમંથનકાળ તરીકે આપણે ઓળખી શકીએ છીએ. આપણાં આ ત્રીસપાંત્રીસ વરસમાં હિંદુ ધર્મનું નવી અને વ્યાપક દૃષ્ટિએ અધ્યયન થવા લાગ્યું છે. એ જ કુટુંબની જૈન અને બૌદ્ધ એ શાખાઓના અધ્યયનમાં પણ લોકોનો રસ વધવા લાગ્યો છે. ઈસ્લામ અને વિશ્વાસી ધર્મ પણ હવે આપણને પહેલાં જેટલા પારકા લાગતા નથી. અંકાયેલા બધા ધર્મો પ્રત્યે સદ્ભાવ અને સમભાવ જાળવતાં આપણે શીખ્યા છીએ. પણ શ્રદ્ધા અને આદર-પૂર્વક અન્ય ધર્મોનું અધ્યયન કરવાથી સ્વધર્મ પ્રત્યેની નિષ્ઠા ઘટતી નથી, પણ ઊલટી વધે જ છે અને વિશુદ્ધ થાય છે, એનો હવે આપણને અનુભવ થવા લાગ્યો છે. જે ધર્મ પોતાનો નથી તે પાખંડ છે, તેનું અધ્યયન સરખું ન કરાય; જે અધ્યયન કરે તે ધર્મભ્રષ્ટ થાય છે, નરકે જાય છે, એ જાતની બીકણ માન્યતા બધા જ ધર્મના લોકો ધીમે ધીમે ખેરવવા લાગ્યા છે, અને પડોશના બધા ધર્મોનું જેને જ્ઞાન નથી તે ધર્મજ્ઞ નથી, સંસ્કારી નથી, એ જાતની માન્યતા હવે વધવા લાગી છે.

અનેક ધર્મોના આ આદરયુક્ત અધ્યયનમાંયે બૌદ્ધ ધર્મનું સ્થાન વિશેષ છે. ભગવાન બુદ્ધે એમના વખતના અનેક પંથોનો અભ્યાસ કર્યો હતો, એમની સાધનાનો અનુભવ કર્યો હતો, અનુભવથી એમણે જોયું કે નકામી ચર્ચા, નકામા કાગકલેશ અને નકામી હરીફાઈ ધર્મમાં ઘૂસી ધર્માનુભવને ગૂંગળાવી નાખે છે. ધર્મનો મૂળ ઉદ્દેશ જ લોકો ભૂલી ગયા છે. એટલે એમણે પોતાની શુદ્ધ દૃષ્ટિથી અને નાજુક કુનેહથી એ બધા ઝઘડાઓ ટાળ્યા અને મૂંઝાયેલા લોકોને માટે જીવનની ગૂંચો ઉકેલી શકે એવો રોકડો ધર્મ ગોઠવી આપ્યો, તાર્કિક અને દાર્શનિક ચર્ચાના મોહમાં તેઓ ઓછામાં ઓછા ફસાયેલા દેખાય છે. પરલોક વિશેની જાતજાતની

કલ્પનાઓ ઉપર તેમણે પોતાનો ધર્મ રચ્યો નથી. આત્મા-પરમાત્માના બ્રહ્મ-ગોટાળામાંથી પણ તેઓ આબાદ બચ્યા છે. એમણે તો જીવનનું ખરેખરું રહસ્ય શું છે એ શોધવાનો જ પ્રયત્ન કર્યો. જીવતરની સફળતા શામાં રહેલી છે, જીવનમાં શું કેળવવા જેવું છે, શું મેળવવા જેવું છે, શું ત્યાગવા જેવું છે, કઈ વૃત્તિ ધારણ કરીને જીવનનો વ્યવહાર ચલાવવાનો છે, એ બધું સમજી સમજાવવા માટે જ બુદ્ધનો સર્વ પ્રયાસ હતો અને તેથી જ જીવનધર્મી મનુષ્યસમાજને બુદ્ધના ઉપદેશ પ્રત્યે આટલું આકર્ષણ છે.

પાશ્ચાત્ય દેશોમાં પણ જાતજાતના વહેમોથી અકળાયેલા, તત્ત્વજ્ઞાનની દાર્શનિક જાળમાં ગૂંગળાયેલા અને ધર્મતંત્રના અધિકારપાશમાં જકડાયેલા લોકોને બૌદ્ધ ધર્મની યુક્તિયુક્તતા, બુદ્ધિગ્રાહ્યતા, સરળતા અને સ્વતંત્રતા જોઈને મોક્ષ મેળવ્યા જેટલો આનંદ થાય છે. બુદ્ધનો ઉપદેશ જેટલો ભવ્ય છે એટલી જ એમની જીવનકથા રોચક અને અદ્‌ભુત રસપૂર્ણ છે. 'કલ્યાણો ધમ્મો' એ એક સૂત્રમાં જ બુદ્ધ ભગવાનની ધાર્મિક વૃત્તિનો સાર આવી જાય છે.

કેટલાક લોકોને બૌદ્ધ ધર્મની ભૂમિકા સર્વોચ્ચ નથી લાગતી. વિવિધ ધર્માનુભવ માટે એ અધૂરી જેવી લાગે છે. પણ તેમને માટે પણ ધર્મવિચારણાના પાયા તરીકે બૌદ્ધ ધર્મ જ સવિશેષ અનુકૂળ જણાય છે. ધર્મરહસ્યનું ઊંડું ચિંતન કરનાર લોકો સ્વીકારે છે કે, બુદ્ધનો ઉપદેશ અન્ય ધર્મને માટે વિરોધરૂપ કે વિઘ્નરૂપ તો નથી જ. બૌદ્ધ લોકોએ દેશમાં અનેક ભ્રમ પેદા કરી ધર્મનિષ્ઠ પ્રજાને આડે રસ્તે ઘેરી, એવી લૌકિક માન્યતા આપણા દેશમાં ઘણા કાળ સુધી ચાલી. શંકરાચાર્યે સમાજને બચાવ્યો ન હોત તો બૌદ્ધોની જાળમાં ફસાઈ આખી પ્રજા ધર્મભ્રષ્ટ થઈ હોત, એમ પણ જૂની પરંપરાને વળગી રહેનારા લોકોની માન્યતા છે. અને છતાં ક્રાંતદર્શી ધર્મકારોએ જૂના કાળથી જ બુદ્ધને નવમા અને નવા અવતાર તરીકે સ્વીકારેલા હોવાથી એમને એ અવતારનું પ્રયોજન સમજાવતાં કેટલાયે આડાઅવળા કૂદકા મારવા પડ્યા હતા. લોકોમાં ભ્રમ પેદા કરવા માટે જ ભગવાને એ અવતાર ધારણ કર્યો હતો, એમ કહેતાં પણ લોકોએ સંકોચ ખાધો ન હતો. ગીતામાં ભગવાનના અવતારનું પ્રયોજન સ્પષ્ટ બતાવેલું હોવાથી, પોતાની માન્યતા અથવા પોતાની મીમાંસા ભગવદ્‌ગીતાની મીમાંસાથી વિરુદ્ધ જાય છે એનો પણ તેઓ ખ્યાલ કરતા ન હતા. હવે એ વહેમી માન્યતા મોટે ભાગે નીકળી ગઈ છે. ભારતવર્ષની ધર્મજીવનની પરંપરામાં બુદ્ધ ભગવાનને સીધું, સ્વાભાવિક અને મહત્ત્વનું સ્થાન છે, એમ હવે આપણે સમજતા થયા છીએ. 'બુદ્ધલીલા'ના અધ્યયનથી વાચકને સહેજે ખાતરી થશે કે, બુદ્ધ ભગવાનની શિખામણ આજના યુગને વિશેષ રીતે પોષક છે. બુદ્ધ ભગવાન આ યુગના અવતાર છે, એમ હિંદુસ્તાન બહારના અનેક તત્ત્વનિષ્ઠ ધર્મપ્રેમીઓ મુક્તકંઠે કહે છે.

બુદ્ધના પૂર્વજન્મની જે કથાઓ બૌદ્ધ લોકોએ પાછળથી જોડી કાઢી તેનું દિગ્દર્શન આ ગ્રંથના પ્રથમ ભાગમાં છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ કથાઓને કોઈ

કલ્પનાઓ ઉપર તેમણે પોતાનો ધર્મ રચ્યો નથી. આત્મા-પરમાત્માના બ્રહ્મ-ગોટાળામાંથી પણ તેઓ આબાદ બચ્યા છે. એમણે તો જીવનનું ખરેખરું રહસ્ય શું છે એ શોધવાનો જ પ્રયત્ન કર્યો. જીવતરની સફળતા શામાં રહેલી છે, જીવનમાં શું કેળવવા જેવું છે, શું મેળવવા જેવું છે, શું ત્યાગવા જેવું છે, કઈ વૃત્તિ ધારણ કરીને જીવનનો વ્યવહાર ચલાવવાનો છે, એ બધું સમજી સમજાવવા માટે જ બુદ્ધનો સર્વ પ્રયાસ હતો અને તેથી જ જીવનધર્મી મનુષ્યસમાજને બુદ્ધના ઉપદેશ પ્રત્યે આટલું આકર્ષણ છે.

પાશ્ચાત્ય દેશોમાં પણ જાતજાતના વહેમોથી અકળાયેલા, તત્ત્વજ્ઞાનની દાર્શનિક જાળમાં ગૂંગળાયેલા અને ધર્મતંત્રના અધિકારપાશમાં જકડાયેલા લોકોને બૌદ્ધ ધર્મની યુક્તિયુક્તતા, બુદ્ધિગ્રાહ્યતા, સરળતા અને સ્વતંત્રતા જોઈને મોક્ષ મેળવ્યા જેટલો આનંદ થાય છે. બુદ્ધનો ઉપદેશ જેટલો ભવ્ય છે એટલી જ એમની જીવનકથા રોચક અને અદ્‌ભુત રસપૂર્ણ છે. ‘कल्याणो धम्मो’ એ એક સૂત્રમાં જ બુદ્ધ ભગવાનની ધાર્મિક વૃત્તિનો સાર આવી જાય છે.

કેટલાક લોકોને બૌદ્ધ ધર્મની ભૂમિકા સર્વોચ્ચ નથી લાગતી. વિવિધ ધર્માનુભવ માટે એ અધૂરી જેવી લાગે છે. પણ તેમને માટે પણ ધર્મવિચારણાના પાયા તરીકે બૌદ્ધ ધર્મ જ સવિશેષ અનુકૂળ જણાય છે. ધર્મરહસ્યનું ઊંડું ચિંતન કરનાર લોકો સ્વીકારે છે કે, બુદ્ધનો ઉપદેશ અન્ય ધર્મને માટે વિરોધરૂપ કે વિઘ્નરૂપ તો નથી જ. બૌદ્ધ લોકોએ દેશમાં અનેક ભ્રમ પેદા કરી ધર્મનિષ્ઠ પ્રજાને આડે રસ્તે ઘેરી, એવી લૌકિક માન્યતા આપણા દેશમાં ઘણા કાળ સુધી ચાલી. શંકરાચાર્યે સમાજને બચાવ્યો ન હોત તો બૌદ્ધોની જાળમાં ફસાઈ આખી પ્રજા ધર્મભ્રષ્ટ થઈ હોત, એમ પણ જૂની પરંપરાને વળગી રહેનારા લોકોની માન્યતા છે. અને છતાં ક્રાંતદર્શી ધર્મકારોએ જૂના કાળથી જ બુદ્ધને નવમા અને નવા અવતાર તરીકે સ્વીકારેલા હોવાથી એમને એ અવતારનું પ્રયોજન સમજાવતાં કેટલાયે આડાઅવળા ફૂદકા મારવા પડ્યા હતા. લોકોમાં ભ્રમ પેદા કરવા માટે જ ભગવાને એ અવતાર ધારણ કર્યો હતો, એમ કહેતાં પણ લોકોએ સંકોચ ખાધો ન હતો. ગીતામાં ભગવાનના અવતારનું પ્રયોજન સ્પષ્ટ બતાવેલું હોવાથી, પોતાની માન્યતા અથવા પોતાની મીમાંસા ભગવદ્‌ગીતાની મીમાંસાથી વિરુદ્ધ જાય છે એનો પણ તેઓ ખ્યાલ કરતા ન હતા. હવે એ વહેમી માન્યતા મોટે ભાગે નીકળી ગઈ છે. ભારતવર્ષની ધર્મજીવનની પરંપરામાં બુદ્ધ ભગવાનને સીધું, સ્વાભાવિક અને મહત્ત્વનું સ્થાન છે, એમ હવે આપણે સમજતા થયા છીએ. ‘બુદ્ધલીલા’ના અધ્યયનથી વાચકને સહેજે ખાતરી થશે કે, બુદ્ધ ભગવાનની શિખામણ આજના યુગને વિશેષ રીતે પોષક છે. બુદ્ધ ભગવાન આ યુગના અવતાર છે, એમ હિંદુસ્તાન બહારના અનેક તત્ત્વનિષ્ઠ ધર્મપ્રેમીઓ મુક્તકંઠે કહે છે.

બુદ્ધના પૂર્વજન્મની જે કથાઓ બૌદ્ધ લોકોએ પાછળથી જોડી કાઢી તેનું દિગ્દર્શન આ ગ્રંથના પ્રથમ ભાગમાં છે. ઐતિહાસિક દૃષ્ટિએ એ કથાઓને કોઈ

અડગ રાખી એણે ધર્મપરિવર્તન કેમ થવાનું છે એ વિશે અત્યંત સ્પષ્ટ અને અસરકારક વિવેચન કર્યું છે. આખી ચોપડીમાં આ જ ભાગ સૌથી સરસ નીવડ્યો છે. નિષ્કામ કર્મ અને અનાસક્તિનો આપણો સિદ્ધાંત કેટલો વ્યાપક અને તારક છે, એ એમણે એમાં બતાવ્યું છે જ. પણ ધર્મો જો આટલું નવજીવન બતાવી ન શકે તો જૂના કચરાની પેઠે એમને ઉકરડા ઉપર જ જવું પડવાનું છે, એ પણ એમણે નીડરપણે જાહેર કર્યું છે.

વાત એમ છે કે, કુદરત ક્રાંતિ અને ઉત્ક્રાંતિ એટલે કે ક્રમવિકાસ બંને સાધનો વાપરવામાં નિષ્પક્ષ છે. અમુક હદ સુધી તો ક્રમવિકાસથી જ કુદરત કામ લે છે, અને પછી જ્યારે એ વિકાસમાં સ્થિરતા આવી જાય છે, અને મનુષ્યજીવન સંસ્થાના કાયમના બંધનમાં જકડાઈ પડે છે, ત્યારે એ કવચ તોડવાની પણ કુદરતને જરૂર જણાય છે. દરેક ઝાડમાં જુઓ, જમીનમાંથી જીવનરસ લઈ તે પરિપુષ્ટ થાય છે. એ જીવનરસના રક્ષણને અર્થે દરેક ઝાડને મજબૂત કવચ (છાલ) ધારણ કરવું પડે છે; પણ એ જ કવચ જ્યારે ઝાડના વિકાસને અટકાવે છે, ત્યારે કુદરત શિયાળો આણી ઝાડની એ ચામડીને તડ પાડે છે, જાણે ઝાડના ગાલ બાળકોના ગાલની પેઠે કરકરિયા કરે છે, અને નવા વિકાસ માટે અવકાશ કરી આપે છે. મનુષ્યસમાજનું પણ એવું જ છે. આવી રીતે સ્થિર થયેલી સંસ્થાઓ તોડી નાખવા માટે સામાજિક અને માનસિક યુદ્ધો પેદા કર્યા વગર કુદરતનું ચાલતું જ નથી. જો કસહીન થયેલી ભૂમિમાં નવો કાંપ ફેલાવવો હોય તો નાઈલ, બ્રહ્મપુત્રા કે મહાનદીમાં રેલ આણ્યે જ છૂટકો. ક્ષેમપરાયણ (કૉન્ઝરવેટિવ) માણસને થાય છે કે જળપ્રલય થયો, બધું ડૂબી ગયું, હવે કશું રહ્યું નથી. પણ એ પ્રલયનાં પાણી જ્યારે ઓસરી જાય છે ત્યારે, એ જ માણસ નવી ખેતી અને નવી સમૃદ્ધિ માટે તૈયાર થઈ જાય છે. શિકારી સંસ્કૃતિ, હિંસાયુદ્ધો અને હરીફાઈની જીવનવ્યવસ્થાનો હવે અંત આવવા લાગ્યો છે. પોતાના બોજા તળે એ સંસ્કૃતિ દબાઈ ગઈ છે. પોતાને પાપે એની ધૃતિ ('કોહીઝન') નષ્ટ થવા લાગી છે અને હવે सर्वतः संप्लुतोदके એવી એકતા દુનિયામાં આવવા લાગી છે. પણ એ કાંઈ મનુષ્યસમાજની અંતિમ સ્થિતિ નથી. આ ભૂકંપ જેવા નવા ખેડાણ પછી નવી રચના, નવી ખેતી, અને એમાંથી મળતી નવી સમૃદ્ધિ માટે આપણે તૈયાર થવું જોઈએ. એને માટે જૂનાનું આકલન અને નવાની સમજણ એ જ સૌથી મહત્ત્વનું કામ છે. દુનિયાની શક્તિ, માણસજાતની શક્તિ તો પાર વગરની વધી છે, એના પ્રમાણમાં સજ્જનતા વધી નથી; શક્તિનું સામ્રાજ્ય ફેલાયું છે, પણ શક્તિનો શિવ સાથે મંગલ વિવાહ થયો નથી; એટલે આજની દુનિયા મૂંઝાય છે. જ્યારે શિવનો અવતાર થશે અને શક્તિ પોતાનું સર્વસ્વ શિવને ચરણે અર્પણ કરશે, ત્યારે નવી સંસ્કૃતિનો કુમારસંભવ થશે. અત્યારે તો દુનિયામાં શિવનું નહીં પણ કાલીમાતાનું તાંડવ-નૃત્ય ચાલી રહ્યું છે, અને શિવ એના પગ તળે કચરાઈ ગયો છે. હવે પછીનો અધ્યાય કેવો થશે એ જાણવા માટે આ ચોપડી આપણને ઘણી મદદ કરશે.

બધા જ ધર્મો આજે અપ્રતિષ્ઠિત થયા છે. ધર્મગ્રંથોના પ્રામાણ્યને કેટલાક લોકો ભલે વળગી રહે. પણ એ વસ્તુ હાસ્યાસ્પદ થઈ છે. માણસની અત્યાર સુધીની ઈશ્વર વિશેની કલ્પના પણ હવે ફેંકી દીધે જ છૂટકો. માણસજાતનો બાલ્યકાળ હવે પૂરો થયો છે. હમણાં ગધ્ધાપચીસી પ્રવર્તે છે. એમાંથી ઊગરી ગયા પછી જ માણસજાત ડહાપણભર્યો ઘરસંસાર શરૂ કરશે. એ માટેની શિખામણ આપનાર આ ચોપડી નવયુવકોની કેળવણીમાં આવશ્યક સ્થાન લે એમ ઇચ્છું છું.

આજની મનુષ્યજાતિની સંસ્કૃતિ, એના ગુણદોષો અને ભવિષ્યની દિશાનું વિવેચન કરનાર ગ્રંથો આજકાલ ઘણા લખાય છે, પણ એમાંયે કેટલાક વિશેષ અધિકારી કલમથી લખાયેલા છે. અને જે લોકો ભારેમાં ભારે વિચાર સહેલી ભાષામાં લખી શકે છે તેમના ગ્રંથો મનન માટે વિશેષ ઉપયોગી હોય છે. મારી ભલામણ છે કે, અંગ્રેજી જાણનાર નવયુવકોએ આ દૃષ્ટિએ પોતાના વિચારો ખીલવવા માટે ડિકિન્સનના 'મૉર્ડન સિમ્પોઝિયમ'થી પ્રારંભ કરવો. એની અંદર ઇંગ્લંડમાં જે ભિન્ન ભિન્ન રાજદ્વારી પક્ષો છે, તેમના પાયામાં કયા તાત્ત્વિક વિચારો કામ કરી રહ્યા છે, તે બહુ ટૂંકા શબ્દોમાં સ્પષ્ટ કર્યું છે. ત્યાર પછી રાધાકૃષ્ણન્‌ની પ્રસ્તુત ચોપડી ધ્યાનપૂર્વક વાંચી લેવી. આ બે ચોપડી વાંચ્યા પછી આયર્લૅન્ડના સંસ્કૃતિ-સમર્થ રાષ્ટ્રસેવક અને કવિ એ. ઈ.ની 'ધ ઇન્ટરપ્રીટર્સ' એ ચોપડી વાંચવી. ભગવદ્‌ગીતાનો સંવાદ જેમ રણભૂમિ ઉપર ગીતાકારે ગોઠવ્યો છે, તેમ જ 'ઇન્ટર-પ્રીટર્સ' એ ચોપડીમાં આવેલો ભવ્ય સંવાદ વિશ્વક્રાંતિના એક કાવતરાના સ્ફોટના વાતાવરણમાં ગોઠવાયો છે. એટલે ગોઠવણી તેમ જ વિચારણાની દૃષ્ટિએ એ આખું લખાણ ભવ્ય અને અદ્વિતીય થયું છે, એમ કહી શકાય. સાહિત્યવિષયક છીછરી લવરી કરનાર અને પ્રેમના છીછરા પ્રસંગોમાં ચિત્તને અસ્વસ્થ કરી મૂકનાર ચોપડીઓ પાછળ કૉલેજના કીમતી દિવસો બગાડવા કરતાં આવી પાંચ-દસ ચોપડીઓનું જો વિદ્યાર્થીઓ સંગીન અધ્યયન કરે, તો તેઓ વધારે સારી ઊંચી કેળવણી પામશે, એવો મારો દૃઢ અભિપ્રાય છે. સાચા અધ્યાપકો આવી જ એકાદ સારી અને અનેક વિષયોના પાયાના વિચારોની મીમાંસા કરતી ચોપડીનો આધાર લઈ એની આસપાસ પોતાની બધી અધ્યાપનકળા ઠાલવે છે, અને વિદ્યાર્થીને જીવનયાત્રાના પ્રારંભમાં કીમતીમાં કીમતી જીવનપાથેય (ભાથું) બાંધી આપે છે, અને પછી આશીર્વાદ આપે છે :

शिवास्ते पन्थान: सन्तु ।

૭–૧–'૩૮

---